પુસ્તક ૧૬ ]
# ગુજરાત
[ અંક ૧.

## જન્માષ્ટમી અંક



## અનુક્રમણિકા




| | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | યાચના | શ્રી. રા. જ. | ૧ |
| ૨ | મહાત્માજીનો પત્ર | મહાત્મા ગાંધી | ૨ |
| ૩ | સત્યાગ્રહ અને સાહિત્ય | રા. નગીનદાસ નિ. માસ્તર | ૪ |
| ૪ | અભિનંદનના બે શબ્દો | પ્રો. આનંદશંકર ધ્રુવ | ૯ |
| ૫ | ચિ. કનુભાઈ | દિ. બા. કૃષ્ણલાલ ઝવેરી | ૧૦ |
| ૬ | ઊર્મિ મંદિર અને યાત્રાએ | રા. કનૈયાલાલ મુનશી તથા સૌ. લીલા મુનશી | ૧૨ |
| ૭ | રાધા | રા. અંબાલાલ પુરાણી | ૨૧ |
| ૮ | શેલીનો જીવન સંક્ષેપ | રા. ફિરોજશાહ રુસ્તમજી મહેતા | ૨૮ |
| ૯ | પુરાતન આર્યોનું ધ્રુવ પ્રદેશોમાં રહેઠાણ | રા. અમૃતલાલ વસાવડા | ૩૪ |
| ૧૦ | "ઉષા દર્શન" એક પરિચય | રા. મંજુલાલ મજમુદાર | ૪૩ |
| ૧૧ | ભાઈ મુનશી : કર્મવીર | રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા | ૪૯ |
| ૧૨ | વચનની પૂર્ણાહુતિ | રા. ભાણુ મોતીલાલ મજમુદાર | ૫૩ |
| ૧૩ | શ્રી. કનૈયાલાલ મુનશીનો કારાગૃહવાસ | રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ | ૬૧ |
| ૧૪ | આશા | રા. રમણલાલ પી. ભટ્ટ | ૬૬ |
| ૧૫ | રા. કનુ મુનશી | રા. અંબાલાલ પુરાણી | ૬૭ |
| ૧૬ | જીવનનાં દાન | રા. "કાન્ત કાળો" | ૭૨ |
| ૧૭ | એક અલ્પ સ્મરણ | રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ૮૦ |
| ૧૮ | અર્ચના | રા. પુરુષોત્તમ ભીમજી ચૌહાણ | ૮૩ |
| ૧૯ | નાકરે યુગના કવિઓ તથા તેમની કૃતિઓ | રા. ક. મા. મુનશી તથા રા. જ્યો. ક. શે | ૮૭ |

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત રાધાભા- આણંદજી ચાવડા
તરફથી નાવનય સપ્રેમ ભેટ.






ત્રૈમાસિક

પુસ્તક ૧૬ આષાઢ. ૧૯૮૬ અંક ૧

## યાચના

લેખકઃ રા. જ.

છાઈ ભારતમાતમાં ઘનઘટા કૈં કૈં અધર્મોતણી,
તે જેણે નિજ શૌર્યના પવનને પ્રેરી વિખેરી દીધી;
ખેલ્યા રાસ વિલાસ રંગભરિયા કુંજે નિકુંજે સદા,
પ્રેર્યાં વીર્ય અમોઘ નિર્બલ ઉરે ગાઈ અનેરી ગીતા;
જેની કોમલ બંસીની અવનવી સુરાવલિને સુણી,
ગાંડી ઘેલી બની વને ઉપવને ગોપાંગનાઓ ભમી;
પ્રેરી માનવબાલના હૃદયમાં ભક્તિતણી જ્યોતને,
દેખી રમ્ય પ્રભા કંઈ જગતની અંધારગુહા વીંધી;
દીધાં મર્ત્ય અમર્ત્ય જ્ઞાનરસનાં પીયૂષપાનો દઈ,
દર્શાવ્યા પથ શાંતિના, પ્રણયના, સ્વાતંત્ર્યની સિદ્ધિના;
તે શ્રી મોહન વિશ્વનો, -રસિકનો—યોગીતણો અમણી,
ટાળો તાપ અમાપ આ જનનીના, દો મુક્તિ શાંતિભરી !

# મહાત્માજીનો પત્ર

ભાઈશ્રી મુનશી.

જાનકીનાથ એ જાણી ન શક્યા કે પ્રાતઃકાળે શું થશે. તો આપણું શું ગજું? તમે ભરૂચ જશો ને વળતાં મળશો એમ મેં લખ્યું હતું. હવે! પણ તમારા ગ્રહ બળવાન છે. કેવા નસીબદાર? વકીલાત છોડીને તુરત, પકડાયા! હવે લીલાવતી બેનડો બોજો ઉંચકશે કે?

તા. ૨૨–૪–૩૦

મોહનદાસના

વં. મા.

# સત્યાગ્રહ અને સાહિત્ય.

## શ્રીયુત કનૈયાલાલ મા. મુનશી

લેખકઃ રા. નગીનદાસ ત્રિ. માસ્તર
સભ્ય, સાહિત્ય સંસદ.

હીંદના ઇતિહાસમાં છઠ્ઠી એપ્રિલનો દિવસ ચિરસ્મરણીય રહેશે. સત્યાગ્રહના—અહિંસાના—યુદ્ધના મંડાણનો એ દિવસ હતો. બહુજ થોડાને



શ્રી. કનૈયાલાલ મુનશી

પરિચિત, જુજ વસ્તીવાળા અને ત્યાર પહેલાં જેને થોડાકજ જાણતા હતા તેવા નાના દાંડી ગામમાં તે દિવસે આખા જગતમાં જેનું નામ ક્ષણેક્ષણે જનતાને મોંએ છે એવા પુણ્યચરિત મહાત્મા ગાંધી—આપણા "બાપુ" એ કેટલાએ દશકાથી લોકોને પીડી રહેલા મીઠાના કાયદાને તોડવાની શરુઆત કરી અહિંસાની લડતનો પ્રથમ મહામંત્ર ઉચ્ચાર્યો. તરતજ એની ઘોષણા આખા હીંદમાં તે પ્રભાતે ગાજી રહી. ઠેરઠેર એનો પડઘો પડયો. સંગ્રામના શંખો ફુંકાયા.

આ લડતનું મંડાણ છઠ્ઠી એપ્રિલને દિને થયું ખરું, પણ એના મોરચા તો ત્યાર પહેલાં-નાજ નંખાયા હતા. હીંદમાં દરેક હૃદયમાં સ્વતંત્રતાની ધગશ ધગધગી રહી હતી. હીંદમાં પ્રધાનપણે માન્ય મહાસભાએ ૧૯૨૮ના ડિસેમ્બર માસમાં પ્રતિજ્ઞા કરી હતી કે ૧૯૨૯ના વર્ષના અંતે જો "ડુમિનિયન સ્ટેટસ" નહીં આપવામાં આવે તો કેવળ સંપૂર્ણ સ્વતંત્રતા એજ મહાસભાનું ધ્યેય રહેશે અને સંપૂર્ણ સ્વતંત્રતા એજ અંતિમ હેતુથી લડત લડાશે. દેશમાં કાંઇક ડરપોક શંકાશીલ લોકો આ ઠરાવ પર હસતા હતા અને અનેક ટીકાઓ તે પર થઇ હતી. પરંતુ લોર્ડ ઇર્વિન અને બીજા કેટલાક ડાહ્યા મુત્સદ્દીઓને મહાસભાના આ ઠરાવ અને પ્રવૃતિમાં ઉંડાણ લાગ્યું. સાઇમન કમિશનનો પ્રજા તરફથી સર્વત્ર બહિષ્કાર આવતા ભયના ચિન્હરૂપ એમને લાગ્યો અને હીંદમાં રાજકીય સ્થિતિ શી હતી તે બરોબર સમજાવવા અને પ્રજાકીય માંગણીના સ્વીકાર સંબંધે બને એટલું કરવાને લોર્ડ ઇર્વિન રજા

લઇને ઈંગ્લાંડ ગયા. ત્યાંથી આવીને કેટલીક જાહેર ઉચ્ચારણો કરી. પ્રજાના કેટલાક વિભાગમાં ખુશી ફેલાઇ ગઈ, પ્રશંસાઓ થઇ અને એ રાજનીતિ પરત્વેના સંતોષ દર્શાવનારી વિચારો અને કેટલાક ઇન્ડિપેંડંટો તરફથી પણ બહાર પડી. પરંતુ આગળ એવા અનેક પ્રસંગેથી એવી રીતે ઠગાએલા હોવાથી મહાસભાના નેતાઓને આ સર્વ તરફ શંકાજ રહી. અનેક વાટાઘાટ અનેક દિશામાં થઈ. અંતમાં મહાત્માજી અને બીજા અને લોર્ડ ઇર્વિન મળ્યા. તેમાં મહાત્માજીને પોતાની શંકા ખરી લાગી, ખરી સ્થિતિ સમજાઈ અને ૧૯૨૯ ની લાહોરની યાદગાર કોંગ્રેસમાં ઠર્યું કે સરકારને અપાએલી મુદત પુરી થઇ હોવાથી અને તે દરમ્યાન ગઈ મહાસભાનો ઠરાવ પળ્યો નહીં હોવાથી સંપૂર્ણ સ્વતંત્રતા એજ આપણી લડતનું ધ્યેય છે. એ લડતની જમાવટ માટે—એની જરૂરતના ગોઠવવા માટે શું કરવું તે મહાત્માજીએ વિચારી પ્રજા સમક્ષ મૂકવાનું નક્કી થયું. મહાત્માજીએ મીઠાનો કાયદો તોડીને આ લડતની શરૂઆત કરવાનું નક્કી કર્યું અને છઠ્ઠી એપ્રિલનો દિવસ તે માટે નિર્માણ થયો, તે પહેલાં પ્રજાને એ લડતની સમજ માટે કેળવણી માટે, પોતાના આશ્રમમાંના સખ્ત સંયમી અને કેળવાએલા ૭૮ સૈનિકો સાથે તા. ૧૨ મી માર્ચે આશ્રમમાંથી કુચ કરી. છઠ્ઠી એપ્રિલ એટલેજ એ દિવસ પણ હીંદના ભાવિ ઘડતર માટે અગત્યનો રહેશે. એ દિવસે શરૂ થએલી આ કુચે હાલમાં ચાલી રહેલી લડતની તૈયારીનો પાયો નાખ્યો અને એ કુચના કદમે કદમે વીજળીની ત્વરાથી એ લડત અનેક ગણું જોર મેળવતી ગઇ. મીઠાનો કાયદો ડગલે ને પગલે તોડવા માંડયો. તેના જંગમાં પ્રજા ઓતપ્રોત બની સામેલ થઇ ગઇ અને "નીમકકા કાયદા તોડ ડાલા" એ, આ લડતના પ્રથમ મહામંત્ર તરીકે નાના મોટાને



શ્રી. લીલાવતી મુનશી

મોઢે ઉચ્ચારાવા માંડયો. મુંબઇમાં અને બીજે ઠેકાણે દરીઆથી પાણી લાવીને, મીઠું પકાવીને કેટલાએ વર્ષોથી ઘર ઘાલી બેઠેલા આ કાયદાને લોકો તોડતા અને અનેક ટોળાઓ તેમ કરીને નવા "નીમકકા કાયદા તોડ ડાલા" એમ જોમથી

ઉચ્ચાર કરીને લડતમાં પોતાની અંતઃકરણની જોશભરી ધગશવાળી સામેલગીરી દર્શાવતા સ્વતંત્રતા માટેની મહાસભાએ આદરેલી આ લડત કેવળ આમ પ્રજામાંજ અટકી નહીં. મીઠાના કાયદાનો ભંગ એ તો માત્ર નિમિત્ત હતું એની પછવાડે તો સ્વતંત્રતાની પ્રાપ્તિનું અણમોલું ધ્યેય હતું—દરેક પરતંત્રતા, આર્થિક વિનાશ



શ્રી. અમૃતલાલ શેઠ

સર્વેને સાલતા તો હતાજ. તેમાં આ પ્રસંગ ઘડાયો. સંસ્કારી હૃદયોને લડતનો સ્પર્શ થયો અને સાહિત્યનું ક્ષેત્ર પણ એનાથી બચ્યું નહી. લડતની શરુઆત પછી બારજ દિવસમાં સાહિત્ય સંસદના અને "ગુજરાત"ના આત્મા કનૈયાલાલ મુનશીએ આ લડતમાં જોડાવાનો નિશ્ચય જાહેર કર્યો. બાર લાઈબ્રેરીમાં રોજ આ લડત વાતનો મુખ્ય વિષય હતી અને છે અને ત્યાં રા. મુનશીએ હકીકત જાહેર કરતાં એમને અભિનંદન અને ધન્યવાદ અપાયાં. રા. મુનશીની પ્રકૃતિ પ્રમાણે નિશ્ચય કર્યો તેવોજ અમલમાં મુકવાનો પ્રબંધ પણ તેણે કરી દીધો. તે વખતે એક મોટા અગત્યના મુકરદમામાં એ રોકાએલા હતા તેથી મહાત્માજીને એમણે લખી દીધું કે તા. ૨૦ મી એપ્રિલથી પોતે લડતમાં જોડાશે.

રા. મુનશીનો નિશ્ચય જાહેર થતાં કાંઇક વાતો થવા લાગી. કોઇએ યશોભિલાષાને આ નિશ્ચયનું કારણ માન્યું; અને કોઇએ ત્યાર પહેલાંનો રા. મુનશીના કોંગ્રેસના કેટલાક સિદ્ધાંતો સાથેના મતભેદનો અને આ પગલાનો સમન્વય સમજાતો નથી એમ કહ્યું. પરંતુ આ લડતમાં જોડાવાનું રા. મુનશીએ નક્કી કર્યું તેને બીજેજ દિવસે હું તેમને બંગલે મળ્યો ત્યારે મને રા. મુનશીનું દૃષ્ટિબિંદુ સમજાયું. પોતાના મનોરાજ્યમાં એમણે અનેક મૂર્તિઓ, અનેક મંદિરો સર્જ્યાં હતાં તેને, દેશસેવા કરીને, જીવનના પ્રત્યક્ષ અનુભવમાં લાવવાનીજ એક વાત એમને ખેંચી રહી હતી, એમ સ્પષ્ટ થયું. મને કહ્યું કે "ભગવાન કૌટિલ્ય,' 'સ્વપ્નદ્રષ્ટા ' આલેખ્યા, હવે એ આદર્શો અનુભવવા છે." મુનશીના જીવનના આ પલટાથી તેમની તરફ હૃદયમાં સન્માન ઉત્પન્ન થયું અને હૃદયની આવી સાચી ધગશથીજ એમણે આ લડતમાં ધીકતી કમાણીને આરામવાળા જીવનને એક પળમાં લાત મારી લડતમાં દેશસેવા માટે ઝંપલાવ્યું, તે જોઇને એમના વિરુદ્ધની વાતો તદન ખોટી ઠરી ગઇ.

આ લડતમાં ઝંપલાવતાં મુનશીથી સાહિત્ય વીસરાયું નહીં. સાહિત્ય પરિષદના બંધારણની ઝુંબેશને પરિણામે નીમાએલી સમિતિએ જે નિર્ણય કર્યો છે તે સંબંધમાં મુનશીએ મને લાગણીભર્યા હૃદયથી કહ્યું કે "નગીનભાઈ, આ કામ જરૂર પાર પાડશો અને સાહિત્ય પરિષદનું કામ થાળે પડે એ તમને સોંપું છું." મેં તેમને કહ્યું કે "એ મારે માથે અને મારા તરફથી બનતું બધું કરીશ." અને તેમને નીરાંત થઇ.

આ લડતમાં જોડાવા પહેલાં મુનશીને મનમાં અત્યંત મંથન થયું. મને એણે કહ્યું કે "રોજ ચહા પીતાં કે જમતાં કે જરા પણ નવરાશની વખતે મારે અને લીલાને એજ વાત થતી, કે જોડાવું કે નહી જોડાવું, અને એ વાત શેક્સપિયરના હેમ્લેટની માફક મનમાં ગડમથલ કરી રહેતી. આખરે નિશ્ચય થયો કે હવે બોડી ન થવું. આ નિશ્ચય થયો ને તે રાત્રે ઉંઘ્યો છું એવું મારી જીંદગીમાં કદી નથી ઉંઘ્યો. હવે મારા હૃદયમાં પરમ શાંતિ થઇ ગઇ છે." ૨૮. મુનશીએ સત્યાગ્રહનો પંથ સ્વીકાર્યો તેમાં લીલાબહેનનો ભાગ બહુ મોટો હતો. હું તો માનું છું કે ખરું નિશ્ચયાત્મક કારણ તો તેજ હતાં અને તેમણે પણ તેજ પંથ સ્વીકાર્યો એથી વધારે શું પ્રમાણ જોઇએ !

મુનશી લડતમાં પડ્યા તેવાજ પકડાયા. "સ્વદેશી કાર્યક્રમ"ની એક મેં યોજના કરી હતી અને તેને માટે જાહેર સભા બોલાવીને તા. ૨૧ મી એપ્રીલે એ કામ ઉપાડવાનું હતું પણ તા. ૨૧ મી એપ્રીલની સાંજ મુનશી છુટા હોવા માટે આવીજ નહી. તા. ૨૧ મીએ સવારે ગીરફતાર થયા અને એ દિવસ પણ કામ કરી શક્યા નહી.

મુનશીને બંગલે આવ્યો ત્યારે "ગુજરાત" સંબંધમાં મુનશીએ મને કહ્યું કે "હાલ એ મારાથી કહ્યાવાય તેમ સ્થિતિ રહેશે નહીં. અને હું નહી હોઉં ત્યાં સુધી કોઈ ચલાવે તો સારું, નહી તો બંધ કરવું પડશે."



શ્રી. ઝવેરચંદ મેઘાણી

મુનશી જ્યારે ગીરફતાર થયા ત્યારે રા. મનહરરામ ફફળી ઉઠ્યા કે ""ગુજરાત" નું હવે શું !" મેં કહ્યું કે "મુનશીએ ભોગ આપ્યો અને એની એ કારણની ગેરહાજરીમાં એનાં કાર્યો બંધ રહે નહી, તો ગુજરાતને માથે કેહેણ રહી જશે. અને તેમની ગેરહાજરીમાં હું વ્યવસ્થા માથે લઉં છું અને સૌ. લીલાબહેનને મળીને મેં એ લેખ-

મહારી લઈ લીધી છે." મુનશી પકડાયા ત્યારે "ગુજરાત"નો અંક તૈયાર થતો હતો. સૌ. લીલાબહેને પુછ્યું કે "ગુજરાત" ચાલુ રાખવાનું હું માથે લેતો હોઉં તો બીજા અંકમાં મુનશી સંબંધે લખવાનું રાખીએ ને નહી તો જે કાંઇ કહેવાનું હોય તે તે વખતે છપાતા અંકમાં કહીએ.' મેં 'ગુજરાત' મુનશીની ગેરહાજરી દરમ્યાન ચાલુ

આ સ્વાતંત્ર્ય યુદ્ધમાં આમ વર્ગે, વેપારી વર્ગે, શિક્ષિત વર્ગે પોતપોતાનો ફાળો આપ્યો છે, અને સાહિત્ય પણ પાછું પડયું નથી. સાહિત્યકારે સંગ્રામમાં ઝંપલાવવું કે નહી તે વીશે અનેક સ્થળે ચર્ચા થઈ છે પરંતુ મને લાગે છે કે એવો પ્રશ્ન કરવો એ નિરર્થક છે. સાહિત્યકારે, પોતે સાહિત્યકાર છે તેટલાજ માટે આ લડતથી અલગ રહેવું, અથવા તો એમાં ઝંપલાવવું એમ કોઇથી



શ્રી. કનૈયાલાલ મુનશીનું કુટુંબ

રાખવાનું માથે લીધું હોવાથી એ વાત બીજા અંક માટે રાખી અને તે અંક "મુનશી અંક" તરીકે કાઢવો એવું ઠર્યું. પણ પાછળથી, મુનશી હજી ગીરફતાર છે, લડત ચાલુ છે અને પ્રશસ્તિનો સમય હાલ નથી એમ લાગવાથી ખાસ અંક ભવિષ્ય માટે રાખી આ અંક આ સ્વરૂપમાં રાખ્યો છે.

કહી શકાય નહીં. સાહિત્યકાર માત્ર સાહિત્યકારજ નથી, હીંદી પણ છે, અને હીંદનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવામાં એને સહાયભૂત થવું હોય, અને એને એમ લાગતું હોય કે સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે નાન્યઃ પંથા વિદ્યતે—બીજો કોઇ માર્ગ નથી. તો એ આ સંગ્રામમાં ઝંપલાવે એમાં કોઈ પણ રીતે ખોટું નથી.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૮૨ પર ]

# અભિનંદનના બે શબ્દો

લેખક: આ. આનંદશંકર ધ્રુવ

---

ઇન્ફ્લુએન્ઝામાં સપડાએલો હોઇ હું આ અંકમાં ઇચ્છું તેવો ભાગ લઇ શકતો નથી તે માટે દિલગીર છું. તથાપિ એક અંગત મિત્ર અને પત્રકાર બન્ધુ તરીકે એમને માટે, એમના જીવનના આ ભવ્ય પ્રસંગે, બે શબ્દો અભિનન્દનના ન કહું તો કર્તવ્યમાં ચૂકું.

રા. ભાઇ મુનશીને પ્રભુએ જેવી ચમકતી બુદ્ધિ આપી છે, તેવુંજ ઉદાત્ત ભાવથી ઉછળતું હૃદય, અને તેવીજ ત્વરિત કાર્ય કરવાની શક્તિ બક્ષી છે. એ બુદ્ધિ ગુજરાતી સાહિત્યની સેવામાં એમણે સતત ધરી છે, અને અત્યારે ગુજરાતને કોઇ સાક્ષરે "મારૂં ગુજરાત" એમ યથાર્થ અભિમાનથી કહ્યું હોય તો તે રા. મુનશી છે. ગુજરાતના સાહિત્યને એક ભંડોળને બદલે એક જીવન્ત વ્યક્તિ બનાવવા માટે એ પ્રયાસ કરી રહ્યા હતા, પરંતુ એ માર્ગે એમનું કાર્ય ઠીક આકૃતિ ધરે તે પહેલાં એમના ઉત્સાહી હૃદય ઉપર મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહની હાકલ પડી, અને એણે હૃદયે જાણે ઝીલી. મુનશી ધનની અભિલાષા (તૃષ્ણા તો કદી હતી જ નહીં) ત્યજી, બ્રાહ્મણત્વના અભિમાનપૂર્વક સાદું જીવન જીવવા તૈયાર થઇ ગયા, અને સત્યાગ્રહીઓની એક ટુકડીને મોખરે ઉભા: "તમારો અગ્રેસર કોણ છે?" "હું છું." "તમને હું ગીરફતાર કરૂં છું." "ખુશીથી"—ટુંક સમયમાં, આટલા ટુંકાજ વાર્તાલાપથી, પોલિસે એમને ગીરફતાર કર્યા! એમના નિશ્ચયનું પરિણામ આમ અણધારી ત્વરાથી આવ્યું તેટલા પુરતા આશ્ચર્યથી, પણ પુષ્કળ આનન્દથી એ વધાવી લીધું, તે પ્રસંગની એમની શાન્ત અને ગંભીર માનસિક સ્થિતિનું ચિત્ર ગયા "ગુજરાત"ના અંકમાં પ્રસિદ્ધ થએલા એમના પત્રમાં વાચક જોઇ લેશે.

હું એક મિત્ર તરીકે રા. મુનશી પ્રત્યે સ્નેહ ધરાવતો આવ્યો છું, આજ એમાં હું માન ઉમેરૂં છું.



# ચિ. કનુભાઈ

લે. દિ. બા. કૃષ્ણલાલ ઝવેરી

---

ચિ. કનુભાઈએ જેલમાં જતાં અ. સૌ. લીલાને એક કાગળ લખ્યો છે. એ કાગળ ત્રૈમાસિક 'ગુજરાત'ના અક્ષયતૃતીયા (૧૯૮૬) ના અંકમાં પૃષ્ઠ ૬૧૧ પર પ્રસિદ્ધ થયો છે. એમને નાનપણથી ઓળખનારને એમની ત્યારથી તે અત્યાર સુધીની મનોદશા તથા જીંદગીનો ટુંકાણમાં લખાએલો સાર (Epitome) એમાં નજરે પડે છે. ઉતાવળીઆપણું (impulsiveness) એ એમની જીંદગીનું સૂત્ર છે. અને તેને લીધે આ કાગળ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એ કહેવાની તો જરૂર હોયજ નહીં. કોઈક બાબત કરવાનો, કોઈ કામમાં ઝંપલાવવાનો વિચાર આવે કે તરત તે અમલમાં મેલી દેવો, એવું એમને અત્યાર સુધી થતું આવ્યું છે. His life work till now has been accomplished by a series of hopes. સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્ન દેખાઈ હજુ તો તેની આંખ ઉઘડે છે એટલામાં તો સ્વપ્નમાં જોએલી વસ્તુ અમલમાં મુકાઇ જાય છે. એવી ઝડપથી કનુભાઈ કામ કર્યાં કરે છે. મેં આગળ એક વખત અભિપ્રાય આપેલો કે એમનામાં "આંધીની ત્વરા"—Whirl-wind activity છે;–બીજા પાસે કામ લેવાની શક્તિ—Driving Force છે. જીવનના ગંભીર પ્રશ્નો પર પણ એ "આંધી" ત્વરાથી છવાઇ જાય છે, અને જેટલો "આંધી" ટકે તેટલો વખત તો અંધકાર છવાઈ રહે છે. આ પ્રસંગે પણ એમ જ થયું. વિચારની "આંધી" આવી કે મારે સત્યાગ્રહમાં જોડાવું, જોડાયા, ત્રીજે દહાડે તુરંગમાં ગયા, અને એમની બીજી બધી કાર્યપ્રવૃત્તિઓ પર અંધકારનો પરદો પડ્યો.

* * *

ચોપડી લખવી તેમાં પણ ઉતાવળ, વાંચવી તેમાં પણ ઉતાવળ. મારી પાસે હાઈકોર્ટના કેટલાક કેટ મુકદ્દમાઓ ચલાવવા આવતા તેમાં પણ હું જોતો કે ઉતાવળ (ત્યાં પણ શાંતિ નહીં), મળવા આવે ત્યારે પણ ઉતાવળ, ભાષણ કરે ત્યારે પણ ઉતાવળ, સંસદનું છાપખાનું કાઢવાની ઉતાવળ, કાઢ્યા પછી તે કાઢી નાખવાની ઉતાવળ, એમ દરેક બાબતમાં ઉતાવળ કરી કરીને જ જીંદગીના કાર્યક્ષેત્રમાં નામના મેળવી. બારડોલી મહેસૂલની તકરાર વખતે ચાલતી કાઉન્સીલે એમની દોડાદોડીએ તો હદ કરી હતી. પૂના, મુંબઈ, અમદાવાદ, સુરત, બારડોલી, એ જગાએ તો જાણે એરોપ્લેનમાં ઉડતા. રાત દિવસ, ભૂખતરસનો વિચાર જ કરેલો નહીં ને કરતા પણ નહીં. મેં એક વખત કહ્યું, કનુભાઈ, તબીએત જાળવીને કામ કરો. તબીએત બગડી તો સારૂં કામ અધુરૂં રહી જશે, પણ એમની ધૂનમાં એ સાંભળે શેના ? આ વખતે પણ મારી સલાહ તો એવી જ હતી કે એકદમ ન ઝંપલાવો, જરા નીરાંતે વિચાર કરો, તેટલો વખત બહાર

રહો પણ સુંદર ને ઉપયોગી કામ કરી શકશો. પરંતુ એ બધો વિચાર કરવા જેટલી ધીરજ ક્યાંથી લાવે ! ધીરજ રાખી વિચાર કરે તો એ કનુભાઇ નહીં. એમના હાડમાંસમાં જે રોગ રહેલો છે તે કેમે કર્યો નીકળવાનો નહીં. સ્વભાવે બીલકુલ Optimist—આશાવાદી હોવાથી દરેક જાતનું સાહસ કર્યા જાય છે. ગમે તેટલું વાદળ ઘેરાએલું હોય પણ મેં એમને કોઇ વખતે નિરાશ થએલા જોયા નથી. એમના જીવનના એક બે મહાન પ્રસંગો પર પણ એમણે એ આશાવાદની મદદથી ફતેહ મેળવી પોતાનું ધાર્યું કર્યું.

× × ×

એમનામાં સાહસ રેડનાર, એમને હીંમત આપનાર, એમને જે આજે પોતે છે તે બનાવનાર, બીજું કોઇ નહીં પણ એમનાં માતુશ્રી તાપીબહેન. ઉપરના એમની જીંદગીના જે એક બે મહાન પ્રસંગો કહ્યા છે, તેમાં ગં. સ્વ. તાપીબહેને જો અંતરાય નાખ્યો હોત તો કનુભાઇનું જીવન આજે કઇ દિશામાં વહેતું હોત તે કહી શકાય નહીં. એમના પિતાશ્રીના ગુજર્યા બાદ કૉલેજનો ખર્ચાળ અભ્યાસ ચાલુ રાખવો કે નહીં એ એક મ્હોટો મુશ્કેલીનો સવાલ થઇ પડ્યો હતો. પરંતુ તાપી બહેને હીંમત રાખી એ અભ્યાસ આગળ ચલાવ્યો. તેને પરિણામે આજની ઉચ્ચ પદવી કનુભાઇએ મેળવી. એમના બીજા વખતના લગ્ન પ્રસંગે પણ ન્યાત જાત વગેરેની ઘણી સામાજિક મુશ્કેલીઓ એમના જેવા બહોળા કુટુંબવાળાને ભોગવવાની હતી. પરંતુ તે સૌ વેઠી લેવાની હીંમત બતાવી. કનુભાઇના મનનું મત્વન થયું હોય તો તેમ કરવું એવો પોતાનો દૃઢ નિશ્ચય એમણે અમલમાં મૂક્યો. આ વખતે પણ હું એમને મળવા ગયો ત્યારે પોતે કહે કે "ભાઇ! કાંઇ નહીં, આખ મીચીને ઉધારીશ, ત્યાં સાત મહીના થઇ જશે ને મારો છોકરો પાછો આવશે. જો એને ન જવા દીધો હોત તો એના મનને ઘણો ઉદ્વેગ થાત ને તે મારાથી જોઇ શકાત નહીં. વળી, એમ કરતાંયે એના આવતાં પહેલાં આ દેહ પડશે તોએ મને તો એટલો સંતોષ છે કે હું મારા છોકરાના નામે ઓળખાઇશ. સૌ કહેશે 'કનુભાઇની મા મરી ગઇ' હવે મારે બીજું શું જોઇએ ! "

* * *

મારામાંથી સારું નીપજે: જેલની શાંતિ અને દોડાદોડ તથા કુદાકુદના અભાવને લીધે ગુજરાતના સાહિત્યને કીંમતી પુસ્તકો મળશે; જો કે તેની કીંમત બહુ ભારે આપવી પડે છે—કનુભાઇને કેદખાનું સેવવું પડે છે.



# જીર્ણ મંદિર ને યાત્રાળુ

લેખકો: રા. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ
તથા
સૌ. લીલા મુનશી, મંત્રી, સાહિત્ય સંસદ

## ( ૧ )

### રઝળતા યાત્રાળુને

યાત્રાળુ ! શા માટે આવ્યો ? તને અહીંઆં કોણ લઇ આવ્યું ? અવનિ પર ઘણાંએ બીજાં મંદિરો પડ્યાં છે. નિર્દય ! તું મારી પાસે ક્યાંથી ભુલો પડ્યો ?

ગાંડા ! મારો ઘુમ્મટ તુટ્યો છે. મારા ગર્ભદ્વારના સ્તંભો નમી ગયા છે. મારાં પગથીઆંની હારો ખરી ગઇ છે. અરે ! મારી ભીંતો પણ તૂટી છે. તેની તડોમાં તો પીંપળનાં પાન ડોકીઆં કરે છે. જ્યાં તડો નથી ત્યાં વર્ષો થયાં લીલ બાઝી રહી છે. મારામાં તે શું જોયું કે તું અહીંઆં આકર્ષાયો ? તને આ શું સુઝયું કે મારી સમીપ તું આવ્યો ? વર્ષો થયાં અહીંઆં કોઇ શ્રદ્ધાળુ જન ફરક્યું નથી; કોઇના પાદસ્પર્શથી ચઢેલી ધુળ ઉઠી નથી; કોઇના ભક્તિવચનથી નિઃશબ્દતા ભાંગી નથી. મારા અંતરમાં તો ઘોર સ્મશાન શાંતિ પ્રસરી રહી છે. હું, -નિરાશી-વિનાશની વાટ જોતો ઉભો છું.

ભાઇ ! વર્ષો પહેલાં તું કેમ નહીં આવ્યો ? તે વખતે મારે પગથીએ મોગરાંનાં ફુલ સોહાતાં. મારી ભીંતે લીલી વેલ ઝુકતી, મારો ઘુમ્મટ સ્તોત્રધ્વનિએ સદાએ ગાજતો. મારા દેવ સદાએ પૂજાતા; ને શ્રદ્ધાવાનને વરદાન આપતા.

યાત્રાળુ ! તને દયા નથી ? અરે ભાઇ ! જરા ધીમે ચઢ. મારું હૃદય તારો અપરિચિત ઉત્સાહ જોઇ કંપે છે. શા માટે મારું હૈયું ઉછાળે છે ?

ભાઇ ! ભાઇ ! તારાથી પણ ઉત્સાહી પગો આ પગથીએ ચઢતા. તારાથી પણ વધારે શ્રદ્ધાશીલ અહીંઆં આકર્ષાતાં. રૂપગર્વિતા યુવતિઓનાં રસિક હાસ્યના પડઘા મારા અંતરમાં પડતા. હાય ! એ બધાનું તો સ્મરણ કરવું જ રહ્યું છે-અરે ! સ્મરણપટ પર પણ છારી વળી છે. અને હવે તું આવ્યો ! જંપીને શા સારુ બેસવા દેતો નથી, ભાઇ ? હવે તો અહીંઆં મધ્યરાત્રિનો પવન માત્ર ભયંકર પ્રતિશબ્દ પાડે છે. નિષ્ઠુર ચંદ્રિકા વર્ષે છે ત્યારે ઉડતા ચામાંચીડીઆં મારા બીચારા એકાંત મંડપમાં ભયંકર ને ચંચળ ઓળા પાડે છે. કદાચિત પારેવાં-પૂર્વાશ્રમનાં મારાં સ્વજન-પુરાણા શિખરમાં નકટાઇથી પાંખ ફફડાવે છે, ને કોઇક વખત તો અધીરાં શીઆળવાં ઉત્કલેશ, નિરાશામય આક્રંદના પડઘા પાડે છે. વર્ષોનાં આ મારાં સહચારીઓ છે. તારા જેવાનો સહચાર હવે મને શોભતો નથી. યાત્રાળુ ! તું શું કામ આવ્યો ?

અરે ભાઇ ! તું ચારે તરફ શું જોઇ રહ્યો છે ? મને ક્ષોભ થાય છે. શું મારું ભગ્ન ગૌરવ

જોઇ હસે છે ? શું મારી અયોગ્યતાને કોઈ તને તિરસ્કાર આવે છે ? નિર્દય ! એમ ના કર. મને હસવું ને તિરસ્કાર બહુ સાલે છે. મને મારી દુઃખદ દશાનું ભાન થાય છે, ને મારો પ્રાણ અકળાઇ ઉઠે છે

તું આ શું કરે છે ? મૂર્ખ ! મારા સ્થિર, સુના ઘંટ તરફ શા સારુ વળે છે ? અરે ના—એ ઘંટ તો મારા સર્વનું આભૂષણ હતો. એની રૂપાળી દોર ઉપર મારું અંતર અવલંબતું. એના મધુરા રણકારમાં મારા આત્માનું ઉલ્લાસ-ગાન સંભળાતું. એ વર્ષો થયાં સ્થિર પડ્યો છે, એની દોરી તૂટી ગઇ છે, એને પોતાને પોતાના રણકારનું સ્મરણ નથી.

. હાય ! હાય ! તું ઘંટનાદ કરવા માગે છે ? ભાઇ—ઓ ભાઇ, નહીં ! જરા તો દયા ખા ! આ શું કરે છે ? તને ઘંટનાદ કરવો રમત વાત લાગે છે—તારા ઉત્સાહનું એ સ્વાભાવિક પરિણામ છે. પણ મારું શું ? મારી અપૂર્વતાના કાળમાં હરખે ઉતારેલો નાદ હું હવે કેમ સાંભળી શકીશ ? એ નાદમાં મોહ છે, ઉત્સાહ છે, મદ છે, પ્રેરણા છે. મારાથી એ હવે સમજાશે નહીં. એ નાદ વીસરેલા પડઘા જગવશે. એનાથી મારા મનોરથોની ભસ્મમાં સ્ફુરણા આવશે; વિનાશની વાટ જોતો મારો આત્મા ફરી ઉઠશે; મારું ભાંગ્યું દેહ ! ફરીથી જાગીને રાખ થશે. ભાઇ ! આવું નિર્દય આચરણ શા માટે ! તને કેટલું કહું !

અરરર—થઈ ગયું ! ભાઇ, બસ કર ! તેં કરેલા રણકારે તો હું જાગી ઉઠયો છું. તેણે મારા વિરસ અંતરમાં અણુચિંતવ્યું માધુર્ય રેડ્યું છે. એથી મારા મૃતપ્રાય સ્મરણદેહમાં નવચેતન જાગ્યું છે. મારી સુકાએલી અશ્રુસરિતાઓના પટમાં નવાં ઝરણાં ઝરવા માંડ્યાં છે.

## ( ૨ )

## દેવમંદિરને

મંદિરરાજ ! આટલો આક્રંદ શાને ? સંગનો યાત્રાળુ તારા વિશ્રામે નહીં આવે તો ક્યાં જશે ?

નિર્જનતાની તારી ભવ્યતા ઓછી નથી થતી. તારા તૂટેલા ઘુમ્મટમાંથી વિરાટ આકાશનાં દર્શન થાય છે. તારા નમેલા સ્તંભો તારી પુરાણતાની પ્રતીતિ કરાવે છે. તારી તૂટેલી ભીંતો ને પગથીઆં જગદ્વિજયી કાળનો તિરસ્કાર કરતાં હોય એવાં લાગે છે. તારી અંતરગુફામાંથી ફુટતા પીંપળના ઝાડે કેટલાંએ બાલ વિહગોને આશ્રય આપ્યો છે. આટલો આત્મતિરસ્કાર તે શાને કાજે ?

અને દુનીઆથી દૂર ઉભેલા ઓ દેવમંદિર ! તને ખબર છે કે હું અહીં કેમ આવ્યો છું ? સનાતન સત્ય સમો તું તારા ગૌરવમાં અચલ ઉભો છે, ત્યાં તારા ગર્ભદ્વારમાં ચિંતનમગ્ન પૂજારી સમો એકલો લટકતો ઘંટ વગાડી એ સનાતન સત્યના પડઘા પાડવા અને પામવા. કેટલીએ વાટ જોતી યુવતિઓ પ્રેમીની આંખ દ્વારા પ્રભુનાં દર્શન પામવા અહીં આવી હશે. કેટલાંએ ભક્તહૃદયો ભક્તિમાં જાગી જઇ અજરામર પદને તારા ઉંબર આગળ બેસીને જ પામ્યા હશે. કેટલીએ અભાગી માતાઓએ બાળકોના હૃદય સરેકારી કરવા એમની કાલી ભાષામાં સુંદર સત્યના લહાવ્યાં અને આવીને જ

કર્યાં હશે. મુત્સદીઓનાં માન, ડારેલા સેવક જેવા મંદિરના બારણા બહારજ સંત બને ઉભાં રહેતાં હશે. તારામાંથી નીકળતા ધૂપની સુવાસને સેરે સાથે સાથે કેટલાએ આત્માઓને સુવાસિત કરી ઉંચે ચઢાવ્યા હશે. ભૂદેવોના પ્રતાપી વેદોચ્ચારે કેટલાંએ દુઃખીઆરાંને ઘડીભર પૃથ્વીથી પેલે પારના દર્શન કરાવ્યાં હશે. તું એ સર્વની કથા તારા.ઘંટના રણકાર દ્વારા નહીં કહે ?

જગત જોઈ જોઇને તો હું થાકી ગયો છું. એના આર્તનાદ સાંભળતા મારા કાન બહેરા થઈ ગયા છે. સુખ અને શાંતિની શોધમાં હું પૃથ્વીને ચારે ખુણે ફરી વળ્યો. પણ મને એ કયાંએ ન જડયાં. બાળકના કિલકિલાટમાં વેદનાના ભાસ છે. કૌમારના કાનનમાં ભુલભુલામણીના ભય છે. દંપતીના દીલમાં એકતાના સુર નથી. વૃદ્ધોના અતિ ડહાપણમાં સ્વાર્થની ગંધ આવે છે. મહાલયોની અટારીઓમાં મને દીલનો આરામ ન જડયો. દરિદ્રોના ઝુંપડાના પોકારે મને સોંસરો વીંધી નાંખ્યો. પ્રકૃતિની હિંસક વૃત્તિએ મારા અંતરમાં ઉત્પાત મચાવ્યો. હતાશ થઇ તારી અખંડ શાંતિમાંથી પ્રેરણા પામવાનો છેલ્લો પ્રયત્ન કરવા હું આવ્યો છું. ઓ નિશ્ચલ ધ્યાનમાં ચિંતન કરતા યોગીરાજ! તું જાગ અને મારી બહેર મારતી જતી વૃત્તિઓને જગાડવાનું પુણ્ય તું લે. તારી સમાધિમાંથી તને આમ જગાડવાથી તું ગુસ્સે તો નહીં થાય ને ?

બાપુ! તને કયાં ખબર છે કે તારો સહવાસ પામેલી સર્વ વસ્તુઓ મને કૈં અજબ આકર્ષણ કરે છે! તારા પ્રતિદિનના સંગી હીઆળવાનાં રુદન અને પારેવાના ફફડાટમાંએ કૈં અનેરું સંગીત મને સંભળાય છે. તારા એકાંત પગથીઆં પર બેસી શીતળ ચંદ્રિકાનાં અમીસ્નાન કરવા એ જીંદગીનો એક અનુપમ લહાવ લાગે છે.

વર્ષો થયાં નિઃશબ્દ રહેલા તારા અંતરમાં તારા ઘંટ દ્વારા તારા ભવ્ય ભૂતકાળનાં સ્મરણ અને શ્રવણ નહીં કરવા દે? તારા તિરસ્કારથી મને નિરુત્સાહ ન કરીશ. તારી ભવ્યતાથી મને ગભરાવીશ નહીં.

તારી શાંતિને હું વણસાડવા નથી આવ્યો. તારી ગંભીરતામાં મારા ગુંજનથી ભંગ નહીં પડે. તારી શાંતિ ને સહવાસમાં મારે તો અદ્વૈત સાધવાં છે.

મારા અધિકારની પૃચ્છા ન કરીશ. "સૌ દુઃખીઆને દેવમંદિરમાં આશ્રય પામવાનો અધિકાર છે. તારી કરમાએલી વેલો અને તુલસીના કયારામાં જલસિંચનનો ગુનો હું કરું? ત્યારેએ તું અધિકાર પુછશે ?

તારા ઘંટના રણકારના પડઘા મંદિરમાંજ નહીં, પણ મારા અંતરમાંએ પડે છે. વીલા પડેલા દેવોમાંએ તેથી ચેતન સ્ફુરતું દેખાય છે. તારા પથ્થરે પથ્થરમાં લખાએલી કૈં સર્જનજૂની કથાઓમાં સજીવનતા આવે છે. તું હજુ ના પાડશે?

તને ભય લાગે છે? તારા ગૌરવની ક્ષતિ થશે એમ તો તને નથી લાગતું?'તારી વિશાલતામાં મુજ સમો એક પ્રવાસી તું સમાવી નહીં શકે ?

### (૩)
### યાત્રાળુને

યાત્રાળુ! તું શું બોલે છે તેનું તને ભાન છે? તું ખરું કહે છે કે ખોટું? મારી મશ્કરી

રે છે ? કે બાલ્યાવસ્થાથી મંદિરે મંદિરે ભટકી રેક મંદિરમાં આવાં ભક્તિવચનો બોલવાની ટેવ પડ્યેથી બોલ્યો જાય છે ! એમ હોય તો ભલે ભલે. પણ વાર તો હું છેતરાવા માગું છું. તારા શબ્દમાં સત્ય સમાયું છે એમ હું માની બેઠું છું.

પણ ભાઈ ! તું અહીંઆં વાસ કરે તે પહેલાં વિચાર કરજે. હું તો ખંડીએર છું—ને તું નવમંદિરોની મોહકતા પાછળ મરી ફીટનારો પ્રવાસી છે. નિશ્ચલતા ને સ્વાસ્થ્ય મેં સૈકાઓની સહનશીલતાથી મેળવ્યાં છે—તારે મન જીવન એટલે ચાંચલ્ય તો નથી ? તું અહીંઆં વાસ કરી શું કરશે ? તને અહીંઆં કેમ ફાવશે ?

તું માને છે કે તને ફાવશે—શાંતિ મળશે ? વિચાર કર, અધીરા ! જરા અંતરનાં ઉંડાણનું નિરીક્ષણ કર. આ ક્ષણિક શોખ તો નથી ? આ મોહ માત્ર વૈવિધ્યલાલસાથી તો ઉદ્ભવ્યો નથી ? ઘણી વખત અંધકારમય એકાંતમાં હું મહાલું છું; ઘણી વખત કર્તવ્યપરાયણતા સમા સખત તાપમાં હું તપું છું, ઘણી વખત ભાવના સમી શાંત ને ક્રૂર ચંદ્રિકામાં હું પડી રહું છું; ત્યારે તું કેવું અકળાશે તેની તને ખબર છે ? તું બીજે પળે કંટાળો ખાઈ ઉચાળા ભરશે—ને મારી સ્વાભાવિક નિર્જનતા મને અસ્વાભાવિક લાગી મારા હૈયાના ઘા ફરી વકરશે. એકદમ નિશ્ચય પર ન આવ.

ભાઈ ! તું પૂછે છે કે હું તને સમાવી શકીશ ? ખરું તો પૂછવાનું એ છે કે તું સમાઈ શકશે ? અગ્રથિત શબ્દો આવી ને ગયા તે પહેલાં—જ્યારે મારા શિખરના સોને મઢ્યા કલશ ઉગતા રવિનાં કિરણોને પણ સોને મઢતા હોય એવું લાગતું હતું ત્યારે—કોઈ એક આવ્યો હતો. તે તારા જેવો પ્રવાસી ન હતો. પણ તેને તો અલકાપુરીનું જીવન જોઈતું હતું. અને મને જોઈ તેણે તારી માફક—અરે તારાથી પણ વધારે માલીકના હક્કથી—અહીંઆં વાસ કરવાનું નક્કી કર્યું. તારાથી પણ વધારે તેના પગમાં કુદવાનું જોર હતું. તારાથી પણ વધારે અચળ તેને મારામાં શ્રદ્ધા હતી. તેણે વાસ કર્યો:—માત્ર થોડાજ દિન—ને કરાલકાલનું તેને કહેણ આવ્યું તેને ઉપાડી લઈ ગયા. માતાજી ! તે વખતે મને શું થયું તે હું તને કેવી રીતે કહી શકું ? મારે માટે તો સૃષ્ટિ હતી તેવી ફરી થઈ નહીં.

વર્ષો સુધી—કેટલાં તે પણ યાદ નથી—મેં તેણે રચેલો લતામંડપ સાચવી રાખ્યો. દિને દિને તેના ઉલ્લાસભર્યાં પગલાંની વાટ જોઈ. વાટ જોતાં યુગો ગયા—આશામાં ને આશામાં, પણ તે આવ્યો નહીં. માતાજી ! કોઈ દહાડો કોઈનાં પગલાંની વાટ જોતો તું બેઠો છે ? હૃદયમાં પગરવ સંભળાય, પણ બહાર ન સંભળાય એવી ચિત્તભેદક સ્થિતિ અનુભવી છે ? તારે નસીબે મારી માફક ગર્વ ને સ્વાસ્થ્યમાં ઉભા રહેવાનું સર્જાયું નથી.

તું આવ્યો ત્યારે મને ભ્રમ થયો; ને તારો દેદાર, તારો ઉછળતો ઉત્સાહ જોઈ ભ્રમ વધ્યો. મારા જીર્ણ કલેવરમાં નવજીવનનો સંચાર થતો હોય તેમ ભાસ્યું. મેં પળ વાર કલ્પના વિલાસની પરાકાષ્ઠા અનુભવી. પછી તને જોયો. મેં ભ્રમમાંથી બચવા પ્રયત્ન કર્યો. તું શા સારૂ એ

પ્રયત્ન સફલ થવા નથી દેતો? ભાઇ! જ્યાંથી આવ્યો ત્યાં ચાલી જા. તું કહેતો હોય તો માર્ગ બતાવું.

જો! તું તો પૂજાઘેલો પ્રવાસી છે. તું અહીંઆં રહેશે ને ક્ષણિક ભક્તિની મસ્તીમાં મને ગજાવી મુકશે. જ્યાં શાંતિ છે ત્યાં તું તોફાન મચવશે. જ્યાં સમાધિસ્થને યોગ્ય નિઃશબ્દતા છે ત્યાં તું નરસિંહ મહેતા સમો પદો લલકારશે. જ્યાંથી રજ પણ ખસી નથી ત્યાં તું પગ ઠોકી ધુળના ગોટા ઉરાડશે. મેં તારો સ્વભાવ પારખ્યો છે. તું વાસ કરશે, ધૃષ્ટતાથી, માલીકના હક્કથી; પણ તું અવડ પડેલા પુરાણા મંદિરને પંથી જનના વીસામા સમી ધર્મશાળાની અધોગતિએ તો નહીં પહોંચાડે?

યાત્રાળુ! ગુસ્સે થતો નહીં. તારા ગુણના કીર્તન હું કરવા માંગતો નથી. તું સદીઓ પહેલાં અહીં આવ્યો હોત—અહીંઆં વાસ કરી જીવન વીતાવવાનું તારે ને મારે ભાગ્યે લખાયું હોત–તો કાશીવિશ્વેશ્વરના મહાલયનાં સૌંદર્ય ને ભવ્યતા મને મળત. પણ મહત્તા, અપૂર્વતા ને સૌંદર્યને અસાધ્ય રાખવાનાં વિધિએ વ્રત લીધાં છે તે તને નથી ખબર? હવે એ સાધવા જવાનાં સ્વપ્નાં પણ ઘેલછાનાં ચિહ્ન હોય એમ લાગે છે.

પથિક! આ અસાધ્યતાનું ભાન થતાં મેં એ ઘેલછા છોડી દીધી હતી, છોડી દતી એમ માની બેઠો હતો. મારી આ ભાંગી તુટી સ્થિતિમાં હું એકજ આશા રાખી બેઠો હતો, કે કાલપ્રવાહને ડારતો, ભગ્ન છતાં સ્વસ્થ, પુરાણતાની ભવ્યતા સાધવાના પ્રયત્નો કરતો હું ઉભો રહીશ, અને જ્યારે પડીને ખંડીએર થઇશ, ત્યારે મારા તુટેલા સ્તંભોની કાલ્પનિક કારીગીરી જોવા કોઇ વીસરાએલી વસ્તુનો ભક્ત આવીને મારે આંગણે ઉભો રહેશે.

ભાઇ! તું વાસ કરશે તો મારી આ આશા પણ નષ્ટ થશે કે શું એવી મને શંકા થાય છે. જો તારા સંસ્કાર માત્ર શોભાનાજ હશે, જો તારી શ્રદ્ધા માત્ર ઉડતા પ્રવાસીની હશે, તો તો તને મારું કહેલું નહિ સમજાય. જો મનસ્વી પૂજા ને વૈવિધ્યના મોહથી તું મંદિરે મંદિરે ઘંટનાદ કરવામાં મોજ માનતો હશે, તો તો પળવારમાં તને મારા અવડ મંડપના વાતાવરણનો અણગમો થશે. યાત્રાળુ! જો આમ જરા લાગે તો સ્પષ્ટ કહી દેજે. તને મંદિરો ડગલે ડગલે જડશે—ને મને નિર્જનતાની નવાઇ નથી.

પણ યાત્રાળુ! તને પૂછું? સંકલ્પ ને શ્રદ્ધા તને સદશે? મારાં વ્યોમવિહારી શિખર, દારુણ તપતો મંડપ ને શરદીભર્યાં ગર્ભદ્વારમાં તને સંતોષ વળશે? વેઠવું તો પડશે, હૈયું નિરુત્સાહ થશે, વાસ ત્રાસદાયક બની રહેશે, પણ તપ વિના ફલસિદ્ધિ સાંભળી છે? વિવિધરંગી કાલની કોઇક ભાગ્યશાળી ઘડીએ આપણે નિર્મળ એકતાનતા સાધી શકીશું. ત્યારે તું રઝળતો પ્રવાસી ઉચ્ચ અભિલાષી મુનિવરનું પદ પામશે; ને હું જીર્ણ મંદિર પૂજ્યતાના આવાસ સમો દિવ્ય મંદિર બની રહીશ. તું યાત્રાળુનો ક્ષણિક મોહ છોડશે; ને વિનાશની વાટ જોવી હું છોડીશ. અને—અને ભવિષ્યના શ્રદ્ધાળુઓ માન અને ગર્વ છોડી પ્રેરણા શોધવા અહીંઆં આવશે; ને ઉત્સાહભર્યે હૈયે આપણી ભાવનાએ સાધેલી એકતા તાનથી પવિત્ર થએલી પુણ્યભૂમિનાં દર્શન કરી કૃતાર્થ થશે.

યાત્રાળુ—રઝળતા યાત્રાળુ! હસવું આવે છે? કે બીજા કોઈ મંદિરનાં વધારે આદરભર્યાં મંત્રણો યાદ આવે છે? કે મૂઢ ને જર્જરિત દિરની ગાંડી વાતો પર તિરસ્કાર આવે છે? તો ખુશીથી મારા યાત્રાળુ! સીધાવ ને સુખી જેમ પેલા મહાળુનાં સ્મરણો સંઘર્યાં, તેમ તારાં પણ સંઘરીશ—ને વિનાશની વાટ જોતો ભો હતો, તેમ ઉભો રહીશ.

## (૪)

## દેવમંદિરને

મંદિરરાજ! તારે આશ્રયે આવી વસ્યાને ણો સમય વીતો. તારા ઘંટના રણકાર હૃદયમા ઉતારતાં ઉતારતાં આજે તો વર્ષોનાં વહાણાં વાયાં. તારી એકલી ભવ્ય નિર્જનતામા ભાગ પડાવતાં કે તેના એક ભાગરૂપ થતાં તારા અંતરમાં વસવાનો લહાવ દેનારાં વર્ષોની ગણત્રી કરવાનું મને કદીયે સાંભર્યું નથી. એ વર્ષોનો આરંભ ક્યારે થયો તેની નોંધ કરવાનું મને સૂઝ્યું નથી. એનો અંત આવવાનો હોય તો તેનો વિચાર કરવાની મને પરવા નથી. સ્મૃતિની સીમાઓથી આપણો સહચાર સાંકડો નથી બનવાનો. વિસ્મૃતિના મહાસાગરમાં એ ડુબીએ નથી જવાનો અવકાશ સમો એ તો સદા વ્યાપેલો જ રહેશે.

દેવમંદિર! વર્ષો 'પર તારા દર્શને હું ભિક્ષુક સમો આવીને ઉભો તે દિનો તને સાંભરે છે? તારા ભવ્ય અને અડોલ શિખર પરના ફરફરતા ધ્વજમી હું મને નિમંત્રતો હતો કે યાત્રા વીતાવ થવાનું સૂચવતો હતો? કુમેના એકાંતથી તારા હૃદયમાં ધ્યાનવશ યોગી સમી નિર્વિકારતા આવી હોય એમ દેખાતું હતું. મારા પગલે તારામાં માનવતા આવતી જોઈ તું ગભરાઈ રહ્યો હતો તે યાદ છે? ચિરકાલથી મનુષ્યના પદસંચાર વિનાનું તારું ગર્ભદ્વાર બેદરકારીથી મારો તિરસ્કાર કરતું હતું. મુજ સમા દીન યાચકને નિહાળતો પ્રતાપી ભૂદેવો અને શ્રીદેવીના માનીતા પનોતા પ્રાહુણાઓથી પાવન થએલો તારો ભવ્ય ભૂતકાળ તને યાદ આવ્યો હતો, મદભર ડોલતી સુંદરીસંઘના કંકના રણકાર ફરી તારા સ્મરણ દેશે સતેજ થતા હતા. વેદોનાં ગાન અને ધૂપની મહેંકની યાદી તારી ખિન્નતામાં વધારો કરતી હતી. આવા ભવ્ય ભૂતકાળના વારસને દીન યાચકના અર્ધ્ય સ્વીકારતાં ખેદ નહોતો થતો? તારા ગૌરવની ક્ષતિ થશે એમ હેં તને લાગતું ન હતું?

બ્રાહ્મણની પવિત્રતા કે યોદ્ધાનો પ્રતાપ મારામાં ન હતા. સુંદરીઓ સમા સુકુમારતા અને લાલિત્ય પણ ન હતાં. વેદનાં ગાનથી અનુભવાતી શાંતિ અને સહૃદયતાએ ન હતાં. મગજને મસ્ત કરે એવી સુવાસ પણ ન હતી. મારા દેહ પર તો નકામા પ્રવાસની રજ ચઢી હતી. મારાં વસ્ત્રોની મલિનતા મારા દારિદ્રનાં દર્શન કરાવતી હતી. ભમી ભમીને મારો આત્મા થાક ચઢ્યો હોય તેમ સુસ્ત કે ક્લાન્ત સમો વીસામાની વાટ જોતો હતો. મારી મલિનતા અને દુર્બળતા દેખી તને દયા આવી હતી કે કંપ થયો હતો?

તારા મહાનુભાવ હૃદયમાં મારી દીનતા દેખી ઉદારતાનાં ઝરણ ફુટ્યાં અને તેં મને આશ્રય આપ્યો. તારા અંતર્ભાગમાં વીસામો લેતાં ઘણે વર્ષે મને સ્વસ્થ નિદ્રા સાંપડી. નગર હજી મારાં

હૃદયનો ભાર સરી જતો હોય કે ઓસરતો હોય એમ મને લાગ્યું. દૂર બોલતા શીઆળવાના સ્વર પણ મને સંગીત સમા મીઠા અને મારી નિદ્રાને મધુર કરતા લાગ્યા. વિભાવરીના શ્યામલ કે શ્વેત વસ્ત્રોના સણસણાટમાં મૃદંગ સમા તમરાંના સુર અનિલથી ફરફરતી ઓઢણી ઓઢી વાજિંત્ર વગાડતી નદી સમા મનોરંજક બન્યા. ઉડુગણના તેજના સુરમાથી મારા નયનોની ચમક વધી. તારી અનેરી એકલતાને મારી વીણાના તારથી ભેદવા નહીં, પણ એની અપૂર્વતા ગાવાની હોંસ થઇ. તારે દ્વારે બેસી કોઇને સંભળાવવાની પરવા રાખ્યા વિના તારી ગુણગાથાનાં ગાન દિશાઓને સંભળાવતો બેઠો છું. ક્ષણોનો હિસાબ નથી રહ્યો. દિવાકર રોજ ડોકીઆં કરીને જતો. દર પૂર્ણિમાએ આશ્ચર્યમુગ્ધ થતો નિશાનાથ નિહાળવા આવતો. પૃથ્વી કેટલાંએ વર્ષના ફેરા ફરી ગઇ. યુગો કે કલ્પોનો હિસાબ નહી રહેશે. તારાં કીર્તિસ્તોત્ર ગાતાં મારો કંઠ કે મારી વીણા કોઇ થાકવાનાં નથી.

જીર્ણતાને તિરસ્કારતા મંદિર! તારી પાસે વસી હું શું શું પામ્યો તે તને ખબર છે? પૃથ્વીનું પરિભ્રમણ કરતાં અને વિવિધ માર્ગોની યાત્રા કરતા ધરણી પરની કલુષતા પેખી પેખી મારી દીનતા વધી ગઇ હતી. તારા શાંત અને સ્વસ્થ આવાસમાં આવતાં મારી એ દીનતા ક્યાંએ પીગળી ગઇ. રાત્રિવાસો કરવાની રોજની ચિંતાને સાટે નિર્ભયતાની સોડમાં આરામની ઢૂંક વળી. તારા ગર્ભદ્વારમાં સ્થાપેલા દેવોને જગાડવાના પ્રયત્નો કરવામાં મને જીંદગીનું સાર્થક લાગ્યું. નિદ્રા સમી તારી ચેતનવંતી સ્થિરતામાં ઘંટના ઘેરા નાદ ગજવી એના પ્રતિશબ્દે તને ડોલતો જોવો એ, મને જીવનનું પરમ કર્તવ્ય ભાસ્યું. અને એ ઘંટના રણકે મારા પ્રેત સમા તેજોહીન દેહમાંએ નવા પ્રાણ પુરાયા તેની તને કયાં ખબર છે? જીવન હેતુ વિનાનું હતું. તારી સાથે જીવતાં એનો પરમ મર્મ જડયો. પાપ પ્રજાળવા ને પુણ્યના પંથ દર્શાવવા તું અહીં ઉભો છે, મારા ચિત્તમાં વસતી મલિનતા તારા ગંભીર પ્રભાવના દર્શન કરતાં કયાંએ નાસી જાય છે. તું તો મહાજનોથી પૂજાએલો છે. ગરીબ યાત્રાળુની પૂજાનો સ્વીકાર કરી તેને કૃતાર્થ થવાની તક આપે છે તે તારી મહાનુભાવતા. ભુલેલાને તેં વિશ્રામસ્થલ આપ્યુ. નિરાશ્રિતનો તું આશ્રયદાતા બન્યો.

તારે પગથીએ બેસી મેં શું જોયું તેની કથા સાંભળવામાં તને રસ પડશે? યાત્રાળુઓને પાવન કરવા કાજે તારા તીર્થકુંડના પવિત્ર જલની તરંગાવલિઓમાં મેં અનેક પુણ્યાત્માઓના સંકલ્પ જોયાં. તેમાં તરતી સારસની બેલડી જોઇ હું એકતાના પાઠ ભણ્યો. એમાં ઉગતા ઉત્પલદલની નિર્લેપતા જોઇ સંસારમાં સંન્યાસ સાધવાની મને કુંચી જડી. રાત્રિ સમયે દૂર છતાં પાસે હોય તેવા તારકગણને એ જળનાં ઉંડાણમાં લપાતા અને ક્રીડતા જોઇ, દૂર છતાં પાસે વસતા સ્નેહીઓના અંતરના ભેદ ઉકલ્યા. ગાઢ તિમિરમાં ઘેરવી ગહનતામાં મેં વિરાટનાં પગલા પાસેથી જ સરી જતાં હોય એમ સાંભળ્યાં. આરપાર ભેદતી ચંદ્રિકામાં મેં આત્માના પડે પડ ઉકલતાં જોયાં, મરુતથી હાલતી વૃક્ષાવલિઓમાં થઇને આવતા

અનંતના સાદ પણ મેં તારે ઓટલે બેસીનેજ સાંભળ્યા. રસીલી વર્ષામાં નીતરતાં હૈયાં જોયાં. શીઆળાની લાંબી રાત્રિઓમાં પ્રેમીઓની સમાધિ પરખી. વસંતના નવા ફૂલમાં મેં સૃષ્ટિ ખીલેલી જોઈ. મેં શું શું નથી જોયું ? એકને જાણવાથી સર્વને જાણી શકાય છે એ શાસ્ત્રવચન છે તને એકને જાણી આ નિર્જનતા ને નીરવતામાંએ વિશ્વના ભેદ ઓળખવા હું ભાગ્યશાળી થયો. મારા અજ્ઞાનનાં આવરણ માત્ર તારા સાંનિધ્યથીજ ઉતરી ગયાં. તારા દેવોને આરતિ ઉતારતા મારામાં અજવાળાં પ્રગટ્યાં. કેટલું કહું ? હું શું નથી પામ્યો તેજ શોધવાનું રહે છે.

પણ મંદિરરાજ ! ખરું કહેજે, તારી ઉદારતાથી તને કહેતાં સંકોચ થાય, તોએ એક વાર તો એ સંકોચને દૂર કરી સત્ય ઉચ્ચારતા અચકાતો નહીં. યાત્રાળુના દીવાનાપણા પર કોઈ વાર તને અણગમો નહોતો આવતો ? એની દીનતા દેખી તારી અનુકંપા વાધતી હશે. તોએ કોઈ વાર તારું અંતર કોપ્યું ન હતું ? એ ધૂનીની વીણા કોઈ વાર બસૂરી બનતી પેખી તેં ઘૃણાથી શીર્ષ નહોતું ધુણાવ્યું ? તારી એકલતા ને ગૌરવમાં યાત્રાળુના પગરવથી થતો ભંગ તને કદીએ અસહ્ય નહોતો જણ્યો ? તારી સહિષ્ણુતાની કસોટી કરતા હોય એવા એના ગાંડા પ્રલાપથી તારી ગંભીરતામાં કોઈ વાર પણ ભાત નહોતી પડતી ? એના દુર્બલ દેહની વિરૂપતા જોઈ સૌંદર્યદર્શનોથી ટેવાએલી તારી આંખ દયા દર્શાવતી હોય તેમ કદાપિ હસી ન હતી ?

યદ્યપિ સખા તારા હૃદયની સર્વને સમાવતી વિશાળતાને હું અન્યાય કરતો હોઉં તો માફ કરજે. તારા ઊંડાણમાં ડુબકી મારતાં હું ગભરાઉં છું. તારું સાગર-અંતર તો અમૃત અને વિષ, જલ અને અનલ, રત્ન અને કંકર બધુંજ સમાવે છે. મને એ જોતા ન આવડે તેમાં તારો શો દોષ ? વિશાલ સમુદ્રમાંથીએ ઘટ તો એની યોગ્યતા જેટલુંજ ગ્રહણ કરે છે. નિર્જીવ દેખાઈ તું સંજીવન રહ્યો છે. દૃઢ અને અડગ જણાઈ તેં જીવંત દ્વંદ્વોને સમાવ્યા છે. એને પરખવાની મારી અશક્તિ તેં જાણી છે; તોએ તેં ઓછો પ્રમાદ દર્શાવ્યો નથી. હું શંકા શાને કરું ?

ચિરકાલના સાથી ! મારા આયુની અવધિ હવે પુરી થવા આવી છે. તારે આંગણે ઉગેલી મોગરાની કળીઓની હાર ગુંથી અલકાની મંદારમાળાઓ સમાં તેનાં તોરણ તારે દ્વારે બાંધતા અને શોભા નીરખી રહેતા જીવનની સુભગતા અહીંઆંજ પ્રત્યક્ષ કરી છે. યાત્રુઓએ આણેલી એકેએક કણમાં અનેક પ્રદેશોના ઇતિહાસની કથાપોથી ઋષિ ભૂમિની આશ્ચર્યકથનીઓ સાંભળતા બપોરો અહીંઆંજ વીતાવી છે. તારા શિખરના કળશમાંથી પ્રતિગમન પામતી તેજની ધારાઓને ઝીલતા અંજાઈ જતી આંખોએ અનેક હર્ષાશ્રુઓ વહાવ્યાં છે. તારા ભૂતકાળના પડદા પાછળ જોવાની અને ભવિષ્યના ભાગને ઉકેલવાની શક્તિ મેં અવાક્ થઈને વિના બોલ્યે પ્રશંસી છે. તે સ્થળ પણ આજ. તારી ગંભીરતાની પાછળથી અવિરત ફુટી પડતા અનંતતાના ચમત્કાર વિસ્મિત લોચને જોવાનું મહાભાગ્ય પ્રાપ્ત કરાવનારું તીર્થસ્થળ પણ બીજું એકે નથી.

અને હવે, તું મિત્ર હો, સખા હો, પ્રિયતમ બંધુ હો, જે હો તે હો. આજ તારી

હું વીદાય માંગું છું. મૃત્યુએ મને તેડાં મોકલ્યાં છે. તારો યુગોનો સહવાસ છોડીને જતાં મારા પ્રાણ કહ્યું નથી કરતા. તને છેલ્લો નીરખી લેવા દૃષ્ટિએ સ્પર્ધા માંડી છે. તું તો તારી ઉન્નતતા અને દઢતાથી કાલને ડારતો યુગોના યુગો સુધી એકલો ને અડોલ ઉભો રહેશે, અને મારા સમા ઘણા ભુલા પડેલા અને ભટકતા યાત્રાળુઓનો આશ્રયદાતા થશે. તારી એ મહત્તાની હું ઈર્ષ્યા નથી કરતો. તારી મહત્તાને અનુરૂપ તારાં એ કાર્યો છે. પણ તારા ભૂતકાળનાં ઘણાં સ્મરણોની પોથીમાં મારા નામની એક અક્ષર જેટલીએ તું જગા રાખશે, તો હું મને કૃતાર્થ થએલો માનીશ.

પ્રિય મંદિર! આ મારા છેલ્લા પ્રણામ. શબ્દ કંઠમાં અટકી જાય છે, પણ કહેવાનું હજુ પુરું થતું નથી. દૃષ્ટિમાં ઝાંખ વળે છે, તોએ તને પુરો જોઇ લીધાનો સંતોષ થતો નથી. શરીર જડ થતું જાય છે, પણ તારા પથ્થરનો સ્પર્શ હું હજુએ અનુભવું છું. ગોપીઓને વ્રજ વહાલું હતું તેથી વૈકુંઠ નહોતું જવું. મને મંદિર મુકીને યમરાજની અજાણી પાંખોમાં જવાનું ગોઠતું નથી. પણ આ આણું તો પાછું નહીં વળે. પ્રિય—મં-દિ-ર! આ- પ્ર-વા-સી-ના પ્ર-ણા-મ......

## (૫)
## યાત્રાળુને

યાત્રાળુને સવાલનો જવાબ આપવાની ફુરસદ ન મળી—મળી. હા! જવાબમાં મારી વાડીનાં જંગલી ફુલો ચુંટેલાં તે પાછાં નાંખ્યાં.

શાબાશ યાત્રાળુ! તને પણ આજ શોભે ને મને-આશાના અધિકાર વિના પણ આશા રાખવાની ધૃષ્ટતા કરનારને-આજ શિક્ષા ઘટે. તને એમ પણ થયું નહીં કે એ કરમાએલાં ફુલો પણ કોઇ દિવસ કાંઇ સ્મરણ કરાવત? કાંઇ નહીં તો મશ્કરી કરવા તો ચાલત.

જીર્ણ ને જર્જરિત હું-મને તારા સહવાસનો અધિકાર કયાંથી હોય? તું જા તારે રસ્તે. હું ફરીઆદ કરતો નથી. આક્રંદથી આભ ગજવવામાં મને શોભા જણાતી નથી.

તારે જવું છે? જા. હું મારી એકલતાના વસનમાં લપટાઇ, ઉભો છું તેમ, ઉભો રહીશ—વિનાશની વાટ જોતો. **शिवास्ते पंथानः सन्तु!**



# રાધા

લેખક: રા૦ અંબાલાલ પુરાણી

---

માનવ શરીરધારી પ્રભુપ્રેમની અમરમૂર્તિ ! દિવ્ય વિરહવ્યથા ! આર્યહૃદયમાં તારું સ્થાન અનોખું જ છે. નાસ્તિકો ભલે ન માને. પાશ્ચાત્ય સંસ્કારમાં રંગાએલા ચોખલીઆ (Puritans) ભલે તારા પ્રત્યે સૂગાય અને તારી અવગણના કરે, તથા પોતાને "વૈષ્ણવ" ગણાવતા ભક્તો ભલે ક્ષુદ્ર વાસનાઓને સંતોષવા માટે તારા પવિત્ર નામનો આશ્રય લઇ અનાચારની પરબો માંડે—પરંતુ માનવઘડપા સર્વે પોરણોનો સદેહે ભંગ કરનાર તારો આત્મા આજે હજારો વર્ષો પછી એવી વિડંબનાઓની ઓછી પરવા કરવાનો છે ?

વેદગુની ગાગંથી માંડીને પુરાણકાળની સતીઓની પુનિત સરિતા ભારતવર્ષે જોઇ છે. સર્જક શિરોમણિ કવિ કાળિદાસની વલ્કલધારિણી—અને તેથી "અધિક મનોજ્ઞા,"—શકુંતલાની "આવ્યાજ મનોહર" મૂર્તિ ભારતના સાહિત્યમાં આજ સુધી અજોડ છે. "પરિપાંડુ, દુર્બલ કપોલ વડે સુંદર", "વિલોલ કબરી"થી સુશોભિત મુખવાળી, "કરુણાની સાક્ષાત મૂર્તિ" સમી સીતા આજે પણ ભવભૂતિને કાળિદાસની સમકોટિમાં બેસવાનો હક્ક આપે છે. શકુંતલા અને સીતાની એ મૂર્તિઓ રસિક જનને અનન્ય રસની લહાણ અર્પીને સમગ્ર જીવનને કોઇ ઉચ્ચ આદર્શની દિવ્ય જ્યોતિથી પરિપ્લાવિત કરી મૂકે છે. ભારતના સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યોમાં બીજી સૌંદર્યમૂર્તિઓ મળે છે; અને જીવનના પ્રવાહમાં પણ અનેક પ્રતિકૃતિઓ ઉદ્ભવી જીવનમાં આશાનાં કિરણો રેલી ગઈ છે. વસંતસેનાઓ, માલતીઓ, માલવિકાઓ, ઉર્વશીઓ, પદ્મિનીઓ, અહલ્યાબાઇઓ—નૂરજહાનો, ચાંદબીબીઓ વગેરે અનેકાનેક છે. પણ રાધા !—રાધાની જોડમાં બેસાડી શકાય, રાધાની સામે તુલામાં મુકી શકાય તેવી ?—એક પણ નથી. એ તુલામાં તો વ્રજકિશોર શ્રીકૃષ્ણચંદ્ર જ શોભે ! મીરાં થઇ રાધાની જ બીજી આવૃત્તિ સમી, પણ એ તો હતી રાધાનું જ સ્વરૂપ ! પોતાનો દિવ્ય પ્રણય મૌનમાં સેવી મએલ રાધા કવિતા—સંગીતમાં પોતાનો આત્મા ઠાલવવા જાણે પાછી ન પ્રગટી હોય !

"મુખડાની માયા લાગીરે ! મોહન પ્યારા' મુખડાની......" એ સુંદર કવિતા કોના મુખ મુકરી ?—રાધાનાં કે મીરાનાં ?—બન્નેના, કારણ કે બે એક છે.

તેં માનવ જીવનમાં એક નવીન ધર્મ જગાવ્યો. કામનાઓનાં કુસુમ કુમકુમથી ભરેલો, અશાંત, સુખદુઃખ, હર્ષશોકની ભેળવી ઝાંખીઓ વાળો પશુધર્મ; સંઘ જીવનનો,—સમાજ હિતનો,—સમુદાયના કલ્યાણનો અર્ધ પશુ—અર્ધ માનવ ધર્મ; નીતિ અનીતિનાં વિકારી,-ક્રૂર,-માનવ બુદ્ધિથી નિયત પોરણોવાળો નીતિધર્મ—એ સર્વેને

વટાવીને "અંતરાત્માના દિવ્ય સાદને શ્રવણ કરી તેને અનુસરવાનો" પરમધર્મ તેં માનવને બતાવ્યો! રાધિકા! તેં માનવને શીખવ્યું અંતરાત્માનો સાદ સુણતાં—તેં શીખવ્યું કનૈયાની એ હૃદય-બંસરી સુણતાં; સુણતાં, અને સુણીને તેની પાછળ ઘેલાં થતાં: ઘેલા થઇ જનસમાજના "શિષ્ટાચાર"નું બલિદાન આપતાં,—નીતિનાં શુષ્ક ધોરણોને તિલાંજલિ આપતાં, અને દિવ્ય સૌંદર્યનું પાન કરતાં.

કાલિંદીના શ્યામ જલપ્રવાહની બાજુમાં આવેલી કોઈ વૃક્ષરાજિમાં પુલકિત દેહે, કંપિતવક્ષે, કૃષ્ણપ્રતીક્ષા કરતી કરતી બાહ્ય જગતનું ભાન ભુલી કેવલ કૃષ્ણમય થઇ જઇ સમાધિમાં મગ્ન તને કોઇ વૃક્ષ નીચે સાયંકાલે એકલી પૃથ્વી પર પડેલી જોઉં છું. આત્માની પ્રિયતમ સખી, રાધિકા, તને એ દિવ્ય કલા કોણે શીખવી? પ્રગટ પુરુષોત્તમને જ્યારે પ્રખરજ્ઞાનીઓએ પણ પીછાન્યો ન હતો ત્યારે ગોવાળોમાં ગૌ ચારતા તેને કઇ કલા વડે, કઇ મંત્રસિદ્ધિ વડે —કયા જાદુ વડે તેં ઓળખી કાઢ્યો?

તેં તેને ઓળખ્યો પુરુષોત્તમ તરીકે. ઓળખ્યો એટલું જ નહીં પરંતુ તેના ઉપર તારું સર્વસ્વ વારી ગઈ!—તન, ધન, મન–લોકલાજ, નીતિનાં કાયદા,—બધું જ! ભગવાનને ચહાવાનો માનવ-આત્માનો સનાતન હક્ક તેં નિર્ભયપણે આચરી બતાવ્યો. તું માનવ આત્માની પ્રેમ-સમર્પણ મૂર્તિ બની રહી. શુષ્ક તર્કવાદ વડે જે સાધ્ય નથી તે, અહંતાનો દુષ્કર વિલય: દિવ્ય પ્રેમ-ભાવમાં સમસ્ત ચૈતન્યનું પીગળી જવું; ક્ષુદ્ર માનુષી કામનાઓનો એ તીવ્ર, ઐકાંતિક ત્યાગ,—ભલભલા પંડિતો, ત્યાગીઓ અને કીર્તિના લોલુપ, મહાન ગણાતા પુરુષોને પણ દુ:સાધ્ય,—તેં પ્રભુપ્રેમના દિવ્ય રસાયન વડે સહજમાં સિદ્ધ કર્યો. અહંતારહિત, કામના વિજયી દિવ્ય પ્રણયમૂર્તિ!

કૃષ્ણપ્રણયમાં મસ્ત થએલી તેં નરનારીઓને આત્મ-લગ્નનો રાહ બતાવ્યો. તારા દિવ્ય પ્રેમમાં તું ભાનસાન ભુલી ગઇ; કુટુંબ, સખીજનો, લોકાચાર વગેરેની મર્યાદાઓ એ પ્રણયરેલ આગળ ઘસડાઈ ગઇ. તું વહી, દિવ્ય પ્રણયનાં પુરનાં મોજાંઓની ટોચે ભાગવતપ્રેમની વિજયપતાકા ફરકાવતી અનંત શાશ્વતીમાં. તેં બતાવી પ્રભુપ્રેમની અબાધિત, અકુંઠિત શક્તિ; આત્મ-સમર્પણના દિવ્યમંત્રની સિદ્ધિ. રાધા! તારા પ્રેમમાં નથી બુદ્ધિનાં તર્કવાદો કે વ્યાપારી હીસાબો,—નથી આપલેની ગણના,—કે અહંકારના દાવાઓ, કામનાના ઝંઝાવાતો અને ક્ષુદ્ર વાસનાના રમણો કેવલ જલે છે એક સ્થિર જ્યોત, અગ્નિની શિખા સમી પ્રખર અને પાવક[1], પ્રેમપાત્રમાં સમાઇ જવાની: પ્રિયતમને મન પ્રાણ અને શરીર સંમર્પણ કરવાની: તેની દિવ્ય સુંદરતા, તેની મધુરતા ઉપર વારી જઇને જાતને ફના કરવાની તાલાવેલીની.

"પ્રેમની,–પ્રેમની, પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની!" એ અનુભવસિદ્ધ વચનો દિવ્ય પ્રણયિની મીરાંને લાગુ પડે છે તે પ્રથમ તો તને પડે છે. પરંતુ, કેવળ તનેજ એ દિવ્ય પ્રેમની કટારી વાગી નથી. મીરાંને, નરસૈયાને, ચૈતન્યને, તુકારામને, જીસસને રામકૃષ્ણને,

(૧) પાવક એટલે "પાવન કરનાર" એ અર્થમાં

ના મોટા જેને જેને,—વાગી તે જન્મભરના ઘેલા થયાઃ જીવનભર દિવ્ય પ્રભુસ્વરૂપની ખોજ કરતા થઇ ગયા! તેમણે રાજ્યો મૂક્યાં, ઘરબાર છોડ્યાં,—સંન્યાસો સેવ્યા,—ગરીબાઈનાં ને બીજાં અનેક દુઃખો વેઠયાં, પણ એ લગની લાગી તે સદાની લાગી જ રહી.

કોઈ કહે છે, "માનવ આત્માની એ તો સનાતન ભ્રમણા માત્ર છે!"—"ઘણાં નિર્દોષજનોએ દિવ્ય પ્રભુના મૃગજળની પાછળ પડીને જીંદગી બરબાદ કરી છે."—"કોઇએ કેવો સાર કાઢ્યો લાગ્યો છે?"—કબુલ. પણ ત્યારે માનવને તેની ઇન્દ્રિયોને સંતોષવામાં તો આનંદ મળવો જોઇએ કે નહીં? એ દાડકાને ચાવીને પોતાના જ મુખમાંથી થતા રેલાવાથી સંતુષ્ટ, ભ્રમિત, શ્વાન જેવું; કાદવમાં મેળવેલા મધના આસ્વાદ જેવું,—મધુરું છતાં ખુણકર; હોઠે પહોંચતું છતાં સદા સરી જાય કદી તૃષા ન છીપાવનારું, હાથમાં દેખાતું છતાં ન પકડાતું અને અંતમાં ગ્લાનતા, ખિન્નતા, નિરાશા, આત્મજુગુપ્સા, અસંતોષ, નિષ્ફળતા, નિરૂપાયતા—શુષ્કામીની લાગણીઓનો વારસો મુકી જનારું ઇન્દ્રિયોના સુખોપભોગથી ભરેલું જીવન માનવને સદા સુખી રાખી શકતું હોત તો કેવું સારું? પણ કમનશીબે તેમ નથીજ બનતું. એ પાર્થિવ જીવનમાં માનવ કદી સદાને માટે સંતુષ્ટ રહી શકતો નથી. ("રહી શકતો હોત તો કેવું સારું!") જેઓ એ જીવનમાં સંતુષ્ટ રહી શકે છે તેઓ એક દષ્ટિએ સુખી છે. પણ એ સુખ ચાર દહાડાનું ચાંદરણું જ હોય છે. એવા માનવોને, એક વાર પણ કૃપા કરો માનવની પરિમિતતાનું ભાનઃ એક વાર પણ લાગવા દો કે "પશુ જીવનથી ઉચ્ચ, પ્રકાશમય જીવન શક્ય છે" એક વાર સુણવા દો માનવથી પર રહેલા પ્રભુની બંસરીનો મધુર સાદ!—પછી જુઓ. આપો આપ તે અશાંત થઇ ઉઠે છે કે નહીં! પછી તે નીતિનાં ધોરણો રચશે, સમાજના ધારાઓ ઘડવા મથશે, સનાતન સત્યોની શોધ કરવા લાગી જશે. અને જ્યારે તેનો અંતરાત્મા સાથે જ જાગ્રત થઇ જશે ત્યારે એ સઘળા સ્વનિર્મિત ધર્મોનો ગોટો કરી, પોટલું બાંધી દૂર ફેંકી દેશે અને રાધાની પેઠે જઇ પડશે—અશરણ શરણને ચરણે—એ દિવ્ય પ્રભુજીને ચરણે. રાધાએ બતાવ્યો તે એજ રાહ.

તેથી જ આજે કોઇ 'વિજયી, ચિરંજીવી સ્મારક સ્થૂલ સ્વરૂપમાં જગત સમક્ષ નથી છતાં "રાધા—કૃષ્ણ"નું સ્થાન માનવહૃદયમાં સદાને માટે કાયમ રહેલું છે. રાધા તારી સ્થૂલ જીવનલીલા તેં કેવે પ્રકારે વિસ્તારી હશે તેનો લેશ પણ ઇતિહાસ આજે ઉપલબ્ધ નથી. પરંતુ તેથી શું? વૃષભાનુદુલારી! સમસ્ત હિંદની સંસ્કૃત પ્રાકૃત ભાષાઓમાં કવિતાની જે અદ્ભુત પ્રેરણા તેં જગાવી તેનાં સર્જનો બાદ કરતાં હિમાલયથી કન્યાકુમારી સુધીનાં સર્વ સાહિત્યો દરિદ્ર બનવાનાં, રંગબેરંગી પીંછીઓના ચમત્કારોમાંથી તારાં રૂપસર્જનો બાદ કરતાં રૂપસૃષ્ટિને કારમી ખોટ પડવાની અને તારા સ્થૂલ જીવનની ઘટનાઓ જાણ્યે શો વિશેષ લાભ! તારું વાસ્તવિક જીવન એટલે કૃષ્ણપ્રેમના દિવ્ય મંત્રનું જીવન્ત ભાષ્યઃ દિવ્ય પ્રભુનું અવિરત ગુંજતું સંગીત—કાવ્યઃ સતત વિકારી રંગોની

લલિત લીલામય ભર્યું ચિત્ર. તું એટલે કૃષ્ણ પ્રેમની માનવ સ્વરૂપ સ્થાપત્ય મૂર્તિ.

જ્યારે તારા જીવનના એ રહસ્યનો ખ્યાલ 'વે છે ત્યારે ક્ષુદ્ર માનવ જીવનની તાનું યથાર્થ ભાન કોઇવાર જાગે છે. શું આ પાશવ વાસનાઓની ઘટમાળ તે જીવન ? આ સ્વાર્થ ?—નીચ દ્વેષ, આ પરિમિત સુખદુઃખો ? આ પશુજીવન—આ અનિવાર્ય શારીરિક ધર્મો ? જીવન એટલે શ્વસન માત્ર ?— કુટુંબ પોષણ ?—દરિદ્ર સંતોષ યા તો અશાંતિમય ક્રિયાશીલતા ?, નિષ્ક્રિય જડતા યા તો કામનાના અને અહંતાના ધમપછાડા ? અને નિષ્ફલ પાંડિત્ય તથા બુદ્ધિનાં જાળાં ગુંથવા? દુન્યવી "પ્રેમ"નાં કહેવાતા સંબંધો એવાજ,— અપૂર્ણ, ક્ષુદ્ર—દુઃખની શ્યામ છાયાની વિચિત્રા પરજ આલેખાયલા. ત્યારે શું દિવ્ય પ્રેમ અપ્રાપ્ય જ ? અને માનવ આત્મા કેવલ જ અસહાય, નિર્જીવ અને પ્રકૃતિવશ ? અંધ કવિ સુરદાસની એક ટુક યાદ આવે છે. માનવની લઘુતા અનુભવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતો તેનો આત્મા પોકારી ઉઠે છે—

"રાધે! રાધે! શ્રીવર પ્યારો! શ્રીવૃષભાનુ દુલારી!"

શરણ તક આયો તુમ્હારી—"!

(હે રાધા! હવે તારે શરણે આવ્યો છું) પ્રભુ આગળ પહોંચવા માટે રાધાનું શરણ શોધતા એ સુરદાસના કથનમાં કેવું મહાન સત્ય રહેલું છે? કારણ કે, રાધાનો એ દિવ્ય પ્રેમ પ્રાપ્ત થતાં પ્રભુ સાન્નિધ્ય સહજ થઈ પડે છે. હિંદીમાં કહેવત છે, "કનૈયા બિન ગાના કયા ?" રાધાએ જગતના લોકોને શીખવ્યું, "કનૈયા બિન ચહાના ક્યા ?"

પ્રભુ પ્રેમની તને લાગેલી લગની સદાયે આનંદનું જ સાધન હતી એવું નથી. એક ક્ષણ પણ પ્રિયતમની વિસ્મૃતિ થતાં તું અસહ્ય વિરહ વેદના અનુભવતી, અને તારા અંતરમાં કરૂણ-રસની પરિસીમા જામેલી જણાતી. તારા એ સ્વરૂપનું દર્શન કરનારને પ્રભુ પ્રત્યે કેવો ઉત્કટ પ્રેમ હોવો જોઇએ તેનું ભાન થાય છે. "ક્યાં છે મારા હૃદયનો સ્વામી ? ક્યારે તે મને મળશે ? હા કૃષ્ણ ! હે કૃષ્ણ !" એવી પ્રબળ લાગણી-ઓની અગ્નિશિખામાં જ શું તારી માનવ પ્રકૃતિની સર્વે અશુદ્ધિઓ બળીને ભસ્મ થઇ શુદ્ધ કાંચનસમો કેવળ દિવ્ય પ્રેમ અવશેષ રહ્યો ? તું પ્રકૃતિના પદાર્થોમાં—આકાશ, પુષ્પ વિગેરેમાં—કૃષ્ણનું સામ્ય જોતાં જ તેના સ્મરણમાં લીન થઇ જતી અને એ સ્મરણ તારા અંતરમાં વિરહાગ્નિ પ્રગટાવતું. સતત અશ્રુની ધારા, ઉષ્ણ નિશ્વાસો, શૂન્ય દૃષ્ટિ—નિશ્ચેષ્ટ ચેતના,—કૃષ્ણના સ્મરણમાં સમસ્ત ચૈતન્યનો વિલય,—મૂર્છા વગેરે તારી વિરહવ્યથા-નાં વિધવિધ સ્વરૂપો કરૂણમધુર રસથી ભરપૂર છે.

દુન્યવી સંબંધોમાં પણ સતત ઝંખના કર્યા વિના ક્યાં પ્રેમપાત્રની મહેર થાય છે ? અને પ્રભુપ્રાપ્તિની દિવ્ય તૃષા આગળ જગતના સંબંધોની એ ઝંખના સૂર્ય આગળ આગિયા સમી નથી લાગતી ? માનવો સુખી દાંપત્યમાં અનુભવે છે. તે આનંદ,—પ્રેમપાત્રને સંપૂર્ણ સમર્પણ કરી અનુભવાતો આત્મવિસ્મૃતિનો પરમ આનંદ,—પણ રાધા અને કૃષ્ણના,—ભક્ત અને ભગવાનના,—દિવ્ય મિલનના આનંદની

આગળ, શી વિસાતમાં ? અને જીવનમાં જો વિરહવેદના સહન કરવાનું જ સરજાયલું હોય, —નિર્માણ થયું હોય, તો ક્ષુદ્ર વાસનાના માર્યા કોઇ દુન્યવી પ્રેમપાત્રને—આશુકમાશુકને માટે ઝૂરવા કરતાં તો, રાધા !, તારી દિવ્ય વિરહવેદના અમને પ્રાપ્ત થજો; પરમ પૂર્ણતા સ્વરૂપ જગન્નાથ ! તો તો, તારો જ વિજોગ રાધા પેઠે અમને અસહ્ય થઇ પડજો એ જ આશીર્વાદની યાચના !

પ્રિયતમ જોડે તારું પ્રથમ મિલન પણ કેવું અસાધારણ હતું !—તું, અનભિજ્ઞ મુગ્ધા; શુદ્ધ સરલતા અને પવિત્રતાની શ્વેત મૂર્તિસમી, છતાં (કિંચિત) લજ્જા વડે સૌંદર્યની અનેરી મધુરતા ધારણ કરતી ! અંતરમાં દિવ્ય પ્રેમની અગ્નિજ્વાલા વડે સંતપ્ત—કૃષ્ણ મિલન માટે અધીર અને આતુર; છતાં, તેની સમીપમાં સંભ્રમમાં પડી જઈ સુપ્ત ચૈતન્ય થયેલ. મિલન પૂર્વે વિશ્રંભ સખીઓ જોડે પ્રણયયોજના કાઢતી, પરંતુ પ્રિયતમની સમીપમાં ? કેવળ અબોલા અગમ્ય કંઇ, અસ્વસ્થતા અને આનંદ બન્ને વિરોધી ભાવોની પરાકાષ્ઠા એકી વખતે અનુભવતી.

અને તારા એ આંતરભાવ અને પ્રેમ સમર્પણથી મુગ્ધ થએલ શ્રીકૃષ્ણ પણ વારે વારે ગૌ ચારતાં સ્વપ્નમનસ્ક થઇ જતા. હૃદયના પ્રણય સંગીતને મધુર બાંસરી દ્વારા રેલાવી જડચેતન સમસ્તને પ્રણય-સાદ કરતા તેનો ધ્વનિ તારા અંતરમાં પરિપૂર્ણ પ્રતિધ્વનિ પામતો. શાશ્વત પૂર્ણતાના સ્વરૂપની હાજરીમાં થતી લીલાનો કેવો મધુર લલકાર ! રાધાને મળવા અંતરની તીવ્ર આતુરતા છતાં બાહ્ય ઉદાસીનતા ધારણ કરતી ! પ્રિયતમાની પાસે થતો છલત્-સંકોચ અને તે છૂપાવવા ધારણ કરેલ મર્મ કટાક્ષ અને અન્યોક્તિનો સ્વાંગ !—આત્માનો અવિશ્વાસ અને સંભ્રમ ઢાંકવા ધારણ કરેલ ઉદ્ધત પ્રણયની ધૃષ્ટતા ! અંતરમાં મંથન કરી રહેલ પ્રણયસાગરને આચ્છાદવા પાથરેલ ચતુર, ઘન, શાંતિ !

અને જ્યારે મિલન થયું ત્યારે ? કેવી દિવ્ય પ્રણયની ઉર્મિઓના ઉછાળા—રેલ અને સીમોલ્લંઘન ! પરસ્પર મૂક દૃષ્ટિપાત, મૂક સાન્નિધ્ય પ્રાપ્તિ—મૂક હસ્તપ્રસાર—અને કેવળ મૌનભર્યું ગાઢ આંતર મિલન ! કેવું ગંભીર, શાંત અને મધુર એ મૌન અને એ મિલન !

સમય જતાં પરિચય વધીને આનંદના આદાનપ્રદાનો જ જીવનનો મુખ્ય ઉદ્દેશ બની રહ્યાં ત્યારે જામેલી આંતર ભાવ; એકતા શબ્દો વડે અવર્ણનીય છે. એ દિવ્ય રાસકુંજો ! એ માલતીમાધવી લતાના મંડપો, તુલસીનાં તીવ્ર સુગંધીથી મહેકી રહેલાં ઝૂંપો; જાંબુડીના ઘટી રહેલ માંડવાઓ—અને આકાશમાં સોળે કળાએ ખીલી રહેલો ચંદ્ર ! એ સર્વ સૌંદર્યથી પણ વધારે અદ્ભુત—સુંદર અંતરાત્માનું પ્રણય-મિલન અને આનંદની પરમાવધિની લીલા—રાસ : માનવના અંતરાત્માનું દિવ્યજાગ્રત, આનંદની લીલામાં મૂર્તિમાન થયું !

મીરાનાં એક પદમાં આવે છે, " બોલ મા, બોલ મા, બોલ મા રે ! રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા ! " એ ટુકનો ભાવ સમજવો મુશ્કેલ નથી. માનવનો અંતરાત્મા અને દિવ્ય પરમાત્માના મિલન વિનાના સર્વે વ્યવસાયો " સાકર શેરડીના સ્વાદ આગળ કડવા લીમડા " જેવા છે

એમ કહેવાનો તેનો આશય છે. ક્ષુદ્ર, પાશવ વાસનાઓમાં રચ્યાપચ્યા રહી જીવન એળે ગુમાવવું એ કાંઈ માનવજીવનની સાર્થકતા નથી. એનો એ વિચાર એક ઉપનિષદમાં જૂદી રીતે દર્શાવ્યો છે. आनंदाद्धेय खल्विमानि भुतानि जायंते—तेन जातानि जीवंती— "સકલ સૃષ્ટિનું સર્જન આનંદમાં છે—આનંદમાંથી ઉત્પન્ન થએલ સૃષ્ટિ આનંદ વડેજ સ્થિતિ ધારણ કરી રહેલ છે." એ આનંદ કેવલ અશરીરી, કેવલ ભાવવાચક તત્વ છે એમ માનવું બરાબર નથી. વ્યક્તિ-વ્યક્તિના સંપૂર્ણ મિલનમાં પ્રાપ્ત થતો આનંદ જેમ તે તે વ્યક્તિથી અભિન્ન હોય છે તેમ સર્જનકારનો આનંદપણ સૃષ્ટિથી અભિન્ન છે. એટલે માનવ આત્મા અને ભગવાન એ બેના મિલનમાં પણ આનંદનું જે અનિર્વચનીય તત્ત્વ છે તે પ્રભુના સ્વરૂપથી—પુરૂષોત્તમ સ્વરૂપથી અભિન્ન છે. ઉપનિષદમાં " સૃષ્ટિની ઉત્પત્તિ આનંદમાં રહેલી છે." એમ કહીને એ આનંદ પ્રાપ્ત કરવાને જીજ્ઞાસુના અંતરને આડકતરી સૂચના અપાયલી છે પરંતુ, તે આનંદ શી રીતે પ્રાપ્ત કરવો ? એનો માર્ગ કયો ? એ વિષે ઉત્તર સહેલાઇથી મળતા નથી; જ્યારે રાધાના જીવનમાં એ દિવ્ય આનંદ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ આપણને દેખાય છે. આ રીતે જોતાં સ્પષ્ટ થાય છે કે રાધા એટલે કોઇ સ્ત્રી વિશેષ નથી, રાધા એટલે રાધાનું ચૈતન્ય,—તેના અંતરનો અનિવાર્ય ધર્મ. એ દૃષ્ટિએ જ મીરા અને રાધાને એક કહ્યાં છે.

રાધા એટલે ભગવાન માટે એકાંતિક—અનન્ય-પ્રેમની જીવંત પ્રતિમા; એ પ્રેમ સંપૂર્ણ અને સમગ્ર માનવ પ્રકૃતિની એકેએક ભૂમિકાનો,—આધ્યાત્મથી તે છેક સ્થૂલ સુધીની ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો હોય. રાધા એટલે એકાંત આત્મસમર્પણ, રાધા એટલે નિરપેક્ષ આત્મોત્સર્ગ ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો. રાધા તો ભગવાનના પરમ આનંદને છેક સ્થૂલ દેહના પુલકે પુલક પર્યંત લાવવાની અદમ્ય અભીપ્સા છે,—જડ શરીરની અવિદ્યા ભરી પ્રકૃતિમાં દિવ્ય સ્વયંભૂ આનંદની સ્થાપના કરવાની ઝંખના છે.

રાધા એટલે ભગવાનને આત્મસમર્પણ, સંપૂર્ણ અને સમગ્ર—રાધા અટલે આત્મોત્સર્ગ માનવ પ્રકૃતિના એકેએક ભાગનો ( ઉર્ધ્વથી :તે છેક અધીં ભૂમિકા પર્યંત ) આધ્યાત્મથી : તે સ્થૂલ સુધીની ચૈતન્યની સર્વે ભૂમિકાઓનો દિવ્ય આનંદ પ્રાપ્ત કરવાનો એ મહાપંથ દર્શાવી રાધા ! તું અનેક સાધક પરંપરાઓની ગુરુ બની રહી છે. એ દિવ્ય આધ્યાત્મિક ચૈતન્યમયી રાધાને કોઇ એકાદ વ્યક્તિમાં શી રીતે સદાને માટે બાંધી રાખી શકાય ? એ ચૈતન્ય સરિતા તો શાશ્વતીના પ્રવાહમાં વહેતી વહેતી કાલ અને દિશામાં અનેક સ્વરૂપો ધારણ કરતી રહી છે.

અને છતાં એ સર્વે સ્વરૂપોમાં, એ સર્વે મૂર્તિઓમાં—હું જોઉં છું એક . દિવ્ય મૂર્તિ ! કેવી સુંદર ? કેવી મધુર ? કેવી અનિર્વચનીય ? વિશાળ કો મહાસાગરના સ્વચ્છ શ્વેત જલની બરોબર મધ્યમાં એક સહસ્રદલવાળું વિશાળ રક્ત કમલ ખીલ્યું છે. તેનો વચલો ગર્ભભાગ સુવર્ણ રંગનો આછો ઘેરો ચળકે છે. તે ઉપર ઉંડા આસમાની રંગની રજતકોરની સાડી વડે સુશોભિત તારી ગૌરમૂર્તિ બિરાજેલી છે.

"વહાલા! મારો સ્વીકાર કર," "નાથ! મારાં મન પ્રાણ, શરીર—સર્વસ્વ તારા પ્રેમમાં ડુબો!"—"મારા અંતરમાં તું વિના અન્ય ચેતના રહો નહિ"—"મારા શરીરના પુટે પુટમાં પુલકે પુલકમાં—(રુવેરુવે)—તારા પ્રત્યે વિશુદ્ધ પ્રેમ પ્રગટો"—"મારૂં સમગ્ર જીવન તારામય બનો" —"પ્રાણનાથ! 'તું'—'તું' ને 'તું' જ!"

એવા દિવ્ય પ્રણય-મંત્રો પોકારતી તું પ્રિયતમની પ્રતીક્ષા કરે છે. એવામાં કોઇ અગમ્ય ચિંતનમાં લીન થતાં દૃષ્ટિ નિર્નિમેષ બને છે. મુખ એક બાજુ ઢળી પડે છે, અનામિકા અધર ઉપર થઇ અટકે છે, બીજો હાથ (પગના) ઘુંટણ ઉપર કોણી આગળથી ટેકવેલો આગળ પ્રસરે છે તેની અંગુલિઓ વચ્ચે પ્રિયતમનો પ્રેમ સત્કાર કરવા રાખેલ અર્ધ પ્રફુલ્લ શ્વેત કમલ જેમનું તેમ સ્થિર-ઉર્ધ્વ- છે, શિરપરથી સરી પડેલ સાડી અને વિખરાએલો કેશકલાપ સૌંદર્યમાં વધારો કરે છે. અસ્પષ્ટ શબ્દોચ્ચારમાં ક્વચિત સંભળાય છે, "કૃષ્ણ"—"નાથ!"

એ કૃષ્ણના આગમનની પ્રતીક્ષા કરતી, નિશ્ચેષ્ટ, પ્રેમસમાધિસ્થ તારી મૂર્તિ મને દેખાયા કરે છે.



# શેલીનો જીવન-સંકલ્પ

લેખકઃ રા. ફિરોજશાહ રુસ્તમજી મહેતા

ઇસ્વી – સને ૧૮૦૯માં આંગ્લ નૃપતિ જ્યોર્જ ત્રીજાએ ઇટનની મહાશાળાના મુખ્ય આચાર્ય લેખે ડૉ. કીટની ;નિમણુંક કીધી. એ દેખાવે ઠીંગણો અને જાડો હતો–સ્વભાવે નિર્દયી અને નિષ્ઠુર હતો. .એના શબ્દકોષમાં 'સત્તા'નો અર્થ 'ત્રાસ' થતો. ચાબુક–મારના ઠીમચાં (Flogging–Block) માં એને અજબ શ્રદ્ધા હતી. નિશાળીઆઓને પાધરા દોર કરવામાં –તેમને 'સંપૂર્ણ' બનાવવામાં ચાબુક–મારનું ઠીમચું અતિ આવશ્યક કિંવા અદ્દભૂત વસ્તુ છે એવી એની દઢ માન્યતા હતી. "સ્વર્ગનાં છટ્ઠા સુખ" ઉપર પ્રવચન કરતાં એ છેવટે તેમને હંમેશ આ પ્રમાણે કહેતો "છોકરાઓ! દીલ સાફ રાખજો. જો ન રાખ્યું તો તમને ચાબુકથી ફટકાવ્યા વિના રહેવાનો નથી."

ગ્રામ્ય સજ્જનો અને શાહ સોદાગરો પોતાના દીકરાઓને એની સંભાળમાં સોંપતા, એ સર્વે ડૉ. કીટના 'પવિત્ર ઝનુન' ઉપર ખુશ હતા. રાજ્યના લગભગ અર્ધા ઉપર મંત્રીઓ, ધર્માધ્યક્ષો, સેનાપતિઓ તથા 'ડયુકો' જેની સોટી હેઠળ ઝટકાઇ ગયેલા તેવા 'નામાંકિત હેડ માસ્તર'ને માટે તેમને ઓછો કે હલકો મત હોયજ શેનો!

તે દિવસોમાં સારામાં સારા માણસો 'સખત શિક્ષા' પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા. તાજેતરમાં થયેલા ફ્રેન્ચ વિપ્લવે ઈંગ્લાંડના અમલદાર વર્ગને ચિન્તામાં મૂકી દીધો હતો. તેઓને સ્વાતંત્ર્ય-વાદ સ્વભાવિકજ ગમતો નહોતો; એટલે દેશની જાહેર શાળાઓમાંથી સ્પષ્ટ વક્તાઓ નહીં પણ મૃદુભાષી દંભચરાઓ બહાર પડે એજ ઈંગ્લાંડ માગી રહ્યું હતું.

ઇટનના ઉછરતા યુવક ઉમરાવોમાં પ્રજા-સત્તાક ભાવનાની ગંધ સરીખીયે ન રહી–એની જડ મૂળમાંથીજ ઉખડી જાય તેટલા સારૂ દેશની બધી મહાશાળાઓનો શિક્ષણક્રમ સંપૂર્ણપણે લૌકાચારિક તથા ઉપર છલ્લો રાખવામાં આવ્યો હતો. પાંચ વર્ષને છેડે વિદ્યાર્થીઓએ હોમર બે વાર વાંચેલો હોવોજ જોઇએ, વરજીલ અને ટુંકાવેલો હોરેસ લગભગ પૂરો કરવોજ જોઇએ, નેલસન તથા વેલિંગટન વીશે શબ્દચાતુર્ય કે અર્થચાતુર્ય પૂર્ણ વાકયો લેટીન ભાષામાં જાતે રચતાં આવડવાંજ જોઇએ! લેટીનમાંથી અનુવાદ તેમજ ઉતારા કરવાનો શોખ તે સમયમાં એટલો બધો તો પ્રચલિત હતો કે એક વેળાએ આમની સભામાં જ્યારે નામાંકિત પિટ 'એનીડ'માંથી એક ટાંચણ કહી સંભળાવતો હશે ત્યારે વચમાં કાંઇ ખલેલ થવાથી એ લગાર થંભ્યો. તુર્તજ 'વ્હિગ્સ' અને 'ટોરીઝ' એ બન્ને પક્ષના બધા સભ્યોએ અધુરું ટાંચણ ઉપાડી લીધું અને મોટા સ્વરે અંત લગી એક સાથે તે બોલી ગયા. ખચિત, સર્વ સામાન્ય સંસ્કૃતિનું આ કેવું સુંદર દષ્ટાંત કિંવા દૃશ્ય!

એ કાળમાં વિજ્ઞાનનો અભ્યાસ મરજીયાત હોઇ સ્વાભાવિક વિસારે પડયો હતો. કોઇને તેની દરકાર નહોતી. પણ નૃત્ય ફરજીઆત હતું. જો કે ધર્મે જાહેર કરેલાં કોઇ પણ શિક્ષણ કે આજ્ઞા પ્રત્યે અશ્રદ્ધા બતાવવી એ ડૉ૦ કીટને મનથી જબરદસ્ત ગુન્હો હતો, તોયે વિદ્યાર્થીઓ

ધર્મયુક્ત નીવડે એ વાત એને પસંદ નહોતી. રવિવાર પાળવા પળાવવા વિષે એનો ખાસ આગ્રહ નહોતો. કોઇકવાર કોઈ દેવળમાં બેસી પ્રાર્થના કરવી પડે તો તે લઇ ચલાવતો.

છોકરાઓ દરેક રીતે તાલીમબદ્ધ રહે એ માટે ડૉ૦ કીટની કડકાઇ સારાએ ઇંગ્લાંડમાં જાણીતી હતી. છતાં યુવક જીવનનો એ વિખ્યાત પારખૈયો કોઇક વિચિત્ર માનસ ધરાવતો છોકરાઓ થોડું થોડું જુદું બોલે તેને એ 'વિવેક બુદ્ધિની' તથા આબરૂની નિશાની લેખતો.

ઇટનમાં તે વેળાએ વિદ્યાર્થીઓમાં પરસ્પર કેવળ અસભ્ય તથા નિર્દય રીવાજો ચાલી રહ્યા હતા: ન્હાના છોકરાઓને મોટા છોકરાઓના ગુલામ જેવા વેતરા (fags) બનવું પડતું. ઉપરાંત એ બાપડા વેતરા શિક્ષકોની પથારી બનાવતા, બાહરના નળમાંથી પાણી ભરી લાવતા, સવારે એમની મેડીએ પાણી પહોંચાડતા, તેમનાં કપડાં પરની ધુળ ઝાટકી તેને સાફ કરતા. કોઇની મકદુર નહીં કે આ ફરજ ઉઠાવવાની ના પાડે. જો કોઇ આશાભંગ કરે તો 'ગુન્હા યોગ્ય માનના' તે બાપડાને મોટા છોકરાઓ મારંત ભોગવ્યા સિવાય બીજો કોઈ છૂટકો જ ન રહેતો. આ મોટા વાઘો બાપડા ન્હાના વિદ્યાર્થીઓ પર શો ત્રાસ તથા જુલમ વરસાવતા તેનો એક દાખલો, શાળાના કોઇ વિદ્યાર્થીએ પોતાના ઘરનાં માણસોને લખેલ પત્રમાંથી મળી આવે છે. એ કાંઇ ફરિયાદ નથી કરતો, પણ શાળાનું પોતાનું સાધારણ જીવન આલેખે છે ! "—" રોલ્સનો હું વેતરો છું. મારાથી ન કુદાય એવો પાણીનો ખાડો ટપી જવા એણે.. મારા પર જબરું દબાણ ચલાવ્યું. તેનું કહ્યું મારે કરવું જ પડ્યું. એમ કરતાં જ્યારે જ્યારે હું ગભરાઈ પાછો પડતો ત્યારે ત્યારે દર વેળાએ એ મને જોરથી ધક્કો મારી તેમાં ગબડાવી દેતો. સ્વભાવિક, મારા ઘુંટણ અને પગ ઉઝરડાઈ તેમાંથી લોહી નીકળ્યું. મારા વસ્ત્રો અહીં તહીંથી ફાટીને ચીથરાં થયાં. મારા 'મોક કવિઓ' (ચોપડીઓ) પલળીને નરમ માવા જેવા બની ગયા."

સ્વરક્ષણ (self Defence) ની ગૌરવવંતી કળાનું મૂલ્ય તે વેળાએ ઇટનની શાળામાં ખુબજ ઉંચું અંકાતું: છોકરાઓ વચ્ચે તકરારો વધી પડતાં વારંવાર ભયંકર મુક્કાબાજી ચાલ્યા રહેતી. તેમા કોઇ કોઇવાર કોઇ છોકરાનો પ્રાણ સુદ્ધાંએ જતો—મુક્કાબાજીનું છેવટ મૃત્યુમાં આવી અટકતું. ડૉ૦ કીટને એની ખબર થતા જ્યારે ખાસ જોવા એ આવતો ત્યારે એના મુખમાંથી હંમેશ આ ઉદ્ગાર સ્વસ્થતાપૂર્વ નીકળતો "ખચિત શોચનીય ! પણ ખરી મર્દાનગી તો એજ કે ઇટનના દરેક છોકરાએ એક મુક્કા સામે બીજો મુક્કો મારવાને તૈયારજ રહેવું."

ફેગવણીના નામે ચાલતી એક દુષ્ટ પ્રથા ચલાવવાનો એકલો હેતુ એજ કે એકજ ઢાળના કરડા દેખાતા પાષાણ હૃદયી પુરુષો ઇંગ્લાંડમાં ઉત્પન્ન કરવા. ઇટનના વિચારની સ્વતંત્રતા નહોતી—કાર્યની હતી: ખાસ કરી 'મોટા વાઘો' માટે તો જરૂર! જો ભુલેચુકે કોઇ વિદ્યાર્થી વિચારની, વસ્ત્ર પરિધાનની અથવા બાપાને લગતી કાંઇક મૌલિકતા દાખવે તો એને 'ઘોર અપરાધ' અને 'શરમ ભરેલી ધૃષ્ટતા' નીજ ઉપમા મળતી. આ 'નવો ફાંટો' સહન કરવાને ત્યાં એક પણ વ્યક્તિ શોધી ન જડતી. જુદી પડતી ભાવનાઓ કે અપરિચિત ગ્રંથો પ્રત્યે જો લગારેય રૂચી બતાવવામાં આવતી તો તે 'ધિક્કાર મુક્ત દંભ' લેખે ઓળખાઇ તેને સત્વર દાબી દેવામાં આવતી.

આવું પોલું વિદ્યાર્થી-જીવન તે વેળાએ ઘણુંખરા બધા અંગ્રેજ છોકરાઓને તદ્દન યોગ્ય લાગતું. રાજાના વરદ હસ્તે સ્થપાએલી અને ...ડી દર પેઢી રાજાઓના પાડોશ તથા સુરબ્બી-...રીથી રક્ષાએલી ઇટનની મહાશાળાનો જુનો રીવાજી ઝુંડો સુસ્તપણે ઉંચે ને ઉંચે ફરકાવેલો રાખવામાં આ છોકરાઓને ભારે ગર્વ હતો. ઇટનની કાંઇ કાંઇ ઉણપો તેમજ યાતનાઓ સહી લેવામાં આ અક્કલશુન્ય ગર્વ તેમને કોઇ શાન્તિદાયક મલમ જેવો સુખકર થઇ પડતો.

પણ એથી થોડાક કોમળ હૃદયવાળા અને તીવ્ર લાગણીના છોકરાઓને ભારે ત્રાસ ઉપજતો. તેમને એથી લાંબો કાળ ખૂબજ પીડા સહન કરવી પડતી.

એઓમાં એક પર્સી બ્યેશી શેલી હતો. સસેક્સના શ્રીમંત જાગીરદારના એ પુત્રને-સર બ્યેશી શેલી બૅરોનેટના એ પ્રપુત્રને ઇટનની આ દવા મુતલગ માફક આવી શકી નહીં. એ પોતાને તેને યોગ્ય બનાવી શક્યોજ નહીં.

તેજસ્વી નીલાં નેત્ર, કાળા કરચ્યાળા વાળ અને નાજુક ઘાટઘટમ ધરાવતો આ છોકરો અસાધારણ રૂપાળો હતો. પોતાના વર્ગમાં એ અંતઃકરણની તીવ્રતા અસામાન્યપણે દેખાડી આપતો અને રમત ગમતના કાયદા વિષે પ્રશ્નો ઉઠાવવાની 'અવિશ્વાસનિય વૃત્તિ' ને બેધડક માર્ગ આપતો.

એ જ્યારે પહેલવહેલો ઇટનમાં દાખલ થયો ત્યારે ચઢીઆતા વર્ગના 'મોટા વાધો' એ એનો કોમળ બાંધો અને છોકરી જેવી નરમ રીતભાત જોઈ એમજ માની લીધું કે આ નવા નિશાળીઆ પર સત્તા ચલાવવામાં કશી હરકત આવશે નહીં. પણ તેમને નવો અનુભવ મળ્યો. તેઓએ તુર્તજ જોઈ લીધું કે જરા જેટલી ધમકીના જવાબમાં એ ગુંટણુ જેટલા પોરીઆ તરફથી તેમને જુસ્સાદાર અટકાવ આવી મળતો. એ છોકરામાં અણનમ ઈચ્છાબળ હતું પણ કમભાગ્યે તેને અમલમાં મેલવા જેટલું શરીરબળ તેની પાસે ન હોવાથી તે નિરૂપાય બની ઝટ છેડાઇ પડી બંડખોર વૃત્તિ ધારણ કરતોઃ શાન્તિ સમયે જે આંખો કેવળ સ્વપ્નવત્ દેખાતી તે રોષ જ્વાળાથી ઝગઝગતી ઝનુની બની જતી અને તેનો હમેશનો મીઠો ધીમો સ્વર ચીચીયારી પાડતો હોય તેવો તીણો તથા વ્યથાસૂચક જાહેર થતો.

પુસ્તકો પ્રત્યે એનો અનુરાગ, રમત પ્રત્યે એનો અભાવ, હવામાં ઉડતા એના લાંબા વાળ, છોકરી સમી એની લાંબી ગરદન દેખાડતી એના ખુલ્લા ગળપટ્ટાની ફેશન, ઇત્યાદી એનો આખો દેખાવ ઇટનના એકલસુરા હેવાનિયત રાજ્યઅમલની પ્રકટ કિંવા મુગી નિન્દા કરતો હોયની એમ પ્રત્યક્ષ જણાઇ આવતું.

પહેલે દિવસથીજ શેલીએ નિશ્ચય કીધો કે ન્હાના છોકરાઓ મોટા છોકરાઓનું દાસત્વ સ્વીકારે એ મનુષ્યની માનબુદ્ધિ પર અમાનુષી અત્યાચારજ કહેવાય-એ વિના વિરુદ્ધતાએ સહી લેવું તે શરમભરેલું અપમાનજ લેખાય. પોતાની ઉપર શેઠાઇ ચલાવવા માટે નક્કી થયેલા 'મોટ. વાઘ' ની સત્તાનો એણે પ્રથમથીજ અનાદર કર્યો. આ હિમ્મતના પરિણામે આખી શાળા વચ્ચે ન્હાનો શેલી ધિક્કારેલો બહારવટીઓ જાહેર થયો.

'ગાંડો' શેલી એવું એનું નામ પડ્યું. એના જંડખોર આત્માને બચાવી લેવા માટે મોટા વાઘોએ એકસંપ થઈ વખતો વખત એના પર સામટો દાવ લેવા માંડ્યો. તેઓ જ્યારે એના પર હાથચાલાકી કરે ત્યારે એ ઝનૂની બની જઈ ચુચાર ઊડી પેરે ખુલ્લા હાથે સંભારી તેમને નખરિયાં મારતો કે બે ચાર નિષ્ફળ તમાચા લગાવી દેતો.

શેલીને વ્યવસ્થાપૂર્વક 'જાળમાં ફસાવવો' એ હવે ઇટનના પોરિયાઓની માનીતી રમત થઈ પડી. જો આ કોઈ જાસુસ છોકરો એ 'વિચિત્ર પ્રાણીને' સરિતા તીરે બેઠેલો કાવ્ય વાંચતો શોધી કાઢે તો એ 'કૌતુક' દેખાડવા અને તે બહાને તેને સતાવવા અર્થે 'આવો—જુઓ આ દેખાવ જુઓ, દોડો—દોડો' એવો પુકાર પડતાંજ અહીં તહીંથી બધા વિદ્યાર્થીઓ ત્યાં દોડી આવતા. બાપડો શેલી આ ત્રાસમાંથી બચવા સંકોચો છોડી ઉભો થઈ ત્યાંથી નાસવા માંડતો. ઘાસના લીલાછમ ક્યારાઓ કુદાવતો કુદાવતો ઇટનની ગલીઓમાં દાખલ થઈ કોલેજની ગંભીર ઘેરી અંધારી પરસાળોમાં કોઈ ખુણે આશરો લેવાને દમ બાંધીને દોડતો. હરણ પાછળ શિકારીઓ, એમ છોકરાઓ પણ વિદ્યુત વેગે એની પૂંઠે આવી પહોંચતા. અંતે ફસાએલી હરણી સમ એની લાચાર સ્થિતિ થઈ પડતી. છોકરાઓ એને દીવાલની સામે સદંતર ઘેરી લેતા એ વેળાએ લાચાર બની ન્હાનો શેલી ધારતીની એક કર્ણભેદી લાંબી ઉંડી કારમી ચીસ પાડી ઉઠતો અને છોકરાઓ વિજય સાથે જકડી રાખેલા એ પોતાના ભોગ ઉપર કાદવ કીચડથી ખરડાએલ દડાઓનો ઉપરાઉપર જબરદસ્ત મારો ચલાવી 'શેલી-શેલી, છોકરી-છોકરી!'ની ગગનભેદી ગર્જનાઓથી ત્યાંનું આખું વાતાવરણ ગજવી મુકતા. ઇટનની પુરાણીદીવાલો ચઢીઆતા સ્વરે પાછો તેનો પ્રતિઘોષ પાડતીઃ—'શેલી-શેલી, છોકરી—છોકરી!'

એવામાં એક વફાદાર વેંતરો આગળ પડી શેલી પાસે જઈ પહોંચી તેનું 'જાકીટ' તાણવા લાગતો. બીજો તેને તીક્ષ્ણ ચીમટીઓ તોડવા મંડતો. ત્રીજો એના થરથરતા હાથોમાં ચીવટાઈથી ધરી રાખેલી ચોપડીઓને ફટાક દઈને મારી જમીન પર ગબડાવી દેતો. આ પછી છોકરાઓને એ નિર્દય ઉલ્લાસ તેની પરાકાષ્ઠાએ પહોંચતો અને જાણે કેમ દુશ્મન બાજી બંદુક ટાંકી હોય તેમ શેલી તરફ પોતાની અપમાનસૂચક આંગળી ચીંધી સર્વે છોકરાઓ વધુ અને વધુ ઉંચા સ્વરે કાળજું કંપાવે એવી એક સામટી તાલબદ્ધ પોક મુકયાંજ જતા—'શેલી-શેલી, છોકરી-છોકરી!' સ્વાભાવિકજ કોમળ અને નાજુક દેહ ધરાવતા ન્હાના શેલીના એકેએક જ્ઞાન રજ્જુ આ કર્કશ અને કાતિલ સ્વર બાણથી છેદાઈ ભેદાઈ જાણે તૂટીફૂટી જતા હોય એમ ત્રાસદાયક વ્યથા ભોગવતાં.

અંતે ભય અને થાકથી શેલી પળભર દીવાનો બની જઈ એક પાછળ એક કરુણાત્મક ઝનુની રાડ પાડતો. એનો મોહક મુખડો રૂની પુણી જેવો ઉજળો બની તે પરથી પરસેવાના રેલા ઉતરતા. એની કોમળ કાયા આખી થરથરી કંપી ઉઠતી, છતાં એ નમતું ન મૂકતો; દયા કે ક્ષમા માગી આ દુઃખદાયક સ્થિતિમાંથી છૂટવા

જેટલી નિર્બળતાને શરણ્ નજ થતો. છેવટ, વારંવાર ઉપસ્થિત થતા આ એકના એક ારના તમાશાથી કંટાળી ધરાઇને બધા વિદ્યા- ઓ વીખરાઈ જઇ પોતપોતાની રમત ગમતમાં પાછા જોડાતા.

અને બાપડો શેલી એની કાદવરંગી ચોપડીઓ ઉપાડી લઇ થેમ્સ નદીને કાંઠે લાગેલાં લીલાં ઘાસનાં ખેતરોમાં પાછો રખડી ભટકી સૂર્ય પ્રકાશથી બનેલ ચકચકતા શેતભિત પટાદાર ઘાસ પર આરામ લેવાને અરડાય છે–પડખેથી સર્પાકારે વહી જતી સુંદર સરિતાના મરોડદાર જળવહનને એકી ટશે નીરખતો કલાકોના કલાક સુધી ત્યાં બેસી રહે. છે.

વહેતા પાણીમાં પણ સંગીત પેઠે પીડાકારી વ્યથાને મધુર ગમગીનીમાં ફેરવી નાંખવાનો ગુણ હોય છે. એ બન્ને પોતાના ધીમા મૃદુ મીઠા વહન દ્વારા દુઃખી આત્મા ઉપર વિસ્મૃતિનું તથા શાન્તિનું ઔષધ સમું ઉપચારિક અમૃત રેડે છે. અહીં એક પળે સામેના વિન્ડઝર તથા ઇટનના પ્રચંડ ઉંચા મિનારાઓ આ યુવાન બંડખોરની આંખે કોઇ શત્રવટ માંડી બેઠેલી દુનિયાના નિષ્ઠુર પ્રતિનિધિઓ જેવા દેખાય છે, તો બીજી જ ઘડીએ નદિના જળ વમળમાં 'વિલો' વૃક્ષના ફુજતા રમ્ય પડછાયા પોતાની આછી પાતળી નાજુકાઇમાં શોભતા એના હૃદયને મૃદુ મીઠી હુંફથી ભરી દઇ આરામ આપે છે.

આમ સૃષ્ટિ સૌંદર્યનું ખુબ રસપાન કર્યા બાદ સ્વાભાવિક એનું લક્ષ એની વહાલી ચોપડીઓ ભણી પાછું વળે છે; હીડરો–વોલટર અને હોલબેકની વિચાર શ્રેણીઓમાં એ તલ્લીન બની જાય છે. ઇંટનના ઉસ્તાદોથી હીણાએલા આ સુવિખ્યાત ફ્રેંચ કવિઓને ચાહવામાં શેલીને ઘણોજ ગર્વ તથા આનંદ મળે છે. ઉપરાંત એને મન વિશેષ આનંદની વાત તો આ લાગે છે કે ગૉડવીનના "પોલીટીકલ જસ્ટીસ" નામક પુસ્તકમાં આ બધા ફ્રેન્ચ ગ્રંથકારોના મંતવ્યોનું તત્વ સમાઇ ગએલું એ જુએ છે. તે સમયમાં શેલીનું સૌથી માનીતું વાંચન પણ એજ હતું.

ગોડવીનના વિચાર દરેક સવાલોને સહેલા બનાવી દેવાનો કીમીયો ધરાવે છે–લોકો જો ગોડવીનનો બરાબર અભ્યાસ કરે તો તેઓ આદર્શ સુખને અવશ્ય સંપાદન કરે–દિવસની બે કલાકનીજ મહેનતમાં પોતાની સઘળી જરૂરીઆતોને મેળવી લે–લગ્ન જેવો મૂર્ખ લોકાચાર સેવવા બદલે તેઓ સત્વર સ્વતંત્ર પ્રેમને પ્રાપ્ત કરી લીએ અને ખરી ફિલસુફીના પ્રભાવ પ્રતાપે સર્વે સુખરૂપ સત્યનાજ માર્ગે વીચરી શકે: એવાં એવાં મહાન મીઠાં જાગ્રત સમણાંઓને નદીના હીલતાં પાણી પર શેલી આનંદભર જોઇ રહે છે.

સત્ય પ્રત્યે આંખો બંધ રાખવાના અપવિત્ર કાર્યમાં મનુષ્યનો મતાગ્રહ કિંવા દુરાગ્રહ સૌથી વિશેષ આડે આવે છે, એ બળાપો શેલીને વિદ્યાર્થી જીવનના આરંભથીજ વળગેલો હતો. થેમ્સ નદિના નૃત્ય કરતાં પાણી એની આ આંતર વ્યથાના દિલસોજ સાક્ષી તથા સાથી હતાં.

પ્રિય વાંચનમાંથી પરવારી, પુષ્પ–તારલાઓથી મઢેલ પ્રકાશિત ઘાસ ઉપર આળોટાઇ "શા માટે મનુષ્યો દુઃખી છે" એ કોયડાનો ઉકેલ શોધતો ભવિષ્યનો આ મહાકવિ વારંવાર ઉંડા ઉંડા વિચારમાં ઉતરી જતો. એ દરમિયાન

કોઈ કોઈવાર શાળાના મકાનોની પાછળથી ભૂખાઈ ભરેલા અવાજોનો ગરબડિયો ઘોંઘાટ વન અને વહેળાઓથી બનેલ સર્વોત્કૃષ્ટ સૃષ્ટિ સૌંદર્યને સ્પર્શ કરતો શેલીના કર્ણો પર આવી અથડાતો. સુભાગ્યે અહીં કોઈ મસ્તીખોર મશ્કરી કરતી આંખો તેના પર જાસુસી ચલાવવા હાજર નહોતી. લાંબાં વાળના, ઉઘાડી ગરદનના, મનહર મુખડાવાળા આ ન્હાના છોકરાની ભોળી આંખોમાંથી આસપાસનું સૌંદર્ય અને આંતર ઉર્મીની સામટી અસરને લઈને બેચાર મોતી જેવાં આંસુઓ ગબડી પડતાં—એના નાજુક હસ્તો એકેકમાં જોડાઈ જતા અને એના જીવન-સંકલ્પનો આ મહામંત્ર એનાથી સ્વાભાવિક ઓચરાઈ જવાતો:

"હું આજથી પ્રતિજ્ઞા પૂર્વક નિશ્ચય કરું છું કે જેટલી શક્તિ મારામાં છે, તેટલો હું ડાહ્યો, ન્યાયી અને સ્વતંત્ર બનીશ. કસમ લઈ કહું છું કે મૌન રહીને પણ હું કોઈ નિર્દય સ્વાર્થ સાધુનો કે દુષ્ટ સત્તાશાળીનો સહકારી નજ થઈશ. નબળા ઉપર જબરા કરે એ અધમ રીતિને હું જરાય સહાનુભૂતિ આપીશ નહીં—મરતાં સુધી તેની સામે થઈશ. ઉપરાંત આ પળે આ...આસપાસના સૌંદર્યને સાક્ષી રાખી અંતઃકરણ પૂર્વક જીવન-સંકલ્પ કરું છું કે હું મારું આખું જીવન સૌંદર્ય પૂજાને તથા તેના પ્રચાર માટેની અખંડ સેવાનેજ અર્પણ કરીશ!"



# પુરાતન આર્યોનું ધ્રુવપ્રદેશમાં રહેઠાણ.

## બારીક નિરિક્ષણ.

લે. રા. અમૃતલાલ વસાવડા.

સંક્ષિપ્ત નોંધઃ—

(૧) હિંદુ અને પારસી શાસ્ત્રોમાં ધ્રુવપ્રદેશના રહેઠાણ વિષેના દાખલાઓ.

(૨) આર્યોનું ધ્રુવપ્રદેશનું રહેઠાણ.

(૩) હવાપાણીના ફેરફાર અને તેને લીધે દક્ષિણ તરફની હીલચાલ.

(૪) ધ્રૂવવૃતમાં ઉષ્ણ હવાપાણી હોવાના પુરતર દાખલાઓ.

(૫) સમયનો અંદાજ.

(૬) ખુલાસાઓ (અ) ખગોળિક.

(બ) વાયુ ચક્રોદ્દભવ.

(૧) ડૉકટર સીંપ્સન (૨) પેગનર (૩) હંફ્રેઝ (૪) બ્રૂકસ.

(૭) ખુલાસા મેળવવા વધારે પ્રયત્નની જરૂર.

૧

### શ્રુતિ સ્મૃતિના નિર્દેશો.

ઘણા પૂર્વકાલીન અનુભવોની નોંધ લેતા ગ્રંથ વેદોમાં ખગોળનો આધાર ધરી પર છે, અને તેની ચક્ર જેવી ગતિ છે એ રીતનો ઉલ્લેખ કરતી ઋચાઓ છે. ગગનસ્થ પદાર્થોની મેરુપર્વતની ચોપાસ ચક્રવાળી ગતિ વિષેનો નિર્દેશ સંસ્કૃત ગ્રંથોમાં તદ્દન સામાન્ય રીતે ઉલ્લેખાયો છે. સમજુ લોકો આ વિચાર માન્ય કરે એમ નથી, એ સ્વાભાવિક છે કારણ કે સૂર્ય અને ચંદ્ર મેરુપર્વતની ચોતરફ ફરે અને સાથે આથે આખી પૃથ્વીને તેજોમય કરે એ અસંભવિત લાગે છે. આ સંબંધમાં ટોપી જેમ ગોળ ફરે એવી ખગોળની ગતિ વિષેની ગ્રીક ફીલ્સુફ એનારથીમીનીસની સરખામણી ધ્યાન ખેંચે એવી છે.

દેવોનાં દીનરાત્ર પ્રાણીઓનાં ૭ ૭ મહીના જેટલાં લાંબાં છે, એ મતલબનો મત પણ હિંદુ ગ્રંથોમાં સારી રીતે પ્રચાર પામેલો છે, એમ સૂર્ય સિદ્ધાંત નામના હિંદુ ખગોળ શાસ્ત્રના એક પ્રમાણભૂત ગ્રંથમાં લખ્યું છે. " મેરુ પાસે દેવો મેષરાશિથી શરુ થતા અર્ધચક્રમાં સૂર્યને એક વખત ઉગતો જુએ છે. " " સૂર્ય, ચંદ્ર અને તારા વર્ષમાં એકજ વખત ઉગે છે અને આથમે છે અને એક વર્ષ એક દિવસ માત્ર છે, એ મતલબનું અહુરમઝદનું કહેણુ પારસી ધર્મગ્રંથોમાં છે. પુરાતની આર્યો આ લાંબા દિન રાત્ર, દેવયાન ( ઉર્ફે ઉજ્જવલ તથા શુભાર્ધ વર્ષ ) અને પિતૃયાન (ઉર્ફે મલિન તથા અશુભાર્ધ વર્ષ)માં માનતા હતા. ત્યાર બાદ ધ્રુવપ્રદેશમાં લાંબો વખત ટકી ટમટમી રહેતા પ્રભાતનું વર્ણન પણ આપેલ છે. દીર્ઘ સમયના અંધકાર બાદનાં આ પ્રભાતની આતુરતાથી રાહ જોવાતી અને તેને ઉત્કંઠાથી અભિનંદાતુ. ઋગ્વેદમાં સૂર્ય તેજ

વિનાના પ્રભાતના જુથનું વર્ણન આપેલ છે. વાસ્તવિક સૂર્યોદય થયાં પહેલાંના ત્રીસ દીવસના ત્રીસ પ્રભાતો—(અને સૂર્યાસ્ત પછીની ત્રીસ સંધ્યાઓ)—આકાશના અમુક ભાગ સુધી ખીલતાં અને ચિત્ર વિચિત્ર રંગો ખીલવતાં. ઉષાના જુથની વૈદિક કવિઓની નીતરતી આરાધનાનાં વર્ણનની સરખામણીમાં હોમરના ગુલાબી પ્રભાતનું વર્ણન લેશ માત્ર ટકે એમ નથી.

ઈંદ્રના દુશ્મનોને છુપાવતી લાંબી અઘોર રાત્રિના અંધકારનું વિવેચન, મધ્ય એશિયામાંના લાંબા શીઆળાની રાત્રિને બંધ બેસે છે. આ ઉપરાંત વળી વર્ષની જમણી અને ડાબી બાજુ આકારતાં અન્ય તરેહના દીનરાત્રનું એક અલગ જુગ્મ વર્ણવ્યું છે. સૂર્યને ઘણા દિવસો સુધિ ક્ષિતીજ નીચે દાબી રાખતા વ્યાસના પ્રયત્નોની હરિફાઇમાં તેટલાજ લાંબા સમય સુધી સૂર્યને ક્ષિતિજ પર સતત રાખવાના ઇન્દ્રના પ્રયત્નો વીશે એક જગ્યાએ ખાસ ભાર દઈ વર્ણન કર્યું છે "અહનિ" ઉપનામનાં આ જાતના દિન રાત્રોની ગણના ઉત્તરે ભૌગોલિક ૬૬$\frac{1}{2}$ અક્ષાંશ જાઇએ તો ખરી ઠરે છે.

ત્યારપછીના વૈદિક ગ્રંથોમાં બાર મહીનાના દેવો બાર આદિત્યો અથવા સૂર્યોનું વિવેચન છે. ભિન્નભિન્ન પ્રદેશમાં ભિન્નભિન્ન સૂર્યો હતા એ માન્યતાને લીધે પ્રત્યેક મહીનામાં આબોહવાના અન્ય ફેરફારો થતા એવી સમજુતી હતી. જુના ગ્રંથોમા માત્ર સાત સૂર્યો વીશે લખાણ છે. સૂર્ય એકજ છે એ વાત ધ્યાનમાં રાખીએ તોપણ એના રથને સાત ઘોડા જોડાતા અથવા તો સાત ચક્રો હતાં, એ વિચાર પ્રચલિત છે. સૂર્યની માતા આદિતિને આઠ પુત્રો જન્મ્યા હતા પરંતુ આઠમો ખોડખાપણવાળો હોવાથી એને કાઢી મુક્યો હતો એમ કહેવાય છે. જેમ જેમ આર્યો ધીમે ધીમે દક્ષિણ તરફ મૂલક બદલતા ગયા તેમ તેમ સાતના દશ અને છેવટે જ્યારે દક્ષિણ પ્રદેશના અંતમા આવી ઠરી ઠામ રહ્યા ત્યારે બાર સૂર્યોમા માનતા થયા. અર્વાચીન દસ માસિક વર્ષ એટલું સરસામાન્ય મનાઇ કે હાલના ઈસ્વી સૈકાના છેલ્લા મહીના ડીસેમ્બર (દશમો મહિનો)નું નામ પણ તે માન્યતા પરથી પડ્યું હોય એમ લાગે છે. ન્યુમાએ આમાં ત્યારપછીની સ્થિતિ જોતા બીજા બે મહિના વધારી બાર મહીનાનું વર્ષ કર્યું હોય. એમ લાગે છે. આર્યોના પ્રાચીન રહેઠાણમા સપ્ત-માસિક સૂર્ય અને ત્રીસ દિવસનું અવિચ્છિન્ન પ્રભાત રહેતા તેથી વૈદિક કવિને મનગમતી સૂર્યની સપ્તમતા વીશેનો ખુલાસો સત્ય લાગે એવો છે.

પ્રાચીન યજ્ઞયાગો, વર્ષના નામ અને મુદત બન્નેને મળતા આવતા હતા. દિવસ ગમે એટલી ટુંક મુદતનો હોય તોપણ વાતાવરણ સ્વચ્છ કરીને સૂર્યનો પ્રકાશ હોય તો આખા (વધારેમા વધારે સાત મહિનાની મુદતના) વર્ષ સુધી યજ્ઞ ચાલતો. ત્યારબાદ નવગ્વા અને દશગ્વા એટલે નવ અને દશ માસિક યજ્ઞો થવા લાગ્યા. આ વાર્ષિક સત્રો પૂરા થાય એટલે એમની લાંબી રાત્રી શરૂ થતી. આ ઉપરથી સાફ જણાય છે કે જૂનાં આર્યોના રહેઠાણમાં દેવોને સાત મહીના યજ્ઞબળી મળતો અને જેમ જેમ આર્યો દક્ષિણ તરફ નીચે ઉતરતા ગયા તેમ તેમ યજ્ઞબળી નવ અને દશ મહિના દેવાતો ગયો.

વેદશાસ્ત્ર પ્રમાણે સપ્તમાસિક વર્ષમાં ત્રીસ દિવસનું પ્રભાત હોવું જોઇએ એ નિયમે આર્યોનું પુરાતન રહેઠાણ દૂર ધ્રુવ પ્રદેશમાં હતું એ વાતને પુષ્ટિ મળે છે.

સપ્તમાસિક વર્ષમાં એક માસ પ્રભાત ઉપરાંત એક માસ સંધ્યા અને લગભગ સો દિવસ જેટલી રાત્રિ સતત લાંબી હતી. હીંદુ આર્યોના ખ્યાલમાં આ લાંબી રાત્રી રહેલી છે એમજ નહીં પરંતુ ઇરાનમાં જઇ વસેલા આર્યોના ખ્યાલમાં પણ તે મોજુદ છે. શત–રાત્રના અતિરાત્ર યજ્ઞ સમયે સોમ્રે આપેલા બળાથી પુષ્ટિ પામીને અંધકાર સામે તુમુલ યુદ્ધ કરતો. શતક્રતુ (શતયજ્ઞ વ્યક્તિ)ના જેવાજ, ભાવિકોના શતરાત્રિના યજ્ઞબળથી પુષ્ટિત અવેસ્તૈક્તીસ્ત્વાએ અપોશાને હરાવ્યાનો દાખલો છે.

કેટલીક વેદની વાતો અને પૌરાણિક દંતકથાઓ પ્રારંભના ધ્રુવ પ્રદેશીય રહેઠાણના વિચારે તપાસીએ તો તેવી કલ્પના પ્રમાણભૂત છે એમ દેખાય છે. હાલના કેટલાક પૌર્વાત્ય મુખીઓએ કણેલા પુરાતની સંસ્કૃત પંડિતોએ કરેલા તિમિર અને તેજ વચ્ચેના દૈનિક ઝગડા અથવા શિશિર પર વસંત વિજય યા તો નભમંડળ પર વાવંટોળ દેવની ફતેહ વિગેરે દંતકથાના ખુલાસા, વિચાર કરતાં નિર્માલ્ય લાગે છે. પરંતુ એના ખુલાસા લાંબા શીઆળા પછીના સૂર્યના વાર્ષિક પ્રસાગમનથી અથવા તો ધ્રુવ પ્રદેશીય સિદ્ધાંત પર વર્ષના વિભાગ કરીએ તો વધારે સત્ય લાગે છે. ઘણાખરા ખુલાસાનો સ્ફોટ આવી રીતે કરીએ તો તે કુદરતી રીતે સ્પષ્ટ દેખાય છે. અને તેથી મી. તીલકના ઉત્તર ધ્રુવપરના પુરાતન રહેઠાણ પરના આ રીતના વિવેચન માટે આપણે એને માન આપવું ઘટે છે.

પશ્ચિમ વિભાગની આર્ય જાતો અને તેમના કુટુંબોની દંતકથાનો અભ્યાસ અને તપાસ કરીને પ્રોફેસર હીસ ડેવીડઝ પણ એવાજ નિશ્ચય પર આવ્યા છે. એમના હિબર્ટ વ્યાખ્યાનમાં સારાંશમાં એઓ જણાવે છે કે "ગમે તેમ હો પરંતુ મેં આપને જણાવેલી પુરાણિક દંતકથાઓ ઉપરથી મારી ભૂલ ન થતી હોય તો એમ જણાય છે કે એમનું રહેઠાણ ઉત્તર ધ્રુવ વૃતમાંના શ્વેત સમુદ્ર પાસે ફિનલેન્ડના ઉત્તર પ્રદેશમાં કોઇક ભાગમાં, જેવા કે નોર્સ (નોર્વેના લોકોની) દંતકથામાંના અમરતાના પ્રદેશમાં હતી." તેઓ વળી કહે છે કે "ધર્મપરાયણ સનાતનીઓને આ વાત ક્ષોભ રૂપે નહિ લાગે. કારણ કે મનુષ્યની સર્વ જાતીઓ મૂળ નોન–સીમીઅન (વાંદરામાંથી ન ઉતરેલી) જાતમાંથી પેદા થએલી છે અને વળી બાઇબલમાં પણ ઈડનનો બગીચો કયાં અને ક્યારે મોજુદ હતો તે જણાવ્યું નથી."

## ૨

### ઉત્તર ધ્રુવવૃતનું આર્યોનું રહેઠાણ

ઉપરની વાતો એક સામટી કરીને સારાંશ કાઢતાં સર્વ સામાન્ય આર્યોનું ઉત્તર ધ્રુવમાં રહેઠાણ હતું એમ જણાય છે. મનુષ્યજાતિ માત્રના પ્રકાશ અને વિસ્તારનું મધ્યબિંદુ ઉત્તર ધ્રુવ હોય અને જો અત્યારની અને પહેલાંની મનુષ્ય જાતિમાં કાંઇ વધારે અથવા ખાસ ફેરફાર ન થયા હોય એમ માનીએ, તો ધ્રુવ પ્રદેશમાં સમતોલ હવાપાણી હોવાં જોઇએ એવી કલ્પના કરવી પડે છે. ત્યાંનાં હવાપાણીમાં ફેરફારો થયા તેનાં પુરતાં પ્રમાણો છે. અને તેને લીધે આ રહેઠાણમાંથી મૂળ જાતના તફા પડયા હશે.

## ૩
## હવાપાણીના ફેરફારો અને તેને લીધે દક્ષિણ તરફ થએલું સ્થળાંતર

મી. તિલક છેવટમાં મધ્ય હિમ કાલાન્તે થએલ આર્યોનાં આ પુરાતન સ્વર્ગના હિમોત્પાદક વિનાશના પ્રત્યક્ષ પ્રમાણો પણ આલેખ્યાં છે. જુદાં જુદાં શાસ્ત્રોમાં અખંડવૃષ્ટિ બરફ યા જળપ્રલય વગેરે નામોથી આ વિનાશ વર્ણવેલ છે. આને લીધેજ આર્યોને દક્ષિણ પ્રદેશમાં વધારે અનુકૂળ રહેઠાણમાં જવું પડયું હતું. અર્ધવર્ષીય દિનરાતનાં વર્ણન ઉલ્લેખતાં પારસીશાસ્ત્ર વેન્દીદાદના પહેલા ફરગર્દમાં પણ એમના પુરાતન રહેઠાણના હિમોત્પાદક વિનાશનું વર્ણન આપ્યું છે. આ વિનાશ બાદ અહુરમઝદે અન્યત્ર મેદાનો પ્રકટ કર્યાનું અને એને અંગે ફેરફેરથી થએલી નવીન રહેઠાણની ઉત્પત્તિનું વર્ણન પણ આપ્યું છે. અંતમાં તેઓ સોળમા સ્થાનમાં ઠરી ઠામ રહ્યાનું લખાણ છે. મત્સ્યની શીખામણે હિમાલયના ઉચ્ચ શિખર પર ચઢી જઈને શ્રી મનુ જલપ્રલયમાંથી ઉગર્યો અને જલપ્રલયની શાંતિ બાદ તેમણે નવાં થાણાં સ્થાપ્યાં. એ મુકાબલા વિષેની સૂચના અત્રે ગેરવ્યાજબી નજ ગણાય. ડચુકેલીઅન અને પીરાહની ગ્રીક લોકવાર્તા પણ ઉપલી વાતને પુષ્ટિ પ્રમાણ આપે છે.

લોકવાર્તાને પ્રમાણરૂપ ગણી ટીકા પાયા પર આવ્યા, સિક્કા, ચણતર ગણીએ તો કુદરતી વિરોધ હોય, પરંતુ સર્વ આર્ય જાતિઓની દંતકથામાંથી એક અથવા અનેક રૂપે પ્રમાણો મળી આવે ત્યારે તો ન્યાયની રીતે આવું બાંધકામ સાવ હસી ન કઢાય. ઉલટું આપણે તેને બદલે નીચે આપેલી બીનાનો શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ.

( ૧ ) ધ્રુવપ્રદેશમાં એક સમયે મનુષ્ય જાતિને અનુકૂળ ઉષ્ણ પ્રમાણમાં હવાપાણી હતાં એવી આપણને ખાત્રી થાય અને આપણું વૈજ્ઞાનિક મન સંતોષાય એવા સપ્રમાણ પુરાવા છે કે નહિ!

( ૨ ) સાનુકૂળ ઉષ્ણતા વિસ્તૃતિનો સમય.

( ૩ ) આવા ઉષ્ણ પ્રમાણના વિસ્તારનું અને તેની અત્યારની બદલાએલી સ્થિતિનું કારણ.

## ૪
## ધ્રુવપ્રદેશમાં ઉષ્ણ હવામાનનાં ભૂસ્તરાત્મક પ્રમાણો

પહેલા પ્રશ્નના જવાબમાં અત્રે થોડાક ઉતારા દર્શાવવાની જરુર છે. "ઘણું કઠોર ધ્રુવ પ્રદેશીય હવા માનવાળાં હિમાચ્છાદિત સ્પીટ્ઝબર્ગનમાં અત્યારે મધ્ય યુરોપમાં ઘણીખરી માલુમ પડતી જાતોનાં વૃક્ષોનાં જંગલો નીચેના તૃતીય વિભાગમાં હયાતી ધરાવતાં હતાં. પ્રારંભિક પાઈન અને શુ વૃક્ષો હયાત હતાં એટલુંજ નહિ પણ લીંબુની જાતો, બીચ પોપ્લર એલ્મ, ઓક, એસ્પ, આઇવી, સ્લો, હેઝલ, હોથોર્ન, ગેલ્ડર રોઝ, એશ અને ઉષ્ણ પ્રદેશમાં ઉગતા કમળો અને સરૂવર જેવી વનસ્પતિ પણ ઉગતી હતી. આ ઉપરથી સાબીત થાય છે કે સ્પીટ્ઝબર્ગનનાં હવાપાણી એક વખતે ફ્રાન્સનાં અત્યારનાં હવાપાણી જેવાં હોવાં જોઇએ અને તે પ્રદેશનું વાર્ષિક ઉષ્ણ પ્રમાણ અત્યારે છે તે કરતાં સરેરાસ ૨૦ સેન્ટી ગ્રેડ અંશ વધારે હોવું જોઇએ." આ સ્થિતિ નિશ્ચયથી તૃતીય ભૂવિભાગને સમયે હોવી જોઇએ. વેગનર નામના એક શાસ્ત્રીનો એવો ખુલાસો છે કે ઉપર જણાવેલ સ્પીટ્ઝબર્ગનનો પ્રદેશ પૈસિફિક

મહાસાગરના કોઈ ઉષ્ણ ખુણામાંથી ધસડાઇ તેની અત્યારની જગ્યાએ તરી આવ્યો છે. એક સમયે આ પ્રદેશમાં સાનુકૂળ ઉષ્ણ હવાપાણી હતાં અને વખતે તે સુખી દિવસોની પ્રત્યાવૃત્તિ થતી હતી એમ આ શાસ્ત્રવેત્તા આપણને માનવા દે એમ નથી. વેગનરે હવામાનના પુનરાવર્તનનો ખ્યાલ કર્યોજ નથી.

આધુનિક સમયમાં પણ છેલ્લા મધ્ય હીમ-યુગમાં ધ્રુવ પ્રદેશમાં રહી શકાય એવાં હવાપાણી વિષેની સાબીતી જોઇએ એટલી મળે છે. મી. તીલકવાળા ધ્રુવ પ્રદેશના રહેઠાણનો સમય આ ખુલી રીતે વ્યક્ત કરે છે. મી. ગીકીના "ફ્રેગ-મેન્ટસ ઓફ ધી અર્થ લોર"માંથી નીચેનો ઉતારો આપ્યો છે. "મધ્ય હીમયુગ સમયે શીઆળામાં સૌમ્યતા રહેતી અને ઉનાળામાં ટંડક રહેતી તેથી ઉષ્ણ કટિબંધમાં ઉગતી વનસ્પતિ અને હાથી, ગેંડા અને હીપોપોટેમસ જેવાં જનાવરો આખા ધ્રુવ પ્રદેશમાં વસતાં અને અસંખ્ય ભયાનક માંસાહારી પ્રાણીઓ હોવા છતાં પ્રાચીન મનુષ્યો સુખેથી રહેતા.

## ૫

### સમયનો અંદાજ.

ધ્રુવપ્રદેશી રહેઠાણની આબાદીના સમય વીશે મી. તિલકનો મત પ્રથમ લઇશું. એક આગળના પુસ્તકમાં એમણે વેદમાંનાં જ્યોતિષ વિષયક વૃત્તાંતો બારીકાઇથી તપાસીને વેદનો સમય નિશ્ચિત કરવાનો પ્રયત્ન કર્યો છે. આનો સારાંશ અત્રે અસ્થાને નહિ ગણાય. એમણે લખ્યું છે કે પહેલાંના આખું વર્ષ ચાલુ રહેતા યજ્ઞો મેષ વિષુવથી ( વાસંતિક સમદિન રાત્રથી ) શરૂ થતી સૂર્યની વાર્ષિક ગતિનું અનુકરણજ હતા. જુનામાં જુની વેદિક રૂચાઓ માફક વેદિક પંચાગ પણ યજ્ઞ બંધારણ પર હતું. યજ્ઞ અથવા વર્ષ મેષ વિષુવથી શરુ થતું. તે પ્રાચીન સમયે મેષ વિષુવ પૂનર્વસુ ( અશ્વિનિકુમાર ) પાસે હતું. બાદમાં મેષ વિષુવનો મૃગશીર્ષમાં યોગ થયો ત્યારથી વેદની, ઝંદ અવસ્થાની અને ગ્રીકની દંતકથાઓ ચોક્કસ ધોરણસર મંડાઇ. તૈત્રેય સંહિતા નામનું બીજું એક હીંદુ શાસ્ત્ર મેષ વિષુવનો કૃતિકામાં યોગ હતો ત્યારે લખાયું હતું. ત્યારબાદના ગ્રંથોમાં ગ્રહોની દીર્ઘ વર્તુલ કક્ષાપર મેષ વિષુવની મંદ ગતિને અંગે તેની જુદી જુદી સ્થિતિને યોગો દર્શાવેલ છે. અત્યારે મેષ વિષુવની સ્થિતિ રેવતિ નક્ષત્રથી ૧૯ અંશ પાછળ છે. એ સ્થિતિ અને ૫૦.૨૫ પળનું પ્રસ્થાન ગણતાં ( હિંદુ જ્યોતિષને હિસાબે પ્રસ્થાન ૫૦·૨૫ પળ છે જ્યારે હિપાર્કસની ગણત્રી પ્રમાણે પ્રસ્થાન ૩૬ પળ છે ) મેષ વિષુવના જુદા જુદા યોગોની તારીખો માત્ર સાદા ભાગાકારથીજ મેળવી શકાય.

તારીખો નિશ્ચિત કરવાની રીત ઉપર જણાવી છે. યજ્ઞ કરવાની કલ્પના લગભગ ઇસ્વીસન પૂર્વે ૬૦૨૦ વર્ષમાં સરજાઇ હોવી જોઇએ, અને તે સમયનો ધ્રુવપ્રદેશ સ્વર્ગોપમ થવાને ૨૦૦૦ વર્ષ લાગ્યાં હોય એમ ગણીએ તો છેલ્લો હીમકાળ ઇસ્વીસન પૂર્વે ૮૦૦૦ વર્ષે થયો હોવો જોઇએ. આ તારીખ ચોક્કસ કરી શકાતી નથી. યુરોપના કેટલાક ભૂસ્તર-શાસ્ત્રીઓની ગણત્રી પ્રમાણે હીમકાલ આના કરતાં પણ વધારે પાછળ થયો હતો. પરંતુ એ

માની શકાય તેમ નથી. ગીકી અને તેના અનુયાયી બીજા કેટલાક ભૂસ્તરશાસ્ત્રીઓ ખીણોના ઘસારા પરથી તેમજ ઘસડાઇ ધોવાઇ આવેલી માટીના જમાવ પરથી ગણત્રી કરીને હીમકાળની તારીખ લગભગ ક્રાઇસ્ટ પૂર્વે ૮૦૦૦ વર્ષ પર ઠરાવે છે.

૬

## ખુલાસા અ ખગોળિક

ઉપર સૂચવેલા ત્રીજા પ્રશ્નના નિવેડા માટે પહેલાં આપણે ભૂગોળવેત્તાઓના વિવેચન પર વિચાર કરીએ. લાપ્લેશીઅનોનો એવો મત છે કે હિમાચ્છાદિત ધ્રુવ પ્રદેશ અને જુદા જુદા ઉષ્ણ પ્રમાણવાળા ઉષ્ણકટીબંધમા હવાપાણીની ઉત્પત્તિ પ્રાચીન નથી પણ અર્વાચીન છે, અને તે પૃથ્વીના પડ ઠરેલા પાષાણપડને લીધે છે. તેઓ હવાપાણીને આપણા ધ્રુવપ્રદેશીય રહેણાક સમય જેટલો અર્વાચીન ન ગણતાં તેના કરતાં પણ પ્રાચીન ગણે છે. તેમજ વળી તેઓની માન્યતા પ્રમાણે એક પ્રદેશનો નાનો જથ્થો એકત્રીત થતો જાય તેથી અથવા તો વધારે જથ્થો મેળવાથી વિસ્તાર વધી પૃથ્વી જેટલો મોટો થાય એ વાત અસંભવ લાગે છે. વળી ગ્રહની કક્ષાંમાંના ઉચ્ચનીચ બિંદુઓ અને વિષુવ (સમદિન રાત્રો)ની ગતિઓ અને તેને લીધે પૃથ્વિ દૂરસ્થ બિંદુ પર હોય ત્યારે થતા કડક શિયાળાના તેમજ દશેક હજાર વર્ષ પછી અર્કનીચ (નીચ પાતો પાસેના) બિંદુમાં હોય ત્યારે થતા મધ્યમ શિયાળાના ચાંકાશીલ યુગથી હવાપાણીમાં આવા કડક ફેરફાર થઇ શકે, એ પુરાવો જહુજ સુલે છે. પૃથ્વીની કક્ષામાં થતા કેન્દ્રાન્તરના સામાયિક ફેરફારોથી કોઇએક વખત પૃથ્વિ સૂર્યથી ઘણીજ છેટી ચાલી જાય અને કોઇએક વખત બિંદુ પાસે આવી પહોંચે એવો યુગ હોવા સંભવ છે. પરંતુ આવા યુગો તો કરોડો વર્ષને અંતરે આવે છે. પૃથ્વીની કક્ષાના ગોકાત્વમા અચાનક ફેરફાર થાય તો પણ આવા વખત ફેરફાર થવા મુશ્કેલ છે. સૂર્યનું ઉષ્ણીકરણ વધવાથી ધ્રુવપ્રદેશ ગરમ થાય તો તો પૃથ્વીનો ઉષ્ણ કટિબંધ ઘણી ગરમી બળું બળું થઇ રહે. કપ્તાન બી. રોસની ભૂસ્તર હવાપાણી પરની આધુનિક પત્રિકામા વખતે સૂર્યમંડળનો પૃથ્વીના સમશીતોષ્ણ વિભાગની નિકટમાથી માર્ગ હોવાના સંભવ વીશે ગંભીરપણે વિચાર કર્યો છે. ખગોળ શાસ્ત્રીની મદદથી આપણે વિચાર કરીએ તો જુદા જુદા ઘણા ખુલાસા દર્શાવી શકાય આમાના કેટલાક ખુલાસાને ફક્ત તર્કવિતર્ક ગણીને રદી માનવા પડે. અત્યારે તો આવા દરેક કે એકત્રિત ખુલાસાથી આપણને આ વિષયનો નીવેડો લાગે એમ નથી.

(બ) વાયુ ચક્રોદ્ભવ (૧) ડૉ. સીમ્પસન. ડૉ. સીમ્પસને વાયુચક્ર શાસ્ત્ર વીશે વિવેચન કર્યું છે. પ્રાચીન હવાપાણી પરના ભાષણમા એમણે બે સંભવિત ખુલાસા બતાવેલા છે. (૧) નીચેથી ઉચ્ચ કક્ષા તરફ વધારે ઉષ્ણતા ફેલાવતો જોરદાર સમુદ્રવખળ અથવા તો તેવોજ કોઇ વહેતા પાણીનો ઝરો. (૨) પૃથ્વીની આખી સપાટી પર ઓછા પ્રમાણમાં સમશીતોષ્ણતા ફેલાવનારું જમીન કરતાં વધારે સમુદ્રનું ક્ષેત્રપ્રમાણ. વિષુવવૃત્તથી ધ્રુવ પ્રદેશ તરફ ફરતી ઉષ્ણતાના હીસ્સાનો આ બન્ને પ્રદેશ વચ્ચેની ઉષ્ણતાના તફાવત

પર આધાર હોય છે. અને ધ્રુવ પ્રદેશ ગરમ હોત તો ઉષ્ણતાની ફેરબદલ ઓછી થાત, એમ ન બને તો વિષુવવૃતની ઉષ્ણતા તે પ્રમાણમાં વધવીજ જોઇએ. અને તેથી પહેલો ખુલાસો બંધ બેસે એમ નથી. બીજા ખુલાસા માટે તો પૃથ્વીની બન્ને બાજુના મોટા ખંડો પરની ઉષ્ણતાની વહેંચણી તપાસીને એઓ એમ દર્શાવે છે કે બીજી માન્યતા ખોટી છે. અંતમાં વાયુ-ચક્ર શાસ્ત્રની મદદથી ખુલાસા કરવાનો પ્રયત્ન છોડી દે છે. અને માર્ગસૂચન માટે વેગનરનો મત આગળ ધરે છે.

## (૨) વેગનર

વેગનરનો મત એવો છે કે પૃથ્વિની સપાટી પરના વિભાગની (જેને એઓ 'સાયલ' કહે છે તે) અને અંદરના પડોની (જેને એઓ 'સાયમા' કહે છે તે) રચના નીર નીરાળી છે. સાઇમા વધારે ઘટ્ટ હોઇ સાયલ તેના ઉપર તરે છે અને ધીમે ધીમે એક તરફ ઘસડાય છે. ધ્રુવ-પ્રદેશ એક સમયે નીચેની કક્ષામાં હોવાથી ત્યાં સમશીતોષ્ણ હવાપાણી હતાં એમ ખુલાસો કરે છે.

પરંતુ વેગનર આધુનિક હિમકાળને લીધે થએલા ભૂસ્તર ચતુર્થમાંના ભૂસ્તરની અને બીજી નિશાનીઓ તેમજ ભૂસ્તરશાસ્ત્રીઓ અને લુપ્ત જંતુશાસ્ત્રીઓએ ખોદી કાઢેલા ઉષ્ણ મધ્ય હિમકાળના નમુના વિષેનો પૂર્ણ ખુલાસો કરી શકતા નથી.

ઘટ્ટ સાયલ, અમેરિકાનો પશ્ચિમ તરફ ઘસ-ડાટ અને તેથી ઉપજેલી પર્વતોની હારો, અને લગભગ સ્થિર આફ્રિકાની આરોળમાંથી ઓસ્ટ્રે-લીઆના પૂર્વ તરફ ઘસડાટ વિષેની વેગનરની કલ્પનાઓ વધારે બારીકાઇથી તપાસવાની જરૂર નથી. વેગનરની ગણત્રી પ્રમાણે વિષુવ-વૃત્તની હીલચાલ લઇએ તોપણ ડાક્ટર બ્રુકસે ગણેલા ઇરવીસન પૂર્વે ૧૦,૦૦૦ વર્ષના વુર્મ હીમકાળને સમયે ઉત્તર યુરોપ ધ્રુવ પ્રદેશમાં હોય એમ બંધ બેસતું નથી. સ્પીટઝબર્ગનના સમ-શીતોષ્ણ પ્રદેશ જેવા જમાવો દક્ષિણમાંથી કોઈ ટાપુ ઘસડાઇ આવવાથી થયા હોય એમ ઠરા-વાય પરંતુ સાઇમાના ગોળાવ પર જમીનના વિભાગોની જુદી જુદી દીશામાં હીલચાલ કઈ રીતે થાય છે તે ઘણા લોકો સમજી શકે એમ નથી કારણ કે સાઇમાનું ધ્રુવ પ્રદેશના ભાગમાં ચલન ઓછું થાય છે અને વળી તે એકજ દીશામાં ફરે છે.

## (૩) હંમ્ફ્રેઝ

હંમ્ફ્રેઝે એમ બતાવ્યું છે કે પૃથ્વીના વાતાવરણ-માંની જ્વાળામુખી પર્વતની ધુળરાખથી પૃથ્વીની સપાટીપરની ઉષ્ણતા સારી પેઠે કમી થાય છે. છેલ્લા મધ્ય હીમકાલાન્તમાં જ્વાળામુખી પર્વતો લાંબો સમય ચાલુ રહ્યા હોય એમ ધારીએ તો વાતા-વરણમાંની ધુળરાખ મોટા જથ્થામાં પૃથ્વીની આસપાસ ચક્રાવો મારે તે ધુળ વાતાવરણ ને પૃથ્વી વચ્ચે અંકચણ રૂપ થઇ રહે એટલા પ્રમાણ-માં હોય તો છેલ્લો હીમકાલ અને તે પહેલાંનો ઉષ્ણસમય માનવાનું કારણ રહે. વાતાવરણમાંથી ધૂળ વગેરે ધીમે ધીમે નીચે પૃથ્વીની સપાટી પર ઠરી બેસે ત્યારે પૃથ્વી પર ઉષ્ણતા વધે ને ધ્રુવપ્રદેશમાં પણ તેમજ થાય. સમયાન્તરે આમ વારંવાર થતું હોય તો આ કલ્પના હીમ-કાળ અને મધ્ય હીમકાળ થવાનો સંભવિત ખુલાસો દર્શાવે છે.

## (૪)

## ક્રૂકસ

ડૉ. ક્રૂકસે દર્શાવેલ બીજો એક ખુલાસો વિગતવાર આપવા લાયક છે. પૃથ્વીનો ભૂસ્તર અભ્યાસ કરતાં હવાપાણીમાં બે મુખ્ય જાતના ફેરફારો વારા ફરતી થએલા જણાય છે. પૃથ્વીના ઉપલા પડની હીલચાલથી મોટા વિસ્તારમા નવી જમીન ઉપસ્યા પછી હવાપાણી સાધારણ રીતે ઠંડા હતાં અને કટીબંધમા ઉષ્ણતા જરા વિશેષ પ્રમાણમા વહેંચાએલ રહેતી તેથી મધ્ય દેશમા ઘણા મોટા વિસ્તારમાં ચાર વખત બરફ જામ્યો હતો. અત્યારે આપણે આવા સમયમાજ વસીએ છીએ. પણ તે સમયની કુદરતી હવા હજી આવવી બાકી છે. દુરસ્ત સમયે ખરો સમુદ્રને તળીએ ઠંડી જવાથી હવાપાણી મધ્યમ અને અનુકૂળ થતાં અને લગભગ આખી પૃથ્વીના ભાગોપર સમાન રહેતાં આવે સમયે ઉચ્ચ કક્ષામાં સમુદ્રપરની સપાટીપરનું પાણી ઠંડું થાય કે તુરતજ તે સમુદ્રને તળીએ ઉતરતું અને તેને બદલે નીચ કક્ષામાંનું ગરમ પાણી સમુદ્રની સપાટી ઉપર વહી આવતું. સાગરોના પાણીનું પરિભ્રમણ પરીપૂર્ણ થતું અને ઠંડા સપાટીપરના સમુદ્ર વહેણો રહેતા નહિ. એકંદરે ઘણુંખરું નીચ કક્ષામાંથી ઉચ્ચ કક્ષા તરફ પાણીનો જથ્થાબંધ ધસડાટ (પૃથ્વીના ચક્રાવર્તનને લીધે પૂર્વ દિશામાં) થતો અને સાગરને તળીએ ઠંડા પાણીનો તેવોજ પ્રતિરોધ જતો. આથી કરીને ધ્રુવ પ્રદેશમાં પાણી ઠરીને હીમ થતું નહિ અને સમુદ્રના ઝરો મોટા વિસ્તારમાં વહેંચાએલા રહેતા.

વીશેક હજાર વર્ષ પહેલાં પૃથ્વીનો ગ્રીષ્મ કાળ પાછો તરી હતો ત્યારે ધ્રુવ પ્રદેશમા વસવાટવાળા થોડા ટાપુઓ, જ્વાળામુખીને લીધે જમીનના ભાગોનો પાણી પર ઉપસ્ટ હિમકાળ અને તેને અંગે દક્ષિણ પ્રદેશ તરફ બદલાએલ વસવાટ વગેરે બનાવો બન્યાં હોય એમ લાગે છે. આ સમયે આખી પૃથ્વી પર સમાન ઉષ્ણતા કલ્પીએ તો પણ પૃથ્વીના ભાગો ભૂતકાળમા પાણી નીચે સમાઇ ગયા વિષેની ભૂસ્તર નીશાની- ની બાકી છે. આધુનિક હીમકાળ અને વચ્ચેના મધ્ય હિમકાળોનો ખ્યાલ કરવા પૃથ્વીની સપાટીના થોડા ઘણા ભાગોના ઉપસાણ હલાણની કલ્પના સુગમ છે ખરી પરંતુ પૃથ્વીના ઉપસાણ હલાણથી ધ્રુવ પ્રદેશમા વસવાટ થઇ શકે એમ નથી તેથી આ તર્ક પણ નકામો છે.

ધ્રુવ પ્રદેશોની કલ્પના સર્વ સામાન્ય આકર્ષણ પેદા કરે છે, કારણ કે આ તર્ક ધ્રુવ પ્રદેશ મનુષ્ય જાતિના વિસ્તારનું કેન્દ્રસ્થાન હતું એમ સિદ્ધ કરવાનો યત્ન કરે છે. અને તેને અંગે ભૂતકાળમાં આ પ્રદેશમાં સાનુકૂળ હવાપાણી હતાં એમ પણ કહેવે છે. ધ્રુવ પ્રદેશમાં મનુષ્ય જાતના વસવાટ માટે નિરોગી અને સુખાકારી હવાપાણી હોવા વિષેના ખુલાસાની જરૂર છે. આ ખુલાસાના સ્પષ્ટિકરણમાં અત્યાર સુધી જે કલ્પના કરવામાં આવી છે તે સર્વમાં ઉણપ છે અને બીજા નવા ખુલાસાની જરૂર છે. આ પ્રયત્નમાં આપણને ક્રૅમ્પ્ટ્સ, ક્રૂકસ, વેગનર જેવા શાસ્ત્રીઓ અથવા બીજા જ્યોતિષિઓના ખુલાસા તપાસતાં સાથે સાથે મી. તીલક અને પ્રોફેસર ક્રોસ ડેવીસના ખુલાસા તપાસવાથી ફાયદો થશે.

× × ×

આપણે કોઈ દેશ કે પ્રજાનો ભૂતપૂર્વ ઇતિહાસ વાંચીએ તો તેમાં આપણને અમુક સમય સુધીનો ઇતિહાસ મળશે અને ત્યાર પહેલાંની પુરાણી દંતકથાઓ જણાશે. ગ્રીસનો ઇતિહાસ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ સુધીનો, અને કબરો અને કીર્તિસ્તંભો પરથી ઇજીપ્તનો ઇતિહાસ ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષ સુધીનો છે, એમ અત્યારે જણાય છે. આની પહેલાંના સમયનો ઇતિહાસ મળવો અસંભવિત છે. વખતે મળે તો તે દંતકથા રૂપે હોય.

આવા પ્રાચીન સમયનો ઇતિહાસ કેટલીક વખત એક બીજાને મળતી આવતી બે ચાર ભાષા પરથી તો કોઇ વખત વિજ્ઞાન, ભૂસ્તર, મનુષ્યશાસ્ત્ર, મસ્તિક વિદ્યા વિગેરે વિવિધ શાસ્ત્રની મદદથી, અથવા તેમના સમાનવયથી મેળવી શકાય છે. હાલમાં ખોદકામથી પણ પુરાણી વસ્તુઓનો અભ્યાસ થાય છે તેથી કેટલોક ભૂતપૂર્વ ઇતિહાસ મળી આવે છે. આવા ખોદકામમાં પુરાતની લોઢાં, કાંસા તેમજ પત્થરનાં હથીઆરો તથા પૃથ્વિના પડોમાં દબાઇ ગએલાં જાનવરો અને માણસો મળી આવ્યાં છે.

આવા અભ્યાસથી એમ માલુમ પડયું છે કે અસારના કડક ઠંડીવાળા સાઇબીરીઆના પ્રદેશમાં જૂના જમાનામાં ઉષ્ણ હવામાન હતાં. હજારો વર્ષ પહેલાં ધ્રુવવૃતમાં મનુષ્યની વસ્તીવાળો ખંડ હતો, એમ એક શાસ્ત્રજ્ઞ ડૉ. વારને પોતાના 'પેરેડાઈઝ ફાઉન્ડ' નામના પુસ્તકમાં જણાવ્યું છે.

પ્રસ્તુત વિષયનો મી. તિલકે પોતાના 'આર્કટિક હોમ ઇન ધી વેદઝ !' નામના પુસ્તકમાં ઘણો સારો સ્ફોટ કર્યો છે. અત્યારે પણ જો ધ્રુવપ્રદેશમાં લોકો રહેતા હોય તો વેદમાં વર્ણવેલાં ત્યાંનાં ટમટમી રહેતાં પ્રભાતો જુએ. આ સાબિતિ પૂર્ણ જણાય છે. આર્ય લોકનું બલ્કે મનુષ્ય જાતનું ધ્રુવપ્રદેશમાં પારણું બંધાયું હતું, એમ આપણને આપણા વેદ, શ્રુતિ, સ્મૃતિ વિગેરે પુરાતન ગ્રંથો તેમજ અન્ય શાસ્ત્રોની મદદથી માનવાનું કારણ મળે છે.

આર્યો-આપણા પૂર્વજો-ધ્રુવપ્રદેશમાં રહેતા અને ત્યાંથી હિંદુસ્તાનમાં ઉતરી આવ્યા છે તેમજ ઇરાની અને અન્ય શાખાના પૂર્વજો ત્યાં રહેતા તે ખરું હોય તો 'वसुधैव कुटुंबकम्' એ સૂત્ર સત્ય ઠરે છે.*

---

* રા. રા. એમ. વી. ઉનાકર, એસિસ્ટંટ મીટીરીઓલોજીસ્ટે મદ્રાસના 'હીંદુ' પત્રમાં લખેલ લેખ ઉપરથી.

# જનાર્દન ત્રવાડી કૃત "ઉષાહરણ"—એક પરિચય*

લેખક: રા. મંજુલાલ મજમુદાર



ઉષાહરણના પ્રસંગને, સ્વતંત્ર કાવ્ય તરીકે ગુજરાતીમાં ઉતારનાર, જનાર્દન ત્રવાડી પહેલા કોઈ પ્રાચીન કવિ થયો હોય એવું જાણવામાં આવ્યું નથી. સં. ૧૫૪૮માં આ ખડાયતા બ્રાહ્મણે બત્રીસ કાંઈ લોકગીત જેવાં કડવામાં આ કથાભાગ ગાયો છે. કાવ્યનું નામ "અનિરુદ્ધ ઉષાનું વિવાહ" એમ એ આપે છે. માત્ર જ્વરની સાથેનું યુદ્ધ કડવું (૨૫) વર્ણ્યું છે ત્યાં જ.

"ઉષાહરણ જે સાંભળે, તિહાં મ કરસ્યુ વિશ્રામ"

—એમ 'ઉષાહરણ' શબ્દ આખા કાવ્યમાં એક જ વાર કવિએ યોજ્યો છે.

બાણને ત્યાં પુત્રીજન્મની વધામણી આવી ત્યારે બાણાસુર કર્યો ચિંતવવા લાગ્યો:

"રા કહઈ: કન્યાદાન દેશું એ,
લેશું જમાઈસ કેહિ.
દેવ ગન્ધર્વ નઈ નાગ માહી એ
જોસ્યું એહની જોડિ."

પરંતુ એટલામાં તો

"આકાશ શબ્દ હુઅ ઉચ્ચરઈ એ:
"ઈચ્છાવર વરસિ કુમારિ.""

આવી આકાશવાણીથી બાણ ચેતી ગયો. ને થયું, પુત્રીને પરણાવું જ નહી ને સંસારથી એને અળગી રાખું તો પછી એ પોતાની મેળે પરણવાનું ક્યાંથી સમજે જશે! એટલે પુત્રીને જુદું મંદિર રચાવી આપ્યું. ચિત્રલેખાને ઉષાની સહીઅર કીધી, અને એ કુંવારીની રાતદિવસ સંભાળ રાખવા, રખેવાળ મૂક્યા.

એક દિવસ ઉષાએ ઉમયા પૂજવા જવા પિતાની રજા લીધી, અને ચિત્રલેખા સાથે બન્ને કૈલાસ પહોંચ્યાં. પાર્વતીએ ઉષાના શરીરમાં યૌવનનો સંચાર થએલો જોઈ એની સખીને પૂછ્યું:

"પ્રીતિ પાર્વતીય પૂછિઉં, સાહેલડી રે;
કૂઈ વરજોગી કુમારી? સાહેલડી રે."

આ પ્રશ્ન સાંભળી

"હેતું જોઈ ઉપા લાજિયા, સાહેલડી રે:
ન કરિ વચન ઉચ્ચાર, સાહેલડી રે."

મૌનમાંએ જોઈ શકાતી સંમતિ ઉપરથી જગન્માતા પાર્વતીએ કહ્યું કે આજથી છઠ્ઠે માસે

"સ્વપ્નાંતરમાં વર વરીસિ, સાહેલડી રે;
આવશિ તાહરિ આવાસિ, સાહેલડી રે.
વૈશાખ માસિ કીજુઆ સિગી, સાહેલડી રે;
માધિઈ માત્રિમ રાત, સાહેલડી રે.
દ્વાદશીઈ રંગિ રમીસઈ, સાહેલડી રે;
તૂં ભરથાર નઈ સાથિ, સાહેલડી રે."

આ પ્રમાણે મનવાંછિત પામી, ઉષા અને ચિત્રલેખા પાછાં વળ્યાં. એક દિવસ અવધ વીતવાની થઈ ત્યારે, ઉષા ઊંઘતી હતી. અને

---

* આ આખું કાવ્ય દિ. બા. પ્રો. કેશવલાલ હ. ધ્રુવે "પ્રાચીન ગુર્જર કાવ્ય" એ સંગ્રહમાં સંશોધન કરીને પ્રગટ કરેલું છે તે જિજ્ઞાસુએ જોઈ લેવું." પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ

"માઝમ રાતિઈ કન્ત સંઘાતી, સુપનનિ પિરિ કન્ત રમી ગયું એ." એટલે એકાએક ઉષા સફાળી જાગી. સખીને સ્વપ્નાંતરની વાત કહી. પાર્વતીનું વરદાન સાંભર્યું. પણ ઉષાની દઢતા જોવા સખીએ કહ્યું કે સ્વપ્નાની વાત તો આળપંપાળ ગણાય.

"સુહણઇ તે લાખ બન્ધાઇ રે,
તે વિહાણઇ મિથ્થા થાઇ રે."

છતાં જ્યારે,

'ઉષા કહઇ મુઝ તે વરુ રે, અવર પુરુષ પિતા ગુરુરે'

ત્યારે સખીએ ધારણ દીધી, અને સ્વર્ગ, પાતાલ, વગેરે ચીતરીને બતાવ્યાં છતાં સ્વપ્નમાં પરણી ગએલાને ન જોયો. પછી યાદવકુલ ચીતર્યું. જ્યાં અનિરુદ્ધને ચિત્રલેખાએ આલેખ્યો ત્યાં ઉષાએ સહીઅરને કહ્યું.

"માહરૂ એ વરરે, સુણ સહીઅર રે,
મન એણિ હરી લીધઉ રેઃ
બાઇ, જાઇ રે, ન રહેવાઈ રે,
ઉપાય જુગતિ કાંઇ કરૂં રે,"

ચિત્રલેખા દ્વારકા ગઇ, અને ત્યાં નારદ ઋષિની સહાયથી નગરમાં પ્રવેશ પામી, રાજ-મહાલયમાંથી અનિરુદ્ધના આવાસમાં ગઈ તો જણાયું કે—

"અનિરુદ્ધ સુપત લીધું, રમણી રંગ રમઇ,
રચૂં અમૃત વયણી નયણિ નયણિ હરાવઇ રે."

હરિવંશમાં કથા છે તેમ, જેવું ઉષાને સ્વપ્ન આવ્યું હતું. તેવુંજ સ્વપ્નું અનિરુદ્ધને આવ્યાની વાત જનાર્દન કવિએ ગોઠવી છે.

કામકુંવર આવાસમાં પોઢેલો હતો; તેની 'સેજ' ઉંચકીને જ આકાશમાં ચિત્રલેખા ઉડી. અગીઆર સહસ્ર યોજન ક્ષણમાં વટાવી, 'ઉષા-નઇ મંદિરિ અનિરુદ્ધ લાવી' મુકયો. ઉષાને મન આનંદનું પુછવું શું?

પરંતુ અનિરુદ્ધ આવા ઉલ્લાસના સ્વરથી જાગી ઊઠયો, અને એને નરસિંહ મહેતાએ કહ્યું છે તેમ

"જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે."

એમ એનું દ્વારકાનું જગત એને દેખાયું નહીં એટલે ઉંઘમાં આવેલા સ્વપ્ના કરતાં આ જાગ્રત સ્વપ્ન એને બહુ નવું લાગ્યું. એ સુતો હતો યાદવોની વચ્ચેઃ જાગ્યો ત્યારે અસુરની નગરી જણાઇ. એણે ચારે તરફ નજર ફેરવી; અને સન્મુખ ઉભેલી બે સુન્દરી-ઓને જોતાં જરા અસ્વસ્થ થયો. એમને એ પુછવા લાગ્યોઃ

"કવણ નયર એહ પુહવીઇ?
અતિ કુંવરી, કહું એ છઇ કવણનણી?
કારણિ-કવણ હૂં આણિઉ રે?"

ઉષાની વતી ચિત્રલેખાએ જવાબ વાળ્યોઃ

"લલિતરાજા તણા કુળની કન્યા,
બાણાસુરની એ છઇ ધન્યા તનયા;
વરિવા તુમ્હિ આણિયા રે"

"તમને વરવા માટે આણ્યા છે"—એવું સાંભળીને કામકુંવર તો ચમકયો. એ બોલ્યોઃ

"લાજઇ યાદવકુળ કામનિ!
કૂંવરી એ છઇ અસુરની;
પરણી નઈ કિહાં હૂં રહૂં રે!"

અસુરકુંવરી મારાથી કેમ પરણાય!—એવો મન મુંઝવનારો કોયડો, અનિરુદ્ધે આગળ ધર્યો.

આવા રમ્ય પ્રસંગનું સૂક્ષ્મ રસબીજ જનાર્દન વિએ ( કડવું ૧૬ ) ઠીક વિકસાવ્યું છે. આગળ ઉપર થનાર 'ગાંધર્વ વિવાહ' પહેલાં, આવા સંવાદથી જિજ્ઞાસા વધે છે.* 'ન પરણું રે અસુર કુંઆરી'–એવા અનિરુદ્ધના બોલનો, 'કાંઇ ન પરણો રે અસુર કુંઆરી?' એવો સામો ઉત્તર ચિત્રલેખા વાળે છે. એ પરસ્પરની ઉક્તિઓના ધ્રુવપદ વડે, આ સોળમું કડવું આખા કાવ્યમાં કવિની ઉત્તમ કળાકૃતિ બની શક્યું છે. આ પ્રસંગનું ચિત્ર કોઈ ચિત્રકાર દોરે તો તેની પીંછીને જરૂર દીપાવે એવું તે બને.

અનિરુદ્ધની મૂંઝવણ ટાળવા ચિત્રલેખા બોલી: "કુમાર, મારી સખીને ઉમાએ પ્રસન્ન થઈને વર આપ્યો છે કે સ્વપ્નામાં પરણનાર તારો પતિ થશે. એવા સ્વપ્નાનો પરણી જનાર તમે હતા તેથી તમને આણ્યા છે. માટે ઓસંકાશો નહીં. વળી, જુઓ તો ખરા; મારી સખીના જેવી સ્વરૂપમાં છે કોઈ બીજી?"

યાદવકુમાર અનિરુદ્ધને, આવાં પ્રગલ્ભ વચનો સાંભળી, પોતાનું સ્વમાન ઘવાયું લાગ્યું. એ તો કહેવા લાગ્યો, "ન પરણું રે અસુર કુંઆરી.".

કારણ કે દાનવો અને દેવોનાં તો પરાપૂર્વનાં વેરઝેર: તેથી એમ પરાણે પ્રીત ન થાય;

"દેવ નઈ દાનવ વૈરી તું જાણિ; પ્રાણિ પ્રીતિ
ન પામીઇ.—ન પરણું રે અસુર કુંઆરી."

એટલે ચતુર સખી ચિત્રલેખાએ અનિરુદ્ધને યુક્તિના બોલથી બાંધવા માંડ્યો. એણે તો યાદવવંશની ગુણગાથા જ ઉકેલવા માંડી. કૃષ્ણથી માંડીને પિતા પ્રદ્યુમ્નના વિવાહ પરાક્રમો પણ ગણાવવાં બાકી રાખ્યાં નહીં. વળી અનિરુદ્ધનો પિતા તો શંબરાસુરને ઘેર જ ઉછર્યો હતો. તેથી વેરઝેરની વાતો પણ ખોટી ઠરી.

"પૂછિ નિ તારા પિતાની પિરિ,
ધરિ પાઉરે શંબર તણઇ,
કાંઇ ન પરણો રે અસુર કુંઆરી!"

અનિરુદ્ધના પિતાની વાત બાજુ ઉપર મૂકી દ્વારકેશ શ્રીકૃષ્ણના જીવનની કથની હવે ચિત્રલેખા ઉકેલે છે. નરકાસુરને મારીને, સોળ હજાર એકસો કુંવારી કન્યાઓને કારાગૃહમાંથી છોડાવી લાવનાર, અને પછી તેમની ઇચ્છાથી જ એ બધી કન્યાઓની સાથે એકસામટું લગ્ન કરનારની કુટુમ્બવાળી કુંભાંડપુત્રી, અનિરુદ્ધને સંભારી આપે છે.

"નારાયણ નરકાસુર મારી,
નારી વર્યાં સવિ સામટી એ:
કાંઇ ન પરણોરે અસુર કુંવારી!"

હવે અનિરુદ્ધે બીજું બહાનું શોધી કાઢ્યું. મને છાનોમાનો કહ્યા વગર અહીં શું કામ આણ્યો? એમ ચોરીથી કોઈનું હરણ કરી લાવવું એમાં પરાક્રમ જણાતું નથી.

* સરખાવો, પ્રેમાનન્દ કૃત 'ઓખાહરણ' કડવું ૨૧, ૧૫–૧૮ (બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ પહેલો): "કેમ વરું અસુરની કન્યા? હું યાદવ કુળનો તન. આમ મુકાવ્યું ને ધામ મુકાવ્યું, મુકાવ્યું કુટુંબ સ્વજન! પરં એહને ઓખા કહે છે 'યાદવ કુળ તો પવિત્ર' વિચારીને બોલો નાથજી, જાણું પિતામહનાં ચરિત્ર! રીંછ સુતા ને કુબ્જા દાસી, તેથી શું નથી નરની:' વાત તમારી પરાણે લાવ્યા, તે તો પ્રગટ નથી કરની. અનિરુદ્ધને તવ હાસ્ય આવ્યું, રીસ ગઈ ઉતરી:" —વગેરે

"કૂડ કરી નઇ, હું આણિઉ ધરિ,
પિરિ તુહિ પ્રાક્રમ તણી એ,
ન પરણું રે અસુર કુંવારી."

ચિત્રલેખાને કંઇ જુનાં દષ્ટાંતો ખોળવાં પડે તેમ નહોતાં. એણે રુક્મિણીહરણનો પ્રસિદ્ધ પ્રસંગ આગળ ધર્યો.

"રુક્મિની પરણીયા, પૂછિરે પિરિ,
હરિ હેલામાંહિ હરિ ગયા એ."
• કાંઇ નરણે અસુર કુંઆરી ?" ૫

અનિરુદ્ધે કહ્યું, રુક્મિણીહરણ કરવામાં તો રુક્મિણીની કૃષ્ણ પ્રત્યેની પહેલાંની પ્રીતિ કારણભૂત હતી, અને પોતાનું હરણ થવા દેવામાં— એ વૈદર્ભીની પુરી સંમતિ પણ હતી. પણ પરંતુ આમ, તમે કર્યું તેમ, પરાણે પ્રીતિ ક્યાંથી જન્મે ?

"પ્રીતિ કીજઇ કોડિ ના કામ,
આમ તુ કોઈ ન આદરઈરે,
(તેથી) ન પરણું રે અસુર કુંઆરી."

"પૂર્વનો અનુરાગ અને પ્રીતિ હોય અને 'હરણ' કરવામાં આવે તો તે લેખે એ ખરું" એમ અનિરુદ્ધે કહ્યું. તેનો સજડ જવાબ ચિત્રલેખાએ વાળ્યો. હોઠ સાજા તો ઉત્તર ઝાઝા! તેમ ચિત્રલેખા છટાથી કહી રહી.

"આગિ તારા તાતના તાત, જીતી જાંબુવતી વર્યા એ." સ્યમંતક મણિની શોધ માટે જતાં જતાં, ગુફામાં શ્રીકૃષ્ણ પેઠા અને જામ્બવાન સાથે યુદ્ધ કરીને તેને હરાવ્યો એટલે જામ્બવાને જામ્બવતીપુત્રી અને પહેરામણીમાં પેલો મણિ આપ્યાં હતાં—એ જામ્બવતીવિવાહમાં પ્રીતિ ક્યારે હતી જે ? તેથી યાદવ કુમાર ! આ બધું જાણવા છતાં—

"કાંઇ ન પરણે અસુર કુંઆરી ?"

અનિરુદ્ધનું મોં તો બધી રીતે બંધ થઇ ગયું. વિવાદમાં બે યૌવના સમક્ષ એ હાર્યો. એટલે એણે ત્યાંથી પાછું દ્વારકા જતા રહેવા વિચાર જાહેર કર્યો. ઉષા તો ઉંચી નીચી થઇ ગઈ. એણે કામકુંવરનાં ખુબ વીનવણાં કર્યાં. આખરે યાદવકુમાર અનિરુદ્ધનું હૃદય દ્રવ્યું, ઉષાની માગણીનો અંગીકાર કર્યો. બન્નેના "મન મળ્યાં" એટલે પછી

"અનિરુદ્ધ ઉષાઇ વરિઉ,
ગાંધર્વ વિવાહ તાં કરિઉં;
મનસ્યું ચિહુ મંગળ વરત્યાં,
વરકન્યા ક્રીડા કરતાં."

કેટલેક દિવસે 'પુરુષ પંખીડઉં' પણ ન આવી ચઢે એવા ઉષાના આવાસમાં કોઇ આવ્યું છે એમ રખેવાળોને વહેમ ગયો. વહેમ સાચો પડતાં યોદ્ધાઓ આવ્યા. શૃંગારવીર અનિરુધ્ધે ભોગળવડે પરાક્રમ દાખવ્યું. પણ આખરે નાગપાશમાં બંધાઇ ગયો. પછી ઉષાએ કૌભંડમંત્રીને ભલામણ કરી, "યાદવકુમારને સંભાળજે." મંત્રી બોલ્યો, 'નવિ મારીઇ સારીઇ વાત હું જાણું' પછી બાણને પ્રધાને સમજાવ્યો. કે "હવે આવી ખંડિતવ્રતા ઉષાને કોણ પરણુશે ? તેથી આ યુવાનનો વધ કરવો ઠીક નથી.'

નારદે દ્વારકામાં 'અનિરુદ્ધ બંધ' ના સમાચાર પહોંચાડયા એટલે શ્રીકૃષ્ણ ગરુડ ઉપર સજ્જ થઇને આવ્યાં, અને જ્યાં "ગરૂડ તણીઈ તાં પાંખ વાગી, છૂટા કુંઅરના બન્ધ," શ્રીકૃષ્ણે વાડીમાં પડાવ નાખ્યો, અને વિષ્ટિ માટે ઉદ્ધવને મંત્રીપદે સ્થાપી મોકલ્યા. ઉદ્ધવ અસુરસભામાં આવ્યા, અને બોલ્યા !

"આપધંરે ઉષા અનિરુદ્ધ, હરિનઇ મનાવી;
મારસિંઘરે, મુરખ, દુર્જનઇ કુબુદ્ધિ કાં આવી"

એટલે

"બોલ્યું રે દૈત્યનું રા',
એ ભરૂઆડ મ્હારૂં જાણ્યું;
નરસિંઈ રે આવિ,
કાલિ કાઢ્યું અહિં આણ્યું."

દેવરાજ શ્રીકૃષ્ણની, અણછાજતી નિન્દા સાંભળીઃ

"ઉદ્ધવ ઉચરઇરે, અન્ધ! આંખ કાં ફૂટી?
કે પ્રાહારિરે તાહરી બાંહડિ જાસિ વછૂટી."

વિષ્ટિ કરી ઉદ્ધવ પાછા આવ્યા. આ વિષ્ટિનો પ્રસંગ જનાર્દનનો પોતાનો ગાઢનો છે. મૂળમાં છે તેમ એકદમ કૃષ્ણ આવીને શોણિતપુરને ઘેરી લે છે. તેના કરતાં ખોવાઈ ગએલા અનિરુદ્ધના સમાચાર મળતાં સ્વસ્થ થએલા શ્રીકૃષ્ણે વિષ્ટિનો પ્રસંગ યોજ્યો છે. તેથી થનાર યુદ્ધની રમ્ય પશ્ચાદ્ભૂમિ તરીકે, આ બાવીસમું કડવું કવિની સુરુચિ દાખવે છે.

ઉદ્ધવનાં વચનથી બાણ વિશેષ કોપે ચડ્યો. યુદ્ધ શુદ્ધ થયું. તેમાં બાણે મન્ત્ર નાખ્યું. એટલે બાણે શિવનું સ્મરણ કર્યું. શિવે તાવ ચલાવ્યાં.

"ટાઢ ચિહિનિ ઉઠાડિયું, વેલા જ્વર તે થાઇ;
એકાંતર જ્વર નિત્રિહુ, ચોથિઉ જ્વર જણાઇ."

યાદવસેના આકુળ વ્યાકુળ થઇ. શ્રીકૃષ્ણે, વર્જઈ જ્વર મારિયા, ઉતારિયા" એટલે

"(જ્વર) કરઈ પોકાર!
મારતાં રાખું, માધવજી!
નહિ આવું બીજી વારિ"
શ્રીકૃષ્ણે જ્વરના ત્રણ ભાગ કર્યા!
અને એ તાવ "તરિયા"
કહેવાયા, જ્વરને આજ્ઞા કરી કે,
ઉષા હરણ જે સાંભલઈ,
તિહાં મ કરસ્યુ વિશ્રામ."

પછી બાણ ફરીથી સજ્જ થયો અને હજાર સાથે હજાર બાણ ફેંકવા લાગ્યો. કૃષ્ણે કોપ કર્યો.

"બાણાસુરની બાંહડી, પડીય ચક્ર નઇ ઘાઇ;
રાવિ રાવિ બે બાંહડી, પાય લાગી અસુરની માય."

આ પળે, દલ લઇ શિવ આવ્યા, શ્રીરંગે સારંગ હાથમાં લીધું નન્દી અને ગરુડ પણ સામસામા ઝૂઝયા આદસ્યથી ત્રિભુવન ધ્રુજી ગયાં. એટલે વિધાતા 'બ્રહ્મા ત્યાં આવ્યા' એમણે બન્નેને બોલાવીને તેમનું સમાધાન કર્યું.

"બોલાવિયા હરિહર બેઉ મધી મિલાવી કુટુંબ્ય કર્યાં;" એટલે પરસ્પર 'હુઉ સ્નેહ.'

આ બ્રહ્માના સાન્ત્વનનો પ્રસંગ મૂળમાં નથી. ત્રિમૂર્તિને એક ઠેકાણે લાવવાની યુક્તિ ધ્યાન ખેંચનારી છે. તે પણ કવિ જનાર્દનની જ કૃતિ છે. સાન્ત્વન કરતાં કરતાં, હર અને ગોપાલની એકડી સ્તુતિ બ્રહ્માએ કરવા માંડી.

"બ્રહ્માઇ વદતા વારિયા, હર ગોપાલારે,
બન્ને એકજિ જાણિયા, હર ગોપાલારે;
મયા કર અમ, માધવા! હર ગોપાલારે,
પીડિ શમાવી, શંકરરાય! હર ગોપાલારે."

સમાધાન થયું; એટલે યાદવો શોણિતપુરમાં દાખલ થયા. તેમના અસુર સ્ત્રીઓએ વધામણાં કર્યાં. પછી અનિરુદ્ધ અને ઉષાની વિનતિથી શ્રીકૃષ્ણે યુદ્ધમાં પડેલા યોદ્ધાઓને જીવાડ્યા. લગ્ન મંગલમાં આથી આનન્દ કલ્લોલનો વધારો થયો.

પછી સવિધિ લગ્નની તૈયારી થવા માંડી, કંકોતરી લખાઇ, તોરણ બંધાયાં. ચોરીમંડપ

રચાયો. ચરુમાં કંસાર રંધાયો. વર ઘોડે ચઢી મંડપને દ્વાર આવ્યો તે વખતે એને ચાર ચમ્મર ઢળાતા હતા. ત્યાં

" પૂંખઇ અસુરની નાહિ, વારિ કરવઇ નામિયાએ;
કરાવ્યા મધુપર્કનૂં પાન, જોસી ઉચ્ચરઇ પલમાન.
સમય વર્તઇ, સાવધાન ! ઘટી લગ્નની સાચવઇ એ,
વરતિયાં તિહાં મંગલચ્યારિ,આપઇ રાજા દાન અપાર,
કરઇ વિપ્ર વેદ ઉચ્ચાર, અનિરુદ્ધ પરણી ઊઠયાએ."

આ પ્રમાણે બ્રાહ્મ લગ્નવિધિ પરવાર્યા પછી, પહેરામણી થઇ, કુંકુમ કેસરનાં છાંટણાં થયાં. ગજરથ ભંડાર બાણે આપ્યા. અને યાદવોનું સાજન સંતુષ્ટ થયું. ઉષાને સાસરે વળાવી. અહીં વર્ણવેલો લગ્નવિધિ કવિ જનાર્દનના સમયમાં ગુજરાતમાં પ્રચલિત હશે એમ માનવામાં હરકત નથી.

જતાં જતાં ઉષા સખીઓની વિદાય માગે છે, તે પ્રસંગે સહીઅરોની સ્વાભાવિક લાગણી કવિએ આબેહુબ વર્ણવી છે !

* " ઉષારે ચાલણુ હાર,
સાર કરઇ સહિયર નહિં એ;
કિમ મલસ્યૂંરે ફિરિ ?
દૂરિ સાસરૂં સહિયર તણૂં એ.

× તુઝ આગલિ કરતાં 'ગૂઝ',
ગુઝની સવિ તુહનઇ કહ્યાંએ.
તુમ્હ મેહલાં સજ્જન સમોહ,
મોહિ પડી મહિલા ઘણુંએ"

સખીઓને ઓછું આવેલું જોઇને.

કરજોડી કૌભંડ કહઇ,
જોઇઈ તે ક્યુ અમ્હ કહૂનિએ.'
તિહારિ નયણિ નીર ભરાઇ,
થાઇ તે અતિ આકલુ એ;
† સહૂ મિલી લાગઈ પાય.
માય મા ઉતાર જુએ,
સંભારજુ દ્વારિકા માહિ;
રાઈ બાણાસુર તારજુ એ."

સખીઓની વિદાય લીધા પછી ઉષાને વળાવી વાગતે ગાજતે યાદવ સાથ નગરમાં પેઠા. તે વખતે 'રુક્મિણી અતિ રલિયાત થાય;' " કારણ કે " શ્રીરંગ આવ્યા ઉષા અનિરુધ્ધ સ્યૂ." એ પ્રમાણે આ સૂત્રાત્મક છતાં રસભર્યું કાવ્ય પૂરું થાય છે.

---

* આજ લીંટીઓના અવશેષ પ્રેમાનંદ કૃત ઓખાહરણના ૫૧ મા કડવામાં જોઇ શકાય છે.

" ઓખાબાઇ ચાલ્યાં ચાલણહાર,
સાથ મૂક્યો સહીઅર તણી (કડી ૧)

× " તુજને કહેતી ગુંજની વાત " કડી ૧૪

† " ઓખાબાઇ રહેજો દ્વારિકામાંહિ,
ત્યાં અમને સંભારજો રે;
ગોમતી ન્હાજો જઇને ત્યાંહિ,
ત્રણે પક્ષને તારજો રે."

# ભાઇ મુનશી : કર્મવીર.

## એક ગુણદર્શન.

લેખકઃ–શા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા,
સભ્ય, સાહિત્ય સંસદ.



"ભાઇ મુનશી જગતને મન જે હોય તે ખરા, સ્વજનોને અને સ્નેહીઓને મન પણ જે હોય તે ખરા, સંસદના સદસ્યોને મન પણ જે હોય તે ખરા–જુદી જુદી દૃષ્ટિઓથી જોનારને એ જુદા જુદા સ્વરૂપે જણાય એ સ્વાભાવિક છે. એમનાં માતુશ્રી "જીજીમા" ને એ કેવા જણાતા હશે! સૌ. લીલાબહેનને એ કેવા જણાતા હશે! જગત્ જેમને "મોટા માણસ" માને તેઓ તેમની સમીપના જનોને કેવા લાગે છે" એ મનોરંજક પ્રશ્ન છે. ઇ. સ ૧૯૦૭ માં "યુનિવર્સિટી હોલ"માં સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદ નીચે "ગુજરાતી સાહિત્ય પરિષદ" નું બીજું સંમેલન ભરાયું હતું સાક્ષરવર્ય શ્રી. ગોવર્ધનરામભાઇના સ્મારક માટે તે સંમેલન સમક્ષ દરખાસ્ત રજુ કરતાં "ગુજરાતી ગ્રેજ્યુએટોના પિતા" દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ ઉભરાતે હૃદયે બોલ્યા હતા: "ગોરધનભાઇ કોઇને મન મુંબાઇની હાઇકોર્ટના મોટા 'વકીલ સાહેબ' હશે, કોઇને મન મોટા 'સાક્ષરવર્ય' હશે, મારે મન ગોરધનભાઇ ન્હાનો ભાઇ છે." એ ભાવ તો અનુભવનારા અનુભવે અને સમજનારા સમજે–બાકી એ ભાવને તાદૃશતાથી કહેવા અસમર્થ છે–અશક્ય છે.

ભાઇ મુનશી ગમે તે હશે ને ગમે તે થશે, ભાઇ પ્રાણલાલ કિરપારામ દેસાઇને તો એ વડોદરા કોલેજમાં ઇ. સ. ૧૯૦૩ થી ઇ. સ. ૧૯૦૬ સુધી અભ્યાસ કરતા "કનુભાઇ" રૂપે જ દેખાય, જેમ ભાઇ મુનશીને ભાઇ પ્રાણલાલ પોતાના "કોલેજ–બોય" રૂપે–"મોટાભાઇ" રૂપેજ–દેખાય તેમ. એ તો એમ જ હોય મમતાની દૃષ્ટિ ન્યારી–એ અંજન ઓર.

મારે મન ભાઇ મુનશી એટલે "ષડ્રિપુ-મંડલ" ના એક પક્ષાંશ અને "ગુર્જર સભા" ના એક તેજસ્વી સહકારી. "ષડ્રિપુ" એ નામ મૂળકમાં મારું આપેલું–વિપરીતાર્થસૂચક. "કામ–ક્રોધ–લોભ–મોહ–મદ–મત્સર" એ ૭ દોષો "ષડ્રિપુ" કહેવાય છે, કારણ એ મનુષ્યજાતિના શત્રુનું કામ કરે છે. અમે ૭ મિત્રો હતા: ભાઇ નૃસિંહદાસ વિભાકર, ભાઇ મનસુખલાલ માસ્ટર, ભાઈ કાન્તિલાલ પંડ્યા, ભાઇ કનૈયાલાલ મુનશી, ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક અને હું. કોઇની "નજર" ન પડે તે માટે એ ૭ મિત્રોના મંડલને અમે ખાસ કરીને મેં "ષડ્રિપુ-મંડળ" નું નામ આપેલું. ઈ. સ. ૧૯૦૮ થી ઇ. સ. ૧૯૧૩ સુધીનો અરસો વિશેષે કરીને અને ઇ. સ. ૧૯૧૭ સુધીનો "હોમરૂલ" ની ચળવળ સુધીનો સામાન્ય રીતે. "ગુર્જર

સભા" એટલે મુંબાઈવાસી નવજુવાનોની એ સંગ્રહસભા કે જેમાંની પ્રથમ પંક્તિએ "હોમરુલ"ની પ્રવૃત્તિને અગ્રેસરો આપ્યા અને દ્વિતીય પંક્તિએ "સત્યાગ્રહ" સંગ્રામને "સરદારો" આપ્યા–પાછળથી પ્રથમ પંક્તિએ પણ કેટલેક અંશે. "ગુર્જર સભા" એટલે ઇ. સ ૧૯૦૮ થી ઇ. સ. ૧૯૧૭ના દશકનાં ઉત્સાહ–ઉભરાતાં હૃદયોનું અને તેજસ્વી બુદ્ધિઓનું સંસ્કાર–સંગ્રહસ્થાન. "ગુર્જર સભા" ના અનેક અંગભૂતોએ ગુજરાતના સાહિત્યમાં કે ગુજરાતના સાર્વજનિક જીવનમાં વિશિષ્ટ અર્પણથી કીર્તિ પ્રાપ્ત કરી છે. ભાઈ મુનશી પછીથી ઘણું થયા છે અને હજી ઘણું થશે, પણ મારા મનમાં પડેલાં મૂળ સંસ્કાર–બીજમાં જે સમાયલું હતું તેનું યથાપ્રસંગ પ્રાકટ્ય થતું જ હું તો જોઉં છું. મને આનન્દ થાય છે, પણ આશ્ચર્ય નથી થતું. ભાઇ મુનશીમાં હજી તો કૈંક અપ્રકટ શક્તિ ભરેલી છે–જેમ જેમ જીવન નાટકના પડદા ઉંચકાતા જશે તેમ તેમ પ્રવેશે પ્રવેશે કાંઇ ને કાંઇ અવનવું નજરે પડશે. "ભાઇ મુનશી: સંસિદ્ધ અને અસિદ્ધ– "Munshi Realised and Un-realised" —એ વિષયની રસકથા (Romance) જો હું લહેરથી મન મુકીને લખું તો એક મનોરંજક ગ્રન્થ ગુજરાતી સાહિત્યને ચોપડે 'ચરિત્ર' ખાતે જમે કરાવી દઉં. પરન્તુ આજે તો આ પ્રાસંગિક લઘુ લેખ એક જ મુદ્દા માટે છે– "**ભાઈ મુનશી : કર્મવીર.**"

વીરતા–શૌર્ય–એટલે મોરેલી માણસાઇ. "જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર" એ જેણે કહ્યું છે તેણે ભાષામાં અનુભવનો અર્ક ભરી દીધો છે. ભક્ત–દાતા–શૂર: એ ત્રણેએ તત્પર સમર્પણ–Ready Sacrifice જે અહંભાવનું પરમાત્મપદે અર્પણ કરી દેતો નથી તે "ભક્ત" થઈ શકતો નથી; જે લક્ષ્મીલોભને તિલાંજલિ અર્પી દેતો નથી તે 'દાતા' થઈ શકતો નથી; જે પ્રાણપ્રેમને કુરબાન કરી દેતો નથી તે "શૂર" થઈ શકતો નથી. સંક્ષેપમાં, વીર એટલે સ્વાર્થત્યાગી–સમર્પણી, સાંસારિક શાણપણની નાનકડી ગણત્રીઓ એને સ્પર્શી શકતી નથી. સંસ્કૃત કવિ કહે છે. "शतेषु जायते शूरः।"–"સોમાં શૂરો એક." વન વન ચન્દન ન હોય, માણસે માણસે વીરતા ન હોય. નહીં તો પછી વીરતાનાં વખાણ કોણ કરત ?

પણ વીર વીરમાં એ ભેદ. કોઇ વિચારવીર હોય છે, કોઇ વાગ્વીર હોય છે, કોઇ કર્મવીર હોય છે–ભાઇ મુનશી ત્રણેએ છે. ત્રણેએ સ્વરૂપ એમનામાં જુદે જુદે પ્રસંગે પ્રકટેલાં છે. મને યાદ છે મુનશીનું પ્રથમ ભાષણ ભાઈ પ્રાણલાલ દેસાઇને પ્રમુખપદે મુંબઇમાં "આર્યસમાજ–મન્દિર"માં "ધી યુનિઅન"માં ઇ. સ ૧૯૦૮. માં–જે સંસ્થાએ પાછળથી ઇ. સ. ૧૯૧૪માં "શ્રી ગુર્જર સભા" નામ ધારણ કર્યું હતું. વિષય હતો: "The Emancipation of Woman—" સ્ત્રીજાતિની મુક્તિ." એમની લાક્ષણિક બીન જવાબદાર દેખાતી બેપરવાઇથી ચાલુ રૂઢિદુર્ગ ઉપર પ્રચંડ પ્રહાર કર્યા–"દીલ્હી ઉપર હલ્લો." ભાઈ મુનશી એટલે ખરુંખોટું જુદી વાત, પરંતુ જે કાંઇ કહે તે મનોરંજક

અને અસરકારક—કહેવાની વસ્તુ ચિત્રાત્મક (graphic), કહેવાની રીત ચિત્રાત્મક; આવા શૈલી ચિત્રાત્મક અંગ્રેજી વકીલ—સામા પક્ષની પુરી કમબખ્તી, ઉપકારની દરખાસ્ત મુખ્ય મંત્રી રૂપે મારે રજુ કરવાની હતી. મેં કહ્યું હતું: ભાઈ મુનશીનો બુદ્ધિપ્રકાર (Intellectual type) સમજવા જેવો છે—ખાસ કરીને મૂર્તિપૂજક માનસે. મૂર્તિપૂજકને એ મૂર્તિભંજક રૂપે દેખાશે કારણ ભાઈ મુનશી ઘણી મૂર્તિઓને "બીનજવાબદારીથી" ફેંકી દે છે—અને તે પણ હસતે હસતે અને રમતને રમતને. " મારા અંગ્રેજી શબ્દો મને સ્મરણમાં છે: " Mr. Munshi is an iconsclast–an image-breaker. He flings Conventions to the winds and that too with ostensible light heartidness and irresponsibility." એ એક દૈવયોગ છે કે વર્ષો પછી ભાઈ મુનશી " ગુર્જરેમભાના કાકા " મટી "સંસદના પિતા" બને છે અને "પ્રણાલિકાભંગ" એ એમનું મુખ્ય સૂત્ર અને વ્યાખ્યાન વિષય થાય છે. સંસદના સંમેલનમાં અપાયેલું એમનું એ વ્યાખ્યાન એકી વખતે એમની વિચારવીરતા અને વાગ્વીરતાનું પ્રમાણ છે. સંમેલન ઉપર એમના એ વ્યાખ્યાનના વિચારોએ તેમજ છટાદાર વાચને પાડેલો સબળ સંસ્કાર મને સ્મરણમાં છે. પણ જેનાં ઘણું ઘણું પ્રમાણ તેનાં વિશિષ્ટ પ્રમાણનો ખાસ ખપ શો ?

સૌ. લીલાવતીબેન સાથેનો ભાઈ મુનશીનો લગ્ન-પ્રસંગ એમની જેમ કાર્યકુશળતાનો તેમ કર્મવીરતાનો સૂચક પ્રસંગ છે. એ પ્રસંગ એમના અનેક ગુણો ઉપર પ્રકાશ નાખે એવો અગત્યનો જીવનપ્રસંગ છે. એમને સ્થાને બીજો વીર પુરુષ હોત તો શું કરત એ સહેલાઈથી કલ્પી શકાય એવું છે—કારણ વાચકજનમાં વીર કેટલા! ભાઈ મુનશી વીર માટે જ લીલાવતીબેન સાથે જાહેર લગ્ન કર્યું એ નિઃસંદેહ છે. આ એમના લગ્નની કર્તવ્યતાનો પક્ષવાદ નથી, એમના કૃત્યનું ગુણદર્શન છે. સંક્ષેપમાં, ભાઈ મુનશીના જીવનના નિષ્પક્ષપાતી અવલોકનકારને જણાવ્યા વિના ભાગ્યે રહેશે કે ભાઈ મુનશી વિચારવીર, ઉચ્ચારવીર, આચારવીર એ ત્રણેએ છે.

ભાઈ મુનશીની બાબતમાં વિસ્મય તો એ છે કે પરસ્પર વિરોધી દેખાતા બે ગુણો—વીરતા અને વ્યવહારિકતા—એ પોતામાં એકત્ર કરે છે. મુનશી એકી વખતે સાથે સાથે " સ્વપ્નદૃષ્ટા " –Visionars–છે અને " કર્મવીર "–man of action–છે. જેમ ભાવના–idealism–એમની નસમાં છે તેમ ક્રિયા–action–એમની નસમાં છે. એમની નવલકથાઓ, એમનાં નાટકો, એમના નિબંધો સફળ છે—મનોરંજક છે—અસરકારક છે એનું મુખ્ય કારણ જેમ એક પાસથી એમની વ્યોમવિહારિણી ભાવનામયતા અને તેજસ્વી કલ્પનાશક્તિ તેમ બીજી પાસથી પ્રભાવશાળી ક્રિયા—પ્રેરણા. એ ક્રિયા-પ્રેરણા વિના મુનશી ઇતર સાહિત્યસેવકો માફક "માત્ર સાક્ષર" હોત—"સક્રિય રાષ્ટ્રસેવક" ન હોત, અને તે પણ ખરાખરીના ખેલ જેવા જંગપ્રસંગમાં.

એક વિશેષ પ્રકાશ ને પછી બેશ ખલાસ. ભાઈ મુનશીના ત્યાગે ભાઈ મુનશીની વીરતા માફક મહાગુજરાતને સાનન્દાશ્ચર્ય અનુભવાવ્યું

છે. મને વર્ષોથી જોએલાં ગુણબીજનો આવિર્ભાવ અને વિકાસ જોઇને આનન્દ થયો છે—આશ્ચર્ય નથી થયું ભાઈ મુનશીના અભ્યાસખંડમાં–એમનાં ભાવનાખંડમાં–એમના હૃદયખંડમાં બે ગુણમૂર્તિઓએ પ્રથમથી જ સાથે સાથે વાસ કરેલો છેઃ ત્યાગમૂર્ત્તિ બુદ્ધભગવાને શૌર્યમૂર્ત્તિ નેપોલિઅને, સાથે સાથે, જેટલા પ્રતાપી પરાક્રમના તેટલા જ ભવ્ય ભાગ્યમયતાના સૂચક વિજેતા સીઝરના સ્મરણીય ઉદ્‌ગારોઃ " Vini, Vidi, Vici– I went, I saw, conquered–હું ગયો, મેં જોયું, હું જીત્યો" સંક્ષેપમાં, **મુનશી એટલે સદ્‌ભાગ્ય, મુનશી એટલે વીરતા, મુનશી એટલે ત્યાગ.**

આ મંગલ પ્રસંગે અભિનન્દન જ શોભે, અને એ યોગ્ય જ છે કે મહાગુજરાત પોતાના એક માનીતા સાહિત્યકાર અને રાષ્ટ્રસેવકને તેમ જ તેમનાં તેજસ્વી અને બહાદુર સહચારિણી સૌ લીલાબહેનને અભિનન્દનોની રસવૃષ્ટિથી સ્નાન કરાવી રહ્યુ છે. મારી હૃદયરસધાર હું પણ મૈત્રીની મમતાની ભાવાર્દ્રતાથી ઉમેરું છું, અને ઉર–સંદેશ સાંભળું છું: " **ननुजीवामि**–હું ખરેખર જીવ્યો છું. ને કૃતકૃત્ય થયો છું. " મારાં વહાલાં સ્નેહીઓ ઉપર—ભાઇ મુનશી અને લીલાબહેનની જુગલ જોડી ઉપર—અભિનન્દનોના અભિષેક થાય છે!!! પ્રભુ દંપતીને આબાદ રાખે!!!

---

# વચનની પૂર્ણાહુતિ

લેખક :
રા. ભદ્રાયુ મોતીલાલ મજમુદાર

ભારતવર્ષના ઇતિહાસમાં સદા સોનેરી અક્ષરે લખાયેલું વિક્રમ સંવત ૧૬૩૨નું વર્ષ હતું. મેવાડની ભૂમિને આખો દિવસ તપાવી સૂર્ય અરવલ્લીની ટેકરીઓ પાછળ છૂપાતો હતો. અરવલ્લીના પર્વતમાંથી તથા તેની આસપાસ રહેલી વનરાજી સંધ્યાના ઝાંખા અંધકારમાં ભયંકર લાગતી હતી. અરવલ્લીની આ ભવ્ય નિર્જનતા ભેદતા બે ઘોડેસ્વારો પૂર વેગે તેમનો માર્ગ કાપી રહ્યા હતા. અરવલ્લીનો ખડબચડો રસ્તો તેમના અશ્વના વેગને રોકવા અસમર્થ હોય તેમ જણાતું હતું. તેમના પહેરવેશ ઉપરથી તે સીસોદીયા ગોત્રના રાજપુત હોય તેમ લાગતું હતું.

'વિજુ' આગળ જતા ઘોડેસ્વારને પાછળના સ્વારે બુમ મારી. પહેલા ઘોડેસ્વારે તુર્તજ જોર વડે લગામ ખેંચી અશ્વના મુખે ફીણ વળ્યાં, ફલામણો અશ્વ હાંફતો હાંફતો ઉભો રહ્યો.

'વિજુ' પાછળ આવતા ઘોડેસ્વારે તેનો અશ્વ મંદ પાડી ફરી પોકાર કર્યો. હવે મારાથી આગળ નહી વધાય. જેમ રાત્રિ નજીક આવતી જાય છે તેમ મારા ઘામાં તીવ્ર વેદના થાય છે! બોલનારના સ્વરમાં વેદનાનો ધ્વનિ હતો.

વિજુએ તેનો અશ્વ જરા પાછો વાળ્યો. તે વૃદ્ધ ઘોડેસ્વારની નજીક ગયો. આપની ઇચ્છા હોય તો અહિં થોડી વિશ્રાન્તિ લઇ આગળ ચાલીએ! વિજુએ વૃદ્ધના ખભા ઉપર હાથ મૂકી કહ્યું. વૃદ્ધ પુરુષનાં ભવાં કાંઇક સખ્ત થયાં. આશાદર્શક સ્વરે યુવાન ઘોડેસ્વારને કહ્યું. 'નહીં નહીં એમ કદી બનશે નહી. હું તો મૃત્યુને આરે ઉભેલો છું. પરંતુ તારા જેવા આશાભર્યાને આ ભયાનક અરણ્યમાં રોકાવા નહી દઉં.' યુવાન વૃદ્ધના પ્રતાપી મુખ ભણી જોઇ રહ્યો

'તું સુખેથી ઘેર જા સુજાણપુરના લોકોને કહેજે કે ઉદયસિંહ હલદીઘાટના યુદ્ધમાં મરણ પામ્યો! વૃદ્ધનો અવાજ ગળગળો થયો.'

'ઉદયકાકા આપ આ શું બોલો છો! જ્યાંસુધી વિજયમાં પ્રાણ છે ત્યાંસુધી આપના ઘવાએલા શરીરને અહીં મૂકી વિજય એક ડગલું પણ આગાડી ભરે તો તેની જનેતા લાજે' વિજયના શબ્દોમાં વેદના હતી. થોડીક ક્ષણો નિર્જન અરણ્યમા ભયાનક શાંતિ વ્યાપી અરવલ્લીની ટેકરીઓ પછાડીથી ઉદય થતા અષ્ટમીના ચંદ્રનું રૂપેરી બિંબ દેખાવા માંડ્યું.'

'વિજય, રાત્રિની ઠંડીએ મ્હારા ઘાની વેદના વધારી મૂકી છે. હવે હું ત્હારી સાથે ઘેર આવું તે મિથ્યા માનજે.'મને કોઇ ઝાડનો આશ્રય આપી બેસાડ.તો કાંઇક શાંતિ થાય.' ઉદયસિંહે નિસ્તબ્ધતાનો ભંગ કરી કહ્યું. વિજય જવાબ આપવા જેટલો વખત પણ ગુમાવ્યા વિના સારા વિશ્રામસ્થાનની તપાસ કરવા

લાગ્યો. ચંદ્રના ઝાંખા અજવાળામાં તેને એક ટેકરીની તળેટી પાસે ઉભેલું મ્હોટું વૃક્ષ હાથ લાગ્યું. વૃદ્ધ ઉદયસિંહને હાથની તાળી પાડી તે વૃક્ષની દિશામાં આવવા સૂચવ્યું. ઉદયસિંહે મહામુશીબતે અશ્વને સુચિત દિશામાં દોરવ્યો. લડથડીયાં ખાતા ઉદયસિંહને વિજયે ઝાડના ચડે અશ્વની પીઠ ઉપરનો સામાન ગોઠવી બેસાડ્યો. ઉદયસિંહના નિમકહલાલ અશ્વને પણ તેજ થડે બાંધ્યો. પાસેજ કલકલ કરતું ટેકરીની તળેટીમાંથી નીકળેલું ઝરણું વહેતું હતું. વિજયે તેની સીરોહીમાં થોડું પાણી ભરી લાવી ઉદયસિંહને પાયું. થોડીક ક્ષણોની વિશ્રાંતી પછી ઉદયસિંહને કાંઈક કળ વળી. તેણે હેતથી વિજયને વાંસે હાથ મૂકી કહેવા માંડયું 'હલદી ઘાટના યુદ્ધમાં રાણા પ્રતાપના અનેક સૈનિકો નાશ પામ્યા છે; તેમાં આ વૃદ્ધ ઉદયને મારા વિજય એક વધારે ગણજે.' ઉદયસિંહને શ્વાસ ચડયો. તેણે વળી પાછું શરૂ કર્યું. 'હું આટલા બધા ઘા ખાધા છતાં હજી સુધી જીવતો કેમ રહ્યો તેજ નવાઇ જેવું લાગે છે. પણ હવે મને મૃત્યુના ભણકારા સંભળાય છે. વિજય, તું હજી યુવાન છે. આશા ભર્યો છે. જીવતો હોઇશ તો રાણાને કોઈવાર મદદગાર થઇ પડીશ, માટે તું હવે અહીં ન થોભતાં ઘર ભણીનો રસ્તો લે.' ઉદયકાકા તમને આ શબ્દો છાજે નહી. તમને આમ રઝળતા મુકી મારે અહીંથી જતાં રહેવું એમ આપ કહો છો!'

'બેટા, હું એમ કહેતો નથી. આ વૃક્ષની ઓથે મારા ભાગ્ય ઉપર છોડવામાં તું મને જરા પણ ત્યજી જતો નથી. હું જ, તને આજ્ઞા કરું છું કે તારે મેવાડની સેવા કરવા તારી જીંદગી બચાવવી! ઉદયસિંહને હાંફ ચઢી. તેનો સાદ ધીમો થયો. 'હું, તો હવે થોડી ઘડીનો મેમાન છું. પરંતુ તારા જેવો યુવાન સીસોદીયો આવા જંગલમાં હિંસક પશુઓનો ભોગ થઈ પડે તે મારાથી કેમ સંખાય! તારી જીંદગી ઉપર મેવાડનો પ્રથમ હક્ક છે, માટે મારી આજ્ઞા માની તારે આ નિર્જન અરણ્યનો સત્વર ત્યાગ કરવો.' વિજય શાંત ચિત્તે આ વૃદ્ધના મુખમાંથી ઝરતાં ગૌરવશીલ વાકયો સાંભળી રહ્યો. તેને શું બોલવું તે સુઝતું નહોતું. તે અચકાતો અચકાતો બોલ્યો.

'આપને આવા વિકટ અરણ્યમાં છેલ્લી ઘડીએ એકલા મૂકી જતા રહેતાં મારી છાતી ચાલતી નથી. આપ બીજી કોઇ પણ આજ્ઞા કરો. વિજય પ્રાણુના ભોગે તે પાળવા તૈયાર છે! મૃત્યુની છાયા ફરી વળેલા મૂખ ઉપર ક્ષણિક સ્મિત ફરક્યું.

'ગાંડા, આવી બાલિશ હઠ કરી તું એમ માને છે કે મને છેવટની પળોમાં શાંતિ આપી શકશે! તેનાથી તો ઉલટું મારું મોત બગડશે. પછી તને ફાવે તેમ કર! વિજય અવાક થયો. ઘડીમાં આ - મરણકાંઠે આવેલા પુરુષનું સ્નેહભીનું હૃદય તો ઘડીમાં તેની અપૂર્વ હીંમતની મનમાં પ્રશંસા કરતો તે મૂક બેસી રહ્યો. વિજયનો હાથ, વૃધ્ધે તેના હાથમાં લીધો.

'હવે મારી છેલ્લી આશા અથવા ઇચ્છા સાંભળી લે. આ આજ્ઞાઓનું પાલન મારે મન મારી મોટામાં મોટી સેવા છે. વિજય સાંભળવા આતુર બન્યો.

'મારી કેસુ અને તું એક બીજાને ચહાઓ છો તે હું ઘણા સમયથી જાણું છું. તારે મારી કેસુનું સુખેથી પાણિગ્રહણ કરવું.' ઉદયસિંહના ગળામાં ખરખરી લાગી.તેણે ઉધરસ ખાઇ આગળ કહ્યું 'અને બીજી આશા ! તેનું પાલન તારાથી થઇ શકશે !'

"આપની ખાતર વિજય પ્રાણ પણ આપશે !" વિજયના મુખમાંથી સહસા ઉદ્ગાર સરી પડયા.

'ધન્ય છે મારો વિજુ સાચો રાજપુત બચ્ચો છે તેની મને ખાત્રીજ હતી. બીજી આશા બરાબર સાંભળી લે. આજની રાત મારો દેહ ટકે એમ મને લાગતુ નથી. મારા દેહને ક્ષત્રિયને છાજે તેવો અગ્નિદાહ તારા હાથે આપજે. સુજાણપુરથી બને તેટલો જલ્દી પાછો ફરી અહીં મારા મૃતદેહની તપાસ કરજે ! વિજયના નેત્રમાંથી અશ્રુબિંદુ સરી પડયાં.

'નિરુત્તર કેમ રહ્યા ! ' જુએ વિજયને જગાડ્યો.

'મારા દેહની અંતિમ ક્રીયા કરવાનું તને વિસ્મરણ નહીં થાય તેનું વચન આપ !' ઉદયસિંહે હાથ લંબાવ્યો. વિજયે હૃદયના ધડબડતા હાથમા તેનો હાથ મુકયો.

'એકલિંગજીના સોગન લઇ કહું છું કે વિજય તેના હાથે આપના દેહનો ક્ષત્રિયને છાજે તેવો અગ્નિસંસ્કાર કરશે. આપનો મૃતદેહ રઝળશે નહી તે સારૂ નિશ્ચિંત રહજો હું આવતી કાલે પાછો આજ સમયે આપના તપાસ કરવા આવીશ.' વૃદ્ધ ઉદયસિંહે લાંબો શ્વાસ ખાધો. વિજયને સત્વર સુજાણપુર જવા તેણે ધીરા સ્વરે આજ્ઞા કરી. વિજયે ઝડપથી અશ્વારોહી થઇ ઉદયસિંહને છેલ્લા પ્રણામ કરી અરવલ્લીનો વિકટ માર્ગ કાપવા માંડયો. આખો દિવસ અસહ્ય ગરમીથી તપેલા અરવલ્લીના અરણ્યને ચંદ્ર તેના રૂપેરી તેજથી છાઇ રહ્યો. થોડા સમય ઉપર ભયાનક જણાતું અરણ્ય ચંદ્રના રૂપેરી તેજમાં સુંદર જણાવા માંડયું. ચંદ્રના પ્રકાશમાં વિજયસિંહ અરવલ્લીનો વિકટ પંથ ભેદી પૂરવેગથી તેનો માર્ગ કાપી રહ્યો.

(૨)

બીજે દિવસે હલદીઘાટના યુદ્ધના સમાચાર નાનકડા સુજાણપુરમા ફેલાઈ ગયા. રાણો પ્રતાપ કેવી બહાદુરીથી લડ્યો, મોગલોને કેમ હંફાવ્યા, અને પ્રતાપને છેવટે કેમ પાછા હઠવું પડયું વિગેરે વિષયો સુજાણપુરમાં જોસભેર ચર્ચાવા માંડયા. પરંતુ આ બધા સમાચારના વાહક વિજયને આ ચર્ચામાં રસ ન્હોતો. ઉદયસિંહને ત્યાં જઇ તેની કેસરને મળવા તે અધીરો થઇ રહ્યો હતો. ભાવિ પ્રિયાને એકાંતમા મળવું એ એક અનેરો લ્હાવો છે. વિજય આ લ્હાવો લેવા સારૂ સાંઝ પડવાની વાટ જોઇ રહ્યો હતો. આખરે સાંઝ પડી. લાંબા વિરહ પછી કેસરને મળતાં કેટલો આનંદ થશે એ વિચારે વિજયનું હૈયું નાચી ઉઠયું. પોતાની પ્રિય વસ્તુને કલ્પના સૃષ્ટિમાં જુદાજ સ્વરૂપે નિહાળવી એ મનુષ્ય સ્વભાવ છે. જે બીજાને સામાન્ય લાગે તે કલ્પના સૃષ્ટિમાં અસામાન્ય લાગે છે વિજયને પણ તેમજ થયું. કેસરને મળવા દરેક પળે વધુ આતુર થવા લાગ્યો. હલદીઘાટના ભયાનક યુદ્ધના અંતે કેસરને મળતાં તે એકદમ કેવી તેને વીંટળાઇ જશે અને પછી પોતે તેને એક મોહક ચુંબન કરી કેવી રીતે આલિંગન

આપશે એવી એવી મધુર કલ્પનાઓ કરતો વિજય, ઉદયસિંહને ત્યાં પહોંચ્યો.

'કેસર, કેસર' વિજયે ઉદયસિંહના ઘરનું બારણું ખખડાવ્યું. જવાબમાં એક સત્તર વર્ષની કુમારીકાએ આવી બારણાં ઉઘાડયાં. તેના મુખ ઉપર આછું સ્મિત હતું. તેણે વિજય ભણી અમી ભરી નજરે જોયું. વિજયે તે દૃષ્ટિમાં અનેક ભાવો વાંચ્યા. બારણું પાછું બંધ થયું. કેસરની માતા ઘેર નહોતી. વિજયને આ પ્રસંગ ઘણોજ રૂચ્યો. હલદીઘાટના યુદ્ધની તેણે કેસરને અથથી ઇતિ કથા કહી. યુધ્ધમાં પોતે કેવું પરાક્રમ દાખવ્યું હતું તે જણાવવા પણ ચુકયો નહી. તેના જ્વલંત પૂરાવા રૂપે શરિર ઉપર પડેલા જખમ બતાવ્યા. માનવ ઇતિહાસમાં હજી કોઇ પુરુષ તેની પ્રિયતમા આગળ તેનાં પરાક્રમની ગાથા ગાતાં ચુકયો છે કે વિજય ચુકે!

'પણ મ્હારા બાપુજી કયાં છે!' કેસરથી પૂછાઈ ગયું.

'ગાંડી, અધીરી કેમ થાય છે! તારા બાપુજી આજકાલમાં આવી પહોંચશે.' વિજયે કેસરના હોઠ ચુમતાં કહ્યું. વિજયથી અસત્ય કહેવાઇ ગયું. ઉદયસિંહને તે અરવલ્લીના બીહામણા અરણ્યમાં એકલો મુકી આવતો રહ્યો છે એમ કહેતાં તેના હીંમત ચાલી નહી. તે શું બોલે છે તેનું પુરું તેને ભાન પણ ન રહ્યું. તેને તો માત્ર તે વખતે એકજ મહેચ્છા હતી–તેની કેસરને રાઝવવાની. તે મહેચ્છાએ તેને અસત્ય કહેવા પ્રેર્યો. સત્ય વાત કહેતાં કેસર તેની મર્દાનગી માટે કેવો હલકો અભિપ્રાય બાંધશે, એ બ્હીકે સત્ય કહેવાની તેની હામ ચાલી નહી. અને પોતાની પ્રિયતમાની દૃષ્ટિમાં હલકો પડવા–તેને નારાજ કરવા કયો પ્રણયી તૈયાર હોય છે! અસત્ય કહેતાં કહેવાઇ ગયું, પરંતુ બીજીજ ક્ષણે તેનું હૃદય ડંખવા લાગ્યું. ઉદયસિંહને અગિઆર દિવસનું વચન તો તે એકાદ બે દિવસમાં પાળવાનો જ હતો, એટલે આ કામચલાઉ અસત્ય કહેવામાં કશો બાધ ન્હોતો એમ તેણે મનનું સમાધાન કર્યું. લાંબો સમય હાસ્ય વિનોદ કરી, વિજય કેસરથી છૂટો પડયો.

સમયનો પ્રવાહ સતત વહ્યાજ કરે છે. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા અનેછતાંએ વિજય કેસરની મીઠી ગોદ છોડી અરવલ્લીના અરણ્ય તરફ જઇ શકયો નહી. કેસરનું સાહચર્ય એક દિવસ સારુ પણ ત્યજવું તેને મન અશકય હતું. પરંતુ વૃદ્ધ ઉદયસિંહને છેલ્લી પળે આપેલું વચન તેના હૃદયને અહર્નિશ કોરતું હતું. અપ્રિય વસ્તુ ભૂલી જવા પ્રયત્ન કરવો અથવા તેનું અસ્તિત્વ કદી હતુંજ નહી એમ મનને મનાવવા પ્રયાસ કરવો એ જનસ્વભાવ છે. વિજયે પણ હવે તેની જાતને છેતરવાના યત્ન કરવા માંડયા. ઉદયસિંહને આપેલું વચન તે ભૂલી જવા મથતો; પરંતુ તેથી તો તે વિચાર વધુ વેગથી તેના ઉપર આક્રમણ કરતો. વિજયની મનોવ્યથા વધી પડી. કોઇવાર કેસર તેનું પડી ગએલું મુખ જોઇ તેના સંતાપનું કારણ પૂછતી. આ ભોળી કુમારિકાનો પ્રશ્ન વિજય કૃત્રિમ હાસ્ય કરી ઉડાવી દેતો. પરંતુ જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ આ અપ્રિય વિચારનું બળ ઓછું થતું ગયું. છેવટે તે બનાવની સ્મૃતિ સ્વપ્નવત્ બની રહી. સ્વચ્છ આકાશમાં મેઘ ચઢી આવે તેમ કોઈવાર

વિજયના ભવ્ય લલાટ ઉપર શોકનું વાદળ ફરી વળતું. બીજે જ પળે તે પોતાની માનસિક નબળાઈ તરફ તિરસ્કારથી હસી ભૂતકાળનું સ્વપ્ન ભૂલી જવા મથતો. ઉદયસિંહ યુદ્ધમાં જ મૃત્યુ પામ્યો હશે એવો ભ્રમ ઉત્પન્ન કરી તે સંતોષ માનતો. આ મોહક ભ્રમ આખા ગામમાં પણ ફેલાવી શક્યો. ધીમે ધીમે ઉદયસિંહની વાત વિસારે પડી.

થોડા જ સમયમાં વિજયના જીવનમાં મહાન બનાવ બન્યો. દિવસ પછી રાત્રી અને રાત્રી પછી દિવસ એમ અનેક દિવસો વીત્યા. કેસરની માને ઉદયસિંહના મૃત્યુનું દુઃખ વીસારે પડ્યું. ત્યાં બીજી જ ચીંતા આવી પડી. કેસર હવે વયમાં આવી હતી. કેસરનો કન્યાકાળ વિતી જાય એ તેની માતાને ઠીક ન લાગ્યું. ઉદયસિંહની પત્નીએ તેની એકની એક કન્યા કેસરને બને તેટલી ત્વરાએ વિજયની સાંપણ બનાવવાનું નક્કી કર્યું. પરિણામે વિજય અને કેસરે દાંપત્ય જીવનમાં પ્રવેશ કર્યો. વિજયને સુખની પરાકાષ્ટા આવી હોય તેમ લાગ્યું. તેના એકલવાયા જીવનમા રસિક ફેરફાર થયો. કેસર જેવી નવોઢાના સહવાસમાં તે ભૂતકાળ ભૂલી જવામાં સફળ થયો. ભૂતકાળ સાથે સંબંધ જ ન હોય તેવું નવું જીવન શરૂ થયું હોય તેમ લાગ્યું. લગ્ન પછી એકાદ વર્ષમાં તેની કેસરે ઘરમાં એક મનુષ્યની વૃદ્ધિ કરી. નવદંપતીના પ્રેમની પ્રતિમા રૂપ નાનકડા બાળકને રમાડવામાં—રીઝવવામાં વિજય તેની જાતને કૃત કૃત્ય માનવા લાગ્યો. આમ કેસરે હલદીઘાટના યુદ્ધના આ વીર ક્ષત્રિયના જીવનમાં અજબ પરિવર્તન કરી મૂક્યું.

( ૩ )

હલદીઘાટના યુદ્ધને લગભગ ઓગણીસ વર્ષ વીતી ગયાં. ટેકીલો પ્રતાપ અરવલ્લીની ટેકરીએ ટેકરીએ આથડ્યો પણ મોગલ સામ્રાટને શરણે ન થયો. મોગલ સૈનિકો મેવાડની પ્રજાને અનેક રીતે હેરાન કરવા લાગ્યા. પ્રતાપ શરણે ન થયો તેનું વેર સંકડો રૈયત પાસેથી લેવામાં આવ્યું. મેવાડમાં લુંટફાટ વ્યાપી રહી. દિલ્હીશ્વરનો જુલમ ઓછો હોય તેમ મેવાડની પ્રજા ઉપર દૈવ પણ રૂઠ્યો. ભયંકર દુષ્કાળ સર્વત્ર વ્યાપી રહ્યો. મેવાડ અને તેની આસપાસનો પ્રદેશ વેરાન બન્યો. પ્રતાપને વખતો વખત તેની પ્રજાની દુઃખદ સ્થિતીના સમાચાર મળતા. અનેક વખત તે પ્રજાની પીડા જોઇ હતાશ થતો. અને છતાં તે અવિરત ધૈર્યથી મોગલ સમ્રાટ સામે ઝૂમી રહ્યો. એક બાજુ નિષ્ઠુર દૈવનો પ્રતિકાર કરતો અને બીજી બાજુ હિંદના સાર્વભૌમ સત્તાધિશને તેની દુર્જય શક્તિથી ત્રાસ આપતો. મેવાડ નરેશ નિરાશ્રય બનેલા ક્ષત્રિયોનું આશાકિરણ બની રહ્યો. પરંતુ પ્રતાપનું ધૈર્ય તેના સામાન્ય પ્રજાજનોમાં નહોતું. મેવાડની અનાથ પ્રજાએ દુષ્કાળથી ઉજ્જડ બનેલી જન્મભૂમિનો ત્યાગ કરી નિકટના પ્રદેશોમાં પ્રયાણ કરવા માંડ્યું. વિજયસિંહે પણ તેની પત્ની કેસર અને અઢાર વર્ષના કિશોર પુત્ર અજયને સાથે લઇ મેવાડની ભૂમિને ઉંડા પ્રણામ કર્યા. વર્ષો પછી તેણે અરવલ્લીના વિકટ માર્ગમાં પ્રવેશ કર્યો. જેમ જેમ અરવલ્લીનો માર્ગ કપાતો ગયો તેમ તેમ વિજયને પૂર્વની સ્મૃતિ તાજી થવા લાગી. તેણે ઓગણીસ વર્ષો જુની ભૂતકાળમાં દૃષ્ટિ કરી.

ઓગણીસ વર્ષ ઉપર તે આજ રસ્તેથી પસાર થયો હતો. તે સંધ્યાએ તેની સાથે વૃદ્ધ ઉદમસિંહ હતો, આજ સુકુમાર સ્ત્રી અને કિશોર પુત્ર હતાં. આ બધાં વર્ષોમાં તેના જીવનનું કેવું પરિવર્તન! ઓગણીસ વર્ષ ઉપરની એક સંધ્યાએ તે હલદીઘાટના યુદ્ધમાં વીરને છાજે તેવું પરાક્રમ બતાવી વિજયમાળા પહેરવા ઘર તરફ જતો હતો. આજ તે અન્નની શોધમાં ઘર ત્યજી જતો હતો. અને છતાં રસ્તો એકજ હતો. વિજય તો ગમે તે મુશ્કેલી વેઠી સુજાણપુરમાં રહી શકત, પરંતુ તેની પ્રાણથી પણ પ્રિય કેસર અને આંખની કીકી સમાન અજય કષ્ટ વેઠે એ જોવા તે તૈયાર ન્હોતો. આથી જ તેણે વતન ત્યજવું પસંદ કર્યું. અનેક મુશીબતો વેઠતું આ નાનકડું કુટુંબ અરવલ્લીનો દુર્ગમ પંથ ભેદી રહ્યું. રસ્તામાં મળી આવતાં મૃગ વિગેરે વનપશુનો સંહાર કરી આ ત્રિપુટી તેની ક્ષુધા સંતોષતી. નાનકડો અજય પણ તેના પિતાને મૃગલાંનો શિકાર કરવામાં મદદ કરતો. તેની નીડરતાથી કેસરની છાતી ગર્વથી ઉંચી આવતી અને મુસાફરીનો થાક વિસરી જતી. આમ આ સ્નેહાળ રાજપુત કુટુંબ અરવલ્લીના નિબીડ અરણ્યમાં તેનો સમય નિર્ગમન કરતું.

× × × ×

આજે સુદ બારસની સંધ્યા છે. અરવલ્લીની ખીણો ઉગતા ચંદ્રના પ્રકાશથી રૂપેરી બનવા માંડી હતી. આખા દિવસના પરિશ્રમથી થાકી વિજયસિંહના કુટુંબે એક સુંદર ટેકરી આગળ પડાવ કર્યો. અજયે ત્રણે અશ્વો પાસેજ ઉભેલા વૃક્ષના થડે બાંધી દીધા. અશ્વપાલનું કામ અજયજ કરતો. કેસરે સીરાહીમાંથી ઠંડુ પાણી કાઢી પતિ તથા પુત્રને આપ્યું. તેમનો થાક ઉતરેલો જોઇ સ્નેહાળ કેસરનો થાક આપોઆપ શમી જતો. પરંતુ અજયને આજ કકડીને ભુખ લાગી હતી. તે પાણી પીને ચલાવી લે તેમ નહોતું. આ કુટુંબ દિવસમાં માત્ર એકજ ટંક આહાર કરતું. અજયને આ નિયમમાં અપવાદ લાવવાની આજ વૃત્તિ થઇ. તેણે કેસર પાસે ખોરાકની માંગણી કરી. પુત્રને ક્ષુધાતુર જોઇ કઇ માતા શાંત બેસી શકી છે! કેસરે મુસાફરી દરમિયાન ઘણી કરકસરથી બચાવેલાં બે ઢેબરાં પુત્ર સમક્ષ મુકી દીધાં. પરંતુ અજય એમ માને તેમ નહોતું. તે ક્ષત્રિય કુમાર હતો. માતા ભૂખે સુઈ રહે અને પોતે ઢેબરાં ખાય એ તેને અજુગતું લાગ્યું. તેણે ખભે લટકાવેલું ચાપ હાથમાં લીધું. 'મ્હારે તો મૃગનું માંસ ખાવું છે. ઢેબરાંથી ભૂખ મટે તેમ નથી.' બાળક પુત્રની માંગણી જોઈ કેસર અને વિજય હસી પડયાં.'

'અજુ, અત્યારે રાત પડી ગઇ છે. આવે વખતે તું મૃગ કયાંથી ગોતી કાઢવાનો હતો!' વિજયે પુત્રના ખભા ઉપર હાથ મુકી મજાકમાં પુછ્યું.

'ગમે ત્યાંથી ગોતી કાઢીશ. તમારે ન આવવું હોય તો મારી બા પાસે બેસો. હું હમણાં એક મોટો મૃગ પકડી લાવીશ, પછી આપણે બધાં ધરાઇને ખાઇશું.' અજયની આંખો ઉત્સાહથી નાચી રહી. કેસરનાં હૈયામાં વાત્સલ્યનાં પૂર ઉભરાયાં. ઘણી રકઝકથી પિતા પુત્ર મૃગની શોધમાં નીકળી પડયાં. કેસરે રસોઇ કરવા સારૂં જમીન સાફ કરવા માંડી. નાનકડો અજય

મૃગને દસડતો દસડતો હમણાં આવી પહોંચશે એવી મધુર આશા સેવતી કેસરે પાસે પડેલાં પથ્થરના રોડાંનો ચૂલો બનાવવા માંડ્યો.

ચંદ્ર ધીમે ધીમે વ્યોમમાં આવ્યો. આખા અરણ્યે શ્વેત સ્વાંગ ધારણ કર્યો. પિતા પુત્ર ચંદ્રના રૂપેરી ઉજાસમાં મૃગને શોધી રહ્યા. અનેકવાર ઝાડીઓમાં ખડખડાટ થતો. બીજી ક્ષણે સઘળું શાંત થઈ જતું. ખભે ચાપ અને હાથમાં શર લઈ પિતા પુત્ર શિકારની લાલસાએ દૂર નીકળી ગયા. તેમની વાટ જોઈ બેઠેલી કેસરનું એકેને ભાન ન રહ્યું. મૃગને લીધા વિના પાછા જવું એ તેમને મન નામોશી ભર્યું હતું. સાચો શીકારી શિકાર વિના પાછો ફરેજ નહી. ઝાડીમાં આથડતાં પિતા પુત્ર જુદા પડી ગયા. ચંદ્રના પ્રકાશમાં ભરવહીના ગગન-ચુંબી વૃક્ષોના પડછાયા રાક્ષસ જેવા જણાતા. વાતાવરણમાં એક પ્રકારની ભયાનક રમ્યતા હતી. વિજય સિંહને છેટેની ઝાડી તરફ કોઈ જાનવર દોડતું હોય તેવો ભાસ થયો. ભૂખ અને થાકથી વ્યાકુળ બનેલા ક્ષત્રિયે નિશાન સાંધી તીર છોડ્યું. ઘણી મહેનતે શીકાર હાથમાં આવ્યો હતો અને હવે રાજપુત જવા દે! ચંદ્રના પ્રકાશમાં તાકેલું તીર અચુક નીવડ્યું. સામી ઝાડીમાં જઈ અથડાયું. એકજ પળમાં ભયાનક ચીત્કાર સંભળાયો. કાતીલ તીરનો ભોગ બનેલો શીકાર રખેને છટકી જાય એ બીકે વિજય તીરની ત્વરાએ ઝાડી ભણી દોડ્યો.

અને આ કારમો ચીત્કાર રાત્રિની નિસ્તબ્ધ શાંતિમાં દૂર બેઠેલી કેસરે સાંભળ્યો, મારા અજુએ જરૂર મૃગને વિંધ્યો. છોકરો કેવો જબરો છે!' માતાના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા. હાથમાં વળેલું કામઠું અને છૂટા વાળવાળો શિકાર પાસે ઉભેલો અજય હેણે કલ્પનાની આંખે જોયો. અને માતાની કલ્પના પુત્ર સંબંધમાં કેટલે દૂર જઈ શકે તે તો માતા જ જાણે. કેસરનો માતૃ-સ્નેહ ઉભરાઈ આવ્યો. અજયને આવતાં થતો વિલંબ તે સહન કરી શકી નહીં. પુત્રને છાતીએ ચાંપવા તેના કુમળા ગાલોને ચુંબનોથી નહવરાવી દેવા ઉત્સુક બનેલી માતા જે દિશાએથી ચીત્કાર સંભળાયો હતો તે તરફ દોડી. પરંતુ કેસરને અજય ક્યાંય દેખાયો નહીં. થોડે દુર તેણે એક ટેકરી પાસે વહેતા ઝરણાની બાજુમાં તેના પતિને નીચો નમેલો જોયો. તેને હવે ખાત્રી થઈ ચૂકી કે શીકાર તો મળી ચૂક્યો છે, પણ તેનો યશ પતિને દેવો કે પુત્રને તે આ સ્નેહઘેલી ક્ષત્રાણી નક્કી કરી શકી નહીં. તે પતિની અડોઅડ જઈ ઉભી રહી. વિજયમાં જરા પણ ફેરફાર થયો નહીં. વિજયના મુખ સામુ જોતાં કેસરના હૈયામાં ફાળ પડી. તેનું મુખ શાહી ઢળી હોય તેવું શ્યામ થઈ ગયું હતું. કેસરે વિજયનો ખભો હલાવ્યો. વિજય જડવત્ ઉભો રહ્યો.

'મારા વિજય, તું આમ કેમ ઉભો છે! તું બોલતો કેમ નથી? આપણો અજુ ક્યાં છે?' કેસર બેબાકળી બની વિજયને બાઝી પડી. વિજય નિશ્ચેતન ઉભો રહ્યો. કેસર હવે ગાંડી બની. આવા ભયાનક સ્થળમાં તેના આધારરૂપ વિજયની આ સ્થિતિએ તેને બાવરી બનાવી. તેણે વિજયને ઢંઢોળી બુમ મારી 'આ તમને શું થયું છે? મારો અજુ ક્યાં? વિજય આ

તારી શી દશા!' કેસરના મુખમાંથી ગાંડાની માફક શબ્દ પ્રવાહ ચાલુજ રહ્યો. ચિત્રવત્ ઉભેલા વિજયનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલી. તેણે શીકાર ઉપરનું ઢાંકેલું વસ્ત્ર દૂર કર્યું. કેસર ક્ષણભર આ દશ્ય ગાંડાની જેમ જોઈ રહી. કપડાતળે તેના કુમળા પુત્રનું શરીર હતું. છાતીમાં સોંસરૂં ભોંકાએલું તીવ્ર શર જેમનું તેમ ઉભું હતું. છાતી ઉપરથી રૂધીરના રેલા ચાલ્યા હતા. માતાના આક્રંદથી અરવલ્લીની શાંત ટેકરીઓ ગાજી રહી.

'કેસર, હવે રોવું વ્યર્થ છે.' આટલીવાર શાંત રહેલો વિજય બોલ્યો. તેના શબ્દોમાં દુઃખ કરતાં નિશ્ચળતા વધારે હતી.

'શીકાર ખોળવા જતાં આપણો પુત્ર જ આ હતભાગી બાપના હાથે શિકાર થયો.' પણ આજ મારા હૃદયમાં અપૂર્વ શાંત ફેલાય છે. વિજયના શબ્દોમાં ભયાનક દ્દઢતા હતી.

'નાથ, નાથ, આ શું બોલો છો! આપણી આંખની કીકીસમ પુત્રનું આવું કારમું મોત થયું અને તમને અપૂર્વ શાંતિ થાય છે!' કેસર ડુસકાં ખાતી બોલી. 'કેસર મારૂં કહેવું બરાબર સાંભળી લે. મારા ભયાનક પાપનું આજ પ્રાયશ્ચિત થયું છે. આજ સ્થળે તારા વૃદ્ધ બાપને મેં ઓગણીસ વર્ષ પહેલાં અગ્નિદાહ દેવાનું વચન આપ્યું હતું!' કેસર અશ્રુભીની આંખે સાંભળી રહી.

'મેં આ જ ઝરણા અને આપણો પુત્ર પડયો કે તેજ વૃક્ષની સમક્ષ ત્હારા પિતાને છેલ્લા સંસ્કાર કરવાની પ્રતિજ્ઞા કરી હતી. આ નિર્જન સ્થાનમાં ચંદ્રમા મ્હારો સાક્ષી હતો. વિજય ચંદ્રના સ્હામું બ્હાવરાની જેમ જોઈ રહ્યો. તેના મુખ ઉપર અમાનુષી સ્મિત આવ્યું.

'પરંતુ હું મનુષ્ય સુલભ નબળાઈને વશ થયો. ત્હારા પ્રેમે મ્હને અસત્ય કહેવા પ્રેર્યો. પરિણામે ત્હારા પિતાનું શબ અગ્નિદાહ વગર આ ભયાનક અરણ્યમાં રઝળ્યું.' કેસર બ્હેબ્હાકળી બની વિજય સામું જોઈ રહી.

'આજ આ સ્થળે મારા વ્હાલા પુત્રની સાથે ત્હારા પિતાનાં અસ્થિને અગ્નિદાહ દઈ, ઓગણીસ વર્ષથી નહી અનુભવેલી શાંતિ અનુભવીશ અને જવાબમાં કેસર ધ્રુસકે ધ્રુસકે રોઈ. મૃત્યુલોકનાં માનવોનો ઉપહાસ કરતો ચંદ્રમા અરવલ્લીનાં ઝરણોમાં નૃત્ય કરી રહ્યો. તેની રૂપેરી ચાંદની અરવલ્લીના અરણ્યને અપાર્થિવ રમણીયતા અર્પી રહી. દુઃખી માનવોને તેનાં શિતળ કીરણોથી સંતાપતો સુધાકર વ્યોમમાં તેનો માર્ગ કાપી રહ્યો.

# શ્રીયુત્ કનૈયાલાલ મુનશીનો કારાગૃહવાસ

લેખક : રા. માણેકલાલ હીરપારામ દેસાઈ.

ગઈ તા. ૧૩મી એપ્રીલે શ્રીયુત્ કનૈયાલાલ મુનશી અમદાવાદ આવ્યા હતા. વાતચીત દરમીઆન મેં તેમને સહજ પ્રશ્ન પુછ્યો કે "આ વર્ષે ઉનાળાની રજામાં તમે ક્યાં હવા ખાવા જવાનો વિચાર રાખો છો ?" તેમની લાક્ષણિક વિનોદી શૈલીમાં મુનશીએ મને જવાબ દીધો "આ ઉનાળામાં તો મારો વિચાર સરકારના મહેમાન થવાનો છે." આ ઉત્તરથી મને કાંઈ નવાઈ લાગી, અને મેં તેમને પુછ્યું "તમે મહાબળેશ્વર જવાનો વિચાર રાખો છો ? ગવર્નમેંટ હાઉસમાં રહેવાનું તમને આમંત્રણ મળ્યું છે ?" તેમણે હસતાં હસતાં જવાબ દીધો, "મહાબળેશ્વરમાં ગવર્નમેંટ હાઉસમાં રહેવા જવાનું આમંત્રણ મેળવવાનું સુભાગ્ય તો હું પ્રાપ્ત કરી શક્યો નથી, પરંતુ આ ઉનાળામાં એકાદ જેલમાં મારે સરકારના મહેમાન થવું પડશે એમ હું ધારું છું." વાતે મશ્કરીનું સ્વરૂપ લીધું છે એમ મને લાગવાથી મેં હવે આ વિષય આગળ ચલાવ્યો નહીં અને હું બીજા વિષય ઉપર ઉતરવા જતો હતો, પણ મુનશીએ મને તેમ કરતાં અટકાવ્યો અને મને પુછ્યું, "મારું કહેવું તમે ખરું નથી માનતા ? તમને એ માત્ર મશ્કરીજ લાગે છે ?" મેં જવાબ દીધો, "મશ્કરી નહીં તો બીજું શું હોઈ શકે ?" તેમણે હવે ગંભીર થઈ મને કહ્યું, "હું બીલકુલ મશ્કરી કરતો નથી. શાંતિથી સંપૂર્ણ વિચાર કરી મેં નિશ્ચય કર્યો છે કે દેશના સ્વાતંત્ર્ય ખાતર મહાત્મા ગાંધીએ શરૂ કરેલા કાયદાના સવિનયભંગના ધર્મયુદ્ધમાં મારે પણ ચાહીને ઝંપલાવવું અને જેલ સેવવી." મેં જવાબ દીધો, "તમારા જેવા નાજુક તબીયતવાળા અને વિલાસી જીવન ગાળનારાને માટે એ અશક્ય છે." મુનશીએ જવાબ દીધો, "હું પણ પહેલા એમજ માનતો હતો. તમે જેવી રીતે આજે મને પ્રશ્ન પુછ્યો તેવોજ પ્રશ્ન મેં પણ થોડા વખત ઉપર મૃત આત્માને પુછ્યો હતો કે "આવતા ઉનાળામાં હવા ખાવા હું કયે સ્થળે જઈશ ?" મૃત આત્માએ મને જવાબ દીધો હતો કે, 'આ ઉનાળામાં તમે જેલમાં જશો.' આ જવાબથી મને ઘણીજ નવાઈ લાગી હતી અને તેથી મેં મૃત આત્માને ફરી પુછ્યું હતું કે, 'જેલમાં શા માટે ?' તેણે મને જવાબ દીધો, 'તમે ગાંધીના કાયદાના સવિનય ભંગની લડતમાં જોડાશો અને તમારે જેલમાં જવું પડશે.' અત્યારે તમે જેમ મને કહો છો કે મારે માટે તે અશક્ય છે તેજ પ્રમાણે મેં પણ મૃત આત્માને જણાવ્યું હતું કે "મારે માટે તો એમ બનવું અશક્ય છે."

અહીંઆ મૃત આત્મા સંબંધી કાંઈક હકીકત મારે વાંચકોને સમજાવવી જોઈએ. કોઈ મધ્યસ્થ પ્રેત ( Medium Spirit ) મારફતે મૃત આત્માઓને બોલાવી તેમની સાથે વાતો

કરવાનો છંદ મુનશીને લાગેલો છે. કોઇ કોઈ વખતે રાતે તેઓ પોતાને ઘેર આવી જાતના પ્રયોગો કરે છે. એમના બોલાવ્યાથી મૃત આત્માઓ કોઇ કોઇ વખતેજ આવે છે. પરંતુ એમના બાર તેર વર્ષના પુત્ર જગદીશ તથા એમના ભાણેજ સનત્કુમાર વીણુ મૃત આત્માઓને સહેલાઇથી બોલાવી તેમની સાથે વાતો કરી શકે છે. મેં પણ મુનશીને ઘેર એકાદ બે વખત મૃત આત્માને બોલાવી તેની સાથે વાત કરવાનો પ્રયત્ન કરી જોયો હતો પરંતુ તેમાં મને સફળતા મળી નહોતી.

અમારી વાતચીત એ ધીમે ધીમે વિનોદના પ્રદેશમાંથી ગંભીરતાના પ્રદેશમાં દાખલ થવા લાગી. અમે દેશની અત્યારની રાજકીય પરિસ્થિતિ વીશે અને મહાત્મા ગાંધીએ શરૂ કરેલા કાયદાના સવિનય ભંગના યુદ્ધ વિષે વાતો કરવા લાગ્યા. હું એક નિરાશાવાદી અને અશ્રદ્ધાળુ તરીકે દલીલ કરવા લાગ્યો અને મહાત્માજીને આ યુદ્ધમાં સફળતા મળશે કે કેમ તેને માટે શંકા બતાવવા લાગ્યો. વાતચીતમાં મુનશીનો ઉત્સાહ ખીલવા લાગ્યો, તેમની વાણી તથા ભાષામાં અસાધારણ ઝળક આવવા લાગી. તેમણે કાંઇક તિરસ્કારથી કહ્યું “આપણું તે કાંઇ જીવન કહેવાય? સદાએ ગુલામી મનોદશામાં સડયા કરવું, બધાથી બીતા રહ્યા કરવું અને માત્ર દુનીઆના ભોગવિલાસમાં તલ્લીન થઇ અમૂલ્ય મનુષ્ય જીવન વેડફી મારવું! આપણે માટે ત્યાગ વગર મુક્તિ નથી! આપણે નિરંતર સફળતા અને નિષ્ફળતાની ગણત્રી કરવા બેસીએ તો આપણાથી મહાન કાર્યની કદી શરૂઆત થાય નહીં ગીતામાં કહેલા શ્રીકૃષ્ણ પરમાત્માના વચન ઉપર શ્રધ્ધા રાખી સફળતા કે નિષ્ફળતાનો વિચાર પણ કર્યા વગર કાર્યનો આરંભ કરી દેવો એમાંજ પુરુષાર્થ છે. આપણી હાલની રાજકીય પરિસ્થિતિમાં મહાત્મા ગાંધીના કાર્યક્રમ શીવાય બીજો એક પણ કાર્યક્રમ મને શક્યજ લાગતો નથી એટલે તે કાર્યક્રમમાં યથાશક્તિ ફાળો આપવાનો મેં નિશ્ચય કર્યો છે. ગાંધીજીના કાર્યક્રમમાં મને કેટલીક અપૂર્ણતા માલમ પડે છે પણ હું હાલમાં તો ગાંધીજીનું સેનાધિપતિપણું સ્વીકારું છું એટલે એ અપૂર્ણતા તરફ ધ્યાન આપવું એ એક સામાન્ય સૈનિકનું કર્તવ્ય નથી એમ સમજી ગાંધીજીની આજ્ઞા મુજબ કામ કરવાનું મેં નક્કી કર્યું છે. હાલમાં મારી પાસે લાંબા સમયથી હાથ ધરેલો એક કેસ છે. બે ચાર દિવસમાં તે પુરો થશે પછી હું પંચગીની જઇ જીજીમાને (મુનશીના વૃધ્ધ માતુશ્રી) મુંબાઇ તેડી લાવીશ. અને તા. ૨૧ મી થી સત્યાગ્રહની લડતમાં પુરેપુરો જોડાઇ જઇશ.” મેં તેમને પુછ્યું, “તમારા માતુશ્રી તથા તમારી પત્નીએ તમને આ લડતમાં જોડાવાની સંમતિ આપી છે?” તેમણે જવાબ દીધો, “હા, બન્નેએ સંમતિ આપી છે એટલે મારો નિશ્ચય દૃઢ થયો છે.” મુનશીનો નિશ્ચય શું તે હું સારી પેઠે સમજતો હોવાથી મેં તેમને તેમના આ નિશ્ચય માટે ઉત્તેજનના બે શબ્દો કહેવાનો પ્રયત્ન સરખોએ કર્યો નહી તેમ તેમનો નિશ્ચય ફેરવવાનો પ્રયત્ન પણ મેં કર્યો નહીં. મુનશી જેવા ઉત્સાહી વીરનરને ઉત્તેજન કે પ્રોત્સાહનના બે શબ્દો કહેવાની મારા જેવા

જગતમાં એક પણ એવી સત્તા નથી કે જે તેમને તેમના આ સંકલ્પની સિદ્ધિમાંથી ખાળી શકે. આત્મશ્રદ્ધા અને નીડરતા આ બેજ ગુણોની આપણામાં ખામી છે. એ બે ગુણો આપણે પ્રાપ્ત કરીએ તો સ્વરાજ્ય અને સ્વતંત્રતા તો સહેજમાં પ્રાપ્ત કરી શકાય એમ છે." પુલ ઉપર અર્ધોક કલાક ઉભા રહી અમે ઘર તરફ પાછા ફર્યા. આખે રસ્તે મુનશીએ એ સભા માટે અતિ ઉત્સાહથી બોલ્યાજ કર્યું. એમની વાણીમાં દેશ દાઝ અને સહૃદયતા સ્પષ્ટ દેખાઇ આવતા હતા.

સાંજે જમતી વખતે મુનશીને તેમના નિશ્ચયમાંથી ફેરવવા મારી પત્નીએ પ્રયત્ન કરવા માંડયો, તેમણે મુનશીને કહ્યું: "તમારી તબીઅત તો આટલી બધી નાજુક છે. સહેજસાજમાં તબીઅત બગડી જાય છે. તો તમારાથી જેલના દુઃખો શી રીતે ખમી શકાશે?" મુનશીએ તો હસતા હસતા જવાબ દીધા કર્યો કે "અત્યાર સુધીમાં આવી વિલાસી જીંદગીનો મેં અનુભવ કર્યો છે. હવે મારે જેલની જીંદગીનો અનુભવ કરવો છે. જોઇએ વધારે આનંદ શેમાં પડે છે? મારી પત્નીએ હવે તે દલીલ છોડી દઇ એક વ્યહવાર કુશળ સ્રીને છાજે એવી નવી દલીલ શરુ કરી "તમારી કુટુંબ જંજાળ અતિશય ગુંચવાયેલી છે. બહોળો વસ્તાર છે. હજી છોકરીઓને પરણાવી ઠેકાણે પાડવાની છે. જગદીશનું જનોઈ દેવાનું છે. તેને ભણાવી ઠેકાણે પાડવાનો છે. એ બધી ગધી ઠેકાણે પડે, છોકરીઓ પરણી ઘરે બહારની થાય ત્યાર પછી તમે જેલમાં જવાનો વિચાર કરજો, ત્યાર પહેલાં તમારાથી કુટુંબત્યાગ થાય નહીં. દેશ પ્રત્યે આપણું કર્તવ્ય છે તેવું કુટુંબ પ્રત્યે પણ કર્તવ્ય છે. અને તે કર્તવ્ય વિસારી દેવાય નહીં." મુનશી પાસે આ દલીલનો પણ જવાબ તૈઆર હતો. તેમણે વિનોદથી જવાબ દીધો 'હવેના જમાનામાં છોકરીઓને પરણાવવાનું કર્તવ્ય માબાપને માથે હોય નહીં. છોકરીઓ તો પોતાની મેળેજ પરણી લેશે. હું હવે કયાં બ્રાહ્મણ રહ્યો છું કે જગદીશનું જનોઇ દેવાની જોખમદારી મારે માથે હોય? જીજીમાને ઠીક લાગશે તો એનું જનોઇ દેશે. જગદીશ ભણીને ઘણોએ એની મેળે ઠેકાણે પડશે. મને ઠેકાણે પાડવાને મારા બાપાજી કયાં રહ્યા હતા? મારા બાપાજીએ મારે માટે જેટલું મુકયું હતું તેના કરતાં તો હું જગદીશને માટે ઘણું વધારે મુકું છું. જ્યાંસુધી જીજીમા બેઠા છે ત્યાંસુધી કુટુંબ જંજાળની ચિંતામાંથી હું મુક્ત છું."

શ્રીયુત કનૈયાલાલ મુનશીનો ત્યાગ કાંઇ જેવો તેવો નથી. એમની માસિક પ્રેકટીસ દસ બાર હજાર રુપીઆની હતી. હાલ તરત તો તેમણે એ પ્રેકટીસ છોડીજ છે અને ભવિષ્યમાં તેઓ તે પ્રેકટીસ ફરી શરુ કરશે કે કેમ તે પણ શક પડતી વાત છે. સત્યાગ્રહની લડતમાં જોડાવાના તેમના નિશ્ચયમાંથી તેમને ડગાવવાનો પ્રયત્ન કરનારાઓ તરફથી એમને એવી પણ ધમકી આપવામાં આવી હતી કે કાયદાના સવિનય ભંગની લડતમાં જો તમે જોડાશો તો તમારી સનદ ખુંચવી લેવામાં આવશે. પરંતુ દૃઢ નિશ્ચયવાળો વીર પુરુષ આવી ધમકીથી કંઇ ડરે એમ છે? હજી એમને પકડાયે પુરં

અડવાડીયું તો થયું નથી એટલામાં તો એમની સનદ લઈ લેવી જોઈએ એવી મતલબના લેખો "Times of India" જેવા પત્રોમાં આવવા માંડયા છે. પ્રેક્ટીસની વાત બાજુ ઉપર મુકીએ તો પણ બીજી રીતે પણ તેમણે પોતાની જ્વલંત કારકીર્દિનો ભોગ આપ્યો છે. ગવર્નરની કારોબારી કાઉન્સીલના એક સભાસદ તરીકે તેમ યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલર તરીકે તેમનું નામ અધિકારી વર્ગોમાં ચર્ચાતું હતું. પરંતુ બારડોલીની સત્યાગ્રહની લડત વખતે મુંબાઈના ગવર્નર ઉપર તેમણે લખેલો ઐતિહાસિક પત્ર અને સાઇમન કમીશનના બહિષ્કારની ચળવળમાં તેમણે લીધેલો અગ્રભાગ—એ બે કારણોને લીધે તેમના નામ ઉપર ચેકો મુકવામાં આવ્યો હતો. દેશદાઝથી બળતા હૃદયને માટે અંગત કારકીર્દિનો ભોગ આપવો એ કોઈ મોટી વાત નથી. દેશદાઝની ધગશ તો તેમને છેક વિદ્યાર્થી અવસ્થામાંથી લાગેલી હતી અને તે સમયે ક્રાંતિના જે સ્વપ્નાંઓ તેઓ સેવતા હતા તેનું આબેહુબ ચિત્ર સ્વપ્નદ્રષ્ટા નામની તેમની નવલ કથામાં તેમણે આપણને આપેલું છે. સ્વપ્નદ્રષ્ટાનું સુદર્શનનું પાત્ર પણ મુનશીએ પોતાના ઉપરથીજ દોરેલું છે. સુદર્શનના સ્વપ્ના તે મુનશીના પોતાના સ્વપ્નાં હતા. ગુજરાતના ગૌરવના સ્વપ્નાં તો મુનશીને નિરંતર આવ્યા કરતા હતા. "પાટણની પ્રભુતા", "ગુજરાતનો નાથ" અને "રાજાધિરાજ" એ પુસ્તકોમાં ગુજરાતના ગૌરવનાં ચિત્રો આપી આપણા પ્રાંતના પ્રાચીન ગૌરવ માટે તેમણે આપણામાં અભિમાન ઉત્પન્ન કર્યું છે. મહાત્મા ગાંધીએ જ્યારે ગુજરાતીઓને પોતાના પ્રાંતના ગૌરવની ખાતર સત્યાગ્રહની લડતમાં જોડાઈ દેશ સેવાના કાર્યમાં ભોગ આપવાની હાકલ કરી ત્યારે મુનશી જેવા ગુજરાતના ગૌરવના સ્વપ્નાં સેવનાર દેશદાઝી વીર નર ઝાલ્યા શી રીતે રહી શકે? તે તો આ લડતમાં ઝંપલાવ્યા વગર રહેજ નહિં. દેશની આઝાદીની આ લડતમાં પોતાની કારકીર્દિની આહુતિ આપી મુનશીએ પોતાની જાતની પ્રતિષ્ઠા વધારી છે એટલુંજ નહિં પણ ગુજરાતના સાહિત્યકારોને પણ પ્રતિષ્ઠા આપી છે. અને તેમના દ્વેષીઓના મો હંમેશને માટે બંધ કરી દીધા છે. રાષ્ટ્રીય હીલચાલથી અલગ રહી લટરપટનો ડોળ કરનારા નિર્માલ્ય સાહિત્યકારો મુનશી જેવા સાહિત્યકારના ભોગથી પ્રેરણા મેળવશે ખરા?

આ લેખ સમાપ્ત કરતાં પહેલાં એક વાત પ્રત્યે વાંચકોનું ધ્યાન ખેંચ્યા વગર મારાથી રહેવાતું નથી. શ્રીયુત મુનશીના ૭૪ વર્ષના વૃદ્ધ માતુશ્રીએ પોતાના એકના એક સુપુત્રને જેલમાં વિદાય કરતી વખતે મધ્યકાલીન રજપુત વિરાંગનાને છાજે એવા જે હૃદયના ઉદ્ગારો કાઢ્યા છે તેને માટે તેમના તરફ આપણને પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેશે નહીં.

---

# આશા

અનુવાદક : રમણલાલ પી. ભટ્ટ

કયમ મેઘમાલા શી ઉઠી ?
અભિલાષ ! હાથ વધારતી.
ને યાચના કોની કરે છે ? અશ્રુ–થાળ ભરી ભરી.
નિત અંતર–જ્વાલા જલે
દિનરાત મુજને એ દહે,
પછી કેમ આશા ! નૃત્ય કરતી આવીને આનંદ દે ?
જો એ મને વિસરી ગઇ,
તો મિલન–આશા શી પછી ?
કોને હૃદય–સરસી હણાવા, અભિલાષા ! લઇ જતી ?
વિયોગથી વિહ્વલ બની,
એકાન્ત અશ્રુ સારતો;
ત્યાં કેમ સહસા આવી, આશા ! સાન્ત્વના દેતી મુને ?
એ મૂર્તિ દગ–સન્મુખ છે,
મન મિલન કાજ અધિર છે.
રે તો'ય કયમ તનને, અભિલાષા ! તું પીડે આવડું ?
નિષ્ઠુર બની આશા ! તું કયમ મનડું પ્રજાળે આવડું ?

# રા. કનુ મુનશી

## "ગુજરાત—એક અને અવિભક્ત."

લેખકઃ—રા. અંબાલાલ પુરાણી.

---

અનેક પ્રાંતીય વિવિધતાઓ છતાં હીંદની સાંસ્કૃતિક એકતા સ્પષ્ટ છે. હીંદની એ સંસ્કૃતિએ પ્રત્યેક પ્રાંતમાં વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરેલું છે. આ રીતે દેખીતી વિવિધતા નીચે એકતાભર્યું પ્રજા માનસ આજે દેશની રાજકીય એકતામાં વધારો કરી રહ્યું છે.

"પ્રાંતીય અસ્મિતા તો રાષ્ટ્રીય જીવનની વિરોધીજ હોય"—"તેના વડે સંકુચિત મનોદશા પોષાય છે" વગેરે ઘણા આક્ષેપો પ્રાંતીય અસ્મિતા સામે સાંભળીએ છીએ. એટલુંજ નહીં પરંતુ કેટલાક પ્રાંતોમાં તેમની સચ્ચાઇના પુરાવાઓ પણ જોઇએ છીએ.

પરંતુ પ્રાંતીય સંસ્કારની કે પ્રાંતીય વ્યક્તિત્વની અસ્મિતા રાષ્ટ્રીય જીવનની હમેશા વિરોધીજ હોવી જોઇએ એવું નથી; ઉલટપક્ષે, તે રાષ્ટ્રીયતાની પોષક પણ બની શકે. પ્રાંતીય અસ્મિતાનો અભાવ કાંઇ રાષ્ટ્રીયભાવનાનો કે અસ્મિતાનો અચૂક પુરાવો પણ નથી. કેટલીક વાર તો એવી અસ્મિતાનો અભાવ વ્યક્તિત્વના અભાવને આભારી હોય એ તદ્દન સંભવિત છે. બંગાળમાં પ્રાંતીયતા છે, મહારાષ્ટ્રની પ્રાંતીય અસ્મિતા ભ્હારનાને અજવાડ ભરી લાગે એવી છે અને છતાં, એ બન્ને પ્રાંતોમાં રાષ્ટ્રીય જીવન પણ પ્રબળ વેગપૂર્વક આરંભથી જાગ્રત છે તે આપણે જાણીએ છીએ. આ પ્રમાણે સંકુચિત પ્રાંતીય અસ્મિતા રાષ્ટ્ર ભાવનાનો હંમેશાં વિરોધજ કરે એ સાચું નથી. પ્રાંતિય અસ્મિતાનાં દુષણોનો બચાવ કરવાનો કે તેનાથી રાષ્ટ્રહિતમાં ભવિષ્યમાં ઉભી થનારી અડચણોનો ઇન્કાર કરવાનો મારો મુદ્દલે ઇરાદો નથી. પ્રાંતિય અસ્મિતાના સંરક્ષક અને તેથી ઇષ્ટ અને ઉપયોગી તત્ત્વો ઉપર હું વાંચનારનું ધ્યાન ખેંચવા માગું છું. અને મારા મિત્ર રા. કનુ મુનશીની સાહિત્ય સેવામા એ ભાવનાઓનો તેમણે કેવા પ્રકારે સ્વીકાર કર્યો છે તે હું વાંચનારને દર્શાવવા માગું છું.

રા. કનુ મુનશી જાણે છે કે પ્રાંતીય અસ્મિતા ઐતિહાસિક સાતત્યનું, ભૌગોલિક રચનાનું તથા ભાષા અને સંસ્કારની એકતાનું સ્વાભાવિક પરિણામ છે તેઓ માને છે કે એ પ્રમાણે હોય તેમાં કશું ખોટું નથી. રાષ્ટ્રીયતાના ધામ તરીકે જે બંગાળને આપણે વારંવાર આંગળી બતાવીએ છીએ તે ખુદ બંગાળામાં પણ ચેત્ત્રા, રંગપુર, આબરીશ વગેરે પ્રાંતોની પોતપોતાની અસ્મિતા કેટલી જાગ્રત છે એટલુંજ નહિ પરંતુ બર્દવાન, સસેકસ, સ્ટ્રેફોર્ડશાયર વગેરે જીલ્લાઓની પોતાની અસ્મિતા કેટલી જીવંત અને જાગ્રત છે તે જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે આપણા વિશાળ દેશમાં ઘડીએ ઘડીએ કાશ અને ઇતિહાસના બળાએ ઘડેલી આપણી પ્રાંતીક અસ્મિતાઓને બાંધીને રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની

આપણી અયોગ્યતા સિદ્ધ કરવા મથનાર ઉપર હસવું આવે છે. ખરી વાત એ છે કે જુદી જુદી પ્રાંતીય અસ્મિતા એ રાષ્ટ્રીય જીવનના પોષક, નહીં કે વિઘાતક, બનવું જોઈએ [રા. કનુ મુનશીની પ્રાંતીય અસ્મિતા એવી વિશાળ અને રાષ્ટ્રીય એકતાની પોષક છે.]

આપણા ગુજરાતમાં કવિ નર્મદે "ગુજરાતી" તરીકેની નૂતન અસ્મિતાનો રંગ આપણા સાહિત્યને લગાડ્યો. તેણે "જય જય ગરવી ગુજરાત" નું સ્તવન કરીને જે ભાવના જાગ્રત કરી તેનો પડઘો તેના સમકાલીન લેખકોમાં બરાબર પડ્યો લાગતો નથી. "ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ" —એમ "ગુણિયલ ગુર્જર" દેશનું જે જય ગીત (કવિ નાનાલાલનું) આપણા સાહિત્યમાં સ્થાન લે છે તેમાં અને રા. કનુ મુનશીના "ગુર્જરત્વ"માં પણ ભેદ છે, રાજકીય જીવનના કે રાષ્ટ્રજીવનના મહાન પ્રસંગો ઉપર ઘણી કવિતાઓ—ને પણ કેટલીક ઘણી ઉત્તમ પ્રકારની કવિતાઓ ત્યાર પછીના આપણા યુગમાં લખાય છે એ સાચું.

પરંતુ પ્રાસંગિક ભાવો દીપન અને સતત્ હાજર પ્રેરક બળ એ બેમાં ફેર છે. ગુર્જરભૂમિ માટે કોમળ ભાવો હોવા, તેના ભાવી માટે સુવર્ણનાં સ્વપ્નાં સેવવાં, તેનાં ગુણગાન કરવાં એ એક વાત છે, અને તેના ભૂતકાળમાં સામર્થ્યનું સિંચન કરી વર્તમાન આગળ ગૌરવશાળી ભૂતકાળનું સર્જન કરી તેને પ્રેરણા પાવી એ જુદી વાત છે. રા. કનુ મુનશીની શૈલી તથા કલાના પ્રશ્નો બાજુએ રાખીને એમ તો સમગ્ર સાહિત્ય સૃષ્ટિમાં આ ગૌરવાન્વિત ગુજરાત ઘડવાની એમની અભિલાષા સતત કાર્ય કરતી આપણને જણાય છે. એમાં મળેલી સફળતા નિષ્ફળતા આંકવાનું કે ઈષ્ટાનિષ્ટનું મૂલ્ય આંકવાનું આ સ્થાન તેમ પ્રસંગ પણ નથી.

ગુજરાતની સાંસ્કારિક એકતા એ રા. કનુ મુનશીની સાહિત્ય સેવાનું એક મૌલિક, પ્રેરક બળ છે. અને રાષ્ટ્રીય એકતા માટે રાષ્ટ્ર માનસમાં પણ એકતાની જરૂર આપણે સ્વીકારતા હોઈએ તો સાહિત્યમાં પ્રતિબિંબિત થતું રાષ્ટ્ર માનસ આપણે રાજકીય કાર્યો જેટલું જ અગત્યનું ગણવું જોઈએ. કવિ નર્મદના સુગમ સ્વતંત્રતાની જે ઉત્કટ ભાવના સક્રિયરૂપે કેવળ સામાજિક જીવનમાંજ પ્રધાનપણે વ્યક્ત થતી તેનું સ્વરૂપ આજે એટલું તો વ્યાપક,—સર્વ વ્યાપક—અને ઉગ્ર બન્યું છે કે તે અને આ જમાના વચ્ચે સરખામણી કરવી પણ નિરર્થક લાગે. છતાં, નર્મદને બાદ કરતાં ત્યારપછીના લેખકોમાં રા. ગોવર્ધનરામભાઈને સરસ્વતીચંદ્ર ગુજરાતી અસ્મિતાનો અને એ રીતે ગુજરાતની અસ્મિતાનો બુલંદ અને કળામય સૂચક છે. પરંતુ બીજા લેખકોમાં તે મોટે ભાગે ગેરહાજર છે; અને જ્યાં હાજર છે ત્યાં પણ રા. કનુ મુનશીનાં લખાણોમાં છે તેવા સક્રિય અને સ્પષ્ટ રૂપમાં કે મુખ્ય નથી.

મહાકવિ પ્રેમાનંદના વખતમાં સોંપાતી આવેલી ગુર્જર અસ્મિતા "શું શાં પૈસા ચાર" ને તેણે પોતાના મહા પ્રયાસો વડે ગૌરવાન્વિત કરી પરંતુ તે અને ત્યારપછીના યુગમાં જે રાજકીય શિથિલતા અને પરતંત્રતા ગુજરાતે ભોગવી તેને પરિણામે છેક અંગ્રેજ સત્તાના ઉદયને પ

ગામે જ્યારે નવજીવનની જાગૃતિ સમસ્ત ભારતમાં આવી ત્યારે પણ ગુજરાતનું સ્વતંત્ર વ્યક્તિત્વ ક્યાં હતું? "ગંદી ગુજરાત—આગે દાન પીછે બાત"—એટલે સુધી ગુજરાતીઓની શાખ ગઈ હતી! અરે! ૧૫ કે વીસ વર્ષ ઉપર પણ આપણા રાષ્ટ્રીય જીવનમાં દીપતા અન્ય પ્રાંતોની અગ્રીમ", ગુજરાતનો શો હિસાબ હતો! અને જે ઝાંખી અસ્પષ્ટ, એકતા હતી તેને પ્રગટ કરે, આકાર આપી શકે અને સક્રિય તથા સચોટ બનાવે એવો નેતા પણ ક્યાં હતો? અંબાલાલભાઈ મોટા હતા, તે વખતના ગુજરાતના નેતા હતા, એ ખરું પરંતુ તે વખતનું ગુજરાત આજનું છે તેવું, વ્યક્તિત્વવાળું કે જાગૃત ક્યાં હતું? અને અંબાલાલભાઈ ગોખલેની કે સુરેન્દ્રનાથની સમાનકક્ષામાં દેશના જીવનમાં ગણાતા નહતા. લોકમાન્ય તિલક જેમ મહારાષ્ટ્રી થઈને અને રહીને પણ આખા દેશને દોરી શક્યા તેમ અંબાલાલભાઈ કરી શકે તેમ હતું નહીં. તે સમયે ગુજરાતે જગતને પોતાના પ્રતિનિધિ તરીકે કોઈ મહાપુરુષ આપ્યો હોય તો એકજ નરવીર તે સ્વામી દયાનંદ સરસ્વતી.

અને ત્યારપછી સમસ્ત હિંદને અને જગતને ગુજરાતે આપ્યા મહાત્મા ગાંધી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતના રાજકીય સામાજિક સમગ્ર સાંસ્કારિક વ્યક્તિનું ગૌરવ જોનાર, વાંછનાર, અન્યને દેખાડવા પ્રયત્ન કરનાર અને પોતાની સાહિત્ય સેવાના એક સતત જાગ્રત પ્રેરક બળ તરીકે સક્રિય કરનાર કોઈ હોય તો રા. કનુ મુનશી છે. રા. મુનશી પોતે 'ગુજરાતી' છે એમ જાહેર કરવા માગે છે, જાહેર કરવામાં ગૌરવ લે છે. બીજાઓને ગૌરવ લેવાને આમંત્રણ કરે છે. એ ગૌરવને સાચું ઠરાવવાને મહાન આદર્શોનું અનુસરણ કરવાને તે નૂતન ગુજરાતને સાદ કરે છે. ઇટલિમાં જઈને વિધવિધ મૂર્તિઓ જોઈ પોતાનાં આપ્તજનોમાં અર્ધહાસ્ય અને અર્ધગંભીર ભાવે "સન્નારીઓ! ધારો કે ગુજરાતમાં એક નેપોલીયન જન્મે અને ૫-૭ લાખ ગુર્જરવીરોનું સૈન્ય લઈને ઇટલિ ઉપર સ્વારી કરે, ભરૂચના લલ્લુભાઈના ચોકમાં વિજેત્રી વિનસનું અને માણેકચોકમાં વીનસ ડી. મીલોનું પુતળું ઊભું કરે..." એ ઉક્તિ રા. કનુ. મુનશીના માનસની એક ઊંડામાં ઊંડી ભાવના વ્યક્ત કરે છે એમ મારું માનવું છે

મજબુત શરીરનો ઊટ લાલ શાહ તેમના જાણવામાં આવે એટલે "ગુજરાતણને પેટે સેન્ડો અને રામમૂર્તિ આજે પણ પાકે છે" એવી સમર્થ લાગણી તેઓ અનુભવે, કોઈ પ્રવૃત્તિ આપણામાં પ્રથમ થતી જુએ તો 'ગુજરાતી' તરીકે તેને 'પોતાની' ગણવાનું રા. કનુ મુનશીનું માનસ છે. અને એમના જાહેર જીવનની કેટલીક ન સમજાય એવી હકીકતોની સમજણ એમના એ પ્રખર ગુર્જરપણામાં છે એમ મને લાગે છે. બુદ્ધિ ચાહે ગમે તે બતાવે-પરંતુ 'મારા' ગુજરાતના ખારેકાંઠી તાલુકામાં બેઠેલો વીરનરો પૌ સજ્જ થઈ જગતના એક મહાન સામ્રાજ્યને પડકાર કરે ત્યારે મારાથી બેસી કેમ રહેવાય!" આ પ્રશ્નમાં વ્યાવહારિક ડહાપણ, મુત્સદ્દીની કુનેહ, તાત્કાલિક જરૂરીયાત અને લાભાલાભની ગણત્રી બધું જ ધસડાઈ જાય અને એમના પોતાના મિત્રો મશ્કરી કરતા હોય ત્યારે રા. મુનશી

વ્યાસ પીઠ ઉપર ચઢીને હીંમતભેર જાહેર કરે કે " હું બદલાયો છું અને હું મગરુર છું કે હું બદલાયો છું." "આજે ગુજરાતણને પેટે જન્મેલો કોઈ ગુર્જર બીજુ વલણ ધારણ કરી શકેજ નહીં."

અને ધંધાના કાર્યમાં પૈસા કમાવા પાછળ પોતાની શકિતઓનો વ્યય કરતા મુનશી કયારે ગુજરાત વિદ્યાપીઠની યોજનાને તેમના સ્વાભાવિક વેગપૂર્વક ઉપાડી લઈ વડોદરા કે અમદાવાદમાં એકાદ વિદ્યાપીઠ સ્થાપના કરવામાં ભાગ લેશે ?" "કયારે એક સ્થળે બેસી જઇને સાહિત્યની અધિકારી દેવીને તેઓ પોતાની અનન્ય ભક્તિ અને સેવા અર્પણ કરશે?" "ગુજરાત સાહિત્ય પરિષદમાં સહકારનું અને સહવીર્યનું વાતાવરણ સ્થાપન કરી કયારે તેને એક જીવંત સંસ્થા બનાવવામાં પોતનો મૂલ્યવાન ફાળો આપશે?" એવા પ્રશ્નો કરનારા મિત્રો અને શુભચિંતકો વિચારતા હતા ત્યારે હિંદ સમસ્તના અજોડ નેતા મહાત્મા ગાંધીનો સાદ થતાં સાહિત્યના ક્ષેત્રની મર્યાદા વટાવી રાજકીય કાર્યમાં પ્રવેશી ચુકેલા મુનશીએ રાષ્ટ્ર બલિદાનના મહા યજ્ઞમાં ઝંપલાવ્યું. ગૌરવભર્યા બૃહત્ ગુજરાતના સ્વપ્ના જોતા ગુર્જર ભૂમિના પ્રેમી સાક્ષરે વર્તમાન ગુજરાતને ગૌરવશાળી કરવા પોતાનું સર્વસ્વ હોમ્યું

હજારોએ આત્મભોગ આપ્યો છે. બલિદાનની મહત્તા તેના સ્થૂળ સ્વરૂપમાં નહીં પરંતુ ભાવનાની વિશુદ્ધિમાં છે, અને કોઇનું બલિદાન મોટું નાનું કહેવાનો હક્ક કોઇ માનવને નથી. પરંતુ સાહિત્યકોમાં રામનારાયણ પાઠક, રા. ઝવેરચંદ મેઘાણી તથા હરિહર ભટ્ટ વગેરેના ત્યાગ કરતાં રા. કનુ મુનશીનો ત્યાગ જૂદા પ્રકારનો છે. તે પ્રથમ તો રા. કનુ મુનશીના માનસનું ઘડતર જૂદા પ્રકારનું છે તેથી અને બીજું કે ગુજરાતની મહત્તાનો ઉદ્દેશ પ્રધાનપણે પોતાની સમક્ષ રાખીને કોઇએ બલિદાન આપ્યું હોય તો સાહિત્યકોમાં મને લાગે છે કે કનુ મુનશી એકલા છે. એમાં મને એમની વિશિષ્ટતા જણાય છે. ગવર્નર ઉપર રાજીનામાંનો પત્ર લખ્યો છે તેમાં પણ "મારો ગુજરાત જ્યારે સ્વતંત્રતા માટે મોરચા બાંધી બેઠો હોય ત્યારે સાહિત્યદ્વારા તેના ગૌરવનાં સુવર્ણ સ્વપ્નાં જોનારો હું હાથ જોડીને બેસી કેમ રહી શકું ?" એ પ્રમાણે તેમણે લખ્યું તે પણ એ ભાવનાનેજ પ્રતિધ્વનિ છે.

અર્થાત્—ગુજરાતની મહત્તા સાધવા માટે સિદ્ધાંતોના, વિચારોના અને ધોરણાના ભેદ સહી લેવાને તેઓ તૈયાર છે અને સાહિત્યકારે તો જીવનના તુમુલ મંથનોમાંથી વેગળાજ રહેવું જોઇએ એવું એક વખત મનાતું તેનો સચોટ રદીઓ રા. કનુ મુનશીનું બલિદાન પુરો પાડે છે. મહાત્માજી પ્રત્યેની એમની ભક્તિ પણ મને તો લાગે છે કે, એમના આદર્શનો બુદ્ધિપૂર્વક સ્વીકાર કરવાને પરિણામે જન્મેલી નથી પરંતુ "મહાત્માજી જેવા એક અદ્વિતીય કર્મવીર ગુજરાતી જ્યારે સાદ કરે ત્યારે આપણા વિચારો ગમે તે હોય, આપણી બુદ્ધિમાં તેમનો વાદ ઉતરે વા ન ઉતરે પરંતુ સમસ્ત ગુજરાત અને હિંદ જ્યારે તેમને પગલે ચાલી રણે ઝુકાવે ત્યારે બીજું બધું બાજુએ રાખીને સીપાહીગીરીમાં ગુજરાતના ગૌરવનાં સ્વપ્નાં જોનાર સાહિત્યકની શોભા છે" એવું કાંઇક માનસ રા. કનુ મુનશીનું

હોય એમ લાગે છે. નહિ કે સમગ્ર હિંદ પ્રત્યે તેમનો પ્રેમ ઓછો છે. પરંતુ તેઓ જાણે છે કે "ગુર્જરત્વ" હિંદીત્વનો વિરોધી નહિ પરંતુ પોષક અને પૂરક છે. એટલું જ નહિ પરંતુ જ્યાં સુધી એવી અસ્મિતા પ્રકટી નથી ત્યાં સુધી હિંદીપણો દાવો કરવો ઘણે અંશે પોકળ જ નિવડશે.

"ગુજરાત, એક અને અવિભક્ત"—ની ભાવનાને સાહિત્યમાં અને જીવનમાં સક્રિય કરવા મથનાર રા. મુનશીએ પોતાના બલિદાનથી પોતાની ભાવના ભક્તિનું ઉદાહરણ ગુજરાત આગળ મુક્યું છે અને એમની નાજુક—લગભગ નિર્બળ કહીએ તો પણ ચાલે—શારીરિક પ્રકૃતિ તરફ જોતાં એમણે દાખવેલી હીંમત અને ભાવનાભક્તિ માટે માન થયા વિના કેમ રહે?

છેવટે આશા રાખીશું કે રા. કનુ મુનશીએ આરંભેલો ત્યાગ ઉત્તરોત્તર વધુ ફલદાયી કાર્યક્ષેત્રોમાં—અને ખાસ કરીને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં—ઉત્તરોત્તર વિકાસને પ્રાપ્ત કરે—અને ગુજરાત એમનામાં હજી વધારે ગૌરવ લે એવી કૃતિઓ એમના દ્વારા કરાવે.



પોતાના સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# જીવનનાં દાન.

લે. રા. "કાન્ન કાળો."

## ૧

જગતના આરે સંધ્યા ઉતરવા માંડી હતી, તેમ સાંસારિક માનવીઓના દૈનિક જીવનમાંએ પરિશ્રમને અંગે ચેતન અને સ્ફુર્તિની સંધ્યાનું આક્રમણ થવા લાગ્યું હતું.

સતીશના મુખમંડળ પર સંધ્યાના ફીક્કા પ્રકાશ પડતાં તેની ગમગીનીમાં ઉમેરો થએલો જણાવા લાગ્યો, તેના યુવાન શરીરમાં અતિશય અશક્તિએ ઘર કર્યું હોય તેવું તેની મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાતું હતું. તે આજે કૈં ઉંડા વિચારમાં ડુબ્યો હતો. સ્વભાવે ઘણો આનંદી હોવા છતાં જ્યારે જ્યારે તે કોઇ કૂટ પ્રશ્ન પર વિચાર કરવા મંડી જતો, ત્યારે તેને જાણે કોઇ કારમી બીમારી લાગુ પડી હોય તેવો ભાસ થતો હતો. તેનાં અંગ શિથિલ બની જતાં તેની આંખો ઉંડી પેસી જઇ બીલકુલ નિસ્તેજ બનતી. તેના વદન પરની લાલિમા ઉડી જતી, અને તેની જગ્યાએ ઉદાસીનતાની કારમી છાયા તે પર ફરી વળતી. તેના કંઠમાંએ ગદ્‌ગદ્‌તા ઉપજતી, અને તેના સ્વરને અસ્વાભાવિક ગાંભીર્ય ભારી દેતું.

શહેરથી થોડે દૂર આવેલી રમણીય સરિતાના મનોહર કીનારા પર તે ચુપચુપ બેસી રહ્યો હતો. ઘડીમાં તે સરિતાનાં નિર્મળ નીરના અસ્વા, ધીમા વહેણને ટીકીટીકીને જોઇ રહે તો, તો ઘડી તે પરથી દૃષ્ટિને ખેસવી લઇને વિપરીત દિશામાં શહેરની બાજુએ જાણે કોઇના આગમનની રાહ જોતો હોય તેમ ઘણી વખત સુધી અનિમિષ નયને જોઇ રહેતો. તેનો આનંદી સ્વભાવ જાણે તેને છોડી જવાને નારાજ હોય તેમ તે તેનાં આંગળાંઓમાં પ્રકટી ઉઠતો. અને તે વડે તે તટ પરની રેતીના બાચકા ભરીને આજુબાજુએ પાથરતો, અથવા તેની નાની નાની ઢગલીઓ બનાવતો.

અર્ધીએક કલાકનાં તીવ્ર મનોમંથનને અંતે તે કૈં છેવટના નિર્ણય પર આવ્યો હોય તેમ જણાવા લાગ્યું. જે મુશ્કેલીનો તે વિચાર કરી રહયો હતો તેનો નીવેડો તે આણી શક્યો તેવી સંતોષની ભાવના તેના મુખપર તરવા લાગી. થોડા સમય પહેલાંની ઉદાસીનતા અદૃશ્ય થવા લાગી અને તેના મુખ પર આનંદ, સંતોષ અને સુખની લાગણી પ્રકટ કરતી તેજસ્વિતા અને રક્તિમા પુનઃ પ્રકાશવા લાગી. છતાં એ વિચારમાં તો હતોજ. દુઃખના વિચારનો મૃત્યુ ઘંટ વાગ્યા બાદ સુખના વિચારના વિજયનાદ થી તેના મુખમંડળનો દેખાવ માત્ર ફર્યો હતો પરંતુ તેના મસ્તકને આરામપેશની ઘડી પ્રાપ્ત થઇ નહોતી.

પરંતુ સુખની ક્ષણોનો વિચાર કરતાં તેણે આનંદનો અતિરેક અનુભવ્યો, કારણ કે એકદમ પ્રચંડ અવાજે જાણે સરિતાનાં ઊંડા જળ નીચે વિરાજેલા તેના આત્માને સંબોધ

તો હોય તેમ અધીરાઈ તેમજ આનંદથી બોલી ઉઠયો.

"એ તો એક કાંકરે બે પક્ષી મારવાં જેવું થશે. હૃદયનાં દાન સાથે જીવનનાં એ દાન આપી શકાશે વાહ. કેવો ઉત્તમ વિચાર પણ......"

તે અટકયો, જાણે કોઇ તેને અંતરીક્ષમાંથી અટકાવતું ! પુનઃ તે વિચારમાં પડયો, અને કેટલીક ક્ષણની માનસિક ગડમથલને અંતે બબડી ઉઠયો.

"પણ તે માનશે કે નહીં ?"

વળી કેટલીક પળ તેણે વિચારમાં ગાળી, અને છેવટે પોતાનો નિર્ણય જાહેર કરતાં તે બોલી ઉઠયો.

"શા માટે નહીં માને ! તેએ સુશિક્ષિત છે, સંસ્કારી અને બુદ્ધિશાળી છે. જે થોડી ટક કરશે તો સાવચેતીથી સમજાવી શકાશે."

એટલું બોલી તે ઉઠયો, અને સરિતાદેવીને જાણે અંજલિ આપતો હોય તેમ તેના પ્રત્યે બે હાથ જોડી ક્ષણભર તટસ્થ ઉભા રહીને તેણે ફરી તરફ ચાલવા માંડયું.

૨

"સતીશ, મને તમારી દલીલ જરાએ ગળે ઉતરતી નથી", મીનાક્ષીએ કંટાળીને જવાબ આપ્યો.

"મારી દલીલ તને એકદમ ગળે ઉતરે એવું તો હુંએ માનતો નહતો પણ જો તું મને મારું દષ્ટિબિંદુ સમજાવવાની રજા આપે તો હું તને મારા મત સાથે મળતી કરી શકીશ." સતીશે કોપભરતથી પોતાનું ધ્યેય પાર પાડવાની શરૂઆત કરી.

"તમને એ વીશે ખાત્રી છે કે ?" મીનાક્ષીએ સ્મિત ફરકાવીને સતીશની મશ્કરી કરતી હોય તેવા સ્વરે પુછયું.

"ખાત્રી ? તે કેમ કહી શકાય ? હું કલાકોના કલાકો સુધી બાણું આપું. તને સમજાવવા ખાતર મારી સઘળી શક્તિઓ ખરચી નાખું. પણ તે સૌના પરિણામે તું ન સમજવાની જીદ લઇને બેઠી હોય તો મને કેવળ નિરાશાજ મળે. સમજવું કે ન સમજવું તે મારી સત્તાની વાત નથી. તું ધારે તો ક્ષણવારમાં સમજી લે અગર તો ખુદ-બ્રહ્મા તને વિનવવા આવે તોએ તું ઓની બે ન થાય." સતીશે પોતાની શક્તિ-ઓનું માપ બતાવી મીનાક્ષીની કૃપા પામવા માટે પ્રયત્ન કરવા માંડયો.

"પરંતુ ધારો કે હું તમારી દલીલ સાથે એકમત થાઉં. યાદ રાખજો કે આ શબ્દોથી હું જરાંએ બંધાતી નથી. એ તો કેવળ ધાર-વાનું" કહી મીનાક્ષી ખડખડાટ હસી પડી. પરંતુ તેના હાસ્ય વડે સતીશની ચિંતાનો બોજો ઓર વધવા લાગ્યો. તેણે ગંભીરતાથી કહ્યું,

"વારુ, વારુ, હું તારા શબ્દો પર બરાબર ધ્યાન આપું છું. તને કોઇ પણ પ્રકારે છેતર-વાની આજી મેં મારીજ નથી"

"ઠીક, ત્યારે. તમે મને પ્રસંગ આવ્યે છેતરી શકો. એવું તમને અભિમાન છે." મીનાક્ષીએ મોઢું ગંભીર બનાવી સેજ આંખો ફેરવીને સતીશને ટાઢો માર્યો. સતીશ ગભરાવા લાગ્યો. રામનું ભયાયણ થઇ જશે એવી તેને ધારણા લાગવા માંડી. તે નિરાશ થઇ ગયો હોય, અને મીનાક્ષી સાથે વિશેષ વાદવિવાદ કરવાને

અશક્ત બન્યો હોય તેવું તેના મુખ પર ફરી વળેલી ઉંડા વિષાદની કારમી છાયા પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું છતાંએ તેણે મક્કમતાનો સાથ શોધ્યો અને મીનાક્ષીના ટીખળી સ્વભાવથી તે પુરી રીતે મહીનગાર હોવાથી થોડી ક્ષણમાં તે ઠેકાણે આવી જશે એમ તેને લાગવા માંડયું. તેણે કેવળ નમ્રતાથી અને કૈંક ગદ્ ગદ્ સ્વરે મીનાક્ષી પ્રત્યે આછેરી ભરી દષ્ટિ નાખી કહ્યું.

"મીનાક્ષી. આપણા વર્ષોના પરિચયને તે તું મારા પર છેતરપીંડીનું દોષારોપણ કરીશ એવો મને સ્વપ્નેએ ખ્યાલ નહતો. તુંજ કહે કે મેં તને ક્યારે છેતરવાનો અથવા તારી ત્રુટીઓનો ગેરલાભ લેવાનો પ્રયત્ન કર્યો છે? વળી હું તને છેતરી શકું એવો દાવો મેં કદિ કર્યો નથી, અને આજેએ કરતો નથી. વાત વાતમાં તું મારી સાથે છેડાઇ પડે તે કેમ સહ્યું જાય ?"

તે સાંભળી મીનાક્ષીને પોતાના મજાકખોર સ્વભાવ માટે પસ્તાવો થવા લાગ્યો અને સતીશની મનોવ્યથાને ટાળવા માટે તેણે એક રમુજી વાક્ય ઉચ્ચાર્યું.

"રુસણાં વિહોણું પ્રેમીઓનું જીવન શા કામનું, સતીશ ?"

"ઓહો!" સતીશ એકદમ આનંદમાં આવી ગયો "વાહરે, મારી રુસણાં પ્રિય દેવી!"

"કેમ, હવે તમને આનંદ થયો? રીસાય છે કોણ, તમે કે હું?" મીનાક્ષીએ સ્નેહભીના સ્વરે સતીશ સાથે પોતાનાં મૃગનયન લડાવતાં પુછ્યું.

"આ પ્રસંગે?"

"હા, અને પછી કહો કે આપણા બેમાંથી રીસાઇ જવાની ટેવ કોને વધારે વળગી છે?"

"જો આ વખતે તો આપણે બન્ને રીસાયાં"

"શું? હું રીસાઇ હતી? કે કેવળ તમારી મજાક મેં કરી હતી?" મીનાક્ષીએ પોતાના પર આવતાં આરોપને હઠાવવા સહેજ ધમકીના રૂપમાં પ્રશ્ન કર્યો

"તું આમ પ્રતિક્ષણે વીફરે એ મારાથી સહન થઇ શકતું નથી."

"ત્યારે સાચું બોલો, એટલે સૌ કંકાસનો અંત આવે."

"સાચું? તારામત પ્રમાણે હું મારો મત દર્શાવું ત્યારેજ તને સાચું જણાયને? જો એવોજ તારો આદર્શ હોય તો તે સ્રીહઠનો તીવ્ર પ્રકાર છે."

"હું એવો દાવો કરતી નથી. તમે મને કાંતો ક્રોધે ભરાએલી અથવા મશ્કરી કરતી કહી શકો. મારા શબ્દોથી તમને રીસ ચઢી, નહીં કે તમારા શબ્દોથી મને."

"મીનાક્ષી. આ તકરારનો નીવેડો મને સુઝ્યો છે. રુસણું તો કોઇને લાખ્યું નહતું. તું કાંતો ક્રોધિત બની હતી, અથવા મારી મજાક કરતી હતી. હું તારા શબ્દોથી કેવળ નિરાશ અને દુઃખી બન્યો હતો. કેમ, આ નીકાલ તને સંતોષકારક જણાય છે?"

"ચાલો, એ પણ ઠીક છે. આપણી લડાઇ માત્ર શબ્દો પર રચાએલી હોય છે અને તેવી તકરારોનો શાંતિમય નીવેડો લાવવામાં તમે ખરેજ ચતુર છો, સતીશ."

"મજાક ગઈ, અને પ્રશંસા આવી. મીનાક્ષી, બધી વાતો આપણે અન્ય પ્રસંગ માટે

મોકૂફ રાખીએ. આપણે વિષયાંતર કર્યો, તે વાત તું ભૂલી ગઈ જણાય છે."

"વરુ મારા દોષ માટે મને ક્ષમા આપશો. હું શું કહેતી હતી? .... હા, ધારો કે હું તમારી દલીલ સાથે સંમત થાઉં, પણ તમે તમારા વિચારમાં બરાબર મક્કમ છો ને? નહીં તો મને સમજાવવાની સઘળી મહેનત ફોકટ જશે!"

એવામાં બારણાની ઘંટડી વાગી. મીનાક્ષીએ બારણું ઉઘાડ્યું, અને બંનેના મિત્ર મી. ધીરજ દાખલ થયા.

૩.

"ધીરજ, તું ઠીક વખતસર આવી પહોંચ્યો." એટલું બોલતાં સતીશ બારણા તરફ ધસ્યો, અને ધીરજ સાથે હસ્તધૂનન કરી તેને એક આરામ ખુરશી પર આસન આપ્યું. સતીશે નોકરને બે-ત્રણ ચા તૈયાર કરી આપી જવાનું કહ્યું.

"કેમ, શી વાદાવાદ ચાલી રહી છે!" ધીરજે સતીશ અને મીનાક્ષીના મુખ સામે જોઈને પ્રશ્ન કર્યો.

"ધીરજભાઈ, તમારા મિત્ર મને તેમનું ધ્યેય સમજાવી રહ્યા છે. કેટલું વિચિત્ર!"

"વિચિત્ર શાનું? હજી તું મારો મુદ્દો બરાબર સમજી નથી, તેનું જ દુઃખ છે. ખેર! હવે મને ધીરજની સહાય મળશે, એટલે તને સમજાવવામાં તકલીફ નહીં પડે." સતીશે સાચા અંતઃકરણથી પોતાના અંતરની વેદનાના મુખ્ય કારણનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું.

"શાનું ધ્યેય? અને તમને બન્નેને મળીને તે શું ધ્યેય સમજાવવામાં વાર શી?" ધીરજે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું.

સાચી વાત તો એમ છે કે મીનાક્ષી મારી જિજ્ઞાસાનું પ્રાબલ્ય પારખીને મને મશ્કરીમાં ઉડાવે છે," સતીશે પોતાના હૃદયનો ભાર હળવો કરવા માંડ્યો.

"ફરીથી મશ્કરીની વાત તમે લાવો છો, સતીશ હું તે બાબત એક અક્ષર બોલતી નથી. પછીથી મને દોષ ન દેશો જો આપણે પુનઃ લડી પડીએ તો." મીનાક્ષીએ સતીશને દમ આપવા માંડ્યો.

"હું એવો કડવો પ્રસંગ ઉપસ્થિત કરવા માંગતો નથી. હું તો હવે મારી સઘળી વાત પ્રથમ ધીરજ સમક્ષ રજૂ કરીશ. એટલે તે મારી સાથે જોડાઈ તને સમજાવવામાં અથવા તારી સાથે દલીલ કરવામાં મને મદદરૂપ થઈ પડે." સતીશે પોતાની નિર્બળ ક્ષણ વખતે સંકટની સાંકળ ખેંચી ધીરજની સાહાય્ય લેવાનો વિચાર કરતાં કહ્યું.

પણ ધીરજને નવી મુશ્કેલી ઊભી થતી જણાઈ. તેથી તેણે જરાક ટટાર થઈને અધીરાઈ બતાવતા સ્વરે કહ્યું,

"પણ જે તે વાતનો મર્મ કેવળ તમે બે જ ખાનગીમાં સમજી શકો એવું મને લાગશે તો હું તેમાં વચ્ચે પડવા ખુશી નથી."

"મને તો જણાય છે કે સતીશની વાતમાં તમે તટસ્થ રહેવાનું બહેતર ગણશો," મીનાક્ષીએ સતીશ પ્રત્યે ભભકભરી આંખો ઢાળી સહેજ સ્મિત લાવીને મીઠા હળવા સ્વરમાં કહ્યું.

"ના રે ના, એવું કંઈ જ નથી. વિષય અમને બેઉને લગતો છે, પણ તે વીશે તું અમને સલાહ ન આપી શકે અગર તે કહેવામાં અમને સંકોચ

ઉપજે એમ નથી. મારે તો એક આદર્શની સિદ્ધિ કરવી છે. હૃદયદાન સાથે જીવનનાં દાન સમર્પવાના આદર્શને ફળીભૂત કરવો છે." સતીશે નાહક વાર્તાલાપ લંબાવવાની મીનાક્ષી અને ધીરજની વૃત્તિને તોડી પાડવા માટે પોતાની મુખ્ય વાતનો ટુંકમાં સ્ફોટ કરતાં જણાવ્યું.

"એ શું? હૃદયનાં દાન તો હું સમજ્યો. ...ણુ" ધીરજે આશ્ચર્યચકિત બનીને પુછ્યું. પણ ... વધુ બોલતો અટકાવી મીનાક્ષી વચમાં જ ...તાં હસતાં બોલી ઉઠી.

"બરાબર સમજ્યા છો ને?"

"હા, હા. પણ તમેએ સમજ્યા છો એમ હું માની લઉં છું. હૃદયનાં દાન, મીનાક્ષી બ્હેન, તમે સતીશને આપો, અને સતીશ તમને આપે. ધારવા પ્રમાણે તો આ ગૌરવભરી વિધિ તો કયારનીએ થઇ ચુકી છે." ધીરજે બન્ને તરફ અવારનવાર મીઠી દૃષ્ટિ વડે જોઇને સતીશના પહેલા મર્મનો ઉકેલ બતાવ્યો. તે સાંભળી મીનાક્ષી પર સ્ત્રીને સ્વાભાવિક એવી લજ્જાનો પડદો પડ્યો, અને તેણે નીચું ઘાલી દીધું સતીશના પર પણ લગભગ એવી અસર થઇ. પરંતુ એક બે ક્ષણનાં મૌનને અંતે સતીશે ધીરજના ઉકેલને વિશેષ સ્પષ્ટ બનાવતાં કહ્યું.

"ધીરજ, હૃદયદાનની આપ લે થઈ છે. તે કેવળ અમારી વચમાં અને અમારી જ દૃષ્ટિએ. જગત્ તે પુણ્યઘટનાથી અદ્યાપિ અજાણ્યું છે,"

"એટલે શું તારે લગ્ન કરવાં છે એટલો જ તારી સઘળી વાતનો સાર છે ને?" ધીરજે સઘળી વંટાવાટનું તત્વ જાણવા અધીરાઇ બતાવીને પુછ્યું.

"અવશ્ય લગ્ન તારીખે કરી નાખી મારી મુરાદ અમારા બેઉનાં જીવનનાં દાન આપવાની છે" સતીશે હૃદયનાં અને જીવનનાં દાનના ઉખાણાની મીમાંસા કરી બતાવી. ધીરજ તે ન સમજ્યો. અને મીનાક્ષીએ આશ્ચર્યમાં ગરક બનીને વિસ્ફારીત નયને સતીશના ગંભીર મુખ તરફ જોવા માંડયું. ધીરજે તે કોયડાની સમજુતી માટે સતીશને પુછ્યું,

"એમાં મને સમજ પડતી નથી, સતીશ હૃદયનાં દાન સાથે જીવનનાં દાન પણ આપવાં પડે છે- લગ્નમાં."

"એ તો ખરું. પરંતુ મારા કહેવાનો ભાવાર્થ જુદો જ છે." મીનાક્ષીના આશ્ચર્યનો પાર ન રહ્યો.

"એ શું વળી? તારા લગ્નના આદર્શમાં અજબ નવીનતા ભરેલી છે એમ મને જણાય છે. અમેરિકા માફક ત્હારે 'ટ્રયલ મેરેજ' ( Trial marriage ) ની પ્રથા તો દાખલ કરવી નથી ને?"

"શાંતમ્ પાપમ્ શાંતમ્ પાપામ્ એ અનીતિના અખાડા સમી લગ્નપ્રથાનો વિચાર સરખો આપણે આર્યો ન કરીએ. એવી સામાજિક શોધ બોળ મીસ મેયોના દેશ માટેજ મુબારક રહે. સુધારાના નામે અનીતિના નરકસમા ઉંડા ખાડા ખોદવાનો ઇજારો આપણે તે અમેરીકન પિશાચિણીના ભાઈ ભાંડુઓને જ આપી રાખીએ. આર્યાવર્ત એવી નીતિભાજક પ્રથાનો વિચાર માત્ર ન સેવી શકે. ધીરજ, આપણો ભારત વર્ષ તેની પ્રાચીન સંસ્કૃતિને ગમે તેવા વિકટ સંજોગોમાંએ તિલાંજલી ન જ આપી શકે. અને તેથીજ આજે આપણે

નિર્ધનના છતાં સંસ્કૃતિના ધનથી ધનવાન્ છીએ. ભલે પછી બ્રીટન, અગર અન્ય પાશ્ચાત્ય દેશો તેમની સંસ્કૃતિનાં મિથ્યા બળમાં પુંજી આપણને દબાવી પાડવાની કોશીશો કરે. તેમાં તેઓ કદી નહીં ફાવે. આજે આપણે એજ સંસ્કૃતિના બળ વડે સ્વાતંત્ર્યનો મહાજંગ ઉપાડ્યો છે. અને આપણા વિજયની આઝાદી તો આપણને ક્યારનીએ થતી જાય છે. તે વીશે જ મારે તને અને મીનાક્ષીને કંઈક કહેવાનું છે." સતીશે છટાથી પોતાના અંતરના વિચારો અસરકારક વાણીમાં જણાવતાં કહ્યું. ધીરજ અને મીનાક્ષીને સતીશના ઉદ્ગારો પાછળ રહેલી તેના શુદ્ધ અંતરની અમેય પ્રેરણાનાં દર્શન થયાં, અને તેમના પર તે શબ્દો વડે ઘણી સચોટ છાપ પડી. મીનાક્ષીને સતીશના વિચારો અને વાણીની છટાથી અત્યંત આનંદ થયો. અને પોતાની જાતને તેની સાથે વરેલી માનીને તેણે પોતાના જીવનને મુંગે મોઢે ઘણો ધન્યવાદ આપ્યો. ધીરજે શાંત ચિત્તે અને આતુરતા વડે સતીશનું ગંભીર ભાષણ શ્રવણ કર્યું, અને સ્વાતંત્ર્યના મહાજંગ પરત્વે તેને જે કહેવાનું હતું તે જણાવવા તેણે સતીશને આગ્રહ કર્યો.

" આપણી આઝાદીની લડત માટે તારે જે કહેવાનું હોય તે તું ખુશીથી જણાવ, સતીશ—મને તારા આદર્શની ઝાંખી થવા માંડી છે, પરંતુ હું હમણાં તે વીશે કંઈજ કહેવા ઇચ્છતો નથી."

" વારુ, ત્યારે મને સાંભળી લો. મારો વિચાર મીનાક્ષી સાથે લગ્ન કરીને આપણા દેશે આરંભેલા સ્વાતંત્ર્યના યજ્ઞમાં હોમાઈ જવાનો છે. તેને જ હું જીવનનાં દાન કહી રહ્યો છું. અને તે વીશે હું મીનાક્ષીને વાત કરવાનો પ્રયત્ન કરતો હતો."

એ સાંભળી મીનાક્ષી ગભરાઈ ઉઠી હોય તેમ તેની ખુરશી પર તે એકદમ ટટાર બની, અને બોલી ઉઠી.

" એટલે મરવા માટે પરણવાનો આદર્શ તમે સેવી રહ્યા છો ?"

ધીરજના મગજમાં પણ જબરી ગડમથલ થવા માંડી. સતીશનો વિચાર તેને ઘણો ભયંકર જણાવા લાગ્યો. તેણે પણ મીનાક્ષીના પ્રશ્ન સાથે એકમત થઈ વિસ્મિત નયને અને લગભગ રૂંધાયલા સ્વરે ઉદ્ગાર કાઢ્યો,

" લગ્નના યજ્ઞ પછી તરતજ મૃત્યુના યજ્ઞમાં પડવાનો આદર્શ ! કેવો ભયંકર વિચાર સતીશ !"

સતીશને આ પ્રશ્નોથી, મીનાક્ષી અને ધીરજના ગભરાએલા ઉદ્ગારોથી નિરાશા ન ઉપજી. તે પોતાના વિચારમાં, પોતાના આદર્શની શુદ્ધિ અને ગૌરવમાં વધારે મક્કમ બન્યો. લગ્નનો આનંદ દેશની આઝાદી માટે મરી ફીટવાથી કેટલો ગણો વધી જાય તેની કલ્પના તે ન કરી શક્યો. છતાંએ તેણે પોતાના અનુપમ આદર્શને વખાણતા મીઠો ધ્વનિ કાઢ્યો, "અહા ! કેવો સુંદર આદર્શ ! ધીરજ, તું તે પર શાંત મન વડે વિચાર કર. મીનાક્ષી તું જરાએ ગભરામણ વિના મારા વિચારની ગહનતા અને ઉત્કૃષ્ટતા પરત્વે ધૈર્ય અને શાંતિથી મનન કર. પ્રિયે ! સંસારના યજ્ઞમાં બલિદાન આપી તેથીએ વિશેષ મહત્તાવાળા દેશના યજ્ઞમાં બલિદાન આપવાનો આદર્શ શું ઉત્તમ નથી ? મીનાક્ષી, એનો વિચાર કરતાં જ મને એટલો બધો આનંદ ઉપજે છે કે મારું ચાલે તો હું તારા હૃદયમાંએ આનંદસાગરનાં પુર રેલાવું, અને તનેએ એક ક્ષણના વિલંબ શીવાય

મારા આદર્શના ગુણગાનમાં અનુરક્ત કરી મુકું. વાહ, તે લગ્નની પ્રતિષ્ઠા આઝાદી માટે કેસરીઆં કરી દેહ પાડવાથી હજાર ગણી વધી જશે. આપણું જીવન સાર્થક થશે, અને આપણાં નામ આખા જગતના ઇતિહાસને ચોપડે સુવર્ણ અક્ષરોથી અંકિત થશે. પ્રિયે, જેમ જીવનમાં મહત્તા, તેમ મરણમાંએ મહત્તા છે. મનુષ્યનો ધર્મ છે કે જેમ ઉત્તમ જીવન ગાળવું, તેમ ઉત્તમ મૃત્યુને પામવું. જેમ જીવન જીવનમાં ભેદ હોય છે, તેમ મૃત્યુમાંએ અવશ્ય છે. આ વિશે હું તને વધારે શું કહી શકું, મીનાક્ષી !" એટલું કહી સતીશ આનંદના અશ્રુ સારતો રહી પડયો. અને જાણે મીનાક્ષીના હૃદય દુર્ગને જીતવાની ઘડીની રાહ જોતો હોય તેમ મીનાક્ષીના પ્રત્યુત્તરની તે આતુર નયને અને આરજુ ભર્યા મુખ વડે વાટ જોવા લાગ્યો. ધીરજની હાજરી તે ભુલી ગયો હોય તેમ તેણે પોતાના ઉભરા કાઢવાની ધમાલમાં મીનાક્ષી પ્રત્યે નયન ટીકીને જોવા માંડયું હતું. અને હજુએ તે તેના પ્રત્યે તેની આંસુભરી કોમળ દૃષ્ટિ ઢાળી રહ્યો હતો. છેવટે મીનાક્ષીનું હૃદય ભરાઈ આવ્યું. સતીશના ઉશ્કેરાએલા ઉદ્દગારોમાં તેને વિચારની અપકવતા, અથવા બુદ્ધિનું છીછરાપણું ન લાગ્યું. તેનેએ તેના આદર્શની ગહનતા અને ઉચ્ચાશયતાનો ખ્યાલ સ્ફુરવા માંડયો. તેને તેના જીવનના ઉદ્દેશ માટે વિચાર ઉદ્દભવવા માંડયા. જીવન મૃત્યુના ભેદ અને તેમના ગૌરવ વીશે તેના મગજમાં નૂતન વિચારો ઉભરાવા લાગ્યા. પરંતુ, દેશની આઝાદી માટે પરણીને મરવામાં શો વિશિષ્ટ લાભ હશે તે પ્રશ્ન તેને મુંઝવવા લાગ્યો. તેથી તેણે સતીશ પ્રત્યે કોમળ, મીઠી અને સ્નેહભીની નજર નાંખીને નમ્રતાથી પુછયું.

"સતીશ, તમારો આદર્શ મેં જાણ્યો છે, તમારા વિચાર હું સમજી છું, તમારા હૃદયના ઉંડા, ઉંચા ભાવ મ્હેં પીછાણ્યા છે. પરંતુ જો આઝાદી અર્થે લડવુંજ હોય, દેશ માટે ફકીરી લઇ પ્રાણ પાથરવાજ હોય, તો પરણ્યા શીવાય તે થઇ શકે છે. પરણીને દેશ અર્થે જીવનનું બલિદાન આપવામાં મને કંઈ વિશેષ લાભ જણાતો નથી."

"લાભ? લાભનો લોભ આપણે બાજુએ જ રાખીએ. એમજ હોય તો મૃત્યુમાં શો લાભ મળી શકે ? લાભ શોધતા લોલુપ માનવીઓને મૃત્યુથી ડરવું પડે છે, એ આપણે ક્યાં નથી જાણતા ? અને આપણે તો મૃત્યુને ભેટવા તત્પર થવું છે."

"સત્ય છે. પરંતુ જ્યારે મરવુંજ છે, તો પરણવું શા કાજે?"

"પ્રિયે, આપણને આઝાદી જોઇએ છે. સ્ત્રીઓ તેમજ પુરુષો બેઉને સ્વતંત્રતાના ઐશ્વર્ય જોઇએ છે. અને તે માટે સ્ત્રીઓ અને પુરુષોનો એકસામટો જંગ આજે ચાલી રહ્યો છે."

"હા. ઘણીય સ્ત્રીઓ આજે આપણી લડતમાં ઝુકાવી રહી છે." મીનાક્ષીએ સાક્ષી પુરતાં કહ્યું.

"પણ, પ્રિયે, મારી માન્યતા એવી છે કે જો આજે આ લડાઇમાં અસંખ્ય દંપતી પોતાનો ફાળો આપતાં થઇ જાય, તો સ્વરાજ્ય આપણાથી વેગળું નથી. લડાઇનો રંગ ઓર આવે, અને સ્ત્રીઓ પુરુષને પડખે રહીને અદ્વિતીય બહાદુરીથી જંગ મચાવી મરી છુટે. પુરુષો તો મરે ત્યાંસુધી પાછી પાની ન કરે. તેટલા માટે સ્ત્રીઓ તેમને

વખતો વખત પ્રેરણાનાં અમૃત પર્ઈ શકે. અને તેમના પતિના સભે રહી પોતાના સંયુક્ત સામર્થ્ય અને વીરતાનો લાભ દેશને આપી શકે. વળી, મીનાક્ષી તેવા મરણમાંથી અજબ શાંતિ મળે. સ્ત્રીઓ શું કરશે અથવા જીવન કેમ નીભાવશે તેની ચિંતા તેમના પતિઓને ન રહે. તેમ સ્ત્રીઓને પણ મૃત્યુકાળે પતિ વીશે ચિંતા ન રહે. બેઉ લડાઈના મેદાનમાં હોવાથી નિઃસ્વાર્થપણે દેશ સેવા બજાવી શકે. અને જો શક્તિ હોય તો દેશની પ્રજાને દોરે, અને સંગ્રામનું સુકાન હાથ ધરે. પ્રિયે, હવે તને નથી લાગતું કે કુંવારા રહી સ્વતંત્રતા માટે મરી ફીટવું, તેના કરતાં પરણીને જીવનનાં દાન દેશને આપવા એમાં, જીવનનું સાફલ્ય વિશેષ પ્રમાણમાં રહેલું છે ?"

મીનાક્ષી ખુબ ઉંડા વિચારમાં પડી ગઈ. કેટલીક ક્ષણો વીત્યે તે અચાનક બોલી ઉઠી.

"સાહસ ! અને તેનું પ્રમાણ !"

સતીશ તેનેજ જોઈ રહ્યો હતો. તેના ઉદ્‌ગારો સાંભળી તેણે તરતજ જવાબ આપ્યો.

"સાહસ વિનાનાં જીવન નિર્માલ્ય અને રસહીન છે, મીનાક્ષી શું તને પરણવામાં–એક ઉંચો આદર્શ વિશેષ માનભરી રીતે સિદ્ધ કરવા માટે પરણવામાં—તને સાહસ જણાય છે ? હજુએ વિચાર કર, મીનાક્ષી તું જરૂર મારા મતને મળતી થઈશ."

એ સમયે ધીરજ વિચારની તંદ્રામાંથી જાગૃત થયો હોય તેમ જણાયું ત્યાં મીનાક્ષીને બોલી ઉઠ્યો.

"મીનાક્ષી બહેન, હું સતીશના વિચારને પુરતું અનુમોદન આપું છું, તમને તે સાહસ જણાતું હોય, તોયે તે જીવનને ધન્ય બનાવનારું ઉત્તમ સાહસ છે. મારા અભિપ્રાય પ્રમાણે તમે લગ્ન કરી બેઉ સાથે દેશની લડતના મુકાબલો તે વિશેષ ગૌરવવંતુ છે હું એ એજ વિચારમાં છું. પરંતુ મારાથી તમારી નકલ થઈ શકે તેમ નથી. મને પરણ્યે આજે છ સાત વર્ષ થઈ ગયા, વળી થોડો ઘણો વિસ્તાર પણ વધ્યો અને મારી પત્નીએ તમારા જેવી ભણેલી અને હોશીઆર નથી. એટલે અમે દંપતી રૂપે દેશને માટે મરવા તત્પર થઈએ એમ બની શકે તેમ નથી છતાંએ મારે શું કરવું તેનો વિચાર હું આજે કેટલાએ દિવસોથી કરી રહ્યો છું. પ્રભુ જેવી બુદ્ધિ સુઝાડે, તેમ કરવા હું તૈયાર છું. પરંતુ તમારે તો આ સોનેરી તકને ન જવા દેવી જોઈએ."

મીનાક્ષીનું મન પીગળી ગયું. ધીરજના શબ્દોથી તેને અજબ હીંમત આવી. તેના તરફ તેણે દૃષ્ટિ ફેરવી અને તેના મુખ પર એકાએક હર્ષના પ્રકાશ પથરાવા લાગ્યા. તરતજ તેણે સતીશ પ્રત્યે નજર ફેરવી, અને તેની ગંભીરતા ભરી મુખમુદ્રા જોઈ તેને શાંતિ આપવા ખાતર તેણે પોતાની અનુમતિ દર્શાવતાં ખુરશી પરથી ઉઠીને એક નાનકડું ઉર્મિ ગીત લલકાર્યું.

"ધન્ય ધન્ય એ જીવન અમારા,
આઝાદીને વરશે;
લગ્ન પછી કેમ હિંદને કાજે,
જંગ મહિ પરવરશે.
બહુ બહુ આનંદ ધારી,
સાગર રસના શા રેલાશે."

એટલું ગાઈ તે સતીશના તરફ હર્ષ ભેરી દોડી, અને તેના કંઠે બાઝી પડી તેના હોઠ પર એક ગાઢ ચુંબન આપ્યું.

---

# એક અલ્પ સ્મરણ

લે. રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રી.
સભ્ય, સાહિત્ય સંસદ.

શ્રી. ક. મા. મુનશી સાથે ઘણા વખતથી મારે પરિચય છે. 'વેરની વસુલાત' અને 'પાટણની પ્રભુતા' વાંચ્યાં ત્યારે હજી એના લેખકને જોયા નહોતા, 'ગુજરાતનો નાથ' લખાતો હતો ત્યારે એમને પહેલવહેલા જોયા. અને પહેલીજ છાપ મગજ ઉપર જે પડી તે એમના મુખ ઉપર અને સમસ્ત શરીરમાં સ્ફુરતા તરવરાટની.

પછી 'ગુજરાત' નીકળ્યું. શ્રી. મુનશી સાથે પરિચય વધ્યો, અને એમના બીજા ગુણોનો પણ પરિચય થયો. એમનામાં બુદ્ધિના તથા હૃદયના મોટા ગુણો છે. પણ અમારી વચ્ચેનું આકર્ષણ તો ઇતિહાસ પ્રેમ છે. એમના ઇતિહાસ પ્રેમે એમની પાસે કોઈ ઇતિહાસ નથી લખાવ્યો, પણ ઐતિહાસિક વાર્તાઓ લખાવી છે. આ ઐતિહાસિક વાર્તાઓમાં ઇતિહાસ કેટલો જળવાયો છે એની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી. અહીં તો જે દેશ પ્રેમના તીવ્ર ઉદ્રેકથી શ્રી. મુનશી દંપતીએ આ દેશ યુદ્ધમાં ઝંપલાવ્યું અને એક પછી એક જેલવાસી થયાં તે દેશ પ્રેમે એમના હૃદયમાં ઉત્પન્ન કરેલા મંથનનું એક ટુંકું સ્મરણ આલેખવાનોજ ઉદ્દેશ છે.

તા. ૫ મી એપ્રીલે શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની વ્યવસ્થાપક સભાની એક બેઠક હતી. એ સભાઓમાંથી પાછા વળતાં હું શ્રી. મુનશી સાથે એમની ઓફીસમાં ગયો હતો. મુનશીએ હસતાં હસતાં એમની ખાસ રીતે પૂછ્યું "કેમ તમે મીઠાના સત્યાગ્રહમાં જોડાયા છો કે પછી મારી સાથે?"

તે દિવસે ત્રણ અઠવાડીઆમાં જેલમાં જવાનું એકે ચિન્હ. એમના શરીર ઉપર કે વાણીમાં દેખાતું નહોતું. છતાં ઉપરના પ્રશ્નમાં અંદર મંથન ચાલતું હોવાનું સૂચન મળે છે.

તે પછી પાછો આઠેક દિવસે હું મળ્યો હોઇશ. તે દિવસે વાતમાં ગંભીરતા વધારે લાગતી હતી. ગાંધીજીની ચળવળ તરફ જે તટસ્થ દ્રષ્ટિ આટલા દિવસ સુધી દેખાતી હતી તેને બદલે પ્રવાહમાં તરત કૂદકો મારવાનો વિચાર કરનારની ગંભીરતા એમનામાં દેખાતી હતી. અને કોર્ટોમાં રજા પડતાં કાશ્મીર જવાનું એમણે લગભગ નક્કી કરેલું તે વીશે મેં શ્રી. લીલાબહેનને પૂછ્યું કે "ક્યારે જશો?" ત્યારે એમણે જવાબ આપ્યો કે "અઢારમીએ જવું છે પછી આ ચળવળને લીધે થાય તે ખરું?"

આ શબ્દોમાં હૃદયનું મંથન અને તે પણ પ્રબળ મંથન મને તો સ્પષ્ટ દેખાયું. મે મારા મિત્રોમાં એ વીશે વાત પણ કરેલી પણ તા. ૧૨, ૧૩ મી સુધી છેવટનો નિશ્ચય એમણે કર્યો હોય એમ નથી લાગતું. પછી તો ઘણી ઝડપથી પાણી ભરાવા માંડયાં. દરેક દિવસેજ નહી પણ દરેક કલાકે શ્રી. મુનશીએ સત્યાગ્રહની ચળવળ તરફ વેગથી ધસવા માંડયું.

તા. ૨૭ મીએ સાંજે સાહિત્યના કામ માટે હું શ્રી મુનશીની ઓફીસમાં ગયો ત્યાં શ્રી જ્યોતીન્દ્ર દવેએ ખબર આપ્યા કે હમણાં પોલીસ હાઉસમાં ગયા અને કહી ગયા છે કે "આ બધું (અમુક લેખ માટે લાઇબ્રેરીમાંથી મંગાવેલા પુસ્તકો તે ઉપરથી કરેલી નોંધો વગેરે, હવે રાખી મૂકો. જેલમાં ગયા પછી નીરાંતે જોશું અને લખશું"

જેલ એમને પાછી કરતાં વહેલી મળી. એટલે શ્રી લીલા બ્હેને બેવડો ભાર ઉપાડયો અને હવે તો તેઓ પણ જેલ ભોગવે છે.

ઉનાળો કાશ્મીરમાં ગાળવાને બદલે એકે જેલ મહેલમાં અને બીજાએ મુંબઇમાંજ જેલ જવા માટેની તપશ્ચર્યામાં ગાળ્યો.

આ પરિવર્તન પ્રમુખ હૃદય મન્થન પછી થયું. એમ મને બે ત્રણ વખતનાજ ટુંકા મેળાપ વખતે થયેલી અને અતિ સામાન્ય વાતચીત ઉપરથી પણ લાગેલું. અને ગુજરાતના ગયા અંકમાં છપાએલા શ્રી. મુનશીના કાગળમાં એ હૃદય મંથન કયા બિન્દુની આસપાસ હતું એ દેખાય છે. પ્રમાણિક રાજકીય જીવન મહાત્મા ગાંધીજીએ ઉપાડેલી ચળવળની બહાર ભાગ્યેજ હતું અને એ ચળવળમાં જીવનનો પ્રબળ પ્રવાહ વહી રહ્યો હતો એ શ્રી મુનશીની તીવ્રદૃષ્ટિએ તરત જોઇ લીધું અને વેગવાળું જીવન ગાળવાની ઉત્કટવૃત્તિવાળા એમના આત્માએ તરત એ પ્રવાહમાં ઝંપલાવ્યું.

## સત્યાગ્રહ અને સાહિત્ય

[ પૃષ્ઠ ૮ નું અનુસંધાન ]

અને ગુજરાતના એવા ઘણાએ સાહિત્યકારો સંગ્રામમાં ઝંપલાવી અત્યારે સરકારના મહેમાન બની નવીન સાહિત્યસર્જનનાં સ્વપ્નાં નિહાળી રહ્યા છે. નવજીવનાદિ દ્વારા સીધું, સચોટ અને અનેક રીતે અવનવું સાહિત્ય સર્જાવનાર ગાંધીજી તો આ સંગ્રામના મુખ્ય પ્રેરક, ચાલક ને શાસક હતા. એક ને અદ્વિતીય ગુજરાતના સ્વપ્નાં નીરખનાર મુનશી જેલવાસી બન્યા ને એમનેજ પગલે ચાલી, રેખાચિત્રોની ભાત પાડનાર સૌ. લીલાબહેન પણ કારાગ્રહવાસી બન્યાં છે.

સંસદના સભ્ય ને 'વિકાસ'ના તંત્રી ડૉ. ચંદુલાલ દેસાઇ ભરૂચના સેનાપતિ બની સરકારની મહેમાનગીરી ચાખી રહ્યા છે.

ગઇ સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠકનો પરિચય ગુજરાતને કરાવવો પડે એમ નથી. એમના તંત્રીપદે ચાલતું 'પ્રસ્થાન' એમની સાહિત્ય સિદ્ધિઓની સાખ પુરી રહ્યુ છે. ટુંકી વાર્તા, કાવ્ય, હાસ્ય-રસિક ને માર્મિક અવલોકનનોંધ, વાઙમયની શાસ્ત્રીય ચર્ચા, ગ્રન્થાવલોકન, ઇત્યાદિ સાહિત્યના અનેક અંગોપાંગો એમણે પોતાની લાક્ષણિક શૈલી ને વિદ્વતાથી ખીલવ્યાં છે. કાવ્યશાસ્ત્રના નિયમોની ચર્ચા મુકીને સરકારના નિયમનો ભંગ કરી અત્યારે એ કારાવાસ સેવી રહ્યા છે.

લોકસાહિત્યના અડગ ઉપાસક મેઘાણી એમના પુસ્તકો વડે જેટલા વિદ્દ્વર્ગમાં જાણીતા છે તેટલાજ એમના કંઠમાધુર્યથી આમ વર્ગને પણ પ્રિય થઈ પડયા છે. 'તાંસળચું ભરી ભરીને કઢાયા દુધ દેતી કાઠીયાણી'ની કે 'સોટી સબોડત.' દુર પતિરાજ્ની એમની વાતોના ભણકારા હજી ઘણાનાં કાનમાં વાગતા હશે. એમને પણ હમણાં તો 'લોકસાહિત્ય' ને સૌરાષ્ટ્ર'ની માયા અળગી કરી સરકારના પરોણા થવાનું પસંદ કર્યું છે અને એમની પહેલાં 'સૌરાષ્ટ્ર'ના અધિપતિ શ્રી અમૃતલાલ શેઠ જેલ મહેલમાં જઇ બેઠા છે

પ્રાચીન સિદ્ધાંતોને નવીન રીતે સમજાવનાર પશુપંખી, પહાડ, નદીમાં પણ વિરલ રમની ઝંખી કરનાર, મહારાષ્ટ્રી હોવા છતાં અતિ વિશુદ્ધ અને વિશદ શૈલીએ સૌમ્ય, રસિક, વિચારવાન ને પ્રાણવાન સાહિત્યના સર્જાવનાર શ્રી દત્તાત્રય કાલેલકરને જેલમાં પણ ગાંધીજીનો સહવાસ પ્રાપ્ત કરવાનું મહદ્ ભાગ્ય પ્રાપ્ત થયું છે.

આ ઉપરાંત 'બે ઘડી મોજ'નાં તંત્રી અને 'બહાદુર શાહ ઝફર' 'મહાત્મા શેખ સાંદી' વગેરે પુસ્તકોના લેખક રા. મહમદ સાદીક તથા 'ગાંડીવ'-ના તંત્રી ને બાલસાહિત્ય માલાના પ્રયોજક રા. નટવરલાલ વીમાવાળા તથા અન્ય પત્રકારો અને સાહિત્યકારે સરકારની મહેમાનગીરીનો આસ્વાદ કાંતો ચાખી આવેલા છે કે કાંતો ચાખી રહ્યાછે અને હજી પણ ભોગ આપનારાઓ સાહિત્યક્ષેત્રમાંથી તત્પર થઇ રહ્યા છે અને એ શ્રેણિ ચાલુ રાખશે. સાહિત્યકારોએ આમ સંગ્રામમાં પોતાનો ફાળો આપ્યો છે, તેમ એ સંગ્રામ પણ સાહિત્યને નવી દિશા અર્પી રહ્યો છે. હાલનાં રાષ્ટ્રગીતો, સરઘસોમાંના ઉચ્ચારણો, વકતૃત્વકલાના આદર્શો, પ્રભાતફેરીના સંગીતો, એ સર્વથી સાહિત્યનું નવું સ્વરૂપ બંધાય છે. અને પરસ્પર ઉપકારક આ ચળવળને પરિણામે સાહિત્યમાં પણ કોઇક નવુંજ બળ પ્રકટશે.

મુનશીની સાહિત્યકૃતિઓ અને આ પ્રસંગની દેશસેવા એ બે ઉપરાંત એમને માટે વધારે શું કહેવાનું હોય ? આ માસિકના ઉત્પાદક અને ચાલક એ પાછા આવશે ત્યારે એમનું કાર્ય ફરી સેશે તો સોંપીશ. દરમ્યાન ગુજરાત 'ગુજરાત' પરત્વેની સહાનુભૂતિ ચાલુ રાખશે.

# અર્ધાંગના

લેખક:—રા. પુરૂષોત્તમ ખીમજી ચૌહાણ

સુરતમાં મુક્તાનું નામ કૈંક જન્મત્રીઓએ ચર્ચેલું હતું. મુક્તા એમાં આનંદ માનતી, ગર્વ લેતી અને કોઈ કોઈ વખત ફુલાતી પણ ખરી. એણે પ્રીવીઅસની હમણાંજ પરીક્ષા આપી હતી. કૉલેજના અનેક સહાધ્યાયીઓ મુક્તા તરફ વર્ણ-ભેદનો વિચાર રાખ્યા વિના આકર્ષાયા હતા. મુક્તામાં માત્ર સૌંદર્ય હતું એમ નહીં એની વાચાળ શક્તિ, અને સામી વ્યક્તિને મહાત કરવાની અજબ જેવી સત્ય દલીલો મુક્તાના પક્ષમાં હમેશાં અણનમ ઉભી રહેતી. અન્યાયનું નામ સાંભળી એ કેટલીએ વખત ઉશ્કેરાઈ ગઈ હશે. તેની આતિ-થ્યસેવા જેણે અનુભવી તે મુક્તાને ભુલતોજ નહીં. આડોશી પાડોશીમાં મુક્તા ધન્વંતરી દેવી મનાતી. કેટલાએ રોગી એના મૃદુ હસ્તોની સારવારથી, ફરી સંસાર જોતા પામ્યા હતા. અને આમ છતાંએ તેનું સૌંદર્ય મોખરે ગણાતું. મુક્તા મૃદુ બોલી શકતી, મીઠું હસી શકતી, એની આંખોમાં સ્નેહભીનું સ્વાગત કરેલું દેખાતું. અને એથીજ દરેક કોલેજીઅનને મુક્તાનો ભાવ પોતા તરફ છે, એમ પ્રતીત થતું.

મુક્તાની મા મુક્તાને ૧૨ વર્ષની મુકી, હમેશને માટે ચાલી ગઈ હતી. મુક્તાના પિતા ધનવંતલાલ શેઠ, વૃદ્ધાવસ્થામાં દાખલ થઈ ચુક્યા હતા. તેમનું માન શહેરમાં, તેમજ જ્ઞાતિમાં અ-વિચળ ધ્રુવ જેવું હતું. છતાં પણ 'મુક્તા અઢાર વર્ષની થઈ અને અપરિણીત અવસ્થા ગાળે છે' એવી છુપી છુપી ટીકાઓ, કોઈ કોઈ વખત તેમને કાને આવતી.

૧૯ મી સદીના વિચારોને જ્યારે ૨૦ મી સદીનો રંગરૂપનો ઢોળ ચડે છે ત્યારે તે કૃત્રિમ અને અસ્વાભાવિક બની જાય છે. તેવુંજ ધન-વંતલાલ શેઠ વીશે હતું. તેમના વિચારો અર્ધદગ્ધ જેવા હતા, ન તો પુરા સુધારકના, કે ન તો પુરા પુરાણા જમાનાના. એટલે તેમણે લોકવાયકાને માન આપી મુક્તાના લગ્ન આવતા શીઆળામાં મુકરર કરી નાખવા વિચાર કર્યો હતો.

ધનવંતલાલ શેઠનું કામકાજ મુખ્યત્વે પેટ્રોલ ગેસ, અને કેરોસીન વીગે હતું. તેમણે બરમા અને સ્ટાન્ડર્ડ ઓઈલ કંપનીની આખા સુરત જીલ્લા માટે એજન્સીઓ લીધી હતી. ગયા મહાયુદ્ધ વખતે, તેમણે અણધાર્યો લાભનો નફો કર્યો હતો, અને એમાંથીજ આજે ધનવંતલાલ શેઠનો બંગલો, નાની વાડી અને વિપેટ મોટરકાર સુરતને શોભાવી રહ્યા હતા. ત્યાર પછી તો તેમણે કેટલીએ મુશ્કેલીઓ ધંધામાં વેઠેલી. સખત હરીફાઈના કારણે તેમણે થોડુંઘણું ખોયું પણ હતું. હવે તો તેમની પેઢી વિશાળ અને સમૃદ્ધ બની ગઈ હતી. લાખોની ઉથલપાથલ કરવા વાળા ધનવંતલાલ શેઠનું વારસ માત્ર મુક્તા હતી.

ધનવંતલાલની પેઢીના મુખ્ય મુનીમ ૬૦ વસંતો વીતાવી ગયા હતા એ મુનીમજી જો ન હોત, તો ધનવંતલાલ શેઠ, ભાગ્યેજ આટલી જાહોજલાલીએ પહોંચી શક્યા હોત. મુનીમજીને કુટુંબમાં માત્ર એકજ દીકરો હતો. કલકત્તામાં આવેલ શીબપુર ઈજીનીઅરીંગ કોલેજમાં એ સીવી લઈજીનીઅરનો અભ્યાસ કરતો હતો.

એનું નામ યશવંત. કલકતામાં રહી તે સ્યાથી બંગાળી જેવો બની ગયો હતો. ૬ વર્ષના બંગાળી વિદ્યાર્થીઓના સંતત સહવાસથી તેણે બંગાળી ભાષા ઉપર ઠીકઠીક પ્રભુત્વ મેળવ્યું હતું. લાંબુ બંગાળી પહેરણ, અને આછી પોતનું ધોતીયું એ યશવંતનો મુખ્ય પોશાક હતો. યશવંત કદી ટોપી પહેરતોજ નહીં. ઉઘાડે માથે ફરવામાં તેને કોઇ અનેરોજ આનંદ આવતો. તેના ફોટોગ્રાફી અને બંસીના શોખને લીધે યશવંત સઘળા સહાધ્યાયીઓનો પ્રીતિપાત્ર થયો હતો. માર્ચમાં તેમની પરીક્ષા લેવાઇ ગઈ. આજે યશવંત ૬ વર્ષના ગાળા પછી સુરત જવા તૈઆર થયો હતો. એ પહેલાની વેકેશનોમાં, તે બંગાળ પ્રદેશ ઘુમવામાં અને જોવામાં પસાર કરી નાખતો. સુરત એણે ૭ વર્ષ થયાં છોડયું હતું. ઇંટર સાયન્સનો અભ્યાસ પણ તેણે કલકત્તાની પ્રખ્યાત પ્રેસીડન્સી કોલેજમાં પુરો કર્યો હતો. યશવંત જ્યારે સુરતમાં ૭ વર્ષ પૂર્વે મેટ્રિકમાં અભ્યાસ કરતો હતો; ત્યારથીજ તેને બંગાળ વીશે માન અને મોહ હતાં. સુરત, અમદાવાદ, વડોદરા, મુંબઇ અને પુનાની કોલેજો છોડી, તે કલકત્તા તરફ દોડયો હતો.

મુનીમજી એકલા અટુલા હોવાથી, કંઇક મુક્તાના માયાળુ સ્વભાવથી, અને કંઇક ધનવંતલાલ શેઠના સ્નેહભર્યા આગ્રહથી, તેમણે શેઠના બંગલેજ રહેવાનું રાખ્યું હતું. આજે યશવંત આવવાનો છે, એ પત્ર વાંચી, તેમનું હૃદય હાથ નહોતું રહેતું. ૭ ૭ વર્ષના ગાળા પછી આજ એકનો એક પુત્ર યશવંત સુરતમાં પગ મુકતો હતો. મુનીમજી યશવંતને કલકત્તાથી આવી જવા, દરેક વર્ષે લખતા; પણ યશવંતની ગણત્રી પ્રમાણે તેણે હજુ પુરું બંગાળ જોયું નહતું. દરેક દરેક વેકેશનમાં તેમની પાર્ટી દૂર દૂર ઉપડી જતી. યશવંત લગભગ બંગાળનો જાણીતો થઇ ગયો હતો. ૧૭ વર્ષના યશવંતે સુરત છોડેલ, તે આજે ૨૩ વર્ષનો થઇ સુરત પાછો ફરતો હતો.

યશવંત જ્યારે સુરત છોડી કલકત્તા ગએલો, ત્યારે મુક્તા માત્ર ૧૨ વર્ષની હતી. કદાચ મુક્તા પોતાને ભુલી ગઇ હશે, એમ અવારનવાર યશવંતને શંકા થયા કરતી.

યશવંત સુરત પહોંચ્યો; સ્ટેશને લેવા આવેલ, તેના પિતા, વૃદ્ધ મુનીમ સાથે, મુક્તાના બંગલે ગયો. મુક્તાને યશવંતના આગમનના ખબર મળ્યા હતા. યશવંતને જોઇ મુક્તા સહેજે બોલી ઉઠી, "ઓહો! યશવંતભાઇ, આજ કેટલાં વર્ષે મોઢું બતાવ્યું છે! સુરતને તદ્દન વીસરી ગયા હતા કે શું? અમે કોઇ યાદ શાનાં આવીએ, નહીં તો તમે આટલાં વર્ષમાં આવ્યા વીના રહો ખરા?"

યશવંતે આછા હાસ્યમાંજ તેનો પ્રત્યુત્તર આપી દીધો, અને તે સાથે મુક્તાએ તેના પર મુકેલ, તહોમતનામાનો પણ સ્વીકાર કરી લીધો. ધનવંતલાલ શેઠ પણ યશવંતને જોઈ ખુશ દેખાયા. ભવિષ્યની ઉજ્જ્વળ કારકીર્દી ઈચ્છતા

આશીર્વાદ પણ આપ્યા. યશવંતને મુક્તા સાથે જ તેના બંગલામાં રહેવાનું હતું.

યશવંત અનાવિલ બ્રાહ્મણ યુવક હતો. મુક્તા વણિક જ્ઞાતિની હતી, છતાં એ બંને વચ્ચેનું આકર્ષણ અને સંવનન વધતાં જતા હતાં, યશવંત બંગાળી સાહિત્યનો કંઇક વધારે રસીઓ હતો. "બસુમતી" અને "પ્રવાસી" બંગાળી માસિકની ફાઇલો, તે હમેશાં પાસેજ રાખતો. એમાંથી દરરોજ નવી નવી રસપૂર્ણ વાતો મુક્તા પાસે કરતો. મુક્તા મુગ્ધ બનતી જતી હતી.

મુક્તા વિચક્ષણ હતી. યશવંતની મિત્રતા એના જીવનમાં કૈં નવુંજ ચેતન પ્રેરતી હોય તેમ તેને લાગ્યું. ૧૫–૨૦ દિવસના, યશવંતના ટુંકા સહવાસમાં આટલું બધું પોતાનામાં પરિવર્તન થએલ જોઇ મુક્તા પોતેજ આશ્ચર્ય પામતી હતી. પુરુષ સાહચર્યથી અલિપ્ત રહેલી મુક્તાને તેમાં હવે કોઇ નવીન દીશા જણાવા માંડી હતી. યશવંતમાં તે એટલું બધુ શું હતું, કે મુક્તાને તેની ગેરહાજરી અસહ્ય થઇ પડતી? સાંજે યશવંત તાપી નદીના કીનારા પર ફરવા જતો એ મુક્તાને ન ગમતું. પોતાના પાસે સાંજે યશવંત વાટિકામાં, હીંચકા ઉપર બેસી, વિનાય બાબુની નવલિકા સંભળાવે, એ માટે યશવંતને ખુબ આગ્રહ કરતી.

ઘણું ભેદને ન ગણકારતાં મુક્તાને યશવંત પોતાનો કરી લેવા તાલાવેલી લાગી હતી, પણ સામે તેના પિતાની અને વૃદ્ધ મુનીમની ચકળ વકળ થતી આંખો યાદ આવતી, ત્યારે તે મડી થંભી જતી જ્ઞાતિ–પ્રશ્નનો મોટો અંતરાય તેમના વચ્ચે પડયો હતો. યશવંતની પણ એવીજ સ્થિતિ હતી.

(૨)

"યશવંત, પેલી નિરંજન બાબુની 'વાસંતી' નામની વાર્તા ફરીથી મને કહોને? એક વખત સંભળાવી, તોએ બીજી વખત સાભળવાની ઇચ્છા થાય છે." મુક્તાએ પગની ઠેસ આપી, હીંચકાનો વેગ વધારતાં યશવંતને સૂચવ્યું.

સાડા ચાર થઇ ગયા હતા, તો પણ આમ્રવૃક્ષ અને બીજાં ઝાડોમાંથી પસાર થતા સૂર્યના મૃદુ તાપવાળાં કિરણો આહ્લાદજનક લાગતા હતાં. યશવંત સામે એક વૃક્ષના થડને અઢેલીને ઉભો હતો. તેના ચહેરા ઉપર આછાં આછાં પાંદડા વચ્ચેથી કિરણો પડતા હતાં. ઉનાળાને લીધે તેણે પહેરણના ઉપલાં બે બટનો ખુલ્લાં મુકયાં હતાં.

મુક્તાએ યશવંતને વાર્તા કહેવાનું સુચવ્યું તો ખરૂં પણ ઉત્તરની પરવા કર્યા વીના, એ અનિમેષ નયને યશવંતને જોઇ રહી, અને ખડખડાટ હસી પડી. યશવંતથી આ સ્થિતિમાં વધારે વખત રહી ન શકાયું

"કેમ હસે છે મુક્તા? એવું તે મ્હારામા શુ જોયું?" હીંચકા પાસે આગળ વધતાં યશવંત બોલ્યો.

"જોયું બોયું તો કંઇ નહીં પણ મને એમ વિચાર આવ્યો કે હું બેઠીબેઠી હીંચકા ખાઉં છું અને તમે ઉભા છો, એટલે સ્વાભાવિક હસી જવાયું" મુક્તા ફરી ખડખડાટ હસી પડી, અસત્ય બોલેલું છુપાવતી હોય, તેની નક્કર સાબીતી રૂપે એ હાસ્ય હતું.

"બેસોને આ રહી ઘણી જગા" હીંચકા ઉપર ની પાટલી પર, એક બાજુ ખસતાં, અને સાડીનો છેડો સંકોરતાં મુકતાએ કહ્યું.

યશવંત મુકતા પાસે હીંચકા ઉપર બેઠો.

"યશુભાઇ, તમને દોઢેક માસ તો થઈ જવા આવ્યો. ત્યારે શું ૧ માસ પછી અમને છોડીને કલકત્તા ચાલ્યા જવાના?" મુકતાએ ફરીથી હીંચકાને ઠેસથી વેગ આપી, યશવંતની આંગળીઓ હાથમાં લેતાં પુછયું.

"કે' છુટકો છે? બે વર્ષ પછી ઇંજીનીઅર થઇ રેલ્વેમાં કોઇ સારી નોકરી કરીશ, ત્યારે મારે ત્યાં મળવા આવીશને?" યશવંત બે વર્ષ ઉપર ખાસ ભાર દઇને બોલ્યો.

"ના, યશવંત તમારો વિયોગ મારાથી એટલો લાંબો સહન નહીં થાય હં! હુંતો તમારી સાથે કલકત્તા આવવાની." મુકતાથી બોલાઇ તો જવાયું પણ તેની પાછળ રહેલું ગાંભીર્ય યાદ આવ્યું, ત્યારે તેનો ચહેરો વિષાદપૂર્ણ બની ગયો.

યશવંતના દોઢ માસના સહવાસે મુકતાને પાગલ કરી મુકી હતી. ભવિષ્યના યશવંત સાથે સુખમય દિવસોની કલ્પના લાંબા સમય સુધી દહાડે સોફા ઉપર પડી પડી કરતી. જીંદગી પર્યંત યશવંતનો સહવાસ મળે તો તેનું જીવન કોઇ અજાણી અમર ભુમિમાં મહાલવાનાં સ્વપ્નો જોતી. આમ મુકતાનો યશવંત તરફનો રાગ દિન પ્રતિદિન વધતો જતો હતો.

"મુકતા હું સમજ્યો" યશવંતે ખોંખારો ખાધો "ભલે તું સ્પષ્ટ ન કહે, પણ હું તારૂં અંતર પારખી શકયો છું. આપણને જ્ઞાતિનો પ્રશ્ન આડે આવે છે. લગ્ન ગ્રંથિથી જોડાવા હું તો તૈયાર છું, પણ તારા અને મારા બાપુ વીશે તો તું જાણે છે. આપણાં લગ્ન અહીં કેમ બની શકે?" યશવંત નિશ્વાસ નાખતાં બોલ્યો.

"હા, એક રસ્તો છે" કંઇક સુઝી આવ્યું હોય, તેમ યશવંત ઝબકીને બોલી ઉઠયો "મુકતા હા, જો તું આ તારી મીલકતની પરવા ન કરતી હો, સુરતનો મોહ છોડી શકતી હો; સમાજનો ડર હૃદયમાંથી કાઢી નાખી તારા પિતાનો વિયોગ સહન કરવા તૈયાર હો તો એક ઉપાય છે."

"એ શો ઉપાય? મને તુરત કહો" મુકતાએ આગ્રહ કર્યો.

"તો...તો...મુકતા" યશવંત અચકાવા લાગ્યો. પણ પાછો સ્વસ્થ બન્યો. એમ કરીએ. આપણે અહીંથી કલકત્તાં ચાલ્યાં જઇએ. ત્યાં પરણીશું. અહીંઆતો આપણાં કુટુંબીઓ લગ્ન કરવા દે એમ લાગતું નથી. ના...વારૂ એમ કરીએ. હું પહેલાં ચાલ્યો જાઉં અને તું ૧ માસ પછી, પાછળથી કલકત્તા ચાલી આવજે. તો મારા ઉપર કોઇને તારા ચાલ્યા જવા વીશે શંકા નહીં આવે. હું કોલેજમાં અભ્યાસ કરીશ, સાંજે આપણે બન્ને ઇડન ગાર્ડનમાં ફરવા જઇશું, પર્લ અને એમ્પાયર સીનેમા હાઉસના ચિત્રપટો જોઇશું. બે વર્ષ પછી હું ઇંજીનીઅર થઈ જઇશ. કોઈ સારા હોદ્દાપર બીરાજીશ, ત્યારે લક્ષ્મીનો અસ્ખલિત પ્રવાહ આપણે આંગણે વહેશે, અને ત્યારે જે જે સુખ કલ્પનામાં પણ અત્યારે નથી આવતું, તે તે આપણે આંગણે રમતાં આવશે"

મુકતા એક ચિત્તે આ સઘળું સાંભળી રહી હતી. યશવંતે આલેખેલી આછી રૂપરેખા તેના

અંતરમાં રમી રહી હતી. યશવંતના અવ્યવસ્થિત વાળને છિન્નભિન્ન કરતી, મુક્તા હર્ષથી ઉન્મત્ત બનતી જતી હતી.

"યશવંત, યશ, હા ! એમજ કરીશું. ભલે તું ભિન્ન જાતિનો રહ્યો, તો પણ હું તો તનેજ પરણવાની. તારા માટે મને સમાજ વડીલ, કે વૈભવની પરવા નથી. મને જીંદગી પર્યંત તારા હૃદયમાં સ્થાન આપીશ, એટલે મારે ઘણુંએ છે. હીંચકો ધીમો પડ્યો. મુક્તા યશવંતના ખભા પર હાથ ટેકવી છલંગ મારી નીચે કુદી યશવંત પણ તેની પાછળ પાછળ ફુવારા પાસે ગયો. મુક્તા યશવંતનો હાથ પોતાના હાથમાં ભેરવી, ફુવારાની પાળ પર બેઠી

અરે, યશવંત પેલી 'વાસંતી'ની વાર્તા સાંભળવાનું તો તદ્દન વીસરી ગઇ. વીસરેલી વાત યાદ આવતાં, ઉભી થઇ જતાં મુક્તાએ જણાવ્યું.

"હજુ નથી ભુલી ! એ વાર્તામાં 'વાસંતી'નું પાત્ર તું જ છે, એમ કલ્પના કરી લે એટલે બસ" યશવંત હોઠ મરડતાં બોલી ગયો.

"જાઓ, જાઓ, હજુ 'વાસંતી' થઇશ ત્યારેને" મુક્તાથી સ્વાભાવિક બોલાઇ ગયું. એની આંખો ચમકી રહી.

( ૩ )

યશવંત આજે કલકત્તા તરફ જવાની તૈયારી કરી રહ્યો હતો જેમ જેમ વખત વીતતો હતો, તેમ તેમ મુક્તાનું મન ઉંચું થતું હતું. એક માસ પછી, પોતે પણ કલકત્તા ચાલી જશે, ત્યારે યશવંતને મળશે, એ કલ્પનાના બળે મુક્તા ટકતી અટકી હતી. યશવંત જેવો આવ્યો હતો, તેવો માત્ર એક બાળાનું હૃદય ચોરી પાછો કલકત્તા ઉપડી ગયો.

યશવંત કલકત્તા પહોંચ્યો. એણે હોસ્ટલ છોડી દીધી ચિત્તરંજન એવેન્યુ ઉપર પ્રહલાદ મારવાડી મેનશનમાં બે રૂમ ભાડે રાખી રહેવા લાગ્યો એ રૂમમાં મુક્તા રહેવા આવવાની હતી. સ્વતંત્ર અને રંગીલા વાતાવરણમાં ઉછરેલ, મુક્તાને એ રુમો માફક આવે એ માટે યશવંત તેને શણગારવા તનતોડ મહેનત કરી રહ્યો હતો યશવંતે કેટલાક અસત્ય બહાના બતાવી તેના પિતા મુનીમજીને હોસ્ટલ છોડી ઘર ભાડે રાખી રહ્યો છે, એમ એણે લખી નાખ્યું.

એક માસ વીતી ગયો. બારસનો ચંદ્ર પ્રકાશતો હતો. ૧૧॥ થઈ ગયા હતા. ધનવંતલાલ શેઠ અને મુનીમ, પોતપોતાના ખંડમાં જઇ, દિવસભરના વ્યાપારની ખટપટ ભુલી શાંતિથી નિંદ્રા લઈ રહ્યા હતા. આજ સવારથી જ મુક્તા કૈંક અસ્વસ્થ હતી. અત્યારે તે એક ચામડાની નાની બેગમાં પોતાના થોડા ઘણાં કપડાં જેમ તેમ ગોઠવતી હતી. મુક્તાની કેટલીએ પ્રિય પાત્ર ચીજો સામે પડી હતી, પણ તેણે એ સૌ સાથે ન લીધી...લેવા જેટલો વખત અને શાંતિ નહતાં. સવારથી અત્યાર સુધી ખુબ વિચાર કરી કરીને, મુક્તાએ અત્યારે કલકત્તા તરફ ઉપડી જવા હીંમત કરી હતી. બેગમાં થોડાં કપડાં અને ૨૦૦ રુપીઆ લઈ તેણે સ્ટેશન તરફનો રસ્તો પકડ્યો જતે જતે મુક્તા એક નાની ચીઠ્ઠી તેના પિતા ઉપર લખી મુકતી ગઇ. પોતે જીંદગી પર્યંત હંમેશને માટે ચાલી જાય છે, એટલુંજ તેમાં કૈં પણ કારણ દર્શાવ્યા વિના લખ્યું હતું.

ધડકતે હૃદયે મુકતા સ્ટેશન તરફનો રસ્તો ઉતાવળે પગલે કાપતી જતી હતી. કોઇ મોટરનું ભુંગળું વાગતું, કે કૈં અવાજ થતો, ત્યારે મુકતાને પ્રસ્વેદના બિંદુઓ વળી આવતાં. 'રખેને કોઇ ઓળખીતું મળી આવે, અને પકડાઇ જાઉં તો ?' એ ભયમાં ને ભયમાં મુકતા સ્ટેશને પહોંચી. ટ્રેઇનને આવવાની થોડીજ મીનીટની વાર હતી, એટલે મુકતાને કૈંક શાંતિ વળી. સેકંડ કલાસની ટીકીટ લઈ, મુકતા વેઇટીંગ રુમમાં બેસી રહી. મુકતાની હીમત અત્યારે પ્લેટફોર્મ ઉપર આંટા મારવાની ન ચાલી. પંજાબ મેઇલ આવ્યો. મુકતાએ સેકંડ કલાસના સ્ત્રીના કંમ્પાર્ટમેંટમાં જગ્યા શોધી લીધી. દિલ્હી થઇ એણે કલકત્તાનો રસ્તો લીધો હતો.

બે દિવસની સતત મુસાફરી કરી, મુકતા કલકત્તાના હાવરા જંકશને ઉતરી. પત્ર અને તારના ખબર દ્વારા યશવંત સ્ટેશને હાજર હતો. આટલો વખત મુકતા, ટ્રેઇનમાં મુસાફરોને પ્રશ્નોના જવાબો આપી કંટાળી ગઈ હતી. યશવંતને જોઇ, તેના હૃદયમાં પાછું જોમ આવ્યું. મુકતાને જોતાંજ દરવાજો ઉઘાડી, યશવંતે એક લાંબુ હસ્ત ધૂનન કર્યું.

"છેવટે, આવી તો ખરી હં !" યશવંત મુકતાના હાથમાંથી બેગ લેતાં બોલ્યો.

"ન આવું ત્યારે શું કરું ? મને તમારા વિના ત્યાં ગોઠતુંજ નહીં એટલો કંઇ સામાન પણ સાથે નથી લાવી. આ ત્રણ ચાર સાડીઓ, અને બીજાં થોડાં ઘણાં કપડાં છે. માત્ર ૨૦૦ રુપીઆ લઇનેજ નીકળી હતી."

યશવંતને આ ન ગમ્યું. જયારે આવી તો મુકતાએ ઓછામાં ઓછાં પોતાનાં ૨૦-૨૫ હજારના આભુષણો તો લઈ આવવાં હતાં ને ? બસો રુપીઆ લઇને નીકળેલ મુકતા તેને ત્યાગની મુર્તિસમી ન લાગી. મુકતાના હૃદયમાં રમી રહેલાં આશાનાં કિરણો યશવંત ન જોઈ શકયો. યશવંતને તો એક આશા હતી, કે મુકતા આવશે ત્યારે તે તેની સાથે હજારો રૂપીઆનો માલ, અને રોકડ નાણુ લઇ આવશે એ આશા આમ ધુળધાણી થતી જોઈ દુભાતે હૃદયે યશવંત મુકતા સાથે ભાડાની મોટરમાં બેસી ઘેર પહોંચ્યો.

સુરતમાં મુકતાના ગુમ થવાના ખબર પવન વેગે પ્રસરી ગયા ધનવંતલાલ શેઠને આ આઘાત ન્હાનો સુનો ન હતો તેણે ચારે બાજુ શોધખોળ કરાવી. વર્તમાનપત્રોમાં ફોટાઓ પ્રસિધ્ધ કરાવ્યા મોટાં મોટાં ઇનામો બહાર પાડયાં, પણ મુકતાનો પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો.

આ બાજુ યશવંત અને મુકતા કલકત્તામાં બ્રાહ્મો સમાજની સંસ્થામાં લગ્ન ગ્રંથિથી જોડાઇ ગયાં. યશવંત કોલેજમાં હવે બહુ ભુજજ જતો. તેને કોલેજ અકારી લાગતી. અભ્યાસમાં તેનું ચિત ચોટતું નહિં કલકત્તાની પ્રખ્યાત બંગાળી કલબોમાં યશવંત અને મુકતાનું માન ભર્યું સ્થાન હતું. ન્હાવું ધોવું, ખાવું પીવું, વર્તમાનપત્રો વાંચવા સભાઓ, પાર્ટીઓ મેળાવળાઓ કલબોના ઉત્સવો, રમત ગમતના મેચો સીનેમા નાટક અને ફરવા જવામાં તેમનો વખત કયાંએ વહી જતો. યશવંતનું જીવન અતિ ખર્ચાળ બની ગયું હતું. તેનું માસિક ખર્ચ ૩૦૦ થીએ વધી ગયું હતું.

હવે યશવંતને ધીમેધીમે પૈસાની ખેંચ પડતી જતી હતી. તેના પિતા ઉપર કોલેજના અભ્યાસની મોટી મોટી વાતો લખી પુસ્તકોનાં નવી નવી

નવી રીતનાં મુસાફરીનાં અસત્ય બહાનાં બતાવી વધારે પૈસા મંગાવતો.

યશવંતને તેના પિતા બીમાર હોવાનો પત્ર આવ્યો, પણ સારા થઈ જશે, એમ માની તે સુરત ન ગયો. પાંચમે દહાડે તાર આવ્યો. તેમાં યશવંતના પિતાના મૃત્યુ-સમાચાર હતા. યશવંત મુક્તાને સુરત લઈ જઈ શકે એમ નહોતો એટલે ન છૂટકે મુક્તાને કલકત્તામાં એકલી મુકી યશવંત સુરત ગયો.

ધનવંતલાલ શેઠ પોતે પણ પુત્રીના વિયોગમાં દુઃખી બનેલા હતા. યશવંતને તેમણે સાંત્વન આપ્યું. ૧૫-૨૦ દિવસ પછી યશવંત કલકત્તા તરફ જવા તૈયાર થયો. છૂટા પડતી વખતે ધનવંતલાલ શેઠે યશવંતના હાથમાં હજાર હજારની ૨૦ નોટો મૂકતાં કહ્યું. "યશવંત, તારા બાપુએ વફાદારીથી બજાવેલી સેવાનો આ બદલો છે. વીસ હજાર રૂપીઆ છે. ખુશીથી તું તારાં બે વર્ષો કોલેજ જીવનનાં પસાર કરી નાખજે. ઈશ્વર તને તુરત રસ્તે ચડાવી દે. મારું જીવન મને હવે અકારું થઈ પડ્યું છે. અરે, એકની એક પુત્રી મુક્તા...વહાલી મુક્તા, કોણ જાણે ક્યાં એ ચાલી ગઈ. આ મારી લાખો રૂપીઆની મીલકતને હું શું કરું!" ધનવંતલાલ શેઠ છુસકે છુસકે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર રડી પડ્યા. મુક્તા યાદ આવતાં તેનું હૃદય ડંખી ગયું. યશવંત આ સઘળું બેઆબરૂ બની જોયા કરતો હતો. મુક્તાને છુપાવનાર પોતેજ છે એમ જાહેર થઈ જવાની તેની ફિકર થઈ આવી. સામે હાથમાં ૨૦ હજારની નોટો જોઈ પાછો હતો તેવો શાંત થઈ ગયો. ધડકતે હૃદયે અસ્વસ્થ ચિત્તે, અને સ્નેહશૂન્ય ભાવે યશવંતે સુરત છોડ્યું.

યશવંત કલકત્તા આવ્યો. હવે ભાગ્યેજ તે કોલેજમાં જતો. મુક્તા રહી રહીને ઘણું વધી ત્યારે વળી એકાદ વખત, કોલેજમાં હાજરી આપી આવતો.

યશવંતના હાથમાં રૂપીઆ આવ્યા હતા. તેનું મૂળ ખર્ચ પાછું ચાલુ થયું. તેના બંગાળી સ્નેહી મીત્રો સહિત હમેશાં એ કલબમાં પડ્યો રહેતો. મુક્તાને આ ન ગમતું, એ અરસામાં મુક્તા ભારે દિવસો સહન કરતી હતી. કોઈ કોઈ વખત સુરત, અને વૃદ્ધ પિતા, તેને યાદ આવતા પણ યશવંતને જોઈ એ ભૂલી જવા પ્રયત્ન કરતી.

આ બાજુ હમણાંથી ધનવંતલાલ શેઠને હવે ધંધામાં રસ પડતો નહોતો. ધીમે ધીમે તેણે પોતાની ધીકતી પેઢી સંકેલી લીધી. તેનો વૃદ્ધ મુનીમ પણ આ વખતે હાજર ન હતો કે ધનવંતલાલને યોગ્ય દિશાસૂચન કરે. ધનવંતલાલ શેઠે વિશ્રાંતિ લેવા વિચાર કર્યો હતો પણ તેઓ વધારે વખત વિશ્રાંતિ લઈ ન શક્યા. મુક્તાના અદૃશ્ય થઈ જવાના આઘાતથી, અને સ્નેહીજન વિનાના શૂન્ય વાતાવરણથી તેઓ માંદગીમાં પટકાયા.

ધનવંતલાલ શેઠે છેલ્લી વખત ખુબ આગ્રહ પૂર્વક વર્તમાનપત્રો, અને આકસ્મિક પત્રોદ્વારા મુક્તાને ખુલ્લો પત્ર લખ્યો. પોતે જીંદગીના છેલ્લા શ્વાસો લે છે, અને લાખો રૂપિઆની મિલકત વિના વારસની પડી છે, એ ઉપર ધનવંતલાલ શેઠે ખાસ ભાર મુક્યો હતો. એક વખત મુક્તાને મળી જવા, તેમાં શબ્દે શબ્દે વિનંતી દેખાતી હતી.

મુક્તાએ એ પત્ર કલકત્તામાં ગુજરાતી વર્તમાન પત્રમાં વાંચ્યો. શું મોઢું લઇને એ તેના પિતા સમક્ષ જાય ? થોડા જ સમયમાં તે હવે એકવ વાળી થવાની હતી. યશવંતને છોડી એ દશામાં જવાની હિંમત મુક્તાથી ન થઇ શકી. યશવંતને માટે તેણે સઘળું તજ્યું હતું. શોણીલું સુરત, સ્નેહાળ પિતા, લખલૂટ લક્ષ્મી અને જગતમાં જે વસ્તુઓ બીજાને લલચાવે તેણે યશવંતને માટે તજી હતી.

થોડા રોજ પછી પાછા એજ વર્તમાનપત્રમાં મુક્તાએ તેના પિતાના અવસાનના સમાચાર વાંચ્યા. તેમાં એમ પણ વધારે લખ્યું હતું કે 'પાછળ કોઇ વારસ ન હોવાથી, ધનવંતલાલ શેઠે, ૨૨ લાખ રૂપીઆ, તથા બીજી સ્થાવર જંગમ મીલ્કત સરકારને સુરત જીલ્લાના ગામડે ગામડે કન્યાશાળા સ્થાપવા માટે, દાન તરીકે આપી દીધા છે.' મુક્તા માંડ માંડ પુરો પેરાગ્રાફ વાંચી શકી. તે ધબ દઇ નીચે બેસી ગઇ. મુક્તાથી છુટે હૃદયે રડી જવાયું. યશવંત વાંચીને સામે ઉભો ઉભો કૈંક લુખ્ખું હસતો હતો.

યશવંતનાં એ વર્ષ પુરાં થઇ ગયાં હતાં. પણ કોલેજને તેણે દુરથી જ નમસ્કાર કરેલ હોવાથી તે પરીક્ષામાં ઉત્તીર્ણ ન થઇ શક્યો. શીવિલ ઇન્જીનીઅર થવાની, તેની આશા અદશ્ય થઇ ગઇ.

(૪)

કલકત્તામાં મુક્તા ને યશવંત સાથે રહે, ત્રણેક વર્ષ વીતી ગયાં હતાં. મુક્તાની નાની કીકી ૧૦ માસની પારણામાં રમતી હતી. યશવંત કૈંક આ અરસામાં ઉદ્ધત બનતો જતો હતો. વારંવાર શબ્દ પ્રહારો તે મુક્તા ઉપર કરતો. વાતવાતમાં ચીડાઇ જતો. લગભગ આખો દિવસ તે બહાર રખડવામાંજ કાઢતો. મુક્તાને આ અસહ્ય થઇ પડયું. પોતાની પાછળથી લો બનેલો યશવંત આવો નગુણો ઉદ્ધત અને ચીડીઆ સ્વભાવનો બની જાય એ મુક્તાથી ન ખમી શકાયું. યશવંતને તે કેટલીએ વખત વિનવતી. પોતાનો કોઇ દોષ હોય તો ક્ષમા આપવા કાકલુદીભરી ભાષામાં અશ્રુપૂર્ણ નયને ભિક્ષા માગતી. પણ આજના યશવંતમાં અને ક વર્ષ પુર્વેના યશવંતમાં અકથ્ય ફેર પડયો હતો.

એક સાંજના પાંચેક વાગે યશવંત પોતાની મોટર સાઇકલ લઇ ડાયમંડ હારબર રોડ ફરવા નીકળી પડયો. ચૌરંગીરોડ પાસેથી પસાર થતાં સામેના વળાકામાંથી આવતી એક મોટર લોરી યશવંતની મોટર સાઇકલ સાથે અથડાણી. એક ક્ષણમાં આ બનાવ બની ગયો. પાસેના રાહદારીઓ દોડી આવ્યા. મોટર સાઇકલના ચુરેચુરા થઇ ગયા હતા. યશવંત ૧૦ ફીટ દુર પછડાઇને લોહી લુહાણ દશામાં લગભગ બેભાન જેવો પડયો હતો.

તેનું જમણા પગનું હાડકું ઉતરી ગયું હતું. લગભગ બન્ને ગોઠણ તદન છુંદાઇ ગયા હતા. હાથની બે કોણીમાં પણ સારી રીતે ઇજા થઇ હતી. માણસોએ તેને બેઠો કરવા પ્રયત્ન કર્યો પણ ગોઠણમાં થતી વેદનાને લીધે અને ઉતરી ગએલા હાડકાને લીધે બેઠો ન થઇ શક્યો.

ટેલીફોનથી એમ્બ્યુલન્સ કાર બોલાવી યશવંતને હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો. આખી રાત્રિ યશવંત કંઇ પણ બોલી શક્યો નહિ.

એજ શેઠે યશવંતને નેવુંના પગારથી પાછળથી પોતાની પેઢીમાં ખેંચી લીધો.

ગરીબાઇથી મુક્તા ડરી ન ગઇ. યશવંતની પાર્ટીઓ અને ટુર્નામેંટો, ઉત્સવો અને નાટકો કલબો અને જલસાઓ એક પછી એક અદ્રશ્ય થઇ ગયાં. તેના કલબના સ્નેહી મિત્રો કોઇ કોઇ વખત યશવંતને મળતા ત્યારે માત્ર બે ચાર આશ્વાસનના શબ્દો કહી છુટા પડતા. કેમ જાણે સ્નેહી તરીકેની ફરજ માત્ર બે ચાર આશ્વાસનના વાકયોમાંજ સમાઇ જતી હોયને ?

પણ મુકતાનું વેલ જેવું કુમળું શરિર અને મન આ સઘળો ઓચિંતો ધસારો સહન ન કરી શક્યું. મોજશોખ અને વૈભવમાં ઉછરેલી મુકતાને ઘરનો આખો બોજો એકલે હાથે ઉઠાવવો પડતો. મુકતાનું શરિર ધીમે ધીમે ગળતું ગયું. આછી લાલ સુરખી ભર્યા ગાલો પીળા પડવા માંડયા. પીઠમાં મુકતાને 'પ્લુરસી'નો રોગ લાગુ પડયો હતો. ઓચીંતી મુકતા પટકાઇ પડી છતાં એ ગૃહકાર્યમાં મચી રહેતી. યશવંતની બેપરવાઇથી મુકતાનો રોગ ધીમે ધીમે વધતો ચાલ્યો. નાની કીકીની પણ તબીઅત અસ્વસ્થ રહેતી. મુકતાની આજીજીથી યશવંત ઘણે દહાડે ડૉક્ટરને તેડી લાવ્યો. ડૉકટરે મુકતાનું શરિર તપાસ્યું. તેના ભવાં ઉંચા ચઢયાં ડૉકટર મુકતા સામે જોઇ રહ્યો. આવી કુમળી વેલ આમ કરમાઇ જાય એ ડૉકટરને પણ ન ગમ્યું. એણે યશવંતને કોઈ પણ ઉપાયે, મુકતાને સારા સ્થળે હવા ફેર માટે લઈ જવા ખુબ આગ્રહ કર્યો. યશવંત મૂઢ બની સઘળું સાંભળી રહ્યો હતો. તે પણ આવેલાં અને આવતાં દુઃખોથી ત્રાસેલો દુર નાસતો ફરતો હતો.

તોપણ મુકતાના આગ્રહને લઇને અને શેઠ તે જ ડૉક્ટરની ભલામણ લઇ યશવંત હજારી બાગ નસે પારસનાથ પર્વતનાં તળેટીનાં બંગલામાં મુકતાને લઇ હવાફેર માટે ગયો. શેઠે ૫૦૦ રૂપીઆ માયાળુતાથી યશવંતને દવા દારુ માટે આપ્યા હતા.

એક માસ થયાં યશવંત હજારી બાગમાં મુકતા સાથે રહેતો હતો. તેનું ગોઠણનું દર્દ તદન મટી ગયું હતું. તેને મુકતાની સેવા કરતાં ખુબ કંટાળો આવતો. તેની દવા માટે રૂપીઆ કાઢતાં યશવંતનો જીવ ખુબ બળતો. નાની કીકીને રડતી જોઇ તેનો પિત્તો ઉકળી જતો. મુકતાને ગાલ ઉપર અને કપાળ ઉપર મોટા મોટા ફોલ્લાઓ ઉપડી આવ્યા હતા તેમા પરૂ ભરાતું. યશવંત એથી દુર નાસતો માંદલી મુકતાનો બેડોળ ચહેરો યશવંતને હવે ગમતો નહીં. યશવંતના અકસ્માત વખતે બબે મહિના સુધી અખંડ દિવસ રાત્રિ જાગી મુકતાએ તેની સેવા કરેલ એ યશવંતનગુણો યશવંત-ભુલી ગયો હતો.

એક સાંજે યશવંત બજારમાંથી ફરી પાછો બંગલે આવ્યો. મુકતા આરામ ખુરશીમાં શાંત ચિત્તે પડી સામે ઝાડને જોઇ રહી હતી. નાની કીકીને એક નોકર જરા દુર રમાડતો હતો.

"મ્હારી પાસે હવે રૂપીઆ થઇ રહ્યા છે. આમને આમ હું કયાં સુધી ચલાવીશ! ત્હારી માંદગી પુરી થતીજ નથી; કે હું છુટકો થાય" ક્રોધથી પ્રજ્વળ બનેલા યશવંતે બંગલામાં દાખલ થતા મુકતાને સંભળાવ્યું.

યશવંતને માટે મુકતાએ પોતાનાં આભુષણો વેચ્યાં હતાં. ચાકરોને રજા આપી, પોતે કામનો

બોગને ધસડતી હતી. એ સપનું એક પછી એક મુક્તાના હૃદયમાં સીનેમાના ચિત્રપટની માફક ઊભરાવા માંડ્યું. 'બસ યશવંતનું હૃદય આવુંજ કે !' મુક્તાએ એક ધીમો નીસાસો નાખ્યો અને બીજી બાજુ મોઢું નાખી આંસુ સારતી પડી રહી. યશવંત બગલામાં જઇ શાંત ચિત્તે જમી પરવારી મુક્તાની તબીઅતની કંઇ પણ પુછવાની પરવા કર્યા વિના શહેરમાં સીનેમા જોવા દોડી ગયો. શહેર તરફના રસ્તા ઉપર જતાં યશવંતને મુક્તા જોઇ રહી.

માતાના દુધ વિના, તેની સંભાળ વિના કીકી તો તદન હાડકાના માળારૂપજ રહી હતી. મુક્તા કે તેની પુત્રી, બેમાંથી કોણ પહેલું સ્વર્ગ તરફનો રસ્તાન મેળવ પકડશે. તે કહી શકાતું ન હતું. ઝીણું તાવે કીકીને બાળી સુકવી નાખી હતી, તો પણ તાવ તેનો પીછો છોડતો ન હતો.

રાત્રિના દશ થવા હશે. કીકી દુઃખનો ધીમો ધીમો અવાજ કાઢતી હતી. યશવંત, શાંત ચિત્તે પણ બેદરકારીથી રસોડામાં જમી રહ્યો હતો. મુક્તા પલંગ પર પડી પડી દુરથી કીકીનું દુઃખ જોઇ રહી હતી. મુક્તામાં એટલી શક્તિ ન હતી કે પોતાની એકની એક વહાલી પુત્રીને તેના મૃત્યુના વખતે પણ પોતાના ખોળામાં સુવાડી વ્હાલ કરે.

"યશવંત, યશવંત, બહાર આવી જુઓ તો ખરા, કીકી, થોડા સમયની મહેમાન લાગે છે." મુક્તાએ તીણા દર્દભર્યા અવાજે કહ્યું.

"એક જમવા જેટલોએ વખત, શાંતિથી જમવા દેતી નથી. આ મા દીકરીથી તો તોબાહ. કોણ જાણે ક્યા ભવમાં આ દુઃખમાંથી મ્હારો છુટકારો થશે." યશવંત પુરી ઉપર બટાકાનું શાક ચઢાવી, મુખમાં મુકતો રસોડામાંથી નીકળ્યો.

કીકી ચાલી ગઇ. મુક્તા તેના ચહેરા ઉપર પણ મૃત્યુ સમયે પોતાનો હાથ ફેરવી શકી નહીં. મુક્તા માતૃહૃદયના ભાવોના આવેગમાં ઓશીકા ઉપર માથું નાખી રડતી રહી. યશવંત જમીને બહાર નીકળ્યો. કીકીનો નશ્વર દેહ પડેલો જોઇ, તેની આંખમાંથી એક પણ આંસુનું બિંદુ સર્યું નહીં. જાણે છુટકારાનો દમ ખેંચતો હોય, તેમ તેણે એક 'હાશ'નો શ્વાસ લીધો.

નોકર અને યશવંતે મળી કીકીના શબની યોગ્ય વ્યવસ્થા કરી. ઘેર આવી તેણે નોકરને પુરા માસનો પગાર આપી રજા આપી દીધી. બંગલાવાળાના ઘેર જઇ, તેને પુરા માસનું ભાડું ચુકવી આવ્યો. યશવંત હવે કંટાળી ગયો હતો. શેઠે આપેલ પાંચસોમાંથી માત્ર તેની પાસે એકસો બચ્યા હતા. એક ચીઠ્ઠીમાં 'હું ચાલ્યો જાઉં છું' એટલું લખી તે ચીઠ્ઠી અને પચાસ રૂપીઆની નોટ મુક્તાના ઓશીકા પાસે રાખી રાત્રે ૧ વાગે નિરવ શાંતિમાં એક્સપ્રેસમાં બેસી કલકત્તા ચાલ્યો ગયો.

જીવન અને મૃત્યુ વચ્ચે ઝુલતી મુક્તા સવારે પાંચ વાગે જાગી. બીછાના પર પડેલ ચીઠ્ઠી અને પચાસ રૂપીઆની નોટ જોઇ આશ્ચર્ય મુગ્ધ બની ગઇ. મુક્તા એ ચીઠ્ઠી વાંચી જીંદગીમાં જો તે કદી આટલું રડી હોય તો તેજ દિવસે સ્વારથી તે સાંજ સુધી એકલી અટુલી મુક્તાએ બંગલામાં રડવાંજ કર્યું. એ નહોતી રડતી, તેનું વ્યથિત હૃદય અંદરને અંદર ઝંઝળાઈ 'આહ' નાખતું હતું. ગળામાં ડુમો ભરાઇ આવતો ત્યારે તે છુટે મોઢે રડી પડતી. તેની પાસે ન તો કોઇ સ્નેહી કે આપ્તજન આશ્વાસન આપવા ખાતર કે આંસુ લુછવા

કરતો. પોતે ટ્યુશનના ત્રીસેક કમાતો, અને પચાસ આવતા, એટલે યશવંત ભાઇનું ગાડું ગબડતું જતું હતું.

ચંદ્રભાગા એક દિવસ મુકતાને યશવંત ઉપર મનીઓર્ડર કરતી જોઇ ગઇ.

"મુકતાબહેન, આશું કરો છો? યશવંત જેવા પાપીને તમે શામાટે રુપીઆ મોકલી મદદ કરો છો?" ચંદ્રભાગાએ મનીઓર્ડર ફોર્મ વાંચતા કહ્યું.

"ના બહેન, એમને પાપી ન કહો. યશવંત ગમે તેવો હોય તોએ મારો છે. ભવિષ્યમાં સુધરી જશે અને પાછી મને સ્વીકારશે એ આશાના તંતુ ઉપરતો હું જીવું છું. આ કમાઉં છું એ તેનાજ માટે. એ મને પરણી ચુકયો છે. હુ તેની અર્ધાંગના છું. એ ન ભુલી જાઓ. એનું દુઃખ તે મારુ દુઃખ. મુકતા વધારે ન બોલી શકી. અંતરમાં ઉછળતા ભાવોની સાબીતી રુપે તેની આંખમાંથી બે આંસુ સરી પડયાં. અને મનીઓર્ડર ફોર્મ પર પડયાં. મુકતા સજળ નયને ટેબલ પર પડેલી નોટો, મનીઓર્ડર ફોર્મ અને તે ઉપર પડેલ પોતાના આંસુના બિંદુને જોઇ રહી

---

पत्नी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

પુસ્તક ૧૬ | **ગુજરાત** | અંક ૧

# ઑગસ્ટ ૧૯૩૧ની અનુક્રમણિકા


**મુખપૃષ્ઠનું ચિત્ર** ઉષા (ત્રિરંગી) શ્રી. ડાબી

ગુજરાતના વાચકોને : શ્રી. કનૈયાલાલ મુનશી ૧

ઉર્ણમંદિર ને વાત્રાણુ : શ્રી. કનૈયાલાલ અને શ્રી. લીલા મુનશી ૫
(ચિત્રકાર શ્રી. ડાબી)

કુંભણીનાથ અને સિદ્ધનાથ : (મોરડી દંતકથા) (ચિત્રકાર શ્રી. ડાબી) ૧૩

ન્યાય : (સામાજિક નાટક) શ્રી. પુરુષોત્તમ ત્રિકમદાસ ૨૧
(ચિત્રકાર શ્રી. ડાબી)

મોહ ગુંથન : (કાવ્ય) શ્રી. કેશવ હ. શેઠ ૩૬

સ્નેહનું બંધન : સૌ. લીલા મુનશી ૪૫
(નવલિકા) (ચિત્રકાર શ્રી ડાબી)

કેવળ પ્રેમબંધનની યાચના : (કાવ્ય) શ્રી. તનમનશંકર લા. શિવ ૫૨

શશીના જીવન-સંકલ્પ : શ્રી. ફીરોજશાહ મહેતા ૫૩
(કવિના ફોટો-ચિત્ર સાથે)

આ : શ્રી. ધનસુખલાલ મહેતા ૫૯
(નવલિકા) (ચિત્રકાર શ્રી. ડાબી)

ગ્રંથ સ્વીકાર : ઉપતંત્રી ૬૬

માંદગી : શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે ૬૮

નાકરયુગના કવિયો અને તેમની કૃતિયો શ્રી. ક. મા. મુનશી અને
શ્રી. જ્યો. હ. દવે ૭૫



વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૮. પરદેશમાં રૂ. ૧૦ અથવા શિ. ૧૫.

છૂટક નકલના બાર આના

તંત્રી ખાતું — ૧૨૬, એસ્પ્લેનેડ રોડ, કોટ મુંબઈ

:: ગુજરાત ::

વ્યવસ્થા ખાતું — ગુજરાત કાર્યાલય, રાણપુર. (બી. એસ. રેલ્વે. કાઠિયાવાડ)

# આવતા અંકની કેટલીક સામગ્રી

(૧) સ્નેહ સંભ્રમ શ્રી. કનૈયાલાલ મુનશીની આવતા અંકથી શરુ થતી નવી ચાલુ વાર્તા.

(૨) ન્યાય : (નાટક) અંક બીજો. શ્રી. પુરુષોતમ

(૩) એક નિર્ભાગી સ્ત્રી : (નવલિકા) શ્રી. લીલા મુનશી

(૪) નમાયું (નવલિકા) શ્રી. રામચંદ્ર દામોદર શુક્લ

(૫) કણબીના બાર માસ (લોક ગીત) શ્રી. મંજુલાલ મજમુદાર

(૬) આદર્શનાં મૂલ્ય (એકાંકી નાટક) શ્રી. ઠાકોરભાઇ દેસાઇ

(૭) રાધા : શ્રી. અંબાલાલ પુરાણી

(૮) રાસ્પુટીનઃ— આ જમાનાની એક ભયંકર અને ભેદી વ્યક્તિઃ શ્રી. પ્રાણલાલ ભેરૂભાર દેસાઇ

(૯) ટાઇમ્સ ઓફ ઇંડીઆ : શ્રી. ચંદ્રવદન મહેતા

(૧૦) ઉષા હરણ—એક પરિચય : શ્રી. મંજુલાલ મજમુદાર

ઉપરાંત શ્રી. ધૂમકેતુ, શ્રી. જ્યોતીંદ્ર દવે વગેરેના લેખો અને પુષ્કળ ચિત્રો.

## સૂચના

"ગુજરાત"ના તંત્રી ખાતાંને લગતો તમામ પત્ર વ્યવહાર તંત્રીને ૧૧૧, એસ્પ્લેનેડ રોડ કોટ, મુંબાઇ, એ સરનામે કરવો.

અવલોકન માટેનાં પુસ્તકો વગેરે તથા અદલાબદલી માટેનાં સામયિક પત્રો તંત્રીને સરનામે મોકલવા.

લખાણો તંત્રીને સરનામે મોકલવાં.

લવાજમ, જાહેર ખબરો ઇ૦ "ગુજરાત કાર્યાલય" રાણપુર, (B. S Ry. કાઠીઆવાડ) એ સરનામે મોકલવા.

વ્યવસ્થા ખાતાંને લગતો તમામ પત્રવ્યવહાર એ સરનામે કરવો.

જાહેર ખબરોના ભાવ તાલ, એજન્સીની શરતો વગેરે વગેરે માટે વ્યવસ્થાપક




ઉષા




પુસ્તક ૧૬ મું ] ઑગસ્ટ ૧૯૩૧ [ અંક ૧ લો

# 'ગુજરાત'ના વાચકોને !

આ અંકથી 'ગુજરાત' ફરીથી શરુ થાય છે. ગયા વર્ષના સત્યાગ્રહ પછી ઘણા નવા જીવે જીવવા લાગ્યા છે તેમ 'ગુજરાત' પણ જીવવા લાગશે.

'ગુજરાત'નું પ્રકાશન એ મારા જીવનનું એક અવિયોજ્ય અંગ થઇ પડ્યું છે. ૧૯૨૨થી મહીને મહીને એને માટે લખવું, એનાં પ્રુફ જોવાં, એના અંકો આખકારવા એ બધી જીંદગીની જરુરીઆત સમી વસ્તુઓ થઇ પડી હતી.

૧૯૨૨માં મેં 'ગુજરાત' કાઢવું શરુ કર્યું ત્યારે મારા ધંધા શીવાય બીજી પ્રવૃત્તિમાં હું રોકાયો નહોતો. વર્ષે વર્ષે પ્રવૃત્તિ વધતી ગઇ એટલે 'ગુજરાત'ની વ્યવસ્થા પાછળ મારાથી ધ્યાન ન અપાયું અને ૧૯૨૮થી એની વ્યવસ્થા ઉતરતી થવા લાગી. ૧૯૨૯માં એને ત્રિમાસિક કરવું પડ્યું. ૧૯૩૦માં હું જેલમાં ગયો ત્યારે ભાઇ નગીનદાસ માસ્તરે એને ચલાવ્યે રાખવાનું વચન આપ્યું. ૨૨મી એપ્રિલે હું પકડાયો. પછી એમણે એક ત્રિમાસિકનો અંક તૈયાર કરાવ્યો. પણ રાજકીય પ્રવૃત્તિમાં એ પણ આકર્ષાયા; અને આખરે એ પણ પકડાયા. પરિણામે ત્રિમાસિકનો અંક લગભગ તૈયાર હતો છતાં એ ન જ કાઢી શકાયો. શ્રી. લીલા રાજકીય પ્રવૃત્તિમાં પડી, અને પાછળથી જેલમાં ગઇ એટલે તંત્ર ચલાવનાર કોઇ રહ્યું નહીં. ભાઇ સમર્થલાલ, જેના પ્રેસમાં પત્ર છપાતું હતું તે પણ જેલમાં જઇ બેઠા.

સમાધાન થયું, બધા છુટયા અને 'ગુજરાત' કાઢવાનો વિચાર મને થઇ આવ્યો. મને એમ કહેવામાં આવ્યું કે મારે વધારે પ્રવૃત્તિઓ માથે લેવી નહીં, કે 'ગુજરાત' હવે હતું એવું લોકપ્રિય થશે નહીં. આના ઉપર મેં બને તેટલો વિચાર કર્યો અને આખરે 'ગુજરાત' ફરીથી પ્રગટ કરવું જ એવા નિશ્ચય પર હું આવ્યો.

સાહિત્યની સેવા કે રાજકીય જીવન મારે મન તો મારી ભાવના સિદ્ધ કરવાનો એક પ્રયોગ છે–સ્થૂલ જીવનનાં બંદીખાનામાંથી નાસી છુટવાનો એક માર્ગ છે. આટલાં વર્ષો સુધી મને એ માર્ગ વિના ચાલ્યું નથી. અને હવે ચલાવવું એ આત્માનો દ્રોહ કરવા જેવું છે. એટલે થોડું વધતું કૈં લખ્યા વિના મારે મન જીંદગી નકામી છે.

અત્યાર સુધી મારી કેટલીએ કૃતિઓ લોકપ્રિય થઇ છે ને ઘણીએ લોકપ્રિય નથી થઇ. પણ તે પ્રારંભતાં તે કેવી નીવડશે, તેનો જરાએ ખ્યાલ મેં કર્યો નથી. અત્યારે શા માટે કરવો? જો મારામાં અને મારા મિત્રોમાં કૈં કહેવાનો પ્રભાવ હશે, રસિકો આકર્ષવાની શક્તિ હશે તો તો 'ગુજરાત' લોકપ્રિય થશે. અને નહીં જ હોય તો પછી આપોઆપ ગુજરાત બંધ થશે. આવા સમવિષમ હું કર્યા કરતો હતો ને ભાઇ અમૃતલાલ શેઠ મળ્યા. અને એમણે 'ગુજરાત'ની વ્યવસ્થા માથે લીધી. મારી એક મોટી મુશ્કેલી દૂર થઇ; અને 'ગુજરાત' કાઢવાનું નક્કી થયું.

ત્યારબાદ પત્રો દ્વારા ગુજરાતીઓને મેં એક વિનતિ કરી હતી તે નીચે પ્રમાણે હતી:—

ગયા વર્ષમાં આખા દેશની દરેક સાધારણ પ્રવૃત્તિએ, વધતો ઓછો, પ્રાણાયામ કર્યો હતો તેમ 'ગુજરાત'ને શ્વાસ રોધવાની જરૂર પડી હતી. હવે ફરીથી 'ગુજરાત' શ્વાસ લેવો શરૂ કરે છે.

આજે નવ વર્ષ થયાં ગુજરાતનાં નરનારીઓએ 'ગુજરાત' તરફ અનહદ મમતા દાખવી છે, એની ત્રુટિઓ તરફ ક્ષમાશીલ દૃષ્ટિ રાખી છે. અને તે જ પ્રમાણે એના સંચાલકોએ પણ સાહિત્ય ને સંસ્કારની અભિવૃદ્ધિનું ધ્યેય દૃષ્ટિ આગળ રાખી બનતી સેવા કરી છે. એ જુનો સંબંધ આજે ફરી નવો થાય છે ત્યારે ગુજરાતની ભાવના સંબંધી બે બોલ અસ્થાને નહીં ગણાય.

૧૯૧૪માં મહાત્માજી આફ્રીકાથી પાછા આવ્યા તે પહેલાં કેટલાક યુવકોએ એક અને અતુલ ગુજરાતની ભાવના સેવેલી. ગુજરાતી ભાષામાં સામર્થ્ય આણવું, ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવું, ગુજરાતના ભૂત ગૌરવનું અન્વેષણ કરવું, તેની વર્તમાન શક્તિનું સંશોધન કરવું, તેની ભાવી મહત્તાનું દર્શન કરવું, ગુજરાતીઓમાં નવો રસ ને ઉલ્લાસ પ્રગટાવવો, એના સંસ્કારની પુનર્ઘટના આરંભવી: આ બધાં એ ભાવનાનાં અંગ હતાં. આ ભાવનાથી પ્રેરાઇ, બાલકોની માફક તેમણે પોતાની શક્તિથી અસાધ્ય એવી મહત્ત્વકાંક્ષા પોષી. એવા કેટલાકોએ ૧૯૨૨માં સંસદ અને 'ગુજરાત' સ્થાપ્યાં.

મહાત્માજીની સર્વદેશીય પ્રવૃત્તિઓએ નવો યુગ પ્રવર્તાવ્યો અને એ ભાવનાની સિદ્ધિ સરલ બનાવી મુકી. ગુજરાતની સચેતન બનેલી પ્રજાના હૈયામા પ્રગટેલી રસ સરિતાના ભગીરથ થવાનુ કામ બહુ સહેલુ થઇ પડયું. અને તે ઉપાડવાનો થોડોક જશ તો '**ગુજરાત**' લઇ શકે.

આજે '**ગુજરાત**'ની એ ભાવના સિદ્ધ થઇ છે. ગુજરાત હીંદમાં-અવનિમાં એક છે, અતુલ છે. ગુજરાત ને મુંબાઇ એ ગયા યુદ્ધના હળદીઘાટ. ગુજરાતમાં ને ગુજરાતની બહાર એના પુત્ર પુત્રીઓએ વીર વીરાંગના પદ પ્રાપ્ત કર્યું છે. ગુજરાતે જગતનાં યુયુત્સોઓને નવી દિશા અને નવી શક્તિ આપ્યાં છે.

આ નવી પ્રજાનાં હૃદયમાં હવેથી શરૂ થતાં '**ગુજરાત**'નો પડઘો પહેલાંની માફક પડશે કે કેમ તે કેમ કહેવાય? જો ન પડે તો ય મને અસંતોષ નથી થવાનો. કોણ કહી શકે કે સફલતા માત્ર સિદ્ધિમાં છે, પ્રયત્નમાં નથી ?

**'ગુજરાત' સચિત્ર માસિક** તરીકે ઑગસ્ટથી નીકળે એવી ગોઠવણ શ્રી. અમૃતલાલ શેઠની સહાનુભૂતિથી કાઠીઆવાડ લીમીટેડ કરી છે. એનું લવાજમ પહેલાંની માફક રૂા. આઠ રાખ્યું છે, અને તે નવેસરથી લેવામાં આવશે. 'ગુજરાત' નું કાર્યવાહન રાણપુરમાં સૌરાષ્ટ્ર ઓફીસમાં રહેશે, અને તંત્રીની ઓફીસ તો ૧૧૧, અસ્પ્લેનેડ, રોડ મુંબાઇમાં જ. શ્રી. ધૂમકેતુ, શ્રી જ્યોતીંદ્ર દવે, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. ધનસુખલાલ, શ્રી. મનહરરામ વગેરે લેખકોએ તેમજ જુના ચિત્રકારોએ પહેલાનાં જેવો જ સહકાર આપવાનું વચન આપ્યું છે—ને અમે બે તો છીએ જ.

કનૈયાલાલ મુનશી.



## ગ્રાહકોને અગત્યનું

૧. **આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે.** ગ્રાહક થવા મરજી ન હોય તેમણે કૃપા કરી ખબર આપવા. પોસ્ટ ઓફીસના નવા નિયમ પ્રમાણે વી. પી. ૩ દિવસથી વધારે રોકાવી શકાતું નથી. માટે વેળાસર છોડાવી લેવા પ્રબંધ કરવો.

જેમના લવાજમો અન્યથા વસુલ થઇ ગયા છે તેમને વી. પી. કરવામાં આવશે નહીં.

**૨. આવતા અંકથી શ્રી. કનૈયાલાલ મુનશીની નવી સામાજિક નવલકથા શરૂ થશે.**

**'સ્નેહ સંભ્રમ'**

અર્વાચીન જીવન અને સંસ્કારની એક કહાણી.

સ્નેહભર હૃદયની મુંઝવણ.

૩. ગયા એપ્રિલ પછી શ્રી. નગીનદાસ ત્રિ. માસ્તરે ત્રૈમાસિક ગુજરાતનો **જન્માષ્ટમી** અંક છપાવેલો; પણ તે પ્રકટ થાય તે પહેલાં તે જેલમાં ગયેલા. તે અંક—હવે જુનો થયો છે છતાં—'ગુજરાત'નું વી. પો. સ્વીકારનાર ગ્રાહકોને ભેટ મોકલવામાં આવશે.

# જીર્ણ મંદિર ને યાત્રાળુ

લેખકો : રા. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સ

તથા

સૌ. લીલા મુનશી, મંત્રી, સાહિત્ય-સંસદ

## (૧)

## રઝળતા યાત્રાળુને

યાત્રાળુ! શા માટે આવ્યો? તને અહીંઆં કોણ લઈ આવ્યું? અવનિ પર ઘણાંએ બીજાં મંદિરો પડ્યાં છે. નિર્દય! તું મારી પાસે ક્યાંથી ભૂલો પડ્યો?

માંડ! મારો ઘુમ્મટ તૂટ્યો છે. મારા ગર્ભદ્વારના સ્તંભો નમી ગયા છે. મારાં પગથીઆંની હારો ખરી ગઈ છે. અરે! મારી ભીંતો પણ તૂટી છે. તેની તરાડોમાં તો પીપળનાં પાન ડોકીયાં કરે છે. જ્યાં નરો નથી ત્યાં વર્ષો થયાં શીત બાઝી રહી છે. મારામાં તે શું જોયું કે તું અહીંઆં આવ્યો? તને આ શું સૂઝ્યું કે મારી સમીપ તું આવ્યો? વર્ષો થયાં અહીંઆં કોઈ શ્રદ્ધાળુ જન ફરક્યું નથી; કોઈના પાદસ્પર્શથી પવિત્ર ધૂળ ઉડી નથી; કોઈના ભક્તિવચનથી નિઃશબ્દતા ભાંગી નથી. મારા અંતરમાં તો ઘોર સમી શાંતિ પ્રસરી રહી છે. હું—નિરાશા—વિનાશની વાટ જોતો ઉભો છું.

ભાઈ! વર્ષો પહેલાં તું કેમ નહીં આવ્યો? ને વખતે મારે પગથીએ મોગરાંના ફૂલ મોહાતાં. મારી ભક્તિ લીલી રેલ ઝુકતી. મારો ઘુમ્મટ સ્તોત્રધ્વનિએ સદાએ ગાજતો. મારા દેવ સદાએ પૂજાતા; ને શ્રદ્ધાવાનને વરદાન આપતા.

યાત્રાળુ! તને દયા નથી! અરે ભાઈ! જરા ધીમે ચડ. મારું હૃદય તારો અપરિચિત ઉત્સાહ જોઈ કંપે છે. શા માટે મારું હૈયું ઉછાળે છે?

ભાઈ! ભાઈ! ત્યારથી પણ ઉત્સાહી પગો આ પગથીએ ચડતા. ત્યારથી પણ વધારે શ્રદ્ધાશીલ અહીંઆં આકર્ષાતાં. રૂપગર્વિતા યુવતિઓનાં રસિક હાસ્યના પડઘા મારા અંતરમાં પડતા. હાય! એ બધાનું તો સ્મરણ કરવું જ રહ્યું છે—અરે! સ્મરણપટ પર પણ છાપી વળી છે. અને હવે તું આવ્યો! જંપીને શા સારુ બેસવા દેતો નથી, ભાઈ? હવે તો અહીંઆં મધ્યરાત્રિનો પવન માત્ર ભયંકર પ્રતિશબ્દ પાડે છે. નિષ્ઠુર ચક્રિકા વર્ષે છે ત્યારે ઉકના આભા-ચાડીઆં મારા બીચારા એકાંત મંડપમાં ભયંકર ને ચંચળ ઓળા પાડે છે, કદાચિત્ પારેવાં—પૂર્વાશ્રમનાં મારાં સ્વજન—પુરાણા શિખરમાં ફફડાટથી પાંખ ફફડાવે છે, ને કોઈક વખત તો અધીરાં શીઆળવાં જીવલેણ નિરાશામય આક્રંદના પડઘા પાડે છે. વર્ષોનાં આ મારાં સહચા

રીઓ છે, તારા જેવાનો સહચાર હવે મને શોભતો નથી. યાત્રાળુ! તું શું કામ આવ્યો!

અરે ભાઈ! તું ચારે તરફ શું જોઈ રહ્યો છે? મને ક્ષોભ થાય છે! શું મારું ભગ્ન ગૌરવ જોઈ હસે છે? શું મારી અધોગતિ જોઈ તને તિરસ્કાર આવે છે? નિર્દય! એમ મા કર. મને હાસ્ય ને તિરસ્કાર બહુ સાલે છે. મને મારી દુઃસહ દશાનું ભાન થાય છે, ને મારો પ્રાણ અકળાઈ ઉઠે છે.

તું આ શું કરે છે? મૂર્ખ! મારા સ્થિર, સુના ઘંટ તરફ શા સારુ વળે છે? અરે ના—એ ઘંટ તો મારા ગર્વનું આભૂષણ હતો. એની રૂપાળી દોર ઉપર મારું અંતર અવલંબતું. એના મધુરા રણકારમાં મારા આત્માનું ઉલ્લાસગાન સંભળાતું. એ વર્ષો થયાં સ્થિર પડ્યો છે, એની દોરી તૂટી ગઈ છે, એને પોતાને પોતાના રણકારનું સ્મરણ નથી.

હાય! હાય! તું ઘંટનાદ કરવા માગે છે? ભાઈ—ઓ ભાઈ, નહીં! જરા તો દયા ખા! આ શું કરે છે? તને ઘંટનાદ કરવો રમતવાત લાગે છે—તારા ઉત્સાહનું એ સ્વાભાવિક પરિણામ છે. પણ મારું શું? મારી અપૂર્વતાના કાલમાં હૃદયે ઉતારેલો નાદ હું હવે કેમ સાંભળી શકીશ? એ નાદમાં મોહ છે, ઉત્સાહ છે, મદ છે, ઘેલછા છે. મારાથી એ હવે સંભળાશે નહીં. એ નાદ વીસરેલા પડઘા જગવશે. એનાથી મારા મનોરથોની ભસ્મમાં સ્ફુરણા આવશે; વિનાશની વાટ જોતો મારો આત્મા ફફડી ઉઠશે; મારું બળેલું હયું ફરીથી બળીને રાખ થશે. ભાઈ! આવું નિર્દય આચરણ શા માટે? તને કેટલું કહું!

અરરર—થયું! ભાઈ, બસ કર! તેં કરેલા રણકારે તો હું ગાજી ઉઠયો છું. તેણે મારા વિરસ અંતરમાં અણચિંતવ્યું માધુર્ય રેલ્યું છે. એથી મારા મૃતપ્રાયઃ સ્મરણદેહમાં નવચેતન જાગ્યું છે. મારી સુકાએલી અશ્રુસરિતાઓના પટમાં નવાં ઝરણાં ઝરવા માંડયાં છે.

(૨)

## દેવમંદિરને

મંદિરરાજ! આટલાં આક્રંદ શાને? રઝળતો યાત્રાળુ તારા વિશ્રામે નહીં આવે તો કયાં જશે?

નિર્જનતાથી તારી ભવ્યતા ઓછી નથી થતી. તારા તુટેલા ઘુમ્મટમાંથી વિરાટ આકાશનાં દર્શન થાય છે. તારા નમેલા સ્તંભો તારી પુરાણતાની પ્રતીતિ કરાવે છે. તારી તુટેલી ભીંતો ને પગથીઆં જગદ્‌વિજયી કાળનો એ તિરસ્કાર કરતાં હોય એવાં લાગે છે. તારી અંતરતડોમાંથી ફુટતાં પીંપળની ડાળે કેટલાએ બાલ વિહગોને આશ્રય આપ્યો છે. આટલો આત્મતિરસ્કાર તે શાને કાજે?

અને દુનીઆથી દૂર ઉભેલા ઓ દેવમંદિર! તને ખબર છે કે હું અહીં કેમ આવ્યો છું? સનાતન સત્ય સમો તું તારા ગૌરવમાં અચલ ઉભો છે, ત્યાં તારા ગર્ભદ્વારમાં ચિંતનમગ્ન પૂજારી સમો એકલો લટકતો ઘંટ વગાડી એ સનાતન સત્યના પડઘા પાડવા અને પામવા. કેટલીએ વાટ જોતી યુવતિઓ પ્રેમીની આંખ દ્વારા પ્રભુનાં દર્શન પામવા અહીં આવી હશે. કેટલાંએ ભકતહૃદયો ભક્તિમાં ગળી જઈ અજરામર પદને તારા ઉંબર આગળ બેસીને જ પામ્યા હશે. કેટલીએ શ્રદ્ધાળુ માતાઓએ બાળકોના હૃદય સંસ્કારી કરવા એમની કાલી ભાષામાં સુંદર સત્યના લ્હાણાં અત્રે આવીને જ કર્યાં હશે. મુત્સદ્દીઓનાં માન, ડારેલા સેવક જેવા મંદિરના બારણા બહાર જ સંતાઈને ઉભાં રહેતાં હશે. તારામાંથી નીકળતા ધૂપની સુવાસને સેરે સાથે સાથે કેટલાએ આત્માઓને

સુવાસિત કરી ઉંચે ચઢાવ્યા હશે. ભૂદેવોના પ્રતાપી વેદોચ્ચારે કેટલાંએ દુઃખીઆરાને ઘડીભર પૃથ્વીથી વેગે પારના દર્શન કરાવ્યાં હશે. શું એ સર્વની કથા તારા ઘંટના રણકાર દ્વારા નહીં કહે ?

જગત જોઈ જોઈને તો થાકી ગયો છું. એના આર્તનાદ સાંભળીને મારા કાન બહેરા થઈ ગયા છે. સુખ અને શાંતિની શોધમાં હું પૃથ્વીને ચારે ખુણે ફરી વળ્યો. પણ મને એ ક્યાંએ ન જડયાં. બાળકના કિલકિલાટમાં વેદનાના ભાસ છે. કૌમારના કાનનમાં ભુલભુલામણીના ભય છે. દંપતિના દિલમાં એકતાના તાર નથી. વૃદ્ધોના અતિ ડહાપણમાં સ્વાર્થની ગંધ આવે છે. મહાલયોની અટારીઓમાં મને દિલનો આરામ ન જડયો. દરિદ્રોના ઝુંપડાના પોકારે મને સોંસરો વીંધી નાંખ્યો. પ્રકૃતિની વિરાટ શક્તિએ મારા અંતરમાં ઉત્પાત મચાવ્યો. હતાશ થઈ તારી અખંડ શાંતિમાંથી પ્રેરણા પામવાનો છેલ્લો પ્રયત્ન કરવા હું આવ્યો છું. ઓ નિશ્ચળ ધ્યાનમાં ચિંતન કરતા યોગીરાજ ! તું જાગ અને મારી બહેર મારતી જતી વૃત્તિઓને જગાડવાનું પુણ્ય તું લે. તારી સમાધિમાંથી તને આમ જગાડવાથી તું ગુસ્સે તો નહીં થાય ને !

બાપુ ! તને ક્યાં ખબર છે કે તારો સહવાસ પામેલી નિર્જીવ વસ્તુઓ મને કેવું અજબ આકર્ષણ કરે છે ! તારા પ્રતિદિનના સાથી શીઆળવાનાં રુદન અને પારેવાંના ફફડાટમાંએ કૈં અનેક સંગીત મને સંભળાય છે. તારા એકાંત ખણ-ખાંચામાં રહી બેસી શીતળ ચંદ્રિકાના અભિસારનાં ફરતા એ ઘુવડોનો એક અનુપમ લહાવ લાગે છે.

વર્ષો સુધી નિઃસ્તબ્ધ રહેલા તારા અંતરમાં તારો ઘંટ દ્વારા તારા ભવ્ય ભૂતકાળનાં સ્મરણ અને પ્રાણ પૂર્ણ કરતા કે ! તારા તિરસ્કારથી મને નિરુત્સાહ ન કરીશ. તારી ભવ્યતાથી મને ગભરાવીશ નહીં.

તારી શાંતિને હું પજુસાડવા નથી આવ્યો. તારી ગંભીરતામાં મારા ગુંજનથી ભંગ નહીં પડે. તારી શાંતિ ને સહવાસમાં મારે તો અદ્વૈત સાધવાં છે.

મારા અધિકારની પૃચ્છા ન કરીશ. મેં દુઃખીઆને દેવમંદિરમાં આશ્રય પામવાનો અધિકાર છે. તારી કરમાએલી વેલો અને તુળસીના ક્યારામાં જલસિંચનનો ગુનો હું કરું ! ત્યારેએ તું અધિકાર પુછશે !

તારા ઘંટના રણકારના પડઘા મંદિરમાંજ નહીં, પણ મારા અંતરમાંએ પડે છે. વીલા પડેલા દેવોમાંએ તેથી ચેતન સ્ફુરતું દેખાય છે. તારા પથ્થરે પથ્થરમાં લખાએલી કે સર્જન-જુની કથાઓમાં સજીવનતા આવે છે. તું હજુ ના પાડશે ?

તને ભય લાગે છે ? તારા ગૌરવની ક્ષતિ થશે એમ તો તને નથી લાગતું ? તારી વિશાળતામાં મુજ સમો એક પ્રવાસી તું સમાવી નહી શકે ?

( ૩ )

યાત્રાળુને

યાત્રાળુ ! તું શું બોલે છે તેનું તને ભાન છે ? તું ખરું કહે છે કે ખોટું ? મારી મશ્કરી કરે છે ? કે બાલ્યાવસ્થાથી મંદિરે મંદિર ભટકી દરેક મંદિરમાં આવાં અભિવચનો બોલવાની ટેવ પડવાથી બોલાઈ જાય છે ? એમ હોય તો ભલે. પળ વાર તો હું છેતરાવા માંગુ છું. તારા શબ્દમાં સત્ય સમાયું છે એમ હું માની લેઉં છું.

પણ ભાઈ ! તું અહીંઆં વાસ કરે તે પહેલાં વિચાર કરજે. હું તો ખંડીએર છું—ને તું નવમંદિરોની મોહકતા પાછળ ભમી ફરનારો

પ્રવાસી છે- નિશ્ચલતા ને સ્વાસ્થ્ય મેં સૈકાઓની સહનશીલતાથી મેળવ્યાં છે—તારે મન જીવન એટલે ચાંચલ્ય તો નથી ? તું અહીંઆં વાસ કરી શું કરશે ? તને અહીંઆં કેમ ફાવશે ?

તું માને છે કે તને ફાવશે—શાંતિ મળશે ? વિચાર કર, અધીરા ! જરા અંતરનાં ઉંડાણનું નિરીક્ષણ કર. આ ક્ષણિક શોખ તો નથી ? આ મોહ માત્ર વૈવિધ્યલાલસાથી તો ઉદ્ભવ્યો નથી ? ઘણી વખત અંધકારમય એકાંતમાં હું મહાલું છું; ઘણી વખત કર્તવ્યપરાણિતા સમા સખત તાપમાં હું તપું છું, ઘણી વખત ભાવના સમી શાંત અને ક્રૂર ચંદ્રિકામાં હું પડી રહું છું; ત્યારે તું કેવો અકળાશે તેની તને ખબર છે ? તું બીજી પળે કંટાળો ખાઇ ઉચાળા ભરશે—ને મારી સ્વાભાવિક નિર્જનતા અને અસ્વાભાવિક લાગી મારા હૈયાના ઘા ફરી વહેશે. એકદમ નિશ્ચય પર ન આવ.

ભાઇ ! તું પુછે છે કે હું તને સમાવી શકીશ ? ખરૂં તો પુછવાનું એ છે કે તું સમાઇ શકશે ? અગણિત શરદો આવી ને ગઇ તે પહેલાં—જ્યારે મારા શિખરના સોને મઢ્યા કલશ ઉગતા રવિનાં કિરણોને પણ સોને મઢતા હોય એવું લાગતું હતું ત્યારે—કોઇ એક આવ્યો હતો. તે તારા જેવો પ્રવાસી ન હતો. પણ તેને તો અલકાપુરીનું જીવન જોઇતું હતું અને મને જોઇ તેણે તારી માફક—અરે તારાથી પણ વધારે માલીકીના હક્કથી— અહીંઆં વાસ કરવાનું નક્કી કર્યું. તારાથી પણ વધારે તેના પગમાં કુદવાનું જોર હતું તારાથી પણ વધારે અચળ તેને મારામાં શ્રદ્ધા હતી. તેણે વાસ કર્યો;—માત્ર થોડાજ દિન—ને કારાવાસનું તેને કહેણ આવ્યું. તેને ઉપાડી લઇ ગયા. યાત્રાળુ ! તે વખતે મને શું થયું તે હું તને કેવી રીતે કહી શકું ? મારે માટે તો સૃષ્ટિ હતી તેવી ફરી થઇ નહીં.

વર્ષો સુધી—કેટલાં તે પણ યાદ નથી—મેં તેણે રચેલો લતામંડપ સાચવી રાખ્યો. દિને દિને તેના ઉલ્લાસભર્યાં પગલાંની વાટ જોઇ. વાટ જોતાં યુગો ગયા—આશામાં ને આશામાં, પણ તે આવ્યો નહીં, યાત્રાળુ ! કોઇ દહાડો કોઇનાં પગલાંની વાટ જોતો તું બેઠો છે ? હૃદયમાં પગરવ સંભળાય, પણ બહાર ન સંભળાય એવી ચિત્તભેદક સ્થિતિ અનુભવી છે ? તારે નશીબે મારી માફક ગર્વ ને સ્વાસ્થ્યમાં ઉભા રહેવાનું સર્જાયું નથી.

તું આવ્યો ત્યારે મને ભ્રમ થયો; ને તારો દોર, તારો ઉછળતો ઉત્સાહ જોઇ ભ્રમ વધ્યો. મારા જીર્ણ કલેવરમાં નવજીવનનો સંચાર થતો હોય તેમ ભાસ્યું. મેં પળ વાર કલ્પનાવિલાસની પરાકાષ્ઠા અનુભવી. પછી તને જોયો. મેં ભ્રમમાંથી બચવા પ્રયત્ન કર્યો. તું શા સારુ એ પ્રયત્ન સફળ થવા નથી દેતો ? ભાઇ ! જ્યાંથી આવ્યો ત્યાં ચાલી જા. તું કહેતો હોય તો માર્ગ બતાવું.

જો ! તું તો પૂજાઘેલો પ્રવાસી છે. તું અહીંઆં રહેશે ને ક્ષણિક ભક્તિની મસ્તીમાં મને ગજાવી મુકશે. જ્યાં શાંતિ છે ત્યાં તું તોફાન મચાવશે. જ્યાં સમાધિસ્થને યોગ્ય નિઃશબ્દતા છે ત્યાં તું નરસિંહ મહેતા સમો પદો લલકારશે. જ્યાંથી રજ પણ ખસી નથી ત્યાં તું પગ ઠોકી ધુળના ગોટા ઉરાડશે મેં તારો સ્વભાવ પારખ્યો છે. તું વાસ કરશે, ધૃષ્ટતાથી, માલીકના હક્કથી; પણ તું અવડ પડેલા પુરાણા મંદિરને પંથી જનના વીસામા સમી ધર્મશાળાની અધોગતિએ તો નહીં પહોંચાડે ?

યાત્રાળુ ! ગુસ્સે થતો નહીં. તારા ગુણના કીર્તન હું કરવા માંગતો નથી. તું સદીઓ પહેલાં અહીં આવ્યો હોત—અહીંઆં વાસ કરી જીવન વીતાવવાનું તારે ને મારે ભાગ્યે લખાયુ

હોત—તો કાશીવિશ્વેશ્વરના મહાલયનાં સૌંદર્ય ને ભવ્યતા મને મળત. પણ મહત્તા, અપૂર્વતા ને સૌંદર્યને અસાધ્ય રાખવાનાં વિધિએ વ્રત લીધાં છે તે તને નથી ખબર? હવે એ સાધવા જવાનાં સ્વપ્નાં પણ ઘેલછાનાં ચિહ્ન હોય એમ લાગે છે.

પથિક! આ અસાધ્યતાનું ભાન થતાં મેં એ ઘેલછા છોડી દીધી હતી, છોડી હતી એમ માની બેઠો હતો. મારી આ ભાંગી તૂટી સ્થિતિમાં હું એકજ આશા રાખી બેઠો હતો, કે કાળપ્રવાહને ડારતો, ભગ્ન છતાં સ્વસ્થ, પુરાણતાની ભવ્યતા સાચવવાના પ્રયત્નો કરતો હું ઉભો રહીશ, અને જ્યારે પડીને ખંડીયેર થઈશ, ત્યારે મારા તુટેલા સ્તંભોની કાલ્પનિક કારીગીરી જેવા કોઈ વીસરાએલી વસ્તુનો ભક્ત આવીને મારે આંગણે ઉભો રહેશે.

ભાઈ! તું વાસ કરશે તો મારી આ આશા પણ નષ્ટ થશે કે શું એવી મને શંકા થાય છે. જો તારા સંસ્કાર માત્ર શોભાનાજ હશે, જો તારી શ્રદ્ધા માત્ર ઉડતા પ્રવાસીની હશે. તો તો તને મારૂં કહેવું નહિ સમજાય. જો મનસ્વી પૂજાને વૈવિધ્યના મોહથી તું મંદિરે મંદિરે ઘંટ નાદ કરવામાં મોજ માનતો હશે, તો તો પળવારમાં તને મારા અવાક મંડપના વાતાવરણનો અણગમો થશે. યાત્રાળુ! જો આમ જરા લાગે તો સ્પષ્ટ કહી દેજે. તને મંદિરો ડગલે ડગલે જડશે—ને મને નિર્જનતાની નવાઈ નથી.

પણ યાત્રાળુ! તને પૂછું? સંકલ્પ ને શ્રદ્ધા તને સહશે? મારાં વ્યોમવિહારી શિખર, દારૂણ નભનો મંડપ ને શારદીભર્યાં ગર્ભદ્વારામાં તને સતેજ બળશે? વેઠવું તો પડશે, હૈયું નિરુત્સાહ થશે. વરસ ત્રાસદાયક બની રહેશે, પણ તપ વિના ફલસિદ્ધિ સાંભળી છે? વિવિધરંગી કાલની કોઈક ભાગ્યશાળી ઘડીએ આપણે નિર્મળ એકતાનતા સાધી શકીશું. ત્યારે તું રઝળતો પ્રવાસી હૃદય અભિલાષી મુનિવરનું પદ પામશે; ને હું જીર્ણું મંદિર પૂજ્યતાના આવાસ સમો દિવ્ય મંદિર બની રહીશ. તું યાત્રાળુનો ક્ષણિક મોહ છોડશે, ને વિનાશની વાટ જોતી હું છોડીશ. અને—અને ભવિષ્યના શ્રદ્ધાળુઓ માન અને ગર્વ છોડી પ્રેરણા શોધવા અહીંઆં આવશે, ને ઉત્સાહભર્યે હૈયે આપણી ભાવનાઓ સાધેલી એકતાનતાથી પવિત્ર થએલી પુણ્યભૂમિના દર્શન કરી કૃતાર્થ થશે.

યાત્રાળુ—રઝળતા યાત્રાળુ! હસવું આવે છે? કે બીજા કોઈ મંદિરનાં વધારે આદરભર્યાં નિમંત્રણો યાદ આવે છે? કે મૂઢ ને જર્જરિત મંદિરની ગાંડી વાતો પર તિરસ્કાર આવે છે? —તો ખુશીથી મારા યાત્રાળુ! સીધાવ ને સુખી થા. જેમ પેલા શ્રદ્ધાળુનાં સ્મરણો સંઘર્યાં, તેમ હું તારાં પણ સંઘરીશ—ને વિનાશની વાટ જોતો ઉભો હતો, તેમ ઉભો રહીશ.

## (૪)
## દેવમંદિરને

મંદિરરાજ! તારે આશ્રયે આવી વસ્યાને ઘણો સમય વીત્યો. તારા ઘંટના રણકાર હૃદયમાં ઉતારતાં ઉતારતાં આજે તો વર્ષોનાં વહાણાં વાયાં. તારી એકલી ભવ્ય નિર્જનતામાં ભાગ પડાવતાં કે તેના એક ભાગરૂપ થતાં તારા અંતરમાં વસવાનો લહાવ દેનારાં વર્ષોની ગણતરી કરવાનું મને કદીયે સાંભર્યું નથી. એ વર્ષોનો આરંભ ક્યારે થયો તેની નોંધ કરવાનું મને સૂઝ્યું નથી. એનો અંત આવવાનો હોય તો તેનો વિચાર કરવાની મને પરવા નથી. સ્મૃતિની સીમાઓથી આપણો સહચાર સાંકડો નથી બનવાનો. વિસ્મૃતિના મહાસાગરમાં એ ડુબીએ નથી જવાનો. અવકાશ સમો એ તો સદા વ્યાપેલો જ રહેશે.

દેવમંદિર! વર્ષો પર તારાં દર્શને હું ભિક્ષુક

હવે પુરી થવા આવી છે. તારે આંગણે ઉગેલી મોગરાની કલિઓના હાર ગુંથી અલકાની મંદારમાલાઓ સમાં તેનાં તોરણ તારે દ્વારે બાંધતા અને શોભા નીરખી રહેતા જીવનની સુભગતા અહીંઆંજ પ્રત્યક્ષ કરી છે. વાયુઓએ આણેલી એકેએક કણમાં અનેક પ્રદેશોના ઇતિહાસની કથાપોથી સમી ધૂલિની આશ્ચર્ય કથનીઓ સંભળતાં બપોરો અહીંઆંજ વીતાવી છે. તારા શિખરના કળશમાંથી પ્રતિવમન પામતી તેજની ધારાઓને ઝીલતાં અંજાઇ જતી આંખોએ અત્રેજ હર્ષાશ્રુઓ વહાવ્યાં છે. તારા ભૂતકાળના પડદા પાછળ જોવાની અને ભવિષ્યના ગર્ભને સ્ફુરવાની શક્તિ મેં અવાક થઇને વિના બોલ્યે પ્રશંસી છે. તે સ્થળ પણ આ જ. તારી ગંભીરતાની પાછળથી અચિંત્યા કુદી પડતા માનવતાના ચમત્કાર વિસ્મિત લોચને જોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરાવનારું તીર્થસ્થળ પણ બીજું એકે નથી.

અને હવે, તું મિત્ર હો, સખી હો, પ્રિયતમ બધુ હો, જે હો તે હો. આજ તારી વિદાય માંગું છું. મૃત્યુએ મને તેડાં મોકલ્યાં છે. તારો યુગોનો સહવાસ છોડીને જતાં મારા પ્રાણ કળું નથી કરતા. તને છેલ્લો નીરખી લેવા દૃષ્ટિએ સ્પર્ધા માંડી છે. તું તો તારી ઉન્નતતા અને દૃઢતાથી કાલને ડારતો યુગોના યુગો સુધી એકલો ને અડોલ ઉભો રહેશે, અને મારા સમા ઘણાં ભુલા પડેલા અને ભટકતા યાત્રાળુઓનો આશ્રયદાતા થશે. તારી એ મહત્તાની હું ઇર્ષ્યા નથી કરતો. તારી મહત્તાને અનુરૂપ તારાં એ કાર્યો છે. પણ તારા ભૂતકાળનાં ઘણાં સ્મરણોની પોથીમાં મારા નામની એક અક્ષર જેટલીએ તું જગા રાખશે, તો હું મને કૃતાર્થ થએલો માનીશ.

પ્રિય મંદિર! આ મારા છેલ્લા પ્રણામ. શબ્દ કંઠમાં અટકી જાય છે, પણ કહેવાનું હજુ પુરુ થતું નથી. દૃષ્ટિમાં ઝાંખ વળે છે, તોએ તને પુરો જોઇ લીધાનો સંતોષ થતો નથી. શરીર જડ થતું જાય છે, પણ તારા પથ્થરનો સ્પર્શ હું હજુએ અનુભવું છું. ગોપીઓને વ્રજ વહાલું હતું તેથી વૈકુંઠ નહોતું જવું. મને મંદિર મુકીને યમરાજાની અજાણી પાંખોમાં જવાનું ગોઠતું નથી. પણ આ આણું તો પાછું નહીં વળે. પ્રિય—મં—દિ—ર ; આ—પ્ર—વા—સી—ના પ્ર—ણા—મ......

## (૫)
## યાત્રાળુને

યાત્રાળુને સવાલનો જવાબ આપવાની ફુરસદ ન મળી—મળી. હા! જવાબમાં મારી વાડીના જંગલી ફુલો ચુંટેલાં તે પાછાં નાંખ્યાં.

શાબાશ યાત્રાળુ! તને પણ આજ શોભે ને મને—આશાના અધિકાર વિના પણ આશા રાખવાની ધૃષ્ટતા કરનારને આજ શિક્ષા ઘટે. તને એમ પણ થયું નહીં કે એ કરમાએલાં ફુલો પણ કોઇ દિવસ કાંઇ સ્મરણ કરાવત? કાંઇ નહીં તો મશ્કરી કરવા તો ચાલત.

જીર્ણ ને જર્જરીત હું—મને તારા સહવાસનો અધિકાર ક્યાંથી હોય? તું જા તારે રસ્તે હું ફરીયાદ કરતો નથી. આક્રંદથી આભ ગજવવામાં મને શોભા જણાતી નથી.

તારે જવું છે? જા. હું મારી એકલતાના વસનમાં લપટાઇ, ઉભો છું તેમ ઉભો રહીશ—વિનાશની વાટ જોતો: शिवास्ते पंथान: सन्तु।




એમાં બે જીવતાં માનવી ભટકે છે. ધૂળ ઉખેડી ઉખેડી ગોતે છે......જોઇ જોઇને બેય માનવી રોવે છે. (પૃ. ૧૭)

# ધુંધળીનાથ અને સિદ્ધનાથ : એક દંતકથા

તે દુ'ની વાતું હાલી આવે છે બાપ ! અરધ સાચી ને અરધ ખોટી. હજાર વરસની જૂનીયું વાતું ! કોણ જાણે છે શી બાબત હશે!

એટલું બોલીને એ બુઢ્ઢા માલધારીએ ચિલમોને ઊંડો મોટ માંડી. એક હજાર વરસ પહેલાંના અક્ષરો વાંચ્યા. થોડુંક હસ્યો. ડાંભને ટેકે ઉભાં ફુંડાં એણે ચલમ સળગાવી. એની ધોળી દાઢીમાંથી ધુમાડા નીતરવા લાગ્યા. ગોરે ગોટા ઉંચા ચડવા લાગ્યા. મ્હોં મલકાવીને એણે કહ્યું કે "હું બંધુ આવું બાપ ! આ ધુમાડા જેવું. અમારી સોરઠમાં તો કૈંક દાદા પીરના ચમત્કાર હાલે છે. પણ હું તો આ ડાંકને ડુંગરે ડાંગનો ટેકો લઇને જ્યારે જ્યારે ચલમ ચેતવું ત્યારે ત્યારે મને તો ધુંધળીનાથ–સિદ્ધનાથની જોડી જીવતી જાગતી લાગે છે. હજાર વરસ તો મારી આંખના એક પલકારા જેટલાં જ બની જાય છે. આ ધુંવાડાની ફૂંક જેવો ધુંધળા-વરણો ધુંધળીનાથ અને આ આગની ઝાળ જેવો હેમવરણો રૂડો સિદ્ધનાથ હાજરાહજૂર લાગે છે.

" વાત તો કહો ! "

" અરે વાત કેવી ! ઇ તો દાદા પીરના ! બે ઘડી અપાસરા ઢાંકીને ડોળાં મારીએં. ચોડીક રાત ખૂટે ! આ તો વેલાંની વાતું. મોઢામોઢ હાલી આવે. એના કાંઇ આંકડા થોડા માંડ્યા છે?"

એટલું બોલતાં એની આંખમાં ચમકારો ફેર ચડતો ગયો. આંખના ખૂણા લાલ ચટક બન્યા અને ડાંગને ટેકે એણે અજવાળી રાતે વાત માંડી :

ધુંધળીનાથનું અસલ નામ તો ધુંધો. જાતનો કોળી. આ વાંસાવડ ટીંબનો રે'તો. ઢૂં પાડિયું એની બાજરના વાડા વાવતો. જનમ કોળીને પેટ, પણ જીવ ધરોવાણો દયાદાનમાં. હિંસા નામ ન કરે. વરસોવરસ બાજરાનાં પડતર વેચીને જાય ગિરનારને મેળે. નાણું હોય એટલું ગરીબ ગુરબાંને ખવરાવી દે. પાછો આવીને બાજર વાવવા માંડે.

ધીર ધીરે તો ધુંધો ને ગિરનાર બેય એકાકાર થાવા માંડ્યા. જેવું ધ્યાન તેવું દિલનું ગજું : જેવું અન્ન તેવો ઓડકાર ! ધુંધાને તો ગિરનારનું જ ધ્યાન રાત ને દિ' લાગી ગયું. એનો આતમો વધવા માંડ્યો. સંસારની મોહ છૂટી ગઇ. બાજરના વાડા ગામને પાસે મેળાવીને એ તો ગિરનારમાં ચાલ્યો ગયો. કોઇક ટૂંક ઉપર બેસીને ધૂણી ધખાવી તપસ્યા આદરી દીધી. એમ બાર વરસે ગિરનારની ગુફાઓમાંથી ગેબના શબ્દ સંભળાણા કે 'ધુંધળીનાથ ! ધુંધળીનાથ ! નવ નાથે બેઠો દસમો નાથ તું ધુંધો.'

"અલખ હો !" શબ્દની સાથે ગુરુ દત્તે ધ્યાન ધર્યું અને નવ નાથોનું સમરણ કર્યું. સમરણ

કરતાં તો યોગસિદ્ધ મછેન્દરનાથ, જલંધરનાથ, ગોરખનાથ, શાંતિનાથ, એવા નવ નાથો ગુરુની સન્મુખ હાજર થઇ ગયા. ગુરૂ બોલ્યા :

"જોગંદરો, આપણી જમાતમાં આજ નવો સિદ્ધ આવ્યો છે. તમે નવ નાથ ભેળો એ દસમો ધુંધળીનાથ તમારી પંગતમાં જગમાં પૂજાશે. મારો આશીર્વાદ છે. તમારી ચલમ-સાફી* એને આપો."

જોગંદરનાથ બધા ભેળા થાય ત્યારે એક સાફીએ ચલમ પીએ. બીજાને ચલમ આપે, પણ સાફી ન આપે. ધુંધળીનાથને ચલમ આપી, સાફી આપતાં નવે સિધ્ધો કચવાણા. ગુરુદેવે કારણ પૂછ્યું. નવ નાથોએ ખુલાસો કર્યો "ગુરૂદેવ, ધુંધો નાથ ખરો, પણ એનું દૂધ હલકું છે. એ હલકું દૂધ કોક દી' એને હાથે કોક કાળો કામો કરાવશે. એટલે ધુંધળીનાથ હજી વધારે તપ કરે, વધારે શુદ્ધિ કરે, પછી અમે સાફી આપીએ."

અને ગુરૂ દત્તનો બોલ પડયો કે "ધુંધળીનાથ ! બાર વરસ બીજાં : આબુમાં જઇ ધૂણી પ્રગટો ! જાવ બાપ ! ચોરાસી સિદ્ધની પંગતમાં તમારી વાટ જોવાશે."

આબુની અવધિ પણ પૂરી થઇ અને તપ કરી ધુંધળીનાથ પાછા ગુરુ પાસે આવ્યા. ફરી ગુરુએ નવ નાથને હાજર કર્યા, અને બધાએ સાથે મળી એક સાફીએ ચલમ પીધી, પણ નવે નાથ અંદરો અંદર કહેવા લાગ્યા કે "આનાથી તપ જીરવાશે નહીં. એ હલકું દૂધ છે. કોક દી' એ ન કરવાનો કામો કરી બેસશે."

તેજની જીવતજ્યોત જેવા ધુંધળીનાથ જગતમાં ઘૂમવા લાગ્યા. ઘૂમતાં ઘૂમતાં ઘૂમતાં અરવલ્લીને ડુંગરે ચિતોડગઢમાં એનું આવવુ થયું.

ચિતોડના રાણાએ ગુરૂને ઝાઝાં માન દીધાં. ગુરૂના ચરણમાં પડીને રાણો રાતે પાણીએ રોયો. રાણાના અભરભર્યા રાજમાં સવા શેર માટીની ખોટ હતી. મરણટાણે બાપની આગ લઇને મોઢા આગળ હાલનારો દીકરો નહોતો.

ધુંધળીનાથે ધ્યાન ધર્યું. રાણાના ભાગ્યમાં એણે બે દીકરા લખેલા વાંચ્યા. પણ એક જોગી ને એક સંસારી. એણે કહ્યું:

"રાણાજી ! બાર વરસે પાછો આવું છું. બે કુંવર તારે ઘેરે રમતા હશે. ગુરૂની આજ્ઞા છે કે એમાંથી એક તારો ને એક મારો. તૈયાર રાખજે. તે દિ આંસુ પાડવા બેસીશ મા. બાર વરસે પાછો આવું છું."

બાર વરસને જાતાં શી વાર ? જટાધારી જોગીએ ચિતોડને પાદર અહાલેક જગાવ્યો એટલે રાજા ને રાણી બેય રાજકુંવરને આંગળીએ લઇ બહાર નીકળ્યાં. એમાંથી એક ઘરાણે લૂગડે ભાંગી પડતો, અને બીજો મેલે-ઘેલે પહેરવેશે. રાજારાણી કૂડ કરીને તેજીલો દીકરો રાખવા માગતા હતા. પણ તેજની વિભૂતિ કાંઇ મેલે લૂગડે ઢાંકી રહે ? ને એય તે ધુંધળીનાથની નજર બહાર રહે ? મેલા-ઘેલાને જોગીએ ઉપાડી લીધો. બાર વરસનો બાળકો દોટ દઇને ગુરૂને કાંડે બાઝી પડ્યો. માતપિતા નજરે દેખે તેમ એ બાર વરસના બાળકને માથું મુંડાવી ભગવાં પહેરાવ્યાં. ભભૂત ભરી. ચાલી નીકળ્યા. રાજારાણી ખોબો ખોબો આંસુ પાડતાં ચિતોડગઢ પાછાં વળ્યાં.

૨

ધુંધળીનાથે ચેલાને સિદ્ધનાથ કરી થાપ્યો. એના કાનમાં ગુરૂ-મંત્ર ફૂંકયો અને

*ગાંજો પીવા માટે ચલમની સાથે લુગડાનો ટુકડો રાખવામાં આવે છે તેને 'સાફી' કહે છે.

ભેખના પાઠ ભણાવતા ભણાવતા પાંચ વરસે આ આપણે ઊભા છીએ ત્યાં આવી પહોંચ્યા. આ ઠાંક તે દિ' નહોતું. આંહી તો પ્રેહ-પાટણ નગરી હતી. ચેલાઓને ગુરુએ કહ્યું : "બાપ ! હું આ ડુંગરામાં બાર વરસની સમાધિ લગાવું છું. તમે સૌ ઘરોઘર ઝોળી ફેરવીને આંહી સદાવ્રત માંડજો ભૂખ્યાં દુઃખ્યાં અને અપંગોને પોતાનાં ગણી પાળજો. મારી તપસ્યામાં પુણ્યાઈ પૂરજો." એમ બોલીને ધુંધળીનાથે આસન વાળ્યું.

વાંસેથી ચેલાઓની કેવી ગતિ થઈ ગઈ ! નગરીમાં ઝોળી ફેરવે પણ કોઈએ ચપટી લોટ ન દીધો. દયામાયાનો છાંટો ય ન મળે એવાં કાંક વસમાં'તાં. પણ સત્તર અઢાર વરસનો સિદ્ધનાથ તો રાજનું બીજ હતો. સમજુ હતો. એણે અકેકા ચેલાને અકેકો કુહાડો પકડાવીને કહ્યું કે પહાડમાંથી લાકડાં વાઢી, નગરમાં જઈ ભારીઓ વેચો અને આપમહેનતથી ઉદર ભરો ! જોગીનો ધર્મ હરામનું ખાવાનો ન હોય. કોઠામાં ઠરે નહિ. જાઓ જંગલમાં.

બીજે દિ, ત્રીજે દિ, અને ચોથે દિ થાતાં તો કુહાડા મેલીમેલીને બધા ચેલાએ મારગ માપ્યા. બાકી રહ્યો એક બાળો સિદ્ધનાથ. રાણીકુળનું બીજ, એમાં ફેર ન પડે. પ્રભાતને પહોર પ્રાગડના દોરા ફૂટ્યા પહેલાં તો આશ્રમને વાળી ચોળી, ઝાડવાંને પાણી પાઈ, સિદ્ધનાથ વનમાં ઊપડી જાય. સાંજે બળતણની ભારી બાંધી શહેરમાં વેચી આવે. નાણું નહિ જેવું નીપજે. તેનો લોટ લે છે આખા ગામમાં એક જ ડોશી એવી નીકળી કે જે એને રોટલો ઘડી આપે. એ હતી કુંભારની ડોશી. અઢાર વરસના સુંવાળા રૂપાળા બાળાજોગીને જોઈ ડોશી લળી લળી હેત ઢોળે છે.

આમ બાર વરસ સુધી બાળ સિદ્ધનાથે ભારી ઉપાડી સદાવ્રત ચલાવ્યાં. માથું છોલાઈને જીવાત પડી. સુંવાળી કાયા ખરીને ! કેટલુંક સહેવાય ! દુઃખ તો ચિતોડની મહેલાતમાં કોઈ દિવસ દીઠું નહોતું. અને આંહી એના એકલાના ઉપર જ ભાર આવી પડ્યો. સિદ્ધ-નાથ મુંગો મુંગો આ પીડ વેઠતો જગતની સેવા કર્યે ગયો. બાર વરસે ધુંધળીનાથનું ધ્યાન પૂરું થયું. આંખો ઉઘાડીને ગુરુએ આશ્રમ નિરખ્યો. આટલા બધા ચેલકાઓમાંથી એક સિદ્ધનાથને જ હાજર દેખ્યો. પૂછ્યું : બીજા બધા ક્યાં છે ? ચતુર સિદ્ધનાથે મોઢું પેટ રાખીને ખોટો જવાબ વાળ્યો. ગુરુને પટાવી લીધા.

ઘણા વરસનો થાક્યો સિદ્ધનાથ તે દિવસ બપોરે ઝાડવાંને છાંયડે જંપી ગયો છે. શીળા વાયરાની લે'રે લે'રે એની ઉજાગરાભરી આંખો મળી ગઈ છે. ગુરુજી ચેલાનાં અઢળક રૂપ નિરખી રહ્યા છે. શિષ્યના રૂડા ભેખ ઉપર અંતર હલવાય છે. તે વખતે સિદ્ધનાથે પડખું ફેરવ્યું. માથા ઉપરનું ઓઢણું સરી પડ્યું. માથે એક માખી બેઠી. ગુરુને વહેમ આવ્યો. પાસે જઈને જોયું. માથામાં ખોબો મોઢું સમાય એવડું ઘારૂ પડ્યું છે. ગંધ વછૂટે છે.

ગુરુએ ચેલાને જગાડ્યો. પૂછ્યું "આ શું થયું બચ્ચા ?"

"કાંઈ નહિ બાપુ ! ગૂમડું થયું છે." સમદરપેટા સિદ્ધનાથે સાચું ન કહ્યું.

"સિદ્ધનાથ !" ગુરુની ભ્રુકુટી ચડી. "જોગ પહેર્યો છે એ ભૂલીશ મા. અસત્યથી તારી જીભ તૂટી પડશે. બોલ સાચું, ગુરુદ્રોહ છે."

સિદ્ધનાથ ધીરો રહીને વાત કહેતો ગયો. જેમ જેમ ધુંધળીનાથની આંખમાંથી ધુમાડા છૂટતા ગયા. તપસીનું અંતર ખદખદી ઊઠ્યું. અડતાલીસ વરસની તપસ્યાનો ઠમરો સળગીને ભડકા નાખતો હોય તેવું રૂપ બંધાઈ ગયું.

હૈયાંમાંથી હાય ! હાય ! હાય ! એમ હાહાકાર નીકળી આંભને અડવા માંડ્યા : "અરે હાય હાય ! જગતના માનવી ! દયા પરવારી રહ્યાં ! મારો બાળો સિદ્ધનાથ માથાની મુંડમાં કીડા પડે ત્યાં સુધી એ બારીયું ખેંચે. અરે મારી તપસ્યા ! ભડકે બડકે પ્રલેકાર મચાવી . હઉં ! મારે તપસ્યાને શું કરવી છે ! સિદ્ધનાથ ! બચ્ચા ! દોડ, ઓલી કુંભારણને ચેતાવ. માંડે ભાગવા. પાછું વાળીને ન જોવે હો ! આજ હું પ્રેહ-પાટણને પલટાવું છું."

એટલું કહેતાં તો આશ્રમ કાંપ્યા. ઝાડવાં ધૂણ્યાં. અને ત્રાહિ ! ત્રાહિ ! પોકારતો સિદ્ધનાથ હાથ જોડીને કરગરે છે કે "ગુરૂદેવ ! ગુરૂદેવ ! તપસ્યાનાં પૂણ્ય એમ નથી ખોવાં. અરે બાપુ ! માનવીઓ તો બધાંય માટીનાં. એના પેટ છીછરાં જ હોય. એની સામું ન જોવાય. આપણા ભેખ સામે જુઓ. ગઝબ કરો મા ! કરોડોની હત્યા, નિસાપા, કલ્પાંત, કેમ જોયાં ને સાંભળ્યાં જાશે ગુરૂદેવ ?"

પણ ગુરૂ વાર્યા ન રહ્યા. તપસ્યાને મંડ્યા હોમવા. હાથમાં ખપ્પર ઉપાડ્યું. ધરતી રોતી હોય એવું ધીરૂં ધણેણવા લાગી. ડુંગરા ડોલ્યા. દિશાના પડદા ફાડીને પવન વછૂટવા લાગ્યા. છેલ્લી વાર ગુરૂએ કહ્યું "સિદ્ધનાથ ! હવે કમાન-માંથી તીર છૂટે છે. દોડ, દોડ, કુંભારણને ચેતાવ. માંડે ભાગવા. પાછું ફરીને ન જુવે. નહિ તો સૂકા ભેળાં એ લીલાંય બળશે, બચ્ચા !"

સિદ્ધનાથે દોટ દીધી. પોતાને રોજ રોટલા ઘડી દેનારી માડીને ચેતાવી. છોકરાને આંગળીએ લઇ ડોસી ભાગેછે, અને આંહી પાછળ ધુંધવા-એલો ધુંધળીનાથ હાથમાં ખપ્પર ઉપાડી પોતાની તમામ તપસ્યાને પોકારેછે કે

ઓ મૈયા ! પટ્ટણ સો દટ્ટણ: માયા સો મિટ્ટી:

એમ પોકારીને ખપ્પર ઉંધું વાળ્યું. વાળતાં જ વાયરા વછૂટ્યા. આંધી ચડી. વાદળાં તૂટી પડ્યાં. મોટા પહાડ મૂળમાંથી ઉપડી ઉપડી ઉંધા પટકાણા. પ્રેહપાટણ નગરી જીવત જાગત પૃથ્વીના પેટાળમાં દટાઇ ગઇ. એક પ્રેહપાટણ નહિ, પણ એવાં ચોરાસી પાટણ તે દિ' ધુંધળી-નાથે પોતાના ખપ્પર હેઠ ઢાંક્યાં. અને એવા મહાકંપમાં માયા તમામ મટ્ટી બનીને ગારદ થઇ ગઇ.

કુંભારણ જાતી હતી ભાગતી, પણ સીમાડે જાતાં એની ધીરજ ખૂટી. પ્રલયની ચીસો સાંભળીને એણે પાછળ જોયું. મા ને છોકરાં ત્યાં ને ત્યાં પાણા બની ગયાં. એ હજી ઉભાં ! ઢાંકને સીમાડે.

આવું મહાપાપ કરનાર એ નાથને માટે આબુ અને ગિરનાર માથે પણ હાહાકાર બોલી ગયો. નવ નાથ અને ચોરાસી સિધ્ધોએ અવાજ દીધો કે 'આજથી એની ચલમસાથી બંધ કરો ! બંધ કરો !' કૈંક વર્ષોની કમાણી વેચીને ધુંધળીનાથ સમાધિમાં બેઠો. સિદ્ધિઓ વિના એનો એ રાંક ધુંધો કોળી થઇ ગયો. બાઇ ! ગમે તેવો તોય કોળીનું દૂધ ના !"

૩

આંહી બાળા જોગી સિદ્ધનાથનું શું બન્યું ? ડુંગરે ઉભીને એણે પ્રેહ-પાટણ દટાતું દીઠું. દટ્ટણ પૂરૂં થયા પછી એનો જીવ જંપ્યો નહિ. કગુરૂએ કરેલા કાળા કામનું પ્રાછત શી રીતે થાય એ વિચારે એને ત્યાંથી ખસવા દીધો નહિ. અરેરે ! ઘડી પહેલાં જ્યાં હજારો નરનારી ને નાનાં છોકરાં કિલ્લોલ કરતાં હતાં ત્યાં અત્યારે કોઇ હોંકારો દેવા પણ હાજર નહિ ? હું સિદ્ધનાથ : ગુરૂએ ઉથાપ્યું તે હું થાપું તો જ મારી સિદ્ધિ સાચી. કોઇક આ નગરીનો અધિકારી આવશે,

હું વાટ જોઈશ. મારાં તપ સંઘરીશ. એવું વિચારીને એ કંકુવરણા બાળાજોગીએ આસન બીડ્યું. નાશ થયેલા એ થાનક ઉપર એના નેત્રની અમૃતધારાઓ છંટાવા લાગી. બળેલું હતું તે બધું એના પુન્યને નીરે ફગવા લાગ્યું.

એક દિવસ સાંજ નમતી હતી. ઓછાયા લાંબા થતા હતા. પ્રેહપાટણનું ખંડેર ખાવા ધાતું હતું. એમાં બે જીવતાં માનવી બટકે છે. ધૂળ ઉખેળી ઉખેળી ગોતે છે. અંદર ઉંધા વળી ગયેલાં પાણીઆરાં, બારશાખ, ને મિટ્ટી થઈ ગયેલ ધાનનાં વાસણો નિરખે છે. માને ધાવતાં બચ્ચાંની માટી એમ ને એમ જામી ગયેલી જુવે છે. જોઈજોઈને બેય માનવી રોવે છે. જોગી સિદ્ધનાથે બેયને જોયાં. બોલાવ્યાં, પૂછ્યું, "કોણ છો ?"

"આ અભાગી નગરીની હું રાજરાણી, ને આ મારો બેટો નાગાર્જુન જેઠવો."

"કેમ કરીને બચી નીકળ્યાં ?"

"રાજાથી રીસામણે હું મારે પિયર તળાજે ગયેલી. કુંવર મારી ભેળો હતો."

"બચ્ચા નાગાર્જુન ! હું તારી જ વાટ જોતો હતો. તું આવ્યો બાપ ? મારી દુવા છે તને કે

જેસો લંકેશ તેસો ઢંકેશ
ફેરામન માર વસાવ દેશ!

જેવો લંકાનો સ્વામી રાવણ હતો, તેવો જ તું આ ઢંક (ઢંકાએલી નગરી)નો સ્વામી બનીશ. તારી ઢંક (ઢાંક) લંકાનગરીની તોલે આવશે. માટે બેટા ! ફરીવાર માંડી આપણે નગર વસાવીએ."

ઢંકાએલા પ્રેહપાટણને ઠામે નવું ઢાંક નગર બાંધવા લાગ્યા. ઢાંકે તો બીજાં નગરને પોતાની રિદ્ધિસિદ્ધિમાં ઢાંકી દીધાં. સિદ્ધનાથે પોતાની કરણીને જોરે વસ્તીની વેલ ઝૂલાવી મૂકી. નાગાર્જુન બેટો અને સિદ્ધનાથ ગુરુ : બે જણાની જોડીએ એ બળેલી વાડીને સજીવન કરી. ઓલ્યો ય જોગી. આ ય જોગી: પણ બેમાં કેટલું અંતર ! ગુરુના મહાપાપના દેવલા દઈ બરતો બરતો જુવાન જોગી રાજી થાતો હતો. પોતાનું કર્યું એને લેખે લાગતું હતું. દુનિયામાં સંહાર સે'લ છે. સરજવું દોહ્યલું છે બાપ ! સિદ્ધનાથે સરજી જાણ્યું.

પણ કાળ આવવો છે ને ! એક દિવસ નાગાર્જુન જોડે આવીને હાથ જોડ્યા.

"કેમ બચ્ચા !" જોગીએ પૂછ્યું.

"ગુરુદેવ ! એક જ બાબત બાકી રહે છે.

"શી ?"

"આપે કહેલું 'જેસો લંકેશ તેસો ઢંકેશ !'"

"હા."

"તો બસ, મારી ઢાંક લંકા સરખી સોનાની બની જાય એટલું કરી આપો."

"નાગાર્જુન !" ગુરુએ નિસાસો નાખ્યો, "એવો અરથ લીધો ! આ સમૃદ્ધિ ઓછી લાગી તે સોને લોભાણો રાજા !"

"આપનું વેણ છે."

"વેણ વેણ સાચું કરવું છે ?"

"હા."

"તો પછી ઢાંકની ગતિ પૂરેપૂરી લંકા સરખી સમજજે રાજા ! સોનાની લંકા રોળાણી હતી."

"ફિકર નહિ."

"તને ભાગ્ય ભુલાવે છે રાજા ! પણ ખેર, હવે પૂરું કરીશ. નાગાર્જુન ! ઉગમણું મુંગીપુર પાટણ છે. ત્યાંનો રાજા શારવાણ (શાલિવાહન) જોતિષ : એને ઘેર સોનદેવી સતી : એ જોગમાયા આવીને જેટલી ગાર કરે, એટલું સોનું થઈ જાય. બોલાવું ?"

"બોલાવો"

"અધરમ નહિ કર્યં ને ?"

"માજણી બે'ન માનીશ."

"શાલવાહન સાથે વેર પાલવશે ?"

"હે ગુરૂદેવ ! હું નાગાજણ : હું જોઠવો. ઝૂઝી જાણું છું."

"રાજા ! તારા ભેળો હું પણ કાં તરૂં છું, કાં બૂડું છું."

પછી તો સિદ્ધનાથે તપોબળ છોડયાં. મુંગીપૂરને મ્હેલેથી સતી સોનરાણીનો પલંગ ઢાંકને ગઢે ઉતાર્યો. સતી જાગી. જોગી આઘેરો ઉભો રહ્યો. નાગજણે હાથ જોડયા : "બેન, મને તારો માજણ્યો ભાઇ માનજે. અધરમ કાજે નથી આણી તને. મારી ઢાંક સોનાની કરવી છે. તુ જોગમાયાને હાથે જરા પોતું ફેરવાવવું છે. મારે કોટકાંગરે તારા હાથ ફેરવ બાપ !"

રોજ બોલાવે. રોજ ઓળાપો કરાવે. પાછી પહોંચાડે. છેલ્લે દિવસે નાગાજણ હાથ જોડી ઉભો રહ્યો : "બેન ! કાંઇક કાપડાની કોર માગી લે."

"ટાણે માગીશ, ભાઇ !"

કહીને રાણી ચાલી ગઇ. આખી વાત રાજા શાલિવાહનને કહી. રાજા રૂઠયો. રૂઠેલા રાજાએ સોરઠની ભોમ ઉપર સેન હાંકયાં. કોઇ કહે કે એ તો શાલિવાહન : એટલે કે શાળને દાણે દાણે અક્કેક ઘોડેસવાર ઉઠે એવો મંત્ર જાણનારો. કોથળા ને કોથળા શાળ ભરીને રાજા નાગાજણને દંડવા હાલ્યો આવે છે.

આંહી તો ઢાંક લંકા જેવી ઝગારા કરે છે. છત્રીસ છત્રીસ તો એના કનક–કોટ શોભે છે. ગુરૂ સિદ્ધનાથ એ અક્કેક કોઠા ઉપર નાગાજણને લઇને ચડતો ગયો. ચડીચડીને એણે આગમ ભાખ્યાં. જુગજુગની ભવિષ્ય–વાણી કાઢી. કયારે શું શું બનશે, જેઠવા કુળની કેવી કેવી ચડતી પડતી થાશે એના કાળલેખ ઉકેલીઉકેલીને સિદ્ધનાથે કહી સંભળાવ્યા. પછી રજા માગી :

"નાગાજણ ! હવે મને રજા દે બચ્ચા ! ગુરૂએ મારે કારણે મહાપાપ આદર્યું. એણે તપ વેચીને હત્યા બોલાવી. એ બધા મેલ ધોઇને હું હવે મારે મારગે જાઉં છું. અમારા પંથ અઘોર છે બાપ ! તારી સન્મતિ થાજો ! તારો કાળ ચાલ્યો આવે છે. પણ તું સતનો પંથ ચૂકીશ મા ! બાકી તો તેં છવી જાણ્યું. તને મોતનો ભો શો રહ્યો છે !"

જુવાન સિદ્ધનાથ મારગે પડ્યા. એક તો ક્ષત્રિ ને વળી ચિતોડગઢનુ કુળ : તેમાં ભળ્યાં જોગનાં તેજ : વીરભદ્ર જેવો એ મહાજતિ મોકળી લટે અહાલેક ! અહાલેક ! બોલતો, દુનિયાને જગાડતો, કોઇ ગુફામાં ચાલ્યો ગયો.

નાગાજણનો કાળ નજીક ને નજીક આવતો જાય છે. શાલિવાહનની સમશેરો ઝબકે છે. કનક–કોટ પર ચડીને રાજા જોઇ રહ્યો કે મોતનો દૂત ઢૂકડો છે. કોટના દરવાજા ભીડીને રાજા મરણીઓ થઇ બેસી રહ્યો.

શાલિવાહનની ફોજે ઢાંક ફરતા ડેરા તંબુ તાણી લીધા. કોટ ઉપર મારો ચલાવવા માંડયો. પણ જોગીનો દીધેલ ગઢ તૂટતો નથી.

" કોઇ જઇને નાગાજણનું મસ્તક લાવી આપે ? હું એ એક માથું લઇને પાછો જાઉં. " શાલિવાહન રાજાએ સાદ પડાવ્યો.

એક ચારણને કુમત્ય સૂઝી. એણે હાકારો દીધો. ચારણ ઢાંક નગરમાં ચાલ્યો. આગલા સમયમાં તો ચાહે તેવી લડાઇઓ ચાલતી હોય તો ય ચારણ ફકીર કે સાધુને કોઇ અટકાવતું નહોતું. ચારણ શત્રુ પક્ષનો, તો પણ એ તો

ચારણ. એનો એવો બારોનો. બારોએ જઈને દરવાને ચારણને નગરમાં આવવા દીધો.

અને કાળમુખા ચારણે જઈને નાગાર્જુનના દમોંદીને જગાડ્યો. "ચાલી જા. ચોગઠ રમીએ. દાવમાં પોતપોતાના રાજાનું માથું મેલીએ."

તે દિવસ તો બાપ! રાજાનાં માથાં અને માન પણ ચારણને જ હાથ સચવાતાં હતાં ને! ફર્નીઆ દમોંદીએ ચોપાટમાં નાગાર્જુનનું શિર માંડ્યું. શાલિવાહનના કૂડિયા ચારણે દગાના પાસા ઢાળ્યા, મનમાન્યા દાવ આવ્યા, જીત્યો, મારી મૂક્યો. કહે કે "લાવ તારા રાજાનું માથું."

દમોંદી તો શું બોલે! સમજીને જાય! પણ નાગાર્જુનને કાને વાત પહોંચી. અને એ સક-કારી ઊઠ્યો "અરે, મારો દમોંદી! એનાં વેણ માટે તો મારી આંટ જાશે. હજારો લાખો વચ્ચે પ એનું પાણી ન મરે. એના ખોળામાં હવે માથું મેલીને નિર્ભય બની સૂઈ જાઉં. બોલાવો એ ચારણને."

દમોંદી કાંપતે પગે, નીચી મૂંડી ઢાળીને રાજાની પાસે આવી ઊભો રહ્યો. પણ નાગાર્જુનની આંખમાં એવું ન દેખ્યો કોઈ કે જ્યાં ફિકર ન દીઠો ઉદ્વેગ. એના હોઠ તો ચારણ સામું મરક મરક હસતા હતા. એની પછવાડે પછવાડે શાલિવાહન રાજાનો ચારણ પણ આવી ઊભો. સોનાની થાળી મગાવી રાજાએ ચારણના હાથમાં દીધી. "આજ મને રૂડો ફરી દેખાડ્યો, ચારણ, તું મારું માથું હોડમાં હાર્યો ન હોત તો હું મરદ બારો ન નીકળત અને જગત મારું જુદ્ધ જોવા ન પામત. અને હવે," દુશ્મન રાજાના દમોંદી તરફ નજર કરી નાગાર્જુન બોલ્યો, "હવે તો આ માથા વગરનું ધડ ઉત્પાત માંડશે. ચારણ, આ માથું લઈ જઈને તારા રાજાને આપજે અને સૂઝજે, અને તારી જેમ માથાં રાણીઓને. મારી બેનને કહેજે કે ભાઈનું જુદ્ધ જોવા બહાર નીકળે."

એટલું બોલીને નાગાર્જુને તરવારનો ઘમરકો દીધો. માથું જઈ પડ્યું થાળીમાં સામે દમોંદીએ દુશ્મનના ચારણને દીધું. ચારણે દોટ દીધી. દરવાજા બહાર નીકળી ગયો.

આહી નાગાર્જુનનું કબંધ (ધડ) ઊઠ્યું. બે હાથમાં બે સમશેર લીધી. અને મસ્તક વિના માર્ગે ચાલ્યું. ઉપર રમતની રીત્યો ફૂટતી આવે છે : જાણે રાની ફગણીઉં રમે છે. અને છાતીએ જાણે બે આંખો ફૂટી છે.

વીર ચાલ્યો. તલવારો વીંઝી શાલિવાહનના સૈન્યમાં ચાટક્યો. ઘૂમવા લાગ્યો. શત્રુઓનાં માથાં ઉડાવા લાગ્યાં. સૈન્ય ભાગ્યું. રાજા ભાગ્યો. પાછળ કબંધે દોટ દીધી. શાલિવાહનનો કાળ આવી પહોંચ્યો. ઉગાર નહોતો.

એવી આવીને સગી બેન રાણી નીકળી. રસ્તો રોકીને આડી ઊભી રહી. પાઘડ પાથરી. તલવાર વીંઝતું કબંધ જાણે બહેનને દીઠી હોય તેમ થંભી ગયું. તલવાર હાળી દીધી. અને હાથ જાણે કંઈક આપવા જતો હોય તેમ ઊંચો થયો. જાણે કબંધ પૂછે કે "બેન, માગી લે!"

"વીરા મારા! તેં કિ એવું દીધું'તું કે કાપડાની કોર આપીશ. આજ માગું છું, કે મારા ચૂડાને હાર્યે તારાં શૂરાતન સમાવી લે બાપ!"

શબ્દ સાંભળીને ધડ ટાઢું પડ્યું. સમશેરો ભોંય પર મેલી. પોતે ઢળી ગયું.

હજારો લાશો રગદોળાઈ રહી હતી. એવા એ રણુવગડામાં સમી સાંજે ગુરુ સિદ્ધનાથ દેખાયા. અને નાગાર્જુનના શબ પાસે બેસી ઓગંદરે આંસુડાં




નલિની:—(કાગળ કાઢીને) જો આ કેવું છાપ્યું છે? (પૃ. ૨૨)

# ન્યાય

લેખક : રા. પુરુષોત્તમ ત્રિકમદાસ

## અંક પહેલો

[ શેઠ મંગળદાસના ગ્રીકરોડ પર આવેલા બંગલાનું દીવાનખાનું. ખંડ મોટો છે. ડાબી અને જમણી બાજુની દીવાલમાં બે બારણાં છે. પાછળના ભાગમાં પણ એક મોટું બારણું. પાછળના બારણાંમાંથી બહારના વરંડા પર થઈને બગીચામાં જવાનો રસ્તો છે. બધાં બારણાં પર પડદા ટાંગેલા છે. બારણાં ખુલ્લાં છે. દીવાલો પર નાનાં મોટાં વોટર કલરનાં ચિત્રો ટાંગેલાં છે. એક મોટું ઓઈલ પેઈન્ટ મંગળદાસ શેઠની સ્વ. પત્નીનું દેખાય છે. ખુણાઓમાં નાના કબાટો અને કબાટો પર વાઝ. ડાબી બાજુ દીવાલ પાસે સરસ રેડીઓ સેટ. જમીન પર કીમતી ગાલીચો બીછાવેલો છે. અને ફરનીચરમાં બે ચેસ્ટરફીલ્ડ કોચ અને ચાર ખુરશીઓ. કોચ અને ખુરશીઓ પર જાતજાતના રંગીન સુશોભિત તકીઆ મૂકેલા છે. તે ઉપરાંત બે ટીપાઈઓ કોચ અને ખુરસીઓ વચ્ચે મૂકેલી દેખાય છે. જમણી બાજુ પર એક નાનું ટેબલ અને ખુરસી. ખુરસી પર નલિની બેસીને ટેબલ પર મૂકેલા ટાઇપ રાઇટર પર ટાઇપ કરે છે. નલિની વીસેક વરસની અને રૂપાળી છે. તેણે રેશમી સાડી અને રેશમી બ્લાઉઝ પહેરેલાં છે. પગે ઉંચી એડીના બૂટ છે. અર્ધી મીનીટ પછી રમણ પાછળનાં બારણાંમાંથી દાખલ થઈ નલિની પાસે જઈ ઉભો રહે છે. રમણ પચીસેક વર્ષનો, સાધારણ કદનો, દેખાવડો અને ક્લીન શેવન છે. તેણે લાંબો ડગલો ધોતીઉં અને ચંપલ પહેર્યાં છે. ]

રમણ—આ શું ચલાવ્યું !

નલિની—(ઊંચું જોઈને) ટાઇપ કરતાં શું તને જ આવડે છે !

રમણ—પણ તું ટાઇપ કરતાં શીખી જઈશ તો મારી નોકરી જશે તેનું શું !

નલિની—બાપાજી તને રજા આપશે તો હું પણ સાથે આવીશ તો.

રમણ—મારે જ ખાવાના વાંધા પડશે

નલિની—બીજી નોકરીઓ ઘણી મળી રહેશે. અને તને નહીં તો મને તો જરૂર જ મળશે.

રમણ—આમ નોકરીઓ રસ્તામાં પડી છે !

નલિની—એ પેલું ટાઇમ્સ લઈ આવ (ખુરસી તરફ બતાવે છે) એડવરટીઝમેન્ટ કોલમ કાઢ.

રમણ—કાઢી.

છાપું રમણ પાસેથી લઇને વાંચવા માંડે છે) Wanted a smart lady typist. Must be young and efficient. (ચાલાક સ્ત્રી ટાઇપીસ્ટ જોઇએ છીએ. જુવાન અને પ્રવીણ હોવી જોઇએ.) અને આવી જ આ બીજી, અને ત્રીજી અને ચોથી જાહેર ખબર. (રમણ હસે છે.) એમાં હસવાનું શું છે? મારૂંજ વર્ણન કોઇએ આપ્યું હોય એમ નથી લાગતું?

રમણ—બીજું બધું તો ઠીક પણ efficient (પ્રવીણ) નું શું?

નલિની—એટલે જાણે તમે પુરૂષોએ જ ઇજારો લીધો છે? (ટાઇપ રાઇટરના રોલર પરથી કાગળ કાઢીને) જો આ કેવું છાપ્યું છે?

રમણ—(કાગળ લઇને) ઉતાવળમાં અક્ષરો એક બીજાની પાછળ એટલા તો જોરથી દોડેછે કે ઉભા રહે તો વાંચી શકાય.

નલિની—(કાગળ છીનવીને) એ તો તારી અદેખાઇ. (ઉભી થાય છે)

રમણ—લાવ ફરીથી પ્રયત્ન કરી જોઉં, હવે થાક્યા હશે.

નલિની—નહીં આપું

રમણ—આટલી બધી રીસ lady typist માટે સારી નહીં. (હાથ લાંબો કરે છે. નલિની ફરીથી કાગળ આપેછે My deut હં. Dear ની નવી જોડણી Ramkeon એ શું? મારા નામની જોડણી R-a-m-a-n છે.

નલિની—એટલે જાણે તને જ કાગળ લખવા બેઠી હોઇશ. રખે મનમાં ખાંડ ખાતો (રમણ આગળ વાંચે તે પહેલાં ફરીથી કાગળ છીનવી લે છે.) બસ થયું.

રમણ—પણ આજે આટલો બધો ભપકો શાનો કર્યો છે?

નલિની—(બેસીને) Guess. (ધાર)

રમણ—સીનેમામાં જવું છે?

નલિની—ના.

રમણ—પાર્ટીમાં જવું હશે.

નલિની—એક વધારે Guess અને ખોટી પડશે તો એક લપડાક ખાવી પડશે.

રમણ—(ગાલ ઉપર હાથ ફેરવતો) કોઇ આવવાનું હશે. (નલિની વિચાર કરવાનો ઢોંગ કરે છે) શાનો વિચાર કરે છે?

નલિની—તને લપડાક લગાવવી કે નહીં તેનો.

રમણ—કેમ?

નલિની—કોઇ આવવાનું છે એ ખરૂં પણ કોણ આવવાનું છે તે કહી શકે તો લપડાકમાંથી બચી જઇશ.

રમણ—કેટલી guesses (ધારણ)?

નલિની—બે

રમણ—ઇંદુમતી? (નલિની ડોકું ધુણાવી ના કહે છે.) સરલા?

નલિની—અહીં આવ. (રમણ પાસે આવે છે અને નલિની બે તમાચા મારે છે.)

રમણ—પણ બે શા માટે?

નલિની—એક તારી guess (ધારણા) ખોટી પડી તે માટે અને બીજી જાણે બૈરાંઓ વગર મને કોઇ મળવા જ નહીં આવતું હોય એમ ધારવા માટે.

રમણ—પણ ત્યારે આવવાનું છે કોણ? ગવર્નર તો નથી આવવાનો?

નલિની—ના પેલો ચંદુ.

રમણ—ચંદુ?

નલિની—બાપાજી કહે તેમ (ચાળા પાડતી હોય તેમ ગંભીર સ્વરે) પચીસ વર્ષનો છે, બાપની પાસે પચીસ લાખ રૂપીઆ છે. એકનો એક છોકરો છે. દેખાવમાં કંઇ ખોટો નથી. અને અંગ્રેજી પણ ઠીક બોલે છે.

રમણ—સમજ્યો.

નલિની—નલિની, જો તને ગમે તો છોકરો

સારો છે. તારો વિવાહ થાય એટલે મારી જંજાળ મટી જાય.

રમણ—નલિની, તેં શું કર્યું?

નલિની—મારું નામ આજથી જંજાળ છે. મેં કહ્યું, સારું બાપાજી.

રમણ—પણ નલિની...(બોલતો અટકે છે અને મોઢું ગંભીર કરે છે.)

નલિની—કેમ ચૂપ થઇ ગયો?

રમણ—કંઇ નહીં, મારે બોલવાનો શો હક છે!

નલિની—તું તો ગાંડો છે. જરા આવવા તો દે. ગમ્મત થશે.

રમણ—ત્યારે નલિની......

નલિની—હા, પણ જો બાપાજીને તારે જ કહેવું પડશે.

રમણ—(કડવું મોઢું કરીને) હું જાણું છું

નલિની—Only the brave (માત્ર બહાદુર પુરુષ.)

રમણ—પણ આ તો કતલ કહેવાય-મને મારી નાખે તો કોઇવાર યાદ કરશે ખરી?

નલિની—તે તો કંઇ કહેવાય નહીં. Out of sight (દ્રષ્ટિથી દૂર) પણ જરા પૈડીંગ વાળો કોટ પહેરીશ તો બહુ ઇજા નહિ થાય. રીવોલ્વર તો હું સંતાડી મૂકીશ. એટલું તો તારે માટે જરૂર કરીશ.

રમણ—પણ મંગળદાસ શેઠ શું કહેશે?

નલિની—હું કહું. હરામખોર! તને દોઢસો રૂપીયા આપી નોકરીએ રાખ્યો તે મારા પ્રાઇવેટ સેક્રેટરીનું કામ કરવા. મારી પુત્રી સાથે પ્રેમ કરવા નહીં. આવા ભીખારી સાથે મારી છોકરી નહીં પરણે. અને આ લોકોને બોલતાં પણ શરમ આવે છે. (જરા વારે) અને પછી તારો પૈડીંગવાળો ડગલો ઉપયોગી થઇ પડશે, અને ઇતિહાસકારો લખશે. " રમણની કારકિર્દીનો આવી રીતે અતિ કરૂણાજનક અંત આવ્યો. "—ક્રિકેટની ભાષા વાપરીએ તો Returned Hurt.

રમણ—તને ગમ્મત લાગે છે, પણ મારો જીવ જશે.

નલિની—જીવ તો નહીં પણ નોકરી તો જરૂર જવાની. અને હું એક બારણાં પાછળ સંતાઇને આ બધું જોતી હોઇશ. મારી છૂપી હાજરી વડે તને પહેલાં ઉત્તેજન અને પછી આશ્વાસન આપીશ. પણ જો આજે કઇ તારીખ?

રમણ—૨૮ મી.

નલિની—ત્યારે હજી ૩જી એ જ વાત કરજે.

રમણ—કેમ?

નલિની—બીજીએ તારા પગારનો ચેક મળ્યા પછી. પણ બીજી નોકરી શોધી રાખી છે?

રમણ—લગભગ નક્કી છે.

નલિની—ત્યારે તો વાંધો નથી—

રમણ—પણ તું પાછળથી પસ્તાઇશ તો નહીં, નલિની.?

નલિની—હું મારું કામ જાણું છું. મારી ચિંતા કરવી નહીં. પણ બાપાજી આવ્યા લાગે છે. (મંગળદાસ શેઠ પાછળના બારણાંમાંથી દાખલ થાય છે. તે ૫૦ વર્ષના મોટી મૂછવાળા જરા જાડા ગૃહસ્થ છે. તેણે પીળીજ રેશમી ડગલો અને સુરતી પાઘડી પહેરી છે. પગે મોજાં અને બૂટ છે.)

મંગળ—કેમ, નલિની, શું ચાલે છે?

નલિની—કંઇ નહીં બાપાજી. તમારી જ વાટ જોતી બેઠી છું.

મંગળ—કેટલા વાગ્યા છે?

નલિની—પોણા પાંચ.

મંગળ—(રમણ તરફ જોઇને) પેલાં બધાં કાગળીઆં તૈયાર છે?

રમણ—હા જી.

મંગળ—તો જા લઇ આવ. (રમણ જાય છે) ચંદુલાલ પાંચ વાગે આવવાના છે. એટલામાં એ કાગળીઆં જરા જોઇ જાઉં.

નલિની—ત્યારે હું મારા રૂમમાં જઇને બેસું ?

મંગળ—ના, બેસ અહીં જ. મારે તારી સાથે વાત કરવી છે. (રમણ એક અટાશે કેસ લાવી ટીપાઇ પર મૂકે છે અને તેમાંથી કાગળીઆં કાઢે છે.) અને રમણું, જો જરા રામદાસ શેઠને ટેલિફોન કરીને કહે કે આવતી કાલે સવારના નવ વાગે મને મળી જાય. જરૂરનું કામ છે. (રમણ જાય છે) ડાહ્યા,

નલિની—હું બોલાવું (જમણા હાથના બારણાં તરફ જઇને) ડાહ્યા, (પાછી આવીને બેસે છે) બહુ થાકી ગયા લાગો છો બાપાજી.

મંગળ—અરે શું કરું ? આજે શનિવાર છતાંએ વહેલા ન છૂટાયું.

નલિની—પણ આટલી બધી જંજાળ શા માટે કરો છો ?

મંગળ—અરે આજકાલ કંપનીના ડીરેક્ટર થવું બહુ જોખમ ભરેલું છે. જો ધ્યાન ન આપીએ તો ફટકો ખાઇએ તેનું કંઇ કહેવાય નહીં. કોઇનો વિશ્વાસ કરવો નહીં એજ સારૂં. અને આપણી મીલની ઓફીસમાં હું ધ્યાન ન આપું તો કોણ આપે ?

નલિની—મને કેમ સાથે નથી લેતા ?

મંગળ—(હસીને) એ કંઇ બૈરાંનાં કામ છે ? હા, તું છોકરો હોત તો જુદી વાત. પણ છોકરીઓ તો......

નલિની—જંજાળ જ.

મંગળ—(જરા ગભરાઇને ઉંચું જુએ છે) ના સાસરે જ શોભે.

નલિની—પણ બાપાજી મને ન પરણવું હોય તો શું ?

મંગળ—આવી ગાંડી વાતો કરવી સારી નહીં. તું ભણીને આવું બોલે તે શોભે ?

નલિની—ભણેલી જ આવું બોલે.

મંગળ—ત્યારે ભણેલું બધું પાણીમ ગયું કહેવાય.

નલિની—પણ બાપાજી, મને પરણવું હશે ત્યારે વર શોધી લઇશ.

મંગળ—હેં !

નલિની—હું પોતે જ વર શોધી લઇશ.

મંગળ—એટલે એમે તો જાણે હીસાબમાં જ નહીં ! નલિની, તમને આજકાલ આવું જ ભણાવે છે એ જાણતો હોત તો...

નલિની—ભણાવ્યા પછી હવે શા માટે શોક કરવો ?

મંગળ—શોક ન કરવો પડે તો સારૂં. પણ નલિની તું તો ડાહી છે ને ?

નલિની—હું પોતાને તો ડાહી જ માનું છું.

મંગળ—પણ પેલો ડાહ્યો ગયો ક્યાં ?
(ડાહ્યો દાખલ થાય છે.)

ડાહ્યો—કેમ શેઠ ?

મંગળ—કેમ શું પૂછે છે ? ચાલ બૂટ ઉતાર. (પગ લાંબા કરે છે. ડાહ્યો બૂટ ઉતારે છે) અને જા, પીવાનું પાણી આણ. લાવ, અરે આજે તો હદ થઇ. મ્યુનીસીપલ કમીટીમાં દોઢ કલાક થયો અને કાઉન્સીલની પણ મુસેકરાન પાસે આવી. (ડાહ્યો બૂટ લઇને જાય છે)

નલિની—હું એમાં તો મદદ કરી શકું. અને આ વર્ષે કોરપોરેશનના પ્રેસીડન્ટ થવાના કેવા ચાન્સીસ છે ? (રમણ આવે છે.)

મંગળ—બોલ રમણ, તને શું લાગે ? છે કોર્પોરેશનના પ્રેસીડન્ટ થવાના ચાન્સીસ—

રમણ—મગનલાલ સામે છે એટલે જરા મહેનત કરવી પડશે.

મંગળ—અરે એનો ભારા બધા જુઠ્ઠા છે. કોઈનો પણ વિશ્વાસ થાય એમ નથી. અને એમને રોજ નો પાર્ટીઓ બદલાય છે. એનાથી વધારે શું કરું ?

નલિની—પણ પાર્ટીઓ બદલવી શા માટે કહેવાય, બાપાજી ? આપણા જાહેર જીવનમાં આપણે સુધારો કરવાની જરૂર નથી ?

મંગળ—આ રમણને પૂછ. બધા જ બદમાશ. ત્યાં સારા થવા જઈએ તો ઠોકર ખાઈએ એટલું જ. અને પાછા પાર્ટીઓ ખાઈને પણ મત આપશે તેની જરાએ ખાત્રી નહીં.

નલિની—ત્યારે તો હું ધારતી હતી તેટલી ખરાબ વસ્તુસ્થિતિ નથી.

મંગળ—એટલે ?

નલિની—તમારી પાર્ટીના સભ્યો બધા વોટ ન આપે, તો જે ન આપે તેમને પ્રમાણિક તો ગણવા જોઈએ.

મંગળ—અરે પણ તમને આજકાલના લોકોને થયું છે શું ? મારું ખાય અને મને વોટ ન આપે તે પ્રમાણિક !

રમણ—પ્રમાણિકપણે મત ન આપે તો કંઈ વાંધો નહીં, પણ આ તો મગનલાલ શેઠ જે વધારે પાર્ટીઓ આપે તો તેને વોટ આપે એટલું જ.

મંગળ—હા એવું જ છે. અને કાઉન્સીલ માટે કેવું ચાલે છે કેન્વાસીંગ ?

રમણ—હાલમાં તો ઘણું આશાજનક છે.

નલિની—તમને મીનીસ્ટર થવાના chances કેવા છે ?

મંગળ—અરે ગવરનર તો મારી પર એટલો ખુશ છે કે આ વખતે તો જરૂર મીનીસ્ટર થઈશ. અને મારી પાર્ટી પણ હાલમાં તો ઠીક હાથમાં રાખી છે.

નલિની—હું હમણાં આવી. ચાની તૈયારી કરાવું. (જાય છે.)

મંગળ—અને રમણ, જો આપણા કેન્વાસરોને શું શું કહેવું છે તેની યાદી કરો એટલામાં હું આ કાગળીઆ જોઈ લઉં. (રમણ જાય છે. ડાહ્યો બાજુના ગામમાં ચાલીને ટીપાઈ પર મોકલીને મૂકે છે. અને ઉભો રહે છે. મગનલાલ કાગળીઆમાંથી ઉંચુ જોઈને) કેમ ડાહ્યા ?

ડાહ્યો—શેઠ ! મારે તમને કંઈ કહેવું છે.

મંગળ—શું છે ?

ડાહ્યો—શેઠ ! મને થોડા પૈસા આપશો ?

મંગળ—પૈસા ! તારો પગાર તો બધો આપી દીધો છે.

ડાહ્યો—ના શેઠ. મને બીજા પૈસા જોઈએ છે. પગારમાંથી પછી થોડા થોડા કાપી લેજો.

મંગળ—કેટલા જોઈએ છે ?

ડાહ્યો—સો રૂપીઆ શેઠ.

મંગળ—સો રૂપીઆ !

ડાહ્યો—હા શેઠ.

મંગળ—શું હા શેઠ ! પણ આટલા બધા રૂપીઆને શું કરવા છે ?

ડાહ્યો—આપવા છે શેઠ.

મંગળ—આપવા છે ? કોને ?

ડાહ્યો—પઠાણને.

મંગળ—પઠાણને ? શા માટે ?

ડાહ્યો—મારો છોકરો માંદો હતો તે વારે શેઠ તમારી પાસેથી પૈસા માગેલા પણ તમે નહિ આપેલા એટલે પઠાણ પાસેથી ત્રીસ રૂપીઆ લીધેલા.

મંગળ—પણ પઠાણ પાસેથી લેવાની જરૂર ?

ડાહ્યો—ત્યારે શું કરું ? અને આજે નહીં આપું તો પોલીસમાં પકડાવશે એમ કહી ગયો છે. અને મારવાની પણ ધમકી આપી ગયો છે.

મંગળ—તમે તો વિચાર વગર પૈસા ખરચવાનું જ શીખ્યા છો. પઠાણ પાસેથી ન લેતે તો શું બગડી જવાનું હતું ?

ડાહ્યો—પણ છેઠ છોકરાને દેશ મોકલવા ઇસ્પીતાલવાલા ડાકટર છાહેબે કહ્યું અને મારી પાછે પૈછા નહી હુતા, અને દેશમાં પણ ખાવા માટે જોઇએ કની.

મંગળ—જાણે મોટા દેશમાં નહી મોકલે તો મરી જવાનો હતો ?

ડાહ્યો—મેં છેઠ આજે વીસ વરસ નોકરી કરી છે. તમે ઘણી મહેરબાની કરી છે આજે આટલી કરો. મને બચાવો. પેલો પઠાણ મને મારી નાખછે.

મંગળ—હમણાં પૈસા નહી મળે.

ડાહ્યો—(કાલાવાલા કરતો) પણ મને મારી નાખછે.

મંગળ— એમ તે કોઇ મારતું હશે ? ચાલ જા હવે.

ડાહ્યો—પણ છેઠ.

મંગળ—પણ કૈં નહી, હું હમણાં ઘણો કામમાં છું. (ડાહ્યો જાય છે. મંગળદાસ ફરીથી કાગળો તપાસવા માંડે છે. નલિની આવીને સામી ખુરસી પર બેસે છે.)

નલિની—(જરા હસીને) બીજું શું કહેવું છે ?

મંગળ—હેં ! (ઉંચુ જોઇને)

નલિની—હમણાં પેલો ચંદુ આવવાનો છે. કૈં શિખામણ આપવી હોય તો સાંભળવા રાજી છું.

મંગળ—હા, ઠીક યાદ કર્યું. ચંદુલાલ હમણાં આવશે. સારો છોકરો છે.

નલિની—બાપ પાસે પચીસ લાખ રૂપીઆ છે.

મંગળ—હેં !

નલિની—દેખાવમાં પણ ખોટો નથી-અને અંગ્રેજી પણ ઠીક બોલે છે.

મંગળ—(ગંભીર અવાજે) નલિની !

નલિની—અને હાં-એકનો એક છોકરો છે તે તો ભૂલી ગઇ.

મંગળ—નલિની, તને આ મશ્કરી લાગે છે.

નલિની—મશ્કરી જેટલી ગંભીર સ્થીતિ હજી નથી ઉભી થઇ પણ ગમ્મત તો કહેવાય જ.

મંગળ—મને તો જરાય ગમ્મત નથી દેખાતી.

નલિની— તમને નહીં દેખાય.

મંગળ—પણ એની સામે તને શો વાંધો છે ! એનાથી સારો વર તને આપણી ન્યાતમાં કયાંથી મળવાનો છે ?

નલિની—બીજી ન્યાતો કયાં ઓછી છે ?

મંગળ—(આભા બનીને) શું ? શું ?

નલિની—જુઓ બાપાજી, આ ફોગટની પંચાત કરવામાં કશો ફાયદો થવાનો નથી.

મંગળ—પણ નલિની, (સમજાવવાનો પ્રયત્ન કરીને) ચંદુલાલ શો ખોટો છે ?

નલિની—મારે એની સાથે નથી પરણવું.

મંગળ—પણ શા માટે ? કૈં કારણ તો હશે.

નલિની—કારણ જોઇએ છીએ ? મને એના નાકનું ટીચકું નથી ગમતું.

મંગળ—જો નલિની, તારા જેવી સમજુ છોકરી આવું બોલે તે ન શોભે.

નલિની—પટાવ્યે હું બદલાવાની નથી.

મંગળ—પણ નલિની, આવો આપણી ન્યાતમાં—

નલિની—મારે ન્યાતની કયાં પરવા છે !

મંગળ—અરે તું તો મારૂં બોળવા બેઠી. ન્યાતમાં નહીં તો પરન્યાતમાં પરણાતું હશે?

નલિની—કેમ. તે દહાડે તો તમે જ બાપ-

ણમાં કહેતા હતા કે જ્ઞાતિનાં બંધનો આપણે તોડવાં જોઈએ.

મંગળ—અરે તમે તે ક્યારે સમજશો ! એ તો બોડો આજે રીફોર્મની વાતો કરે છે, તેમ મેં પણ ફરી કોઈ શરૂઆત કરે તો પછી જોઈ લેવાશે.

નલિની—પણ તમે કેમ હિંમત ન કરો !

મંગળ—મારે એવી હિંમત નથી કરવી. હું જો આવું કરે તો ન્યાતના બધા વોટ જતા રહે. પણ જો મારે આવું નથી ખપવાનું.

નલિની—હું ક્યાં કહું છું કે તમે ખપવા દો. મારે કોઈ પરન્યાતના માણસ જોડે પરણવું હશે ત્યારે પૂછવા આવું તો કહેજો.

મંગળ—તને છૂટ આપી તેમાં જ ભૂલ કરી. (દમામમાં) હું કહું તેની સાથે જ પરણવું પડશે.

નલિની—અને નહિ પરણું તો !

મંગળ—નહિ કેમ પરણે તે જોઈશું.

નલિની—બાપાજી, આ જમાનો મારી સાથે નહી ચાલે. બેશી સરલાને એના બાપે પરણાવી તેમ તમે મને પરણાવવાની આશા રાખતા હો તો ફોગટ છે. બીચારી સરલા !

મંગળ—શું થયું છે એને ? આવો તો સરસ વર મળ્યો છે ને

નલિની—તે એને પૂછી જુઓ. મારે કોની સાથે પરણવું તે નક્કી કરવું મારા જ હાથમાં છે, એટલું ચોક્ખું તમારે સમજી લેવું.

મંગળ—જોઈશું. પણ આ ચંદુલાલ સાથે પરણે તો ઘણું સારું.

નલિની—તે કેવી રીતે !

મંગળ—પણ જો હવે મારાથી બધું કામ જોવાતું નથી. તું એની સાથે પરણે તો

નલિની—પણ ભાગીદારીનો જ બોજો ઓછો કરવો હોય તે તેને માટે મારી જીંદગી પર આવો બોજો નાખવાની જરૂર નથી કોઈ સારા છોકરાને ભાગીદારીમાં કેમ નથી લેતા ? આ ચંદુથી તો માખ પણ ઉડવાની નથી. એ કશું કામ કરે એમ ધારતા હો તો તદ્દન આશા ખોટી છે. દમડી જેટલી પણ અક્કલ નથી.

મંગળ—એ તો તને એની સામે પૂર્વગ્રહ છે.

નલિની—પણ બાપાજી, હું કોઈ સારા છોકરા સાથે પરણું તો તેને તમે ભાગીદારીમાં લો ખરા ?

મંગળ—જરૂર. ચંદુલાલને હું તરત લઈશ.

નલિની—હું કોઈ સારા હોશીઆર છોકરા વીશે પૂછતી હતી.

મંગળ—એટલે શું કોઈ વર શોધી રાખ્યો છે કે શું !

નલિની—હું ધારવાનું જ કહેતી હતી.

મંગળ—એતો કોણ અને કેવો છે તેના પર બધો આધાર. પણ જો ચંદુલાલ ભાગીદારીમાં આવે તો એની મુડી વડે આપણું બધું બીઝનેસ વધારી શકાય.

નલિની—હં !

મંગળ—અને જેટલું વધશે તે આખરે બધું તારે માટે જ છે ને !

નલિની—હં !

મંગળ—પણ ચંદુલાલને તું પહેલાં મળી છે ?

નલિની—ના. એને દૂરથી જોયો છે. મળવાની ઇચ્છા થઈ નહોતી અને હજી પણ થતી નથી.

મંગળ—પણ ઓળખાણ વગર તે શી ખબર પડે !

નલિની—આજે તો ઓળખાણ થશે ને !

નલિની—બધું તૈયાર છે. બેસ રમણ. બાપાજી !

મંગળ—શું છે નલિની ?

નલિની—આ રમણ જેવા કોઇ છોકરાને ભાગીદારીમાં કેમ લેતા નથી ?

મંગળ—વિચાર કરીશું.

નલિની—આ રમણ શો ખોટો છે ?

મંગળ— જોઇશું.

નલિની—બાપાજી, ધારો–જો હું ધારો કહું છું હો. ધારો કે હું રમણ જોડે—(રમણ ખુરશીમાં આમ તેમ ફરે છે. ઉઠવાનો પ્રયત્ન કરી પાછો બેસે છે.)

મંગળ—શું ? શું ? (રમણ તરફ કરડી નજરે જુએ છે.)

નલિની—પહેલેથી જાણ્યું હોય તો વધારે સારૂ નહીં ? અને હવે હું ચાની ફરીથી તપાસ કરી આવું. અને લાવો તમારી પાકીટમાં રૂપીયા મુકી દઉં નહીં તો રહી જશે. (પાકીટ લઇને જાય છે, રમણ પણ ઉઠે છે)

મંગળ—રમણ !

રમણ—કેમ ?

મંગળ—આ શું ચલાવ્યું છે ? (રમણ જવાબ આપતો નથી.) કેમ બોલતો નથી ?

રમણ— મારે શું કહેવાનું હોય ?

મંગળ—તારે બહુ કહેવાનું છે. પણ નલિનીએ કહ્યું તેમાં કેટલું સત્ય છે તે હું જાણવા માગું છું.

રમણ—(દૃઢતાથી) હું કૈં જાણતો નથી.

મંગળ—(રમણની સામું જોઇને) જો તું જાણતો હોય ન જાણતો હોય પણ એવું કૈં કર્યું તો હું કહી દઉં છું, કે ધ્યાનમાં રાખજે કે મારી સાથે કામ લેવાનું છે. મારા ઘરમાં નહીં આવવા દઉં અને રખે ને મારા પૈસાના લોભે એને પરણવાની ઇચ્છા થઇ તો એક દમડી પણ ચાખવા મળે એવી આશા રાખતો નહીં અને આવતા મહીનાથી તું બીજી નોકરી શોધી લેજે. જા હવે. (રમણ જવા નીકળે છે. નલિની દાખલ થાય છે.)

નલિની—ક્યાં ચાલ્યો રમણ ?

મંગળ—મેં જવાનું કહ્યું.

નલિની—મેં એને ચા માટે નોતર્યો છે. બેસ રમણ. (રમણ ઉભો જ રહે છે. અને મંગળદાસની સામું જુએ છે.) આમ બાઘાની માફક શું ઉભો રહ્યો છું ? બેસ, બાપાજી ! તમને કૈં વાંધો છે ? ( મંગળદાસ બોલવા જાય છે. એટલામાં ડાહ્યો દાખલ થાય છે.)

ડાહ્યો—શેઠ, તમને મોઢું ધોવા માટે પાણી તૈયાર છે.

મંગળ—હું આવ્યો. (ડાહ્યો જાય છે અને અર્ધી મીનીટ પછી મંગળદાસ પણ જાય છે.)

નલિની—બેસ હવે રમણ. (રમણ બેસે છે.) શું થયું ? આવું મોઢું કેમ કર્યું છે ?

રમણ—મને રજા મળી.

નલિની—એટલે !

રમણ—એટલે શું ? મારે બીજી નોકરી શોધી લેવી એમ તારા બાપાજીએ કહ્યું.

નલિની—તેં શું કહ્યું ? શા માટે કહ્યું ?

રમણ—મેં કહ્યું ? મેં તો કશુંએ નથી કહ્યું, આ તેં કહ્યું તેની મોંકાણ છે.

નલિની—તને કૈં પૂછ્યું ?

રમણ—હા. અને મેં કહ્યું કે હું કૈં જાણતો નથી.

નલિની—શાબાશ. પણ ત્યારે તને રજા શા માટે આપી ?

રમણ—વહેમને લીધે.

નલિની—અને અહીં આવવાની મના કરી, નહીં ?

રમણ—તે પણ કરી.

નલિની—splendid (સરસ). ત્યારે તો તું નવી નોકરીએ જોડાય એટલે બાપુજીને

કરીશું. (મંગળદાસ દાખલ થાય છે અને બેસે છે.) આ તમારી પાકીટ અહીં મૂકું છું. (ટેબલ પર પાકીટ મૂકે છે.) રમણ, તે ફ્રેનીને ટેલીફોન કર્યો કે નહીં?

રમણ—હા, આવવાની છે.

મંગળ—(ઊંચું જોઈને) કોણ આવવાનું છે?

નલિની—ફ્રેની.

મંગળ—ફ્રેની કોણ પણ?

નલિની—ફ્રેની દલાલ.

મંગળ—અહીં આવવાની છે?

નલિની—હા.

મંગળ—ક્યારે?

નલિની—હમણાં જ આવી પહોંચશે.

મંગળ—પણ, એ છે કોણ?

નલિની—મારી કોલેજની મિત્ર છે.

મંગળ—તેને આજે શા માટે બોલાવી છે?

નલિની—એ ચંદુલાલની પણ મિત્ર છે.

મંગળ—(જરા અચકાઈને) પણ તેથી શું થઈ ગયું?

નલિની—એ તમારા ચંદુને પકડવાના પ્રયત્નો કરે છે.

મંગળ—પકડવાના!

નલિની—એટલે પરણવાના.

મંગળ—પણ તેને અહીં કેં બોલાવવાની જરૂર!

નલિની—મારી મરી મિત્ર થાય એટલે એને ચેતવણી આપવી જોઈએ ને કે હું પણ એ હરિફાઈમાં ઉતરી છું.

મંગળ—નલિની! તને તે થયું છે શું!

નલિની—કે થયું નથી. પણ આ ફ્રેની જ આવી દેખાય છે. [બાવીસેક વર્ષની ફ્રેની જરા Flippant ચાલાક દેખાતી છોકરી દાખલ થાય છે.

નલિની—એ તો બાપાજી હું હમણાં તારી જ વાત કરતી હતી. [મંગળદાસ ઊભા થઈને શેકહેન્ડ કરે છે. બેસે છે.]

ફ્રેની—હું ઘણી જ દિલગીર છું કે તારા આગળનો reply [જવાબ] ન આપી શકી. પન I am glad [હું ખુશ છું] કે તે ટેલિફોનથી મને remind કરી [યાદ દેવડાવ્યું] Hullow Raman! આવું મોઢું કાં કીધું છે?

રમણ—ખાસ કંઈ નથી.

ફ્રેની—મી મંગળદાસ, તમે જાનો છો કે રમણ અમારી સાથે કોલેજમાં હતો?

મંગળ—[કંઈ બોલવાનું શોધતા હોય તેમ] તમારી સાથે કોલેજમાં હતો?

ફ્રેની—Of course [અલબત્ત]. પન તુ કલાસમાં કામ નહીં આવતો!

રમણ—મને જરા કામ હોય છે એટલે.

ફ્રેની—અને તું હમણાં શું કરે છે?

મંગળ—મારો સેક્રેટરી છે.

ફ્રેની—How splendid [કેવું સરસ!]

નલિની—જો ફ્રેની, ચંદુલાલ આવવાનો છે એટલે તને બોલાવી.

ફ્રેની—Really! Thank you my dear. You are a darling. (ખરેખર! તમારો આભાર. તુ ખરેખરી પ્રિય સખી છે.)

નલિની—ફ્રેની, તુ જાણે છે કે ચંદુલાલ અમારી જ જાતના છે?

ફ્રેની—નહીં, અમને તો બધા જ હીંદુઓ સરખા લાગે છે.

નલિની—બધા જ વાણીઆઓ.

ફ્રેની—મેં ક્યારે એવું કહ્યું?

નલિની—પણ ચંદુલાલ તો જરા જુદો લાગે છે, નહીં!

નલિની—ઓળખાણ કરાવવા જ બાપાજીએ એને અહીં નોતર્યો છે.

ફ્રેની—I see (સમજી) પણ મી. મગળદાસ, તમે આય વખત મીનીસ્ટર થવાના છેવ, એમ સાંભલીયું છે તે ખરી વાત?

મંગળ—( ખુશ થઇને ) એ તો કમ કહેવાય ?

નલિની—બાપાજી મીનીસ્ટર થશે એટલે ઇન્ટર મેરેજનો કાયદો સૌથી પહેલા સુધારવાના છે.

ફ્રેની—હા, જરૂર એ તો કરવું જ જોઇએ. રમણ, તને નહીં લાગતું કે આવો કાયદો થવો જોઇએ ?

રમણ—અમારા હીંદુઓ માટે તો એ સુધારવામાં આવ્યો છે. પણ મંગળદાસ શેઠ મીનીસ્ટર થઇને એ સુધારી શકે એમ નથી.

ફ્રેની—કાંય ?

મંગળ—એ તો Assembly (વડી ધારાસભા)જ કરી શકે. (બહાર મોટરનો અવાજ સંભળાય છે) ચંદુલાલ આવ્યા લાગે છે. (ચંદુલાલ દાખલ થાય છે. તે પચીસેક વર્ષનો, સાધારણ કદવાળો છે. તેણે ઘણો જ કીમતી અને ભપકાદાર ગરમ સૂટ પહેર્યો છે. આંખે શેલ રીમના મોટા કાચવાળા ચશ્મા ચઢાવ્યા છે. હાથમાં સોનાની મૂઠવાળી લાકડી છે. બધા જ એની સામું જુએ છે. એટલે Conscious vanity (ગુમાન) થી આસ્તે આસ્તે ચાલતો આગળ આવે છે. મંગળદાસ અને રમણ ઉભા થાય છે.)

મંગળ—આવો ચંદુલાલ, અમે તમારી જ વાટ જોતા હતા.

ચંદુલાલ—આવતાં જરા મોડું થયું. મારે નવી મોટર લેવી છે તેની ટ્રાયલ લેવા સાથે જ લઇ આવ્યો.

મંગળ—ચંદુલાલ, ઓળખો છો કે, આ મારી દીકરી નલીની. (ચંદુલાલ પાસે જઇને હાથ લંબાવે છે. નલિની બેઠી રહીનેજ હાથ જોડીને ડોકું ધુણાવે છે. ચંદુલાલ આભો બની આમ તેમ જુએ છે.)

ફ્રેની—આય તુને કેટલીવાર કહ્યું કે (ઓ) lady જેટલા સુધી શેક હેંડ કરવા હાથ નહિ આગળ ધરે તેટલાં સુધી માટીડાએ હાથ આગળ નહિ કરવો ?

નલિની—ફ્રેની તમને એટીકેટ (રીતભાત) ના પાઠ આપે છે? (ચંદુલાલ તદ્દન ગભરાઇ ગયેલો દેખાય છે અને કૈં પણ બોલવાની હીમત ચાલતી નથી)

મંગળ—બેસો. (ચંદુલાલ કપાળે પરસેવો લુછતો બેસે છે)

નલિની—તમે રમણને ઓળખો છો કે?

ચંદુલાલ—(રમણ તરફ જોઇને) ના, હા, અમે સ્કુલમાં સાથે હતા. પણ આજે ઘણે વર્ષે મળ્યા.

નલિની—ત્યારે તો તમે કોલેજમાં પણ સાથે જ હશો, નહિ વારૂ?

ચંદુલાલ—ના—બા...ના.

નલિની—હાસ્તો. તમે અમારી કોલેજમાં તો નહોતા—હું કેમ ભૂલી ગઇ? બીજી કોલેજમાં શા માટે ગયા તે કાંઇ સમજાતુ નથી.

ફ્રેની—પન ચંદુ કોલેજમાં ગીઓ છે જ કાં?

નલિની—કેમ વારૂ?

ફ્રેની—એ તો એને ક્રિકેટ રમવાનો ઘનોજ શોખ એટલે પાસ જ નહીં થાય. એટલે કંટાલીને છોડી દાધી ઇસ્કોલ—

રમણ—તમે ક્રિકેટ હજી ચાલુ જ રાખી છે કે કેમ?

ચંદુ—એ તો હું રોજ બે કલાક પ્રેકટીસ કરૂં છું.




આમતેમ જોઈને નોટો કાઢી લઈને ગજવામાં મૂકે છે. (પૃ. ૩૫)

લઇ આવ્યો.

ફેની—અને તારે વિલાયતથી શીખવનાર આવવાનો હતો તે ક્યારે આવશે ?

નલિની—શું ખરેખર તમે વિલાયતથી કોચને બોલાવ્યો છે ? કેવું સરસ ! અમને ટેનિસ રમતાં નહીં શીખવો ?

ચંદુ—જરૂર.

રમણ—કોણ Hobbes આવવાનો છે ?

મંગળ—ચંદુલાલ, તમારા જેવા માણસે વિલાયત ટીમ લઈ જવી જોઈએ. આજે Sport (રમત)થી પણ દેશની સેવા બહુ જ થઈ શકે એમ છે.

ચંદુ—એ તો મેં M. C C ને લખ્યું જ છે. આવતે વર્ષે ટીમ લઈ જવી છે.

ફેની—મને કહ્યું કેમ નહીં ? તારે તો હું પણ સાથે જ આવત.

નલિની—તું પણ વિલાયત જવાની છે ? શા માટે ?

ફેની—એનો ચંદુ મને સાથે જ લઈ જશે.

મંગળ—તમે કઈ મોટર લેવાના છો ?

ચંદુ—ગયે વર્ષે લાં સીગા લીધી પણ જરા જૂની થઈ એટલે રોલ્સ.

ફેની—Splendid ! (સરસ !) Rolls લેવાનો છે અને સાથે લાવ્યો છે તે રોલ્સ છે ?

ચંદુ—હા.

ફેની—અને જો તું વેલાત જાય તો બેરીસ્ટર કેમ નથી થતો ?

નલિની—હા, નામની પાછળ બેરીસ્ટર એટ-લૉ કેવું સરસ લાગશે ! અને રમણ, બેરીસ્ટર થવાને માટે પરીક્ષા તો નથી જ આપવી પડતી કેમ. ડીનર ખાધાં કે થયા બેરીસ્ટર.

રમણ—એ દહાડા ગયા. હમણાં તો કહેવાય છે કે અદ્ભુત કડક પરીક્ષા લે છે.

સની બીઝનેસમાં બહુ જ જરૂર છે. બેરીસ્ટરો તો કેટલાય રઝળે છે. કોઈ ભાવ પણ નથી પૂછતું.

ચંદુ—Papa પણ એમ જ કહે છે. પણ મને તો બીઝનેસ જરાયે નથી ગમતુ. (નોકર ચા અને ખાવાનુ લાવીને ટીપોઈ પર મૂકે છે. નલિની ચા તૈયાર કરવા માંડે છે.)

નલિની—ચેવડો લેશો ?

ચંદુ—ના.

ફેની—No, thank you. (ના, આભાર થયો) કેવું બોલીએ !

ચંદુ—No thank you,

નલિની—અને ફેની તું ?

ફેની—નારે, બા. આવા ચેવડો તમને કેમ ગમતો હશે ?

નલિની—મરચી ! (ચંદુલાલ માથું ધુણાવી ના પાડે છે.)

રમણ—એમને કેક આપો.

ફેની—હા, કેક તો ચંદુને ઘણોજ ગમે છે. આજ તમારી નેટીવ મીઠાઈ ચંદુ બીલકુલ નહીં ખાતો. અને સેન્ડવીચ પણ લેશે. મને પણ આપ. (રમણ સેન્ડવીચની પ્લેટ આગળ કરે છે) જો ચંદુ, ઘણીજ મઝેની છે. હેમ છે. તુને તો બહુ જ ગમે છે.

રમણ—એ તો ટમાટાની છે.

નલિની—હું દીલગીર છું પણ એવું અમારા ઘરમાં નહીં મળે. અમે તો strict vegitarian (કેવળ નિરામિષાહારી) છીએ.

ફેની—અરે શાના વેજીટેરીઅનના ખખારા લઈને બેઠા છો ! આજ ચંદુ પણ એવો જ હતો. પન હવે તો તદ્દન સુધરી ગયો. મી. મંગળદાસ, તમે પણ નથી ખાતા ?

મગળ—એ તો વેજીટેરીઅન ખાવામાં મને કશો વાંધો નથી.

ફ્રેની—આય ચંદુને તો અમારૂં વેલાતી ખાનું એટલું બધું ગમે છે કે ઘેર ખાવાનું પન છોડી દીધું છે.

રમણ—શું કહે છે?

ફ્રેની—સવાર સાંજ લોજમાં જઇને જમે છે.

નલિની—પણ ત્યારે ઘરમાં બટલર કેમ નથી રાખતા?

ફ્રેની—એતો એમના ડોસાજી નહીં રાખવા દેતા. પન એ જુદો રેસે ત્યારે રાખશે

મંગળ—તમે જુદા રહેવાના છો?

ચંદુ—ના...આ...ના હમણાં કૈં એવું....

ફ્રેની—હમણાં નહીં તારે કારે? આપરે. બા તારા બાવાજી સાથે રેવાનું નહીં ફરવરે.

મંગળ— તમારે તમારા પિતાજીથી આ વયમાં જુદા થવું ઠીક નહીં.

નલિની— તું પણ ફ્રેની એની સાથે રહેવાની છે?

મંગળ—પણ તમારી ઓફીસમાં તો હવે તમે જ જોતા હશો નહીં, વારૂ? (ચંદુલાલ બોલવા જાય છે.)

નલિની—ફ્રેની તું પણ શા માટે એમની સાથે રહેવાની છે?

મંગળ—હમણાં બીઝનેસ તો ઠીક છે. અને તમારે તો શું? જુનું બીઝનેસ ચાલ્યું આવે છે એટલે બહુ જંજાળ પણ નહીં.

ફ્રેની—હારતો. તારે હું કાં રેવાની?

રમણ—(મદદ કરવાનો પ્રયત્ન કરતાં) તમે સેક્રેટરી તરીકે સારા શોભશો.

ચંદુ—હા, એ મારી સેક્રેટરી થવાની છે.

નલિની—પણ ફ્રેની તને સેક્રેટરી થવાની શી જરૂર છે? બાપા હાંકી તો નથી કાઢવાના ને?

ફ્રેની—સેક્રેટરી indeed((સેક્રેટરી શાની?) એ તો અમે......અરે પણ હું ભૂલી ગઇ. ચંદુ, આય વાત હમણાં તો બાર કરવાની જ નહીં હતી.

નલિની—તું સેક્રેટરી થવાની છે તે અમો કોઇને નહીં કહીએ. કહેશો બાપાજી? (મંગળદાસ મોઢું ફેરવી બીજી તરફ જુએ છે) રમણ, તું પણ નહીં કહેતો.

રમણ—પણ એમાં શરમાવા જેવું શું છે? આજે ઘણી છોકરીઓને પોતાના બાપ સાથે ન બનવાથી પોતાનો ધંધો શોધી લે છે. આ તો સ્ત્રીસ્વાતંત્ર્યનો જમાનો છે.

મંગળ—(રમણ તરફ સખતાઇથી જોઇને) બાપ સાથે શા માટે ન બને?

નલિની—જુઓને, બાપાજી, તમે મને મરજી વિરુદ્ધ પરણવાનું બહુ દબાણ કરો તો મારાથી તમારા ઘરમાં કેમ રહેવાય?

ફ્રેની—That's it (બરાબર).

મંગળ—પણ તમને બધાને જોઇએ છે શું? અમે બધા કહીએ છીએ તે તમારા હિતને માટે જ કે નહીં?

ફ્રેની—પન મી. મંગળદાસ, આય ચંદુ આવીઓ તારે આપરે તમે Assembly (વડી ધારાસભા)માં જવાના છેવ તેની વાત કરતા હતા તે તો રહી જ ગઇ. જાને છ કે ચંદુ, આય મી. મંગળદાસ Assemblyમાં જવાના છે.

મંગળ—હું Assemblyમાં નથી જવાનો.

ફ્રેની—પણ તમે કાંય નહીં જતા? તમે જઇને પેલો કાયડો પન પસાર કરાવા સકો. પન તમને લાગે છે કે એ કાયડો પાસ થશે?

ચંદુ—કયો કાયદો?

ફ્રેની—એ તો મી. મંગળદાસ એસેમ્બલીમાં intermarriage (ઇન્ટરમેરેજ)નો કાયડો સુધારવાના છે.

મંગળ—હું એસેમ્બલીમાં નથી જવાનો.

ફેની—તમારા જેવા લોકે તો જરૂર જવું જોઈએ. પન નમને લાગે છે કે તમારા હીંડુઓ આપ કાયદો પાસ થવા દેશે ?

નલિની—પણ તને આ કાયદાની આટલી બધી કેમ ફીકર છે ?

ફેની—એ તો કમનાં કહેવાય નહીં. કેમ ચંદુ !

નલિની—કહેની, હવે અમે બધા મિત્રો છીએ ને.

મંગળ—(ઉભા થઈને) માફ કરજો. મને અગત્યની મીટીંગ હોવાથી જવું પડશે.

નલિની—એમોની બાપાજી, આપણે સાથે જ જઈશું. ફેની શરમાળ છે યાની? બાપાજી કોઈને નહિ કહી દે. (બારણાં તરફ મંગળદાસ જવા માંડે છે) બાપાજી, તમે ચંદુલાલના પિતાના મિત્ર થઈને અભિનંદન પણ આપવા ઉભા નથી રહેતા !

મંગળ—નલિની ! (ફરીને ઉભા રહે છે)

નલિની—ને, ફેની, તું એમ ધારતી હોય કે કોઈ જાણતું નથી તો બહુ જ ભૂલ છે. congrats, old girl. (અભિનંદન, પ્રિય સખી)

ફેની—પણ શાના ?

નલિની—(મંગળદાસ જે તદ્દન બારણાં પાસે છે તેને મોટે સાદે) બાપાજી, જાણો છો કે, આ ફેની ચંદુલાલ જોડે પરણવાની છે ! (મંગળદાસ અધારાબધ થાલ્યા જાય છે અને બહારથી મોટરનું બારણું બંધ થવાનો અવાજ આવે છે.)

રમણ—Congratulations (અભિનંદન) ફેની, મારાં અભિનંદન, ચંદુલાલ.

ચંદુ—પણ પણ . .

રમણ—અમે કોઈને નહીં કહી દઈએ. ગભરાઓ નહીં.

ફેની—પન જો હું કે જાનતી નહીં.

નલિની—વારુ, તું કે જાણતી નથી.

ફેની—(ઉઠીને) ચાલ, ચંદુ જઈએ અને નલિની અને રમનને પન સાથે લઈ જઈએ.

ચંદુ—(તદ્દન ગભરાયેલો દેખાય છે.) હા, ચાલો.

નલિની—ના મને માફ કરશો.

રમણ—અને હું પણ નહીં આવું.

ફેની—તારે good night and thank you for inviting us (સાલેમજી, અને અમને બોલાવવા માટે આભાર.) (જવા નીકળે છે. ચંદુલાલ કે બોલ્યા વગર તેની પાછળ જાય છે.)

નલિની—એ લગનમાં બોલાવવાનું ભૂલતી નહીં. (ફેની અને ચંદુલાલ જાય છે.) કેમ રમણ!

રમણ—End of a perfect day.

નલિની—આ તો આપણે સીનેમામાં જઈને જ ઉજવવાની જરૂર છે. ચાલ તું મોટર બોલાવ. અને હું મારો સાડી લઈ આવું. (રમણ અને નલિની જાય છે. ગાલી દાખલ થાય છે. ચાના વાસણો લેવા જાય છે. એટલામાં મંગળદાસની ઉપાડી પડેલી પર્સ પર નજર જાય છે અને એને નોટો દેખાય છે. આમ તેમ જોઈને નોટો કાઢી લઈને ગજવામાં મૂકે છે. પડદો પડે છે.)

# ગોફગુંથન

(માઢ)

[ "પેલા આભઝરૂખે અભંગ,
સખિ ! સ્વર્ગનાં વાગે મૃદંગ"—એ ઢાળ]

કોણે ઢોળ્યો કસુમ્બલ રંગ ?
મારાં ભીંજ્યાં ગુલાબી અંગ !

વીણી મેં તો કળી કુમળી રે, ગુંથી ફૂલનમાળ ;
ફૂલડે ફૂલડે ગુંથિયો પેલો રણઘેલો રસબાળ :
—કોણે

વીણીને વજ્રકિરણો રે, ગુંથ્યાં બખ્તર-ઢાલ ;
વીતે વેળા વરણાગિયા ! રણે રમવા વેગે ચાલ :
—કોણે

સંગે રહી જંગ ખેલતાં રે, ગુંથીશું ગોફ રસાળ ;
ગુંથીશું દિલડે-દિલડાં, વરી વિજયની વરમાળ :
—કોણે

કેશવ હ. શેઠ




લેખક : સૌ. લીલા મુનશી,
મંત્રી, સાહિત્ય સંસદ

અંધેરીમાં ગોડબંદર રોડ પર આમના નાકે એક નાનોશો બંગલો હતો. તેમાં સાધુરામ એકલા ત્રણચાર વર્ષથી રહેતા. એ સ્વભાવે ગંભીર અને અતડા હતા. આખો દિવસ મુંબઈ પોતાના કામ પર જતા અને રાતના આઠ વાગે ઘેર આવતા. એમને મળવા કોઈ મિત્રો ભાગ્યે જ આવતા. બંગલામાં આવનારામાં એક બાઈ બે વખત આવીને કામ કરી જતી. સાધુરામનો એક જુનો માણસ રસોઈ કરતો, અને બપોરના વખતે બહાર જતો. એને પણ પોતાના શેઠની માફક ગામમાં કોઈની સાથે ખાસ ઓળખાણ ન હતી.

સાધુરામની ઉમર આશરે સુડતાળીસેક વર્ષની હતી. એમના મુખ ઉપરથી દુનિયામાં એમણે બહુ લીલી સુકી જોઈ હોય એમ લાગતું. એ મુખ પર ભલમનસાઈ હતી, અનુભવે આવેલી શાંતિ હતી, દુનિયા બહુ જોવાથી આવેલો નિર્વેદ હતો. ઇચ્છા કે લાલચ કે લોભ સૌ એ ઉપરથી ભુંસાઈ ગયાં હતાં.

કરતા. કોઈને મન એ ચોર હતો, કોઈને મન એ લુટારો હતો; કોઈને મન એ સાધુ પુરુષ હતો. કોઈ એને દેવાળું કહાડીને કે ખુન કરીને છુપા વેશે નામ બદલીને રહેલો ધારતા, કોઈ એને પરોપકારી આત્મા કાય સાધતા રહેલો ધારતા. આમાંથી સત્ય કશું નહોતું. હતા એ માત્ર સાધારણ માણસ, દુનિયાના અનુભવોથી કંટાળેલા, કુટુંબીઓના મૃત્યુથી એકલા બનેલા પોતાની ઉત્તર વય જેને તે ગણતા તેમાં શાંતિને શોધતા ફરતા.

આખો દિવસ તે મુંબઈ લાયબ્રેરીઓમાં જઈ વાંચતા. કોઈક કોઈક વાર જુના ઓળખીતાઓને ત્યાં મળવા જતા. મન થઈ આવે ત્યારે કોઈ કોઈ વાર હલકા લત્તાઓમાં જઈ લોક—સુધારણાના પ્રયત્ન કરતા અને પૈસા હતા છતાં વખત ગાળવાને માટે તે ટ્યુશનો

કરવાની ઇચ્છા એમને થઇ હોય એમ પણ લાગતું નહતું.

સાધુરામ એક દિવસે નવ પીસ્તાળીસની ટ્રેનમાં રોજના નીયમ પ્રમાણે મુંબઇ જવા નીકળ્યા. બનતા સુધી તે પોતાની સીટ એક ખુણામાં શોધી લેતા. એક પચીસેક વર્ષનો જુવાનીઓ એમની સીટની સામે એક મીનીટ પહેલાં જ આવીને બેઠો હતો.

ગાડી ચાલી અને સાધુરામ બારીની બ્હાર નજર રાખીને બેઠા. એક પળમાં એમના કાન પર અવાજ અથડાયો અને એ ચમકયા. "કાકા, તમે રોજ આ ટ્રેનમાં મુંબઇ જાઓછો? હું તમને રોજ જોઉંછું."

સાધુરામ ચમકયા ને અંદર જોયું. સામે બેઠેલો જુવાનીઓ હસતી ભાવભરી આંખે એમના તરફ જોઇ રહ્યો હતો. એ આંખોની અવગણના કરી મુંગા રહેવું એ છેક મુશ્કેલ હતું. "હા, ભાઇ" એમણે ટુંકો ધીરો જવાબ આપ્યો, "તમે મુંબઇ જાઓછો?"

જુવાનીયાની વાત કરવાની ઇચ્છા પ્રબળ હતી જ તેમાં આ પ્રશ્ન પુછાયો. "હા કાકા, હું પણ રોજ આ જ ગાડીમાં જાઉંછુ પણ જુદા કામે. રોજ નોકરીની શોધમા જતો હતો, ચાર દિવસથી નોકરી મળી એટલે ત્યાં જાઉં છું" યૌવનસુલભ સુખ અને આશામાં એની આંખો ચમકી. "આ વખતે મેં અહીંઆ ઘર માંડયું છે" શરમાઇને એણે ઉમેર્યું.

પોતે છોડેલી દુનીયાની મુર્ખાઇમાં જરાએ ઘટાડો નથી થયો એ વિચારે સાધુરામના મુખ પર સહેજ સ્મિત આવ્યું. એમણે વધારે સહાનુભૂતિથી જુવાનીઆની સાથે વાતો કરવા માંડી.

ગ્રાન્ટરોડ આવ્યું તે પહેલાં તો સાધુરામ જુવાનીઆની જીંદગીનો હેવાલ કયારનોએ સાંભળી રહ્યા હતા. જવાનીયાનું નામ વિમળ હતું બે વર્ષ પહેલાં તે ગ્રેજ્યુએટ થયો હતો. હાલ એક નાનીશી, નાજુક ઘણી જ સુંદર ઘણી જ હેતાળ પત્નિને લઇ મુંબઇ ઘર માંડવા આવ્યો હતો. મુંબઇના કબુતરખાના જેવા માળા કરતાં પત્નિને ઝીણાશા બાગ વાળી અંધેરીની ઓરડીઓ વધારે પસંદ પડી તેથી તેઓ હાલ ત્યાં વસતા હતા. પોતે બે પાંચ વર્ષમાં તો હજારો રૂપીઆ કમાઇ લેશે અને પત્નિને સુંદર ઘરમાં રાખશે એવી એને આશા હતી. અને એ આશા જરૂર ફળીભૂત થશે એવી ચોકસ ખાત્રી હતી.

આટલો વાતનો સાર હતો. સ્ટેશન આવ્યું એટલે હાથમાં ટોપી લઇ થોડુંક હસી, સાહેબજી કરતો વિમળ ઉતરી પડયો.

સાધુરામને ઘણે વર્ષે આવો લાડીલો પતિ અને હેતાળ જુવાનીઓ મળ્યો. એમને વર્ષો પહેલાં મરી ગએલો છોકરો યાદ આવ્યો. આજે હોય તો એ પણ લગભગ આવડો જ હોય; સાધુરામના સ્વસ્થ ચિત્તમાંથી અસ્વસ્થતા દર્શાવતો એક નિઃશ્વાસ નીકળી પડયો ને ગાડી આગળ ચાલી.

૨

વિમળ અવાર નવાર સાધુરામને ટ્રેનમાં મળતો અને પોતાના સુખની બધી વાતો તેમને કહેતો. મુંબાઇમાં ખાસ કોઇ એને સમોવડીયું મિત્ર હોય એમ દેખાતું ન હતું. અને સાંજના કામ પરવારતો ત્યારે ઘેર વાટ જોતી નાજુકડી પત્નીને મળવાની આતુરતામાં એ બીજે કશે જતો નહીં અને તેથી એને મિત્રો કરવાનો વખત પણ મળ્યો ન હોતો. વિમળ પોતાની નાનીશી દુનીઆમાં એટલો સુખી અને સંતોષી હતો કે એને બીજા કશાની જરૂરીઆત જ લાગતી નહિ. નાનાં પંખીડાં જેવા એ બંને વર-વહુ કલ્લોલ કરતા ને સુખનો ઘડો ખુબ

છલકાઈ જાય ત્યારે તેનો થોડો રસ સાધુરામ પર ઢોળાતો. સાધુરામ પણ ધીરે ધીરે એમાં વધારે રસ લેતા થયા હતા. અને થોડા દહાડા ટ્રેનમાં જો વિમળ ન આવે તો તેની આતુરતાથી વાટ જોતા.

એક દહાડો વિમળ ટ્રેનમાં આવ્યો. એના મુખ પર રોજનો ઉત્સાહ કે આનંદ ન હતાં. સાધુરામે જોતાંને વાર એનું કારણ પૂછ્યું.

"કેમ વિમળ! શું થયું? તબીયત સારી નથી?"

વિમળે ફિક્કીગીરીથી ડોકું ધુણાવ્યું. "મારી નહીં, સરોજની"

સરોજની વાતો સાંભળી સાંભળીને સાધુરામ એને વગર જોયે પણ ખુબ જ ઓળખી ગયા હતા. "શું થયું છે?" એમણે ચિંતાથી પૂછ્યું.

શરમની લાલી વિમળના મુખ પર ફરી વળી. "She is She is..." એનાથી વાક્ય પૂરું ન થયું.

સંસાર ઘણા વર્ષથી છોડ્યો હતો છતાં સાધુરામ વિમળની મુશ્કેલી સમજી ગયા. "ભાઈ, કોઈ નર્સને બતાવો ને?"

જાણે કોઈએ નવી વાત સુઝાડી હોય એમ વિમળના મુખ પરથી ફિક્કાગીરી જતી રહી. "હા, હા. એ ઠીક કહ્યું. એમ જ કરવું પડશે." ને એ વાત એટલે જ તે દિવસે રહી પણ વિમળ તે દિવસથી નવો માણસ બનતો જતો હતો એમ સાધુરામને લાગ્યા વિના રહ્યું નહીં. સરોજને માટે વાત કરતાં કોઈ મહાન પવિત્ર વસ્તુની વાત કરતો હોય એમ એ વર્તતો. પોતે પિતા થવાનો છે એ વિચારે એનો ગર્વ માતો નહીં. સાધુરામ જાણી જોઈને સરોજની કોઈવાર ખબર પૂછવા સિવાય એ વિષે વધારે વાત એની સાથે કરતા નહીં.

ઉઘાડી કોઈ દરવાજામાં પેસતું હોય એમ એમને લાગ્યું. આટલા વર્ષોમાં એમને રાત્રે કોઈ કદી પણ મળવા આવ્યું હોય એવું સાંભરતું ન હતું. એમણે દીવો સમાર્યો અને બહાર ઓટલા ઉપર આવ્યા. હાથમાં ફાનસ લઈ વિખરાયેલા વાળ અને ગભરાયેલા દેખાવ સાથે વિમળ ત્યાં ઊભો હતો. કાંઈક નવા જુની થઈ છે એમ સાધુરામને તરત લાગ્યું.

"સાધુરામભાઈ! સાધુરામભાઈ! સરોજ હમણાં મરી જશે." કહી બાળકની માફક તે રડી પડ્યો. સાધુરામે એનો વાંસો થાબડ્યો અને પાસેની ખુરશી પર બેસાડ્યો. "ભાઈ! શું થયું!"

"સાધુરામભાઈ! સરોજને ખુબ પીડા થાય છે."

સાધુરામ ગંભીર થઈ ગયા. "કોઈ ઘરમાં એની પાસે છે?" "નર્સ પાસે છે. ડાક્ટર હમણાં આવી ગયા. એની મા ને બહેન પણ અહીં આવ્યાં છે"

"ભાઈ! કાંઈ ફીકર નહીં. સૌ સારાં વાનાં થશે."

તે રાત્રે સાધુરામ ને વિમળ અંધારી રાત્રે તારાઓવાળા ઘુમટ નીચે અડધી રાત સુધી રસ્તામાં ભટક્યા. વિમળને સાસુએ અને નર્સે ઘેર આવવાની મનાઈ કરી હતી અને તેના અણુઅણુ આત્મામાં સરોજની ચીસો સંભળાતી અને તે ગભરાઈ ઉઠતો.

"સાધુરામભાઈ! સરોજ બચશે કે?" તેણે હજારમી વાર ખાત્રી માગી અને પિતાની સખનાઈ અને મિત્રના વડાપણથી હજારમી વાર સાધુરામે ખાત્રી આપી. વગર જોયે એ નાનકડી સરોજ પર પણ પોતાની બાળકી જ બની ગઈ હોય એમ સાધુરામને લાગ્યું. અને

"વિમળ! હવે સવાર પડવા આવ્યું. ઘેર જા, અને મુંગો મુંગો જઇને સુઇજા. સૌ સારાં વાનાં થશે." અને માત્ર કહેવા પર આધાર ન રાખતાં એનો હાથ પકડી ઘર ભણી દોર્યો. વિમળના ઘરમાં દીવા બળતા હતા બાકી શાંતિ હતી. વિમળે ધ્રુજતા હાથે બારણું ઠોકયું.

બારણું ઉઘડયું અને સરોજની નાની બેન બારીમાં આવી ઉભી. "વિમળ ભાઇ! તમે છો કે? બ્હેનેને છોકરો આવ્યો. વધામણી!"

વિમળનો જરા વાર પહેલાંનો દુઃખીઆરો દેખાવ જતો રહ્યો. પિતા થવાના ગર્વમાં એની છાતી ફુલી. હોંસમાં એનું માથું ટટાર થયું. "પ્રભા! અમને બાળક બતાવશે કે?"

"ઉભા રહો, તમે ઘરમાં આવો. હું બાને કહું" કરી પ્રભા અંદરના ખંડમાં દોડી. વિમળે સાધુરામનો હાથ જોરથી પકડયો. એની આંખમાં હર્ષના આંસુ આવ્યાં "સાધુરામ કાકા!" પણ એ આગળ બોલે તે પહેલાં નર્સ હાથમાં નાની ગોદડી ને કપડાંમાં વીંટાળેલું બાળક લઇ આવીને ઉભી. બંને પુરૂષોએ આવું દશ્ય કદી જોયું ન હોતું

માણસના આકારનો લાલ માંસનો લોચો હોય એવું બાળક ઢાંકેલા લુગડામાંથી થોડુંક દેખાતું હતું. એને આકાર હતો પણ શોભા ને ઘાટઘુટ હજુ હવે આવવાના હતા. બાળક પોતાનું જ હતું એવી ખાત્રીથી વિમળે જરા હાથ લગાડયો. ને ચમકીને તે પાછો ખસ્યો. એનો સ્પર્શ લગભગ ચીતરી ચડે એટલો સુંવાળો હતો. એક જાતના અદ્ભુત આનંદથી વિમળને કમકમા આવ્યાં. નર્સ હસી. "ભાઇ! હજુ તમારે એને અડવાની વાર છે." ને બાળકને લઇને તે અંદર ચાલી ગઇ.

"વિમળ! નીરાંતે ઉંઘી જા, હવે ફીકર કરવાની કંઇ જરૂર નથી." કહી સાધુરામ પોતાના ઘર તરફ પાછા વળ્યા. પણ તરત ઘરમાં ન જતાં ક્યાં સુધી અંધારા રસ્તા પર એકલા એકલા રખડયાં કર્યું. એમને ભુતકાળનો એક દિવસ યાદ આવ્યો. પોતાનું પહેલું બાળક આવ્યું ત્યારની લાગણીઓ આજે જ અનુભવતા હોય એવી તાજી થઇ અને ઘણાં વર્ષોનું જડ બનેલું અંતઃકરણ પીગળતું હોય એવાં બે ચાર આંસુ જમીન પર ટપકયાં. ઝમઝમ કરતી અંધારી રાત દોડતાં દોડતાં જરા અચકાઇને આ પ્રૌઢ માણસનો શોક જોવા પળભર ઉભી રહી. અનંતકાળથી જનમંડળના સુખ દુઃખના સાક્ષીઓ ઉડુગણે માનવીના આ સુક્ષ્મ શોકભાર તરફ થોડાંક તેજના આંસુ ખેરી સહાનુભુતિ દર્શાવી અને સૃષ્ટિના આ તત્ત્વો ચિત્તમાં નવી શાંતિ પ્રેરતાં હોય તેમ આંસુ લુછી સાધુરામ ઘર તરફ વળ્યા.

નાનાં લાલચોળ નવાં જન્મેલાં બાળકનાં સ્વપ્નાં બાકીની રાત સાધુરામનાં સ્વપ્નાંમાં આવ્યાં કીધાં.

## ૩

બે દિવસ પછી સાધુરામ વિમળને સ્ટેશન પર મળ્યા. "બાળક કેમ છે?" તેમણે આતુરતાથી પુછયું.

જવાબમાં વિમળની આંખો હસુ હસુ થઇ રહી. "સરસ!"

"ને સરોજ?"

"એ પણ સારી છે."

થોડીવાર સુધી બંનેને આમળ વાત શું કરવી તે સુઝયું નહીં. પણ નવા બનેલા પિતાનો હર્ષ બહુવાર દાબી રખાય એવો ન હતો. "સાધુરામ કાકા! બાજો જન્મ્યો ત્યારે સાડા આઠ રતલનો હતો.' દુનીયામાં જાણે કંઇ મહાન અજાયબી બની હોય અને પોતે

સાધુરામને વધારેમાં વધારે બીક લાગતી હોય તો તે સરોજને મળવાની હતી. એમણે અત્યાર સુધી સરોજને નાની બાળા, નાજુક, હેતાળ, વિમળ પર આધાર રાખનાર લતિકા જેવી કલ્પી હતી. રખેને એને મળતાં પોતાની કલ્પના ભાંગી જાય !

પણ વિમળ એમ છોડે તેમ નહતો. "ના, કાકા ! તમારે આવ્યા વિના નહીં જ ચાલે. સરોજે કહ્યું છે." વિમળને મન સરોજે કહ્યું એટલે એ વાત પર વાદવિવાદને માટે કંઇ અવકાશ જ નહતો. ને ખરેખર રવિવારે સવારે વિમળ સાધુરામને ઘેર આવીને ઉભો. સાધુરામ ઝટઝટ પરવારી ન્હાસી જવાની તૈયારી કરતા હતા. "કાકા ! ચાલો. સરોજ વાટ જુએ છે."

નીરાધારીથી સાધુરામે વિમળ સામે જોયું અને ગયા વગર છુટકો જ નથી એમ જાણી મુંગા મુંગા ચાલવા માંડયું. સરોજ એટલા ઉપર જ ભરવાનું લઇને બેઠી હતી. "આવો, કાકા " એણે વગર શરમાયે જાણે કેટલાંએ વર્ષોની સાધુરામ સાથે ઓળખાણ હોય એમ કહ્યું. સાધુરામને એક પળ ગુંચવાડો થયો. "કેમ બહેન ! તબીયત કેમ છે ?"

"મારી તબીયત ? મારી તબીયત તો ચાર ગણી સારી થઇ ગઇ છે," સરોજ વિમળની સામે જોઇ ખડખડાટ મીઠું હસી. "પહેલાં તો આખો દિવસ હું ઘરમાં એકલી એટલે મને ગમતું નહીં. હવે તો બાળો છે એટલે મને એકલું લાગતું જ નથી ને !"

સાધુરામ સરોજ સામે બે પળ જોઇ રહ્યા. એમણે ધારી હતી એવી નાની ને નાજુક સરોજ નહોતી પણ મીઠી તો હતી જ. અને સાથે સાથે એક પ્રકારનું છોકરવાદીપણું એનામાં દેખાતું. સરોજ અને વિમળ હજુ તો નાના બાળકો કંઇક જાદુને લીધે મોટાં દેખાતાં હોય અને જીંદગીને એક રમત જ સમજતાં હોય એમ લાગતું હતુ.

"સરોજ ! બાળાને લાવતો ! કાકા તો તેને જોવાને આવ્યા છે." ને સરોજ વિમળના શબ્દો નીકળતામાં તો દોડી. પોતાનો મહામુલ્ય ખજાનો દેખાડી સાધુરામને અજાયબીમાં ગરકાવ કરી નાંખવાને આજે કેટલાએ દિવસથી એ તલપી રહી હતી. એક પળભરમાં તો નાનુંશું ગોદડીમાં વીંટાએલું બંડલ લઇને તે પાછી આવી. ને મુંગા મુંગા સાધુરામ પાસે બાળાને ધર્યો.

બાળકને જોતાં જ પોતે ભુતકાળમાં આમ જ જોએલું બાળક સાધુરામને સાંભર્યું અને પાછું તે જ બાળક સદેહ થઇને આવ્યું હતું એવું એમને પળભર લાગ્યુ. બાળક સુંદર અને તંદુરસ્ત હતું એવું તો એનું દુશ્મન પણ કહે. મોંમાં અંગુઠો નાંખી ભર ઉંઘમાં ગોદડીની હુંફમાં બાળક લપાયું હતું. ત્રણે જણા ઉંચે શ્વાસે આ કીમતી ખજાનાને જોઇ રહ્યા.

ને એક પળમાં બાળકે આંખ ઉઘાડી. તપખીરીઆ રંગની એ ઉંડી આંખોમાં યુગ યુગની અજાયબી ભરી હતી અને એ અજાયબીના ભેદ ઉકેલવાને અશકત આ ત્રણે માનવીઓએ સ્તબ્ધ થઇને એ આંખના ઉંડાણમાં ડુબકી મારી. અને એટલામાં તો મોટામાં મોટી અજાયબી ! બાળક ઓળખતું હોય તેમ સાધુરામ સામે જોઇને ખડખડાટ હસ્યું. કંઇ પવિત્ર ગહન ચીજ જડી હોય એમ એ હાસ્ય સાધુરામના હૃદયમાં કોરાઇ રહ્યું.

પૃથ્વીની સપાટીની પાર ઉડતા આ ત્રણે આત્માઓમાંથી વિમળ પહેલો જાગ્યો. "કાકા ! કહો ? બાબો સુંદર નથી ? "

"બાઇ ! સુંદર એ શબ્દ જ બહુ ઓછો પડે એવો છે. બાબો ખરેખર અદ્ભુત છે."

ચોકલેટ, કોઇ દહાડો મીઠા ચણા, ને સરોજ રોજ રોજ ગુસ્સે થઇ તેને વઢતી. "આ તમે સારી ટેવ પાડતા નથી. માંદો પડશે ત્યારે?" વિમળ રોજ એને ફરી નહીં લાવવાનું વચન આપતો અને રોજ ભાંગતો. ને સેતાન વિક્રમ પણ પપા આવે ત્યારે રોજ કંઇની કંઇ આશા રાખીને બેસતો–સરોજે વિક્રમને પપા કહેવાનું શીખવ્યું હતું. એને એ સંબોધન જરા વધારે ફેન્સી લાગતું–વિમળ દૂરથી દેખાય ત્યાંથી વિક્રમ "પપા, પપા" કહીને કુદતો ને એ શબ્દોનું સંગીત સાંભળતાં સાંભળતાં વિમળનો આત્મા સાતમા સ્વર્ગમાં જતો.

વિમળ રજાને દિવસે કોઇ કોઇ દિવસ બાળકને તેડીને સાધુરામને ઘેર જતો. ને બાળક વિક્રમને માટે સૌથી વધારેમાં વધારે તોફાન કરવાનો તે દિવસ હતો. સાધુરામના ઘરની કોઇ ચીજ તે દિવસે સલામત નહોતી. કુંડાં ભાંગતાં, ઝાડ તુટતાં, ટેબલ પર લુસેચુકે વાઝ પડ્યું હોય તો તેના કટકા થતા અને ખાવાનાની શોધમાં વિક્રમ આખા ઘરમાં ફરી વળતો. સાધુરામ ને વિમળ બાળકને ખોટું ખોટું વઢતા પણ તેથી વિક્રમનું મુખ જરા દયામણું થતું દેખાતું તો એને રીઝાવવાના નવા ઉપાયો શોધવા બંને મંડી પડતા. વિક્રમ આવતો તે દિવસ સાધુરામ પોતાના અંતઃકરણમાં કબુલ નહોતા કરતાં છતાં તેમના એકલવાયા ઘરમાં તહેવાર જેવો પળાતો.

આમ વિક્રમને માટે સાધુરામના ઘરમાં નવી નવી ચીજો આવતી ગઇ. શરૂઆત ઘુઘરા ને ઘરાખથી થઇ ને આગળ વધતા વધતા દડા, મોટરકાર, એરોપ્લેન, સીસોટીઓ, મીઠાઇ એમ કંઇનું કંઇ ઘરના દરેક ખુણામાં દેખાવા માંડ્યું. બાબો વિક્રમ આવે તેની સાથે રમવા એક નાનીશી બિલાડી પણ સાધુરામે પાળી ને જ્યારે જ્યારે એ આવતો ત્યારે કલાકોના કલાકો એને શબ્દોચ્ચાર શીખવવામાં અને એની સાથે રમવામાં સાધુરામ કહાડતા.

પહેલાં સાધુરામ વિમળને બાળાને બગાડી મુકવા માટે વઢતા. હવે વિમળે સાધુરામને એજ કારણસર વઢવા માંડ્યું.

"કાકા! આ તે શું કહેવાય! તમે વિક્રમને છેક ફટાવી મુકવાના છો."

સાધુરામ મનમાં શરમાતા પણ બહારથી હીંમતભેર કહેતા, "તું પોતે જ બાળક છે. તને બાળ ઉછેરવાની શું ખબર?"

વિમળ કંઇ જવાબ દેવા ગયો પણ તેના સામું જોવાને બદલે સાધુરામે મોટરકારને કુંચી આપવા માંડી. "બાળા! જો ગાડી ચાલી."

ને એટલું પણ ખરૂં કે વિક્રમ ખુબ મોહક બાળક હતો. બહુ રડવાનું એને ભાન ન હતું. દુનીઆમાં પોતે રાજ્ય કરવા સર્જાયો હોય એવા તોરથી એ બધું કરતો. એની શકિત પણ અનંત હતી. કોઇ ન હોય તો એકલો એકલો રમ્યા કરતો.

આટલી નાની ઉમરે પણ એને ચિત્રો જોવા ખુબ ગમતા. એને ખાસ કરીને ઉડતી, ચાલતી, દોડતી વસ્તુઓનો ખુબ શોખ હતો. મોટરકારની પાછળ તો એ ગાંડો હતો. સાધુરામ વિમળને ચીઢવતા. "વિમળ! તારો છોકરો મોટર હાંકનારો થવાનો છે."

અજ્ઞાનમાંથી જ્ઞાન પામવા મથતા બાળકો આ ઉમરે ખુબ જ આકર્ષક હોય છે. વાચાના જુદા જુદા પ્રયોગો કરતાં એ નવા શબ્દોચ્ચાર શીખે અને પોતાનું નવું વ્યાકરણ બનાવી એ શબ્દો વાપરે. નર-નારી જાતિના ઘોટાળા કરતાં કરતાં છેવટે એની ખરી કીંમત પોતાની શકિત પ્રમાણે આંકવા માંડે, ક્રોધ, શોક, સુખ દુઃખના જુદા જુદા ભાવો માટે સ્વરના આરોહ અવરોહના માપ સ્વભાવિક બુદ્ધિથી પોતે કાઢવા માંડે, પોતાની આસપાસની દુનીયાના ભાવો

અને ચીજોને પરખવા અને તેનું વર્ગીકરણ કરવા માંડે એ જાણી વસ્તુઓ બાળકને નવા સ્વરૂપમાં દેખાડે છે. દર દહાડે તે વધે છે અને કંઈક નવી શોધ કરે છે. સ્વાતંત્ર્યના પદાર્થપાઠ તે આ જ વખતે શીખે છે અને પોતાની આસપાસની દુનીઆનો ઓછો ને ઓછો આધાર લેવા તે માંડે છે. બાળકનું ખરેખરૂ વ્યક્તિત્વ આ જ વખતે બંધાવા માંડે છે.

દુનીઆનો બધો રસ ખરચારી બેઠેલા સાધુરામને આ બાળકની દુનીઆમાં ખુબ જ રસ પડવા માંડ્યો. દર રવિવારે વિક્રમને પોતાને ઘેર મુકી જવાની હમેશની આજ્ઞા એમણે કમળને આપી દીધી હતી. અને વિમળને એથી ફાવતું પણ થયું હતું. વિક્રમ એને ગમતો ખરો પણ રવિવારને દિવસે સરોજની સાથે એકલા થોડાક કલાક ગાળવાનું મળે તે એને અણગમતું નહોતું. ને એ બનેની વાતોનો મોટો ભાગ વિક્રમથી ભરેલો હતો. કોઈ વખત વિમળ ફરીઆદ કરતો "સરોજ! તને તો વિક્રમ વગર બીજી કંઈ વાત સુઝતી જ નથી. તું એ છોકરાને છેક બગાડી મુકવાની છે." સરોજ એને હેતની ટપલી મારી વાત બદલતી પણ થોડી પળો પછી પાછી પોતે જ વિક્રમની વાત શરૂ કરતી.

વિમળને અત્યાર સુધી કમાવું, ખાવું અને પત્નિ ને પુત્રની સાથે આનંદ કરવો તે સિવાય બીજી કંઈ વાતની ઝાઝી પરવા દેખાતી નહી. પણ હમણાં હમણાં કંઈ પણ રીતે વધારે પૈસા કમાવા જોઈએ એવું એને લાગવા માંડ્યું હતું. પૈસા વગર તે સરોજને મોટા બંગલામાં રાખી શકતો ન હતો. પૈસા વગર વિક્રમને માટે મનભાવતાં રમકડાં લાવી

એક દિવસ વિમળ વહેલો વહેલો ઘેર આવ્યો. સરોજ વિક્રમને 'પા,પા' કરીને અદ્ધર અદ્ધર ચલાવવાનો પ્રયત્ન કરતી હતી. વિમળને વહેલો ઘેર આવેલો જોતાં એને જરા અજાયબી થઈ. વિમળ આવીને આરામ ખુરશીમાં પડતું નાંખીને બેઠો. "કેમ, આજે કંઈ તબીયત ઠીક નથી.?"

"સરોજ! મારે એક કાપડની દુકાન કહાડવી છે."

સરોજ સડક થઈ ગઈ "પણ આપણી પાસે એટલા પૈસા ક્યાં છે?"

"પૈસા! પૈસા! જ્યાં જુઓ ત્યાં એ જ વાત છે. પણ આમ ને આમ મારો આરો કદી ઉંચે આવવાનો નથી."

તે આખી સાંજ વિમળ ઉંચા મને રહ્યો અને સરોજ વિક્રમને મુકી વિમળની સારવાર કરવામાં રોકાઈ. છેક રાતે એને ચમકારાબંધ એક વિચાર આવ્યો, "વિમળ! સાધુરામ કાકા મદદ ન કરે?"

ઘણીવાર વિમળ મૂઢ થઈ ગયો પણ પછી એણે એ વિચાર હસી કહાડ્યો. 'સાચી વાત! બિચારા ભલા માણસ બાળકનું આપણે માટે કરે તે ઓછું છે તે હવે તેના પૈસા લઈએ?" સરોજ તે વખતે જવાબ આપ્યા વગર મુંગી રહી. પણ ક્યાં સુધી એનું મગજ એ દિશા પરથી કામ કરતું ખસ્યું નહીં

"સાધુરામ કાકા! જુઓને આ વિમળને પૈસા કમાવાની ધુન લાગી છે ને!" એક દિવસ વિક્રમને પાછો મુકવા સાધુરામ આવ્યા

"વિમળને કાપડની દુકાન કઢાવવી છે ને મારવાડીને ત્યાંથી પૈસા વ્યાજે લેવાની તજવીજ કરતા ફરે છે."

પહેલાં તો સાધુરામથી સરોજનું કહ્યું માન્યું ન ગયું. પણ ધીરે ધીરે એમની સમજમાં વાત આવી. એમણે વિમળને બોલાવીને ખખડાવ્યો. "આ સરોજ કહે છે તે ખરી વાત છે?"

વિમળ સરોજના પર ગુસ્સે થયો ને સાધુરામ આગળ શરમાયો પણ એને વાત કર્યા વિના ચાલ્યું નહીં. અને પરિણામ એ થયું કે સાધુરામે એને એ દુકાન કઢાવી આપી.

વિમળ સ્વતંત્ર દુકાનદાર બન્યો.

૫

સાધુરામની માયાજાળ દિવસે દિવસે વધવા માંડી. વિમળનાં કુટુંબના ઘરડા દાદા તરીકે તેમનું સ્થાન છપાઇ ગયું.

વિક્રમ જરા મોટો થયો એટલે સાધુરામ દાદાએ ઘેર વહેલા આવી એની સાથે સાંજે ફરવા જવાનું શરૂ કીધું. વિક્રમ કદી આંગળીએ વળગી, કદી છુટો, દોડતો ચાલતો ને એની શક્તિ પ્રમાણેના બધા પ્રશ્ન પુછી સાધુરામને ચકવતો. સૌથી પહેલાં એણે દરેકનાં નામ પુછવા માંડ્યાં.

" દાદા! આ તું તે?"

" પતંગીયું "

" ને આ તું તે?"

" પોં પોં "

" મને પોંપોંમાં લ્યુ તે "

" જો, પેલી ચકલી જોઇ? કેવી ચક ચક કરે છે!" એનું ધ્યાન બીજી બાજુ દોરવા સાધુરામે કહ્યું. " જો, દાદા ચકલીની વાત કરે તે સાંભળ!

એક હતી ચકલી "

" એત હતી તતલી " વિક્રમે બોલવા માંડ્યું

" શાબાશ. ને એક હતો ચકલો "

" ને એત અતો તતલો. "

ઘણા દહાડા સુધી આ વાર્તાની આમ શરૂઆત થતી પણ તે કદી પુરી થતી જ નહિ. રસ્તા પર બીજું કંઇ વિક્રમ જોતો કે વાત ભુલી તરત એનું મગજ એ બીજા પદાર્થ પર જતું.

પ્રશ્નની પરંપરા આમ શરૂ થતી ગઇ પણ જેમ જેમ માહનાઓ જતા ગયા તેમ તેમ વિક્રમે વધારે અક્કલવાળા પ્રશ્નો પુછવા માંડ્યા. " ફુલ ક્યાંથી આવ્યા," તારા કોણે બનાવ્યા, ચાંદા મામા નીચે કેમ આવતા નથી, આપણે પક્ષીની માફક કેમ ઉડી શકતા નથી વી. વી. વાતો ઘણી ગંભીરાઇથી તે પુછતો ને કોઇવાર સાધુરામને પણ તેના પ્રશ્નોનો ઉત્તર કેમ આપવો તે સમજાતું નહીં

એક રાતે પથારીમાં વિક્રમ ઉંધો પડી સીસોટી વગાડતો વગાડતો પડ્યો હતો. તેના મુખ પર ખુબ ગંભીરતા હતી. એની પાસે ઉંઘાડવા બેઠેલી સરોજે નીચા વળીને એના ગાલ સાથે પોતાના ગાલ ચાંપ્યા.

" કેમ, બાપલા ઉંઘ નથી આવતી?"

"મમી! મને સાધુરામ દાદા પાસે લ્યું તે."

" અત્યારે દાદા ઉંઘી ગયા હશે. કાલે જજે. "

થોડી વાર બાળક વિક્રમ વગર બોલ્યે પડી રહ્યો. " મને દાદા બહુ ગમેતે. "

સરોજને જરા અદેખાઇ આવી. પોતાના છોકરાનું વહાલ જેની પોતે એટલી જ દરકાર

રામને લાગ્યું અને એમના ચિત્તમાં કંઇક શાતા વળવા લાગી: થોડી વાર પહેલાં જતો રહેલો વિશ્વાસ પણ એમનામાં પાછો આવવા માંડયો. "મારા વિક્રમને કંઇ થાય જ નહિ" એમના ચિત્તે આ વાતમાં સાક્ષી પુરી.

બીજે દિવસે સવારે સાધુરામ વિક્રમની ખબર લેવા ગયા ત્યારે વિક્રમના રોગની ભરતી ઓસરવા માંડી હતી એમ એમને લાગ્યા વગર રહ્યું નહીં. સાધુરામનો અવાજ સાંભળી વિક્રમે આંખો ઉઘાડી "દાદા તમે પેલી પરીઓની વાત કહેતા હતા ને ત્યાં હું ગયો હતો ત્યાં બધું એવું સરસ સરસ હતું! પણ હમણાં હું ઉંઘી જાઉં છું પછી હું તમને બધી વાત કહીશ" ને પછી એણે આંખો મીંચી.

સાધુરામની આંખમાં એના શબ્દો સાંભળી હર્ષનાં આંસુ આવ્યાં. વિક્રમ પાછો આવ્યો એવી એમને જરૂર ખાત્રી થઇ ગઇ.

૬

"મમી મારી સાથે કોઇને રમવાને લઇ આવોને! પરીઓની વાતોમાં તો બધી પરીઓ સાથે રમે છે ને મારી સાથે તો કોઇ રમતું નથી"

સરોજના મુખ પર લાલી ચડી આવી. નવા આવનારના ભણકારા કોઇ પરી આવીને વિક્રમના કાનમાં મુકી ગઇ હતી શું?

વિક્રમ આ વિષય સાધુદાદા પાસે વારંવાર છેડતો "સાધુદાદા મારી સાથે કોઇ રમવા ને કેમ આવતું નથી? મમીને કહો કે બજારમાંથી કોઇને લઇ આવે. બધી જ વસ્તુઓ બજારમાંથી આવે તો રમનાર શા માટે નહીં?"

ને ખરે જ એકવાર મમી માંદી હતી અને વિક્રમ સાધુદાદાને ત્યાં રહેતો હતો ને પાછો એ ચાર દિવસ પછી પાછો ઘેર આવ્યો ત્યારે મમી એક ઢીંગી સરખી બકુકલી બેબી લઇ આવી હતી.

વિક્રમ આવ્યો એટલે સરોજે તેને પાસે બોલાવ્યો. "જો, તું કહેતો હતો ને કે મારી સાથે કોઇ રમવાને લઇ આવો તે હું આ બેબીને લઇ આવી."

વિક્રમે નાખુશીની એક નજર બાળક પર નાંખી. એને આ રડતું, લાલચોળ, જાનવર જેવું બાળક કંઇ ગમ્યું નહીં. "મમી! ભંઇ, આવું શું? આ બેબી તો કંઇ સારી નથી."

ને ત્યારથી એ બાળકની પાસે કે સરોજની પાસે બહુ આવતો નહીં પણ દૂરનો દૂર રહેતો. એને મમી આ બાળકને આટલાં બધાં લાડ કરે તે પણ ગમતું નહીં. એક દહાડો એણે સાધુદાદાને પૂછ્યું. "સાધુદાદા, મમી આ બેબી કયાંથી લઇ આવી?"

એક પળભર શું જવાબ આપવો એ સાધુરામને સુઝયું નહીં. "આપણે પેલી પરીઓની વાત કરતા હતા ને તેમની પાસેથી મમી બેબીને લઇ આવી. તને ગમતું નહોતું ને!"

થોડી વાર બાળક વિક્રમના કપાળ પર કરચલીઓ પડી. "ત્યારે દાદા હું કયાંથી આવ્યો?"

ફરી એ નો એ જ જવાબ આપવો? સાધુરામે વિચાર કર્યો. પણ બીજો કંઇ ઉત્તર તરત એમને સુઝયો નહીં.

"તું પણ ત્યાંથી જ આવ્યો બઇલા!"

"દાદા! મમી મને શું કામ લઇ આવી?"

"તને ખબર નથી? પપા રોજ બહાર જાય ત્યારે મમીને એકલાં એકલાં ગમતું નહોતું. તે રોજ રોજ એકલી બેસીને રડતી. પછી એક દિવસ મમી બાગમાં ફરતી હતી ત્યારે એક પરી ફરતી ફરતી આવી. કેવી ઢીંગી સરખી? આ મારા અંગુઠા કરતાં જરા મોટી નહીં હોં. તે છાનીમાની લપાઇને એક ફુલ ઉપર બેઠી.

ઓળખાણ થઇ. થોડા દહાડામાં તો બંને આખો દિવસ સાથે જ રમનારા થઇ ગયા.

ને સમવયનો સાથી મળ્યો એટલે વિક્રમનું લક્ષ દાદા તરફથી થોડું ઓછું થવા માંડ્યું. દાદાની પાસે વાર્તા સાંભળે તો બંને જણ સાંભળે, દાદાની સાથે ફરવા જાય તો બંને જણા જાય અને વખતો વખત તો રમવામાં દાદાની પણ જરૂર રહેતી નહીં. સુમન જરા મોટો હતો તે દોરતો, વિક્રમ દોરાતો.

સુમનની દોરવણીએ વિક્રમ દોરવાતો. સુમનની સાથે તે ઝાડ પર ચઢતાં, ભુસકા મારતાં, તોફાન કરતાં શીખ્યો. સુમનની સાથે રમત રમતાં દાદાને ને મમીને એ કલ્લાકોના કલ્લાકો ભુલી જવા માંડ્યો. બંને જણ બાગમાં રસ્તા પર ભટકયા કરતા, બંને જણ સાથે ખાતા, સાથે ફરતા, લઢતા ઝઘડતા અને પાછા એકઠા મળતા. વિક્રમને સુમન વિના એક પળ પણ ચાલતું નહીં

સાધુરામનું હૃદય ફરી પાછું ઘવાયું. ઘણા વર્ષો એકાંત સેવી સેવી આણેલી શાંતિ વિક્રમ ના સહવાસે જતી રહી. નિર્જનતાથી કઠોર થયેલા હૃદયના પડો પણ આ બાળકના સંગાથ માં ઉડી ગયા અને ફરી પાછો 'મારો કરેલો' ને 'મારો માનેલો' બાળક જીવનમાંથી સરી જતો હતો. કદાચ...કદાચ એક વાર એ એવો જતો રહેશે કે સાધુરામ દાદા કોઇવાર જુવા-નીમાં એક વાત કરવાના વિષય શીવાય બીજી કોઇ રીતે એને નહીં સાંભરે.

સ્નેહનો અધિકાર એક પાસનો આપેલો ટકતો નથી. ને વયનું ઘણું મોટું અંતર હોય ત્યાં પણ સ્નેહ કદી એકજ પ્રકારની સ્થિતિમાં રહી શકતો નથી. મોટાનો સ્નેહ નાના કરતાં વધારે તીવ્ર હોય છે. નાનું નવા સ્નેહીઓના સાથમાં જુના સ્નેહીઓને સહેલાઇથી વીસરી જાય છે. મોટું આખા જીવન સુધી તેને સાચવી રાખે છે ને તે ખોવાય ત્યારે શોકના આંસુ અનિવાર્ય થઇ પડે છે.

સાધુરામ દાદાએ એક પલકમાં જોઇ લીધું કે વિક્રમ હવે એનોએ નહીં રહે. દાદા, મમી, પપા સૌને એ ચહાશે પણ એમની અગત્ય દહાડે દહાડે એના જીવનમાંથી ઓછી થાય એવો ક્રમ કુદરતે એને માટે નીરધારી મુકયો હતો. આજે સુમન, કાલે એનું મગજ વિકાસ પામશે તેમ સ્કુલના કોઇ બીજા બાળકો એના મનનો કબજો લેશે. મોટો થતાં સુધી એવા અનેક કબજાઓ લેવાશે ને છુટશે ને એક દિવસ કોઇ બાળકી કે સ્ત્રી એના સમગ્ર જીવનનો કબજો લેશે ત્યાં સુધી આ ક્રિયા ચાલવાની.

પછી એ પત્નિ અને છોકરાંનો બનશે, ગમે તેનો થશે પણ-સાધુરામ દાદાના જીવનમાં એ હતો એવો તો પાછો નહીં જ આવે. જવાની એણે શરૂઆત કરી હતી. પુરેપુરો જતાં કદાચ મહીનાઓ, વર્ષો લાગશે પણ જવાનો એ તો ચોકસ.

સાધુરામને ફરી વૈરાગ્ય આવતો હતો. વિક્રમના જવાની વાટ જોઇ છેવટે અંધકારમય ઘડપણમાં દુખી જવું એના કરતાં હમણાં જઇ બાળકના મન પર હંમેશની ન ભુસાય એવી સાધુદાદાની છાપ મુકવી એ સારૂં નહીં? ને બાળકે પોતાને છોડ્યો તેના કરતાં બાળકના મનમાં પોતે જીવંત છે એ વિચારે દૂર દૂરથી પણ પોતાના મનને શાતા નહીં વળે વારૂ?

સાધુદાદાએ રાત્રિ દિવસ આ વિષય પર વિચાર કર્યો અને છેવટે નિર્ણય પર આવ્યા. જવાની બધી તૈયારી એમણે કરી રાખી. વિ-મળને સરોજને કંઇક બહાનું કહાડી સાંજે મળી આવ્યા. રાત્રે વિક્રમને પાસે બોલાવ્યો.

"વિક્રમ! દાદા કાલે ગામ જાય છે. તું દાદાને યાદ કરશે કે?"

વિક્રમને પહેલું કહેવાનું મન થયું "દાદા!

મને લઈ જાઓ" પણ પછી સુમન સાથે બીજા દિવસે જુદું જવાનું હતું તે તેને સાંભર્યું. તે સાધુરામને વળગી પડ્યો. "દાદા! ક્યારે આવશો?"

સાધુરામે વિક્રમને છાતી સરસો દબાવ્યો. એમના મોંએ ડૂમો ભરાયો ને ક્યાં સુધી બોલાયું નહીં. છેવટે એમણે ગળું ખંખારી ઉત્તર આપ્યો, "થોડા દહાડામાં, પણ તું ડાહ્યો થજે. ને અમીને પજવતો નહીં."

વિક્રમે ડહાપણથી ડોકી ધુણાવીને હા પાડી. દાદાએ એને માટે એક મેકેનો, એક ઘોડો, એક વાજું, એક એરોપ્લેન, એક મોટી મોટર ને એવાં બીજાં ખુબ રમકડાં આણેલાં તેનો ઢગલો તેની આગળ કર્યો. આખા જન્મારાની ભેટ જાણે અત્યારે જ આપી દેતા હોય એવું એમનું વર્તન હતું.

વિક્રમનું બાળક હૃદય પીગળી ગયું ને બહાદુર છોકરા રડે નહીં એ સુત્ર સાંભરી આવવાથી જ તેણે આંખમાં આવેલાં આંસુ બળજબરીથી રોક્યાં. ઘેર જવાનો વખત થયો પણ એને ઘેર જવાનું મન નહોતું થતું. "દાદા મને અહીંઆ સુવા દોને!"

"ના, ભાઈ! આજે નહીં. ફરી વાર જુશે" દૃઢ હૃદય રાખી સાધુરામે કહ્યું ને ફરીવાર એકવાર ભેટીને માણસ સાથે એને મોકલી આપ્યો. એના ગયા પછી જીવનમાંથી જ્યોત જતી રહી હોય એમ એક આરામ ખુરશી પર પડીને સાધુરામ મોકળે મને રોયા.

ને બીજે દિવસે સવારે મળસ્કામાં જીવન ભરની યાત્રા કરવાનો નિશ્ચય કરી સાધુરામ નીકળ્યા.

પણ એમનો ઉદ્દેશ સિદ્ધ થયો. વિક્રમના જીવનમાંથી એમની સ્મૃતિની સુવાસ કદીએ વાસી થવા પામી જ નહીં.



# "કેવળ પ્રેમબંધનની યાચના"

લેખક : તનમનીશંકર લા. શિવ

વસંતની મધુર કે શુભ પ્રભાતમાં વ્યોમથી
વહેતી રવિ-રશ્મિની પિયૂષ રક્તધારા ઝીલી,
સલિલ-વપુ રમ્યમાં રગ રગે પ્રસારી દઈ,
ખીલ્યાં અરૂણીયાં મૃદુ કમલ-હસ્ત હુલાવતી,
લલિત લહરી તણું વસન મસ્ત ઉડાવતી,
મનોહર તળાવડી તણી મૃદુલ કાયા મહીં
પ્રિયે ! તુજ, અમીભરી સકળ ચારૂતા છે ભરી.

મધુરતર એથી યે તુજ પ્રીતિનું સૌંદર્ય છે,
અધિકતર એથી યે હૃદય સ્પર્શી શકે;
દૃગો મીંચી રહું ઉભો, તદપિ હૈયું એ તો લહે
પ્રીત તુજ, અનુભવે પરમ સુખ-ઉન્માદ, ને
નવીન કંઈ પ્રેરણા અમર મૃત્યુ લોકે થવા
મળે, સખી ! મને જ આ પ્રણય દિવ્યથી સર્વદા.

ચિરંજીવ ન રૂપ છે, અમર પ્રેમ તારો ગણું;
પ્રિયે ! કર તું એવું તો પ્રીતિ જ મુગ્ધ થઈ રહું !

# શેલીનો જીવન-સંકલ્પ

લેખક : રા. ફિરોજશાહ રુસ્તમજી મહેતા

ઇટલી—અને ૧૮૦૪માં આંગ્લ નૃપતિ જ્યોર્જ ત્રીજાએ ઇટનની મહાશાળાના મુખ્ય આચાર્ય ડૉ. કીટની નિમણુક કીધી. એ દેખાવે ઠિંગણો અને જાડો હતો—સ્વભાવે નિર્દય અને નિષ્ઠુર હતો. એના શબ્દકોશમાં 'સત્તા'નો અર્થ 'ત્રાસ' થતો. ચાબુક-મારના ઠીમચા (Flogging-Block)માં એને અગાધ શ્રદ્ધા હતી. વિદ્યાર્થીઓને પાધરા દોર કરવામાં—તેમને 'સંપૂર્ણ' બનાવવામાં ચાબુક-મારનું ઠીમચું અતિ આવશ્યક કિંવા અદ્ભુત વસ્તુ છે એવી એની દૃઢ માન્યતા હતી. "સ્વર્ગના કટ્ટા સુખ" ઉપર પ્રવચન કરતાં એ છેવટે તેમને હમેશ આ પ્રમાણે કહેતો "છોકરાઓ ! દિલ સાફ રાખજો. જો ન રાખ્યું તો તમને ચાબુકથી ફટકાવ્યા વિના રહેવાનો નથી."

આવા સજ્જનો અને શાહ સોદાગરો પોતાના દીકરાઓને એની સંભાળમાં સોંપતા, એ સર્વે ડૉ. કીટના 'પવિત્ર ઝનુન' ઉપર ખુશ હતા. રાજ્યના લગભગ અર્ધા ઉપર મંત્રીઓ, ધર્માધ્યક્ષો, સેનાપતિઓ તથા 'ડ્યુકો'

તે દિવસોમાં સારામાં સારા માણસો 'સખત શિક્ષા' પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા. તાજેતરમાં થયેલા ફ્રેન્ચ વિપ્લવે ઇંગ્લાંડના અમલદાર વર્ગને ચિન્તામાં મૂકી દીધો હતો. તેઓને સ્વાતન્ત્ર્યવાદ સ્વભાવિક જ ગમતો નહોતો, એટલે દેશની જાહેર શાળાઓમાંથી સ્પષ્ટ વક્તાઓ નહીં પણ મૂહુમાણી હજુરીઆઓ બહાર પડે એમજ ઇંગ્લાંડ માગી રહ્યું હતું.

ઇટનના ઉછરતા યુવક દિમાગોમાં પ્રજાસત્તાક ભાવનાની ગંધ સરખીએ ન રહી—એની જડ મૂળમાંથી જ ઉખડી જાય તેટલા સારૂ દેશની બધી મહાશાળાઓનો શિક્ષણક્રમ સંપૂર્ણપણે લૌકાચારિક તથા ઉપર છલ્લો રાખવામાં આવ્યો હતો. પાંચ વર્ષે છઠ્ઠે વિદ્યાર્થીઓએ હોમર બે વાર વાંચેલો હોવો જ જોઇએ, વરજીલ અને હોરેસ લગભગ પૂરો કરવો જ જોઇએ, નેલ્સન તથા વેલિંગટન વિશે શબ્દસાદૃશ્ય કે અર્થસાદૃશ્યપૂર્ણ વાક્યો લૅટીન ભાષામાં જાતે રચતાં આવડવાંજ જોઇએ. લૅટીનમાંથી અનુવાદ તેમજ ઉતારા કરવાનો શોખ તે સમયમાં એટલો બધો તો પ્રચલિત

"હું આજથી પ્રતિજ્ઞાપૂર્વક નિશ્ચય કરૂં છું કે જેટલી શક્તિ મારામાં છે, તેટલો હું ડાહ્યો, ન્યાયી અને સ્વતંત્ર બનીશ. કસમ લઇ કહું છું કે મૌન રહીને પણ હું કોઇ નિર્દય સ્વાર્થસાધુનો કે દુષ્ટ સત્તાશાળીનો સહકારી નજ થઇશ. નબળા ઉપર જબરા ફાવે એ અધમ રીતિને હું જરાય સહાનુભૂતિ આપીશ નહીં –મરતાં સુધી તેની સામે થઇશ. ઉપરાંત આ પળે આ...આસપાસના સૌંદર્યને સાક્ષી રાખી અંતઃકરણ પૂર્વક જીવન–સંકલ્પ કરૂં છું કે હું મારૂં આખું જીવન સૌંદર્ય પૂજાને તથા તેના પ્રચાર માટેની અખંડ સેવાનેજ અર્પણ કરીશ।"



હાથમાંથી બરફીની ટોપલીના દાશે અને પાતરાં જમીન ઉપર પડ્યાં. (પૃ. ૬૫)



# બા

લેખક: રા. ધનસુખલાલ કૃ. મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ

"બા !" બાનો સૌથી નાનો છોકરો વિનાયક કૈંક શરમાતો, કૈંક વ્યગ્ર થતો હીંમત કરીને બોલી ઉઠ્યો.

"કેમ ! દીકરા !" બાએ સ્નેહથી ઉભરાતા અવાજે પુછ્યું.

"ના, આજે—આજે ઉર્મિલા અહિં રહેવા આવવાની છે." ઝડપથી આટલા શબ્દો બોલી વિનાયક દાદર ચઢી પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

"વિનુ, તેં મને કહ્યું હોત તો હું જ કહેવડાવત ને—" બોલતાં બોલતાં બાનો અવાજ ધ્રુજ્યો—જીવ દુઃખની લાગણી થઈ હોય એમ લાગ્યું પણ વિનાયક તો ચાલ્યો પણ ગયો હતો એટલે વધુ બોલવું નિરર્થક હતું એમ જાણી બા ચુપ રહ્યાં પણ હૃદયમાંથી આઘાત ન ગયો.

હતો. સારાં જગતમાં બાને આ ત્રણ પુત્રો સિવાય બીજું કોઈ નહીં એટલે બાએ પોતાનું આખું હૃદય એમને દઈ દીધું. ધીરજલાલ ગ્રેજ્યુએટ થયો અને તરત જ મુંબાઈમાં રેલ્વેની ઓફીસમાં એને સારી જગ્યા મળી. સુરતનું ઘર છોડી મુંબાઈમાં જ બધાં સાથે રહીએ એ હોંસ બાના હૃદયમાં જન્મી. ડરતાં ડરતાં એણે એ હોંશ ધીરજલાલ અને રતનવહુને કહી પણ ખરી.

"બે ઘરનો અર્થ શો કરવો એ પણ ઠીક નહિ," બાએ કહ્યું. "અને—અને ધીરુ ! હું સાથે હોઉં તો તારે સંસારની બીજી કોઈ જંજાળ નહિ રહે. કેમ, રતનવહુ !"

રતનવહુ શાંત રહ્યાં. સાસુની વાતમાં ટાપશી એણે પુરી નહીં. ધીરજલાલ પણ કચવાયા હોય એમ લાગ્યું. થોડી વાર એણે પત્નીની

બોલાયું નહીં. ધીરજલાલ નોકરી લે તે પછી કુટુંબે સાથે રહીને શું શું કરવું એ વીશેના બાએ મનમાં ન મનમાં કૈં કૈં ચોક પુર્યાં હતા. પરંતુ એ પ્રસંગ પ્રાપ્ત થતાં જ, એક ક્ષણમાં એ બધું ઉડી ગયું. છતાં બાએ આશા છેક નહીં મુકી. હજી મુંબાઇ જતાં ધીરજલાલ અને એની પત્નીને વાર હતી એ દરમીઆન બાએ આડકતરી રીતે એમની અનેક પ્રકારે ખુશામત કરી. બાના વહાલસોયાં હૈયાંએ હદ વિનાનું વહાલ એમના ઉપર ઠાલવ્યું. પણ જમાનો બદલાતો જતો હતો. 'સાસુ' જાતના ભયંકર પ્રાણીએ 'વહુ' નામના પ્રમાણમાં નિર્બલ પ્રાણી ઉપર અનેક વર્ષો સુધી, અનેક પેઢી સુધી દારૂણ દુઃખ વરસાવ્યાં હતાં એટલે સાસુ વર્ગમાં બા જેવાં અપવાદ હોય છે એ સત્યનું ધીરજલાલ તેમજ રતનવહુને ભાન થયું નહીં. રશિયાનો ઝાર પોતે ખરાબ માણસ નહોતો પણ 'ઝાર'ની સંસ્થા ખરાબ હતી એટલે એના જેવા સારા માણસનું બલિદાન પણ આપવામાં આવ્યું.

વસ્તુસ્થિતિ હોય તે વસ્તુસ્થિતિ બહુ જ સારી હોય, અનેક પ્રકારે સરલતાવાળી અને સંતોષકારક હોય છતાં એમાંથી છૂટીને કોઇક જુદી જ વસ્તુસ્થિતિ વધુ સારી હશે જ, વધુ સરલતાવાળી અને સંતોષકારક થશે જ એ મનોદશા મનુષ્યો છોડી શકતાં નથી.

ધીરજલાલના કુંવારા જીવનમાં તેમજ ટુંક પરણેલાં જીવનમાં એણે કોઇ પણ પ્રકારની સાંસારિક વ્યથા અનુભવી ન હતી. બા તરફથી કે ભાઇઓ તરફથી એને કે રતનવહુને કોઇ પણ પ્રકારના કલેશનું કારણ મળ્યું ન હતું છતાં મુંબાઇ જવાનો પ્રસંગ ઉભો થતાં એ પતિ-પત્નીના હૃદયમાં એક તરફથી 'સાસુ'ની ભયંકર આકૃતિ ખડી થઇ અને બીજી તરફથી સ્વતંત્રતાની દેવી કોઇ અવનવાં આભુષણો અને અલંકારોથી સજ્જ થઇ તેમને આકર્ષવા લાગી.

ધીરજલાલ અને રતનવહુ મુંબાઇ ગયાં. બા અને બીજા બે પુત્રો સુરત રહ્યાં. બાનું

જ હોય છે. યુવાવસ્થામાં એને ક્ષણભર તીવ્ર નિરાશા થાય છે પણ તરતજ એ જખમ રૂઝાય છે અને નિરાશા આશામાં ફેરવાઇ જાયછે. વૃધ્ધોના નિરાશાના જખમ જલ્દી રૂઝાતા નથી છતાં આશા તો છોડાતી નથીજ.

બાએ પતિ ખોયો ત્યારે ત્રણ પુત્રો ઉપર આશા બાંધી. ધીરજલાલ અને રતનવહુ મુંબાઇ જતાં રહ્યાં ત્યારે બે પુત્રોને પોતાનો સ્નેહ અર્પ્યો. રમણલાલ અને કમલા અમદાવાદ જતાં બાને રહ્યો એકલો વિનાયક. વૃધ્ધોની કાળજી અને કંજુસાઇથી સંઘરેલ મમતા અને વાત્સલ્ય બાએ વિનાયક આગળ ધર્યાં. પણ યૌવનમદમાં ઘુમતાં યુવક–યુવતીઓને એની કિંમત નથી. મમતા, સ્નેહ, વાત્સલ્ય વગેરેની ભેટ મેળવવાનો પોતાનો હક્ક છે એમ એઓ માને છે અને એ ભેટ સ્વીકારવાથી પોતે એ ભેટ ધરનાર મનુષ્યો ઉપર ઉપકાર કરે છે એવું ધારી લે છે.

થોડાં વર્ષો વહી ગયાં. વિનાયક વકીલ થયો અને પછી મુનસફ થયો. સુરતમાંજ જગ્યા મળી. લગ્ન ધામધુમથી થયાં. સૌથી નાની વહુ ઉર્મિલા ગ્રેજ્યુએટ થએલ હતી એટલે બાનો હર્ષ માતો ન હતો. પહેલી બે વહુઓ થોડું ભણેલી અને આ ત્રીજી તો ગ્રેજ્યુએટ એટલે સ્વાભાવિક અભિમાન થાયજ; તે ઉપરાંત બાના હૃદયના ખુણામાં એવો પણ વિચાર ખરો કે પહેલી બે વહુઓના જેવું વર્તન ત્રીજી નહીં બતાવે. વળી હવે કોઇની કેળવણી પણ બગડે તેમ ન હતું. સુરતમાં બાની જરૂર પણ ન હતી. વિનાયકને લાડ લડાવ્યાં તેટલાં લાડ બહુ થોડા પુત્રોએ મા તરફથી મેળવ્યા હશે. ઉર્મિલાએ સાસુ પાસેથી વિવાહ અને લગ્ન વચ્ચેની મુદ્દતમાં જેટલું હેત મેળવ્યું તેટલું હેત તો કદાચ કોઇ પણ પુત્રવધૂએ સાસુ પાસેથી મેળવ્યું નહીં જ હોય ! બા પણ જાણતી હતી કે આ તેની છેલ્લી રમત અને છેલ્લો દાવ છે. આમાં પરાજય મળ્યેથી જીવનમાં બીજી આશા તેને ન હતી.

× × ×

લગ્ન થઇ ગયાંને ચારેક દિવસ થઇ ગયા હતા. ધીરજલાલ અને રતનવહુ તો રજા ટુંકી હતી એવું બ્હાનું કાઢી મુંબાઇ રવાના પણ થઇ ગયાં હતાં અને લગ્ન પછીના દિવસોની માથાકુટ એ પ્રમાણે એમણે માથા ઉપરથી કાઢી જ નાખી હતી. લગ્ન દરમીઆન રતનવહુ અને કમલાએ પોતે છોકરાના પક્ષના છે એ મહાન સત્ય છોકરીવાળાંને સમજાવવા કોઇ કોઇ વાર યત્ન કર્યા હતા પણ બાએ વચમાં પડી સમાધાન કરાવી દીધું હતું. વળી પરણનાર પોતેજ આ બાબતમાં વહુના પક્ષનો હતો એટલે ઝાઝી તકરાર થઇ શકી પણ નહીં.

શુભ પ્રસંગનો આનંદ અનુભવ્યા પછી જે ગ્લાનિ અનુભવાય છે તે ગ્લાનિમાંથી બા હજી પુરેપુરાં છુટી શક્યાં ન હતાં તે પહેલાં તો વિનાયકે બાને જણાવી દીધું કે "આજે–આજે ઉર્મિલા અહીં રહેવા આવવાની છે !'

દુઃખકર પ્રસંગ આવવાનો હોય તેની આગાહી મનુષ્યને થયા વિના રહેતી નથી. સાધારણ રીતે પણ પોતાના સ્નેહના પાત્ર ઉપરની પોતાની માલેકીમાં કોઇ ત્રાહીત વ્યક્તિ ભાગ પડાવવા આવે એટલે મનુષ્યને દુઃખ થયા વિના રહેજ નહીં. વિનાયકના શબ્દો સાંભળી બાનું હૈયું અનેક દુઃખની આગાહી અનુભવવા લાગ્યું. વેદનાના બણુકારા સ્પષ્ટ સંભળાવા લાગ્યા. ઉર્મિલાના અને પોતાના સબંધમાં કોઇ પણ જાતની કડવાશ ઉભી નથી થઇ. પોતે ઉભી નથી થવા દીધી એટલું જ નહીં પણ એવી કડવાશની ગંધ સરખી પણ

આવવા નથી દીધી એવું બાએ પોતાના હૃદય સાથે વિચાર કરીને માની લીધું અને એ માન્યતાથી હૈયું કંઈક શાંત થયું. હજી તો વિનાયકની નોકરી સુરતમાં જ છે એટલે તો ચિંતા જ નથી પણ પરગામમાં પણ એકાએક થએલ સુવાવડને વગર પગારનું આખું અઠવાડિયું માગવું પડે તો નજર પડે પણ ઊલટું આવશ્યક ગણાય એમ બાને લાગ્યું એટલે પોતે નાહક ખિન્ન થાય છે એમ મનને સમજાવ્યું.

ઉર્મિલાને ઘેર બોલાવવાનું કહેવાનું પોતે જ કહી લીધું એને બદલે વિનાયકે મને કહ્યું હોત તો કેવું સારું થાત? આ વિચાર બાને આવ્યો. કેટકેટલી વાર પોતે કે કેટલો આનંદ પોતાના પુત્રોના સારાને માટે, જરા વિચાર પણ કર્યા વગર જતો કર્યો હતો તેનો ખ્યાલ બાને આવ્યો. છતાં આવા નાનાં કાર્યનો યશ, તે કરવાનો સંતોષ, વિનાયકથી પોતાને નહીં અપાયો એ વિચાર માત્રથી બાનું હૈયું વીંધાયું. પણ એવા એવા વિચારોથી–એવા એવા પશ્ચાત્તાપથી વસ્તુસ્થિતિ સુધરતી નથી એવું બા સારી રીતે જાણતી હતી એટલે એણે મનને વાળી લીધું. ઉર્મિલા પોતાને ત્યાં રાતે આવવાની હતી તે પ્રસંગે જરા થોડી ખરચી અને બે ફૂલના હાર હોય તો ઠીક. નહીં વહુને માઠું લાગશે એમ બાને લાગ્યું. પણ બજારમાંથી લાવે કોણ? એવી વાત ચાકર માણસને તો કહેવાય નહીં.

કે જરા થોડી ખરચી અને એક ફૂલનો હાર મંગાવીએ તો ઠીક." બા બોલી.

"શેને માટે? અમારી વખતે તો એવું કંઈ કર્યું ન હતું!" કમળાએ કહ્યું.

"હા, વહુ એ તો હું જાણું છું. પણ હવેનો જમાનો બદલાયો છે એટલે આટલું કરીએ તો જુવાન છોકરાંઓને ઠીક લાગે." બાએ ધીમેથી કહ્યું.

"તો તમારે જે કરવું હોય તે ખુશીથી કરોને. હું થોડી ના કહું છું." કમળા બોલી, "મને એવા નવા રીવાજ દાખલ કરવા ગમતા નથી."

"તમે જરા પાસેથી જઈને લઈ આવશો?" દલીલમાં ઊતરવું નિરર્થક લાગવાથી બાએ વિનંતિ કરી.

"હા હા હા! કોણ હું લઈ આવું?" કમળા કટાક્ષમાં હસતી બોલી. "મારે તો એવા કશા ઓરતા નથી. અને મારે અત્યારે વખત પણ ક્યાં છે! સાંજ પડવા આવી છે અને અમે આજે રાતે નવની ટ્રેનમાં તો અમદાવાદ જવાનાં. હજી તો મારે વાવાકાકાને અને લાલામામાને મળવા જવું છે. કોઈ ચાકરની પાસે મંગાવી લ્યો; બાકી અમથી માથાકૂટ કરો છો–એમાં કોઈ તમને સરપાવ આપી દેવાનું નથી."

ઘરમાંથી નીકળી માળીની દુકાનેથી હાર અને બરફીવાળાને ત્યાંથી બરફીની ટોપલી લઇ આવી ને બાએ પોતાના ઓરડામાં સંતાડી દીધાં.

વાળુ કૈંક ઉતાવળથી થયું. રમણલાલ અને કમળા "આવજો, આવજો," "શરીર સાચવજો, કાગળ પતર લખતાં રહેજો" વગેરે વાક્યોના ધ્વનિ સાથે અમદાવાદ જવા ઉપડી ગયાં. ઘરમાં બા અને વિનાયક બે એકલાં જ રહ્યાં. વિનાયકનું હૈયું પણ લાગણીઓના આવેશથી વ્યગ્ર બની ગયું હતું એટલે તેનાથી શાંત બેસી રહેવાયું નહીં. કૈંક બહાનું કાઢીને વિનાયક કોઇક પડોશીને ત્યાં "પાંચ મીનીટ જઇ આવું છું" કહીને ચાલ્યો. ઘરની શાંતિ બાને સાલવા લાગી. એટલામાં કૈંક કુતુહલ વૃત્તિથી પ્રેરાઇને બેએક પડોશણો બાને મળવા આવી પણ બાથી છુટથી બોલાયું નહીં, એટલે પડોશણો નિરાશ થઇ.

"હજી વહુ આવ્યાં નથી ?" એક પડોશણે પૂછ્યું.

"ના, આવશે, શી ઉતાવળ છે ?" બાએ લાગણી વિનાના અવાજે કહ્યું.

પડોશણો ગઇ. બા ઉતાવળે જઇને વિનુભાઇના ઓરડામાં કૈંક છેલ્લી ગોઠવણો અને સાફસુફ કરી આવી. એક ખુણામાં ઘીનો દીવો પણ એને સળગાવી દીધો અને બે ચાર અગરબત્તીઓ પણ ચેતાવી મુકી હતી.

બારણું ખખડ્યું. બાના હૈયામાં આઘાત થયો. પુત્રને લેવા યમરાજ આવતો હોય એવી ભ્રમણા થઇ. 'રોઇ પડુ, રોઇ પડું' એવું હૈયું ગળગળું થઇ ગયું. ઉર્મિ દબાવી બાએ મમતાભર્યા સાદે કહ્યું. "આવ ઉર્મિલા, આવ. અચકાય છે શાની ? ઘર તો બેટા તારું છે ને !" બા ઉભી થઇને દાદર સુધી ગઇ. ઉર્મિલાનો હાથ પકડી તેને ખડમાં લઇ આવી અને ખુરસી ઉપર બેસાડી.

ઉર્મિલા ગ્રેજ્યુએટ હતી. તે અને વિનાયક લગ્ન પહેલાં અનેકવાર મળ્યા હતાં છતાં નવજીવનના આરંભની ઘટિકા પાસે આવતી જતી હતી એટલે તે પણ જરા વ્યગ્ર હતી, અસ્વસ્થ હતી. શીઆળો હતો છતાં મુખ ઉપર પ્રસ્વેદ જણાતો હતો. તે લુછવા માટે રૂમાલનો ઉપયોગ કરવાનું પણ એને સુઝતું ન હતું. થોડીવાર સાસુ અને વહુ સામસામું જોઇ રહ્યાં. પણ આ પ્રકારની શાંતિ વધુ સહન થઇ નહીં એટલે એણે કહ્યું, "પાણી બાણી પીવું છે ?"

"ના—નાજી," ઉર્મિલાએ ઉતર દીધો.

"ઉર્મિ, હું તારી મા છું એજ પ્રમાણે મને ગણજે, જરા અંતર નહીં રાખીશ.' બાએ ધ્રુજતાં હોઠ દબાવીને કહ્યું. "મારે તો તું અને વિનાયક એ બેજ હવે રહ્યાં છે."

"હંઅ, હા," ઉર્મિલાએ નીચું જોઇ જવાબ વાળ્યો.

નાની વહુનાં હૈયામાં પ્રવેશ કરવાનો સાસુએ પ્રયાસ કર્યો પણ અસલની સાસુઓની સંસ્થા અંતરાયરૂપ થઇ પડી. એક પણ શબ્દ બોલ્યા વિના સાસુ અને વહુ એકેકના હૈયાંના વિચાર જાણવા લાગ્યાં. પોતાના લાડકવાયા પુત્રનું હરણ કરવા આ અજાણી, ત્રાહિત છોકરી આવી છે, એને વિજય જ મળવાનો છે, પોતે પોતાનું સર્વસ્વ અર્પી દેવા તૈયાર છે છતાં પણ સામેથી વિષ્ટિની ઇચ્છા બતાવવામાં આવતી નથી એ બધું બાના હૈયાંએ પારખી લીધું. જેમ જેમ આ પ્રકારના વિચાર બાનું હૈયું સ્વીકારતું ગયું તેમ તેમ બાના ગાત્ર શિથિલ થતાં ગયાં. "શું કરું ? શું બોલું ? કે જેથી હજી પણ વહુ મારા પ્રત્યે આકર્ષાય" એ વિચારમાં ને વિચારમાં બાની જીભ જ બંધ થઇ ગઇ.

# સ્વીકાર

**કેળવણીકાર** : લે. રા. ગજેન્દ્રશંકર પંડયા

**સ્વરાજ અને સંસ્કૃતિ** : લે. રા. જ્યેન્દ્રરાય દૂરકાળ.

**કુદરત અને કળાધામમાં વીસ દિવસ** : લે. રા. ધીરજલાલ ટોકરશી શાહ.

**પુનરુદ્ધાર** : લે. રા. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ.

**ઇન્દિરાને પત્રો** સંપાદક રા. ઇન્દુપ્રસાદ ભટ્ટ અને મણિલાલ ઠાકુર.

**નીતિશાસ્ત્ર વિચાર** : અનુવાદક સૌ. માલતીબાઇ ગોગટે.

**જૈનગુર્જર કવિઓ, બીજો ભાગ** : પ્રયોજક રા. મોહનલાલ દલીચંદ શાહ.

**કલ્પના કુસુમો** : લે. રા. લલિતમોહન ગાંધી.

**સાહિત્ય મુકુર** : ભા. ૧ સંપાદક રા. ચન્દ્રવદન શાહ.

સ્થળ સંકોચને લીધે ઉપલાં પુસ્તકોનું અવલોકન આ અંકમાં આપી શક્યા નથી તે આવતા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

—ઉપતંત્રી.

# માંદગી

લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, ઉપમંત્રી, સાહિત્ય સંસદ

'માંદા ન પડવું એ માણસની મુખ્ય ફરજ છે.' 'માંદો માણસ પોતાને તેમજ આસપાસનાં સર્વને હેરાન કરે છે.' 'માંદા પડવું એ પાપ કરવા જેવું છે.' 'માંદો માણસ સમાજમાં રોગના જંતુ ફેલાવી પ્રસરતો ને સમાજનો ગુનેહગાર થાય છે' ઇત્યાદિ વાક્યો મે ઘણીવાર સાંભળ્યા છે અને વાંચ્યા પણ છે એમાં કંઈક સત્ય હશે એમ માનવાનું કોઈક વાર મને મન પણ થાય છે. પરંતુ માંદગીમાંથી બચવાની ચાવી આવી હોય તો તે હજી મારે હાથ આવી નથી. ભક્ત ભગવાનને માટે કરે એટલું તપ મે એ ચાવીની પ્રાપ્તિ માટે કર્યું છે. આરોગ્ય અખંડ રાખવાની પુસ્તિકાઓનું પારાયણ કર્યું છે, અને જાત જાતની કસરતો કરી અદ્ભુત દેહદમન કર્યું છે, છાશ પીને અથવા ફળાહાર કરીને ઉપવાસો આદર્યા છે ને દવાના પારણાં કર્યાં છે. એન્ટિસેપ્ટીક (જંતુઘ્ન દવા)ના ચરણામૃતો ચાખ્યા છે અને ઇંજેક્શનના ઘૂંટડા ઘૂંટડ્યા છે. વિષ્ણુ ને મહેશ સમા વૈદ ડૉક્ટર ને હકીમને મંદિરે મંદિરે ભટક્યો છું, અને કેમિસ્ટ તથા ગાંધીની મંદિરના ચંદનલેપ લગાવ્યા છે અને પાઉડરની ભસ્મ ચોળી છે, જંતુહર ધૂપસળીઓના ધૂપ કર્યાં છે અને પૈસાના પ્રસાદ ધરાવ્યા છે, છતાં એ આવી દેવી પ્રસન્ન નથી થતા ને નથી જ થતા.

છતાં હવે મને એનો શોક થતો નથી. અનુભવે મને શીખવ્યું છે કે બધા જ માંદા પડે છે. 'માંદા પડવું એ ગુનો છે' એમ કહેનાર પણ માંદગીના પંજામાંથી તદ્દન બચી શકતો નથી. મારા સમાગમમાં જે જે મનુષ્ય આવે છે તે તે સર્વ કાં તો માંદગીમાંથી ઉઠેલા હોય છે, અથવા માંદા હોય છે કે નજદીકના ભવિષ્યમા તેમના માંદા પડવાનો પુરેપુરો સંભવ હોય છે. પહેલાની પેઠે હવે કોઈ તંદુરસ્ત અને હૃષ્ટપુષ્ટ મનુષ્યને જોઈને મને તેની ઇર્ષ્યા આવતી નથી. હવે હું એવા મનુષ્યને જોઈને બોલી ઉઠું છું. (અલબત્ત મનમાં જ) કે 'કંઈ નહીં. તું ગમે તેવો અલમસ્ત અત્યારે હશે, પણ હમેશ એવો રહેવાનો નથી. એક મારા જેવો નહીં, તો એ તેનાથી અર્ધો તો તું જરૂર થશે જ. ઠાકોરજી નહીં તો

તો હું નિરાશામાં ડુબી જતો. મને થતું 'હું–હું એકલો જ–આ વિશાળ વિશ્વને વિષે શારીરિક યાતના ભોગવવાને સરજાયો છું.' પણ હવે જો કોઇ મને કહે છે, 'માથું દુઃખે છે એટલે શું?' અથવા 'અપચો એટલે?' તો હું તરત જવાબ દઉં છું, 'થોડા વર્ષમાં જ જાણશો.' અને સદ્ભાગ્યે તે થોડા વર્ષમાં નહીં, પણ થોડા મહીનામાં જ જાણે છે!

આનો અર્થ એમ નથી કે હું સ્વભાવથી ઇર્ષ્યાળુ છું, પણ પહેલાં મને થતું કે માંદા પડવાનો મેં તે એકલથ્થુ ઇજારો રાખ્યો છે કે શું?' હંમેશ માંદલો રહીને હું ઇશ્વરનો ને સમાજનો ગુનેહગાર થાઉં છું, હું મને ને મારાંઓને હેરાન કરી રહ્યો છું. સમાજમાં પ્રતિક્ષણ હું રોગના જંતુઓ ફેલાવી રહ્યો છું. આમ માનવાથી મને દુઃખ થતું તેને બદલે. હવે હું જોઉં છું કે બધાં જ મારા જેટલા નહીં તો મારા જેવા ગુનેહગાર તો છે જ, હું જ એકલો માંદો નથી પડતો અને તેથી મને કૈંક સંતોષ થાય છે. હવે મને સમજાય છે કે માંદગી જેવી સર્વ વ્યાપી બીજી એકે વસ્તુ નથી. નાનામાં નાનાથી માંડી મોટામાં મોટા સુધી પ્રત્યેક જંતુ માંદગીના પંઝામાંથી સરકી શકતું નથી. માશૂકને નહીં પણ માંદગીને સંબોધીને જ કલાપીએ ગાયું હશે, કે 'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નીશાની આપની.'

અને માંદગીની નીશાની ક્યાં નથી? એનો વિશાળ બાગ. ધૂળની માફક ક્યાં ક્યાં ફરી વળે! નથી હોતો? એક વખતના પ્રચંડ અવાજે મહોલ્લો ગજાવનારમાંથી બનેલા ઉધરસના અવાજે રાત્રિ ગજાવનાર દમના દર્દીઓ: એક વખતના પચાસ લાડુ ખાઇ જઇ થોડા કલાકમાં જ ફરી ભુખ્યા થનાર ભોજનશૂરામાંથી બનેલા મારા જેઇનેજ અપચાથી પીડાનાર કુદરોગીઓ: એક વખતની સુકોમલ ચામડીના સપાટ મેદાન પર ફુટી નીકળેલા ખીલ ફોલ્લા વગેરેના ખાડ ટેકરાઓ, એક વખતની 'ફુલની કળી સમી સુકુમાર' કન્યકામાંથી બનેલી જાડી કોળા સમી કુલાંગનાઓ: આ અને આવી અનેક માંદગીની જીવતી જાગતી નીશાનીઓ પગે પગે ને સ્થળે સ્થળે દેખાય છે.

અને માંદગીને અટકાવી પણ શી રીતે શકાય? ક્યાંથી કયે રસ્તે કયા રોગના કેવા જંતુ ક્યારે કોના દિલના કયા ભાગમાં દાખલ થઇ જશે તે કોણ કહી શકે? દુધમાં જંતુ અરે હવામાં પણ જંતુ, સમર ભર્યા હોય ત્યાં પામર મનુષ્યનું શું ગજું? અને એ જંતુઓને આક્રમણ કરવાનાં સ્થાન પણ કેટલાં છે? માથું મગજ, કાન, નાક, આંખ, મોં, દાંત, છાતી, હાથ, પગ, છાતી, પેટ, ગળું, નખ, ચામડી: એક માણસ તે બીચારો કેટકેટલા કીલ્લા સાચવે? એક કીલ્લા પર ધાડ આવે ને તેનું રક્ષણ કરવા એ જાય, એટલામાં બીજા કોક કીલ્લાપર આક્રમણ આવ્યુંજ હોય; બીજાના બચાવ માટે તે ધસી જાય, ત્યાં તો ત્રીજા પર હલ્લો આવે. મહા પરિશ્રમે ત્રણેનું રક્ષણ કરવા એ મથે, એટલે બીજાં આઠદસ ઠેકાણે ગાબડાં પડે! આખરે કંટાળીને, પોતાના શરીરની ચિંતા ભગવાન, કુદરત ને ડૉકટરને સોંપી, હતાશ થઇ દરદી બની એ શય્યા ન સેવે તો બીજુ શું કરે? મનુષ્યોને આટઆટલા અંગોપાંગો આપી ઇશ્વરે એને છેક નિરાધાર બનાવી મુક્યો છે.

કદાચ કોઇ મનુષ્ય અમાનુષી પ્રયત્ન કરી ને અલૌકિક સંયમ રાખી આહાર, વિહાર નિદ્રા, પરિશ્રમ ઇત્યાદિકમાં બહુ સાવધાનતાથી વર્તે તો પણ જેના પર એનો જરા પણ કાબુ નહીં એવે રસ્તે રોગના જંતુઓને દાખલ થતાં એ શી રીતે અટકાવી

શકે ? સુરજદાદા કોપાયમાન થઇ લુ વરસાવે, કોઇક અગમ્ય સ્થાનમાંથી ટાઢીનું મોજું ચડી આવે, આકાશમાં આલંબન ન મળવાથી ભારે મેઘ અવનિ પર તૂટી પડે, માખી ને મચ્છર રોગના જંતુઓને તેમના યોગ્ય સ્થાનેથી ખસેડી આપણા ડીલમાં દાખલ કરી જાય, મળવા આવનારાઓ પોતાનો ચેપ આપણે ત્યાં મુકી જાય, ત્યારે આપણે માંદા પડવા શીવાય બીજું શું કરી શકીએ?

આમ માંદગી સર્વવ્યાપી છે. એની બેરી જાવા ઘોડીઆથી તે ચિતા સુધી પથરાએલી પડી છે. માંદા પડવું એ સ્વભાવિક છે, ન પડવું એ કૃત્રિમ છે. કવિવર કાલિદાસે લખ્યું છે: मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः । તેમાં સહેજ ફેરફાર કરી કહી શકાય કે માંદગી એ મનુષ્યની પ્રકૃતિ છે. અલબત, આ વાત ખુબ અર્થાત્ ડાહ્યા માણસો—મારા જેવા અનુભવીઓ જ—સમજી શકે છે.

દોઢડાહ્યાઓ ગમે તે કહે પણ ગુનેહગાર—ગુનો કરી પકડાઇ જવાની ભુલ કરનાર—તરફ સમાજની જેવી વૃત્તિ હોય છે તેવી વૃત્તિ માંદા માણસ તરફ કદી પણ હોતી નથી. દાખલા તરીકે ચોર પકડાયો છે એમ જાણતાં લોકોના ટોળાં એના તરફ ધસી જાય છે, એને યથાશક્તિ ઠોકે અને તેઓ મેથીપાક જમાડે છે. સર્વ પ્રકારે એનું અપમાન કરે છે, અને ન્યાયાધીશ એને સજા કરે નહીં ત્યાં સુધી કોઇ જંપીને બેસતું નથી. પરંતુ માંદા માણસ સાથે સમાજ એથી કેવળ ભિન્ન રીતે જ વર્તે છે. માણસ માંદો છે એમ જાણતાં જ આપણે તેની સાથે મમતાથી, દયાથી અને કંઇક માનથી વર્તવા માંડીએ છીએ. કોઇને સમજાવીને આવતા છોડી દઇ તેને આપીએ છીએ. માંદગીનું મહત્વ આમ સર્વ મનુષ્ય જાણ્યે અજાણ્યે પણ સ્વીકારે છે. માંદો માણસ કંઇ પણ મહાન કાર્ય કર્યા શીવાય મહાન મનુષ્ય બની જાય છે.

અને માંદગીની ખરેખરી મઝા પણ આ જ છે. આરોગ્યના આભાસવાળી સ્થિતિમાંથી મુક્ત થઇ આપણે આપણી સ્વાભાવિક અવસ્થા પ્રાપ્ત કરી જે ક્ષણે પથારીવશ થઇએ છીએ તેજ ક્ષણે આપણી અલ્પતા, આપણી અયોગ્યતા, આપણી અધમતા લુપ્ત થઇ જાય છે. જે માણસનો ઘરમાં કોઇ ભાવ પણ પુછતું ન હોય, જેને 'શેઠ આવ્યા તો નાખો વખારે' જેવો સત્કાર મળતો હોય, જે જગતમાં કેવળ ભારભૂત છે એમ, એના શીવાય, બધાને લાગતું હોય, તે મનુષ્ય માંદો પડતાં લોકોની એના તરફની વૃત્તિ કેવી બદલાઇ જાય છે એ સર્વવિદિત છે. એની ભૂલો માફ કરવામાં આવે છે. એના વાંક વીસારે પાડવામાં આવે છે. એના દુશ્મનો એનું માઠું બોલવાની હીંમત કરતા નથી. એના સામું જોવાની પણ પરવા ન કરનારાઓ એની ખબર લેવા જાતે એને ઘેર જાય છે, 'કાઢી મુક્યું છે; જા જઇને ખાઇ લે' એમ જેને હમેશ કહેવામાં આવતું હોય તેને "ભાઇ! જરા કાંઇ પીશો? નહિ? ત્યારે જરા ભાગ લાવું? તે પણ નહિ! તો જરા નારંગીનો રસ? જો, કંઇ ખાધા વગર ચાલે?" એમ લાડથી, સમજાવટથી, પ્રેમથી આગ્રહ કરવામાં આવે છે. ઘરના સારામાં સારા ઓરડામાં સારામાં સારી પથારી એને માટે પાથરવામાં આવે છે. દેવાધિદેવના મંદિર પેઠે એ ઓરડાની પવિત્રતાને, એના ગૌરવને, જરા પણ હાનિ ન આવે એવી રીતે પ્રત્યેક મનુ-

ન થાય એવી રીતે એના ઓરડામાં જવા આવવાની, એને ન ગમતી બાબતનો ભુલેચુકે એક પણ શબ્દ ન બોલાઇ જાય તેની સંભાળ રાખવાની, એની માંદગી ઘણી ગંભીર હોય તો એ ગંભીરતા પોતાની મુખમુદ્રા પરથી એ કળી ન જાય તેની કાળજી રાખવાની, અને માંદગી ગંભીર ન હોય તો એની માંદગીને પોતે ક્ષુલ્લક ગણી કાઢે છે એમ પોતાના મોં પરથી એને જણાઇ ન જાય એવી સાવધાનતા રાખવાની પોતાની ફરજ પ્રત્યેક મનુષ્ય વગર કહ્યો સમજી જાય છે. એને એટલું પ્રાધાન્ય આપવામાં આવે છે કે 'હું ન હોઉં તો દુનીઆનું શું થાય?' એમ એને લાગવા માંડે છે. એ જેમ જેમ સારો થાય છે, તેમ તેમ લોકો પાછા એના તરફ બેદરકાર થવા માંડે છે, અને આખરે એ પુરેપુરો સારો થઇ જતાં પાછો પોતાની અસલ સ્થિતિએ—અલ્પતાની, તુચ્છતાની, અધમતાની સ્થિતિએ પહોંચે છે. નિર્ધન બનેલો ધનાઢ્ય પુરુષ સમજે છે કે 'આ જે માન આપવામાં આવતું તે મને નહીં, પણ મારા પૈસાને તેમ એ પણ સમજે છે કે 'આ મહત્ત્વ આપવામાં આવતું તે મને નહીં, પણ મારી માંદગીને,' અને અંતરના ઉંડા ઉંડાણમાં એ મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં સેવતો હોય, તો 'ફરી પાછો ક્યારે માંદો પડું!' એમ એ ઇચ્છવાં માંડે છે.

ઇશ્વરની રચેલી આ સૃષ્ટિમાં કોઇ પણ પ્રાણી, પદાર્થ કે બનાવ નિષ્પ્રયોજન કે નિષ્કારણ હોતાં નથી, એ આપણે જાણીએ છીએ. જોકે ચાંચડ, માકડ, મચ્છર, વંદા ઇત્યાદિ અનેક પ્રાણીઓની ઉત્પત્તિનું પ્રયોજન મને ઘણી વાર સમજાતું નથી—અરે! મારી પોતાની ઉત્પત્તિનું પ્રયોજન પણ કોક વાર હું સમજી શકતો નથી. પરંતુ એવી અશ્રદ્ધાને ઉગતાંજ અટકાવવી એમ માની એ વિષે કૈં પણ વિચાર કર્યા વિના હું ઉપર્યુક્ત સિદ્ધાન્તને તરત જ સ્વીકારી લઉં છું. એ સ્વીકૃત સિદ્ધાન્ત મુજબ માંદગીનું પણ કંઇ પ્રયોજન હોવુંજ જોઇએ. એક પ્રયોજન તો ઉપર વિસ્તારથી—કદાચ વધારે પડતા વિસ્તારથી—દર્શાવ્યું છે તેમ મનુષ્યને મહત્ત્વ આપવાનું છે. કેટલાક જન્મથી મહાપુરુષ હોય છે, કેટલાક મહાપુરુષત્વ સ્વબલે મેળવે છે, અને કેટલાકને માથે મહાપુરુષત્વ ઠોકી બેસાડવામાં આવેછે એમ શેકસપિયરે પાડેલા ત્રણ વર્ગમાંથી એકે વર્ગમાં જે મનુષ્ય ન આવે, તેને માંદગી મહાપુરુષત્વ બક્ષે છે.

આપણા ધર્મે પ્રવૃત્તિ તેમજ નિવૃત્તિ બને માર્ગોનો બોધ કર્યો છે અને તેમાં નિવૃત્તિને પ્રાધાન્ય આપ્યું છે. પરંતુ જડવાદના આ જમાનામાં ધર્મ ને તેના બોધ તરફ ધ્યાન આપવાનીએ કોને ફુરસદ છે? આપણાં જીવન એટલાં પ્રવૃત્તિમય થઇ ગયાં છે કે જતે દહાડે નિવૃત્તિ શબ્દ શબ્દકોષમાંથીએ બહિષ્કૃત થાય તો કોઇને નવાઇ નહીં લાગે—નવાઇ, આટલા દિવસ શબ્દકોષમાં એ શબ્દને સ્થાન મળ્યું તેની કદાચ લાગશે, મુંબાઇ જેવા મોટા શહેરમાં તો જાણે ચોવીસ કલાક બજારમાં રહેતા હોઇએ એવું લાગે છે. આમ નિવૃત્તિ પોતે નિવૃત્ત થઇ વિલુપ્ત ન થઇ જાય માટે માંદગી તેની મદદે આવે છે. સગાંવહાલાં ને હિતેચ્છુઓની સલાહ વિનંતિ—આજીજીની અવગણના કરી મનુષ્ય ધમાલમાં મચ્યો જ રહે તેને આખરે માંદગી પરાણે પણ પથારીમાં સુવાડે છે; અને ગયા પછી પણ પોતાની પાછળ એવી શક્તિ—કે અશક્તિ—મુકી જાય છે કે જેથી લાંબા વખત સુધી તે માણસથી ઝાઝી પ્રવૃત્તિ કરી શકાતી નથી.

કેટલાક માણસમાં એ જન્મથી જ પ્રવૃત્તિ વિરુદ્ધનાં બીજ રોપે છે. 'કામ કરવાનું મન થતું નથી, આળસ આવે છે' એ એમની

માંડે છે. મને આથી ઉલટું થાય છે. હું જ્યારે જ્યારે માંદો પડું છું ત્યારે હંમેશાં મારી વૃત્તિ કેવળ સ્થૂલ થઇ જાય છે. હું સારો થઇશ ત્યાં સુધી કેરી મળતી હશે કે નહીં, ખીર જોડે કોળાનું ટીલું શાક, વેઢમી જોડે પાતરાં ને શીખંડ જોડે ઢોકળાંની પ્રથા દાખલ કરનાર મહાપુરુષ કોણ હશે: આવા આવા વિચારોમાં મારું મન ગુંથાઇ જાય છે. એટલું જ નહીં, પણ જેમ કેટલાક પ્રાચીનતાના પક્ષપાતી ઉપદેશકો ને લેખકો સ્થૂલ વિષયમાં પણ આધ્યાત્મિક અર્થ ઘટાવે છે, તેમ આધ્યાત્મિક વિષયને પણ હું સ્થૂલરૂપ બનાવું છું. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે 'રુદ્રોમાં હું શંકર છું, ઋતુમાં વસંત છું, સમાસમાં દ્વન્દ્વ છું' વગેરે વગેરે કહ્યું છે, ત્યારે 'સીક્કાઓમાં હું ગીની છું, બેંકોમાં હું બેંક ઓફ ઇંગ્લંડ છું, વેપારીઓમાં હું મારવાડી છું, ખાનારાઓમાં હું ચોબો છું, દેશી રાજાઓમાં હું નિઝામ છું, પ્રેસિડંટોમાં હું અમેરિકાનો પ્રેસિડંટ છું, બીજાના ભલાને ખાતર તેમના પર રાજ્ય ચલાવનારાઓમાં હું અંગ્રેજ છું, બજારોમાં હું શેરબજાર છું, ચોપડીઓમાં હું બેંકની ચોપડી છું, હાક ને તુમાખી રાખનારાઓમાં હું ઇન્ડીઅન સિવિલ સર્વન્ટ છું, અથાણામાં મેથીઆકેરી છું, જમણમાં હું વેઢમી છું, ભજીયામાં રતાળુનું ભજીયું છું' એમ કહ્યું હોત તો યાદી કેવી સંપૂર્ણ થાત, એમ, હું માંદો હોઉં છું, ત્યારે ઘણી વખત મને થાય છે.

સમાજમાં સમાનતા સ્થાપવા માટે આપણે ગમે તેટલા પ્રયત્નો કરીએ, મંડળો કાઢીએ, ન્યાતના બન્ધનો તોડવા માટે નવી ન્યાત ઉભી કરીએ, પણ તેનાથી માત્ર વિષમતાજ વધે છે. મનુષ્યોમાં ખરેખરી સમાનતા માંદગી જ આણે છે. રોગના જંતુને મન ગવર્નર ને ઘાંચી, મીનીસ્ટર ને મોચી, બ્રાહ્મણ અને ભંગી રામો ધાડી ને રામનારાયણ શેઠ બધા જ સરખા છે. હા, પૈસાદાર માણસ મોટામાં મોટા ડોક્ટરની સલાહ ને સારામાં સારી દવા લઇ શકે છે અને ગરીબ તેમ કરી શકતો નથી, એ ખરૂં છે. પરંતુ તેથી કૈં તેમની સ્થિતિમાં ખાસ ફેર પડતો નથી. માંદગી દરેક મનુષ્યના ગજા પ્રમાણે તેની કને ખર્ચ કરાવે છે. ગરીબ મનુષ્યને બે પૈસાની દવાથી આરામ થાય છે, મધ્યમ સ્થિતિના માણસને બે રુપીઆ ખર્ચવા પડે છે અને ધનવાન પુરુષને બસો રુપીઆનો ખર્ચ થાય છે. સામાન્ય મનુષ્યને જે રોગ ઘરગથ્થુ ઉપાયોથી મટી જાય છે, તેજ રોગને માટે શ્રીમાનને સ્પેશીઆલીસ્ટ બોલાવવો પડે છે.

પ્રત્યેક મનુષ્યોમાં બીજા મનુષ્યને સલાહ આપવાની જન્મથીજ કોઇક અગમ્ય વૃત્તિ હોય છે. અને જ્યારે બીજો મનુષ્ય માંદો હોય ત્યારે તો એ વૃત્તિ સહસ્ત્રગણી વધી જાય છે. માંદગીને વખતે પૈસા આપીને આપણે કોઇ કુશળ વૈદ્ય કે ડોકટરની સલાહ લઇએ છીએ. પરંતુ એવે પ્રસંગે વગર પૈસે સલાહ આપનાર કેટલા બધા નીકળી આવે છે? અને આમાં કંઇ ખોટું નથી. માંદગી એટલી સર્વવ્યાપી છે કે પ્રત્યેકને તેનો અનુભવ થયો હોય છે અને તેથી દરેક પોતપોતાના અનુભવ પ્રમાણે સલાહ આપે છે. એકેએક રોગના હરેક મનુષ્ય કે નહિ તો સત્તર અઢાર ઉપચાર તો જાણતોજ હોય છે. "શરદી થઇ છે? તો એક કામ કરો. જરા મધમાં આદાનો રસ ભેળીને લો. તે ન ફાવે તો દુધ વિનાની ચામાં તુલસીના પાંદડાં નાખીને પીઓ. તે નહીં તો પછી સુંઠ ઘસીને કપાળે ચોપડો, અથવા ગરમ દુધમાં હળધર ને ઘી નાખીને તે પી જાઓ. કૈં ન કરવું હોય તો સુદર્શન ચૂર્ણ ફાકી જાઓ. દેશી દવા ઠીક ન લાગે તો કવીનાઇન લો.

નીરાંતે ફર્યા કરે છે ને એક મારા ઓળખીતા તંદુરસ્તીના નિયમોના અનન્ય ઉપાસક, જેઓ માત્ર ભાજી, ટામેટા ને એવાં ત્રણ વિટામીનવાળા અન્ય પદાર્થો શીવાય બીજું કશું ખાતા નથી, તેઓ ઘણું ખરૂં હંમેશ–મારા કરતાંએ વધારે–માંદા રહે છે.

જાણકારો કહે છે કે મનુષ્યના શરીરમાં જન્મથી જ બે જાતના જંતુઓ વસે છેઃ (૧) પ્રાણપોષક ને (૨) પ્રાણહારક જંતુઓ. આ બે જંતુઓ વચ્ચે નિરતર યુદ્ધ ચાલતું હોય છે. જ્યારે પ્રાણહારક જંતુ બળવાન્ થાય છે ત્યારે મનુષ્ય માંદો પડે છે ને જ્યારે પ્રાણપોષક જંતુ બળવાન્ થાય છે ત્યારે મનુષ્ય તદુરસ્ત રહે છે. આમ મનુષ્યના જીવનમાં માંદગીનો એક નિગૂઢ પ્રવાહ તો સતત વહેતો જ હોય છે. ક્વચિત્ ક્વચિત્ તેમાં ઉર્મિઓ આવે છે, તરંગો ઉછળે છે ને ત્યારે એના અસ્તિત્વનું ભાન થાય છે. રસશાસ્ત્રની પરિભાષામાં કહું તો માંદગીના પણ બે ભાવ છે. (૧) સ્થાયી ભાવ ને (૨) સંચારી ભાવ. સાહિત્યમાં સ્થાયી ભાવની પુષ્ટિને અર્થે અથવા તેને લીધે જેમ સંચારી ભાવ આણવામાં આવે છે, તેમ માંદગીની બાબતમાં પણ અમુક સ્થાયી રોગ હોય છે, તેને લીધે જ અથવા તેને પુષ્ટ કરવા માટે બીજા સંચારી રોગો આવે છે. કેટલાકની માંદગીનો સ્થાયી ભાવ અશક્તિ, કેટલાકનો સ્થાયી ભાવ શરદી, કેટલાકનો વાયુ, કેટલાકનો પિત્ત અને ઘણાઓનો કબજીઆત હોય છે. મારી માંદગીનો સ્થાયી ભાવ, ઉપર કહ્યું તેમ, કબજીઆત છે. અમાંથી અથવા એને પુષ્ટ કરવા માટે અપચો, અનિદ્રા, શિરો વેદના, વાયુ, શરદી, ઉધરસ ઇત્યાદિ અનેક સંચારી ભાવો મારા પર આક્રમણ કરે છે. અને આમ મારા જીવનનો રસરાજ–માંદગી–અવિરામ ધારે વહ્યાં કરે છે.

સાહિત્યમાં કેટલેક સ્થળે રસને સ્થાને જેમ રસાભાસ હોય છે, તેમ માંદગીની બાબતમાં પણ કેટલાક દાખલાઓમાં માંદગીને બદલે માંદગીનો આભાસ હોય છે. ઘણા મનુષ્યો એવા હોય છે કે પોતાને કૈં પણ ન થયું હોય તો પોતે ઘણાં જ માંદા છે એમ ધાર્યા કરે. મારા એક ઓળખીતા ગૃહસ્થ પોતાને હંમેશ એટલા માંદા ધારે છે કે 'હું છ મહીનાથી હવે વધારે નહીં જીવું' એમ છ વર્ષથી એઓ કહે છે! એક સન્નારી પોતાના શરીરને એટલું બધું અશક્ત ધારે છે કે નાનું છોકરું પણ જો અડકશે તો તે ભાંગી જશે એમ ધારી પોતાના ડીલને કોઇનો પણ સ્પર્શ થવા દેતાં નથી. અને જે જે રોગનાં વર્ણન ..પણ વાંચીએ છીએ, તે સર્વ રોગ આપણનેજ થયા છે એમ તો આપણને કેટલીએ વાર લાગે છે! રજ્જૂને વીશે સર્પના અધ્યારોપનું દૃષ્ટાંત વેદાંતશાસ્ત્રની પેઠે આ બાબતમાં પણ લાગુ પાડી શકાય એમ છે. જેમ મનુષ્ય દોરડામાં સર્પનું આરોપણ કરે છે, નિર્ગુણ ને કૂટસ્થ આત્મામાં ગુણાદિનું આરોપણ કરે છે, તેમ એ સામાન્ય અપચામાં એપેન્ડીસાઇટીસનું, સાધારણ ઉધરસમાં દમનું, ક્ષુદ્ર અશક્તિમાં ક્ષયરોગનું આરોપણ કરે છે. અને માયાવિષ્ટ મનુષ્ય જન્મમરણનાં ચક્રમાં સપડાય છે તેમ એ વૈદ્ય ડૉક્ટરના ચક્રમાં આવી જાય છે.

ખરેખરી માંદગી ન હોય ત્યારે તેનો ડોળ પણ કેટલીક મદદગાર થઇ પડે છે એ સર્વના અનુભવની વાત છે. રજા જોઇતી હોય, કાર્યમાં ભુલ થઇ ગઇ હોય અને અમલદારને એકાએક નિવૃત્ત થવાની ફરજ પડે, સામાન્ય નોકરી કરનારાઓને મેચ વગેરે જોવા જવું હોય, ત્યારે માંદગીનોજ આશ્રય લેવો પડે છે. માંદગી ન હોત તો અસત્ય પર બંધાએલો આપણો પણ ખરો વ્યવહાર કેમ ચાલત તેની કલ્પના થઇ શકતી નથી. અને જેનો દંભ પણ આટલો કાર્યસાધક નીવડે છે તેની પોતાની અતુલ શક્તિ વીશે શું કહેવું! મૌનજ ઉચિત છે.

# નાકર યુગના કવિઓ તથા તેમની કૃતિઓ

સંપાદક : રા. ક. મા. મુનશી તથા રા. જયો. હ. દવે

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (કોથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઈત્યાદિ |
|---|---|---|
| સં. ૧૬૫૭ | સૌભાગ્યસુંદર | ઢોલામારુની વાર્તા[1] |
| સં. ૧૬૬૦ | દેવીદાસ<br>ગામ : મોજીતા<br>જ્ઞાતિ : ગાંધર્વ | રુક્મિણી હરણ[2], નાનો મજર વિવાહ[2] તથા છૂટક પદ. |
| સં. ૧૬૬૦ | રામદાસ | વાસલડીના પદ, ભગવદ્ ગીતા (લ. સ. ૧૭૫૯)[3] તથા છૂટક પદ. |
| સં. ૧૬૬૦ | રામદાસ સુત | કૃષ્ણલીલાનાં પદ[4]. |
| સં. ૧૬૬૦ | શ્રીજ્ઞાનતિલક | ગૌતમ કુલક. |
| સં. ૧૬૬૦ | પદ્મરાજ | સદ્બોધક અદ્ભુત કથાઓ, ઐતિહાસિક રત્નો |
| સં. ૧૬૬૦ | મનોહરદાસ | આદિ પર્વ, સભા પર્વ. |
| સં. ૧૬૬૨ | મકન<br>જ્ઞાતિ : જૈન. | મજ્જુકુમારની સજ્ઝાય. |
| સં. ૧૬૬૨ | ભુદર<br>જ્ઞાતિ : જૈન. | કામકર્મ સજ્ઝાય.[5] |
| સં. ૧૬૬૨ | ઉદયરત્ન<br>જ્ઞાતિ : જૈનયતિ.<br>ગામ : ખેડા.<br>વતન : ખંભાત. | ધર્મબુદ્ધિ મંત્રી ને પાપબુદ્ધિ રાજાનો રાસ.[6] ભુવનભાનુકેવલી રાસ,[5] લીલાવતી રાસ (ર. સ. ૧૭૬૭). શત્રુંજય તીર્થમાળા ઉદ્ધાર રાસ (સ. ૧૭૬૯); આમવારકસજ્ઝાય [સ. ૧૭૬૯). |
| સં. ૧૬૬૨ | ગુણશીલ<br>જ્ઞાતિ : જૈન.<br>(ખરતર ગચ્છ). | અંજના સુંદરીનો પ્રબંધ (ર. સં. ૧૬૬૨). |

---

૧. ગુ. કે. સ.; ૨. પ્રસિદ્ધ, બૃ. કા. દો.; ૩. અપ્રસિદ્ધ, ૪. અપ્રસિદ્ધ. ગુ. પ્રેસ તથા ગુ. દો. સ.; ૫. અપ્રસિદ્ધ; ૬. અપ્રસિદ્ધ, સરકારી કાવ્ય દોહનમાં છૂટક પદો છે.

| કવિના જીવન અથવા કૃતિનું મળેલું વર્ષ (સૌથી પહેલું) | નામ અને અંગત માહીતી | કાવ્યો ઈત્યાદિ |
|---|---|---|
| સં. ૧૬૮૦ | જયવિજયગણિ | કલ્યાણવિજય. |
| સં. ૧૬૮૦ | સકળચંદ | મૃગાવતી. |
| સં. ૧૬૮૦ | જીનોદયસુરિ– ભાવહર્ષ (જયતિલક સુરિ) | હંસરાજ વચ્છરાજનો રાસ[૧૮]; ઋષિ |
| સં. ૧૬૮૦ | દ્વારકાદાસ<br>જ્ઞાતિ : વણિક;<br>ગામ : વડોદરા. | ગોવર્ધન પુજા; તિથિઓ; સાત વાર; રાધિકા વિરહના દ્વાદશ માસ [૧૯]; રાધિકા વન વિરહ[૧૯]; દાણલીલા[૨૦]; કૃષ્ણલીલા[૨૦] : |
| સં. ૧૬૮૧ | ભગવાનદાસ<br>જન્મ : સંવત ૧૬ ૮૧ શ્રાવણ વદ ૯ ને સોમવાર; મૃત્યુ : સં. ૧૭૪૬ આસો વદ અમાસ; જ્ઞાતિ : કાયસ્થ; ગામ:સુરત. | નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ; શ્રીમદ્ ભાગવત એકાદશ સ્કંધ[૧૮]; શ્રીમદ્ ભગવદ્ ગીતા[૨૧]; ફુલ ગીતા[૧૮]; સુદામા ચરિત્ર[૧૮]. |

૧૮. અપ્રસિદ્ધ; ૧૯. પ્રસિદ્ધ પ્રા. ત્રિ. કા.; ૨૦. પ્રસિદ્ધ પ્રા. કા. મા.; ૨૧, પ્રસિદ્ધ વાલ્મીક કાયસ્થ ત્રિમાસિક પત્રિકા, અંક ૪, પૃ. ૧૨.

# સપ્ટેમ્બર ૧૯૩૧ની અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| સ્નેહ સંભ્રમ : | | શ્રી. કનૈયાલાલ મુનશી | ૭૨ |
| ન્યાય : | (અંક બીજો) | શ્રી. પુરુષોત્તમ ત્રિકમદાસ | ૮૫ |
| રાસપુટીન : | | શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ | ૯૨ |
| સ્વપ્નસિદ્ધિની શોધમાં : | | શ્રી. કનૈયાલાલ મુનશી | ૯૫ |
| નમાયું : | | શ્રી. રામચંદ્ર દામોદર શુક્લ | ૯૮ |
| આયર્લેન્ડનો આઝાદી જંગ : | | શ્રી. ઝવેરચંદ મેઘાણી | ૧૦૩ |
| એક નિર્ભાગી સ્ત્રી : | | સૌ. લીલા મુનશી | ૧૧૧ |
| શિશુ અને સખી : | | શ્રી. કનૈયાલાલ મુનશી | ૧૧૫ |
| જીવન-સંધ્યાએ કૃષ્ણ : | | સૌ. લીલા મુનશી | ૧૨૩ |
| કણબીના બાર માસ : | | શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૧૨૭ |
| નવયુગનો યુવાન : | (ગલ્પ) | શ્રી. સાંકળચંદ આંચલાલ | ૧૪૦ |
| વિપરીત મનોદશા : | | શ્રી. રામુ પરમાનંદ ઠક્કર | ૧૪૧ |
| એને રોજ સ્વપ્ન આવે | (ગલ્પ) | શ્રી. કુસુમાકર | ૧૪૭ |
| ખોરાક : | (ગલ્પ) | શ્રી. સનત્કુમાર વીજુ | ૧૫૦ |


વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૮. પરદેશમાં રૂ. ૧૦ અથવા શિ. ૧૫.
છૂટક નકલના બાર આના

તંત્રી ખાતું
૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ,
મુંબઈ

:: ગુજરાત ::

વ્યવસ્થા ખાતું
ગુજરાત કાર્યાલય, રાણપુર.
(બી. એસ. રેલ્વે. કાઠીયાવાડ)

# આવતા અંકની કેટલીક સામગ્રી

(૧) સ્નેહ સંભ્રમ : શ્રી. મુનશીની ચાલુ વાર્તાનાં વિશેષ પ્રકરણો.

(૨) શિશુ અને સખી : શ્રી. મુનશીની ચિત્રાત્મક કથાનો વિશેષ ભાગ.

(૩) આદર્શનાં મૂલ્ય : (એકાંકી નાટક) શ્રી. ઠાકોરભાઇ દેસાઇ.

(૪) મારો ભાઇ : (નવલિકા) નર્મદાશંકર દામોદર શુક્લ.

(૫) આયર્લૅન્ડનો આઝાદી જંગ : શ્રી. મેઘાણીના આ ચાલુ લેખનાં વિશેષ પ્રકરણો.

(૬) ટાઇમ્સ ઑફ ઇંડીઆ : એંગ્લો ઇન્ડીઅન પત્રની લોકપ્રિયતા વિષેનો કટાક્ષ લેખ–શ્રી. ચંદ્રવદન મહેતા.

(૭) કવિ દયારામભાઇ અને ગરબીઓ : શ્રી. છગનલાલ વિ. રાવલ.

(૮) મહા ગુજરાતનું એક થાણું : શ્રી. માવજી ગોવિંદજી શેઠ.

(૯) પ્રવાસવર્ણન : શ્રી. ધૂમકેતુ.

(૧૦) મારી નોંધપોથી : શ્રી. ગુપ્ત.

ઉપરાંત શ્રી. લીલા મુનશી, શ્રી. જ્યોતીંદ્ર દવે, શ્રી. ધનસુખલાલ મહેતા વગેરેના લેખો અને પુષ્કળ ચિત્રો.



## સૂચના

"ગુજરાત"ના તંત્રી ખાતાંને લગતો તમામ પત્ર વ્યવહાર તંત્રીને ૧૧૧, એસ્પ્લેનેડ રોડ કોટ, મુંબાઇ, એ સરનામે કરવો.

અવલોકન માટેનાં પુસ્તકો વગેરે તથા અદલાબદલી માટેનાં સામયિક પત્રો તંત્રીને ઘરને સરનામે મોકલવા. ગીલબર્ટ બિલ્ડીંગ, બાબુલનાથ રોડ, મુંબઇ, ૭.

લખાણો તંત્રીને સરનામે મોકલવાં.

લવાજમ, જાહેર ખબરો ઇ૰ "ગુજરાત કાર્યાલય" રાણપુર, (B. S Ry. કાઠીઆવાડ) એ સરનામે મોકલવા.

વ્યવસ્થા ખાતાંને લગતો તમામ પત્રવ્યવહાર એ સરનામે કરવો.

જાહેર ખબરોના ભાવ તાલ, એજન્સીની શરતો વગેરે વગેરે માટે વ્યવસ્થાપકને એ સરનામે લખવું.

વ્યવસ્થાપક "ગુજરાત"



શ્રીકૃષ્ણ સુરદાસને દોરે છે.

ચિત્રકાર : શ્રી. સોમાલાલ શાહ.





# સ્નેહ સંભ્રમ

લેખક : રા. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## પ્રકરણ પહેલું

### ધનકોર બહેન

સવારના નવ વાગ્યા હતા. સૂર્ય સામેની ચાલ પર ચઢીને પ્રોફેસર પ્રીતમલાલના દીવાનખાનામાં તડકો વ્યાપી રહ્યો હતો.

આ આવતો તડકો જોઈ ધનકોર બહેનનો જીવ રોજ ફરી આવતો. તડકો એમને મન બહારની દુનિયાનો પ્રતિનિધિ હતો; આનંદ, ગમ્મત, મોજના સાર સમો દેખાતો. ધનકોર બહેન તેને ધિક્કારતાં.

ધનકોર બહેન પ્રોફેસર પ્રીતમલાલનાં પત્ની—ધર્મપત્ની હતાં. ધર્મે તેમને પત્ની બનાવ્યાં હતાં. અને ત્યારથી ધર્મપત્ની સિવાય બીજો સંબંધ તેમણે પતિ જોડે રાખ્યો નહોતો. કારણ એક જ હતું. ધનકોર બહેન જન્મથી જ માંદલાં હતાં. એમનાં માથામાં શૂળ થઈ આવતી. એમનું નાક હમેશાં સીડાઈ રહેતું. ગળે સદાય સોજો રહેતો—ટૂંકમાં વૈદકની ચોપડીમાં આપેલાં રોગોમાંથી ભાગ્યે જ એવો કોઈ હશે કે જે એમને નથી થયો એમ એ માનતાં હોય.

ધનકોર બહેન ત્રીશ બત્રીશ વર્ષનાં હતાં; એને જોતાં જ માણસને ખાત્રી થાય કે તે ધનકોર બહેન રહેવાને જ સર્જાયાં હતાં. કોઇ પણ કાળે કોઇએ એમને ધની કરીને સંબોધ્યાં હોય, કે કોઇ વખતે એ ધનકોરમાને નામે ઓળખાય એ જોનારની કલ્પના બહારની વાતો થઇ પડતી. એ જન્મ્યાં ત્યારથી ધનકોર બહેન રહેવા જ નિર્માયાં હતાં. અને ઘણી વખત એમના પતિ પણ આ વિધિના શાસનને તાબે થઇ એમને ધનકોર બહેન કહેતા.

ધનકોર બહેન બત્રીશ વર્ષનાં અને અત્યંત દુબળાં હતાં. તેમનાં મુખ પર સદાય વેદનામુદ્રા રહેતી. તે હંમેશા કેડે એક અથવા બને હાથ મુકીને ચાલતાં હતાં. શરદી ન લાગે માટે તે પગે ગુલાબી સ્ટોકીંગ, ને સાદડીનાં સપાટ પહેરતાં, ગળે ગલપટો વીટાળતાં ને નાક પર બામ ઘસતાં. અને છતાં કોઇ પણ દહાડો સળેખમ વિનાનો રહ્યો હોય એમ કોઇની જાણમાં ન હતું.

અત્યારે તે ગુસ્સામાં તડકા સામું જોયા કરતાં હતાં. કેમ તે તો કોણ કહી શકે?

પ્રોફેસર પ્રીતમલાલનું દીવાનખાનું સંગ્રહસ્થાન હતું. એક છેડે હલકાં ફર્નીચરનો સેટ હતો ને બીજી તરફ વાર્નીશ વગરનાં લખવા બેસવાનાં ટેબલખુરશી હતાં. વચ્ચે રીવોલ્વીંગ બુકકેસમાં જુનાં છાપાંઓ ઘોંચી મુકવામાં આવ્યાં હતાં. એક ખુણે આરસના મેલા બની રહેલા થાંભલા પર શેકસપીઅરનું બાવલું હતું, અને બાવલાને ઊંધી ટોપી પહેરાવી તેને 'સ્વદેશી' કરવાના પ્રયત્ન કોઇએ કર્યા હતા. એક તરફ નકામા કાગળ નાંખવાની મોટી ટોપલીમાં કાગળનો ઢગ દેખાતો; અને ભીંત આગળ મુકેલા કબાટોમાં, ટેબલ પર બેએક ખુરશી પર ને ઠેકઠેકાણે ભોંયપર ચોપડીઓ પડી હતી.

એક ભીંત પર બે રેકેટ અને એક હોકીસ્ટીક લટકાવવામાં આવ્યાં હતાં. વચ્ચે ડેન્ટે ને બીએટ્રીસની જગવિખ્યાત છબીની સસ્તી નકલ મઢાવીને રાખવામાં આવી હતી. એક તરફ એક છબીમાં એક સોળ વર્ષના ટોપી પહેરેલા યુવાનના ખભાપર વાળી ને કલ્લાં પહેરેલી એક ચૌદ વર્ષની છોકરી પાનેતર પહેરીને ઉભી રહેલી દેખાતી હતી. આ છોકરી તે ધનકોર બહેન એ જોનાર અર્ધપલમાં કહી શકે એમ હતું.

એક તરફ એક ખાટલો હતો. તેના પર પથારી કરેલી હતી, અને ઓઢવાનું ચુંથાએલું પડ્યુ હતું.

આ દીવાનખાનામાં વિદ્યાવિલાસી પણ સામાન્ય સ્થિતિના પ્રોફેસર વાંચતા, વાતો કરતા, છોકરાઓને શીખવતા, બૈરી સાથે વઢતા, સુતા, અને ઘણીવાર ખાતા.

જે ઘરમાં ધનકોર બહેન હોય ત્યાં તડકો પણ નિરુલ્લાસ બની વહેલો વહેલો ચાલવા માંડે. થોડીક વારે ધનકોર બહેને જોરથી ખાંસી ખાધી ને પથારી પરથી ઉઠવાનો પ્રયોગ સફળ રીતે કર્યો. તે ખાંસી ખાતાં ખાતાં ટેબલ પાસે આવ્યાં, અને તેનાપર પડેલા કાગળો વહેમથી તપાસવા લાગ્યાં. એક કાગળ તેમણે ગુસ્સાથી લીધો, વાંચ્યો ને દાંત પીસ્યા. હાથમાં કાગળ પકડીને પથારી પર પાછાં જઇને બેઠાં, ને પાસે પડેલી ટેબલ પરથી એક શીશી લઇ, કચવાતે મોઢે દવા પીધી.

ધનકોર બહેનના દુઃખનો પાર ન હતો. એમને બધું ગમતું પણ એમના વર કોઇની

સાથે બોલે તે એમને ન ગમે, હસે તે ન ગમે, પત્રવ્યવહાર રાખે તે ન ગમે, ને મળવા આવાનો વ્યવહાર રાખે તે પણ ન ગમે. એમના દૃઢ અભિપ્રાય પ્રમાણે પ્રીતમલાલ એમની પોતાની, એકલપટી ને ખાનગી મીલકત હતી. એના સર્વ હક એમને જ સ્વાધીન હતા. અને છતાં લોકો એમની સાથે દરેક પ્રકારનો વ્યવહાર રાખી એમની મીલ્કત પળે પળે લુંટી જતા. આ પ્રકારની લુંટ સામે પોકાર કરવામાં જ એમની આખી જીંદગી ચાલી જતી હતી.

ઘણીવાર એકલાં હોય ત્યારે તે પ્રભુજીના દરબારમાં અરજ ગુજારતાં કે શા સારૂ દુનીયા એ રાંકડી બીચારીનું ધન લુંટતી હતી. એ પોતે કોઇની સળી પણ લઇ લેતી નહોતી; એને જ કેમ બધાં લુંટતાં હતાં! દુર્ભાગ્ય તો એ હતું કે ન્યાયી ગણાતો પરમેશ્વર પણ એમની અરજની પરવા કરતો દેખાતો નહી. અને આખી નફ્ફટ દુનીયા એમની મીલ્કત ધોળે દહાડે લુંટયેજ જતી. ખરેખર જગતમા ન્યાય નહોતો તે નહોતો જ.

આ કાગળ વાંચી અત્યારે એમને એ જ વિચાર આવ્યો. આખા મુંબઇના પ્રોફેસરોનો તોટો નહોતો છતાં બધા છોકરા—છોકરીઓ પ્રીતમલાલને શા સારુ સાંભળવા આવતાં, મળવા આવતાં, રમવા ને નાટક જોવા લઇ જતાં! અત્યારે આ મોહિનીનો પત્ર વાંચી એમનુ હૃદય ઉકળી આવ્યુ. મોટી અઢાર વર્ષની ઉંટા જેવી છોકરી એમના પતિને આવો પત્ર શા સારૂ લખે! તેમણે ફરીથી પત્ર વાંચવા માંડ્યો.

'વહાલા પ્રીતમલાલ—'

શા સારૂ વહાલા! એવી વીબાવણી છોકરી એમના પતિને 'વહાલા' કેમ કહે! વહાલમ જ કહી નાંખે તો પુરું જ થાય. શો જુલમ આ ચાર આંગળની છોકરીઓએ માંડ્યો છે? ખરેખર આ દુનિયાનું શુ થવા બેઠુ હતું!

'હુ સવારે આવીશ'—

શા સારૂ આવીશ! ને શા માટે સવારે! શુ એને સવારે બીજું કામ નહોતું! ને અહીંયા આવવાનું પ્રયોજન શુ! એના વિના કોણ અટકી રહ્યું હતું! આવડી મોટી છોકરીને રઝળતી નહીં રાખી હોત તો કદી આવો કાગળ ન લખત. તેનો માટી તો જરૂર તેને રોકત.

—'જરૂર ઘેર રહેશો!'

ને શા માટે પ્રીતમલાલ ઘેર રહે, એ કંઈ એ છોકરીનો ગુલામ હતો! ને શી ધૃષ્ટતાથી એ લખતી. બેશરમ—'લી. તમારી—મોહિની'

તમારી! નફ્ફટ, નિર્લજ્જ, દુષ્ટ છોકરી. ત—મા—રી! પારકા ધેરીના ધણીને લખવાની કંઈ રીત—

આ વિચારનું વહેણ અટકી ગયુ. કોઇએ બારણું ખખડાવ્યું. ધનકોર બહેનને લાગ્યું કે વળી બીજી પીડા આવી. તેમણે પેલા જખ્મડી કાગળ ઓશીકાં નીચે સંતાડ્યો અને ક્રૂર અવાજે કહ્યુ. "આવો."

કોઇ આવ્યું નહિ. ધનકોર બહેનના ક્રયવાટનો પાર રહ્યો નહીં. આવો કહીએ ને આવે નહીં તેનુ એમને મોઢુ પણ ગમતુ નહીં.

"આવો જેને આવવું હોય તે."

આવનાર આવ્યું નહીં, પણ બારણું ઠોક્યું જ કર્યુ.

"કાન ફુટી ગયા છે—" કહી એક રાડ ધનકોર બહેને નાંખી. એ રાડ નાંખવા જતાં

એમની નજર ઉંચી થઇ, અને બારણાં પર પડી. બારણું અંદરથી વાસેલું હતું.

"હું પણ મોઇ—" કહી ન્યાય બુદ્ધિથી પોતાને દોષ દેતાં તે બારણું ઉઘાડવા ગયાં.

તેમણે બારણું ઉઘાડયું, અને જેને તે દુનીયાનું મહાદૂષણ લેખતાં એવી ચીબાવલી છોકરી તેમની સામું ઉભી રહી.

"મોઇ પાછી આવી" તે મનમાં બોલ્યાં ને બહારથી કહ્યું. 'આવ મોહિની.'

## પ્રકરણ બીજું

### મોહિની

મોહિની અંદર આવી. તે અરાઢ-વીશ વર્ષની કોલેજીઅન હતી. તેણે જોધપુરી બ્રિચીસ ને હાફકોટ પહેર્યાં હતાં, માથું ઉઘાડું મુકયું હતું, ને વાળ બોબ્ડ કરાવ્યા હતા. તેના હાથમાં રેકેટ હતું. ધનકોર બહેનને જેટલી જેટલી ચીજો નહોતી ગમતી તેટલી બધી આ છોકરીમાં ભેગી મળી હતી.

તેની પાછળ સુમન પણ આવ્યો. એ 'બાયજીમા'નું મોઢું સરખું એ ધનકોર બહેનને નહીં ગમતું. તેણે સર્જનો કોટ, ફ્લાલીનની પાટલુન, મફ-લર, ને સફેદ બુટ પહેર્યાં હતાં. તેના સેંથાનાં વાળ પોમેટમથી આરસીની માફક ચમકતા હતા. તેણે એક આંખે ચશ્મો પહેર્યો હતો. એ જરા વરણાગીયો હોય એવો ભાસ થતો. તે ધીમે પગે લચકતી કમરે ને લટકાળી ડોકે ચાલતો હતો. એને પાછળથી જોતાં એ પુરુષના પહેરવેશમાં સ્ત્રી છે એમ ઘણાને લાગતું.

તેના હાથમાં તેની પોતાની અને મોહિનીની ચોપડીઓ હતી, તે તેણે ટેબલપર નાંખી.




ને બહારથી કહ્યું, 'આવ મોહિની!'

વિના આ બાઇ સાહેબને ખાવાનું નથી ભાવતું...આતે મારો વર છે કે વેશ ? ”

મોહિની પણ ચીઠી વાંચતાં ગુસ્સે થઇ ને મોટેથી ચીઠી વાંચવા લાગી. 'will not dine unless you come. Jaskore.” ઓય, મા ! આ ડોસી વગર બધું અધુરું રહ્યું છે.” પાછળથી સુમન આવી, મોહિનીના ખભા ઉપરથી ચીઠી વાંચવા લાગ્યો.

ધનકોર બહેનની ઉગ્રતા કંઇ શમી નહીં. “ લ્યો, તમારા પ્રોફેસર ત્યારે એમના બત્રીજા નહીં ! ” ભડમાં તેણે ચલાવ્યું. “ લઇ જાઓ,



'હેન્લો મારા પ્રોફેસર સાહેબ !' પૃ. ૧૪૫

લઇ જાઓ, તમારાથી લેવાય તેટલા લઇ જાઓ. ”

મોહિનીએ ટીખળી અવાજે કહ્યું : “ ધનકોર બહેન ! અમારા પ્રોફેસર અમને બહુ પ્રિય છે ”

ધનકોર બહેન ચીડાયાં : “ હાસ્તો, પ્રિય કેમ નહીં હોય ? કંઇ નફ્ફટાઇ છે ! સામું જોઇને હસે, મીઠી મીઠી વાતો કરે, ને વરણાગીયા થઇ ફરે, એટલે પ્રિય હોય જ ને ! ઘેર આવે ને તંબુરા જેવું મોઢું કરીને અમારી સામું બેસે. ” (જુઓ પૃષ્ટ ૧૪૩ ઉપર)

સ્નેહ-સંભ્રમ



પ્રીતમલાલનું દીવાનખાનું

# [illegible]

લેખક : રા. પુરુષોત્તમ ત્રિકમદાસ

## અંક બીજો

[બીજે દહાડે સવારે ૮–૪૫ વાગે મંગળદાસ છાપું વાંચતા બેઠા છે. રમણ દાખલ થાય છે.]

મંગળદાસ—[ ઉંચુ જોઇને ] કેમ !

રમણ—તમે મંગાવેલાં કાગળીઆં લાવ્યો છું.

મંગળ—મૂકી જોઇશું. [ છાપું વાંચવા માંડે છે. ]

રમણ—હું હું. . . .

મંગળ—[ જરા સખ્તાઇથી ] શું છે રમણ ?

રમણ—તમે નોટીસ આપી—

મંગળ—ત્યારે મારે શું કરવું !

રમણ—હું તમને દોષ નથી દેતો.

મંગળ—દોષ ! દોષ !

રમણ—હા, જી. મેં કહ્યું હું તમને દોષ નથી દેતો.

મંગળ—મેં સાંભળ્યું. હું કંઇ બ્હેરો નથી. મારા પર મોટો ઉપકાર કર્યો.

રમણ—પણ—

મંગળ—અરે ! આ તે કે રીત છે ! ચોર કોટવાળને દંડે !

રમણ—મારું કહેવું સાંભળ્યા પછી—

મંગળ—મારે કશુંએ સાંભળવું નથી. તું સીધો પાધરો બેસીને તારું કામ તપાસતે તો હું તને રજા ન આપત.

રમણ—મને આશા છે કે હું ફરજમાં ચૂક્યો ન હોઉં.

મંગળ—નલિની સાથે પ્રેમ કરવાની ફરજ છે એમ મેં તને કહ્યું નહોતું.

રમણ—ના, જી.

મંગળ—શું ના, જી !

રમણ—હું કહેતો હતો—

મંગળ—તું અને તેટલા કાલાવાલા કરીશ તો પણ હું તને પાછો નોકરીમાં રાખવાનો નથી.

રમણ—પણ—

મંગળ—અને મારાં ઘરમાં પણ પેસવા દેવાનો નથી.

રમણ—પણ જરા—

મંગળ—અને બહાર પણ નલિનીને મળીશ તો જોઇ લેજે.

રમણ—હું તમારી નોકરીમાં રહેવા નથી માગતો.

મંગળ—રાખવા કોણ નવરું બેઠું છે !

રમણ—તમે મને એક મહીનાની નોટીસ આપી છે. મને તે નોટીસની જરુર નથી.

મંગળ—એટલે ?

રમણ—એટલે કે હું આવતી કાલથી જ રાજીનામું આપવા માગું છું.

મંગળ—પણ તે કેમ બને ?

રમણ—તેની સાથે મારે શું લાગે વળગે ?

મંગળ—સમજ્યો.

રમણ—કશું એ સમજ્યા નથી. હું જ તમને નોટીસ આપવાનો હતો.

મંગળ—હં.

રમણ—બસ મારે એટલુંજ કહેવું છે. મારી પાસેનાં કાગળીઆં તમને જ્યારે ફુરસદ હોય ત્યારે સોંપી દઇશ અને ઇલેકશનનાં કામ કરનારાઓને પણ તમે કહો ત્યારે બોલાવીને—

મંગળ— એ નહીં ચાલે.

રમણ—એ મારે જોવાનું છે ને.

મંગળ—કાયદા પ્રમાણે મહિનાની નોટીસની જરૂર છે.

રમણ—તે તમે આપી. પણ હું તે નોટીસ વગર ચલાવી શકું છું. હું જરૂર જોતો નથી.

મંગળ—પણ હું જરૂર જોઉં છું ને !

રમણ—તે ગમે તેમ હોય પણ તમારે તમારી ગોઠવણ કરી લેવી.

મંગળ—રમણ, મેં તને કહ્યું તેથી ખોટું લાગ્યું ?

રમણ—હું આ બાબતમાં વધારે ચર્ચા કરવા ઇચ્છતો નથી.

મંગળ—મારે આવી રીતે કહેવું નહોતું જોઇતું. પણ મારી જગ્યાએ તું હોય તો શું કરે ?

રમણ—હું તમારી જગ્યાએ નથી એટલે એ વાતનો વિચાર કરવાની જરૂર નથી.

મંગળ—જો રમણ, રીસાવામાં શો ફાયદો છે ?

રમણ—રીસનો જરાએ સવાલ નથી. મેં કહ્યું કેની હું જ તમને નોટીસ આપવાનો હતો.

મંગળ—પણ કૈં કારણ ?

રમણ—મને બીજી જગ્યા મળી શકે તેમ છે.

મંગળ—મહિના પછી મળશે.

રમણ—એટલા દહાડા હું વાટ જોવાની જરૂર નથી જોતો.

મંગળ—પણ આ બધું ઇલેકશનનું કામ કોણ કરશે ?

રમણ—હું ઇલેકશન પછી જવાનો હતો. પણ આપના ગઇ કાલના વર્તન પછી હું તેની જરુર જોતો નથી.

મંગળ—બાપ, એ તો હોય; પણ આમ અધવચમાં કામ મૂકીને તે કૈં જવાય !

[પાછળથી નલિની દાખલ થાય છે.]

નલિની—શું ચાલે છે, બાપાજી ?

મંગળ—નલિની, જરા તું સમજાવીને કહે તો સાંભળશે.

નલિની—શું કહેવું છે ! કોને કહેવું છે !

મંગળ—રમણને.

નલિની—રમણને શું કહેવું છે ?

મંગળ—એ આવતી કાલે જવા માગે છે.

નલિની—ક્યાં ?

મંગળ—બીજી નોકરી પર.

નલિની—કેમ રમણ, અહિંથી કંટાળ્યો !

રમણ—મંગળદાસ શેઠે મને એક મહીના

પછી જવાનું કહ્યું. હું તો આવતી કાલથી છૂટા થવા માંગું છુ.

નલિની—બાપાજી, એ તે કહે છે કે તમે જ રજા આપી.

મંગળ—પણ એક મહિના પછી.

નલિની—પણ શા માટે?

મંગળ—(આમ તેમ જોઇને) ખાસ કારણ નથી.

નલિની—પણ કૈંક તો કારણ હશે ને।

રમણ—હુ કહુ.

મંગળ—રમણ!

નલિની—શુ છે? મારે સાંભળવુ છે.

રમણ—હું તારી સાથે પ્રેમ કરુ છુ એવું બ્હાનું કહાડીને.

નલિની—(હસવા માંડે છે) splendid (સરસ) બાપાજી, તમે બરાબર કર્યું.

મંગળ—હેં!

નલિની—આવુ આપણને ન પોસાય.

મંગળ—શું ન પોસાય?

નલિની—તમારો સેક્રેટરી મારી જોડે પ્રેમ કરે તે હું તો જરા યે સાંખી ન શકુ. અને એ તમારી છોકરી જોડે પરણે તે કેમ ચાલે? એક તો ન્યાત જુદી. પણ તે તો વખતે ચાલે. અને બીજું ગરીબી—લોકો શું કહેશે!

મંગળ—નલિની, હું તને જરાયે સમજી શકતો નથી.

નલિની—હું સમજું છું ને. જવાદો બાપાજી એને. એવા માણસને એક પળ પણ ઉભો રાખવો ન જોઇએ.

મંગળ—પણ આ બધું કામ કોણ કરશે?

નલિની—આટી ગંભીર બાબતમાં કામનો વિચાર કરવાનો હોય? તમારી દીકરીને આવા દુષ્ટ માણસથી દૂર રાખવી વધારે અગત્યનું નથી?

મંગળ—પણ તું કહેવા શું માંગે છે?

નલિની—એક મહિનો એ મારી સાથે રહી પ્રેમ કર્યા કરશે તેનુ શું?

મંગળ—પણ તું તે અટકાવી શકે.

નલિની—પ્રસંગ આવે જોઇ લઇશુ.

મંગળ—ત્યારે શુ એણે એમ નથી કર્યું?

નલિની—તમને તો ખાત્રી છે કે એણે એવુ કર્યું છે.

મંગળ—મને સંશય હતો. પણ એ શું ખરુ નથી!

નલિની—હવે પૂછવામાં શો ફાયદો છે?

મંગળ—નલિની, હું તારા ભલા માટે જ કહું છું ને!

નલિની—હું કૈં બાળક નથી.

મંગળ—પણ નલિની,—[રમણ તરફ જોઇ રહે છે]

રમણ—[ઉભો થઇને] તમારે વાત કરવી હોય તો હુ—

નલિની—બેસ રમણ, તારે વિષે જ વાત લાગે છે. શું છે બાપાજી?

મંગળ—નલિની, મારે તને કૈં કહેવું છે.

નલિની—કહેવું હોય તેમાં રમણને સંબંધ હોય તો એની હાજરીમાં કહેવું સારું નહિ?

મંગળ—નલિની, પેલા નગીનદાસ કહેતા હતા.

નલિની—[હસે છે] તે તમારે સુધી વાત આવી?

મંગળ—હેં।

નલિની—રમણને અને મને સીનેમામાં સાથે જતા જોયા તે જ કે નહિ?

મંગળ—હા–અને રતિલાલ.

નલિની—બહુજ સરસ. રતિલાલ શું કહેતા હતા ?

મંગળ—તમને ચાર દહાડા ઉપર સાંજના વર્લી પર મોટરમાં સાથે જોયા.

નલિની—બાપાજી ! તમે મીનીસ્ટર શા માટે થવા માગો છો ?

મંગળ—કેમ !

નલિની—બાપાજી, તમે C. I. D.ના વડા થાઓ તો વધારે સારું નહિ ?

મંગળ—હુ કૈં કોઇને પૂછવા નહોતો ગયો.

નલિની—એ તો વધારે સારું. પૂછીને તપાસ કરીને બધા ખબર કહાડે; પણ ખરો C. I. D. તો એ કે જેને લોકો પોતાની મેળે ખબર આપવા આવે.

મંગળ—પણ નલિની, આ સારું દેખાય ?

નલિની—બીજી એનાથી કૈં વધારે ખબર છે ?

મંગળ—ના નલિની ! પણ લોકો બોલે તે સારું નહિ.

નલિની—લોકો એટલે નગીનદાસ ને રતિલાલ.

મંગળ—ના, એમણે તો મિત્રો તરીકે આવીને કહ્યું.

નલિની—મેં રમણને તે દહાડે જ કહ્યું હતું.

મંગળ—શાનું ?

નલિની—કે નગીનદાસ બાપાજીને રીપોર્ટ કરશે. મિત્રતાનો દાવો કરીને રીપોર્ટ કરશે, પણ ખરેખર તો પોતાની નિંદાવૃત્તિ સંતોષવા કરશે.

મંગળ—પણ નલિની, અમારા જૂના મિત્રો છે. એમાં નિંદા કયાં થઇ ?

નલિની—નિંદા નહી તો સ્તુતિ !

મંગળ—નિંદા ને સ્તુતિ વચ્ચે બીજું કૈં પણ હોઇ શકે : ચેતવણી.

નલિની—જેને તમે ડરેલ માણસોની ચેતવણી કહો છો તેને જ આજ કાલના કાચા જુવાનો નિંદા કહે છે.

મંગળ—પણ નલિની, મેં આ સાંભળ્યું એટલે જરા ચીઢાયો.

નલિની—પણ એમાં ચીઢાવા જેવું શું હતું ?

રમણ—એતો સ્વાભાવિક છે. હું નહોતો કહેતો—

નલિની—વધારે બોલીને અક્કલનું પ્રદર્શન કરવાની જરુર નથી.

મંગળ—નલિની, તું જ ખાત્રી આપે તો હું રમણની નોટીસ પાછી ખેંચી લઉં છું.

રમણ—તમે જો પાછી ખેંચી લેતા હો તો હું કહું છું કે હું તમારી નોકરીમાં નથી રહેવા માગતો.

નલિની—પણ બાપાજી, મેં કશીએ ખાત્રી નથી આપી. અને ધારો કે હું રમણ સાથે પરણું—

મંગળ—શું ? શું ?

નલિની—બાપાજી, આમ ચમકી કેમ બેસો છો ? મેં તો ધારવાનું જ કહ્યું. પરણું તો શું ખોટું છે ?

મંગળ—આવું કશું હું ધારવા માગતો નથી.

નલિની—બાપાજી, આ બધી વાતો પછી—વખતે હું રમણ સાથે પ્રેમમાં પડું તો શી નવાઇ ?

મંગળ—કઇ વાતો ?

નલિની—આ આખું ગામ કરે છે તે. અને જો એમ થાય તો રમણ સામે તમારે શો વાંધો છે ?

મંગળ—હું આ નકામી વાતો કરવા નથી માગતો. જો રમણ, લગભગ નવ થવા આવ્યા. રામદાસ શેઠને ટેલીફોન કર કે હું વાટ જોઉં છું.

નલિની—હા રમણ, તારી હાજરીમાં આ વાત ન થાય.

[રમણ બારણાં તરફ જાય છે]

અને રમણ!

રમણ—શું છે?

નલિની—બારણાં પાછળ ઉભા રહીને સાંભળવાની જરૂર નથી. હું પછી બધું કહીશ. [રમણ જાય છે] બોલો બાપાજી!

મંગળ—નલિની આ શી રમત માંડી છે?

નલિની—જુઓ બાપાજી, કોઇ પણ પગલું લેવું હોય તો પહેલેથી વિચાર કરેલો સારો નહીં?

મંગળ—હા, હું જાણું છું કે તું સમજુ છે. પણ તું કંઇ આવું કરવા માગતી તો નથી ને?

નલિની—આગુ તો શું થાય તેનો વિચાર કરવા માગું છું. પ્રેમ આંધળો છે, પણ પહેલેથી રંગીન ચશ્મા પહેર્યાં હોય તો 'ફેઝલ' થવાની ધાસ્તી ઓછી થાય, નહિ વારુ? વડીલો પાસેથી રંગીન ચશ્મા પહેરતાં તો શીખીએ. કેમ બાપાજી?

મંગળ—નલિની, તું ક્યારે અબીર ને ક્યારે બીનજવાબદાર વાતો કરે છે તે સમજાતું નથી.

નલિની—આટલા વર્ષે ન સમજાયું તો હવે સમજવાનું છે? કહો બાપાજી.

મંગળ—તું જાણે છે નલિની—

નલિની—જુઓ હું જાણું છું તેટલું કહું. આપણી ન્યાતનો નથી.

મંગળ—હા,—

નલિની—અને ગરીબ છે.

મંગળ—હા,—

નલિની—અને તમારો સેક્રેટરી છે. બીજું કંઇ?

મંગળ—ના.

નલિની—હવે બીજી બાજુ તપાસીએ. હું ન્યાતમાં માનતી નથી અને ન્યાતમાં જ કોઇ છોકરા સાથે લગ્ન કરીશ એમ માની બેસવું નકામું છે.

મંગળ—પણ આપણી ન્યાતમાં જ સારા છોકરા ક્યાં ઓછા છે?

નલિની—હા, તેમાંનો એક નમૂનો તમે ગઇ કાલે બતાવ્યો. બીજા પણ હોય તો બોલાવો, ગમ્મત પડશે. કાલે ગમ્મત પડી. નહીં, બાપાજી?

મંગળ—ગમ્મત મને તો દેખાઇ નહીં.

નલિની—પણ તે જવા દો. જૂઓ હોશીઆર છે ને ભણેલો છે, પૈસાદાર નથી. પણ એને તમારા બીઝનેસમાં સાથે લો તો એ ખોટો તો નથી જ પડવાનો.

મંગળ—એ બધી ખરી વાત.

નલિની—પણ હું મારા નિશ્ચયથી ન જ ફરું, એમ જ. નહીં વારુ, બાપાજી? અને હું એવું કરું તો મારું મોઢું જોશો કે નહિ, બાપાજી? રમણ!

મંગળ—તું એવું કશું કરવાની નથી એવી મારી ખાત્રી છે.

નલિની—હા, હું એટલી ડાહી છું કે કોઇ ડહાપણ ભરેલી વર્તણૂંક મારામાં સભવે જ નહીં, રમણ!

[ રમણ દાખલ થાય છે ]

મંગળ—કેમ, ટેલીફોન કર્યો ?

રમણ—રામદાસ શેઠ હમણાં પાએક કલાકમાં આવી પહોંચશે.

નલિની—જો રમણ ! [ રમણ તેની તરફ જુવે છે. ] તને બીજી નોકરી મળતી હોય તો તે જરુર લેવી. પણ તે એક મહિના પછી. બાપાજીની ઇલેક્શન પૂરી થયા પછી, સમજ્યો ?

રમણ—સારું.

મંગળ—અને નલિની, તેં મારી પર્સ ખીસામાં મૂકી જ નહિ.

નલિની—તમારી પાસે તો મૂકી હતી.

મંગળ—ક્યાં ?

નલિની—ટીપાઇ પર. પણ તમને અગત્યના કામસર જવાની એટલી ઉતાવળ હતી કે તે લેતા ભૂલી ગયા હશો. ઉભા રહો જોઉં. [ લઈને જોવા માંડે છે. ]

લો આ રહી. [ લાવીને આપે છે. ]

મંગળ—રૂપીઆ મૂકયા ?

નલિની—કાલે જ મૂક્યા.

મંગળ—[ પાકીટ ઉઘાડીને જુએ છે ] પણ આમાં તો નથી.

નલિની—શું રૂપીઆ નથી ?

મંગળ—ના. તેં મૂક્યા જ નહીં હોય.

નલિની—ના મેં ખાત્રીથી મૂક્યા બાપાજી.

મંગળ—ત્યારે ક્યાં ગયા ? આની તપાસ કરવી જોઇએ—

રમણ—પોલીસને ખબર આપું ?

મંગળ—હા. પોલીસને ખબર આપવી પડશે. પણ કોઇ બહારનું તો નથી જ ઘઇ ગયું.

નલિની—હું નહોતી કહેતી કે તમે C. I. D. તરીકે સરસ શોભશો.

રમણ—ના બહારનું તો કોઇ ન જ હોય.

નલિની—Very clever Watson.

રમણ—ત્યારે શું કરીશું ?

મંગળ—તું પોલીસને ટેલીફોન કરી આવ, પછી જોઇએ.

[ રમણ બારણાં તરફ જાય છે ]

નલિની—ઉભો રહે, રમણ.

મંગળ—શું છે નલિની ?

નલિની—આપણે તપાસ કરીને પછી જરુર લાગે તો પોલીસને બોલાવીએ તે વધારે સારું નહીં ?

રમણ—હા. તેમાં કૈં ખોટું નહીં.

મંગળ—ના રમણ, પોલીસને ફોન કરી દે. પછી આપણે તપાસ કરીશું. [ રમણ જાય છે ] નલિની, આ પાકીટ હમણાં ક્યાંથી મળી ?

નલિની—પેલી ટીપાઇ પરથી.

મંગળ—ગઇ કાલે તેં ક્યાં મૂકી હતી તે યાદ છે ?

નલિની—યાદ છે ત્યાં સુધી તો એ જ ટીપાઇ પર મૂકી હતી.

[ રમણ પાછો આવે છે ]

મંગળ—ટેલીફોન કર્યો ?

રમણ—હા હમણાં જ પોલીસ આવી પહોંચશે.

મંગળ—હું અહીંથી ગયો પછી તું તો ઘરમાં જ હતી, નલિની ?

નલિની—ના, બાપાજી હું પણ બહાર ગઇ હતી. તમે ગયા પછી તરત જ.

( અનુસંધાન પૃ૰ ૧૬૩ ઉપર )

# રાસપુટીન

## આ જમાનાની એક ભયંકર અને ભેદી વ્યક્તિ

લેખક: રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ

હિંદુઓ ધાર્મિક ગુલામગીરી ભોગવે છે. તેઓ દેવો તથા ધર્મગુરુઓના ગુલામો બની જઇ તેમને આધીન થઇ જાય છે. ધર્મગુરુઓ ધર્મને નામે તેમના ઉપર અનેક પ્રકારના જુલમો ગુજારે છે અને ધાર્મિક શ્રદ્ધાને લીધે તેઓ આવા જુલમો મુંગે મોંએ સહન કરે જાય છે. પોતે જાતે દુ:ખી થાય છે અને પોતાના કુટુંબનાં બાળકો તથા સ્ત્રીઓને અત્યંત દુ:ખ દે છે. એવુ યુરોપ તથા અમેરિકાની પ્રજાના મનમાં ઠસાવવાને અને તેમની નજરે હીંદુઓને તથા તેમના ધર્મને અને તેમની સંસ્કૃતિને હલકાં પાડવાના ઉદ્દેશથી મીસ મેયો નામની એક અમેરિકન સ્ત્રીએ "Mother India" અને Slaves of the Gods" નામનાં બે પુસ્તકો લખ્યા છે. આ બે પુસ્તકો યુરોપ અને અમેરિકામાં તેમ આપણા દેશમાં પુષ્કળ વંચાય છે અને તે વાંચી વિદેશી અને વિધર્મી લોકો આપણી, આપણા ધર્મની તથા આપણી સંસ્કૃતિની ઠેકડી કરે છે; પરંતુ ધર્મમાં અંધશ્રદ્ધા તેમ ધર્મગુરુઓની ગુલામગીરીનો ઇજારો હિંદુઓએ એકલાએ લીધેલો નથી. દુનીઆમાં દરેક પ્રજામાં અને દરેક જમાનામાં ઓછા વધતા પ્રમાણમાં ધર્મ ઉપર આવી જાતની અંધશ્રદ્ધા અને ધાર્મિક ગુલામગીરી આપણી દ્રષ્ટિએ પડે છે. રાસપુટીનનું જીવન વૃત્તાંત આવી ધાર્મિક ગુલામગીરી અને ધર્મ ઉપરની અંધશ્રદ્ધાનું આબેહુબ દ્રષ્ટાંત છે. વીસમા સૈકા જેવા સુધરેલા જમાનામાં, યુરોપ જેવા સુધરેલા દેશમા, આખું રુશીઆ અને ખુદ રુશીઆનો કેળવાએલો અને સંસ્કારી શહેનશાહ અને જર્મની જેવા સસ્કૃતિની ટોચે પહોંચેલા દેશની . રાજકુવરી—રુશીઆની મહારાણી પણ—આવી જાતની ધર્મ પ્રત્યેની અંધશ્રદ્ધા અને ધાર્મિક ગુલામગીરીમાંથી મુક્ત નહોતાં. તેની પુરેપુરી સાબીતી રાસપુટીનની જીવનકથા આપણને પુરી પાડે છે.

ગ્રેગરીનોવીચ આ જમાનાનો એક આબાદ ઉઠાવગીર સાધુ હતો. દુનીઆમાં તે રાસપુટીનના નામથી સુપ્રસિદ્ધ થયો છે. છેક

# રાસપુટીન

## આ જમાનાની એક ભયંકર અને ભેદી વ્યક્તિ

લેખક: રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ

હિંદુઓ ધાર્મિક ગુલામગીરી ભોગવે છે. તેઓ દેવો તથા ધર્મગુરુઓના ગુલામો બની જઇ તેમને આધીન થઇ જાય છે. ધર્મગુરુઓ ધર્મને નામે તેમના ઉપર અનેક પ્રકારના જુલમો ગુજારે છે અને ધાર્મિક શ્રદ્ધાને લીધે તેઓ આવા જુલમો મુગે મોંએ સહન કરે જાય છે. પોતે જાતે દુઃખી થાય છે અને પોતાના કુટુંબનાં બાળકો તથા સ્ત્રીઓને અત્યંત દુઃખ દે છે, એવું યુરોપ તથા અમેરિકાની પ્રજાના મનમાં ઠસાવવાને અને તેમની નજરે હીંદુઓને તથા તેમના ધર્મને અને તેમની સંસ્કૃતિને હલકા પાડવાના ઉદ્દેશથી મીસ મેયો નામની એક અમેરિકન સ્ત્રીએ "Mother India" અને Slaves of the Gods" નામનાં બે પુસ્તકો લખ્યા છે. આ બે પુસ્તકો યુરોપ અને અમેરિકામાં તેમ આપણા દેશમાં પુષ્કળ વંચાય છે અને તે વાંચી વિદેશી અને વિધર્મી લોકો આપણી, આપણા ધર્મની તથા આપણી સંસ્કૃતિની ટેકડી કરે છે; પરંતુ ધર્મમાં અંધશ્રદ્ધા તેમ ધર્મગુરુઓની ગુલામગીરીનો ઇજારો હિંદુઓએ એકલાએ લીધો નથી. દુનીઆમાં દરેક પ્રજામાં અને દરેક જમાનામાં ઓછા વધતા પ્રમાણમાં ધર્મ ઉપર આવી જાતની અંધશ્રદ્ધા અને ધાર્મિક ગુલામગીરી આપણી દ્રષ્ટિએ પડે છે. રાસપુટીનનું જીવન વૃત્તાંત આવી ધાર્મિક ગુલામગીરી અને ધર્મ ઉપરની અંધશ્રદ્ધાનું આબેહુબ દ્રષ્ટાંત છે. વીસમા સૈકા જેવા સુધરેલા જમાનામાં, યુરોપ જેવા સુધરેલા દેશમાં, આખું રશીઆ અને ખુદ રશીઆનો કેળવાએલો અને સરકારી શહેનશાહ અને જર્મની જેવા સંસ્કૃતિની ટોચે પહોંચેલા દેશની રાજકુંવરી–રશીઆની મહારાણી પણ—આવી જાતની ધર્મ પ્રત્યેની અંધશ્રદ્ધા અને ધાર્મિક ગુલામગીરીમાંથી મુક્ત નહોતાં. તેની પુરેપુરી સાબીતી રાસપુટીનની જીવનકથા આપણને પુરી પાડે છે.

ગ્રેગરીનોવીખ આ જમાનાનો એક આબાદ ઠગાવનાર સાધુ હતો. દુનીઆમાં તે રાસપુટીનના નામથી સુપ્રસિદ્ધ થયો છે. છેક

નાની ઉમરમાં એટલે માત્ર ૩૦ વર્ષની વયે તો તે સત્તાની ટોચ ઉપર પહોંચી ગયો હતો. દુનીઆને ઠગવામાં તેણે એટલી બધી કુશળતા પ્રાપ્ત કરી હતી કે ભલભલાઓને તે પોતાના સાધુપણાના ડોળથી આંજી નાંખતો હતો અને તે પણ એટલી બધી હદ સુધી કે અત્યારે જ્યારે સમસ્ત દુનીઆ તેનાં જુઠાણા અને દગલબાજીથી જાણીતી થઇ છે ત્યારે પણ તેના અંધ અને શ્રદ્ધાળુ ભક્તો તો તેને સંત અને સાધુ પુરુષ જ માને છે અને તેની લુચ્ચાઇ તથા દગલબાજીની પુરવાર થએલી વાતો પણ માનવાને સાફ ના પાડે છે. લાંબા વખત સુધી આખા રૂશીઆ ઉપર તે પોતાનો પ્રભાવ પાડી શક્યો હતો. સમસ્ત રુશીઆ ઉપર તે પોતાનું સામ્રાજ્ય ચલાવી શક્યો હતો. અને ખુદ ઝાર કરતાં પણ તે વધારે સત્તા ભોગવી રહ્યો હતો.

મહાન વિગ્રહની શરુઆત થઇ તે અરસામાં આ અલૌકીક સાધુની કીર્તિ આખા રૂશીઆમાં પ્રસરી રહી હતી. ઇસુ ખ્રીસ્તની માફક તે પણ અદ્ભુત ચમત્કારો કરવાને શક્તિમાન છે અને એવા ચમત્કારો તેણે ઘણાએ કર્યા છે એવી સામાન્ય લોકમાન્યતા હતી. તે વખતે વે શ્રીકાના નામથી ઓળખાતો હતો. અને એ શ્રીકાનું નામ આખા રૂશીઆમાં સૈબીરીઆથી તે ક્રીમીઆ સુધી રાય અને રંક સર્વની જીભ ઉપર હતું. સર્વની એવી માન્યતા હતી કે તેનું જીવન પવિત્ર અને નિષ્કલંક છે. તેની સચ્ચાઇ અને પવિત્રતા ઉપર કોઇને એક પળ વાર પણ શંકા આવતી નહોતી. તેનામાં દૈવી શક્તિ છે એવું બધા શ્રદ્ધાપૂર્વક માનતા હતા અને રૂશીઆના ધાર્મિક પણ અજ્ઞાન લોકોની તો એટલે સુધી દૃઢ માન્યતા હતી કે રૂશીઆનું સંરક્ષણ કરવાને, પવિત્ર રૂશીઆનો પુનરુદ્ધાર કરવાને સાક્ષાત ઇસુ ખ્રીસ્તે ફરી જન્મ ધારણ કર્યો છે. આજે એવી માન્યતા પ્રચલિત છે કે સંતમાં ખપતો એ રાસપુટીન તો મનુષ્યના આકારમાં એક ભયંકર રાક્ષસ હતો. એણે જ રૂશીઆને દગો દઇ ફસાવ્યો: એને લીધે જ રૂશીઆના રાજકુટુંબની પડતી અને પાયમાલી થઇ, અને તેમનો આવો કરુણ અંત આવ્યો.

સ્ત્રીઓને વશ કરી લેવાની રાસપુટીનમાં અદ્ભુત શક્તિ હતી. સ્ત્રીઓ તો એને જોઇને ગાંડી ગાંડી થઇ જતી હતી; અને તેને પોતાનું સર્વસ્વ–તન, મન અને ધન અર્પણ કરવામાં સહેજ પણ પાછી પાની કરતી ન હતી. આ ઇંભી પુરૂષ ગામડાંનો રહેવાશી હતો. બોલવે ચાલવે તેમ સામાન્ય રીતભાતમાં પણ તે એક ગમાર ગામડીઆ જેવોજ લાગતો હતો. તે ભણેલો પણ નહોતો. સાધુ થયો ત્યાર પહેલાંનું એનું જીવન તદ્દન અનીતિમાન હતું. અને એક વખત તો ઘોડાની ચોરી કરવા માટે તેને સજા પણ થઇ હતી.

પેટ્રોગ્રેડમાં અંધારા અને ચીથરે હાલ જેવા દેખાતાં એક મકાનમાં છેક ભોંયતળીએ તે રહેતો હતો. એના શીવાય આખા મકાનમાં બીજા કોઇનો વાસ નહોતો. એ ઘરમાં ભોંયરાંઓ ઘણાં હતાં. આ સંત સિવાય બીજા કોઇની પણ એ ભોંયરાઓમાં પ્રવેશ કરવાની હીંમત સરખીએ ચાલતી ન હતી. આ મકાનમાં એના શીવાય સૈબીરીઆના એક ગામડાંની વતની આના નામની એક સાઠ વર્ષની ડોશી રહેતી હતી. આ ડોશી તેને

લમાં પધારવાનું આમંત્રણ મોકલાવ્યું, અને રાજ્યકુટુંબના ધર્મગુરુને છાજે તેવી રીતે તેને તેડવાને ગાડી, ઘોડા, માણસો વગેરે મોકલ્યાં. અત્યંત ઠાઠમાઠથી રાસપુટીનની રાજ્યમહેલમાં પધરામણી કરવામાં આવી. એક અજબ ચમત્કારથી રાસપુટીને રાજ્યકુટુંબનો સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કરી દીધો. પાટવી કુંવર માંદો હતો. રાસપુટીને તેના માથા ઉપર હાથ ફેરવી આશીર્વાદ આપ્યો કે "રાણી, તારા દીકરાને ત્રણ દિવસમાં આરામ થઇ જશે." આ આશીર્વાદ ફળ્યો. ત્રીજા દિવસની રાત્રે રાજકુંવરને તદ્દન આરામ થઇ ગયો. આ બનાવ પછીથી રાજકુંવર ઘણીવાર માંદો પડી જતો હતો; અને રાસપુટીન આશીર્વાદ મોકલાવી તેના આરામ થવાનો જે દિવસ નક્કી કરતો હતો તેજ દિવસે પાછો તેને સંપૂર્ણ આરામ પણ થઇ જતો હતો. આથી રાસપુટીન ઉપર રાણીની શ્રદ્ધા પુરેપુરી ચોંટી અને તે અચળ શ્રદ્ધામાં જીવન પર્યંત કાંઇ પણ ઘટાડો થયો નહીં. રાસપુટીનના મરણ પછી ખરી હકીકત પકડાઇ ગઇ. મહેલની એક દાસી રાજકુંવરને અમુક ઘેનની દવા ખવડાવતી હતી અને તેને લીધે તે બેભાન થઇ પડી રહેતો હતો. અને બે, ત્રણ કે ચાર દિવસ પછી એ ઘેન ઉતરતાં તે પાછો શુદ્ધિમાં આવી જતો હતો. હવે રાણી રાસપુટીનની જાળમાં પુરેપુરી સપડાઇ ગઇ અને થોડા સમયમાં ઝાર પણ એ જ જાળમાં ફસાઇ પડ્યો. રાજા, રાણી અને બે મુખ્ય પ્રધાનો રાસપુટીનના ગુલામ બની જઇ તેનો પડતો બોલ ઝીલવા લાગ્યા. અને એ બધાના ઉપર તેની અસર પુરેપુરી જામી ગઇ.

ધીમે ધીમે રાસપુટીને રુશીઆના રાજ્ય કારભારમાં તેમ લડાઇની આંતર–વ્યવસ્થામાં માથું મારવા માંડ્યું. આ બધી ગોઠવણનો સુત્રધાર તો જર્મનીનો પરદેશખાતાનો પ્રધાન હતો. જર્મનીમાં બેઠો બેઠો તે રાસપુટીનની મારફતે રુશીઆની રાજ્યવ્યવસ્થા અને વિગ્રહવ્યવસ્થાના તાર ખેંચતો હતો એમ પાછળથી માલમ પડ્યું છે. જર્મની તરફથી રાસપુટીનને પુષ્કળ દ્રવ્ય મળે જતું હતું. અને જર્મનીથી આવતા છુપા સંદેશાનુસાર રાસપુટીન દરેક બાબતમાં પોતાની વ્યૂહ રચના ગોઠવે જતો હતો. અને રુશીઆને વિનાશને પથે દોરે જતો હતો. જેમ રાસપુટીન સૂચના કરે તેમ રુશીઆનું લશ્કર લડાઇમાં મોકલવામાં આવતું હતું અને તે જેમ સૂચના કરે તે મુજબ લડાઇમાંથી લશ્કરને પાછું બોલાવી લેવામાં આવતું હતું. સરદારો તથા સેનાધિપતિઓની નીમણુંકો તથા ફેરબદલીઓ પણ એની સુચના પ્રમાણે જ કરવામાં આવતી હતી. માત્ર એની શીખવણીથી કેટલાએ બીચારા નિર્દોષ અને નિમકહલાલ અમલદારોને બરતરફ કરવામાં આવ્યા, કેટલાકો ઉપર કામ ચલાવી તેમને મરણ, જન્મદેશનિકાલ કે કેદની સજા કરવામાં આવી અને કેટલાકને તો બીલકુલ કામ ચલાવ્યા વગર દેશનિકાલ કે કેદની સજા કરવામાં આવી. રાસપુટીનને તો મનુષ્યદેહની બીલકુલ કીંમત જ ન હોતી, રુશીઆના ભલભલા મહાન પુરુષો, પ્રધાનો, લશ્કરના સેનાધિપતિઓ તેમ પોલીસખાતાના અમલદારોને રાસપુટીન પોતાની સુન્દર શિષ્યાઓ મારફત અદ્દભુત રીતે ઝેર દેવડાવી, મારી

(અનુસંધાન પૃષ્ઠ ૧૭૦ ઉપર)

# સ્વપ્નસિદ્ધિની શોધમાં *

લેખક: રા. કનૈયાલાલ મા. મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ

સંસદના સભ્યો, સન્નારીઓ અને
સદ્ગૃહસ્થો,

આપણે આજે બે વર્ષે ભેગા મળીએ છીએ. ગયે વર્ષે તો આખો દેશ નવજીવન પ્રસવવાની પીડામાં પડ્યો હતો. કોણ ક્યાં હતું, કોનું શું થવાનું હતું તેની કોઈને ખબર નહોતી. ગયે વર્ષે આપણે ન મળી શક્યા અને આ વર્ષે પણ મળાશે કે નહીં એ ક્યાં સુધી નક્કી નહોતું. મહાન બળોના તાંડવ નૃત્ય ચાલતાં હોય ત્યારે આપણા પગ પણ ન ઠરે એમાં કંઈ નવાઈ નથી.

આજે દોઢ વર્ષ થયાં આપણી પ્રવૃત્તિઓ સંકેલાઈ ગઈ હતી. કલા, સાહિત્ય ને સંસ્કારનું સંગીત સમરાંગણની ભેરીઓના નાદમાં શાંત થઈ પડ્યું હતું. આજે કંઈક શાંતિ છે. એટલે એ સંગીતનો ધ્વનિ પાછો સંભળાવા લાગ્યો છે.

'સંસદ'ની પ્રવૃત્તિ પાછી નવે અવતારે શરૂ થાય છે. 'ગુજરાત' ભાઈ અમૃતલાલ શેઠના સહકાર્યથી નવેસરથી શરૂ થાય છે. સંસદના બંધારણને નવું સ્વરૂપ આપવાની યોજના રચાઈ રહી છે. આપણા સભ્યો વચ્ચેનો તૂટેલો સંબંધ પાછો સંધાતો જાય છે, અને સાહિત્યની અભિવૃદ્ધિ તરફ આપણું લક્ષ ખેંચાવા લાગ્યું છે.

સંસદ સ્થપાયાને લગભગ દશ વર્ષ પૂરાં થશે. એ સંસ્થાને લીધે અનેક સાહિત્યકો નિકટ પરિચયમાં આવ્યા; સાહિત્યનું સર્જન ઉત્સાહભેર થયું. જીવન અને સાહિત્યના અવનવા આદર્શો આપણે મૂર્તિમાન કર્યા. 'સાહિત્ય પ્રકાશક' કંપની, આ કામને વેગ દઈ, અલોપ થઈ ગઈ. આ બધાં કાર્યનો કીર્તિસ્તંભ તે 'ગુજરાત'ની દશ વર્ષની ફાઈલ છે.

સંસદે સાહિત્ય પરિષદને મજબૂત અને સ્થાયી સ્વરૂપ આપવાનો મોટો પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન કેટલેક અંશે સફળ થયો; અને છતાં જો પરિષદમાં ભાવનાનું તત્ત્વ વધતા પ્રમાણમાં હોત તો એ કાર્ય વધારે સફળ થાત. પણ હું તો પ્રયત્નને જ પ્રયત્નનું પરમ સાફલ્ય માનું છું. પરિષદનું નવું બંધારણ તૈયાર છે. બંધારણસમિતિએ તેને અનુમતિ આપી છે. નડીઆદ પરિષદ બોલાવે એટલી જ વાર છે; અને નડીઆદ પરિષદ

*સાહિત્ય સંસદના આઠમા વાર્ષિક ઉત્સવ પ્રસંગે તા. ૧-૯-૩૨ને રોજ પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

બોલાવી ટુંક સમયમાં બંધારણ નક્કી કરશે એવો પણ સંભવ છે. એ પરિષદ થઇ જાય એટલે સંસદને માથેથી એક કામનો બોજો ઉતર્યો એમ ગણાય અને પરિષદમાં કાર્ય માત્ર વિરોધ જીતવા પૂરતુંજ હોય તો એ કામ છોડી આપણે બીજે કામે વળગી શકીએ છીએ.

૨

ગયા વર્ષની મહાન નવીનતાઓમાં સંસદની પ્રવૃત્તિની નવીનતા ક્યાંથી જડે ? અત્યારે પણ બધું અસ્થિર છે. કાલે શું નવીન થાય એ કોણ કહી શકે ? પણ આ અસ્થિરતા હુ હર્ષથી વધાવું છું. નીરસ શિથિલતા કરતાં રસિક તનમનાટ સદાય આદરણીય છે. ત્રણ વર્ષ પર મેં કહ્યું હતું કે વિપ્લવ આપણાં બારણાં ઠોકી રહ્યો છે; આજે એ અતિથિને ઘરમાં રાખી આપણે પોતાનો કર્યો છે. ત્રણ વર્ષમાં આપણે મૂલ્યનું તેમજ જીવનનું પરિવર્તન કર્યું છે.

વિશ વર્ષ પર મેં ગુજરાતની મહત્તાનું દર્શન કરવાનો પ્રયત્ન કર્યો; દશ વર્ષ પૂર્વે આ સ્થાનેથી જીવનના મારા પ્રધાન સંકલ્પો અને સિદ્ધાંતો રજુ કરવાની ટેવ મેં પહેલી વાર કેળવી. 'એક અને અતુલ ગુજરાત' મેં સ્વપ્નમાં જોયું ત્યારે, 'ગુજરાતનાં સાંસ્કારિક વ્યક્તિત્વ'ની રૂપરેખા દોરવાનો મેં પ્રયત્ન કર્યો ત્યારે, હુ સ્વપ્નાં જોઇ આનંદ લેતો હતો. ગયે વર્ષે એ સ્વપ્નાં મેં ચર્મચક્ષુએ જોયાં,—સ્પષ્ટ સુરેખ અને જીવત...

મેં જોયું—

એક ગુજરાતના પુત્રનું વિજયપ્રસ્થાન; શુષ્ક ને નાનકડા શરીરનું ભયંકર પ્રાબલ્ય; તે ત્રીશ કોટિનો પ્રાણ હતો, તેમજ તેમની આશાઓનું કેંદ્ર. આર્યાવર્તની પુરાતન સંસ્કારની મૂર્તિ બની વિગ્રહ માટે તલસતા તે વીરને જગતને મુક્તિમંત્ર શીખવતા મેં જોયા ને સાંભળ્યા, શૃંખલાબદ્ધ લોકસંગ્રહ, સૈકાઓની પરાધીનતાની વેદના વીસરી, એના પગરવ આશાભર સાંભળી રહ્યો.

મેં એને સાંભળ્યા કારાવાસની દીવાલની પેલી પારઃ અંદર બેસીને પણ બહાર હતા તેનાથી વધારે પ્રબલ. મેં જોયા એમને બહાર આવતા અને કરોડોની ભક્તિપુષ્પાંજલિ સ્વીકારતા;—પરદેશી સત્તાધીશોના ગર્વમંદિરમાં શાસનો ઘડતા ને સ્વીકરાવતા. પલવાર જગત તેની શબ્દાવલિની વાટ જોતું થંભી ગયું. પાંત્રીશ કરોડની ભૂત મહત્તાના વારસ તેમના ભાવિના વિશ્વકર્મા જગતના સમ્રાટોની સભા જીતવા જતા પણ મેં જોયા.

મેં જોયો—

ગુજરાતનો નર—સર્વસ્વ ત્યાગી સમરાંગણે ઝંપલાવતો, કારાવાસ આવકારતો, મૃત્યુના મોંમાં ધસતો. જ્યાં તે ફરતો ત્યાં ત્યાગ, સ્વાતંત્ર્ય ને તપની ભાવનાઓ અનુસરતી. એણે જીવનને એક બાલક્રીડા માની હતી. એણે દુઃખને લેખ્યું એક મહાન લ્હાવો. એ ઉભો હતો જ્વાલામુખી પર પગ ટેકવીને—હસતો ને ઉત્સાહભર.

મેં જોઇ—

એની સુકુમાર, કોડીલી, શરમાલ, ભોંય પર પગ દેતાં પણ કાંપતી એવી કામિનીઓ શેરીએ શેરીએ એકલી ઉભી ઉભી રાષ્ટ્રધર્મ સાચવતી; રણજંગમાં નીડર બની માર ખાતી; જુલ્મીઓના હાથથી રાષ્ટ્રધ્વજ ખુંચવતી; કારાગૃહની ક્રુરતાને હસતે મુખે વધાવતી; પતિ ને પુત્રથી પણ સ્વદેશને વહાલો ગણતી—અર્વાચીન ચંડી સમી:

મેં જોયાં—

એનાં બાળકો વિજયઘોષે ગગન ગજવતાં રાષ્ટ્રધ્વજના ફરકાટ સાથે નાચતાં: સ્વદેશ-દ્રોહીઓને પડકાર કરતાં. ઓળીમાંથી પણ ઉચ્ચારતાં–'ઇન્કીલાબ ઝિન્દાબાદ.'

મેં જોયું—

લાખોની મહામેદનીઓ સત્યાગ્રહની ધૂનમાં મસ્ત, પડકાર પોકારતી, દિશા ગજવતી. નિઃશસ્ત્ર પણ નીડર, શાસકોના ક્રૂર વીંઝાતી ને સ્વાતંત્ર્યનો અધિકાર સિદ્ધ કરતી મહાત્માજીની મુક્તિની એકમાત્ર અભિલાષે વિહ્વળ.

અને અપરિચિત બારે અતિ નમ્ર એવે હૈયે, સ્વયંસિદ્ધ કો ભાગ્યશાળી સમો અશ્રુપૂર્ણ મારા ગુજરાતની વાસ્તવિક વર્તમાન મહત્તા જોઈ રહ્યો. વિરાટ ગુજરાતનું માપ કાઢવાની શક્તિ મારી કલ્પનામાં નહોતી અને આજે એનું વર્ણન કરવાની કલા પણ મારી કલમમાં નથી.

હું સ્વપ્નદ્રષ્ટા નથી. મેં જાગી જોયું તો જગત ધાર્યું તેનાથી પ તેજોમય દીઠું. હું કવિ હોત તો જોયું ગાવામાં જન્મારો વીતાવત.

૩

આ બધું કેમ થયું ? શું આ બધું મહાત્માજી વડે ? કે લોકોની આંતરશક્તિ વડે ? જો મહાત્માજી વડે હોય તો મહાત્માજીના પ્રાબલ્યનું રહસ્ય શું ? જો લોકો વડે હોય તો લોકોના પ્રતાપનું મૂળ શું ? નિઃશસ્ત્ર નરનારીઓએ કેમ કરી જગમશહૂર સામ્રાજ્યને મહાત કર્યું ! ખાદીનો કાપડ તોડવામાં, સ્વદેશીની ચળવળમાં, વિદેશીના બહિષ્કારમાં, કે સનાતન સત્ય હતું ? આ ત્રિઅંકની સૂક્ષ્મ ભાવના શી ?

આ પ્રચંડ વિપ્લવનો આત્મા ક્યાં છે ? કેવો છે ?

આ પ્રશ્નોની પરંપરા દિવસ ને રાત મને પજવે છે. પહેલાં પ્રશ્નો થતા પણ તેનું ઝાઝું નિરાકરણ જડતું નથી. હું શિશુભાવે આ દીવ્ય તેજોબિંદુ શોધું છું—આશામાં ને બીજામાં. આજ ચાલે તો મહાત્માજીનું હૃદય ચીરી તેમાંથી શોધી કાઢું. આ શોધ મારી પૂરી થતી નથી; મારો પથ કાપવો પણ મારી શક્તિની બહાર દેખાય છે......મારી અશક્તિના તીવ્ર ભાનમાં હું દીન બની ઊભો છું—વાટ જોઉં છું કે વર્તમાનના પટ ચીરી પાછળ છુપાએલી જ્યોતિનાં દર્શન ક્યારે થાય.

૪

આ શોધમાં પહેલો આવડો આ મહાપુરુષ મોહનદાસ ગાંધી છે. એ કોણ છે ? શું છે ? પાંત્રીસ કરોડનો એ પ્રિયતમ શા માટે છે ? એને જોઈ, સાંભળી, અને સ્મરીને હૈયાંઓ ઘેલાં કેમ થાય છે ? એણે જુલ્મો કરી છે પણ કોઈ એનામાં અવિશ્વાસ લાવતું નથી; એ ક્રૂદ્ધ છે પણ કોઈ એનાથી બીજવાતું નથી. એ ભાવનાશીલ છે પણ કોઈ એને તિરસ્કારતું નથી. એનામાં દૂરંદેશી છે, વાગ્પાટવ છે, કાર્યદક્ષતા છે, પ્રેરકતા છે, અને છતાં એ ગુણોથી કોઈ દિવસ ભક્તિ પ્રેરાઈ નથી લાખો અજ્ઞાન ગામડીઆઓ એને ભજે છે. તે શું એની બુદ્ધિ માટે, બાહોશી માટે ?

માણસોનાં માપથી એને કોઈ માપતું નથી. એની મહત્તા માત્ર બુદ્ધિ, દક્ષતા, કે મુત્સદ્દીગીરીના ગજ ભરવાથી ગણાતી નથી. એને જોઈ સમસ્ત જગતનું મસ્તક શા માટે નમે છે ?

એ વર્તમાનના નથી—એ આર્યાવર્તના ભૂત, વર્તમાન અને ભાવિના પ્રતિનિધિ લાગે

છે. જેમ સૂર્યકિરણથી પ્રતાપ માત્ર પ્રગટે છે તેમ એની પ્રેરણા વડે આ દેશનું ગૌરવ ઉદ્‌ભવે છે.

શા માટે ?

જે આદર્શને લીધે આ ભૂમિ ખડે ખડે ને યુગે યુગે અતુલ ને અમર બની છે તે એનામાં દેખાય છે માટે.

મૂર્તિમાન મહાવ્રત સરખા એ સાબરમતી-ના મહાત્માની માનવતા એની નથી, આ જમાનાની નથી, કોઇ એક જમાનાની નથી; આર્યાવર્તની મહત્તાના જાણે એમાંથી તણખા ઝરે છે. જ્યારે એને કોઇ હીંદી જુએ છે ત્યારે તે સમય ને સ્થળની મર્યાદા ત્યાગી, પોતાના સ્વદેશના સનાતન આદર્શોના અધિષ્ઠાતા રૂપે એને જુએ છે. હઝારો વર્ષોનો ઇતિહાસ–ત્રણે કાલ એક વિપલ બની રહે છે. આપણી દ્રષ્ટિ વર્તમાનના અંધકાર ભેદી આપણા પૂર્વજોના આદર્શોની પ્રતિમાનો પરિચય કરે છે.

હું જ્યારે એમને મળું છું ત્યારે હું એમને જોઇ શકતો નથી. મારી આંખે એમનામાં દેખાતો આર્યાવર્તનો આત્મા મને નજરે ચઢે છે. હુ એમને પૂજ્ય પેખું છું. કારણ કે એમનામાં મારા પિતૃઓ અને પુત્રોની પરંપરાની વિશિષ્ટતા દર્શન દે છેઃ

આર્યસંસ્કૃતિ એનામાં પુષ્પિત થએલી જણાય છે. આ જ મહાત્માના પ્રતાપ અને પ્રેરકતાનું મૂલ છે.

નાનપણથી મહાભારત વાંચી મને ભગવાન દ્વૈપાયન વ્યાસની મૂર્તિ કલ્પવાની ટેવ પડી ગઇ છે. એ કલ્પનાનાં કૈંક રંગો વડે મેં 'ભગવાન કૌટિલ્ય'માં નૈમિષારણ્ય ચીતરવાનો અલ્પ પ્રયાસ કર્યો છે. હું એમને બ્રહ્માવર્તના પુરાણ પુરુષ માનું છું; આર્યસંસ્કૃતિના એમને આદ્યગુરુ હું ગણું છું. મારે મન આર્ય આદર્શની ગંગા એમના શિર પરથી જે વહે છે, તે જગતને સંસ્કારનીરે પાવન કરે છે. આ એક કલ્પનાવિલાસીની કલ્પના છે.

ગાંધીજી મારે મન પૂજ્ય છે, કારણ કે એ કૃષ્ણ દ્વૈપાયનના વંશજ મને દેખાય છે, એમની મુખરેખામાં એમના સનાતન પૂર્વજનું પરિચિત મુખ દેખાય છે. આ સરખાપણું કવિની કલ્પના નથી. ઋગ્વેદના પુરુષસૂક્તમાં અમરભાવના આલેખાઇ છે સહસ્રશીર્ષ ને સહસ્રપાદ હતો એવા યજ્ઞપુરુષની. ભૂત ને ભાવિ તેમાં હતું ને અમૃતત્વનો તે ઇશ હતો. એ યજ્ઞ પુરુષને દેવો ને ઋષિઓએ હોમ્યો, અને તેમાંથી સૃષ્ટિ ઉદ્‌ભવી. એમાંથી પ્રગટ્યા વેદ ને મંત્ર, બ્રાહ્મણ ને ક્ષત્રીય, વૈશ્ય ને શુદ્ર, ચંદ્રસૂર્ય ને દેવો, પૃથ્વી, વ્યોમ ને સર્વ લોકો. આ યજ્ઞપુરુષે આર્યાવર્તનો પરમ આદર્શ નક્કી કર્યો.

યજ્ઞ વિના સર્જન નથી; યજ્ઞ વિના સૃષ્ટિ ટકતી નથી. બત્રીશલક્ષણો હોમાય નહીં તો પૃથ્વી નવપલ્લવિત થાય નહીં. ધન હોમે તે યજ્ઞ કરે; સમય ને શક્તિ હોમે તે પણ યજ્ઞ કરે; જે સર્વસ્વ હોમે તે સૃષ્ટા–યજ્ઞપુરુષ.

ઇતિહાસની ઉષાથી માંડીને, વસિષ્ઠ ને વિશ્વામિત્રથી માંડીને મોહનદાસ સુધી યજ્ઞ-પુરુષોની પરંપરા બ્રહ્માવર્તની પુરાણી વેદી ઉપર હોમાઇ છે. એકે એક હતો બત્રીશલક્ષણો. એકે એક હતો આશાભર્યો, સંસાર કોડ ને મોહભર્યો. એકે એકે યજ્ઞની જ્વાલામાં ઝંપલાવ્યું, બધું જલાવી દીધું, બ્રહ્માવર્ત સર્જ્યું ને સાચવ્યું.

(અનુસંધાન પૃષ્ટ ૧૩૯ ઉપર)

# નાણું

લેખક : રા. રામચંદ્ર દામોદર શુક્લ, એમ. એ. એલએલ. બી.

ઊંઘમાંથી જાગતાં મુકુન્દે બચ્ચાને રડતું સાંભળ્યું. આંખો એમને એમ બંધ રાખીને એણે પોતાની સ્ત્રીને બૂમ મારી. "ગોરકી ! આ પોરીયું બરાડે છે."

ગોરકીએ ઉત્તર ન વાળ્યો. એણે આજુબાજુ જોયું તો જણાયું કે તે ઘરમાં નહોતી. એ જરા અજાયબ થયો, પણ વિચાર્યું કે એ મો ધોવા ગઇ હશે. એણે બાળોતીયાનો કકડો લીધો અને બચ્ચાંના મોઢામાં એને રડતું બંધ કરવા ખોસ્યો. પછી એણે કપડાં પહેરવા માંડ્યાં.

આમ તે રોકાયો હતો તે વખતે ઓળખી-તર મકાનમાંથી ઉઠાવેલી રૂપાની દાબીઓનું શું ઉપજશે તેની એણે અટકળ કરવા માંડી. વિચાર આવતાંની સાથે માલની તપાસ કરવા ખાતરીયામાં એ ગયો. દાબીઓ ગુમ થઇ હતી ! આજુબાજુ બધે એણે ઉથલપાથલ કરી...ગુમ !

એકદમ તે નીચે ઉતર્યો ને તેની ઓળી ચીજો બરેલી હતી ત્યાં દોડ્યો. તેની ઉપરનો ચોકાળ ફાડી નાખ્યો. એ પણ ગુમ !...... ત્યારે જ એને સમજવા લાગ્યું કે એ નાસી ગઇ હતી.

કોની જોડે ! સ્ટીમીઆ સ્ટોસર જોડે કે હામીલ ગુરૂ જોડે ?

"ઠીક...એને ભાગવા દે...જાય જહાન્નમમાં ! ને મારે કંઇ બલારાત પરવા કરે છે." કૃત્રિમ નિસ્પૃહતાથી દીવાલ પર થુંક્યો એ સ્વગત બોલ્યો. "એ પણ ઠીક કર્યું ......હા, હા..."

એની નજર બચ્ચાં પર પડી.

"પણ, હવે આ કાળમુખા પોરીયાનું શું કરવું ?" વિચાર કરતાં એ બબડ્યો. "એ ક્યાં છે એટલી જ જો મને ખબર હોત તો હું આને એનાં બારણાં આગળ નાખી આવત... લે ! આ તારું છે !"

એકદમ એક ભયંકર વિચાર એના મગજમાં સ્ફુર્યો. એને લીધે એનું મુખ ઝાંખું બન્યું ને એણે એનો ઉપલો હોઠ કરડ્યો. એના

હાથ ધ્રૂજ્યા, બાળક નજદીક એ ગયો. બાળોતીઆના ગંધાતા કકડાને લાતો મારી એણે દૂર કરેલા હતા, અને તે ઉઘાડું પડેલું હતું. એના હાથ એના મોંમાં ખોસેલા હતા, અને એ શૂન્ય વાતાવરણમાં સંદિગ્ધ રીતે હસ્યા કરતું હતું... એના મુખની આકૃતિએ કોઇકની સ્મૃતિ એને કરાવી...એ કોઇ જૂનું ઓળખીતું હતું ?...એને કાંઇ બરાબર યાદ ન આવ્યું...

—બાળક પાસેથી એ જતો રહ્યો. ઉતાવળમાં ટોપી પહેરી, બારણે તાળું વાસી એ બહાર ગયો. હેતુ વિના એણે ચાલ્યાં કર્યું, પણ એનું મન શાંત ન્હોતું... બચ્ચાંની ચીસો એના કાનમાં રણકાર કરતી હતીઃ જાણે બચ્ચું એને બોલાવતું હતું. કલ્પનામાં પોતાની આગળ બાળકને એના નાના પગ ઉછાળતું, તીવ્ર આક્રંદ કરતું એણે જોયું......ના ! એણે પાછા જવું જોઇએ.

"ખરે ! જો અત્યારે એ મારા હાથમાં આવે" એ મનમાં બોલ્યો "તો એની ગરદન પકડી એને ગુંગળાવી મારી નાખું ! ... ... એવી ગુંગળાવું કે એની જીભ બહાર લબડી આવે. જાય જહાન્નમમાં !"

એક ભઠીયારખાનામાં એ પેઠો ને ડબલરોટી વેચાતી લઇ ઘર તરફ પાછો ગયો. પહેલાંની માફક ઉઘાડું ને હસતું બાળક પડ્યું હતું. "અરેરે પોરીયું ! બચ્ચું દેખાય છે તો આનંદમાં."

અને ફરીથી એ ઘર છોડી ચાલ્યો. પરંતુ એના પગ આગળ ઉપડી શક્યા નહિ. હરઘડીએ નાના બુલકાના રૂદનની ચીસો એ સાંભળતો હોય એવું એને દર્દ થયું.

મુઠ્ઠી બીડી એ ઘેર પાછો આવ્યો. બચ્ચું લાંબી ચીસ પાડી રડતું હતું. 'મા....મા....'

"તારી મા, હેં ! ચેલકા ! જરા ઉઠીને તારી વહાલી માની તપાસ કર.........એને કોગળીયું આવે !"

એણે બાળકને હાથ લીધું. તરત જ એના હોઠ વતી કંઇક વસ્તુ માટે તલસતું એ સોડમાં લપાઇ ગયું.

"એના જીવમાં આગ લાગે." એણે ગાળ ઉપર ગાળ ભાંડવા માંડી ને બચ્ચાંના ગાલ અને શરીરને થાબડયા કર્યું. સ્વીટ્મેલ ! ડર નહિ...ચૂપ થઇ જા...મહેરબાની કરીને શાંત થા."

બાળકે એના નાજુક મુખથી તપાસ ચાલુ જ રાખી. એના હાથ આમતેમ ઉછળ્યા કર્યા, માથાને ઉંચુંનીચું કર્યું અને જાણે હમણાં બોલશે એમ દેખાયું. એણે બાળકને છાતી સરસું ચાંપ્યું, અને દૂધ માટે આમતેમ તપાસ કરી. ચૂલા પર થોડું દૂધ એને હાથ લાગ્યું. તેમાં રોટી ઝબોળીને બાળકને ખવડાવવા માંડ્યું, ને ધીમે અવાજે એની સાથે વાત કરવા માંડી, "ખા, બેટા, ખા...તારી મા... એને બલા ખાય...તને છોડીને નાશી ગઇ છે....કુતરૂં પણ એના બચ્ચાંને છોડી જતું નથી... એક કુતરા કરતાં પણ એ નપાટ છે...રડીશ નહિ ... ના, હું તને રઝળતું નહિ મૂકું.... મારી જાતના સમ—હું નહિ રઝળાવું."

બાળક રડતું બંધ પડયું ત્યારે એને કપડામાં વીંટાળી એ રસ્તા પર ગયો.

બજારમાં એના આવવાથી ખળભળાટ જાગ્યો. "બચ્ચા ખુરીદ્ કુસોક!" પોતાની

જાળીયાં ને માળીયાંની બારીઓ તું ચઢી ઉતરીશ....તાળાંઓ તોડીશ અને વાછરડાંનુ ચામડુ ચોરીશ....અને પછી તને છોકરાં થશે....અને તેમની મા એમને મૂકીને જતી રહેશે....પણ તું તારાં છોકરાંઓને લઈને ઘેર ઘેર રોટલા માટે ભટકીશ ? તું કોણ? મારા જેવો કુલીક...તું...હું."

નદીના કિનારા નજદીક એણે બચ્ચાંને મૂક્યું અને એ શું કરે છે તે જોવા એક ઝાડની ઓથે ઉભો રહ્યો...પગ ઉછાળી એ આમતેમ ફરતું હતું, એના હાથ ધાવતું હતું અને જાણે રમતમાં 'ઉંચ્ચાં ઉંચ્ચાં' કરતું હતુ "મા...મા..."

બીજાં ઝાડ પાછળ એ દોડીને સંતાયો; વધારે દૂર છતાં પણ બાળકની બૂમો સંભળાતી હતી. આમ એક પછી એક ઝાડ પાછળ એ સરકયો અને દૂરને દૂર જવા લાગ્યો. છેવટે એ કશું સાંભળી કે જોઈ ન શકે એટલે પહોંચ્યો...પછી એકદમ એણે દોટ મૂકી પણ એ દોડતો હતો ત્યારે એના કાનમાં છોકરાની ચીસોના ભણકાર વાગતા હતા. "એ નદીમાં રગડી પડતું હશે" એવો અચાનક એને વિચાર આવ્યો...એનું માથું ફરી ગયું અને એનું હૃદય કોરાઈ જતું હોય એમ એને લાગ્યું... છતાંય એણે દોડયાજ કર્યું...

એકદમ તે ઉભો રહ્યો, આજુબાજુ જોયું અને જલ્દીથી પગલાં પાછાં કર્યાં...

બાળકને મોટેથી ચીસો પાડતું એણે જોયું. એને પોતાના હાથમાં લઈ લીધું અને જંગલની હદ પર આવેલા ઝુંપડા તરફ ગયો. તૂટતે અવાજે બારણે બારણે એણે ભીખ માગી, "આ નમાયાંને જરા દૂધ આપજો."*

*એક ઇટાલિયન નવલિકા પરથી.



સૈકામાં તો આયર્લૅન્ડ સાંસારીક તેમજ ધાર્મિક બન્ને પ્રકારની કેળવણીનું તીર્થધામ બની ગયો. એ નાના ટાપુનાં વિદ્યાલયોમાં બેસીને યુરોપના પંડિતો તેમજ પાદરીઓ વિદ્યા લેતા. એની વિદ્યાપીઠોમાં તો ઉચ્ચ કેળવણી લેવા જર્મનો, ગોલ લોકો, રોમનો. બ્રિટનો, મિસરીઓ સુદ્ધાં ઉતરતા હતા. ઇંગ્લાંડ અને ફ્રાન્સના રાજકુમારો કવિતા ને ધર્મશાસ્ત્ર શીખવા આવતા. યુરોપી દેશોની શાળાઓમાં ને વિદ્યાપીઠોમાં આયરીશ શિક્ષકો વિજ્ઞાન શિખવતા. યુરોપની અંદર કોઇ પુરુષ ગ્રીક જબાન બોલતો દેખાય તો લોકો તુર્તજ અનુમાન કરતા કે એ આયરીશ હોવો જોઇએ. લક્ષોલ, સેન્ટ ગોલ, બોલ્રીસો, આયોના, લીંડીસ્ફર્ન અને માલ્મસબરી વગેરે મહાપ્રતાપી ધર્મ–મઠોની અંદર સેલ્ટીક સંસ્કૃતિની સ્થાપના કરનાર ને રોમન મહારાજ્યની સંસ્કૃતિમાંથી મક્કમતાપૂર્વક બચી જનાર આ એકનો એક સ્વાભિમાની રાષ્ટ્ર આયર્લૅન્ડ અરધી દુનીઆને પોતાને દ્વારે બેસાડી રહ્યો હતો. એ સાતમી. આઠમી અને નવમી શતાબ્દિના અંધકાર–યુગની અંદર યુરોપમાં ખ્રીસ્ત ધર્મનો જ્યોતિર્ધર બનીને ઘૂમનાર દેશ એરીન આયર્લૅન્ડ જ હતો. એરીનની આખી પ્રજાની પ્રતિભા તેમજ પ્રાણુબળની યુરોપભરમાં ભેખધારીના જુસ્સા સમેત પ્રસરી વળી હતી. એ પ્રજા–ઉધાતની અવિચલ સાક્ષી રૂપે તે કાલે રચાએલાં સાહિત્ય–કવિતા આજે હજુ મૌજૂદ છે.

## લૂંટારાઓ

એવા યશસ્વી કાલની અંદર, આ શાંતિપ્રેમી ને વિદ્યાપ્રેમી એરીન પર અસરના ઓળાયા પડ્યા. ઇ. સ. ૭૯૪ની સાલ હતી. આઠમા સૈકાનો આથમતો કાળ હતો. તે વખતે ઉત્તર યુરોપના બરફછવાયલા નોર્વે તેમજ ડેન્માર્ક દેશમાંથી કાળા રંગનાં વ્હાણો લઇને 'નોર્સ તથા ડેન' જાતિના ચાંચીઆ લોકો એરીનને કિનારે ઉતરી પડ્યા. અસાવધ પડેલી આ અકેલી અટૂલી ભુમિ ઉપર તેઓએ લૂંટફાટ, કતલ અને આગની જ્વાલાઓ ચલાવી. આયર્લૅન્ડનાં લોકો આ લૂંટારાઓની સામે અસહાય નીવડ્યા. કેમકે આ પરદેશીઓની પાસે લાંબીલાંબી તલવારો હતી. શરીરે લોઢાનાં બખ્તરો હતાં. લૂંટનું વિકરાળ ખુન્નસ હતું. યુદ્ધની. તાલીમ હતી. જ્યારે બીજી બાજુ આયર્લૅન્ડની પ્રજા તો મોટે ભાગે વિદ્યાનુરક્તિ તેમજ ધર્મતત્ત્વની ઉપાસનામાં પડેલી હોવાથી, એણે હિંસાનાં હથિયારો ઘડવામાં કે યુદ્ધકૌશલ સાધવામાં બહુ ગતિ નહોતી કરી. એના પહાડી લડવૈયાઓ ને એની ઠકરાતોના ઠાકોરો ઢાલભાલાં વાપરી જાણતા, પણ તે યે મયદાને–જંગમાં નહિ, છાપાછાપીની લડતમાં. છતાં તેઓ ઝઝૂમ્યા.

બે સૈકાઓ સુધી આ વિદેશીઓ સામેની ઝપ્પાઝપ્પી ચાલુ જ રહી. આયર્લૅન્ડની પ્રજાએ પોતાની સંસ્કૃતિની કેટલી યે રેખાઓ ભુંસાઇ જવાને ભોગે પણ, વિદ્વાનોને કે પાદરીઓને બદલે ભયાનક લડવૈયાઓ તૈયાર કરવાનું કામ હાથ લીધું. બીજી બાજુ નોર્સ અને ડેન લોકોનો તો સમુદ્રમાં પ્રવાહ જ બંધાઇ ગયો. આયર્લૅન્ડના ધર્મ–મઠોની અંદર સંતપયગમ્બરોની પ્રતિમાઓ ઉપર તેમજ બીજી રીતે શોભા માટે જડેલાં સોનારૂપાંથી લોભાઇને આ ચાંચીઆઓ જહાજો પછી જહાજો લઇ ઉતરી પડ્યા. તેઓએ મહામૂલાં દેવાલયોને જલાવી દીધાં. દેવના દરદાગીના ઉતારી લીધા. અનેક પુસ્ત-

ે વિદ્યાલયો બાંધ્યાં. નાશ પામેલાં પુસ્તકો ફરી લાવવા એણે વિદ્વાનોને સાગર-પાર મોકલ્યા. કાયદાનું તંત્ર સ્થાપ્યું. આખરે ૭૨ વર્ષની એની વૃદ્ધાવસ્થાએ દુશ્મન 'ડેનો'ના ભયાનક સૈન્ય સાથેના એક સંગ્રામમાં એણે પોતાના પુત્રની સરદારી નીચે પોતાની તાલીમ પામેલી સેના ઉતારી.

પોતે શિબિરમાં બંદગી કરે છે, પુત્ર સંગ્રામમાં શત્રુઓને છેદે છે, પુત્ર મરાયાના ખબર આવે છે, તો યે કિરતાર સાથેના એના અંતર-તાર તૂટતા નથી. એની ફોજ શત્રુઓને તગડે છે. પલાયન થતા એ ડેન લોકો એ શ્વેત લાંબા ઝૂલતા કેશ, શ્વેત રૂપેરી દાઢી, અને પ્રાર્થના-ભારે બીડાયેલાં નયનો, એવી વૃદ્ધ માનવ-મૂર્તિને વિરાજેલી દેખી ભ્રમણામાં પડી બોલે છે કે " ચુપ ચુપ ! પાદરી ! પાદરી ! " ત્યાં તો કોઈ ખૂટી ગએલો જાણભેદુ બોલી ઉઠ્યો : " પાદરી નથી, રાજા પોતે ! રાજા પોતે ! " આટલું જાણતાં જ શત્રુ ફરસી લઈ ધસ્યો, ફરસી ઉગામી, પલકમાં તો વૃદ્ધ રાજા આયને તલવાર ખેંચી. એક જ ઝટકે શત્રુનો એક પગ કાપી નાખ્યો, પણ એ પરદેશીએ ય ફરસી નાખી. રાજાનું માથું ફાટી ગયું. મરતાં મરતાં એણે બીજા શત્રુને પણ સાથે લીધો. બેને ઠાર કરી પોતે પ્રાણ છોડયા. આજે પણ આયર્લૅન્ડ એ મહાવીરને સંભારે છે. પ્રજા એને એક આદર્શ-વીર ગણી રડી રહી છે. એ આદર્શ કયો હતો ? " "a united, civilized, law-abiding and christian Ireland : સંગઠિત, સંસ્કારી, નિયમપાલક અને ખ્રીસ્તધર્મી આયર્લૅન્ડ. "

## અંગ્રેજોનાં પગરણ

ઇંગ્લાંડ ટાપુના પશ્ચિમ તીરે, વેલ્સ પરગણાની ડુંગરધાર ઉપર ચઢીને, એક દિવસના સંધ્યાસમે, એક આદમી ઉભો હતો. એની લોલૂપ આંખો, આથમતા સૂર્યનાં લાલ સુનેરી ચુંબનો ઝીલતી જલદેવીની ઉછળતી છાતીને વિસારી, દૂર દૂર ક્યાં ચાલી જતી હતી? કોના ઉપર ઠરતી હતી? કોની કલ્પનાના વશીકરણે નજરબંદી અનુભવતી હતી ?

એ બે આંખો નિહાળતી હતી તે તો હતા 'એરીન' દેશના ઉગમણા કિનારા. એ કિનારાને કૈં કૈં બંદરો મળ્યાં છેઃ એની યે પાર મહેલના કૈં કૈં આભ-રમતા મિનારા ઉભા છેઃ એ મિનારાની યે પછવાડે 'એરીન'નાં નાનાં નીચાં ઘરબાર વેરાયાં છેઃ ને એ ઘરોને બારણે બારણે મેંદીએ નખ રંગતી, વાળમાં તેલ નાખી લાંબી વેણીઓ ગુંથતી, નેણમાં કાળા લેપ કાઢી કમાનો કોરતી, ભાલ પર બીજાકારની સોના-દામણી લટકાવતી, આખે માથે ઓઢણાં ઓઢતી, કાનમાં કડીઓ ઝુલાવતી ને આંગળીઓમાં વીંટીઓ ચળકાવતી આયરીશ ગૃહલક્ષ્મીઓ ઉભેલી છે.* ગાયો, ગૌચરો, નદીઓ, ખેતરો, ઘેટાંનાં શરીર પરની મુલાયમ ઉનો, ઘોડાઓ: એવું કૈં કૈં દેશ-ધન એરીનમાં ભરેલું છે; આ બ્રિટનપુત્રની આંખો સાગર-તીરના સાયંકાલિન ઓળાયામાં એ બધી મોદિનીને દેખી કો' આઠ નજરબંધી અનુભતી રહી હતી.

એનાથી ન રહેવાયું. એ બોલી ઉઠ્યોઃ "કોઈ એક દિવસ, મારા આખા રાજ્યનાં તમામ જહાજને ભેળાં કરીને હું આ સમુદ્ર પર

*પ્રાચીન કાલનાં આયરીશ લોકજીવનનું હિન્દુસ્તાનનાં લોકજીવન સાથે આટલું બધું સામ્ય હતું.

સેતુ રચીશ, અને તે ઉપર થઈને આ દેશ જીતી આવીશ."

એટલું બોલીને એ મોહમુગ્ધ માનવી નીચે ઉતરી ગયો. એ હતો બ્રિટનનો રાજા વીલીઅમ રૂફસ.

કોઈએ આ વાત આયર્લૅન્ડને તીરે પહોંચાડી. લીન્સ્ટરના રાજાએ એ વાત કહેનારને ગંભીર ભાવે પૂછ્યું "હા ભાઈ, રાજા વીલીઅમે આ શબ્દોને છેડે, 'ઈશ્વરની કૃપાથી.' એટલો ઉદ્‌ગાર ઉમેરેલો હતો કે?"

"ના." જાણકારે જવાબ દીધો.

"ત્યારે તો ઠીક મારે છે. ઈશ્વરી મદદ વિના કેવળ પોતાના જ બળ પર ભરોસો કરનાર એ બ્રિટનરાજનો મને ભય નથી. હું બેફિકર છું."

બ્રિટનરાજ રૂફસ તો કબરમાં ગયો. પણ પોતાની મેલી નજરનું અંજન પોતાની ઓલાદની આંખમાં આંજતો ગયો.

બ્રાયનના મૃત્યુ પછી સેંકડો વર્ષ સુધી તો પ્રજામાં સ્વાધીનતાની કો અકળ સ્ફુર્તિ પૂરી નીકળી હતી અને એરીન પોતાની સંસ્કૃતિના અનેકવિધ ચણતર ચણી રહ્યો હતો. નોર્સ અને ડેન ચાંચીઆ પણ ભાગેડુ મટી આયર્લૅન્ડની ભૂમિને મા–ભૂમિ કરી બેઠા હતા. તેઓએ નગરો વસાવ્યાં. વહાણવટું પણ પ્રજાને તેઓએ શીખવ્યું. પ્રજાજીવનમાં તેઓ ઓતપ્રોત બની વણાઈ ગયા. એમ બધી રીતે દેશ ફુલ્યો ફાલ્યો: એટલે બ્રિટનની મેલી નજર નિષ્ફળ હતી. પરંતુ બ્રાયનનાં શક્તિ-સામર્થ્ય તો બ્રાયનની સાથે જ દફનાયા હતા. કોઈ વારસદાર નીપજ્યો નહિ. પ્રાંતપ્રાંતનાં નોખનોખા ઠાકોરોની મહત્ત્વાકાંક્ષાએ અને વધુ પડતા વ્યક્તિવાદે રાષ્ટ્રને નબળો બનાવ્યો. અંદરોઅંદરના એ કકાસોએ આખરે છેક ઇ. સ. ૧૧૫૪માં બ્રિટન–રાજ હેનરી બીજાને મનગમતો મોકો આપ્યો.

એણે શું કર્યું? એ દિવસો તો ધર્મસત્તાના ને ધર્મગુરુઓની સર્વોપરિ આણના દિવસો હતા, અને રોમનગરમાં ગાદીપતિ બની બેસનાર ધર્માધીશ 'પોપ'ના જ પડતા બોલ ઝીલાતા. બ્રિટન–રાજ હેનરીએ જોયું કે અત્યારે પોપની ગાદી પર એડ્રિઅન નામનો અંગ્રેજ ગુરુ સુટાયો છે. એથી એણે એડ્રિઅન પાસેથી રજા મેળવ્યો—આયર્લૅન્ડને જીતવાનો. કુટિલ પોપને જર્મનીના પરિબળ સામે બ્રિટનની સત્તા ઉભી કરવી હતી

તે કાળે તો રાજા હેનરીએ આક્રમણ કરવાનું હરકોઈ કારણે માંડી વાળ્યું. પરંતુ આખરે એક દિવસ આયર્લૅન્ડના જ એક પ્રજાજને બ્રિટનને પોતાની જન્મભૂમિ પર અત્યાચાર કરવા ઉતાર્યું. એ દ્રોહી હતો 'ડરમોટ મેકમરો' નામનો એક ઘાતકી અને લંપટ ઠાકોર. એ મુખ્ય રાજનો વશી હતો. પોતાના એક વિરોધીની સ્ત્રીને ઉઠાવી જવાના અપરાધ બદલ આયરીશ ઠાકોરોએ એકત્ર બની એને અધિકાર ભ્રષ્ટ કર્યો. એ વેરની વસુલાત સારૂ ડરમોટ બ્રિટન–રાજ પાસે ગયો. બ્રિટન જો આયર્લૅન્ડ પર આવતું હોય તો પોતે બ્રિટનના માંડલિક તરીકેનું પદ સ્વીકારવા બંધાય, એ શર્તે એણે બ્રિટનના નૉર્મન રાજાને નોતરું ઉતારી. એની સામે આયર્લૅન્ડ ઘણું ઘણું ઝઝૂમ્યું પરંતુ ન ફાવ્યું. આયર્લૅન્ડનો છેલ્લો રાજાધિરાજ રોડરીક તા. ૨૮–૧૨–૧૧૯૮ના રોજ કામ આવી ગયો. અને દેશ પર પ્રથમ પહેલી વાર

ઈંગ્લંડના નોર્મન વંશના રાજાધિરાજના વાવટો ચડ્યો. ત્યારથી માંડી સવા સાતસો વર્ષો સુધી આયરીશ પ્રજાએ એ વાવટાને પછાડવા, એની છાયા પણ ન લેવા જીવ સાટેના જંગો મચાવેલા છે. તાબેદારી નથી કબૂલી.

નોર્મન રાજવંશ આવ્યો તો ભલે આવ્યો. ગેલ પ્રજા એને પણ પોતાનો કરી અપનાવી લેત. ઇંગ્લંડમાં પણ નોર્મન વંશ પચાઉગીર બનીને જ ઉતરેલો. પરંતુ ત્યાંની મૂળ પ્રજા સાથે એ વંશની જે રૂડી મેળવણી થઇ ગઇ, તે આયર્લૅન્ડમાં ન થઇ. કેમકે રાજા પોતે રાજકુળ લઇને આયર્લૅન્ડનો નિવાસી ન બન્યો. એણે તો કેવળ absentee King-feudalism સ્થાપ્યું. એટલે કે પોતે અલગ રહી, એક પછી એક ગર્વનરોને જ અમલ ચલાવવા મોકલ્યા. ચાહે તે નોર્મન ઉમરાવને, આયર્લૅન્ડની ચાહે તે ધણીઆતી નધણીઆતી જાગીરો ઈંગ્લંડનો રાજા એનાયત કરવા લાગ્યો. જે એંગ્લો–નોર્મનો ઈંગ્લંડથી આવા લૂંટના પરવાના મેળવીને આર્યલેન્ડમાં ઉતર્યાં, તેઓની અને ગેલ પ્રજાની વચ્ચે અદાવત અને કડવાશ જામી પડી. પરદેશી રાજાએ નવી જીતેલી પ્રજા પર શત્રુભાવે જ શાસન માંડ્યું.

ગેલ પ્રજાનો વસવાટ પહાડોમાં જામ્યો, ને એંગ્લો–નોર્મન (ઇંગ્લંડથી આવેલા) વસાહતીઓની જમાવટ શહેરોમાં થઇ ગઇ. બન્નેનાં સામસામાં લોહી રેડાતાં જ રહ્યાં. અંગ્રેજ વસાહતીઓ પોતાની અંદરોઅંદર પણ બિલાડા-કુતરાંની માફક લડતાં થયાં. તેઓને આયરીશોની સાથે ભાઇબંધીના સંબંધો બાંધવા જ ન દેવાયા. એવા સ્નેહસંબંધની કોઇ એંધાણી દેખાય કે તત્કાળ એ લોકો પર રાજસત્તાના ઇરાદાપૂર્વકના દારૂણ દંડ ઉતરતા. પરિણામે, ઈંગ્લંડમાં બે જાતિઓના જાતિસંસ્કાર, રીતરિવાજ, કાયદા અને જબાનોનું જે મિલન થયું, તેનાથી ઉલટું આયર્લૅન્ડમાં વિચ્છેદ વધતો જ ગયો. કેમકે વિજેતા બ્રિટન–રાજની એ નક્કી કરેલી નીતિ હતી. એમ કરતાં ઇ. સ. ૧૩૧૫નું વર્ષ આવ્યું.

## સ્કૉટલૅન્ડની સહાય

ગેલ પ્રજા સુતી નહોતી. એરીનના પુત્રો ગાફેલ નહોતા. કતલ થતી થતી પણ જાતિ આખી સ્વાધીનતાના ગર્વ સાથ ઉભી હતી. પુનરુત્થાન માટે પ્રસંગની જ વાટ જોતી હતી. એવામાં સ્કૉટલૅન્ડ દેશ સળગી ઉઠ્યો. એ ભૂમિની કૂખે પણ રૉબર્ટ બ્રુસ અને એડવર્ડ બ્રુસ નામના બે બાઇઓ પાક્યા, ને તેઓ પોતાની ભૂમિનો કબ્જો પચાવનાર બ્રિટન–રાજ સામે બહારવટે નીકળ્યા. બ્રિટન–રાજ એડવર્ડ એ સ્કૉટલૅન્ડી પ્રજાની નવજાગૃતિ રૂંધવા માટે સૈન્ય સજે છે. આયર્લૅન્ડમાંથી પોતાના એંગ્લો–નોર્મન ઉમરાવોને વ્હારે બોલાવે છે, તે સાથોસાથ આઇરીશ પ્રજાને પણ રાજકુમકે તેડું મોકલે છે.

"ના, ના." આયરીશ પ્રજાએ બે કારણે ના પાડી: "એક તો સ્કૉટીશ લોકો પણ અસલ સેલ્ટ વંશના હોઇ અમારા લોહીભાઇઓ રહ્યા: ને બીજું સ્કૉટીશોને પક્ષે આ સંગ્રામમાં ન્યાય છે, ધર્મ છે. એ ધર્મપક્ષની સામે અમે અન્યાયપક્ષે ઉભી તલવાર ન ખેંચીએ. અમે પોતે જ સમદુઃખી છીએ. નહિ આવીએ."

ત્યાં તો સ્કૉટીશોના વિજયના સમાચાર સંભળાયા. સાંભળીને આયરીશોને આશા આવી.

તેઓને ખાત્રી થઇ કે અંગ્રેજો અવિજેય નથી. આપણે પણ માથું ઉંચકીએ. એમ સમજી આયરીશોએ સ્કોટીશોને નોતરું આપ્યું. એડ-વર્ડ બ્રુસને પહાડી સ્કોટીશોની ફોજ સાથે એરીનમાં ઉતાર્યો. આયર્લેન્ડનો રાજાધિરાજ કરી સ્થાપ્યો, ને એના નેજા નીચેથી ગેલીક પ્રજાએ બ્રિટનને પડકાર દીધો. બન્ને બ્રુસ બાંધવો આયરીશ તેમ જ સ્કોટીશ મળી વીસ હજારની ફોજ લઇ એંગ્લો–નોર્મનોના થાણા ઉખેડતા આગળ ચાલ્યા. પરન્તુ આખરે એની સેનાને શિયાળો નડયો. ઘણા મૂલ્યુ નીપજ્યા. રોબર્ટ બ્રુસ પાછો ગયો. એડવર્ડ એકલો ઝૂઝવા લાગ્યો.

અંગ્રેજ રાજાએ આયરીશોના આ બંડની ફરીયાદ પોપની મારફતે પહોંચાડી. બ્રિટનનો પક્ષ કરી એ ધર્મસત્તાએ આયર્લેન્ડમાં આખું ફેલાવી કે "અંગ્રેજ રાજસત્તા સામે ઉઠનાર બન-નારાઓનો ધર્મમાંથી બહિષ્કાર કરવામાં આવે છે." આવા અધર્મી આદેશની સામે એરીન–પુત્રો જાગી ઉઠયા. તેઓના અગ્રેસરોએ પોતાના વર્તાવના સમર્થનમાં એક પત્ર લખી મોકલ્યો: એમાં લખ્યું હતું કે

"......અમે ઇંગ્લંડના રાજા સામે વિદ્રોહીઓ નથી, કેમકે અમે કદાપિ એ રાજાની વફાદારીના સોગંદ લીધા નથી. અમે તો સ્વાધીન પ્રજા તરીકે અમારા એ શત્રુની સામે મરણિયો સંગ્રામ ખેડી રહ્યા છીએ. એ જાતિઓએ તો ચાર હજાર વર્ષથી અમારા પોતાના જ રાજાધિરાજના અમલમાં ચાલેલો અમારો દેશ પોપ એડ્રીઅનની મંજૂરીથી પડાવી લીધો છે. ને આ પચાવનારાઓએ અમારા પર અન્યાયી કાયદાઓ ઘડયા છે. એ કાયદાઓ કેવા છેઃ (૧) દેશી પ્રજાજનને, એના જન્મને જ અપરાધે, રાજ–કચેરીમાં કોઇ એંગ્લો–નોર્મન સામે દાવો લાવવાનો હક નહિ. (૨) આયરીશ–ચાહે તે દરજ્જાનો હોય, પણ તેનું ખૂન થાય તોએ ખૂન કરનારને કોઇ અદાલત સજા ન કરે. (૩) આયરીશ વિધવાને જીવાઇ હક ન મળે. (૪) દેશી આયરીશના વસીયતનામા રદ થાય, ને એની મિલ્કત એના માલેક યથેચ્છ વહેંચી નાખે.

"આમ આયરીશ પ્રજાજનનું ખૂન એ ગુન્હો નથી, એવું જાહેર રીતે શીખવનાર રાજ્ય અમારો જાલીમ છે. અમે એના અત્યાચારોમાંથી છૂટવા શક્તિ ધરી છે. અમારા સુરક્ષણ માટે અમે બ્રુસને રાજા કર્યો છે."

પછી તો બ્રીટન–રાજે આ બધા જુલમાટ વિષે પોતાનું અજ્ઞાન કબૂલ કર્યું. ન્યાયવિચા-રના વચનો આપ્યાં. એ વચનો ઉપરછલી રીતે પાળીને આયરીશોને પપાળી લીધા. બ્રુસ રણસંગ્રામમાં મરાયો. આયરીશોની આશા પણ તેની જ સાથે ધુળ મળી. અંગ્રેજોના જૂના અત્યાચારો નવેસર ચાલુ થયા.

પરન્તુ તે પછીના બ્રિટન–રાજનું ધ્યાન બીજી તરફ રોકાઇ ગયું. આંહી આયર્લેન્ડમાં સુલેહસંપ છવાઇ.

### વીર આર્ટ મેકમરો

ચાલીસ વર્ષ બીજાં વહી ગયાં. અને બ્રિટન–રાજને બીજી વધુ મોટી ફાળ પડી. ચોંકીને એણે જોયું કે અંગ્રેજ વસાહતીઓની અને આયરીશોની વચ્ચે સંસ્કાર–મિલન જોરશોર ગતિ કરી રહ્યું હતું. એંગ્લો–આયરીશોએ અંગ્રેજ પોશાક ફગાવી ગેલીક લેબાસ

તેમજ ગેઇલીક નામો ધારણ કરી લીધાં છે: તેઓ ગેઇલીક જબાન બોલતા થયા છે: આંતર્ લગ્નો કરી રહ્યાં છે: પોતાનાં બાલકોનું આયરીશોનાં કુટુંબોમાં પાલન પોષણ કરાવી રહ્યાં છે. બ્રિટને પોતાની નાશક નીતિના માર્ગમાં એક મહાન અંતરાય ઉભો થતો દીઠો. એણે જોયું કે આયરીશ પ્રજા પોતાના વિજેતાઓને પોતાની સંસ્કૃતિનું અમૃત પીવાડીને પોતાની અંદર એકરસ કરી રહી છે. એને ભય લાગ્યો કે આ મહાન મિલનમાંથી એક સમર્થ પ્રજા જાગશે, અને ઇંગ્લંડની અધીનતાને ફગાવી દેશે. એટલે એણે ઇ. સ. ૧૫૬૭માં એક ધારો પસાર કર્યો: એ ધારો 'કિલ્કેની સ્ટેચ્યુટ'ને નામે બ્રિટનના ઇતિહાસના અનેક કાળાં ધાબાં પૈકીના એક તરીકે ઉભો છે. એની કલમો આવી હતી:

૧. દેશી આયરીશની અથવા આંતર-લગ્ન કરનાર અથવા દેશીને ઘેર પોતાનાં બાળકને ઉછેરાવનાર હરકોઇ એંગ્લો–આયરીશ અથવા અંગ્રેજ "રાજદ્રોહ"નો અપરાધી ઠરશે.

૨. અંગ્રેજ ઓલાદનો કોઇ પણ માણસ જો આયરીશ નામ ધારણ કરશે, આયરીશ જબાન, લેબાસ કે રીતરિવાજ અંગીકાર કરશે, તો તેની મિલકતો ને જાગીરો જપ્ત થશે.

૩. કોઇ અંગ્રેજે પોતાની જમીન પર આયરીશોને ઢોર ચારવા કે ગૌચર કરવા આપવું નહિ; તેઓના ચારણો કે કથાકારોને નોતરવા નહિ.

આ બધા પ્રતિબંધોના ભંગ માટે ભયંકર સજાઓ મુકરર થઇ હતી.

આવા કાયદા ઉથાપનાર એક આયરીશ વીર યુવાન જાગી ઉઠ્યો. એનું નામ આર્ટ મેકમરો: બસો વર્ષ ઉપર એરીન દેશ ઉપર અંગ્રેજ-રાજની પતાકા રોપનાર દ્રોહી ઠાકોર ડરમોટ મેકમરોનો જ આ વંશજ આજે જાણે પૂર્વજનાં મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો હતો. લીન્સ્ટર પ્રાંતની વડી ઠકરાતના એ વારસ ઉપર એલીઝાબેથ નામની એક અંગ્રેજ ઉમરાવજાદી મુગ્ધ બની અને આપણા આયરીશ વીરભદ્ર આર્ટ એ પ્રેમનો સ્વીકાર કર્યો. બન્ને પ્રેમીઓએ 'કિલ્કેની કાયદા'ની ચાદી હજી લીધી હતી ત્યાં જ એને ઠોકરે માર્યો. અમીરકુમારી એલીઝાબેથને રાજસત્તાએ ધમકી દીધી કે નવા કાયદા મુજબ તારી જબરદસ્ત આખી જાગીર ખાલસા થશે. પણ એલીઝાએ પ્રેમને પોતાની જાગીરથી વધુ મુલ્યવાન માન્યો; પોતાના અંગ્રેજ લોહી અને વંશ કરતાં પ્રણય-મિલનને, બે રૂધિરોના સ્નેહ-સંગમને વધુ પવિત્ર માન્યાં. એણે સંસારી સમૃદ્ધિ ફૂલ કરીને આર્ટ સાથે લગ્નગાંઠ બાંધી. આર્ટ એને પોતાના લીન્સ્ટરના કિલ્લામાં ઉપાડી ગયો.

પત્નીની જાગીરને તત્કાળ સરકારી કડી લાગી ગઇ—ને તે કેવળ આયરીશ વીરની સાથે પરણવાના જ અપરાધ બદલ: એ સાંભળતાં જ આર્ટની આંખ ફાટી ગઇ. એ યુધ્ધે ચડ્યો. અનેક આયરીશ ઠાકોરોએ તેને સાથ આપ્યો. ઠેરઠેર અંગ્રેજ સેનાઓને હરાવી બ્રિટને બાંધેલા સીમાડા લોપતો એ આગળ ચાલ્યો. ઇ. સ. ૧૩૮૯ સુધીમાં તો એણે આયર્લેન્ડની ભૂમિ પર બ્રિટિશ વસાહતની સરહદો સાવ સાંકડી કરી નાખી.

(અનુસંધાન પૃષ્ટ ૧૬૨ ઉપર)

# એક નિર્ભાગી સ્ત્રી

લેખક : સૌ. લીલા મુનશી, મ. ગી. સાહિત્ય સમાજ

કેટલાંક જન્મે છે તે જીવવા માટે, કેટલાંક જીવે છે તે અવતાર એળે ગાળી જવા માટે.

માણસના જીવનની વિધાતા કોણ છે? વિધાતાની એક ક્રૂર મશ્કરી પર આખા અવતારની ખુવારી થાય એ વિશ્વનિયમમાં શું રહસ્ય રહેલું છે?

વિધાતાની આવી જ ક્રૂરતાની આ એક ટૂંકી ખરી કહાણી છે. તેની ભોગ બનેલી વ્યક્તિમાં નથી શક્તિ પોતાના દુર્ભાગ્ય સામે રડવાની કે એક સામો પ્રશ્ન ઉઠાવવાની. એણે તો જે આવ્યું તે સહ્યું, વગર બોલ્યે, વગર ફરીઆદ ઉઠાવ્યે. પણ માણસાઈનો [illegible] અને ન્યાય દુનીઆમાં છે જ નહીં એના પ્રત્યક્ષ પુરાવા રૂપે એ જીંદગી ખડી છે. કેદખાનાંના સળીયા પછવાડેથી એની રાવ કે ફરીઆદ કોઈ સાંભળે એમ નથી. કોઈને એનો અવાજ પહોંચી શકે એમ પણ નથી. કેદખાનાં શીવાય બીજી દુનીઆ કેવી હોય એનો વિચાર પણ લગભગ એ ભુલી જવા માંડી છે. પેટ ભરવું, કામ કરવું અને રાત પડે ત્યારે ઉંઘવું એ ત્રણ વાનાં પશુની નિશ્ચેતનતાથી એ કર્યે જાય છે.

એ દુર્ભાગી સ્ત્રીની ટુંકી કથા આ પ્રમાણે છે ટુંકી. કારણ કે કુદરતની દુષ્ટતા અને માનવના અન્યાયી ન્યાય શીવાય બીજા કશા બનાવો એ જીંદગીમાં બન્યા નથી.

દક્ષિણમાં સનાગ નામે એક પ્રખ્યાત ગામ છે. એની પ્રખ્યાતિ મહારાષ્ટ્ર નરકેસરી શિવાજી સાથે એનું નામ સંકળાએલું છે તેમાં છે.

આ ગામમાં ખંડોબાનું એક મંદિર છે. મંદિરમાં હજારો યાત્રી આવે છે, બ્રાહ્મણો વેદ ભણે છે, પુજા કરે છે અને યાત્રીઓની ભેટ સ્વીકારે છે. ને એમ લાગે છે કે દેવને માનવ ગુલામોની ભેટ પણ અપ્રિય નથી.

પરાપૂર્વથી આ દેવ પર લોકોની શ્રદ્ધા ખુબ હતી. દેવ નિર્ધનને ધન આપતા, રોગિષ્ઠને સારાં કરતા, અને વાંઝીયાને છોકરા આપતાં ને બદલામાં દેવદાસીઓના રૂપમાં પોતાનું દાપું માગતાં. ઘરમાં છોકરા ન જીવે તેથી કે ઘરમાં છોકરાં વધી પડે તેથી નિર્ધન માબાપો નાનીશી બાળકીને દેવને અર્પણ કરી ગર્વ માનતા. બદલામાં આ ભવની આકાંક્ષા અને પરભવનું કલ્યાણ બને સધાશે એવી એમને સંપૂર્ણ ખાત્રી હતી.

ખડોબાના મંદિરની ઋહાર સંખ્યાબંધ ખોલીઓ આવી દેવદાસીઓને માટે બાંધેલી હતી. આ દેવદાસીઓ દેવને પરણુતી, મંદિરનું કામ કરતી, મંદિરની જમીનની ખેતી કરતી, મંદિરનાં ઢોર સાચવતી ને દહાડે ભીખ માગતી, વધતી ને ગામ ચોક્ખું–નિર્મળ દેખાતું. વધારે ફાયદો ગામ લોકને શો હોય !

તાનીને પણ કુમળી ૭ વર્ષની એના માબાપે દેવને અર્પણ કરી હતી. આવી ત્યારથી મંદિરમાં રહેતી. એક



અગીઆર બાર વર્ષની ઉમ્મરે કાવદેસર સસ વિધિવાળા શેઠ મેળવતી ત્યાં દેવને પરણેલી આ દેવદાસી એ જ ઉમ્મરે દેવની સહિત નગરા જરીમાં બીજો શેઠ કરે તેમાં નવાઈ શું?

તાનીના જીંદગીના દેવાલયમાં કાળજ ચેત નથી.

આવતી ત્યારે મંદિર પ્રદક્ષિણાની નાની બાળાઓ પોતાની બાળકી સાથે રમતી. મંદિરમાં ને એમનમાં કાન દેતી, ન દેતી પુજા કરતી. આ દેવદાસીઓને દેવની પુજા ભેગ કરવાની હોય છે.



કદી કદી ને એની બુઢ્ઢી મા સાથે મુંબાઇ જતી. મુંબાઇમાં જઈને આ બીઓ ઘણુંખરું ભાંગવાનુંજ કામ કરતી. તાનીને આ અરસામાં એક છોકરી પણ થઈ હતી. તાની કદી એના શેઠ સાથે પણ મુંબાઇ જતી. ગામ પાછી

### (૩) વેશ્યા તાની

તાનીની જીંદગીના વીસ કે બાવીસ વર્ષ આમ ગયા હશે. તાનીને પોતાની ઉમ્મરની ચોક્કસ ખબર નથી પણ અત્યારે પણ એ જુવાન સ્ત્રી દેખાય છે તો આજથી દસ અગીઆર વર્ષ પહેલાં એ આથી વધારે નહીં હોય.

પછી તાનીની જીંદગીનો એક કાળો દિવસ આવ્યો અને એણે એની આખી જીંદગી રંગી મૂકી. પડોશણ દેવદાસીની નાનીશી પાંચ છ વર્ષની છોકરી એક દહાડો ક્યાં સુધી કોઇને જડી નહીં. આ છોકરીની ઉમ્મર લગભગ તાનીની છોકરીની ઉમ્મર જેટલી જ હતી. છેવટે ગામના કુવામાંથી છોકરીનું મુડદું ને તાનીની ખોલીમાંથી ચુલા તળેથી છોકરીના દાગીના નીકળ્યા. પોલીસ તાનીને પકડી ગઇ. વખતસર કેસ ચાલ્યો. તાનીને ફાંસીની સજા થઇ અને ગર્ભવતી હોવાથી તે ઘટીને વીસ વર્ષનાં કેદખાનાંની સજા થઇ. આજે આ સ્ત્રી દસ અગીઆર વર્ષથી જેલના રોટલા ને ગંધાતું શાક ખાઇ પોતાના દિવસ નિર્ગમે છે. એની પુંજીમાં એક ટીનનું ટંબલર ને વાટકો. ને તે પણ એના નહીં પણ સરકાર માબાપનાં. એનું બાળક કોઇને બહાર આપી દીધેલું છે. સારી ચાલચલગતને પરિણામે હાલ તે જમાદારણી નીમાઇ છે. આ તેની હકીકત.

પણ આજની ઘડી સુધી તાનીને ખબર નથી કે મરનાર છોકરીના દાગીના પોતાના ઘરમાંથી કેમ નીકળ્યા. એને પડોશણ જોડે અદાવત હોવાનું સાંભર્યું નથી. અને આ કૃત્ય કોણે કર્યું હશે એ વીશે પણ એ કંઇ કહી શકતી નથી.

અને પોલીસે એક દેખીતો પુરાવો દાગીના એના ઘરમાંથી નીકળ્યા એટલે આગળ તપાસ કરવાની તસ્દી લીધી હોય એમ પણ લાગતું નથી.

હજુ દશ વર્ષ એને કેદખાનાંમાં કહાડવાના છે. પણ કદાચ એની સારી ચાલચલગતને પરિણામે બીજા ત્રણ વર્ષમાં એ છુટે એવો સંભવ છે. પણ તે વખતે 'ખુની' 'કેદખાનાંમાં જઇ આવેલી' સ્ત્રીની છાપ એના પર હશે. એના ગામમાં કે એના મંદિરમાં એને કોઇ સંઘરશે નહીં. એને ઘરમાં નોકરી રાખતાંએ લોકો બ્હીશે. ને પંદર વર્ષમાં દુનીઆ એટલી બદલાઇ ગઇ હશે કે જે દુનીઆમાં પોતે જન્મી એ જ આ દુનીઆ છે કે કેમ એ એને ઓળખતાંએ ભારે પડશે. ને આ ગભરાએલી સ્ત્રીને તે વખતે એમ નહીં લાગે કે કેદખાનાંનું જીવન આથી સારૂ હતું?

નસીબે ને દુનીઆએ આ સ્ત્રીને દગો દીધો છે. એ જન્મીને માત્ર દુઃખી થઇ મરવા માટે. છતી પણ આખો અવતાર એળે ગાળવા માટે. દેવ, માણસ, રૂઢિ ને કાયદો એ સૌએ આ સ્ત્રીને કચડવામાં પોતાનો પૂરેપૂરો ફાળો આપ્યો છે.

દુનીઆના પડ પર કાંકરે કાંકરે આવી નિષ્ફળતાઓનો ઇતિહાસ લખેલો છે. આવું આ વિશ્વ કોણે બનાવ્યું!

✿

# શિશુ અને સખી

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## સર્ગ ૧ લો

( ૧ )

એક શિશુ હતો: ગંભીર, ઉત્સાહી ને હેતાળ; માતાને મન જાણે બાલ- મુકુંદ. એકનો એક તે લાડકવાયો સ્વચ્છંદે વિહરતો; ને સ્વજનોની મમતાનો માલીક બની તે માંગ્યાં માન મેળવતો.

( ૨ )

તેની કોડીલી માતા તેને કથા કહેતી ને અહોનિશ સાંભળતો; અને સાંભળી કથાની તે સ્મરણસૃષ્ટિ રચતો. દિવસ બધો, પોતે નાયક બની એ સૃષ્ટિમાં તે ઘૂમ્યા કરતો અને અવર્ણ્ય વીરતાથી ક્રિયા ગજવતો.

( ૩ )

ધ્રુવને અનુસરી તે, એક પગે ઉભો ઉભો, મુરારિની મહેર મેળવતો: રેણુકાના જાયાની જેમ–પ્રતાપી ને પરશુધર–ક્ષત્રીઓની સંહારપ્રતિજ્ઞા લઇ તે રાજવિકુલોર વિચ્છેદતો; શુકજી સમ બાલતપસ્વી બની, બ્રહ્મચર્યની રક્ષા કાજ તે ઘરસંસાર છોડતો; વિશ્વામિત્ર ને વેદવ્યાસનાં આશ્રમહરિણો, બાળી તપસ્વીને સત્કારતાં હોય તેમ, તેની સાથે ગેલ કરતાં,

ઘણીવાર મધરાતે જાગતાં, કાનમાં થતા વિજયટંકારથી તેની ઉંઘ ઉડી જતી.

(૪)

કાચી ને કુમળી વયે તેણે એક મનમાનીતી કલ્પી. ઝોળીમાં પણ તે તેની સાથે ઝુલતી. તે સમજમાં આવ્યો ત્યારથી કેં કેં લાવી તેને ચરણે ધરવાના તેના કૅાડ વધ્યા જતા. કેં પણ મોજ માણતાં તેની સમભાગિનીને તે ભુલતો નહીં. ફરવા જતાં પણ, તેને માટે ચાર આંગળ ખાલી રાખી તે ગાડીમાં બેસતો; ને અંધારા રસ્તા આડે ડોલતા વૃક્ષ-છાયાના ભયંકર રાક્ષસો સંહારી તે બાલ સખીને અભયદાન દેતો.

(૫)

તે મોટો થયો : એકલવાયો ને ગંભીર તે એકલો રમતો ને વાંચતો. મનગમતા તુક્કાઓમાં તેનો સમય ચાલ્યો જતો. અરેબીયન નાઇટ્સનો તેણે સ્વાધ્યાય માંડ્યો; આર્ય-જીવન એનાં બાલસ્વપ્નનું ધ્યેય એણે બનાવ્યું. ને એ મનમાનીતી તેની એકપૂરી સહચરી હતી.

(૬)

આઠે વર્ષે તેણે યજ્ઞોપવીત ધાર્યું : હાથમાં દંડ લઇ 'ભવતિ ભિક્ષાં દેહિ'ના તેણે પાઠ કર્યા. ને ગાયત્રી મંત્રે સૂર્ય આરાધતાં-તેણે બ્રાહ્મણ ધર્મમાં પગ દીધા; ને પોતાને ઋષિં-બાલ સમજી-ધર્મ સંસ્થાપનાના કેંને કેં સંકલ્પો તેણે કીધા. મંગળ ઉત્સવ થયો અને સ્વજનની આંખ ઠરી; અને આઠ વર્ષનો બટુ ત્રણ વર્ષની કન્યા લાવ્યો. પિતામાતાનાં હૈયાં હર્ષે કુદ્યાં. જગતે જશ આપ્યો ને લીધો, ને વાહવાહકાર કર્યા.

(૭)

એક વખત રમતાં, કુદતાં, શિશુને સમોવડી એક સખી મળી. બંને રમ્યાં, હસ્યાં ને છુટાં પડ્યાં, અને ફરીથી તેનાં બાલહૃદયમાં વસતી તેની માનમાનીતીનું તેણે સખ્ય શોધ્યું. ઓછાબોલો ને એકલો તે તેની સાથ મોજ માણતો હતો. રંગભૂમિની અદ્ભુતરંગી સૃષ્ટિની નાયિકા નાયિકામાં તેની જ છાયા નીરખતો બેઠો.

(૮)

જ્યાં તે જતો ત્યાં સાથે હૃદયવાસિનીને લઇ જતો અને એકાંતે તેને કરતો સુખદુઃખની સમભાગિની. તેણે તેને કલ્પી હતી નાની, સુકુમાર ને મનગમતી; તે વધતો તેમ તે વધતી; ને કરતો તે કરવા લાગતી. ને પદેપદે તેનું અંતર પ્રેરતી. એકલવાયા એ મનસ્વી બાલકની આ અપૂર્વ સહચરી જગતથી અણજાણ હતી. શિશુને સહચરોની પરવા નહોતી. તે વાંચતો; બંને જણ વાંચ્યાંની મોજ માણતાં; ને જગત તો જાણતું કે શિશુ એકલો પણ આનંદમગ્ન હતો.

(૯)

તે ભણ્યો ને વિદ્યાપીઠમાં પ્રવેશ્યો. પિતાએ આંસું સાર્યાં. 'મારો પુત્ર કુલ તારશે, મેં ન કર્યું તે કરશે' એ વિચારે તેનું હૈયુ કુદ્યું. માતાએ લીધાં ઓવારણાં ને શંકરનું સંરક્ષણ યાચ્યું. શિશુએ એકલાં જીવનચર્યા આરંભી. વિદ્યામંદિરનાં શિષ્યગૃહોમાં વસતાં તેની મહત્ત્વાકાંક્ષાએ માઝા મૂકી. અભ્યાસનાં તપ તે તપ્યો ને મહત્તાનાં સ્વપ્નાં તેણે સેવ્યાં; મિત્રોનો સ્નેહ અને અધ્યાપકોની આશા તેનામાં કેન્દ્રસ્થ બની.

(૧૦)

દેશભક્ત સુરેન્દ્રની ગર્જના તેણે સાંભળી ને જોયાં લાલ
ાલના ત્યાગ ને વિદેશી શા અરવિંદનું મહાયોગીમાં રૂપાંતર.
ંગભંગના કડાકા સામે રાષ્ટ્રનો પ્રતિશબ્દ સાંભળી તેણે
ોતાનો નાનો ઝીણો ધ્વનિ તેમાં ઉમેર્યો; રાષ્ટ્રભક્તિની
ંઠી બાંધી; 'વંદેમાતરમ્'નું બ્રહ્મસમર્પણ લીધું; ને સ્વદેશ-
ક્તિનાં વ્રતો બાલ ઉત્સાહથી કૈંક લીધા ને કૈંક પાળ્યાં.

(૧૧)

જ્યારે મિત્રો ઉંઘતા ત્યારે નિઃશબ્દ ખંડમા તે વાંચતો.
ત્યારે શારદામંદિરની શુંબજગર્વી અગાશીમાં તે એકલો ને
ંભીર રઝળતો—જ્યારે એકાગ્રચિત્તે તે સાહિત્યકુસુમોની
ુવાસ લેતો ત્યારે, કોડીલી, થનગનતી તેની બાલસખી
ેનો સહચાર સદા કરતી; અને શેલ્માની તેજસ્વિતા, શર્લેનાં
ોફાન અને ચમક, શકુંતલાની સૌમ્યતા, ઉર્વશીની મોહભર
ટા ને દ્રુપદતનયાની દિવ્ય ને જ્વલંત ભભક—થોડાં ને
ધતાં તે તેનામાં જોતો ને રાચતો.

(૧૨)

તેના પિતાએ પરલોકવાસ કર્યો: ને વર્ષો વીત્યાં.
ોકાચારવશ માતાએ વ્યોમમાં વિહરતા શિશુને સંસાર
ારુ કરવાની આજ્ઞા કરી પૃથ્વી પર આણ્યો.
ઉદ્વેગથી અકળાએલો તે ભવિષ્યનું જહાજ સંસારજલ
ર ઝુકાવવા કબુલ્યો. કૅંટ–સ્પેન્સરની ગગનગામી વિચારપાંખે
ડતી બુદ્ધ, કાલિદાસ ને શેલીએ ઉડાડેલી ઉર્મિઓથી ઉછળતી
ાવસરિતા અને દિવ્યમૂર્તિ દયિતાના જીવંત સાહચર્યમાં
ગ્ન એવા મનસ્વી હૃદય:—એ બધાં આગળ જોશીએ

મંગલ માનેલી રાત્રીએ આવીને ઉભી એક બાર વર્ષની બાલિકા—અભણ ને અણઘડ.

(૧૩)

દુષ્ટ સંસારની દયાહીનતાનો બોજ તે બીચારીને પિતા-માતાએ પ્રાણ દઇ, વહેલેથી જ પથરો માની હતી. તેમણે પથ્થરો ટંકાવ્યા હતા પણ આને અણટકાવી રાખી હતી; ને ઘરનાં ગદ્ધાવહીતરાં માટે ગુલામડી બનાવી મૂકી હતી. પેટપૂર ખાવાનું, દિવસભરની ચાકરી ને જીવનભરના આંસાં: બાર વર્ષના આ તેના લ્હાવા. લગ્નના વરઘોડા ને બારમાનાં જમણ એ તેનાં જ્ઞાનની મર્યાદા. આ દશામાં પણ તેણે પતિ માન્યો હતો દેવનો પણ દેવ ને એકમાત્ર મુક્તિનું દ્વાર. તેનાં સર્વસ્વમાં હતી એક નાનકડી પોતાની જાત.

હીંસીલી નાની ભીખારણ, પોતાના અપરિચિત પરમેશ્વરને એ સર્વસ્વ સમર્પવા અત્યારે આવી હતી.

(૧૫)

તે રડયો. સાથે કોડભરી કુમારીકા પણ રડી. મંગલ રાતે આ આંસુંના રહસ્યો તે બીચારી કયાંથી સમજે? જે પ્રભુને રીઝવવા આવી હતી તે રુઠ્યા લાગતા હતા. ગદ્ગદ્ કંઠે તેણે પૂછ્યું: 'હું નથી ગમતી?' તે આર્ત, દયામણો, કાંપતો સ્વર, અશ્રુંઘોધે રચેલી જવનિકા ભેદી, શિશુના હતાશ આત્માને સંભળાયો; અને વિનષ્ટ સૃષ્ટિના ખંડીએર પર ઉભા વિશ્વકર્માસમો તે આત્મવિધ્વંસ ઝંખી રહ્યો.

(૧૬)

તેણે સંકલ્પ કર્યો: 'દેહ મારો છો પડે; પણ આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું કર્તવ્યથી ભ્રષ્ટ પલવાર થઇશ નહીં. મરણ ઇચ્છીશ પલેપલ પણ માનવતા હૃદય ધરીને.' અને કાંપતી બાલિકાને તેણે આશ્વાસન દીધું: 'બીતી નહીં; હું સ્વભાવે સારો નથી.'

કોઇ આત્મઘાતી ક્રુર ને નિશ્ચલ સંકલ્પથી સ્વહસ્તે ગળે છરી મૂકે તેમ તે તિરસ્કારભર બુદ્ધિ ને અણગમે અકળાતુ, મન અને કમકમતું શરીર એ ત્રણેને પતિત્વની સિદ્ધિ પાછળ હોમી રહ્યો.

## શિશુ અને સખી



હાથમાં દંડ લઈ 'ભવતિ ભિક્ષાં દેહિ'ના તેણે પાઠ કર્યા પૃ. ૨૨૧

## શિશુ અને સખી



ઘડીયો ને ઘડીઓ સુધી બન્ને રૂઆ પૃ. ૧૨૧.

(૧૮)

ત્રસ્ત જગતનો દુઃખભંજન દેવ, અનાથનો પણ નાથ તેની વારે ધાતાં ખંચાતો; નોધારણુ આધાર એવી દયામય નિદ્રા તેની વેરણ બની. દિવસ બની રહ્યો આણુસંભળાયું પણ હૈયાંસોરતું ધ્રુસ્કું; રાત થઈ અખંડ વહેતી અશ્રુની રેલ.

"મુજ તરસને છીપાવાની ગઈ સરિતા સુકી
ભટકી ભટકી પ્યાસો પ્યાસો જવું તરસે મરી,
મુજ હૃદયનાં નીલાં પર્ણો જતાં સઘળાં સુકી,
મરણઝરણ એંચી જાશે રહીશ હું ત્યાં સુધી—"

કલાપીનો આ નિરાશામય જીવનમંત્ર ગુંજતો તે ભમતો.

(૧૯)

સુહૃદમાં તેને બે હતાઃ એક મોટો ભાઈ, ભાઈથી પણ વધારે ભાવાર્થી. બીજો નાનો ભાઈ, ભક્તથી પણ વધારે ભક્તિશીલો. તેમણે ઘણુંએ તેને સમજાવ્યો, ને અનેકવાર આંસુની ધારા લોહી; પણ માત્ર મરણ જ જેને મિત્ર લાગે એવા હતાશને આશ્વાસન શાં ?

(૨૦)

મધરાતે, ફાટતે માથે પણ દૃઢ ચિત્તે તે યમને આરાધતો એકલો બેઠો હતો—આત્માનાં ઉંડાણમાં રહેતી સખીને દેહે ભેટી મળવાને ઉત્સુક. સામું વિષની શીશી પડી હતી. નાનો ભાઈ આવ્યો, સમજ્યો ને કોટે વળગ્યો; ને ગદ્ગદ્ કંઠે ચિશુના આયુષ્યનું દાન માંગ્યું. ઘડીઓ ને ઘડીઓ સુધી બન્ને રડ્યા એકમેકને ખભે માથું મૂકીને—એક આવતું મરણ સ્મરી, ને બીજો પ્રિયમિલનને તલસાટે.

સમદુઃખીઆઓના સાહચર્યમાં નિરાશા સહેવી પણ સહેલ છે.

(૨૧)

મિત્રો મનમાનતા બને તો પ્રણયને કોઇ પૂજે નહીં. પ્રણયભુખ્યો શિશુ જીવ્યો પણ તેની આંતરૂવેદના વધી. જીવનમાં નાવ્યો રસ કે નાવ્યું ધ્યેય; તે ભણ્યો પણ અવતાર પૂરો કરવા. આખરે રોગે કૃપા કરી. ને તેને પથારીએ સુવાડ્યો. દીનરાત તે, ગાંડા જ્વરથી સંતપ્ત, તરફડ્યા ને શરીરના તાપે મનના તાપ વીસરાવ્યા. ક્યાં સુધી જીવન ને મરણ વચ્ચે તે હીંચ્યાં કર્યો.

(૨૨)

"કોને માટે જીવવું ? નાનથી જીવવું" એમ આક્રંદતો ઉન્મત્ત શિશુ મા બહેનની કોટે વળગી વ્યથિત હૃદયના ધગધગતા ઉભરા કાઢતો. નાનકડી અણસમજ સતીને જોતાં વેંત જ તે નિર્દય ભાન ખોતો. તેનો સ્પર્શ થતાં શિશુને સન્નિપાત થતો, પણ ઓછાબોલી ને મહેનતુ બીચારી, દિવસને રાત, તે દુષ્ટને રીઝવતી. તેનું સ્ત્રીત્વ વિકસ્યું ન હતું. શિશુની વ્યથા તે સમજતી નહીં. પતિદેવ કરવા દે તેટલી સેવા તે કરતી ને દૂરથી દર્શન કરી રાજી થતી; ને શંકર પાસે સ્વામીસૌભાગ્ય નિરંતર યાચતી.

(૨૩)

માતા ને સ્ત્રીના એકનિષ્ઠ સેવાભાવે યમને પણ પાછો ઠેલ્યો. શિશુ સારો થતો ચાલ્યો. શરીર દૌર્બલ્યે હૃદયનાં દુઃખો જીત્યાં.

સતીના સુખનો પાર નહોતોઃ તેનો ચાંલ્લો અખંડ રહ્યો.

(અપૂર્ણ)

# જીવન-સંધ્યાએ કૃષ્ણ

લેખક : સૌ. લીલા મુનશી, મંત્રી સાહિત્ય સંસદ

દિવસનો પાછલો પહોર નમતો હતો. સૂર્યનાં ઉગ્ર કીરણોની ગરમી નરમ પડવા માંડી હતી. રસ્તા પર ચાલનારના ઓળા લાંબા થતા જતા હતા.

સામે એક પહાડ ક્યાંક તડકામાં ચમકતો અને ક્યાંક વાદળીની છાયામાં અંધારો બનેલો હતો. રસ્તાની બે બાજુ ખેતરો હતા પણ એમાં ઉગેલા અનાજના તણખલા ન હતા. સામે રસ્તે થોડે થોડે અંતરે કૂવો આવતા પણ મુસાફરનો થાક તેનાથી પુરેપુરો ઉતરતો નહીં.

આ જ રસ્તેથી વૃદ્ધ, થાકેલો કૃષ્ણ આગળ ને આગળ ચાલ્યો જતો હતો. પોતે ક્યાં જતો હતો એનું ચોક્કસ સ્થાન એણે નક્કી નહોતું કર્યું. જ્યાં પૃથ્વી રહેવાની જગ્યા આપે અને જ્યાં પોતાને કોઈ ઓળખતું ન હોય એવો દુનીયાનો એક ખુણો તે શોધતો હતો.

એના પગ થાકેલા હતા. એનું ઘરડું શરીર વળવા માંડ્યું હતું. એની આંખો તેજ વિનાની હતી; વસ્ત્રો મેલાં અને અસ્તવ્યસ્ત હતાં.

યાદવોના યુદ્ધ પછી, સર્વ સ્વજનોના સંહાર પછી કૃષ્ણ પોતાને માટે દુનીયાનો એક ખુણો શોધવા નીકળ્યો હતો. હજુ સુધી ભારતમાં એને એક ખુણો એવો ન જડ્યો જ્યાં એને કોઈ ઓળખતું ન હોય. એના પૂર્વે પરાક્રમો આખી દુનીઆને જાણવામાં હતાં. કોઈ એવું જન ન હોતું કે એને દેખીને કાંપતું ન હોય, કોઈ એવું જન ન હતું કે એને જોઈ નહાસી જવાને તત્પર ન હોય।

કોઈ એને જોતાને વાર પૂતનાવધથી માંડીને અનેક અમાનુષી દૈવી પરાક્રમો સંભારી ગભરાતા અને એની દૈવી ઝપટમાં રખે આવી જવાય માની દૂર ભાગતા. કોઈ એના જરાસંધ, ભીષ્મ, શીશુપાલ અને બીજા અનેક વધોમાં દૈત્યનો છળ અને ક્રૂરતા જોતાં અને એના માર્ગમાંથી દૂર રહેવાય તેની સંભાળ લેતા. રૂપાળી સ્ત્રીઓ કે બાળકીઓના પતિ ને પિતાઓ એના સ્ત્રી-પરાક્રમો એને જોતાં ને વારે સંભારતા ને રખેને એ ભુરકી નાખે એ બીકે એ જાય ત્યાંથી પોતાના સ્ત્રીજનને ઘરના ઊંડા ભાગમાં, એની કામખુમારી નજરે ન પડે એમ, સંતાડી મુકતા. પંડિતો વાદમાં હારવાની બીકે ભાગતા, રાજાઓ રાજ્ય જવાની બીકે નાસતા, સાધારણ જનસમાજ કંઈ સમજ ન પડે એવા એના ભયને લીધે દૂર રહેતો. નાનાં બાળકો પણ આ ઘરડા વિચિત્ર માણસની આંખો ને દેખાવ જોઈ દૂરથી જ દોડી જવાનું પસંદ કરતાં.



તેણે તાજા દૂધનો ઘડો ઉંચકયો પણ તે હાથમાંથી પડીને ઢોળાઇ ગયો.

હારેલો ને થાકેલો દૈવી શ્રી કૃષ્ણ આગળ ને આગળ પોતાનો રસ્તો કાપ્યે જતો હતો. મહાભારતનાં યુદ્ધને જીતનાર, અર્જુનનો સખા ને સારથી, કંસને મારનાર, કાળીયા નાગનો મર્દન કરનાર, અનેક દૈત્યનો કાળ અને અનેક ઋષિ મુનિઓના ભક્તિમાનોનો પાત્ર, ગોપીઓનો પ્રિય શ્રી કૃષ્ણ આજે અસહાય દશામાં વિશ્રા-



આભારની એક ઊંડી દૃષ્ટિ એણે ગોવાલણી તરફ નાખી

મસ્થાનની શોધમાં ફોગટ ફાંફાં મારતો હતો.

એને એક મિત્ર રહ્યો ન હતો. એક સ્વજન રહ્યો ન હતો. જીંદગીમા નાનાં મોટાં મહાભારત આદિ અનેક યુદ્ધોમાં અને છેવટે યાદવાસ્થળીમાં એ સૌ ખપી ગયાં હતાં. રહ્યો માત્ર એ એકલો, ભક્તવિહોણો, મિત્રવિહોણો. સોળ હજાર ને આઠ પત્નિઓ વિહોણો. જેનો રો બોલ ઝીલવા માનતો ને દેવો આખું વિશ્વ ખડે પગે રહેતું તેમાંથી એક પણ આજે તેનો સાથ કરવાને નહોતું.

ખરા તડકામા ચાલી ચાલીને તાપ ને ભુખથી કૃષ્ણના પ્રાણ આકુળવ્યાકુળ થતા હતા. સામે એક ઝુપડીમા એક ગોવાલણી ગાયો દોહતી હતી. આખી જીંદગીમા બીજાને કૃષ્ણનો આદરસત્કાર સૌથી વધારેમા વધારે કર્યો હતો. કૃષ્ણે આશામા ઝુપડી તરફ પગલા વાળ્યા.

ગોવાલણી કૃષ્ણને આવતા જોઇ ચમકીને ઉભી થઇ ગઇ. કૃષ્ણ આ પ્રદેશમા ફરતો હતો એવી વારતા એને કાને ક્યારની પહોંચી ગઇ હતી. આ વૃદ્ધ, મેલા, થાકેલા, હારેલા માણસના હાસ્યમા ગોકુળની ગોપીઓ જીતાઇ એ શક્તિ જતી રહી હતી. એણે કટાણેલા સ્વરે પુછ્યુ "ગોવાલણી! મહી આપશે!"

ગોવાલણીની ના કહેવાની શક્તિ ચાલી નહી. પાંદડાની પેઠે થરથર ધ્રુજતાં તેણે તાજા દુધનો ઘડો ઉચક્યો પણ તે હાથમાંથી પડીને ઢોળાઇ ગયો. ગોવાલણી વગર બોલ્યે ઘરમાંથી બીજું દહિનું માટલુ લઇ આવીને તે કૃષ્ણની અંજલીમાં રેડવા માડ્યું. ઘણા દિવસના ભુખ્યા કૃષ્ણે એકી દસે અંજલીમાં મુખ રાખી એ આખું માટલુ પીધું. એના નિર્બળ થતા શરીરમા શક્તિનો સંચાર થવા માંડ્યો. આભારની

એક ઊંડી દૃષ્ટિ એણે ગોવાલણી તરફ નાખી. ગોવાલણીની આંખોમાંથી હજુ ભય ગયો નહતો.

કૃષ્ણને જીવનમાં પહેલીવાર પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. કોઇ માનવીની સોબતને એ યોગ્ય રહ્યો નહતો. એમ નહીં પણ કોઇ માનવી એની સોબતમાં રહેવાને પોતાને યોગ્ય ગણતું ન હતું અને સૌ એને જોઇ ત્રાસતાં ને નાસતાં તે એ જોઇ શકયો હતો. હજારો સ્ત્રી પુરુષોના સંગમાં રહેનાર શ્રીકૃષ્ણ આવું ભયંકર એકાંત કેમ કરી સહન કરી શકે? માનવીઓના ઉધ્ધારને માટે એણે અવતાર ધર્યો, માનવજાતની સેવામાં પોતાની શક્તિઓ સમર્પી અને માનવીના સુદ્ધો જીવનભર પોતે લડયો. અને આ સવાસો વર્ષની ધરડી ઉમ્મરે એક છાપરી એને આશ્રમ આપવાને ન હતી, એક આદમી એની સાથે વાત કરવાને ખુશી ન હતું. "ઓ પિતા, પરમાત્મા! આ જીવનનો તું છેડો આણ!" કૃષ્ણે ચીરાઇ જતાં અંતરમાંથી પ્રાર્થના કરી.

સાંજનો પડછાયો લાંબો ને લાંબો થતો જતો હતો. ગોવાલણીનો આંખથી આભાર માની શ્રી કૃષ્ણે જંગલની વાટ લીધી. એને પૂર્વ જીવનની સ્મૃતિઓ એક પછી એક સતાવવા માંડી. દુનીઆની નજરે સૌથી વિજયી જીવન એણે ગાળ્યું હતું. રાજ્યો ખોયાં ને લીધાં ને આપ્યાં, શત્રુ રૂપી દુષ્ટોને સંહાર્યા, મિત્રોને તાર્યા ને મુર્ખતામાંથી ઉગાર્યા, પ્રેમ લીધો ને દીધો, ચક્રવર્તીની સંપત્તિ મેળવી અને ખોઇ, આથી વધારે કોઇના એ જીવનમાં શું હોઇ શકે?

પણ આજે એ સૌ વર્ષો ગણતાં કઇ પળ પોતે શાતા કે સુખની ગાળી હતી! એની દૈવી કે દાનવી શક્તિઓના ધાકમાં શત્રુ કે મિત્રે કદી એના પર પુરેપુરો વિશ્વાસ રાખ્યો હતો? મિત્રો–કહેવાતા મિત્રો–એના જેવા શક્તિશાળી જનની શક્તિ કે રક્ષા કોઇ દિવસ કામની છે એમ ધારી એની મિત્રતા શોધતા જનો હમેશાં એનું શરણ માંગતા અને પોતાનું કામ કઢાવી જતા. શત્રુઓ બને ત્યાં સુધી એને છેડતા નહીં. એના અંતઃપુરમાં વસતી સોળ હજાર સુંદરીઓ અને એના હજારો પુત્રો એની સાથે છેક નિર્ભયતાથી કે વિશ્વાસથી વર્તી શકતા નહીં. સૌ એને કપટી ને ક્રૂર ગણતા. ભક્તોને પણ જરૂર પડે ત્યારે ખુશામદના શબ્દો બોલી યાચના કર્યા શિવાય બીજું કંઇ કામ કૃષ્ણનું નહોતું. એ એક મોટો જુલ્મગાર હતો. એની ઇચ્છા પ્રમાણે સૌને ચાલવું પડતું. એને વાંકું પડતાં કઇ પળે એ શું કરશે એ બીકે મિત્રો પણ વિચાર કરી શકતા ન હતા.

પણ એનું કોઇ ખરેખર મિત્ર હતું? આટલે વર્ષે શ્રી કૃષ્ણને શંકા થવા માંડી. માત્ર પોતે કોઇ સાધારણ માનવી જેવો હોત, પોતાની શક્તિઓમાં દૈવી કે દાનવી અંશ કોઇએ કલ્પ્યો ન હોત તો તો... આટલા બધા કહેવાતા મિત્રો કરતાં થોડા પણ ખરા મિત્રો એને મળ્યા ન હોત! ને તો જીવનના સંધ્યાકાળે આમ એને અસહાય અને એકલા રખડવું પડત! કોઇ પ્રેમાળ આત્મા એનો થાક વિસરાવવા ને એનું દુઃખ ભુલાવવા હાજર ન હોત!'

કૃષ્ણને થાક ખુબ લાગ્યો હતો અને એક ડગલું એનાથી આગળ ભરાતું ન હતું. રસ્તાની પડખે આવેલાં એક ઝાડ તળે જઇ એણે ભોંય પર પડતું નાખ્યું. વિચાર કરી કરી એનું

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૧ ઉપર )

# ઋતુઓના બારમાસ

સંપાદક :—શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદાર
એમ. એ; એલએલ બી. રિસર્ચ સ્કોલર, મુંબઈ યુનિવર્સિટી;

વર્ષના બારે માસની કુદરતી પરિસ્થિતિને કવિઓએ કાવ્ય રચવામાં ઉપયોગમાં લીધી છે. સંસ્કૃત ઋતુસંહારમાં તથા બીજાં પ્રાકૃત ષડ્ઋતુવર્ણનોમાં કુદરતનું યથાસ્થિત વર્ણન માત્ર કરેલું હોય છે; પરંતુ એ કુદરતને બીજા કોઈ વર્ણ્ય વિષયની પશ્ચાદ્‌ભૂમિ બનાવીને, બાર માસની રસિક સંકલના પણ, અનેક કવિઓએ કરી છે. બંગાળી, હિન્દી તથા ગુજરાતીમાં એ "બારમાસી"નાં કાવ્યો જાણીતાં છે.

ઘણે ભાગે વિપ્રલંભ શૃંગારનું પોષણ બાર માસના ચક્રને બહાને કવિઓએ સાધ્યું છે. અને વળી એ વર્ણનમાંના નાયક તથા નાયિકા સામાન્ય જનસમાજના હોવા છતાં, અને એ કાવ્યો પ્રાકૃત શ્રોતૃવર્ગના વિનોદ અર્થે રચાયેલાં હોવા છતાં, એ કુદરત-વર્ણનની ભોંય ઉપર રાધા અને કૃષ્ણ, અથવા ગોપી અને કૃષ્ણ, સીતા અને રામ, ભીલડી વેષધારી પાર્વતી અને શંકર, નેમિનાથ અને રાજીમતી અથવા રાજુલ, સ્થૂલિભદ્ર અને કોશ્યા—એવા કેટલાક જાણીતા ધાર્મિક નામની આસપાસ, "બારમાસીની" રચના થયેલી છે.

વિપ્રલંભ શૃંગારના વર્ણનો, વેદાન્તી કવિઓના મન, રાધાકૃષ્ણના નામ હોવા છતાં, સ્વીકારવા જેવા લાગ્યા નહીં. એટલે એમણે જુદા જુદા 'જ્ઞાન માસ'ની રચના કરી છે. જ્ઞાનીઓની દૃષ્ટિએ બારે માસના રૂપાન્તર મિથ્યા છે 'બારે માસ સ્વામી સરખો સદા'* એવો પ્રત્યક્ષ એમને પામવો છે તેથી એમણે તેમની દૃષ્ટિએ 'બાર માસ'ને વર્ણવ્યા છે.

ત્રીજો પ્રકાર ઐતિહાસિક પાત્રો સંબંધીની બારમાસીનો છે. એમાં ખાસ કરીને 'મે અને ઉજળી,' 'હલામણ જેઠવો અને સોયલ પદમણી,' 'રામદે અને હંસરાજા'—એવી એવી કેટલીક બારમાસી જાણીતી છે. આ વિભાગમાં રાજિયાને મળતો મરશિયાનો એક પ્રકાર આવી જાય છે. તેમાં ભાટ ચારણો, કોઈ પ્રતિષ્ઠિત સજ્જનના સંભારણા તરીકે બારે માસનું વર્ણન કરી જાય છે; પરંતુ એ 'સાજન' વગર બધાયે માસ સૂના છે—એમ દરેક માસને છેડે કવિ વર્ણવે છે. શ્રી. મેઘાણી સંપાદિત 'ઋતુગીતો'માં આના ઉદાહરણો સંઘરેલા છે.

આમ જેમ માસ વર્ણનમાં વિષય જુદા, અને પાત્રો જુદાં હોય છે તેમ વર્ષની શરુઆત પણ કવિને રુચે અથવા વિશેષ ઉચિત લાગે તેવી રીતે કરવામાં આવે છે. ઘણે ભાગે કારતક કે ચૈત્રથી વર્ષ શરુ કરવામાં આવે છે, પરંતુ કેટલાકમાં આષાઢ કે માગશર પણ પ્રારંભના માસ તરીકે લેવાયા છે.

---

* જુઓ અખા ભક્તના 'જ્ઞાન માસ.'

આ લેખદ્વારા પ્રકાશમાં આવતા ' કણબીના બાર માસ ' વિષયમાં, છંદમાં તેમ જ પાત્રમાં પણ અવનવા છે. એમાં સમાજના એક મહત્ત્વના અંગભૂત એવા કણબીનાં બારે માસનાં સુખદુઃખનું સાદું છતાં સચોટ વર્ણન છે. આમ જેમ બારમાસીનું પાત્ર જુદું છે તથા તેમાં વર્ણવવાનો વિષય પણ જુદો છે, તેમ એ કણબીનાં વર્ષની શરુઆત પણ વૈશાખથી અને તેમાં પણ ખાસ અખાત્રીજે ગણાવી છે એટલો આમાં વિશેષ છે.

આ બાર માસ દ્વારા તત્કાલીન સમાજસ્થિતિ, આર્થિક પરિસ્થિતિ, રોકડ સરકાર ધારો ભરવાને સ્થાને ભાગબટાઇની પદ્ધતિ, અને તેથી કણબીને પડતી અસંત હાડમારી, ગ્રામજીવનમાં આવશ્યક એવાં મહાજન, વસવાયાં તથા કારીગર વર્ગ–વગેરેનો પરસ્પર સંબંધ એ બધાનુ પ્રતિબિમ્બ આ લીટીઓ દ્વારા જોવાને મળે છે. લગભગ બસેં વર્ષ પહેલાંનું ગુજરાતનું આ વિશ્વાસપાત્ર સમાજચિત્ર છે

આ કાવ્યભાગ શામળભટ્ટની ' ભાભારામાની વાર્તા ' [ એમની બત્રીસ પુતળીમાંની ૧૯ મી વાર્તા ]માં સાંકળેલો છે. કવિએ સં. ૧૭૮૫ સુધીમાં પંદર વાતો રચી હતી; તે પછી આ વાર્તા રચાઇ છે. કવિને રખીદાસે–એક કણબીએ–પસાયતું આપ્યું હતું; અને તેમને નિશ્ચિંતપણે સાહિત્યસેવા કરવાની જોગવાઇ કરી આપી હતી. તેના અહેશાનમાં કવિએ એ કણબી જાતનું સમાજમાંનું શ્રેષ્ઠ સ્થાન સમજાવવાને, સહૃદયતાથી ' ભાભારામની વાર્તા ' રચી છે. એ આખી વાતમાં,

"કણબી વાંસે ક્રોડ કણબી કોઇ વાંસે નહિ;
બાંધે હળથી હોડ, પેટ ભરે પાદશાહનાં"

—એ સોરઠીઆં દ્વારા રહસ્ય વ્યક્ત કર્યું છે.

શહેરોમાં વસનાર લોકોને, અત્યંત હાડમારી વેઠી, વર્ષભરનું ધાન્ય પકવનાર ખેડુતની જીંદગીનો બહુ ઓછો ખ્યાલ હોય છે. એમના જેવા ખડતલ, દુઃખસહ છતાં હમેશાં સંતોષી એવા કણબીનું જીવન સમાજને કેટલું બધું ઉપકારક છે તે આ બાર માસનાં વર્ણન ઉપરથી જાણી શકાય છે. તેથી મુખ્યત્વે કરીને ગામડાં તરફ સુગની નજરે જોનાર શેહેરીએ આ 'બાર માસ' અવશ્ય વાંચી લેવા જેવા છે.

આ 'બાર માસ'ની પ્રત અમદાવાદમાં 'જાગુષ્ટે શૈલી'ના છાપકામથી સામાન્ય લોકોમાં પ્રચલિત ખૂબ અશુદ્ધ પ્રત ઉપરથી, તથા વડોદરાના ઓરિયન્ટલ ઇન્સ્ટીટયુટમાંની શામળભટ્ટની 'બત્રીસ પુતળી'માંની ઓગણીસમી વાર્તાની એક હાથપ્રત ઉપરથી શુદ્ધ કરી છે. છતાં હજી એમાં ઘણાં સ્થળો સંદિગ્ધ રહી ગયાં છે. તે વિશેષ સંશોધનની રાહ જુવે છે.

**શા**મળભટ્ટના "કણબીના બાર માસ" જેવા જ એક **રૂપાં** કણબણે રચેલા જણાતા બાર માસ હૃદયવેધક છે. તે મહિના ક્યારે રચાયા હશે તે જાણવા સાધન નથી; છતાં સામાજીક વિષયની બારમાસીના વિભાગમાં એ "મહિના" કીમતી છે; તે સરખાવીને વિચારવા જેવા છે. એમાં ઘણાં સ્થળોમાં અર્થ સંદિગ્ધ રહે છે. તે કોઇ જીજ્ઞાસુ સમજાવશે તો ઉપકાર થશે.

(૧)

# કણબીના બાર માસ.

## વૈશાખ

૧આવ્યા પર્વ તો અખાત્રીજ, કરે મુરત ખોળે બહુ બીજ.
ગડમથલે ગાડાં જોતરે, ખાતર પૂંજો મહેનત કરે.
જોડી ગાડું ખેતર જાય, ખાતર લઇને નાખે ત્યાંય.
શરીર ઉઘાડે તડકો નડે, બાર અબખે માથે વડે.
ક્યારે મન નવ રાખે ઢંઢ, ખાઈ હોવાડો ને કરતું રડ.
અહર્નિશ રાખે મનમાં આશ, એરે તો આવે જેઠ માસ.

## જેઠ

૨ લાકડ લુહાર નાડ વણ્યા, હળ પંજેઠી કરવા તણ્યા.
લેઇ કોશ કોદાળો હાથ, હળ બળદને રાખે સાથ.
ભાતું ખોટું ખડધાન આશ, હળ પરોણો હાથે રાશ.
ઉઠે પાછલી થાયે રાત, ખેતરમાં જાગે પરભાત.
૩વણિકને ઉપજાવી રીઝ, જે જોઇએ તે લાવે બીજ.

## આષાઢ

એટલે વરસ્યો આષાઢો મેહ, મૂકે ગાત્ર ઉઘાડી દેહ.
૪પૂજે તે તો પૃથ્વીમાય, વાવતણી તેને રક્ષાય.
૫ખરસાણી બાવળ બોરડી, નહીં અંત તેને મન અડી.
૬થોડો વરસે જુવે વાટ, ઝાઝો વરસે તો ઉચાટ.

## શ્રાવણ

૭હવે આવિયો શ્રાવણ માસ, નીંદવાની કરશે મન આશ.
૮નર નારી, ભગિની ને ભ્રાત, અંગે વેઠે તે વરસાદ.
ભીનાં વસ્ત્ર ને ચૂવે દેહ, ઘેર આવીને સૂવે તેહ.

---

પાઠાન્તરઃ– ૧ 'આવે હળ ને ખેડે બીજ.' ૨ 'લાકડ મેકડ આપી સાર, હળ પંજેઠી કરે તૈયાર.' ૩ 'ઘર આણીને નીરે બીજ.' ૪ 'પૂંજે તે પૃથ્વીમા ધરે, ખેતર આગળ વાડયો કરે' ૫ 'ખરસાણી બાવળ કંથાર, કરી વાડ રાખે સંભાળ' ૬ થોડો વરસે તો વાટ જ જુવે, ઝાઝો વરસે તો હમેંશ ખુવે.' ૭ 'શ્રાવણ માસ આવ્યો જેટલે નીંદવા નારી જાયે એટલે' ૮ 'અર્ક, નારી જુગતી જન, વેઠે શિર ઉપર વરસાદ'

## ભાદરવો

ભાદરવા કેરી કહુ પેર, ઘડી એક ના રહેવું ઘેર.
[૯] સાગો, ચણુચી, બંટ જ બહુ, ભાજી પાલા, બાજે[૯] સહુ,
પ્રદક્ષિણા ખેતરની કરે, આઠે પહોર અતીશે ફરે.

## આસો

ગજે અન્ન આવે જેટલે, આસોએ આશા થઇ તેટલે.
[૧૦]સુખે માળા, સાંતીડાં ધરે, ગોફણ ગુંથે ને ગોળા કરે.
[૧૧]'હાં હાં!' હોંકારે 'હોંકાર,' છાનો નહીં રહે લગાર.
[૧૨]ઘરસત્ર સામું નવ જોવાય, સૂવે શિયાળો ખેતરમાંય.
[૧૩]કાચુ કોરું એ શું ખાય? રાંધ્યું અન્ન નારી લઇ જાય.

## કારતક

કારતક જાય એવી પેર, હાકેમ–તેડું આવે ઘેર;
[૧૪]આણુ ફેરવે હાંડી દિશ, થઇ બેસે ખેતરનો ધીશ.
ખાતાં માંડ દેખે જેહને, જઇ હેડે ઘાલે તેહને.
એવે આવે ખાતાદાર, તે હેડે ઘાલે નિરધાર.
[૧૫]જુવો કર્મ, વિધાતા વાંક; થઇ બેઠો કણબી તે રાંક.
એવું દુઃખ બીજા કોને હોય? અરે રામ! તું દષ્ટે જોય.

## માગસર

માગશર માસે જાગે અન્ન, ભાગ્ય સારૂ ઉપાવે અન્ન;
કૂડાં મૂંડાં દુષ્ટ કલનાર, કલે બાવીસ જો હોયે બાર.
સારો હોય તો સાચું કલે, નહીં તો ખળાવાડે ખાય ખલે.

## પોષ

પોષ માસ ઉપર બહુ પ્રીત, કરે મજુરી કુલની રીત;
પોષે પૂર, વિચારે મન, સુભાયગ તો પાકે અન્ન.

---

૯ 'બાળત્ય બહુ.' ૯ અ બજારમાં જગુન્ટેએ છાપેલી 'બત્રીસ પુતળીવાળી' પ્રતમાં ભાદરવાની બે લીટી તથા આસોના પાંચ ચરણ નથી; તે ઓરિયન્ટલ ઇન્સ્ટીટ્યુટની હાયપ્રત ઉપરથી અહીં ઉતાર્યાં છે. ૧૦ 'ગોફણ ગુંથે ગોળા સાર ખેતર માળો કરવો સાર' ૧૧ 'હો હો હો હો હો હુંકાર, દે પંખીને ઝાઝો માર' ૧૨ 'ઘરના સુખ સામું નવ જુવે, શિયાળો વગડામાં સૂવે.' ૧૩ 'કાચું કોરું ખતે ખાય.' ૧૪ 'ફરે આણુ ધાવડશું ધણી, થઇ બેસે ખેતરનો ધણી.' ૧૫ 'ઓ ઓ એહ વિધાતાવાંક, વાવનારો બિચારો રાંક ?'

સૂથાર સઇની થાયે વાત, 'ભલો' કહીને આવે ભાટ.
[17]સૂરથી બ્રાહ્મણ આવે ઘણા, વલવલે ભીખારી ઘણાં.
જેણે સાંચ્યાં બળ ને બીજ, તે પણ આવ્યાં આણી રીઝ.
લુંટાવતાં રહે એણીપેર, તે આવે કણબીને ઘેર
તેની માંય તગાવી સાચ, પહેલ પરંતુ જોઇએ લાંચ.
વળી માગણું વેરો જાય, પેદા કર્યું તે પૂરું થાય.

## ફાગણ.

ફાગણ માસે હોયે વસંત, તે દહાડે પણ દુઃખ અનંત;
કૂવે દાવડે કોસે વરત, કણબી બળદને આવે મરત.
ઝાડ બીડ જાળવવા રહે;

## ચૈતર.

ચૈતર તડકો અંગે સહે.
તડકા સાથે સહુ વહેવાર, પેટ ભરી નવ પામે આર
કોચ્યાં કાચાં પોતે ખાય, પાકાંને પાળો લેઇ જાય.
ખાય છાશ, ને ધાને ગરથ હાકેમ વેરો ભરે સમરથ.
કે કોની અસવારી અડે, (તો) કરી મજુરી મિથ્યા પડે
સુખી થવાને ચઉટે જાય, મારીને વેઠે લઇ જાય.
સામું બોલે મારે માર, અણતોલ્યો ઉપાડે ભાર.
કણબીને નહીં દુઃખનો પાર [18]પણ ધરતીનો એ૫ર ભાર.

( ૨ )

## રૂપાં કણબણના—કણબીના બાર માસ

કારતક માસે કરતરુ રે, શેડે ખેડો લખાય :
પૂંઠળ હાકેમના પાળા ફરે, જોજે કરસણું ખાય!

સાંભળો દીનાનાથ! વિનતિ,
દુઃખ કણબીનાં કહિયે.
બાવઠ બાગે ભૂધરો!
ત્યારે સુખ સોહલાં રહિયે—સાંભળો.

(૧૭) 'બ્રાહ્મણ ગોર ખડજાને કહે, આશાગત્ય ઉભા થઇ રહે.' (૧૮) 'કોઇ તો વેળા ખાવો માર.'

માગશર માસ જયે આવિયો રે, પહેલી તોળી બંધાય;
પટેલ બેઠા ચોરે ચઢી રે, કણબી ઝુડીયો જાય—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

પોષ માસ જયે આવિયો રે, ટાઢ ઘણેરી વાય;
ગોદડી હવાલદાર લઈ ગયો રે, ઊંઆં તરફડિયા ખાય—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

માઘ માસ જયે આવિયો રે, ઘઉંને જવ ઘણાં થાય.
જવ ઘઉં તો ગેરુ ખાઈ ગયો; વેરો શેણે ભરાય ?—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

ફાગણ ફૂલ્યો ફૂલડે રે, આવી હોળી રે આજ
જોડી સરકારમાં દોરી ગયા રે, હવે પર્વ શેણે થાય !—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

ચૈતર ચાર રોગે મળ્યા રે, પહેલો વેરો નખાય.
કાત્યા પીંજ્યા રાડી શકના, મારી ઝુડીને લેવાય !—
સાંભળો દિનાનાથ ! વિનતિ૦

વૈશાખે આવ્યો ગરાશિયો રે, ગોરસ કાઢીને ખાય;
છાશ વિના છૈયાં રડવશે રે, મુઓ મારશો જાય—
સાંભળો ! દિનાનાથ વિનતિ૦

જેઠ માસ જયે આવિયો રે, રડ્યા કણબી મનાય
ફોગટ દીલાસો થઈ રહી, ખાતર પૂજે નંખાય—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

અષાઢ આવી ઉમટ્યો રે, ઝરમર વરસ્યા રે મેહ;
હળ, પંજેટી ને પાવડો, ભીંજાય કણબીની દેહ—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

શ્રાવણ વરસ્યો સરવડે રે, ભીંજાય નર ને નાર;
કેડમાં ભીંજાય કુંવર લાડકો, માથે નીંગળતી ધાર—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

ભાદરવો બેઠો આવિયો રે, ગાજ્યાં ગગન આકાશ
ભીંડી, બાજરા, અડદ મગ, શાળ થઈ છે નકારા—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

આસો માસે દીવાલડી રે, લ્હેણું હોય તેનું લ્યોઃ
વહુ રે ભાભાજીને વારતાં, શાળ થોડે રે લ્યો—
સાંભળો દીનાનાથ ! વિનતિ૦

બાર માસ પૂરા થયા રે, રૂપાં કણબણ ગાય;
ચાર ભાગ દીવાનના, ઉપર ઝોટા વેચાય !—
સાંભળો દિનાનાથ ! વિનતિ૦

૩

## કણબીના મહિના

( ઢાળ : 'આસો માસો શરદપૂનમની રાત જો' )

સાંભળ રે શ્રીકૃષ્ણ ! અમારી વીનતિ :
કણબી કેરાં દુઃખની કહું કથા ય જો :
હે દુઃખ ટાળી અવનીના આધાર તું !
અમથકી રખો તેવું રામ ! રહેવાય જો :—સાંભળ રે૦

### આષાડ

ચઢે વાદળાં માસ અસાઢો આવતાં :
મેઘ તણું તો પડવા માંડે નીર જો :
રાસ પરોણો કણબી કેરા હાથમાં,
ભીંજી જાય છે કણબી કેરું શરીર જો :—સાંભળ રે૦

### શ્રાવણ

શ્રાવણ માસે સેહુલેર વરસે સરવડે,
લદબદ પલળી જાયે નર ને નાર જો
દીકરાની વહુ સસરા પાસે જઇ કહે :
"સસરાજી ! કંઇ વાવો ડાંગર જાર જો—સાંભળ રે૦

### ભાદરવો

ભલે આવિયો ભાદરવો મહિનો હવે,
કણબી કેરી નારી લદબદ થાય જો :
ચાર તણો ભારો માથે જે નીગલે,
છૈયાં કેડે રડતાં પલળી જાય જો—સાંભળ રે૦

### આસો

આસોમાં આશા તો રાખી અતિઘણી,
        વાટ જુવે સૌ મેઘ વરસવા કાજ જો :
જાર, બાજરી ડૂંડે આવી બેસવા,
        ડાંગર પાણી વિણ સૂકાયે આજ જો—સાંભળ રે૦

### કારતક

કારતકમાં ઊઘરાતદાર તો આવિયો,
        કરે આંકડો સીમ મહીં તૈયાર જો :
"એક શીંગ કે કણ નવ કોઈ ઉપાડશો—"
        એવી રાય તણી આજ્ઞાનો સાર જો—સાંભળ રે૦

### માગશર

માગશર મહીનો આવ્યો રૂડી રીતથી,
        પહેલો હપ્તો ઉઘરાવા મહાલ જો :
મુખી, તલાટી ચોરે બેસે જઈ ચડી,
        કણબી બીચારો બહુ રીતે કૂટાય જો—સાંભળ રે૦

### પોષ

પોષે બીજો પાક ઘઉંનો થાય કે,
        રૂના કાલા ફાટી થાય સમા જ જો :
જૂની બંધી દૂર કરી છે આ સમે,
        પણ તે માત્ર જ નહીં ચલાવા કાજ જો—સાંભળ રે૦

### મહા

આવ્યો મહા મહિનો પે રૂડી રીતથી,
        લીલાં કણ સૌ ખેતર તો દેખાય જો :
રાજાનો જે કર તે સઘળો આપિયો,
        પણ, માથા પર હીમ તણું ભય થાય જો—સાંભળ રે૦

### ફાગણ

ફાગણ મહિને ફાલ્યા ફૂલ્યા કેસુડાં,
        હીમે ઘઉંનો કીધો પૂરો નાશ જો :
"ચાલો આપણ રમિયે" પણ શા કામનું !
        મુખીએ મૂકી ચોકી ચારે પાસ જો—સાંભળ રે૦

### ચૈત્ર

ચોરે તો સૌ થાયે એકઠા ચૈત્રમાં,
 માગેઃ "લાવો, કર જે તમ પર થાય જો :"
કાંતનારી વિધવાની મજૂરી લે લૂંટી,
 સઘળું જોરજુલમથી ઝૂંટી જાય જો—સાંભળ રે૦

### વૈશાખ

જમીનદાર વૈશાખે આવીને લૂટે,
 ગાય ભેંસનાં દૂધ દહીંતું જે કાંઇ જો :
છાશ વિના રે છૈયાં ટળવળ બહુ કરે ।
 પણ પાપીઓ ચાલુ રહે લૂંટ માંહ્ય જો—સાંભળ રે૦

### જેઠ

જેઠ મહિનો એમ કરતાં જ્યારે આવિયો,
 ચીડાયેલો કણબી ટાઢો થાય જો :
સમ ખાતાં, ને આશા તેને આપતાં
 ખેતરમાં તે ખાતર પૂરવા જાય જો—સાંભળ રે૦

બારે મહિના રૂપાંમા પૂરા થયા,
 તેમાં કણબી કેરી કરમ કથા ય જો :
જે કોઇ ગાય શીખે ને એને સાંભળે,
 તેના મનમાં વાસ દયાનો થાય જો—સાંભળ રે૦*

---

* આ કણબીની ત્રીજી બારમાસી, શ્રીયુત કલ્યાણજીભાઇ તથા ચુનીલાલ શેલતે સને ૧૯૧૪માં પ્રકટ કરેલા "ગોપકાવ્યો"ના સંગ્રહમાં પૃષ્ઠ ૬૧ થી ૬૪ ઉપર છાપેલી છે. તે તુલના માટે અહીં સાથે આપી છે. એની રચના તથા એકંદર શબ્દયોજના બહુ પ્રાચીન જણાતાં નથી. 'રૂપાંમા' તે કોણ ? અને ઉલટી કડીમાં તે નામ આપનાર કોણ હશે ? તે જાણવા સાધન નથી.

છતાં એમાં શામળભટની "બાપારામની બારમાસી" સાથે કેટલુંક સામ્ય જણાય છે; અને એમાં વિષય પણ સરખો છે તેથી તેવી સામાજિક બારમાસી અહીં ફરીથી સંઘરવી યોગ્ય ગણી છે.

# સ્વપ્નસિદ્ધિની શોધમાં

( પૃષ્ઠ ૯૮ થી ચાલુ )

આ દૃતાત્માઓનો બનેલો વિરાટ નર-પુરુષ એ જ આર્યાવર્તનો આત્મા.

આ આત્માનાં દર્શન જ્યાં સુધી મહાત્મા ગાંધીમાં થાય છે ત્યાં સુધી હિંદવાસીઓના હૃદયોમાં તે એક ચક્રે રાજ્ય કરશે.

૫

ગાંધીજી આપણા હૃદય પર સામ્રાજ્ય ભોગવે એમાં જેટલી વિશિષ્ટતા એમની છે, તેટલી જ વિશિષ્ટતા આપણી છે. પરદેશીઓને તો એ સહેલાઈથી સમજાતા નથી. આપણને શા સારુ સમજાય છે? એમને જોઈ આર્યાવર્તના આત્માનું દર્શન આપણને જ કેમ ઝટ દઈને થાય છે? એમના શબ્દનો પડઘો આપણા હૃદયમાં કેમ તરત પડે છે? કારણ તો એક જ છે: એમને જોઈને હિંદીવાનોની 'ભિન્ન સંસારની ભ્રાંતિ' ભાગે છે અને હરેક હૃદયમાં એક જ મૌલિક આદર્શ દેખાય છે.

નરસિંહ મહેતાને જ્ઞાન વડે અખિલ બ્રહ્માંડમાં એક જ શ્રી હરી જુજવે રૂપે અનંત ભાસ્યો હતો. આજના વૈજ્ઞાનિકોને જુદી જુદી વસ્તુઓનું સંશોધન કરતાં એક જ મૂળભૂત તત્ત્વ જડે છે. ગાંધીજીનાં વ્યક્તિત્વને બળે—એ Solventથી—ટૈકાઓના છિન્નભિન્ન ને દલિત આર્યાવર્તની એકતા અને મહત્તાનો અનુભવ દરેક હિંદીવાનને થાય છે. તો હિંદીવાનોમાં એક એવી વિશિષ્ટતા શી છે કે જેથી આ અનુભવ એમને એક સાથે અને સરલતાથી થાય છે?

આ વિશિષ્ટતાને લીધે આપણને ગાંધીજી પ્રેરે છે. "If Napoleon is France, if Napoleon is Europe, it is because the people whom he sways are little Napoleons." એમ ઇમર્સને સત્ય ઉચ્ચાર્યું. "નેપોલીઅન જો ફ્રાંસ હોય, નેપોલીઅન જો યુરોપ હોય તો તેનું કારણ એ જ કે જે લોકો પર તે શાસતો હતો તે બધા નાનકડા નેપોલીઅનો હતા." ગાંધીજી શાસન કરે છે કારણ કે આ દેશમાં કરોડો નાનકડા ગાંધીજી વસે છે. એ આપણા હૃદયમાં રહેલું રહસ્ય છતું કરે છે, જે થવાને આપણે અણજાણ્યે ઝંખીએ છીએ તે એ બની રહ્યા છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે આપણામાં અને ગાંધીજીમાં એક સામાન્ય મૌલિક તત્ત્વ રહેલું છે. એમનામાં એ તત્ત્વ વિકસિત દશામાં છે, પ્રેરક સ્વરૂપે છે; આપણામાં છુપાએલ પ્રેરણાના ક્ષેત્રરૂપે છે. એ તત્ત્વને લીધે ગાંધીજી લાખો લોકોના સમૂહને એક વ્યક્તિ કરી મૂકે છે.

ગયા વર્ષની કથા જુઓ. જોતજોતામાં ગામેગામ મીઠાના કાયદાનો ભંગ, સ્વદેશી, બોયકોટ, નાકાબંધી, દેશસેવિકાદળ, વાનરસેના પ્રસરી ગયાં; ભાદક વસ્તુ માણસનાં અંગેઅંગમાં પ્રસરે તેમ. જનસમૂહ આખો સુદૃઢ ને સજીવ વિરાટ શરીર બની રહ્યો, જન એ તો માત્ર એ શરીરનું એક જીવનું Cell થઇ રહ્યો. આ બધું થયું કારણ કે આખાં શરીરમાં એક તત્ત્વ ચેતન પ્રેર્યું હતું.

આ ચેતનને આપણે રાષ્ટ્રીયતા—Nationalism કહીએ છીએ.

એક પ્રદેશમાં વસતો જનસમૂહ તે પ્રદેશને અવલંબેલા કોઇ અર્થ માટે સામુદાયિક

ને એકાગ્ર ચેતન દાખવે ત્યારે રાષ્ટ્રીયતા પ્રગટી એમ આપણે કહીએ છીએ. પણ રાષ્ટ્રીયતા તત્ત્વ નથી, માત્ર તેનો આવિર્ભાવ છે. દરેક દેશની રાષ્ટ્રીયતાનાં સ્વરૂપ જુદાં હોય છે, કારણ કે તેનું તત્ત્વ બીજા દેશની રાષ્ટ્રીયતાનાં તત્ત્વથી નીરાળું હોય છે. અંગ્રેજી રાષ્ટ્રીયતા, ફ્રેંચથી જુદી છે; જર્મનીની વળી જુદી છે: હિંદની પણ બધાથી જુદી ને લાક્ષણિક છે. દરેકનો પ્રકાર એક લાગે છે, પણ તેનું મૌલિક તત્ત્વ જુદું છે. જો હીંદમાં પ્રવર્તતું ચેતન આપણે સમજવું હોય તો આ તત્ત્વની શોધ કરવી જોઇએ. આ મૌલિક તત્ત્વ પારખવા માટે આ ચેતનનું મુખ્ય અંગ જોઇએ.

પહેલું અગ સત્યાગ્રહ છે એમ મનાય છે; અહિંસા છે એમ પણ ઘણા કહેશે.

ગાંધીજી જેને સત્યાગ્રહ કહે છે તે કેટલા સ્ત્રીપુરુષોમાં હતો? કાયદો અસત્ય છે માટે તોડવો છે એમ લોકો માનતા હતા એ કહેવું વાસ્તવિક નથી; ખરું જોતાં લોકોને જેલમાં જવું હતું, માટે કાયદો તોડતા હતા. આઝાદ મેદાનમાં ઝંડાનું વંદન કરવું એ સત્ય છે માટે લોકો માથાં નહોતા ફોડાવતા; તેમને માથાં ફોડાવવાં હતાં માટે આઝાદ મેદાનમાં જતા હતા. પરદેશી કાપડની લારી જવા દેવી અસત્ય છે માટે સ્વયંસેવકો તેની આગળ સુતા નહોતા; પણ તેમ કરતાં પકડાઇ જઇએ, ઘાયલ થઇએ, પ્રાણ ઓવારીએ એવા હેતુથી બાણુ ગણુએ લોરી નીચે પ્રાણની આહૂતિ આપી હતી. હું તો આ સમયે દિવસ ને અડધી રાત લોકો વચ્ચે ફરતો હતો એટલે જાણું છું કે લોકોમાં પ્રસરેલા ચેતનનું મુખ્ય અંગ પોતાના સંકલ્પ માટે દુઃખ નિમંત્રવાની ઉત્સુકતા હતું. સર્વસ્વની આહૂતિ આપવાના નિઃસીમ ઉત્સાહે ગામે ગામને ગાંડું કરી મુકયું હતું. જેલ, માર ને મૃત્યુ એ ઉત્સાહની સફલતાનાં માત્ર ચિહ્ન હતાં.

અહિંસા એ ચેતનનું અંગ હતું ખરું પણ સિદ્ધાંત રૂપે તે લોકોના હૃદયમાં વસ્યું ન હોતું. ઘણા માણસો તેનાથી કંટાળતા; ઘણા તેને એક ઉપયોગી શસ્ત્ર માનતા; કેટલાક હિંસાનો ઉપયોગ કરવા તત્પર હતા; કેટલાક રખેને ગાંધીજી ચળવળ બંધ કરે એ ધાકે તેને સ્વીકારતા. છતાં ચળવળનો વિસ્તાર અને તરવરાટ જોતાં ઘણે અંશે અહિંસા જળવાઇ હતી. તેનું કારણ મને એક જ લાગે છે. ઘણે ભાગે લોકોને લાગતું હતું કે જરા પણ હિંસા થશે તો દુઃખ નિમંત્રવાની તેમની ઇચ્છા કલંકિત થશે. મરવા જ બેઠા પછી કોઇને મારવું શા માટે? દુઃખી થવા જ બેઠા તો પછી જેમ સામા પક્ષને ઓછું દુઃખ પડે તેમાં જ આપણું દુઃખ વધારે ગણાય. આહૂતિ આપવી તો પોતાની મેળે જ. સામાને તસ્દી આપવાથી તો તેનું પુણ્ય ઓછું થાય કે તેની શોભા ઝાંખી ને યશ જતો રહે.

સમુદાયમાં આ પ્રકારની મનોદશા ઘણી થોડી જોવામાં દુશ્મનો જરુર છૂટી જશે એવી ખાત્રી થયા પછી પોતાની ટેક સાચવવા વીરના સમૂહો મૃત્યુને જઇ ભેટયા છે એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. વિનાશકાલે કાર્થેજે, મુસલમાન ઘેરા વખતે ઝાલોરે આવાં દષ્ટાંત પૂરાં પાડયાં છે. નેપોલીઅનના આક્રમણ વખતે તેને મહાત કરવા મોસ્કોના લોકોએ પોતાનું નગર બાળીને ભસ્મ કર્યું હતું. પણ આ દરેક પ્રસંગે આહૂતિ આપનાર વિનાશથી ઘેરાઇ ગયો હતો, મરણ અથવા મરણથી અધમ દશા તેની સામી ખડી

હતી. ગયાં વર્ષોની હિન્દી ચળવળમાં એવો નિરાધારીનો અંશ નહોતો. સત્યાગ્રહે ફરજીઆત સ્વીકારેલો રસ્તો નહોતો. સ્વેચ્છાએ વહોરેલો લ્હાવો હતો. જે સત્યાગ્રહમાં ન જોડાય તેને નિરાંતે બેસી સુખનો રોટલો ખાવાની છૂટ હતી.

સત્યાગ્રહની ચળવળ આમ અસાધારણ હતી. એમાં જોડાએલાં સ્ત્રીપુરુષો દુઃખને સત્કારથી ભેટતાં હતાં. જેમ એક મહાપુરુષ દુઃખ, સુખ, અને મોજની આહુતિ પોતાની મરજીથી આપે છે, તેમ જ આખો જનસમૂહ પોતાની જાન, સુખ અને સ્વસ્થતાની આહુતિ આપી રહ્યો હતો.

મહાપુરુષનું આ લક્ષણ જેમ ગાંધીજીમાં છે તેમજ હિંદીવાનોમાં છે, અને તેથી સત્યાગ્રહની ચળવળ સફલ થઇ. તેનું મુખ્ય અંગ પોતાની સંકલ્પસિદ્ધિ માટે સત્કારથી ભેટાયેલું દુઃખ; તપ સ્વેચ્છાએ આદરેલું, પરિસ્થિતિએ ન છૂટકે તપાવેલું નહીં, સંયમ, જે શક્તિની શોધ માટે સ્વીકારેલો તે, પોતાને હાથે કેળવેલો તે.

સત્યાગ્રહની આખી ચળવળ સામુદાયિક તપ પર રચાઇ દેખાય છે. યોગશાસ્ત્રે નિર્દેશેલા સિદ્ધિના માર્ગે જનસમૂહને ચઢાવવાનો આ પહેલો પ્રયત્ન છે.

એક આખા દેશને મહાપુરુષની દિક્ષા આપવાનો આ પહેલો પ્રયોગ છે. એથી કરોડો માણસે આક્રમણ નહિ કર્યું, બળવો નહિ કર્યો, પણ પૂરેપૂરો સંયમ જાળવીને, દુઃખ વેઠવાનો અભ્યાસ કર્યો કે જેથી સિદ્ધિ સહેજી થઇ પડી. ગાંધીજીએ કહ્યું હતું: I am generating force 'હું બળ પેદા કરું છું.' જેનું બળ પ્રગટે છે તે વૃત્તિ રોકવાથી અને સહેવાઇથી બળની નીરાંત ત્યાગવાથી. આખા દેશમાં બળ પ્રગટ્યું છે કારણ કે જનસમૂહે હિંસા કરવાની વૃત્તિ રોધી આક્રમણ કરવાની ઇચ્છા ત્યાગી અને માત્ર સર્વસ્વ હોમવાની આદત પાડી.

જે સ્થિતિમાં ને જે ઉત્સાહે બીજા જનસમૂહો અનિયંત્રિત સ્વચ્છંદી તોફાન કરે છે, તે સ્થિતિમાં, તેથી પણ મોટા ઉત્સાહ છતાં હિંદીવાનોએ બતાવી આપ્યું કે એમનો રાષ્ટ્રધર્મ જુદો છે હમને મોટે દુઃખ સહી તપશ્ચર્યા કરવામાં, ને આત્મસમર્પણ ને લ્હાવો માણી મલકાવામાં. બીજી વીરપ્રજાઓને ન છૂટકે લક્ષણ દાખવવું પડ્યું ને આપણે ઉત્સાહના પુરમાં આદર્યું.

૬

અત્યાર સુધી યોગનો આદર્શ એક વ્યક્તિ માટે હતો. હવે જનસમૂહ તેને નજર આગળ રાખતા થાય્યો છે.

સમાજશાસ્ત્રીઓએ સ્વીકાર્યું છે કે જનસમૂહ પણ જીવંત વ્યક્તિ–living organism થઇ શકે છે, અને તેને વ્યક્તિના બધા નિયમો લાગુ પડે છે. જો આ સિદ્ધાંતમાં સત્ય હોય તો પછી યોગના આદર્શની સિદ્ધિ વ્યક્તિને શક્ય હોય તો જનસમૂહને પણ શક્ય હોવી જ જોઇએ.

રાષ્ટ્રે પોતાની પ્રવૃત્તિઓમાં અહિંસા સાધવી જોઇએ, સત્યનું પાલન કરવું જોઇએ. આક્રમણની ઇચ્છા વીસરવી જોઇએ; દ્વેષને દૂર કરવો જોઇએ; એણે 'સ્વદેશી' થવું જોઇએ. પારકી વસ્તુઓનો બહિષ્કાર કરવો જોઇએ. અર્થાત્ 'આત્મન્યેવ આત્મના તુષ્ટ' થવું જોઇએ; એણે દુઃખમાં ઉદ્વિગ્ન મન ન રાખવું પણ આનંદ કેળવવો: જોખમાં જતાં હસવું. માથું કેડાવતાં વિજયઘોષણા કરવી, મરતાં ઉલ્લાસવું; એણે સુખમાં અવર ન આવવા દેવો, માંડ્યાથી

અડધું લેવું અને દુશ્મનની મુશ્કેલીઓ જોવી; એણે કેં પણ ભાવનાસિદ્ધ કરવા માટે ખુશીથી આત્મસમર્પણ કરવું : આટલી વસ્તુઓ તો ગાંધીજીને કહે હિંદી જનસમૂહે સ્વીકારી છે. મોક્ષ માટે સ્થાપેલો આદર્શ વ્યક્તિને તારે તો રાષ્ટ્રને શા માટે નહીં ?

પહેલી વાર પ્રેમને આદર્શે જનસમૂહ ચાલ્યો છે. કેટલે ને ક્યાં સુધી ચાલશે એ પ્રશ્નનો અત્યારે કોણ જવાબ આપી શકે? હિંદ ફરી નિરાશ થાય તો અહિંસાનો આદર્શ રાખશે ? ગાંધીજી સર્વસત્તાધિકારી ન હોય તો સત્યનો આદર્શ હિંદી રાજપુરુષો સાચવશે ? સત્તા મળે તો હિંદ આત્મસંતુષ્ટ રહેશે ? અધિકાર આવશે ત્યારે પણ હસતે મોઢે આત્મસમર્પણ કરવા હિંદીઓ તૈયાર રહેશે ?

આ પ્રશ્નોની પરંપરા આટલેથી નથી અટકતી.

મનુષ્યની માફક જનસમૂહ તપ કરી શકે? અને કરી શકે તો ક્યાં સુધી ? ક્યા ક્ષેત્રોમાં ? જનસમૂહ જો અહિંસા અને સત્ય સાધે, તો અસ્તેય અને અપરિગ્રહ સાધી શકે ? તો માલીકીનું ને મીલકતનું શું ?...

કોઇ પણ જનસમૂહ રાષ્ટ્રયોગી થઇ શકે?... હિંદ રાષ્ટ્રયોગી થઇ શકશે ?...કલ્પના થંભે છે.... અહિંસા અને સત્ય હિંદ સાધશે એ વિશ વર્ષ પર કોણ કહી શક્ત ! વિશ વર્ષ પછી હિંદ અપરિગ્રહનું વ્રત ન લે એ કેમ કહેવાય? સામ્યવાદ ને. અપરિગ્રહ વચ્ચે અંતર ઘણુ થોડું છે.

પણ ગાંધીજી દીર્ઘજીવી રહ્ય; આપણા સ્વભાવમાંથી આપણા રાષ્ટ્રધર્મનાં મૂળ ઉગતાં રહે; ગયા વર્ષના વિપ્લવપ્રયોગનાં મુખ્ય અંગો અકસ્માતથી નહીં, પણ આપણા લાક્ષણિક સંસ્કારથી જ ઘડાયા હોય તો—જેમ આ ભૂમિમાં મનુષ્યને વૈરાગ્ય સરલ થઇ પડે છે, ને અહિંસાદિ મહાવ્રતોની મોહિની દુર્જય બને છે તેમ એમાં વસતા જનસમૂહને થાય. હિંદી રાષ્ટ્રે એક વર્ષમાં જે આદર્શ સ્વીકાર્યો તેની ધીમે ધીમે સિદ્ધિ પણ થાય. એક એવો પણ સ્થિતપ્રજ્ઞ રાષ્ટ્ર પ્રગટે કે જે જગતનો વ્યવહાર નવે ધોરણે ઘડે, અને સમસ્ત જનતાની હિંસાત્મક વૃત્તિઓ, દુઃખો ને દ્વેષોને શમાવે.

તત્ત્વજ્ઞાનીઓએ હજારો વર્ષ થયાં સ્થિતપ્રજ્ઞ રાષ્ટ્રનાં સ્વપ્ન સેવ્યાં છે, આર્ય ઋષિઓએ પણ એવું એક 'આર્યાવર્ત' કલ્પ્યું છે, કંઇક અંશે તેનો પાયો નાંખ્યો છે; અત્યારે એ સ્વપ્નું સિદ્ધ કરવા હિંદ બેઠું છે; પુરાણા મંત્રનો નવો પ્રયોગ આરંભી 'આર્યાવર્ત' સ્થપવા બેઠું છે—'આર્યાવર્ત' અહિંસા ને સત્યથી પ્રવૃત્તિઓનો સંયમ કરી, આંતરરાષ્ટ્રીય જીવનમાં અસ્તેય અને અપરિગ્રહ પ્રસારતું; વિશુદ્ધ, સ્વસ્થ ને સંતુષ્ટ; આત્મસમર્પણથી જ રાષ્ટ્રો વચ્ચેનો રાગદ્વેષ શમાવતું;—બ્રાહ્મી સ્થિતિમાં અપૂર્વ જગતની આત્મસિદ્ધિ શોધતું......

આપણા સંસ્કારનું મૂળ આમ જ બનશે જગદ્વિમોચનનું મહાશસ્ત્ર......

—અને હું પણ સ્વપ્નસિદ્ધિની શોધમાં વિહ્વલ આ પ્રયોગોને જોઇ રહું છું, ને મારું હૈયું ઉલ્લાસથી થનગને છે...અને મારા કાનમાં યુગોના તરંગો પરથી થઇને અવાજ આવે છે—

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥

## સ્નેહ-સંભ્રમ

(પૃષ્ટ ૮૪ થી ચાલુ)

સુમન આગળ આવ્યો. તે ચશ્મો એક આંખે ચઢાવી હાથ કમરે મુકીને બોલવાની હીંમત ભેગી કરતો હતો એમ સ્પષ્ટ લાગ્યુ. "ધનકોર બહેન, તમારો વાંક છે. તમે સારાં થઈ જાઓની."

મોહિની તેના તરફ રોફથી ફરી. સુમન તેનું એક પુછડું હતો. તેને સ્વતંત્ર રીતે બોલવાનો અધિકાર તે કદિ સ્વીકારતી નહીં. "પાછો સુમન બોલ્યો ! મને વાત કરવા દેની."

સુમનને આ ધમ્મર આવવાની ટેવ હતી. તેણે ચશ્મો ઉતારી કહ્યુ : "લે ત્યારે, તું વાત કર." ધનકોર બહેનને તક મળી. જરાક ક્રૂરતાથી હસીને તેમણે કહ્યુ. "અલી મોહિની, તું તો કોઈને બોલવા દેતી નથી."

મોહિની ગાંઠી જાય એવી ન હતી. "મોઢું બંધ હોય તે સ્ત્રી નહીં, સમજ્યા." અને ધનકોર બહેનનું કાળજુ ચીરાય એવુ સ્મિત વેર્યુ. "સુમન, મને લાગે છે કે પ્રોફેસર સાહેબ સમશેર બહાદુરને ત્યાં ગયા હશે."

ધનકોર બહેનનો ભાવ એકદમ બદલાઈ ગયો, ને માયાળુ બની મીઠું હસવા લાગ્યા. "મોહિની ! તું પણ એમને ઓળખે છે કે ? અલી ! તારા પ્રોફેસર વસુમતી જોડે બહુ ફરે છે નહીં ?"

મોહિની કટાક્ષમાં બોલી "એ બીબીનું નામ મને ગમતુ નથી, એ બીચારા પ્રોફેસર સાહેબને બનાવે છે."

સુમન વારે ધાયો. તેણે ચશ્મો ચઢાવી પાસે આવી કહ્યું, "મોહીની, ભાંગરો નહી વાટ."

મોહિની કૈં પણ કરવા માગે તો તેને કોઈ રોકી શકે એમ નહોતુ. "પાછો સુમન બોલ્યો ! મને વાત કરવા દેની." અને તરત ટેવાએલો સુમન પુંઠ ફેરવી, ચોપડીઓનાં કબાટો તપાસવા બેઠો.

ધનકોર બહેને ધીમેથી મોહિનીને કહ્યુ "અલી કોઈને કહેતી નહીં, એક વાત છે."

"શી ?"

"કાલે ગતે વસુમતીને ત્યાં જઈ ને એની ધુળ કાઢી નાખી."

"હેં, તમે ? ક્યાં ?" મોહિનીના અચ-રજનો પાર રહ્યો નહીં,

ધનકોર બહેન વિજયથી હસ્યાં. "તારા પ્રોફેસરને નાચ નચાવીને માકડા બનાવી મુક્યા છે. કેટલા દહાડાનો મારો ખાર કાઢવો હતો. એટલે કાલે હું ગાડી બોલાવી એને ત્યાં ગઈ ને મોઢાની સાત પેઢી ખખેરી નાંખી." આ ખખેરી નાખવાનો થાક ઉતારવા તેમણે ઉઠીને દવાની બે ગોળી ગળી.

સુમન તો આ સાંભળી અકળાયો અને તેનાથી 'અરે પ્રભુ' બોલાઈ ગયું.

"સુમન ! don't interrupt" મોહિનીએ કહ્યું "મને વાત કરવા દે. પણ શું, ધનકોર બહેને આ શું કર્યું. આખા ગામમાં ફજેતો થશે."

ધનકોર બહેન બંને એક વસ્તુથી બેફીકર હોય તો તે ફજેતાથી. "હું કૈં એના બાપથી ડરું એવી છું કે !" તેમણે દુઃખતાં માથાં પર દબાવીને કકડો બાંધ્યો. "હું એના

બાપની ઓશીઆળી છું કે? પ્રોફેસર આજે આમ આવજો, ને આમ જજો ને આમ બેસો ને આમ ચાલો. એ તે મારો ધણી છે કે એનો ઢીંગલો!"

મોહિની અક્કલવાળી હતી. ધનકોર બહેને કરેલા કાર્યના ભયંકર પરિણામ એ સમજી શકી. "આ સ્ત્રી ખરાબ છે તે હું કબુલ કરું છું. પણ તમે તો હદ કરો છો, ધનકોર બહેન, તમારું ચાલે તો પ્રોફેસરને તમે કંકુની દાબડીમાં જ પુરી રાખો."

ધનકોર બહેન પાછાં ઉગ્ર થયાં: "એમને હું પરણી, તે તમે બધા એની સાથે મજા કરો તેટલા માટે, એમ કે? એ મારી આગળ નહીં ચાલે."

મોહિનીએ તેમની ઉગ્રતા શાંત કરવાનો પ્રયત્ન કર્યો. "તમે માંદા થયાં એટલે પ્રોફેસર સાહેબ પણ માંદા થઈને તમારી સાથે પડે?"

"તે શું બૈરાંઓની હમાલી સીવાય બીજો એમને દુનીઆમાં ધંધો જ નથી?"

ધનકોર બહેનની નજર સુમન ઉપર પડી એટલે એ ખીચારાથી કહેવાઈ જવાયું: "આ જમાનો સ્વાતંત્ર્યનો છે—"

મોહિની તરત ફરી. "સુમન મને વાત કરવા દે. આ જમાનામાં તમારી વાત કોઈ માનવાનું નથી, ધનકોર બહેન."

ધનકોર બહેન ન્યાયાધીશની માફક બોલવા માંડયાં: "તમારે બધાને જે કરવું હોય તે કરો, સમજ્યાં બાઈ સાહેબ, પણ તમારા પ્રોફેસરને હું નહીં કરવા દેવાની. આજે પેલી વસુડીનો ધુમાડો કાઢી નાંખ્યો, ને બોરબોર જેવડાં આંસુ પડાવ્યા."

એટલામાં એમને સહજ ખાંસી આવી. એ ખાંસો ખાઈ રહ્યાં, ત્યાં સુધી બધાં સુગાં ઉભાં. પછી ધનકોર બહેને મોહિની સામે ડોળા કાઢયા ને ઉમેર્યું, "ને ઘણી ગરબડ કરશે તો તારા પણ એ જ હાલ કરીશ." પોતાના દૃઢ નિશ્ચયના પુરાવા તરીકે તેમણે માથા પર બાંધેલા રૂમાલની ગાંઠ છોડી ખેંચી તાણી તેને ફરીથી બાંધ્યો.

મોહિનીએ સુમન તરફ જોયું "સુમન! હુ ધારું છું કે આપણે અહીંઆંથી ચાલવાજ માંડીએ."

"હું તો ક્યારનોય તૈયારજ છું. આજે વાદળમાં ગાજવીજ ક્યારનાં શરૂ થઈ ગયાં છે."

"અહં–બોલ બોલ શું કરે છે" મોહિનીએ કહ્યું "ચાલ. આપણી ચોપડીઓ લઈ લે. ને મારી છત્રી ભુલતો નહીં. ચાલો ધનકોર બહેન, સાહેબજી."

ધનકોરબહેને કટાણું મોઢું કરી રજા આપી અને મોહિની અને સુમન બહાર જવા નિકળ્યાં.

બારણામાં પ્રોફેસર પ્રીતમલાલ આડા હાથ રાખીને ઉભા હતા.

પ્રોફેસર પાંત્રીસેક વર્ષના હતા ને પચીશેક ના લાગતા. એમનો ઘઉંવર્ણો ને ગૌર ચહેરો હંમેશાં હસ્યા કરતો તે જ અત્યારે પણ હસતો હતો. એની આંખ હંમેશાં નાચ્યા કરતી તેમ અત્યારે પણ નાચતી.

એમણે ડકનાં હાફકોટ ને પાટલુન પહેર્યાં હતાં, અને હેટ હાથમાં રાખી હતી. એમની હસવાની રીત આકર્ષક હતી, અને અત્યારે મમતાભરી રીતે મોહિની તરફ જોઈ રહ્યા. જે મમતાથી એ મોહિની તરફ જોતા

તે જોતાં સામાન્ય જોનાર તો ધનકોર બહેનના મીજાજનું મુખ તરત શોધી કાઢે.

મોહિની કુદીને તેની પાસે ગઈ, ને બેઠી દેતાં જરાક અટકી પડી. એ જો પરણેલી હોત અને એનો પતિ જો પાસે ઉભો હોત તો આ ઉમળકો જોઈ રાતના બારા બારી કરત.

"હે—લો—મારા પ્રોફેસર સાહેબ!"

સુમને આ ઉમળકો જોયો અને દેવાઈ ગયો હોવાથી તેણે ચોપડીઓ પાછી ટેબલ પર નાંખી.

પ્રીતમલાલે હસીને બે હાથે શેક હેંડ કરી "My dear મોહિની" બોલવામાં કયાં જાય છે! હું જરા મોડો પડી ગયો. કેમ છે સુમન How do you do?" તેણે ડાબે હાથે સુમન સાથે હાથ મેળવ્યો.

'ઓ–વન' કહી સુમન પોતાના મોઢા પરનો પાકાર સાચવવા બેઠો.

ધનકોર બહેને અકળાઈને કહ્યું, "અરે ઓ 'માઈ ડીયર' મોહિનીના પ્રોફેસર સાહેબ! બીજા કોઈને જોવાની આંખો છે કે નહીં? હજુ ડાક્ટર તો આવ્યા નથી ને મારી તો કમ્મર ફાટે છે."

પ્રીતમલાલ પોતાના હાથ છૂટા કરી ધનકોર બહેન પાસે દોડીને બેઠો ને મમતાથી તેના વાંસા પર હાથ મુકયો. "અરે ગભરાય છે શું? હમણાં માલીશ કરી દઈશ. કેમ છે? અત્યારે મીજાજ ઠીક તો છે ને?" કહી ભાવથી ને હસવા લાગ્યો.

મોહિનીથી ન રહેવાયું. તેણે સુમનના કાનમાં કહ્યું—"કે અદેખી બિલાડી છે."

સુમને ધીમેથી જવાબ વાળ્યો That's right" ધનકોર બહેને મીજાજમાં બાજુએ જોયું "અમારો મીજાજ સાજ હોય કે પરચાપ તેમાં તમારે શું? કહાનને ચોપીઓ ભણ્ય એટલે થયું. લો આ જસકોર કાકીની ચીઠી. ભત્રીજા વિના કાકી ઝુરી ચાલ્યા."

પ્રીતમલાલે હસીને ચીઠી લીધી. વાંચીને પાછી આપી. હેતથી ધનકોર બહેનને નીહાળી તેણે કહ્યું, 'તું વેદવ્યાસ હોત તો મારું ભાગવત ક્યારનું એ રચાઈ જાત. પણ શું કરીએ? મોહીની, ધનકોર બહેન ભાગવત રચત તો તું પણ અમર થઈ જાત. ચાલ ડાક્ટરને લઈ આવું."

ધનકોર બહેન ગુસ્સાથી બોલ્યાં "કોઈ મળવાનો રહી હશે. ઘરમાં ટકવું જ નથી. જાઓ, ફરી આવો" રીસ કરીને તે પથારીમાં સુઈ ગયા ને ગોદડું ટીલ પર ખેંચવા લાગ્યા.

પ્રીતમલાલ ખડખડાટ હસી પડ્યાં "ના રે, હું આ બેઠો. સુમન! જતો હોય તો ડાક્ટર વામનને મોકલજે." સુમને ચશ્મો ચઢાવ્યો ને લળીને કહ્યું "Certainly. મોહિની ચાલ, કાકાજી વાટ જોતા હશે."

મોહિનીને પણ લાગ્યું કે અત્યારે વધારે વાર ટકવામાં મજાદ નહોતી, "ચાલ. પ્રોફેસર સાહેબ! આજે અમે કાકાજી જોડે બોરડી જવાના છીએ. તમારે રવિવાર ત્યાં ગાળવો પડશે—"

ધનકોર બહેન વચ્ચે બોલ્યા: "હાસ્તો, કેમ નહીં, બોરડી જાઓ, કે અપીકા બહાર જાઓ. પણ જાઓ નહીં તો "માઈ ડીયર" મોહિનીનો રવિવાર બગડે."

પ્રીતમલાલે હસતાં હસતાં જવાબ આપ્યો, " હું જોઇશ. બનશે તો આવીશ. પણ હાલ હવા પાણી બગડેલાં છે. નહીં અવાય તો કાકાજીને સલામ. " તેણે ઉઠીને એક ચીઠી લખી ને મોહિનીને આપી. " જરકોર કાકીને આટલી ચીઠી આપતી જશે ! "

" જરુર. સાહેબજી. " મોહિની ને સુમને રજા લીધી.



## પ્રકરણ ત્રીજું

### પ્રોફેસર પ્રીતમલાલ

પ્રોફેસર પ્રીતમલાલ જન્મ્યા ત્યારથી જગન્મોહન હતા. એમ કહેવાતું કે એ જન્મ્યા કે તરત એમને જન્માવવા આવેલી દાયણ મુગ્ધ બની નાચવા બેઠી. એ બાળક હતા ત્યારે શેરીઓની સ્ત્રીઓ પોતાનાં છોકરાં છોડી એમની પાછળ ભમ્યા કરતી. એમનું હાસ્ય જોઇ સાત પેઢીનાં વેર વીસરાઇ ગયાં. એ નિશાળે ગયા ત્યારે એમને ભણાવવાના અધિકાર માટે માસ્તરો વચ્ચે માંહોમાંહ જીંદગીભરનાં વેર થયાં. ન્યાતની સ્ત્રીઓ ને પુરુષો ઝોળામાંથી એમને ઝડપવાને ગીધડાંની માફક તલસી રહ્યાં, અને એમને એ પ્રાણીઓમાંથી બચાવવાને ખાતર એમની દાદીએ પોતાના ભસીઆઇ ભાઇના દીકરાની દીકરી, નામે ધનકુંવર, પરણાવી દીધી. ધનકોર બહેન બહુ ભણેલાં ન હોતાં; રુપે પણ સુંદર નહીં કહેવાય. અનેક પ્રકારના રોગો પણ તેમને બાળપણથી લાગેલા. પણ જે પળે તેમણે પ્રીતમલાલ પર દૃષ્ટિ ઠારી તે જ પળે તેની પાછળ ગાંડાં થઇ ગયાં.

પછી પ્રીતમલાલ ગયા કોલેજમાં. દરેક પ્રોફેસર એમનાં પર ગાંડો થઇ ગયો. એકેએક છોકરાએ એમનાં મિત્ર થવાનો સંકલ્પ કર્યો, અને છોકરીએ છોકરી ઘેલી ગોપી બની કોલેજને વૃંદાવન કરી મુકયું. તે સાહિત્યનો અભ્યાસ કરી એમ. એ. થયા, અને એમની કોલેજમાં તરત જ પ્રોફેસર નીમાયા. અને એમની આખી દુનીયામાં મારામારી વધી. ટ્રોયની હેલન માટે અનેક રાજવંશી કપાઇ મુઆ તેમ એમની મહોબત માટે અનેક સ્ત્રી-પુરૂષો કપાઇ મરતાં, અને આ મારામારીથી અસ્પૃષ્ટ પ્રોફેસર હસ્યા કરતા. એમને ઘણી વાર સમજ નહીં પડતી કે એમની આસપાસના લોકો એક બીજા તરફ કેમ ઘુરક્યા કરતા. એમને ઘણી વાર ખ્યાલ પણ ન હોતો કે એમની મહોબત માટે આ ઘુરકાટ ચાલતો હતો. એ તો એમ જ માનતા, કે મનુષ્યનો સ્વભાવ એક બીજા સાથે વઢયા કરવાનો છે અને એ વઢવાડના ઘા રુઝવવામાં પોતે નિરંતર રોકાઇ રહેતા.

એમનામાં વસતા આકર્ષણનું રહસ્ય પારખવું અઘરું હતું. કોઇવાર એમની આંખ જાણે સ્વપ્નાં જોતી હોય એવું લાગતું, અને તે વખત બધાં પ્રશંસામુગ્ધ જોયા કરતાં. એ હસતા ત્યારે એમને જોઇને એમના મિત્રોનાં હૃદય ચંબી જતાં. એમનો અવાજ મધુરો હતો. કોઇ વખત ગુસ્સાથી તેને કર્કશ બનાવવા એ પ્રયત્ન કરતા. જ્યારે તે ઘણો મોટો પ્રયત્ન કરતા ત્યારે પણ અવાજમાં અકથ્ય માર્દવ સંભળાતું.

ઘણી વખત પ્રીતમલાલને ગુસ્સે થવાનું મન થતું, અને આરસીની સામું ઉભા રહીને મુદ્રા ક્રોધગ્રસ્ત કરવાનો એ પ્રયત્ન કરતા

પણ બગિચામાં અભિનય કરતા, ત્યારે આખુ આરસજીવંતું પ્રેમ કરતું હોય એવું દેખાતુ.

તેમને કોઈને અળગા રાખવાનું તો કોઇ વાર મન થતું જ નહિ. પણ કોઇ મામુમ ક્રોધ આવે ત્યારે તેને દૂર રાખવા તે જરા અનગા બનતા જતા. તે અનગા લાગતા કે નહીં તે તો કહેવાય એમ ન હોતું. પણ કોઇ માણસને તે એકલી રાખ્યા હોય એમ કોઇના પણ જાણવામાં ન હોતુ.

તેમા સ્ત્રીઓનુ તો તો સ્નેહસુંબક હતા. તે જ્યાં જાય ત્યાં સ્ત્રી બાળ–વૃદ્ધો આદિ ને વળી મદિનાની બાલિકા સુધી–એમના પર ફીદા થઇ પડતાં. એમના મિત્રો બધા પોત-પોતાની સ્ત્રી પર ધ્યાન રાખતા. તેમને સદાય બીક લાગતી કે તેમના હૃદયમાં તેમને સ્થાને પ્રોફેસર તો નથી ગયા.

અને છતાં તે વિશ્વસનીયતાના અવતાર ગણાતા. પ્રીતમલાલ કંઈ ખોટું કરે એ કોઇને પણ કલ્પનામાં આવતું નહીં. ધનકોર બહેન આમ્યભાષામાં કંઈ કંઈ સૂચન કરતા, પણ તેમને પણ પુછવામાં આવે તો તે સોગંદ ખાઈ સ્પષ્ટ રીતે કહી શકે કે એમના પ્રોફેસર કંચન સમા શુદ્ધ હતા.

પણ હમણાં હમણાં લોકની ઉષ્મ સળવળવા માંડી હતી. અને ધનકોર બહેનના મનમાં પણ મહાન સંશય સંચાર કરી રહ્યો હતો. પણ તે તો વસંમતિ મુંબાઇ આવી તે પછી.

દરેકને ખુશ રાખવાની ને દરેકનું કામ માથે ઉપાડવાની કળા તો પ્રોફેસરને પુરેપુરી આવડતી. એ જ્યારે ને ત્યારે કોઇનું કંઈ ને કંઈ કરતા જ હોય. આ ટેવો ધનકોર બહેનને ગમતી નહીં. તેમના બોલતા પતિનો ગેરલાભ લોકોને લઇ જતા જોઇ ને ખોટી બળતાં. પણ કુનેહની પુછડી સીધી થાય પણ પ્રોફેસર કોઇનું કામ કરતા અટકે એમ નહોતા.

પ્રોફેસરના ગુણોમાંનો મોટો ગુણ એમનું હસમુખાપણું હતું. કોઇ ગાળ દે તો એ હસે કોઇ રડે તો એ હસે, ને કોઇને દુઃખી થતા જુએ તો ય હસે—હસે તે તિરસ્કારથી નહીં પણ સહાનુભૂતિથી, પ્રોત્સાહન રૂપે. અને એમનું હાસ્ય, સૂર્યના તેજ સરખું, ચારે તરફ હાસ્ય ને ઉત્સાહ પ્રસારતું. અજબ જેવું હતું–ગંભીર પળની ઘડીઓ આવું આવતી હોય ને પ્રોફેસર આવે કે અપાર્થ વાદળ વીખરાઇ જતા, ને થોડી વારે બધાનાં હૃદયમાં સુખ ને સંતોષનો સંચાર થતો. ઘણા તો એમને ટોનીક સમજતા; અને કંઈ થતાં વગર પૈસાનું ‘ ટૉનિક ’ એમને મળીને મેળવી જતા. પરિણામે દરેકે દરેકને પ્રોફેસરની જરૂર પડતી.

મોહિની ગઇ એટલે પ્રીતમલાલે કોટ કાઢયો ને ખીંટી પર નાંખ્યો, બાંયો ચઢાવી તે હસતા હસતા આવીને ધનકોર બહેનની પથારી પગેમેરવાં બેઠા. એમના પત્નીરાણી જરાક ગુસ્સામાં જોઇ રહ્યાં.

પછી તેમણે ઓશીકાનું ગોદડીને મુક્યું. ધનકોર બહેનના કપાળે પરથી કરચલી ચાલી જવા લાગી.

પછી એમણે ધનકોર બહેનના કપાળ પર હાથ મુક્યો. ધનકોર બહેને તે ખસેડી નાંખ્યા: “ શું મોઢું લઇને હાથ ફેરવો છો ? આઘા બેસો આઘા. ”

પ્રીતમલાલ હસી પડ્યા. “મોઢું છે તેનું તે જ છે. ફેરવ્યું ફેરવાય એવું પણ નથી.”

ધનકોર બહેન જોરથી ને દૃઢતાથી દૂર બેઠાં. "એ તો હું રોજ જોઉં છું." પ્રોફેસરે માથે હાથ ફેરવવા માંડયો. "કેમ આજે પેલી વસુમતિને મળી આવ્યા કે? કેમ છે એની તબીએત ?"

પ્રોફેસરના મુખ પર ચિંતા દેખાઇ. "હું ન હોતો ગયો. કેમ ? વસુ બહેનને શું થયું છે?"

ધનકોર બહેન ઉગ્રતાથી બોલ્યાં "ન હોતા ગયા ! ખોટી વાત. હું માનું નહીં તો. ન ગયા હો તો આમ મોઢું હસે નહીં તો."

"હસવાનો તો મેં ઇજારો લીધો છે. પણ વસુ બહેનને શું થયું છે તે તો કહે."

ધનકોર બહેનને એટલું જ જોઇતું હતું. "જોઇ લો. વસુ બહેનને શું થયું છે તે જાણવાની તાલાવેલી કેવી લાગી છે. જરા ગભરાશો નહીં. કાલે રાતે તમે તમારા પ્રીન્સીપાલને ત્યાં જમવા ગયા એટલે મેં જઇને એને એવી પાંસરી કરી."

પ્રોફેસર ગંભીર થઇ ગયા. તેણે પુછયું "શું કર્યું ? તું ગઇ હતી ? કયાં ? "

ધનકોર બહેને કડવાશથી કહ્યું "રાતના ગાડી કરીને એકલી ગઇ હતી. કયાં ? તમારાં વસુ બહેનને ત્યાં. ને એવી સંભળાવી."

પ્રોફેસરના મુખ પર વેદના છવાઇ રહી. "હેં ?"

"ત્યારે." રોફથી ધનકોર બહેને કહ્યું "આ તો કૈં રીત છે. જોયા ન હોય તો મોટાં વસુબહેન."

પ્રીતમલાલ ઉભા થઇ ગયા. તેણે ધનકોરના બે હાથ પકડયા ને કચવાઇને કહેવાનો પ્રયત્ન કર્યો. પ્રોફેસરનો કચવાટ કૈંક આજીજી જેવો દેખાયો. "શું કરી આવી? કે આબરુનું જરાય ભાન છે કે નહીં ?"

ધનકોર બહેને હાથ વછોડી નાંખ્યા. "તમારી આબરુ ? અરે તમારી આબરુ તો મુંબાઇના કુતરાં બીલાડાં પણ જાણે છે-વરણાગીઆ થઇને ફરો છો તે. પણ હું એવીઓથી ગભરાઉં એવી નથી. મેં જઇને એને એવી પાંશરી કરી દીધી. હવે કેમ હસતા નથી ?"

પ્રીતમલાલે કપાળ કુટયું : "હું શું હસું ? કપાળ મારુ ? તું તો ગાંડી છે—ગાંડી."

"હો" ધનકોર બહેને જવાબ વાળ્યો. "વસુબહેનના મોટાભાઇ બોલ્યા. હું તો ગાંડી જ પડું તો. ઘરની વૈરી તો કોઇને ડાહી પડી છે?"

પ્રીતમલાલ જોઇ રહ્યા. તેમના અંતરમાં તો વેદના હતી, પણ તેનું બહારનું સ્વરૂપ રસિક આર્દ્રતાનું હતું. "તું શું બોલે છે તેનું તને ભાન છે? આજે પંદર વર્ષ થયાં તું આમ પથારીમાં પડી છે તો યે તને એક દહાડો ઓછું પડવા દીધું છે?તરે શું જોઇએ છે? તને મેં તન મન ને ધન અર્પણ કર્યાં છે પણ તું જગદમ્બા કયારે જંપીને બેસશે ને બેસવા દેશે ?" બીજો માણસ આમ કહેત તો ધનકોર બહેન ઉછળી પડત. પણ પ્રોફેસરના મુખના ને ગળાના સ્નાયુઓમાં એટલું માધુર્ય હતું કે તે સંવનન કરતા હોય એવા લાગતા હતા. ધનકોર બહેન એટલે મજાકમાં કહેવા લાગ્યાં.

"તમે તમારી રીત કયારે છોડો છો કે હું છોડું ? તન મન અને ધન મને અર્પણ કર્યું છે કેમ ? વાહરે વાહ, આજે તો કોલેજમાં

ચાલ્યા, આજે તો-'ફ્રેંડઝ' જોડે ચહા પીવા ચાલ્યા, આજે તો ટેનીસ રમવા ચાલ્યા, આજે રવિવાર આવ્યો ને ઘોડબંદર ચાલ્યા, આજે વસુબહેન આવ્યા ને નાટકમાં ચાલ્યા. બસ પોતાની બૈરી શીવાય બધીઓનાં મોં રૂપાળાં. નહીં ખાવાની પરવા, નહીં સુવાની પરવા ને નહી તબીયતની પરવા. હવે હું પણ જોઉં છું કે એ બધીઓ તમારી પાછળ કેમ મરે છે." આ ભાષણ ચાલતું હતું તેથી તેમણે પોતાને માથે પ્રોફેસરને હાથ ફેરવતા દીઠા. "હરો, પેલી તમારી ટોપી આપો."

પ્રોફેસરે હાથ લબાવી તે આપી. ધનકોર બહેને ટોપી લઇ ફરી કરવા માંડી. "ઉહ ! કોણ જાણે ક્યાંથી આખા મુંબાઇની ધુળ તમને જ વળગે છે."

બોલવાનો આ પ્રયોગ ઘણો લાંબો થઇ પડયો એટલે ધનકોર બહેન ખાસી ખાવા લાગ્યાં. પણ ખાંસી ખાતાં ખાતાં પણ તેમણે ટોપી સાફ કરી. પ્રીતમલાલ બીજી હદે જોઇ રહ્યા. બીજાના દર્શાવવાને બદલે તેમની રુષ્ટ આંખો આંસુએ વર્ષાવતી હોય તેવી દેખાઇ રહી.

પ્રીતમલાલ થોડી વારે બોલ્યા. "હા હા, એ તારે માટે તો મે જન્મ ધર્યો છે. પણ થોડીક ઘડીના મારા આનંદો બંધ કરું, થોડાક મિત્રોનો સહચાર બંધ કરું એટલે પછી હું ને તું સામસામા—આ ઘરને માંદાની હોસ્પીટલ બનાવી મુકીએ !"

ધનકોર બહેન ઉમતાનો ડોળ કરવા લાગ્યા "મુંબાઇ શહેરમાં મરદો બધા ઘરવારી ગયા કે તમારે આ મિત્રોમાં જ મહાલવું પડે છે—નહીં ?"

પ્રીતમભાઇમાં કડવાશ ઉભરાઇ—પણ બહાર પડી શકી નહીં. "તુ કહી રહી ? તારી જોડે હું એવો જાનવર થઇ જાઉં છું કે કોઇ સરકારી સ્ત્રીની સોબત મને ન મળે તો હું પાછો માણસ કેમ થાઉં !"

ધનકોર બહેન છેડાયા પણ દયામણે સ્વરે કહ્યું "હા. હા. અમે તો જાનવર. બીજું શું કહેવાનું છે ! આ દેહ પણ ભજો પડતો નથી કે તમને નીરાંત થાય."

પ્રીતમલાલે મમતાથી કહ્યું. "આમ શું કહે છે ? જો પાણું વાણુ આવશે ને તબીયત બગડશે."

આ સદ્‌ભાવ જોઇ ધનકોર બહેન પીગળી ગયા: ને હસ્યાં. "બગડવા દો."

પ્રીતમલાલ હસી પડયા. "અરે બગડે કેમ ? હમણાં ડાકટર આવશે. હું નાહી પરવારી તૈયાર થાઉં ચાલ હાથ મોઢું ધો તો, એવી રૂપાળી લાગશે." તેમણે ધનકોર બહેનનો વાંસો થાબડયો "ચાલ ઉઠ, જે થયું તે ખરૂ."

તેમણે પત્નીને ઉઠાડી અને તેની કેડે હાથ દઇ તેને અંદર જવાની મદદ કરી.



# નવયુગનો યુવાન

જુગ જુગનાં અંધારાં ટાળી,
કામ, ક્રોધ અનીતિ બાળી,
જગમાં જ્યોતિ પુરશે કોણ ?
નવયુગનો યુવા

દુષ્ટ રૂઢીના દાવાનળમાં,
બળતાં કુમળાં બાળો પળમાં,
એ દવની સામે થાશે કોણ ?
નવયુગનો યુવાન.

અરણ્યમાં કાળી રાતે વા,
જગની ગલીચ ઝુંપડીઓમાં,
દીનનાં દુઃખડાં હરશે કોણ ?
નવયુગનો યુવાન.

સંકટના મહાસાગર ડોળી,
સંયમની વિલુપ્ત દીલ ચોળી,
પ્રગતિમાં પગલાં ભરશે કોણ ?
નવયુગનો યુવાન.

સુસવતા સુક્કા સમીરોમાં,
ઘુઘવતી સાગર છોળોમાં,
અણનમ ઉભો રહેશે કોણ ?
નવયુગનો યુવાન.

સાંકળચંદ માધવલાલ માળી

એવી હોટેલોની મુલાકાત લીધા પછી જ આવી શકશે.

આવી જ મનોદશા પ્રાણીઓનાં નામ પર-ત્વે પણ પ્રચલિત છે. કાઠીઆવાડનાં ગામડાં-ઓમાં "મોટો જીવ" નામનો એક પ્રાણી થાય છે. એ પ્રાણી ખરી રીતે સાપ અથવા એરૂ છે—પરંતુ સર્પ, સાપ, એરૂ, નાગ, મણિધર, ફણિધર, વગેરે શબ્દકોશમાં એના જે અનેક નામો હશે તે બધાં નકામાં ગણીને લોકો એને "મોટો જીવ" જ કહેવાના. 'ભેંસ' ને એ લોકો 'બગર'ના નામથી ઓળખશે, સિંહને 'જાનવર' કહીને બોલાવશે. આમાં ઉપમા, અલંકાર કે એવી કોઇ કાવ્યકલા આવતી નથી પરંતુ ભાષામાં પ્રચલિત અને રૂઢ થયેલા નામો તરફનો તિરસ્કાર જ વ્યક્ત થાય છે. ઝાલાવા-ડમાં સાયલા કરીને એક ગામ છે. તે ગામનું નામ બનતાં સુધી કોઇ કાઠીઆવાડી મ્હોંપેથી ઉચ્ચારશે નહીં. બોલવાની જરૂર પડે ત્યારે તેને "ભગતનું ગામ" કહીને ઓળખશે.

મુંબઇની ગલીઓ ઉપર મ્યુનિસીપાલીટીએ ગલીઓનાં નામનાં જે પાટીયાં મારેલા છે તે ઉપરથી તેમનાં નામ આપી કોઇ પાલણપુરી ઘોડાગાડીવાળાને તમે ત્યાં લઇ જવાનું કહેશો તો ઘણીવાર એ ગભરાશે. "અબ્દુલ રહેમાન સ્ટ્રીટ"ને એ લોકો "ભંગડી બજાર"ના નામથી જ ઓળખવાના—પછી ભલે ત્યાં બંગડીને બદલે હથીઆરો વેચાતા હોય. જેકબ સરકલને આપણા લોકો 'સાત રસ્તા'ના નામથી ઓળખવાના. ગ્રાંટ રોડ ઉપર ભલે સાન્ધુ-અલ સ્ટ્રીટનું પાટીયું હોય પણ લોકોનું આપેલું નામ 'બોરાબજાર મહોલ્લા' જ રહેવાનું. "ચીંચ પોકલી"ને બદલે "ચીંચને પાડો" અને "સાંટાક્રુઝ"ને બદલે "સંતક્રુઝ". જેવાં નામો આપવાના કેટલાક સાક્ષરોના મિથ્યા પ્રયાસો, અને માટુંગાને મહત્તુંગા કે મુંબઇની મોક્ષદ્વારિકા જેવા વિચિત્ર નામો આપવાના યત્નો એ આ વિપરીત મનોદશાનું જ પરિ-ણામ છે.

હું યુગાંડામાં રહેતો, ત્યાંના 'નેટીવ' હબસી લોકોને આપણા લોકોનાં અટપટાં નામો ઉચ્ચારતાં આવડે નહીં. અંગ્રેજોના નામો પણ એ લોકો બોલી ન શકે. મૂલ મુશ્કેલી તો એ કે અકારાંત શબ્દો જ તેઓ ઉચ્ચારી શકે નહીં—તેમની ભાષામાં એકે અકારાંત શબ્દ જ નથી, એટલે એવા શબ્દોની પાછળ 'ઇ' કે 'ઉ' સ્વર લગાડ્યા વગર તેમને ચાલે જ નહીં. આપણા અકારાંત પુરુષવાચક નામોને એ લોકો હમેશાં 'ઇ' સ્વર લગાડી સ્ત્રીવાચક કરી નાખે, જેમકે 'ગોકલદાસી' 'કરસનદાસી' 'જમનાદાસી' વગેરે. 'શુકલ'ને એ લોકો 'સુકાલી' અને 'ભટ'ને 'ભાટી'ના નામથી ઓળખતા. એટલું જ નહીં. કેટલાંક આપણાં નામો તો એમને મહા પ્રયાસે પણ યાદ રહે નહીં. એટલે એ ખરાં નામોથી આપણને ઓળખવાને બદલે શરીરના કેટલીક ખાસીયતોથી જ ઓળખ-વાની રૂઢિ એ લોકોએ ગ્રહણ કરી લીધી છે. અમારી ઓફીસમાં જેટલા માણસો કામ કરતા તે બધાના આ કાળા લોકોએ એવાં નામ પાડેલાં. ચશ્માવાળો હોય તેને તેઓ 'માચો ઇન્ને' (ચાર આંખ)ના નામથી જ ઓળખે; એક અતિ ઉંચા માણ-સનું નામ 'મરેફુ' (ઉંચો) પાડેલું, એક મોટી મુછો વાળા માણસનું નામ 'મસરૂબા' (મૂછ) પાડેલું. કોઇ માણસને તેની ચાલ ઉપરથી,




"સુરતના ચીભડાં ચાર દોઢીયે શેર."

કોઈને બીજી કોઈ ખાસીયત ઉપરથી અને કોઈને તેની કોઈ ચોક્કસ આદત ઉપરથી અને અમુકને તેના શારીરિક ખોડો ઉપરથી તેઓ પોતાની ભાષાના નામો આપતા, અને તેમની સાથેની વાતચિતમાં આપણા ભાઈઓને પણ એ જ નામો વાપરવા પડતાં હોવાથી ઘણા ગે

માણસોનાં ગુગાંડામાં અસલ નામો બદલાઇને હબસીઓએ પાડેલાં નામો જ ખરાં નામ જેવા બની ગયેલાં છે.

આવી જ મનોદશા આપણે ત્યાં પણ પ્રવર્તે છે. સર પ્રભાશંકર પટ્ટણીને ભાવનગરમાં ઘણે ઠેકાણે ખાનગી વાતચીતમાં "દાઢી"ની સંજ્ઞાથી બોલાતા સંભળાશે.' 'લાલ પટ્ટી," "લાંબો બોડ" "તાલ" "ભીંડો" "ગોટલી" "ડોશીન" વગેરે નામો વસ્તુતઃ અમુક સજીવન મનુષ્યોને અર્પણ થયેલા હોય છે, અને દરેક ગામમાં, દરેક ગલ્લીમાં દરેક મંડલમાં અમુક વ્યક્તિઓ એવી હોય જ છે કે જે પોતાનાં ખરાં નામથી ઓળખાવાને બદલે કોઇ પ્રાણીનાં કે જડ વસ્તુનાં નામથી કે શાક ભાજી કે ફલ ફુલનાં નામથી ઓળખાય છે.

વડોદરામાં કેટલાક દક્ષિણી યુવકોનું એક મંડલ હતુ, તેના સહુ સભ્યોને અમુક સગાઇ-સૂચક નામો આપવામાં આવતાં, જેમકે 'કાકા,' 'મામા' 'અન્ના' વગેરે. એ સભ્યો અંદર અંદર વાતો કરતા હોય કે 'કાકા મામાને ઘેર ગયા હતા અને ત્યાંથી એ બેઉ સાથે મળી અન્નાને ત્યાં ગયા' તો કઇ કઇ વ્યક્તિયો વિશે વાત થઇ તે બહારનો કોઇ માણસ એ સંસ્થાના સહુ સભ્યોની નામાવલિ વાંચી જાય તો યે સમજે નહીં. એ મંડલના બે સભ્યો 'કાકા' કાલેલકર અને 'મામા' ફડકે આજ આખા ગુજરાતને જાણીતા છે અને આજ એ નામે જ દેશભરમાં ઓળખાય છે.

એવી જ પ્રથા ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થાએ ચાલુ કરી લાગે છે. નૃસિંહપ્રસાદ 'નાનાભાઇ' બન્યા છે. સ્વ હરગોવિંદદાસ 'મોટા ભાઇ' હતા. ગિરજાશંકર તે 'ગિજુભાઇ', અને હરિશંકર તે 'હરભાઇ' બન્યા છે. હવે આ નામો સંસ્થાવાસીઓને બોલવાની સુગમતા ખાતર રાખવામાં આવે ત્યાં સુધી હરકત જેવું નથી, પણ એ નામધારીઓ તો જાહેર ઉપયોગમાં પણ પોતાનાં આખાં નામો ને અટક લખવાની જે સામાન્ય પ્રથા છે તેનો ત્યાગ કરીને, શહેનશાહ જેમ પોતાની સહીમાં એકલું George લખે અને કોઇ રાજા કે મહારાજા પોતાની સહીમાં એકલું 'બલવીરસિંહ' કે 'હરનામસિંહ' લખે તે પ્રમાણે પોતાની સહીમાં અને પુસ્તકોના લેખકો તરીકે પણ પોતાનાં નામોમાં એકલું 'નાનાભાઇ' 'ગિજુભાઇ' 'હરભાઇ' વગેરે લખવા મંડી ગયા છે. પગી અમથા કાળા ને બદલે અમ્બારામ કેવલરામે ભદ્રંભદ્રની અર્પણપત્રિકામાં અમથુભાઇ નામ જ લખ્યું હોત તો કેવું સરસ લાગત? નરસિંહરાવ ભોળાનાથ દીવટીયા, કનૈયાલાલ માણેકલાલ મુનશી, બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, વગેરે લાંબા લાંબા નામો ને બદલે 'નન્નુભાઇ,' 'કનુભાઇ,' 'બલુભાઇ' ઇ. ટૂંકા નામોની શૈલી ગુજરાતના બધા જાહેર પુરુષો ગ્રહણ કરી દક્ષિણામૂર્તિને પગલે પગલે ચાલે તો કેટલી બધી સરલતા થઇ જાય? સ્વ. ટિળકે પોતાનું બલવંતરાવ નામ ત્યાગીને આજીવન "બાલ" નામ જ રાખેલું, પણ દક્ષિણામૂર્તિની પ્રથા પ્રમાણે એ ચાલ્યા હોત તો બાલ ગંગાધર ટિળક લખવાને બદલે "બાલભાઉ" લખત. માન આપવા લાયક વ્યક્તિયોનાં નામની પછવાડે "ભાઇ" શબ્દ લગાડવાનો સામાન્ય શિષ્ટાચાર છે, પણ એ શિષ્ટાચારનો જાતે જ ઉપયોગ કરી, પોતે

પોતાને જ માન આપવાની કલા પણ દક્ષિણામૂર્તિ વાળી પ્રથાથી સહજ શીખી લેવાય છે. નરસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, ગિરજાશંકર ભગવાનજી બધેકા, હરિશંકર દુર્લભજી ત્રિવેદી એમ લખવામાં ક્યાં યે 'ભાઈ' શબ્દ આવી શકે નહીં. એ કારણે ગુજરાતના પાટીદાર બંધુઓએ તો તમામ નામોની પાછળ 'ભાઈ' શબ્દ એ નામના એક અંગ જેવો જ બનાવી દીધો છે. વિઠ્ઠલભાઈ, વલ્લભભાઈ, અમથાભાઈ, બાબરભાઈ, હડમાનભાઈ, રામભાઈ, ડાહ્યાભાઈ, મોહનભાઈ, છગનભાઈ વગેરે નામો સાંભળતાં જાતે જ માનવાળું નામ ગ્રહણ કરી લેવાની અને બીજાઓ પાસે એ માન અપાવવાની તજવીજ માટે પાટીદાર કોમ ઉપર માન ઉપજ્યા વગર રહેતું નથી.

'કાણાને કાણો ન કહેવા'ના સિદ્ધાંતને અનુસરીને જ આપણા લોકોમાં માણસના ખરાં નામની સાથે સામાન્ય રીતે એક હુલામણું નામ આપવાની પ્રથા પડેલી છે. 'બાબુ' 'બચુ' 'બબલી' 'ભાભો' 'કાકુ' એ બધાં નામો આ પ્રથાના પરિણામે હસ્તીમાં આવેલાં છે. અને તેનો એટલી હદ સુધી ઉપયોગ થાય છે કે ઘણીવાર માણસ પોતાનું અસલ નામ શું છે એ ભૂલી જાય છે અને હુલામણું નામ જ ખરૂં નામ સમજી નાખી લે છે.

પણ એ કહેવતનો હજુ એથીયે વિશેષ સારો ઉપયોગ થાય છે. આપણા લોકોમાં પતિ પોતાની પત્નીને અને પત્ની પોતાના પતિને તેના ખરાં નામ સિવાયના બીજા કોઈપણ નામથી બોલાવી શકે છે, માત્ર તેનું જે નામ હોય તે જ તેનાથી ન બોલાય. નામને ઠેકાણે સર્વનામથી બોલવાની પ્રથા તો સામાન્ય બની ગઇ છે, પણ કેટલાંક જોડાંઓ એથીએ આગળ વધીને એમાંયે નવી શોધ કરે છે. મારા એક પાડોશીની સ્ત્રીનું નામ જડી હતું, તે હમેશાં મિત્રોમાં વાતચીત કરતી વખતે તેને foundના નામથી ઓળખતા. મારા એક મિત્ર પોતાની પત્નીને હમેશાં "Partner" નામથી સંબોધે છે. ઘણાએ પુરુષો પોતાની પત્નીને બોલાવવા માટે પોતાની દીકરીના નામનો અને સ્ત્રીઓ એથી ઉલટી રીતે પતિને સંબોધવા માટે દીકરાના નામનો ઉપયોગ કરે છે. "સાંભળ્યું?" "કે" "વાત કહું" વગેરે વ્યાકરણનાં અંગોથી પતિ-પત્નીને પરસ્પર સંબોધવાની પ્રથા તો કોનાથી અજાણી છે? "મગ"ને માત્ર 'મગ' ન કહેવાય, બીજું બધું કહી શકાય.

ભાવનગર બાજુની એક ઉચ્ચ ગણાતી કોમમાં પતિ પત્નીથી પરસ્પરનું નામ ન બોલવાની પ્રથા ઉપરાંત વળી એક બીજી એવી પણ પ્રથા ચાલુ છે કે મા પોતાના મોટા દીકરાને ખરા નામથી ન બોલાવી શકે. એને બદલે 'એઇ' 'ભાઇયા' 'પેલા' 'કાળિયા' વગેરે સર્વનામ અને વિશેષણો અથવા 'દેસાઈ' 'મહેતા' 'બ્હોરા' વગેરે અટકથી બોલાવવામાં આવે છે.

પોતાના મા અને બાપને પણ 'મા' અને 'બાપા' ન કહેવાની ઘણાં કુટુંબોમાં પ્રથા પડેલી હોય છે. બાપને 'બાપા' જેવા સાવ સાચા સંબોધનથી બોલાવવાને બદલે 'ભાઈ' 'કાકા' 'જીકાકા' 'મોટાભાઈ' 'જીભાઈ' અને માને પણ 'ભાભી,' 'કાકી,' 'બેન,' વગેરે કામક સગાઇઓ વડે બોલાવવામાં આવે છે. આવા કોઇ વખતે કોઇ માણસ ન પડી જાય

તે ખાતર ગુજરાતના એક પ્રખ્યાત લેખક અને કવિમાં ખપવા ઇચ્છનાર ગૃહસ્થે પોતાનાં સહુ સંતાનો પોતાને 'પિતાજી" કહીને બોલાવે [illegible] નિયમ પાડેલો છે, પણ એ છોકરાંઓ [illegible]ી માને 'માતુશ્રી' કે 'માતાજી' કહે તેવો [illegible] તેમણે રાખ્યો નથી.

[illegible]અમુક નામો લોકો કેટલાંક વ્હેમને લઇને [illegible] ઉચ્ચારતા નથી. 'લાકડાં' શબ્દ બાળ-[illegible]ાના ઉપયોગમાં આવે છે, એટલે 'લાકડાં' શબ્દ બોલતાંની સાથે જ કોઇના મરણની ભયંકર કલ્પના થાય તે ખાતર કાઠિયાવાડનાં ગામડાંઓમાં લોકો લાકડાંને 'મગ બાફણાં' કહે છે, જો કે લાકડાં 'મગ' સિવાય બીજાં બધાં અનાજ, કઠોળ અને શાક તેમજ માંસ મચ્છી સુદ્ધાં બાફવાના કામમાં આવી શકે છે, છતાં 'મગ' ને તેનું ખરૂં નામ આપવાનો જે પ્રતિબંધ થયેલો છે તેના કંઈક બદલા રૂપે 'લાકડાં'ને 'મગ બાફણાં' કહેવાનો રિવાજ પડ્યો હોય તે સંભવે છે. કેટલાક સજીવન કે મરેલાં માણસોનાં નામ ભૂખ્યે પેટે લેવાથી આખો દહાડો ખાવાનું મળે નહીં તેવા વ્હેમને લઇને તેવાં નામો બોલવાને પ્રસંગે 'નનામો' 'બીડીબજારવાળો' "ભૂખડીઓ" વગેરે સંજ્ઞાવાચક નામો બોલવામાં આવે છે. 'માથું હલાવવા'ને બદલે 'દસશેરી હલાવવી' 'જીભ બંધ કર'ને બદલે 'બોબડી બંધ કર' વગેરે પ્રયોગો પણ 'કાણાને કાણો ન કહેવાના' નિયમને જ આભારી હશે.

અમારા એક વિદ્વાન માસ્તરને એવી આદત હતી કે પોતાના વિદ્યાર્થીઓને તેમનાં પોતાનાં નામોને બદલે વારંવાર તેમના પિતાઓનાં નામથી સંબોધતા. ઇચ્છાશંકર નામના એક તોફાની વિદ્યાર્થીને વારંવાર આત્મારામ કહીને બોલાવવામાં આવ્યા પછી એકવાર ઇચ્છાશંકરે નમ્રતાથી વાંધો લઇ સૂચવ્યું કે Sir, my name is Itchhashankar and Atmaram is my father's name." "Very good" માસ્તરે જવાબ આપ્યો. તે પછી બીજે દિવસે ઇચ્છાશંકરને સવાલ પૂછવાનો વારો આવ્યો ત્યારે માસ્તરે કહ્યું, You Atmaram, get up. ઇચ્છાશંકરે સાંભળ્યું નહિ; બીજી વાર, ત્રીજી વાર એ હુકમ થયો—કંઈ જ જવાબ નહીં. છેવટે માસ્તરે બુમ પાડી, "I want you—you—you Atmaram Itchhashankar." આ મારવાડી પ્રયોગથી ચકિત થઇ ઇચ્છાશંકર તરત ઉભો થઇ ગયો અને બોલ્યો કે "Sir, I don't object if you call me only Atmaram."

મરણ પ્રસંગે ખરખરે આવનાર માણસને વિદાય આપતી વખતે 'આવજો'ને બદલે 'બેસો' કહેવું, વૈષ્ણવોનો મહારાજ ચોક્ખો મરી જાય ત્યારે પણ "લીલા વિસ્તાર કરી ગયો" કહેવું, શીતળા નીકળી હોય ત્યારે "માતા નીકળી" કહેવું, બધાએ આંધળાને 'સુરદાસ' કહીને બોલાવવા વગેરે પણ આ વિપરીત મનોદશાનું જ પરિણામ છે. અને એ વિશે બહુ વિચાર કરતાં આખરે શેક્સપિયરની ઉક્તિ સત્ય લાગે છે કે

"What is in a name?"

---

ગુજરાતના પ્રખ્યાત ચિત્રકાર શ્રી. જમનાદાસ સંપટનો સ્વર્ગવાસ થયાના ખબર 'ગુજરાત'ના વાંચકોને આપતાં ખેદ થાય છે. ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભા મણુદાસ ચાવડા
તરફથી સાભિનય સપ્રેમ ભેટ.

# મ્હને રોજ સ્વપ્ન આવે

લેખક : સ્વ. કુસુમાકર

( સોરઠ અને કાલીંગડાનો મિશ્ર લય )

विरहीव विभो प्रियामयं
परिपश्यामि भवन्मयं जगत्
ઉપમન્યુ સ્તોત્ર

મ્હને રોજ સ્વપ્ન આવે,
હરિ, હસીને બોલાવે. મ્હને૦

ભવાટવીમાં ગોથાં ખાતો,
મનમાં ને મનમાં હું મુંઝાતો,
ત્યારે ઘર પૂછતો આવે.
હરિ સાચો માર્ગ બતાવે. મ્હને૦

ક્યાં હરિની એ સાંકડી કેડી,
કોણે પદ્માંકિત ઉખેડી,
દિલનાં કંપ હૈયાં દબાવે,
અવળે આડે રસ્તે ચડાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
હરિ મ્હને રોવરાવે.

ભવપટ પર ફરતો હરરાજી,
ફરી સોગઠું રમતો બાજી,
હરિના ચાલરંગી દાવે,
મર્યું મ્હને સોગઠું ફાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
'સુન્દર શ્યામ' શું શું સતાવે,
જગ–ભુલવણી માંહી ભુલાવે,
અન્ધારે અહા કંઇ અટવાવે,
મ્હને ભલા ભૂલ એ ભાવે,
કાં'ક હરિ છોડવા આવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે
હરિ હું શું રમવાને આવે,
ઘડી ગોઠીયો હરિ બની જાતો,
ભાઇ ભાઇ શું કરતા વાતો,
રીઝાતાં રીસાઇએ દાવે,
હરિ ત્યારે કજીયો પતાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
સખા ભાવે નાથ સતાવે,
સંગ્રામે નથી રહી 'શુધ બુધે',
હરિ મથતો ખેલવવા યુધ્ધે,
પાનો 'ગાંડીવે' શું ચડાવે!
જય જય ટંકાર સુણાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
દાદાની દ્હાડી શું મુંઝાવે,
લોચનીયાં શું પીળાં રાતાં,
વરસે તીર તરેરાં તાતાં,
હરિ 'ધોકે' મોકે શું આવે,
પ્રમાદો ને પીગળાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે.
હરિ ફાંસીએ શું ચડાવે,
ભૂલ શૂળની વસમી ફાંસી,
ડાહ્યું જગત કરી રહ્યું હાંસી,

ફાગીની ફુલમાળ બનાવે,
હરિ મ્હારી ગ્રીવા (એ) ઝુલાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
હરિ મ્હને તાવડે તાવે,
ઘંટીના પડ વચ્ચે દળતો,
ત્રિકમજી કે મુજને તળતો,
કસણીએ કાય કસાવે,
હરિ, અગ્નિ કુંડનો આવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
હરિ મ્હને લાડ લડાવે,
બનું ઘડી 'માધવ'ની 'રાધા',
ધન્ય ધન્ય શું શમણાં લાધ્યાં,
પ્રભુ પીચકારી ફેંકાવે,
રંગીલીને ગોદે ભરાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
હરિ નિજ ખોળે બીછાવે,
ચાંપે માથું કુમળા હાથે,
સરે લલાટથી કેશ, લટ સાથે.
અમી પાવા ગરજે શું આવે,
પિતા-પ્રભુ મનડું મનાવે. મ્હને૦

મ્હને રોજ સ્વપ્ન આવે,
'ઘેરચડે' માડી ફુલાવે,
દુનિયા દાવાનળે દઝાડી,
હરિ મારા માવડી મારી.
'જીકા'ને ધવરાવવા આવે,
હથેળીમાં નાચ નચાવે. મ્હને૦

# ખોરાક

લેખક : શા. સનત્કુમાર વીણુ

ઉપજાતિ–સોનેટ

ઇલા, ન્હણે માણુસ જોય છે તું ?
કેવો ઉલો તે, વળી જોયું મોહું ?
કદિ હસે છે, કદિ કોઇ વારે,
વિષાદમાં ગ્રસ્ત થઇ વિચારે.

ખોરાક એનું અભિધાન રાખ્યું,
એ નામ એના ગુણુથી જ ભાખ્યું.
ખોરાક મ્હોંમાં જ્યમ જાય સ્હેલે,
આવા જતા ટીખળીઓની જાળે.

ઇલા, તું જ્યારે નહીં હોય પાસે,
ને મારૂં હૈયું કંઇ યે વિમાસે.
...ળવો થૈ વળખાં હું મારૂં,
... ફરી ચીત્ત વાળું.
લોચનીયાં શું પીળ.
વરસે તીર તરેરાં
ના મુજથી તું દૂર
યે મમ ચીત્તનૂર.

મ્હને
હરિ ક્ષમાયાચના સાથે.

ભલ ચળની
ડાહ્યું જમત કરી

# જીવન-સંધ્યાએ કૃષ્ણ

(પૃષ્ઠ ૧૨૬ થી ચાલુ)

મગજ બહેર મારતું જતું હતું. ચાલી ચાલી એનું અંગ દુખી આવ્યું હતું. સુદર્શનના સિંહાસન શોભાવનાર મુરારિએ ભોંય પર લંબાવ્યું ને હાથનું ઉશીકું કરી દિલ પરની પછેડી ઓઢી આંખો મીંચી. એને વિચાર ન હોતા કરવા. પણ આખા વિશ્વને ડોલાવનાર આ દશામાં સ્વસ્થતાથી કેમ સુઈ શકે?

આંખો મીંચી ને એને શંકા થવા માંડી. "પોતે પૃથ્વીનો ભાર ઉતારવા જન્મ લીધો હતો પણ પોતાના આખા જીવન દરમિયાન પૃથ્વીને સૌથી વધારેમાં વધારે પીડા નથી આપી?"

ગોકુળમાંથી જ એની શરૂઆત થઈ હતી. કૃષ્ણની શક્તિ પર ઝુઝતા ગોવાળીઆઓએ આસપાસનાં ગામડાંઓમાં પોતાના તોફાનોથી કેટલો ત્રાસ વર્તાવ્યો હતો! ને કંસના વધ પછી એના હાથ નીચે ચાકરો ગર્ભમાં કપાયા નહોતા? એક દ્રૌપદીને કારણે પાંડવો જેવા મુર્ખાઓને રાજ્ય અપાવવા એણે મહાભારતના યુદ્ધમાં કરોડોનો સંહાર કરાવ્યો ને તેમાં પોતાના મિત્રો ને ગુરૂઓને મારતા પણ પાછું વળીને જોયું નહીં. ને છેલ્લી યાદવાસ્થળી! પોતાની (કૃષ્ણની) શક્તિના બળે શક્તિશાળી બનેલા યાદવો છેવટે એટલા ફાટ્યા કે ન એમને ન્યાય કે અન્યાયનું ભાન રહ્યું; ન એમને નીતિ અનીતિનું ભાન રહ્યું: ને મદિરામાં રાત ને દિવસ મસ્ત રહેતા આ ગર્વીલા યાદવો...ને તેમાં બળરામ ને સાંબ ને પ્રદ્યુમ્ન ને બાકી અનિરુદ્ધ સૌએ..." કૃષ્ણ જેવા જગત પુરૂષની આંખમાં પણ આ બધાના વિચારે પાણી આવ્યા વિના રહ્યાં નહિ.

"પિતા! પરમેશ્વર! જે તેજના અંશમાંથી તેં મને ઘડ્યો ત્યાં મને હવે પાછો બોલાવ. તેં મારામાં રાખેલો સૌ વિશ્વાસ અફળ ગયો છે. મારી જીંદગીમાં નિષ્ફળતાની પરંપરા શીવાય મને બીજું કંઈ દેખાતું નથી. આખી જીંદગી નાશ, નાશ, ને નાશ શીવાય મેં બીજું કંઈ કર્યું નથી. મને ચાહનારાઓએ પણ કદી મારા પર વિશ્વાસ રાખ્યો નથી. પણ આજે તો એ બાળકો ને સ્વજનો સૌ જતાં રહ્યા. જીંદગીનાં તોફાન પણ પુરાં થયાં. હવે તો અશક્ત ને એકલો જર્જરિત ને નિર્બળ તારે શરણે તને પુકારું છું. દીનાનાથ! આ જીવનલીલા હવે સંકેલી લે!"

શું ખરેખર આ વિશ્વપાલકે કૃષ્ણની પ્રાર્થના સાંભળી? ટુંકી પછેડીમાંથી કૃષ્ણના પગ વગેરે ઢાંક્યે બહાર રહ્યા હતા અને એ પાદ ઉપર લાલ પદ્મનું ચિહ્ન સૂર્યનાં ઝાંખા અજવાળામાં દૂરથી ચળકતું તેથી પગ ઝીલ્યા સરખા પક્ષી જેવો લાગતો હતો. એક પારાધીએ દૂરથી જોયું ને તીર માર્યું. એક નિમિષમાં કૃષ્ણનો પગ જખમાયો ને એણે એક ચીસ પાડી. "પિતા! તેં અરજ સાંભળી!"

પારાધી પાસે આવ્યો ને ભુલ જોઈ પસ્તાયો. પણ તે પહેલાં તો આ જગત્પુરૂષના પ્રાણ જગતના સનાતન તત્વોમાં ભળી ગયા હતા.

મૃત્યુ? જગતનો મહાપુરૂષ આમ વેરાનમાં પારાધિને હાથે મરે? ને છતાં કથા કહે છે તેમ એ વાત આમ જ બની હતી.

## આયર્લૅન્ડનો આઝાદી જંગ

(પૃષ્ઠ ૧૧૦ થી ચાલુ)

ચાર હજાર હથીઆરધારીઓ અને ત્રીસ હજાર તીરંદાજો લઇને રાજા રીચર્ડ પોતે ઈંગ્લંડથી ઉતર્યો. પણ એ જોરાવર રાજસેનાને આયર્લૅન્ડની ગાળીઓ તેમજ નદીઓમાં છુપાઇ રહેલા આર્ટે ઓચીંતા છાપા મારી મારી હંફાવી દીધી. રાજા રીચર્ડને પોતાનાં મુખ્ય નગર કિલ્કેનીમાં ભરાઇ જવું પડ્યું. ત્યાંથી એણે આર્ટની સાથે સુલેહના સંદેશા ચલાવ્યા. આર્ટની માગણી એક–અને એક જ હતી : મારી પત્ની એલીઝાબેથની જાગીર પાછી સોંપો. રાજા રીચર્ડની માગણી પણ કડક હતી : તેં સર કરેલા મારા સીમાડા પાછા સોંપ. આર્ટ ન માન્યો. બ્રિટનરાજ વીલે મ્હોંએ સ્વદેશ ગયો. પણ શસ્ત્રથી ન ઝૂકતાએલા આર્ટને દગલબા-જીથી ખતમ કરવાની પેરવી ચાલુ થઇ.

એ પેરવી પ્રમાણે એક નોર્મન [અંગ્રેજ] અમીરે આર્ટને પોતાના ગઢ ઉપર મ્હેફિલમાં નોતર્યો. નોતરનાર યજમાનની વિનતિથી આર્ટ માત્ર પોતાના એક ચારણને જ લઇ મ્હેફિલમાં ગયો. મ્હેફિલ ચાલે છે. ભોળા વીર આર્ટ શત્રુના જૂની ગુલતાનમાં ગરક છે, બાજુના જ આંગણામાં સૈન્ય ઘેરો રહેલ છે એની એને ગમ નથી. પરંતુ ચતુર ચારણ કાવત્રું કળી ગયો છે. જ્યાં ચેતવણી આપવાનો મોકો નથી. એને આર્ટે પોતાના ચારણને કોઇ પ્રણયનું મીઠું ગીત લલકારવા કહ્યું. ચારણે વાજીંત્ર લીધું. એને દિલમન સૂઝી. એનાં ટેરવાં વાદ્યના તાર પર રમવા લાગ્યાં. પ્રણયને સાટે ઘોર સંગ્રામના વીર–સ્વરો નીકળ્યા.

આર્ટ આ અનૌચિત્ય દેખી છેડાયો. એને ગઢવી ભૂલ કરતો જણાયો. ફરી કહ્યું કે "ગઢવા ! યુદ્ધના નહિ, પ્યારના સૂર છેડો." "ભૂલ્યો ! બાપ ભુલ્યો !" કહી ગાયકે ફરી પણ વધુ ઘોર સ્વરો કાઢયા. આર્ટ ચેતી ગયો. એણે બારીમાં નજર કરી. તર્કટ દીઠું. ઢાલ ઉઠાવી, સમશેર ખેંચીને એ ઉઠ્યો અને ચોકિયો દાયરો ભાનમાં આવે તે પહેલાં તો ચારણને લઇ, ઘોડા પર છલાંગ મારી, સમશેર વીંઝતો, શત્રુઓને કાપતો, પાર થઇ ગયો.

પછી તો સદાસાવધ આર્ટ છેવટસુધીના જંગે ચડ્યો. ફરીવાર રાજા રીચર્ડનું આગમન, ફરી એનો પરાજય, સંધિનાં કહેણ, નિષ્ફળતા, બ્રિટનરાજની શરમીંદી વિદાય, અને છેક ડબ્લીન નગરની દિવાલો સુધી 'એરીન'નું ધ્વજારોપણ! જો ફક્ત ઘેરો ઘાલવાનાં સાધનો અને વહાણો આર્ટને મળ્યાં હોત, તો ડબ્લીન નગર એણે હાથ કર્યું હોત. ચાલીશ વર્ષો સુધી એરીન ખાતર યુદ્ધો રમી, બ્રિટનની સીમો ઝુંસી ઝૂંસી, દેશની સંસ્કૃતિમાં પણ દેવાલયો વિદ્યાલયો વગેરેનો ફાળો ઉમેરી, આદર્શ આતિથ્ય–ભાવના બતાવી, સાઠ વર્ષની ઉમરે આર્ટે આપ છોડયાઃ બ્રિટિશના દેવરાવેલા દગલબાજ ઝેરથી. ૧૪-૧૭ની એ સાલ હતી.

હવે પંદરમી સદીમાં આયર્લૅન્ડે બ્રિટિશ સત્તાને કેવી પડકારેલ છે તે તપાસીએ.*

(અપૂર્ણ)

*ઐરાપ્રૂ સાહિત્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી

## ન્યાય

( પૃષ્ઠ ૯૪ થી ચાલુ )

મંગળ—અને રમણ !

નલિની—રમણ મારી સાથે જ હતો.

મંગળ—અને તમે પાછાં ક્યારે આવ્યાં ?

નલિની—પોણા નવેક થયા હશે. નહિ, રમણ ?

રમણ—પોણા નવે તો શો બધ થશે. નવમાં પાંચેક મીનીટ ઓછી હશે.

મંગળ—રમણ તું અહીં કેટલા વાગ્યા સુધી હતો ?

રમણ—હું જમીને દસેક વાગે ગયો.

મંગળ—તમે મારા ગયા પછી અહિ જ બેઠાં હતાં !

નલિની—(જોરથી હસવા માંડે છે) બાપાજી, તમે wonderful (અદ્ભુત) છો.

મંગળ—એમાં હસવાનું હું કૈં જોતો નથી.

નલિની—કેવા અયથાર્થ સવાલ પૂછો છો ! જાણે અમને જ ન તપાસતા હો !

મંગળ—ના નલિની, પૂછ્યા વગર કેમ સમજ પડે ક્યારે પાકીટમાંથી રૂપીઆ ઉપડી ગયા !

નલિની—પણ રમણને પૂછવામાં શો ફાયદો !

મંગળ—બધાને પૂછવું જોઇએ.

નલિની—જુઓ બાપાજી, જરા ઉભા રહો તો ટેલીફોન કરી આવું.

મંગળ—કોને ?

નલિની—ચંદુલાલ અને કેતીને.

મંગળ—શા માટે ?

નલિની—તમારા ગયા પછી એ પણ અહીં હતા. એમને પણ પૂછવું તો જોઇએ.

મંગળ—ના નલિની, તેની કૈં જરૂર નથી. ત્યારે તમે જમ્યા પછી અહિ જ બેઠા હતા !

રમણ—હા.

મંગળ—અને તે તે વખતે આ પાકીટ જોઇ હતી કે ! !

નલિની—(જાણકમાં રમણને) હું પૂછું છું તેનો જવાબ આપવા તમે બંધાયલા નથી. પણ જે જવાબ આપશો તેનો તમારી સામે ઉપયોગ કરવામાં આવશે.

રમણ—Don't be silly (મૂર્ખ ન થા).

નલિની—Silly (મૂર્ખ) જરાએ નહી. તું બાપાજીને ઓળખતો નથી. જોતો નથી કે તું Suspect છે (તારા પર વહેમ છે) ! કેવા દમામથી સવાલો પૂછાય છે !

મંગળ—ના ના એવું કશું નથી.

નલિની—બાપાજી, એણે રૂપીઆ લીધા છે એવો શક તો ખરો ને ?

મંગળ—ના, નલિની.

નલિની—ત્યારે લીધા હોય એવી આશા હશે.

મંગળ—નલિની ! જો, રમણ, માણેકને બોલાવ.

રમણ—કોને બોલાવું ?

મંગળ—બધાને.

નલિની—બધાનું શું કામ છે ? શોફર તો કોઇ દહાડો અંદર આવતો નથી. અને માળી પણ નથી આવતો.

મંગળ—હા બરોબર છે. બે બાઇઓને બોલાવી લાવ. અને જો બધાને બાજુના

રુમમાં ઉભા રાખ. અને—અકકેકને મોકલી આપ. ( રમણ જાય છે )

નલિની— બાપાજી, આપણે ત્યાં બધા જુના નોકરો છે.

મંગળ—તેથી શું ?

નલિની—કોઇએ પણ વીસ વર્ષથી ઓછી નોકરી આપણે ત્યાં નથી કરી.

મગળ—પણ તેથી શું ?

નલિની—એમને પોલીસના હાથમાં આપશો ?

મંગળ—અવશ્ય.

નલિની—એમાંના એકે લીધા પણ હોય અને તે પોતાની ભૂલ કબુલ કરે તો પણ ?

મંગળ—હું ચોરને ઉત્તેજન આપવા માંગતો નથી.

નલિની—હોય, માણસથી ભૂલ પણ થાય.

મંગળ—તો ભૂલની શિક્ષા પણ થાય. [ એક નોકર દાખલ થાય છે અને ધ્રુજતો ઉભો રહે છે ]

જો સોમા, તું ગઇ કાલે સાંજ પછી આ ઓરડામાં ક્યારે આવ્યો ?

સોમો—આ ઓરડામાં એટલે હમના ઢીંગે તીવાં ?

મંગળ—હા.

સોમો—રોજ આવું છું.

મંગળ—[જરા ચીડાઇને] તે તો હું જાણું છું. કાલે ક્યારે આવ્યો હતો ?

સોમો—બપોરે.

મંગળ—હું આવ્યો તે પહેલાં કે પછી ?

સોમો—તે પહેલાં.

મંગળ—અને આજે ?

સોમો—હમનાજ આવ્યો.

મંગળ—આ પાકીટ જો (પાકીટ બતાવે છે) એને તેં કાલે જોયેલી કે ?

સોમો—ના સાહેબ.

મંગળ—જો સાચું કહી દે નહીં તો હેરાન થવું પડશે.

સોમો—પણ શું થયું છે શેઠ ? મેં નહીં જેયલી.

મંગળ—આમાંથી રૂ. ૧૫૦) કોઇએ કાઢી લીધા છે.

સોમો—(થરથર કાંપતા) જન સાહેબ, મુરબ્બી અમે આતલા વરછ તમારું કામ કર્યું તે આટલા માટે ?

મંગળ—જો તને જે ખબર હોય તે કહી દે.

સોમો—મને કૈ ખબર નથી. મને પૈછા જોઇએ તારે હું તમારી પાછે માગી લઉં છું. ચોરી કરી હોય તેના હાથ બલી જાય.

મંગળ—આપણા બીજા કોઇ માણસે લીધા હોય એવી ખબર છે ?

સોમો—ના છેઠ.

મગળ—જા તું બહાર જઇને ઉભો રહે.

(પાછળને બારણે જાય છે.)

રમણ,

(બીજો માણસ દાખલ થાય છે.)

માણસ— કેમ છેઠ ?

મંગળ—તને શા માટે બોલાવ્યો તે ખબર છે ?

માણસ—ના જી.

મંગળ—તું આ ઓરડામાં ગઈ કાલે ક્યારે આવ્યો હતો?

માણસ—ગઈ કાલે હું અહીં આવ્યોજ નહોતો.

મંગળ—અને આજે?

માણસ—આજે તો હમણાંજ આવ્યો.

મંગળ—જે સાચું હોય તે કહી દે

માણસ—હું શા માટે જૂઠું કહું?

મંગળ—આ ઓરડો સાફસૂફ કોણ કરે છે!

માણસ—હમણાં તો ડાહ્યો ને રામો કરે છે.

મંગળ—વારુ તું જા બહાર ઊભો રહે. રમણ, ડાહ્યાને મોકલ. (ડાહ્યો ધ્રુજતો દાખલ થાય છે અને ઊભો રહે છે.) કેમ ડાહ્યા? આટલો બધો ધ્રુજે છે શા માટે?

ડાહ્યો—મને ઠીક નથી.

મંગળ—પકડાઈ જવાની બીક તો નથી ને?

ડાહ્યો—ન......ન...... ના.

મંગળ—પકડાવું ક્યારે આવવાનો છે?

ડાહ્યો—હમણાં જ.

મંગળ—અને રૂપીઆનું શું કર્યું? [ડાહ્યો જવાબ આપતો નથી.] મેં આપવાની ના પાડી એટલે આ પાકીટમાંથી કાઢી લીધા!

ડાહ્યો—(એકદમ રડવા માંડે છે અને પગે પડે છે) માફ કરો મને. આ શું કરું?

મંગળ—તેનો પહેલેથી વિચાર કરવો હતો.

ડાહ્યો—મેં આ શું કર્યું! શેઠ હું તદ્દન અકળાઈ ગયેલો. પઠાન પૂંઠે લાગેલો. મારી નાંખવાનું કહ્યું.

મંગળ—રૂપીઆનું શું કર્યું?

ડાહ્યો—[ખીસામાંથી કાઢીને] આ રૂપીઆ. (આપે છે)

મંગળ—ને આટલા વર્ષના વિશ્વાસ પર પાણી ફેરવ્યું?

ડાહ્યો—માફ કરો મને હું ફરીથી નહીં કરું.

મંગળ—હવે ફરીથી આવું કરવાની તને તક જ મળવાની નથી. હમણાં પોલીસ આવશે.

ડાહ્યો—પોલીસ! [રડવા માંડે છે] શેઠ, તમારે પગે પડું. તમે મારા માબાપ છો. મને બચાવો. ફરીથી નહીં કરું. આટલા વરસમાં કોઈ વાર મેં પણ કહ્યું નથી.

મંગળ—તે તો કોણ જાણે, આજે પકડાયો.

ડાહ્યો—ના શેઠ, મારા છોકરાના સમ, મારા છોકરાના સમ ખાઈને કહું છું.

મંગળ—કોઈના સમ ખાવાની જરૂર નથી. મેં પોલીસને બોલાવી છે, હમણાં આવશે. રમણ! [રમણ દાખલ થાય છે.] જો આ રૂપીઆ.

રમણ—ક્યાંથી જડ્યા?

મંગળ—આ ડાહ્યાએ લીધેલા. બીજા નોકરોને કામે જવાનું કહે અને આને બાજુના ઓરડામાં પોલીસ આવે ત્યાં સુધી પૂરી મૂક.

ડાહ્યો—માફ કરો [નલિનીને] બાઈ તમે તો કંઈ કહો.

મંગળ—[નલિનીને] આજ સીધેસીધો જાય છે કે નહીં! [ડાહ્યો અને રમણ જાય છે.]

મંગળ—[અભિમાનથી] જોયું?

નલિની—હા બાપાજી.

મંગળ—આજે કોનો વિશ્વાસ કરવો તે જ સમજાતું નથી. આ સ્વપ્ને પણ એવું કરત એવું હું ન માનત.

નલિની— હવે એવું શું કરશો?

મંગળ—કરવાનું શું હોય?

નલિની—પોલીસને સોંપશો?

મંગળ—હાસ્તો.

નલિની—પણ બાપાજી, જુનો માણસ છે.

મંગળદાસ—તેનાથી તો એનો ગુન્હો વધ્યો ગણાય.

નલિની—એને માફ કરો.

મંગળદાસ—અરે એમ તે દુનીઆ કેમ ચાલે?

નલિની—પણ બીચારાએ પદાણની બીકે આવું કર્યું લાગે છે.

મંગળદાસ—તેથી એનો ગુન્હો માફ ન થઇ શકે.

[રૂપીઆ પાકીટમાં મૂકે છે ને પાકીટ ટેબલ પર મૂકે છે. અને ઉભા થાય છે]—જો નલિની, રામદાસ શેઠ આવે તો બેસવાનું કહેજે. હું હમણાંજ આવ્યો. [જાય છે.]

નલિની—રમણ! ડાહ્યાને લઇ આવ.

[રમણ ને ડાહ્યો દાખલ થાય છે.]

ડાહ્યો—[પગે પડીને] બાઇ મને બચાવો. છોડને કંઇ કહો.

નલિની—ડાહ્યા આ તેં શા માટે કર્યું?

ડાહ્યો—મારાં નસીબ ફુટેલાં એટલે.

નલિની—પદાણને શા માટે રૂપીઆ આપવા હતા?

ડાહ્યો—મારો છોકરો માંદો હુતો તીવારે ૩૦ રૂપીઆ લીધેલા. છેક પાસેથી માગેલા પણ ની આપેલા. તેના વીયાજ સાથે ૧૦૦) રૂપીઆ આપવાના થયલા. આજે નહિ આપુ તો મારી નાખછે એમ કહી ગેલો. કાલે મે છેક પાસેથી માગ્યા પણ છેકે આપયા ની. અને આ પાકીટ જોઇ મારાથી ની રેહેવાયું, પણ હું ફરીથી ની કરૂં.

નલિની—પદાણ ક્યારે આવવાનો છે?

ડાહ્યો—હમણાં પાછલના દરવાજા પાછે આવીને ઉભો ઉસે.

નલિની—રમણ, [પાકીટમાંથી રૂપીઆ કાઢી ગણે છે.] લે આ સો રૂપીઆ અને ડાહ્યાને સાથે લઇ જઇને પદાણ આવ્યો હોય તો તેને આપી દે. [નોટો આપે છે.]

ડાહ્યો—અને પોલીસ?

નલિની—તે મારા હાથમાં નથી પણ હું બનશે તે કરીશ. જા રમણ. (રમણ ને ડાહ્યો જાય છે. નલિની રૂમમાં આમ તેમ ફરે છે. એટલામાં મંગળદાસ દાખલ થાય છે.)

મંગળ—કેમ નલિની રામદાસ નથી આવ્યા હજી?

નલિની—ના બાપાજી. પણ ડાહ્યાને આ એક વાર જવા ન દો?

મંગળ—ના, નલિની—(બહાર મોટરનો અવાજ સંભળાય છે.) રામદાસ આવ્યા જ લાગે છે.

નલિની—લો બાપાજી આ તમારી પાકીટ સંભાળો. મેં એમાંથી સો રૂપીઆ લીધા છે.

મંગળ—શા માટે?

નલિની—ડાહ્યાના પદાણને આપવા.

મંગળ—પણ નલિની—

(નલિની જવાબ આપ્યા વગર જતી રહે છે. રામદાસ દાખલ થાય છે. પાંત્રીસેક વર્ષના ઠીંગણા ગૃહસ્થ છે. એમણે કાળી ટોપી, સફેદ

ડમલો, ધોતીઉં અને કાળા સ્લીપર પહેર્યાં છે.)

મંગળ—આવો રામદાસ શેઠ!

રામદાસ—તબીયત તો સારી છે ને?

મંગળ—તબીયત તો ઠીક છે. આ બેસો ને!

રામદાસ—ના.

મંગળ—ત્યારે સીગાર લો.

(રામદાસ સીગાર લે છે ને સળગાવે છે.)

રામદાસ—આજ કાલ તો પ્રધાનપદની ચિંતામાં જ ગરકાવ રહેતા હશો.

મંગળ—અરે એ વાત જ જવા દો. માથું દુઃખવા આવ્યું છે અને પૈસો તો પાણીની માફક ખરચવો પડે છે.

રામદાસ—તમારા જેવાને શું છે?

મંગળ—બજારમાંથી વોટ મળશે ને?

રામદાસ—તમને નહીં તો બીજાને કોને આપશે?

મંગળ—પણ પેલા સ્વરાજીસ્ટ છે ને?

રામદાસ—અમે તો વેપારી માણસ; અમારે એ સ્વરાજીસ્ટ સાથે શો સંબંધ?

મંગળ—ત્યારે આપણે તમારા બજારના આગેવાનોને મળવાનું ક્યારે રાખશું?

રામદાસ—તમે કહો ત્યારે.

મંગળ—આજે બપોરે જઈશું?

રામદાસ—જરૂર. અને આ વખતે તો મીનીસ્ટર જરૂર જ થશો.

મંગળ—અરે ચુંટાવા તો દો. પછી મીનીસ્ટરની વાત—બાકી તો ચુંટાઉં તો ભાગ્ય ખરા.

રામદાસ—આપણો વેપારી જ મીનીસ્ટર થાય તે સારું. અને બીજા કેવા ખબર છે? મારા જેવું કંઈ કામ હોય તો કહેજો.

મંગળ—બીજું તો હું મીનીસ્ટર થાઉં તો મીલનું શું કરવું તે સમજાતું નથી.

રામદાસ—કંઈક તો ગોઠવણ કરવી પડશે.

મંગળ—તમને તેના સંબંધમાં વાત કરવા બોલાવ્યા છે. તમે આજે ઘણાં વર્ષોથી ડીરેક્ટર છો એટલે મીલની સ્થિતિ તો તમે જાણો છો. આજે મુંબાઈમાં આવી સારી રીતે ભાગ્યે જ કોઈ મીલ ચાલતી હશે.

રામદાસ—હા. આપણે નસીબદાર તો ખરા.

મંગળ—નસીબ તો છે જ પણ તેની સાથે મેનેજમેંટ પણ જોઈએ. મારી ગેરહાજરીમાં કોઈ અજાણ્યા જ માણસને સોંપવાનું મન નથી થતું. આટલા વર્ષનું કર્યું કારવ્યું વખતે પાણીમાં જાય.

રામદાસ—એ તો કોઈ વિશ્વાસપાત્ર માણસ જ જોઈએ.

મંગળ—રામદાસ શેઠ, તમારું પોતાનું બીઝનેસ કંઈ મોટું નથી. પણ પરમેશ્વરની કૃપાથી તમે પાંચ ભાઈઓ છો. તમે જ આ મીલની મેનેજમેંટ ઉપાડી લો તો કેમ? તમે એજન્સી ફર્મમાં ભાગીદાર થઈ શકો. હું મીનીસ્ટર હોઉં ત્યાં સુધી તમારો બાર આના ભાગ અને પછી આપણો સરખો.

રામદાસ—હું વિચાર કરી જોઈશ.

મંગળદાસ—એ કામ તમે સંભાળો તો મને જરાએ ચિંતા ન રહે. અને એક બીજું કામ પણ હતું. બહુ મોટું તો નથી. તમે મન પર લો તો થઈ જશે.

રામદાસ—મારાથી બનશે તો જરૂર.

મંગળ—તમે પૈસાની કંઈ સગવડ કરી શકો?

રામદાસ—કેટલા જોઇએ છે ?

મંગળ—દોઢ લાખ.

રામદાસ—ના એટલા તો નહીં બની શકે. ચાળીસેક હજાર સુધી કરી શકું. હમણાં તો—

મંગળ—[ આતુરતાથી ] અને બાકીના કેટલા દહાડામાં કરી શકો ?

રામદાસ—બીજાં ત્રણ ચાર મહિના સુધી તો આશા નથી.

મંગળ—બીજા કોઇ પાસે ન થઇ શકે ?

રામદાસ—મારા કરતાં તમે વધારે માણસોને ઓળખો છો.

મંગળ—એક બે જણને પૂછી જોયું.

રામદાસ—ત્યારે બેંકમાંથી સગવડ કરીએ તો કેમ ?

મંગળ—તમારી ગેરંટી મળી શકે ?

રામદાસ—સીક્યુરીટી તો જરૂર હશે. પછી કૈં વાંધો નથી.

મંગળ— સીક્યુરીટી હમણાં આપી શકાય તેમ નથી. હા, પણ સક્યુરીટી વગર આ રકમ માટે તમને જામીન બનાવવા ઠીક નહીં.

રામદાસ—આપણે બીજી ગોઠવણ થાય તો કરીએ. ઉતાવળ છે ?

મંગળ—ગુરુવાર સુધી થવું જોઇએ.

રામદાસ—જોઇશું.

મંગળ—પણ આપણે એક કરી શકીએ.

રામદાસ—શું ?

મંગળ—આપણે આજે ઘણા વર્ષોનો અને ઘર જેવો જ સંબંધ છે. એટલે તમને કહેવામાં વાંધો નથી. (રામદાસ ધ્યાનપૂર્વક સાંભળે છે) બે મહિના પહેલાં મને રૂપીઆની Urgent [ખાસ] જરૂર લાગવાથી મેં બેંક પાસેથી દોઢ લાખ રૂપીઆ લીધા તે માંગે છે.

રામદાસ— બીજા બે મહિના ન મળી.

મંગળ—ના.

રામદાસ—તેને સીક્યુરીટી તો આપી ને તે ટ્રાન્સફર કરી બીજી બેંક પાસેથી ગો થઇ શકશે.

મંગળ—સીક્યુરીટી તો આપી છે પણ ટ્રાન્સફરમાં જરા વાંધો આવે તેમ છે.

રામદાસ—તે કેમ ?

મંગળ—મારી પાસે તે વખતે સીક્યુરીટી ન હોવાથી આપણી મીલની ગાંસડીઓ સીક્યુરીટી તરીકે આપી.

રામદાસ—આપણી મીલનું રૂ !

મંગળ—હું પંદરેક દહાડામાં ગોઠવણ કરવાનો હતો. એટલે તમને નહીં. પણ તે ગોઠવણ કરી શકયો નહીં. એ ગાંસડીની સીક્યુરીટી વધારે વખત વાનું મને યોગ્ય નથી લાગતું. ગમે પણ મીલની ગાંસડી છે. અને બેંક એ, કે તે પણ ઠીક ન થાય.

રામદાસ—હા, એ તો સારું ન જ

મંગળ—આપણે એક વાત કરી શક

રામદાસ—શી ?

મંગળ—મીલજ દોઢ લાખ રૂ raise (ઉભા) કરીને મને લોન આપી મીલને જરૂર હોય છે ત્યારે હું હમેશ આ આપ્યો છું.

રામદાસ—આપણે બીજા ડીરેકટરોને જોઇશે ને ?

મંગળ—હા પૂછવું તો જોઇશે. તમે જરા ભળીને નહી ન કરી દો? અને બુધવારે આપણી મીટીંગમાં પાસ ન કરાવી દો?

રામદાસ—(વિચાર કરીને) બનતું કરીશ.

(રમણ દાખલ થાય છે)

મંગળ—કેમ રમણ?

રમણ—પોલીસનો ઇન્સ્પેકટર આવ્યો છે.

રામદાસ—શું થયું?

મંગળ—અરે રામદાસભાઇ, આજે કોનો વિશ્વાસ કરવો તે જ સમજાતું નથી. ગઇ કાલે ટીપાઇ પર મારું પર્સ ભુલી ગયો તેમાંથી મારા એક નોકરે ૧૫૦) રૂપીઆ કાઢી લીધા. તે સાલો વીસ વરસનો જૂનો નોકર, આ છોકરાઓ કહે છે કે એને જવા દો પણ એમ જવા દઇએ તો જીવવું પણ કઠણ થઇ પડે, અને બીજા નોકરોને ચોરી કરવાનું ઉત્તેજન આપવા જેવું થાય.

રામદાસ—તમે બરાબર કર્યું.

મંગળ—સાંભળ રમણ, જો ઇન્સ્પેકટરને બધી વાત કરી દે અને સાલાને સોંપી દે.

[ રમણ જાય છે ]

રામદાસ—ત્યારે હું રજા લઉં?

[ ઉઠે છે ]

મંગળ—અને જુઓ મીલ તો તમારે જ સંભાળવી પડશે.

—પડદો પડે છે—

## રાસ્પુટીન

(પૃષ્ઠ ૯૪ થી ચાલુ)

નખાવતાં બીલકુલ પણ આંચકો ખાતો ન હોતો. ધર્મને નામે લોકો ઉપર, અને તેમાં ખાસ કરીને યુવાન અને સુન્દર સ્ત્રીઓ ઉપર તે પ્રથમ અદ્ભુત પ્રભાવ પાડી તેમને પોતાના પંજામાં સપડાવી દેતો હતો. અને ત્યાર પછી તેમની પાસે એવાં કુકર્મો કરાવતો કે તે જાણતાં આપણું હૃદય કંપી ઉઠે, અને તે લખવા બેસીએ તો તે વડે આપણે કેટલીએ અદ્ભુત નવલકથાઓ લખી શકીએ. રાણી અને રાસપુટીન વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર હવે બહાર પડયો છે. તે વાંચતાં આપણને એકદમ ખાત્રી થયા વીના રહે નહિ કે રાણી બીચારી અત્યંત ભલી ભોળી, નિષ્કપટી અને શ્રદ્ધાળુ સ્ત્રી હતી અને આ ધર્મગુરુ એક પહેલા નંબરનો આબાદ અને લુચ્ચો ઉઠાવગીર તથા બદમાશ હતો. એ પત્રવ્યવહાર આપણને કેટલાએ અદ્ભુત લેખો માટે જરૂરી સામગ્રી પુરી પાડી શકે એમ છે; તેમ, આ કહેવાતા સુધરેલા વીસમા સૈકામાં પણ એક બદમાશ ધર્મગુરુ ભોળી અને શ્રદ્ધાળુ સ્ત્રીને કેટલે અંશે પોતાની હથેલીમાં નચાવી શકે છે તેનો આપણને પુરેપુરો ખ્યાલ આપે છે. રુશીઆની હાલની પ્રજાને ધર્મ ઉપર તિરસ્કાર ઉત્પન થયો છે, અને તેમણે હાલમાં તેમના દેશમાંથી તેમ, તેમણે નવી ઉત્પન કરેલી સમાજ–વ્યવસ્થામાંથી ધર્મને છેક જ તિલાંજલિ આપી દીધી છે, તેનું કારણ પણ રાસપુટીન જેવા ભયંકર અને દુરાચારી ધર્મ ગુરુઓ જ હોવા જોઇએ.

રાસપુટીનને પૈસાનો અજબ લોભ હતો; અને તે પુષ્કળ પૈસો એકઠો કરે જતો હતો. પરંતુ એકઠું કરેલું નાણું તે કેવી રીતે અને શેમાં ખરચી નાંખતો હતો તેનો ભેદ હજી પણ કોઇથી ઉકેલી શકાતો નથી. આજે તેને ખાતે બેંકમાં પુષ્કળ પૈસો હોય, તો આવતી કાલે કેટલાક ભેદી સ્ત્રી પુરુષો તેની પાસેથી ચેકો લાવી એ પૈસો બેંકમાંથી ઉપાડી જાય. જમીનમાંથી તેને મળતું દ્રવ્ય તેમ રાજારાણી તથા તેના બીજા શ્રીમંત શિષ્યો અને શિષ્યાઓ પાસેથી તેણે મેળવેલું દ્રવ્ય કયે રસ્તે ખર્ચાયું છે તેનો ભેદ હજી પણ ઉકેલાઇ શકાયો નથી.

પોતે તો તદ્દન નિસ્પૃહી છે, અને આ દુનિયામાં તેને કોઇ પણ જાતનો સ્વાર્થ નથી એવો ઢોંગ કરતાં રાસપુટીનને આબાદ આવડતું હતું. એક વખત મહેલમાં આવી ઝાર તથા મહારાણી સમક્ષ ફરીઆદ કરી કે "કેટલાક ધર્માધિકારીઓ મારી વિરુદ્ધ ખોટીખોટી વાતો ફેલાવે છે માટે હવે હું તો રાજધાની છોડી ચાલ્યો જાઉં છું, અને સૈબીરીઆ જઇ ત્યાં નીરાંતે વાસ કરીને રહેવા માગું છું. મને રજા આપો." રાણી તો આ શબ્દો સાંભળીને ગભરાઇ ગઇ, તે તરત જ બોલી ઉઠી, "ના ના બાપ, આવું કશું કરશો નહીં. તમે અમને છોડીને જતા રહેશો તો મારી, મારા ધણીની અને રુશીઆની શી વલે થશે? તરત જ તેણે પોતાના ધણી તરફ જોયું અને કહ્યું "ધર્માધિકારીઓની આવી જાતની ડખલ સહન થઇ શકે એમ નથી માટે તમે તરત જ તેનો બંદોબસ્ત કરો." ત્યારે તરતજ રાસપુટીનને કહ્યું, "વમારે માટે ખોટી વાતો ફેલાવનાસ-

ઓના નામ મને આપો. હું એકદમ તેમને તેમની પદવી ઉપરથી બરતરફ કરી દઉં છું." રાસપુટી-ને તેમના નામો આપ્યા એટલું જ નહી, પણ તેમની જગ્યાઓએ કોની નીમણુંક કરવી તેની પણ યાદી રજુ કરી દીધી. બસ. થઇ ચુક્યું! ચોવીસ કલાકમાં તો જુના અને વિશ્વાસપાત્ર ધર્માધિકારીઓને નોકરી ઉપરથી બરતરફ કરી દેવામાં આવ્યા. તેમાંના કેટલાકને કેદની સજા કરવામાં આવી અને કેટલાકોને દેશવટો દેવામાં આવ્યો. પેટ્રોગ્રેડ ચાલ્યા જવા-ના આવા આવા ઢોંગો તે ઘણી વાર કાં તો રુબરુમાં કે કાં તો પત્રદ્વારા કરતો હતો. રાણી અને કોઇ કોઇ વાર તો ઝાર પોતે પણ તેને અત્યંત કાલાવાલા કરી મનાવતા હતા. અને આ રીતે દરેક વખતે તેમની પાસેથી તે આમ પોતાનું ધાર્યું કરાવી લેતો હતો.

ઝાર અને મહારાણી તેની જીંદગીની પુરે-પુરી સંભાળ રાખે અને તે કાવત્રાબાજ ખુની-ઓનો ભોગ થઇ ના પડે, તેને માટે આ લુચ્ચા સાધુએ આબાદ યુક્તિ કરી હતી. તેણે ઝાર અને મહારાણીના મનમાં પુરેપુરું ઠસાવી દીધું હતું, કે 'મારા મરણ પછી ચાલીસ દિવસે ઝારનું મૃત્યુ છે.' આથી કરીને રાજ્ય તરફથી તેની જીંદગીની પુરેપુરી સંભાળ લેવામાં આવતી હતી, અને ચોવીસે કલાક લશ્કર અને પોલીસ તરફથી તેનું રક્ષણ થયે જતું હતું.

સને ૧૯૧૬ની સાલમાં આખા રશીઆમાં ખુદ ઝારના શબ્દો કરતાં પણ સાધુ રાસપુ-ટીનના શબ્દોનું વધારે માન હતું. વીસમા સૈકામાં અપાતી સંપૂર્ણ કેળવણી લીધેલો ઝાર અને જર્મની જેવા કેળવણી અને સંસ્કૃ-તિની ટોચે પહોંચેલા દેશની પુરેપુરી કેળવા-એલી રાજકુંવરી—ઝારની મહારાણી બંને રાસ-પુટીનના ગુલામ જેવા બની રહેલાં હતાં. "અજ્ઞાન અને અર્ધ સુધરેલા" હિંદુસ્તાન દેશમાં તો ધર્મગુરુઓનું સામ્રાજ્ય ચાલે છે," એમ લખી હિંદુઓને વગોવવાનો ધંધો લઇ બેઠેલી મીસ મેયોને આપણે પુછીશું કે "હિંદુ-સ્તાનના કોઇ હિંદુ દેશી રાજા ઉપર કોઇ પણ ધર્મગુરુની આ જમાનામાં આટલી બધી પ્રબળ અસર હોય એવું તમારી જાણમાં છે ખરું?" ઝાર નીકોલસ બીજો અને તેની મહારાણી ઉપર ધર્મગુરુ રાસપુટીનની આવી અદ્ભુત અસરથી નીપજેલાં ખરાબ પરિણામો—એ વીશે મીસ મેયો પુસ્તકો લખવાની કેમ તસ્દી લેતાં નથી?

પણ હવે ધીમે ધીમે રાસપુટીનના પાપનો ઘડો ભરાવા લાગ્યો. રશીઆના દેશભક્તોને વહેમ પડવા લાગ્યો કે આ સાધુ મહા પ્રપંચી છે. તે જર્મનીનો છુપો જાસુસ છે; અને તે રશીઆનું સત્યાનાશ વાળવા બેઠો છે. તે વધારે વખત જીવતો રહેશે તો રશીઆનું આવી બનશે. તેથી તેમણે તેનો જીવ લેવાનું નક્કી કર્યું; અને તેને માટે એક ભયંકર કાવત્રાંની યોજના કરી દીધી. રાસપુટીનની કેટલીક શિષ્યાઓને આ કાવત્રાંની ગંધ આવવાથી તેમણે રાસપુટીનને પત્રો લખી આ કાવત્રાંની ખબર આપી. અને પોતાની જાતની સંભાળ લેવાની તેને ચેતવણી આપી. ખુદ મહારાણી તરફથી પણ તેને ચેતવણી મળી. પણ અહંકારથી આંધળા બની ગયેલા રાસપુટીને આ ચેતવણીઓની બીલકુલ દરકાર કરી નહિ. તેને એવું અભિમાન હતું કે આખા રશીઆમાં મારા સામું હાથ ઉપાડવાની કોની

મંમંદુર છે? મહારાણીએ તેને પોતાની સમક્ષ બોલાવ્યો, અને બે હાથ જોડી તેને વિનંતિ કરી કે, "હું બાપ, તમારો જીવ લેવાને માટે ભયંકર કાવત્રું રચવામાં આવેલું છે. તમે તમારી જાતની સંભાળ રાખજો અને કોઇ પણ અજાણે સ્થળે તમારા સંરક્ષણને માટે પુરતો બંદોબસ્ત કર્યા વગર કદી પણ જશો નહિ." રાસપુટીને તો બેદરકારી ભરેલી શાંતિથી જવાબ દીધો, 'હું તો રુશીઆનો તારણહાર છું મને કોઇ પણ ઇજા કરી શકે એમ નથી. તેઓ જે પાપી કૃત્ય કરવા માગે છે તેનો પ્રત્યાઘાત તેમના પોતાના જ ઉપર થશે. હું મારી જાતની ચિંતા કરતો નથી. તમે પણ મારી બીલકુલ ચિંતા કરશો નહીં.' રાણીએ ગળગળા થઇ જઇ જવાબ દીધો, "એ બાપ, તમારી જાતની સંભાળ રાખો. બને તેટલી સાવચેતી રાખતા રહો, ગ્રાંડ ડયુક નીકોલસ આપણો કટ્ટો વેરી છે. તે તમારો જીવ લેવાને ફરે છે." પણ રાસપુટીનના મન ઉપર આ આજીજીની લગાર પણ અસર થઇ નહીં. પોતાના ઝનુની અને જીવ પર આવેલા શત્રુઓ તરફ આમ બેદરકારી ભરેલો તિરસ્કાર બતાવી તે તો મહારાણીએ તેને આપેલો દારુનો પ્યાલો ગટગટાવી ગયો અને ત્યાંથી ઉઠી પોતાના ઘર તરફ વિદાય થયો.

રાણી સાથેની આ મુલાકાત પછી ત્રીજે દિવસે એટલે તા. ૨૬મી ડિસેંબર ૧૯૧૬ને દિવસે પેટ્રોગ્રેડના ઉમરાવ કુટુંબમાં તેમ રાજ મહેલમાં વાત ફેલાઇ કે બે દિવસ થયા સાધુનો કાંઇ પત્તો નથી. ત્યાર આ વખતે યુદ્ધમાં ગએલો હતો. મહારાણીએ તેને ઉપરા છાપરી ત્રણ તારો કર્યા અને ખબર આપી કે, "આપણા ઉપર મહાન આફત આવી પડી છે. સાધુનો કાંઇ પત્તો નથી. મારાથી અહીંઆ રહી શકાતું નથી, તમે એકદમ અહીંઆ આવો અને ગુનેગારોને શોધી કહાડી તેમને સજા કરો." ત્યાર તાબડતોબ પેટ્રોગ્રેડ આવી પહોંચ્યો. અને પોતાના સરદારો, પ્રધાનો અને પોલીસને ખબર આપી કે આ વાત તદ્દન છુપી રહે તેની તજવીજ કરો અને સાધુની શોધ કરો. પરંતુ આવી વાત કાંઇ છાની રહી શકે? રાસપુટીનના મૃત્યુ સંબંધી અનેક જાતની વાતો ચાલવા માંડી, અને રુશીઆની બહાર તો વર્તમાન પત્રોમાં રાસપુટીનનુ મૃત્યુ કેવી રીતે થયુ તેના સવિસ્તર અને વિગતવાર અનેક જાતના કાલ્પનિક હેવાલો પ્રસિદ્ધ થવા લાગ્યા.

રાસપુટીનના મૃત્યુ સંબંધી પોલીસતપાસને આધારે નીચેની વિશ્વાસપાત્ર હકીકત છેવટે બહાર પડી.

" સને ૧૯૧૬ના ડીસેંબર માસની ૨૪ મી તારીખે રુશીઆના એક સુપ્રસિદ્ધ ઉમરાવજાદા યુસુપોવ તરફથી પેટ્રોગ્રેડમાં રાસપુટીનને રાત્રે જમણનું આમંત્રણ મોકલવામાં આવ્યું. આ આમંત્રણમાં વધુ એવું પણ જણાવવામાં આવ્યું હતું, કે " આ જમણ તદ્દન ખાનગી છે. હું મારા ઘરમાં તદ્દન એકલો છું. ઉંચા કુટુંબની એક સુંદર અને યુવાન સ્ત્રી આપણા ધર્મની ખાનગી દીક્ષા લેવા માંગે છે. તે પણ જમણ પ્રસંગે હાજર રહેશે. આપને તે સ્ત્રી આપણા ધર્મમાં દાખલ થવા યોગ્ય માલમ ના પડે તો તેને તે મુજબ ખબર આપી દઇશું. આપ જરુર પધારજો અને આ જમણ તથા દીક્ષાની ખબર તદ્દન ખાનગી રાખજો. " આ આમંત્રણમાં ઠગાઇ હતી. અને આમંત્-

લોહીથી ખરડાએલો રાસપુટીન ક્રોધથી બોલ્યો, "હરામખોરો. તમે મને મારી નાખવાનો પ્રયત્ન કર્યો છે, કેમ? પણ હું તો હજી જીવવાનો છું. પ્રભુ તમને તમારા આ નીચ કૃત્યનો બદલો આપશે." કાવત્રાંખોરો તો ભયથી સ્તબ્ધ થઇ ગયા. તેમનાથી ના બોલી શકાયું કે ના હાલી ચાલી શકાયું. પણ થોડી વારે તેમાંના એકમાં કાંઇક હિંમત આવી. તે એકદમ મરણીઓ થઇ ગયો. તેણે રાસપુટીનની છાતી સામે લાગલાગટ પિસ્તોલના ત્રણ બહાર કર્યા. આ બહાર નિષ્ફળ ગયા નહિ. રાસપુટીનનો પાપી આત્મા એક ક્ષણમાં મનુષ્યદેહ છોડી ચાલતો થયો.

તા. ૨૮મી ડીસેંબર ૧૯૧૬ને દિવસે પોલીસ તપાસને પરિણામે રાસપુટીનનો મૃત દેહ નદીમાંથી હાથ લાગ્યો.

આ રીતે આ જમાનાની અતિ ભેદી અને ભયંકર વ્યક્તિનો કરુણ અંત આવ્યો.*

* વીલીયમ લ. કે ના એક લેખના આધારે.



# • સાહિત્ય–સંસદનો આઠમો વાર્ષિક ઉત્સવ

તથા

# શ્રી કૃષ્ણ જયંતિ

સાહિત્ય સંસદના આઠમા વાર્ષિક ઉત્સવ તથા શ્રી કૃષ્ણ જયંતિ નિમિત્તે એક મેળાવડો રવિવાર તા. ૬ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૩૧ના રોજ સાંજે પાંચ વાગે શ્રી. મહાવીર જૈન વિદ્યાલયના હોલમાં સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે થયો હતો. મેળાવડામાં સંભાવિત ગુજરાતી સ્ત્રી પુરુષોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

આરંભમાં 'સ્વાગત'નું ગીત ગવાયા બાદ સંસદના મંત્રી રા. મનહરલાલ મહેતાએ સંસદનો વાર્ષિક અહેવાલ રજુ કર્યો હતો, જે નીચે પ્રમાણે છેઃ—

## મંત્રીઓનો અહેવાલ

"મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આજના કાર્યક્રમમાં સહુથી પહેલું કામ મંત્રીઓનો અહેવાલ છે. એ કામ કાર્યક્રમમાં લખાતાં તો લખાયું, પણ હવે અમને જણાય છે કે એ ન લખાયું હોત તો સારૂં થાત. કારણ સ્પષ્ટ છે. સંસદનો છેલ્લો વાર્ષિક મેળાવડો થયો ત્યારથી તે અત્યાર સુધીમાં રાજદ્વારી પ્રવૃત્તિનો વેગ એટલો તો પ્રબળ વેગથી ચાલી રહ્યો છે કે આખું હિન્દુસ્તાન એ વેગમાં ઘસડાય તો સંસદના સભ્યોની તો બીજી શી જ દશા હોય શકે? અર્થાત્ સંસદની સર્વ સાહિત્યપ્રવૃત્તિઓ કુંઠિત થઈ ગઈ છે. આપણું માસિક–ત્રિમાસિક 'ગુજરાત' ઘડીમાં સમાપ્તિવશ થાય છે–ઘડીમાં જાગૃત થાય છે. આ સ્થિતિ ઇષ્ટ છે કે અનિષ્ટ એ તો એક ભવિષ્યની વાત છે, પણ એટલું તો અમે કહી શકીએ છીએ કે વીર ચરિત્રો ભજવાતાં હોય અને ઘડાતાં હોય તે વખતે ઇતર ચરિત્રો ન લખાય તો તેથી સાહિત્યનો ભંડાર ભવિષ્યમાં સમૃદ્ધિહીન નહિ રહે.

હાલની સર્વશોષક પ્રવૃત્તિમાં સંસદના અગ્રગણ્ય સભાસદો કેવો ભાગ લઈ રહ્યા છે તેથી આપ સર્વ અજ્ઞાત નહીં હો એમ માની અમે તેની પુનરુક્તિ કરવા માગતા નથી. માત્ર એટલું જ અમે ઇચ્છીશું કે જે અનુ-

ભવ અને પ્રેરણા એઓને આ ઝંઝાવાતમાં પડ્યાથી મળે તેને તેઓ સાહિત્યમાં ઉતારશે તો તેઓની પ્રવૃત્તિ સંસદ પોતાના દ્દષ્ટિબિંદુએ જોતાં સફળ થઇ એમ સમજશે.

## સંસદનું નવું બંધારણ

આ સંસદની સ્થાપના સન ૧૯૨૨ની સાલમાં થઇ હતી. એટલે એને નવ વર્ષ પૂરાં થઇ આ દશમું વર્ષ ચાલે છે. એ સમય દરમ્યાન એણે કેવું અને કેટલું કામ કરી બતાવ્યું તે સર્વથી આપ વિદિત છો એટલે આત્મપ્રશંસાના દોષમાં અમે પડવા માંગતા નથી. પણ એની કાર્યસાધકતામાં વૃદ્ધિ થાય અને એનું અસ્તિત્વ ચીરસ્થાયી થાય એટલા સારૂ સંસદ પોતાનાં દ્વાર વિશેષ ગોકળાં કરી સંસદના સરખા ઉદ્દેશ અને ભાવનાથી પ્રેરાયલાં સર્વ સજ્જન સન્નારીઓને સભાસદ તરીકે દાખલ કરવા વિચાર ચલાવે છે. આ યોજના પરિપૂર્ણ થતાં તે જાહેર કરવામાં આવશે. પણ તે થાય તે અગાઉ આપ સર્વને અમારી નમ્ર વિનંતિ છે કે આપ સર્વમાંથી જે કોઇને સંસદમાં દાખલ થઇ તેની કાર્ય સાધકતામાં વૃદ્ધિ કરવાની અભિલાષા હોય તેઓએ મંત્રીને જણાવવું કે જેથી કરીને ઉપર્યુક્ત યોજનાની વિગત નક્કી કરવામાં સુલભતા મળે.

છેવટે અમારા નિમંત્રણને માન આપી આપ સર્વ અત્રે પધાર્યા છો તે બદલ તથા સંસદની પ્રવૃત્તિમાં આપ જે રસ લઇ રહ્યા છો તે બદલ આપનો ઉપકાર માની હું આપની રજા લઉં છું.”

## પ્રમુખશ્રીનું વ્યાખ્યાન

મંત્રીઓનો અહેવાલ વંચાયા બાદ પ્રમુખસ્થાનેથી રા. કનૈયાલાલ મુનશીએ “સ્વપ્નસિદ્ધિની શોધમાં” એ વિષય ઉપર પોતાનું વ્યાખ્યાન આપ્યું હતું (જે આ અંકમાં અન્ય સ્થળે પ્રકટ કર્યું છે.)

ત્યારબાદ સ્ત્રીઓએ કેટલાક ગરબા ગાયા હતા, અને રા. છગનલાલ મુનશીએ હાસ્યરસના તથા રા. ચન્દ્રવદન મહેતાએ કરુણરસના પ્રયોગો કરી બતાવ્યા હતા, જે ખુબ આકર્ષક નીવડયા હતા. તે પછી “વંદેમાતરમ્”નું ગીત ગવાયા બાદ મોડી રાત્રે મેળાવડો વિસર્જન થયો હતો.

પુસ્તક ૧૬ ગુજરાત અંક ૩

સાહિત્ય સંસદ તરફથી

તંત્રી : કનૈયાલાલ મુનશી.

## ઑક્ટોબર ૧૯૩૧ની અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| શિશુ અને સખી : | શ્રી. કનૈયાલાલ મુનશી | ૧૭૭ |
| ન્યાય : (અંક બીજેથી) | શ્રી. પુરુષોત્તમ ત્રિકમદાસ | ૧૮૩ |
| આયર્લૅન્ડનો આઝાદી જંગ : | શ્રી. ઝવેરચંદ મેઘાણી | ૧૮૯ |
| આદર્શનાં મૂલ્ય (એકાંકી નાટક) : | શ્રી. ઠાકોરભાઈ ઠાકુભાઇ દેસાઇ | ૧૯૭ |
| સ્નેહ સંભ્રમ (ચાલુ વાર્તા) : | શ્રી. કનૈયાલાલ મુનશી | ૨૦૧ |
| મોટા ભાઇ (વાર્તા) : | શ્રી. નર્મદાશંકર દામોદર શુક્લ | ૨૦૯ |
| કવિ દયારામભાઇ અને ગરબીઓ : | શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળ | ૨૧૩ |
| ટાઇમ્સ ઑફ ઇન્ડીયા : | શ્રી. ચંદ્રવદન ચી. મહેતા | ૨૧૭ |
| મહાગુજરાતનું એક પાસું : | શ્રી. મારુજી ગોવિન્દજી શેઠ | ૨૨૦ |
| એક દિવસ ઉપવાસ પાળો : | શ્રી. ઇબ્રાહિમ હાજીમહંમદ મીસ્રી | ૨૨૩ |
| મારી નોંધપોથી : | શ્રી. ગુપ્તા | ૨૪૮ |
| પુસ્તક પરિચય : | શ્રી જ્યોતીંદ્ર હ. દવે | ૨૫૩ |


વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૮. પરદેશમાં રૂ. ૧૦ અથવા શિ. ૧૫.

છૂટક નકલના બાર આના

તંત્રી ખાતું
૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ,
મુંબઇ

:: ગુજરાત ::

વ્યવસ્થા ખાતું
ગુજરાત કાર્યાલય, રાણપુર
(બી. એસ. રેલ્વે. કાઠીઆવાડ)

# આવતા અંકની કેટલીક સામગ્રી

**શિશુ અને સખી** : સર્ગ ૩ જો : શ્રી. કનૈયાલાલ મુનશી.
**જલ કમલ** : (એકાંકી નાટક) શ્રી. યશવંત પંડ્યા.
**બાલઉછેર** : શ્રી. ધનસુખલાલ કૃ. મહેતાનો હાસ્યરસિક લેખ.
**નૈનીતલાલ બીજી વખત જોયું ત્યારે** : શ્રી. ધૂમકેતુના પ્રવાસનું એક રસિક વર્ણન.
**સ્નેહ સંભ્રમ** : શ્રી. મુનશીની ચાલુ વાર્તાના વિશેષ પ્રકરણો.
**શિકારીનો શાહ** : શ્રી. નાનુભાઇ પ્રભાશંકર મહેતાની એક ટૂંકી વાર્તા.
**છેલ્લો પાઠ** : શ્રી. રામચંદ્ર દા. શુક્લની ટૂંકી વાર્તા.
**કેશવલાલ માસ્તર** શ્રી. નર્મદાશંકર દા. શુક્લની ટૂંકી વાર્તા.
**વિશ્વઆર્તિ વા વિશ્વઆરતિ** : શ્રી. કુસુમાકર.
**બુદ્ધિ** : શ્રી. અંબાલાલ પુરાણીનો માનસશાસ્ત્ર વિષયનો એક મનનીય લેખ.
**મારી નોંધપોથી** : શ્રી. શુક્ર.
ઉપરાંત કાવ્યો, અને પુષ્કળ ચિત્રો, ફોટાઓ, વગેરે.



## સૂચના

"ગુજરાત"ના તંત્રી ખાતાંને લગતો તમામ પત્ર વ્યવહાર તંત્રીને ૧૧૧, એસ્પ્લેનેડ રોડ કોટ, મુંબાઇ, એ સરનામે કરવો.

અવલોકન માટેનાં પુસ્તકો વગેરે તથા અદલાબદલી માટેનાં સામયિક પત્રો તંત્રીને ઘરને સરનામે મોકલવા. ગીલબર્ટ બિલ્ડીંગ, બાબુલનાથ રોડ, મુંબઇ, ૭.

લખાણો તંત્રીને સરનામે મોકલવાં.

લવાજમ, જાહેર ખબરો ઇ૦ "ગુજરાત કાર્યાલય" રાણપુર. (B. S. Ry. કાઠીઆવાડ) એ સરનામે મોકલવા.

વ્યવસ્થા ખાતાંને લગતો તમામ પત્રવ્યવહાર એ સરનામે કરવો.

જાહેર ખબરોના ભાવ તાલ, એજન્સીની શરતો વગેરે વગેરે માટે વ્યવસ્થાપકને એ સરનામે લખવું.

વ્યવસ્થાપક "ગુજરાત"

આયર્લૅન્ડનો આઝાદી જંગ



વીર સાર્સફીલ્ડ

# શિશુ અને સખી

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## સર્ગ ૨ જો

### (૧)

આધાર નહીં, ધન નહીં, સ્વજન નહીં એક પણ; દુભાયું દીલ ને નાનકાં હાડકાં; શરમ ને ક્ષોભથી કાય કાંપે : આમ તે એકલો આવ્યો ને અણજાણ્યું એ મહાનગર, વિકટ ને ઉગ્ર, ચારે તરફ ગાજતું હતું.

### (૨)

પંખીના માળાથી અધિક દુર્ગંધમય એવા મનુષ્યે રચ્યા માળાને છઠે મજલે રહી, મંધ્વરાને તે બારી બહાર નજર નાંખતો. અને ગગનવિહારી ઘરોની હારથી અંધારૂં નગર, થાકી ઉભા રાક્ષસવૃંદની છાયા સમું ભયજનક, ક્વચિત્ ચેતનનો શ્વાસ સંભળાવતું અને સદાય જીવન ગુંગળાવતું તેની દ્રષ્ટિએ પડતું અને તેને પોતાની અલ્પતાનું તીવ્ર ભાન થતું

### (૩)

સમુદ્રતીરે રેતમાં બેસી, કોઇ સાંજે પૈની શેરડી ખાતાં, ધમધમ જતી મોટરોમાં ફરતો ધનવૈભવ, ક્લબોમાંથી કંપાવતો ખૂબ હાસ્યવિનોદ, તે જોતો–સંભળતો–ને ઇર્ષ્યાથી રૂંધાઇને મુંઝાતો. સાગર સમીપે શોભતા મહાલયો જોતાં થાક્યા પગ, ને ભુખવાળી સાગરલહેર ચીરી તે અસંતુષ્ટ અભિમાની મહત્વાકાંક્ષાના મહા તરંગોમાં તણાતો વૈભવ ને પ્રતાપની છાયામાં તે અકળાતો, ને એ વિરાટ વૈતાલોને વશ કરવાના સંકલ્પ ઘડતો ને ભાંગતો; અને વશીકરણ–

વિદ્યાનાં રહસ્ય એકાગ્ર અભ્યાસ ને અડગ વૈરાગ્યમાં શોધતો. સાદું ને સસ્તું ખાવું ને ચટાઈએ સુવું, શારદામંદિરની યાત્રા પગપાળીએ કરવી–એમ જ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં તે અવિશ્રાંત રઝળતો. સમયને સ્થલના અંતર છેદી આકાંક્ષા-સિદ્ધિ ક્યારે થાય તેની તે એક પગે વાટ જોતો.

(૪)

સુરતને રણસંગ્રામે તેણે નરકેસરી તિલકનાં તોફાન જોયાં. જોયો લજપતરાયનો અનાડંબરી સ્વાર્થત્યાગ. મહર્ષિસમ અરવિંદનો પ્રેરણાવાહી વાણિપ્રસાદ તેણે ચાખ્યો. રાષ્ટ્રસિંહનું ગર્જન સાંભળ્યું ને તેના જોરનો આછો ઝપાટો પણ જોયો. અને રાષ્ટ્રશક્તિમાં તેને ઉંડી, અચળ ને કર્તવ્યપ્રેરક શ્રદ્ધા ઉપજી. મહાત્માઓનાં દર્શનથી તેની આંખમાં આશાની જ્યોત ઝગમગી; તેના બાહુમાં વીરરુધિર ઉત્સાહભર ધસ્યું. તેનાં હૈયામાં નિઃસીમ હામ હતી. અને રગેરગે ઉછળતી અડગ એક જ નિષ્ઠા :—જીતવું, છો પછી મરણ આવે.

(૫)

મહાનગરની ભભ્ભક શેરીઓમાં રઝળતા નિર્જિવ ને એકલવાયા શિશુનાં હૃદયમાં સખીની જ્વલંત પ્રતિમા હતી તેવી જ બેઠી હતી. ભુલેશ્વર જતી ભક્તાણીમાં, સાગરતીરે, વિહરતી રમણીમાં, તેને તે વારંવાર શોધતો. કો મુખ, કો લટક, કો ડોલન, કો હાસ્ય તે મૃગજલઘેલા મૃગની જેમ તેના વિરહવિહ્વલ હૃદયને આકર્ષતાં. ને તેની પાછળ હૃદયમાં રમતી પ્રિયતમાનો દર્શનાભિલાષી તે દોડતો. પણ નિરીક્ષણ સદાય નિરાશામાં પરિણમતું. તેની પ્રિયતમાનું એકેક અંગ ચોરીને કોઇ કોઇ બેઠી હતી ખરી, પણ તે તો હતી અપ્રતિમ ને અપૂર્વ. તેને ઘાટે કોઇ ઘડાયું ન્હોતું.

(૬)

'પ્રણયની ઉણપ મૈત્રી પુરે' એ પુરાણા ગ્રીકની વિચિત્ર ભ્રમણા, કોલેજે કોલેજે યુવકો ભરમાવતી, અનુભવવિહોણા-

એને શપથના ભોગ બનાવે છે. એ ભ્રમણા રાખવી જેટલી સહેલ છે તેટલી જ વીસરવી સહેલ છે પણ સેવવી સદાય અશક્ય છે. પણ મરવા સુતેલો તુટી આશાતાંતે પણ લટકવા ઇચ્છે તેમ ભગ્નાશ શિશુ, એ ભ્રમણા સેવી, સમય ને સ્નેહોર્મિનું સમર્પણ કર્યે ગયો નાનોભાઇ વધતો વધતો પણ સ્નેહ ને શાંતિ તેને દેતો હતો. પ્રશંસામુગ્ધ એ શિષ્યનું વહાલ એકલતાના શીતમાં ઠરી ગયેલી એની વૃત્તિને ચેતનવતી કરતું. તેને શીખવવામાં શિશુને શાતા વળતી; તેના સહચારમાં કેક સુખ મળતું.

માર્ગ ગમે તે હોય, પણ પ્રીતિરસ વહેવાનો તે તો વહેવાનો જ

( ૭ )

પ્રાણેશ્વરીને શોધી શોધી તે થાક્યો ને હાર્યો; ને તેની ઠરી સુંદર પ્રતિમા; તેમાં પૂર્યાં કલ્પના ને શબ્દના કૈં કૈં રંગ; તેને વીંટી કલ્પનાસંસારની જાળે, ને પોતે બન્યો એ સંસારજાળનો કરોળીઓ. મીરાંને સંસારજાળ હતી એના નટવર નાવલીઆની; શિશુને પણ એવી થઇ એની નવયૌવના સખીની. મીરાં ગાતી ગિરિધર નાગરના પ્રણયગાન; શિશુ ગુંજતો એ જ પ્રેમસંદેશ. અને હૈયે વસેલી તેની સખી મીરાંના પદેપદનો પ્રણયમંત્ર તેને જ અવાજે તેને સંભળાવતી.

( ૮ )

'મને તારા વગર નથી ગમતું રે
આવી પૂરો હૈયાં કેરી આશ, મારા રાજ!
હો, મને ભૂલી ગયો છે મારો છેલરો રે.'

આ જુનાં ગીતનો ધ્વનિ પરિચિત, પ્રિયને અપાર્થિવ, કૈંક પડદા ચીરી તેને કાને અથડાતો. અને સ્થૂલદેહનાં બંધન ત્યાગી, એનો પ્રણયવિહ્વલ આત્મા, આશ પૂરવાને ઉત્સુક, એ ગાનારીને આલિંગવા ઉડતો; પણ થોડીવારે અશ્રુસરિતાનાં

પૂરમાં પડી, તરફડતો ને વિકળ, પાછો હતો ત્યાં તીરે તણાઈ આવતો.

(૯)

સતી સેવામાં સુખ માનતી; શિશુ એ સેવા સ્વીકારતો, ને નિરાધારનો એકમાત્ર આધાર તે તેને અનતું સુખ દેતો. સંસારની શોભા માટે સાચવેલાં હાસ્યો, કર્તવ્ય ને દયાથી પ્રેરાઇ, તે તેની આગળ વેરતો. અંતરનાં હાસ્યથી અપરિચિત સતી, તેને અણમોલાં રત્નો સમજી, સ્વીકારતી ને સંઘરતી.

(૧૦)

એક દીન એણે સાંભળ્યું કે એની બાલસખીનાં નામે નામ ધારતી એક સુકુમાર બાલા સ્વધામ ગઇ. નામની એકતાએ તેનું હૃદય વલોવ્યું; અને કલ્પનાની સખીનું નામ નક્કી થઇ ગયું. તે કલ્પનાવિલાસી મૂર્ખે માન્યું કે તેની પ્રીતની ઘેલી બાલસહચરી, વર્ષોના વિરહથી રીબાઇ, તેનું નામ સ્મરતી, વૈકુંઠે વિચરી. જોતજોતામાં વર્ષોની તેની ઉર્મિઓએ માઝા મૂકી; વીસરેલી નિરાશા સામું આવીને ઉભી–હતી તેનાથી વિકરાળ. તે બન્યો, હતો તેવો જ હતાશ.

(૧૧)

પ્રિયતમાના મરણને સ્મરતો તે વિધાતા પર કોપના અંગારા વર્ષાવી રહ્યો. ખાવું, ઉંઘવું ને બોલવું બધું તેણે છોડયું. તે પથારીએ પડયો; શરીરની વેદનામાં હૃદયની વેદના વીસારી. પથારીએથી ઉઠી તેણે સંકલ્પ કર્યો : હૃદયને બાળીને ભસ્મ કરવું; એ ભસ્મના ચણવા મહત્ત્વાકાંક્ષાના કોટ; ને હૃદયહીણા બની જગત બધું તિરસ્કારવું.

(૧૨)

વાસનાના ત્યાગની વાત સહેલ છે તેવી સિદ્ધિ નથી : મુંબાઈમાં તે સતી સાથ આવી રહ્યો અને સાથે નાનાભાઇને પણ લાવ્યો. મહત્તાની સિદ્ધિ માટે તેણે નાન્યો એક દુર્ગ

ઉછેર કર્યો. સીમેવ: ને મિત્રસ્નેહથી સુરક્ષિત, એમાં બેઠાં બેઠાં, એણે દિગ્વિજયનાં મંડાણ માંડ્યાં.

(૧૩)

શરીરનું તાદાત્મ્ય ને ભાવનો સંવાદ, અને આત્માથી આત્માની અમર એકતા સ્ત્રી-પુરુષનો સંબંધ સરસ ને સનાતન રાખે છે. પણ પુરુષોના પરસ્પર સ્નેહમાં એ અંશો સમાયા નથી; તેનાં બંધન તો હોય છે સ્વાર્થ કે સહિષ્ણુતા, બાલ સહવાસથી ઉદ્ભવતી ટેવ કે સમાનધર્મ પૂરતો સહચાર. નાનાભાઈએ શૈશવ છોડ્યું ને સાથે શિષ્યની દીનતા પણ ત્યાગી. માતૃસ્નેહની ભૂખ તેની મટી ગઈ; અને તે પ્રતિસ્પર્ધી ને વિવેચક બન્યો. પણ શિશુનાં પડતે કે ખસ્યા નહીં કૃતજ્ઞતાથી દાઝ્યો હતો છતાં તે ઉર્મિજીવનના અવશેષને વળગી રહ્યો. પણ ધીમે ધીમે એકબીજાનો અવાજ ઓળખાતો ઓછો થયો, સામું જોતાં મુખાકૃતિ પર અપરિચિત રેખાઓ દેખાઈ ને નયનોની અમી સુકાઈ. નાનાભાઈના વાણીડંખે દાઝતો, તે દુઃખથી વિચારી રહ્યો: 'કયાં સારવ્યાંને કદી શિરપાવ ચોખ્યો છે?'

(૧૪)

મહાનગરનો ઘુંઘવાતો, ધસતો જીવનઘોષ સતીએ જોયો અને સાંભળ્યો. અનુભવે તેને નવી આંખ દીધી ને શિશુનું સ્વરૂપ કંઈક તે સમજી નાનાભાઈના અસ્તમાં સતીએ પોતાનો ઉદય જોયો. નાનકડું પણ પોતાનું ઘર તેને મન સદાય આનંદનું ધામ હતું; પતિની પરિચર્યા એ તેની મોજ હતી. દિવસ બધો વાળવું, બંબેરવું ને રાંધવું; શિશુનાં શરીર ને સગવડ સંભાળવાં; રાતે શાંત વાતાવરણમાં પતિદેવના સત્કારવો; મૂંગે મોઢે તેને શાતાનો આસ્વાદ લેતો જોવો; સર્વસ્વ આપવું, કે માગવું નહીં: આ જ સતીનાં મોજ ને શોખ બને હતાં. પણ 'પ્રણય' ને 'પ્રિયતમ'ના નામથી અપરિચિત તે સતીત્વમાં સ્વધર્મ સમાપ્ત થયેલો સમજતી, ને શિશુના સ્મિતમાં જ પરમ સંતોષ માનતી હતી. ઉદી

સમજ નહોતી, નહોતી સહીયર ને નહોતી પુસ્તકની સહાય અને છતાં તેણે પારખ્યું કે શિશુ જેમ તેનો આધાર શોધતો થાય તેમ તે તેનો બને. અને તે બની રહી મૂગી ને સરલહ્રદયી, દાસીથી સુખી ને ગૃહિણીથી નિરભિમાની.

(૧૫)

મહાનગરની વૈવિધ્યમય વિશાળતામાં, જ્ઞાનપ્રાપ્તિનાં તપ તપતા અભ્યાસીવૃંદમાં શિશુનો પ્રતાપ ઓળા પાડવા લાગ્યો. તેની બુદ્ધિ ચમકી રહી; તેણે રાગ ને દ્વેષ પ્રેર્યો; વિદ્યાર્થીઓનાં વાદમંડલમાં તેનો અવાજ ગાજી રહ્યો. સ્વશક્તિનું તેને નવું ભાન આવ્યું. ખેંચાયલા ચાપ સમો, તૈયાર ને તરવરતો, શક્તિનાં શર ફેંકતો તે ચાલ્યો. ઉત્સાહી ને આત્મશ્રદ્ધાવાન તે પઢતો, પેખતો, પરીક્ષતો; પારકાને પોતાના કરતો; પ્રતાપના પ્રસાર માટે નવાં જગત શોધતો.

(૧૬)

પ્રશંસકો ને મિત્રોથી સંવૃત્ત તે સત્તાનું લોહી ચાખતો બેઠો. તેને જોઈ એક વૃદ્ધ, શાણા કાકાને રસ પડ્યો. નાનું, રૂપાળું ને સુંવાળું વ્યાઘ્રબાલ, મોહક ને રમતીઆળ લોહીતરસની બીકે ન રખાય ને તરવરતાં સૌંદર્યને લોભે ન છોડાય તેમ તે વૃદ્ધ શિશુને ન રાખી શકયા ને ન છોડી શકયા.

(૧૭)

પ્રગતિની સાધનામાં એકાગ્ર એવા તેણે કલ્પનાનો ઉપયોગ આદર્યો. દયિતાની કલ્પનામૂર્તિની તેણે નાયિકા કરી, પોતે બન્યો નાયક, અને અંતરની અણુબ્યક્ત ઉર્મિઓ કાવ્યમાર્ગે વહેવડાવી. આત્મકથનની અણદબાએલી અભિલાષમાં જ કાવ્યમાત્રનાં મૂલ છે. એ અભિલાષ પોષતાં તે કવિ થયો. કાવ્યરચનામાં તે મચ્યો હતો ત્યારે, શાબ્દિક સર્જને પલવાર દેહ ધાર્યો હોય તેમ, સખીની પ્રતિમા હોય એવી તેણે એક

( અનુસંધાન પૃષ્ટ ૨૨૫ ઉપર )

## શીશુ અને સખી



આમ તે એકલો આવ્યો ને અણજાણ્યુ એ
મહાનગર. વિકટ ને ઉગ્ર, ચારે તરફ ગાજતું હતું.




મંગળદાસ અને ધારાસભાના મેંબરો.

# ન્યાય

લેખક : રા. પુરુષોત્તમ ત્રિકમદાસ

## અંક ત્રીજો

[ એક મહીના પછી. સ્થળ એ જ. નલિની અને રમણ વાતો કરતા બેઠા છે. ]

નલિની—અને રમણ આજે એટલા બધા કોણ આવવાના છે ?

રમણ—M. L. C. ઓ (ધારાસભાના સભ્યો).

નલિની—શા માટે ?

રમણ—હું મં… શેઠના નિમંત્રણ પત્રના શબ્દોમાં કહું તો "It seems to me desirable that some of us might meet to-gether to consider the question of forming a strong Nationalist-group to act as a vigilant opposition party." (સબળ વિરોધ પક્ષ તરીકે કાર્ય કરવા માટે એક પ્રબળ રાષ્ટ્રીય પક્ષ સ્થાપવાનો વિચાર કરવા આપણે કેટલાકે મળવું એ મને ઇષ્ટ લાગે છે.)

નલિની—કેમ, આપણાએ આ નિમંત્રણ મોકલ્યું ?

રમણ—નહીં તો બીજા કોણ ?

નલિની—પણ આપણે તો મિનિસ્ટર થવાની વાતો કરતા હતા.

રમણ—આખરે એક વિષય એવો જડ્યો ખરો કે તને ન સમજાયો.

નલિની—આ તારી male superiority (પુરુષ તરીકેનું ચઢીઆતાપણું) રહેવા દે. કહેવું હોય તો કહે, નહીં તો હું શોધી કાઢીશ.

રમણ—મંગળદાસ શેઠ મિનિસ્ટર થવા માટે જ આવો પક્ષ ઉભો કરવાનો પ્રયત્ન કરે છે.

નલિની—પણ આ તો વિરોધ પક્ષની વાત છે.

રમણ—તેમાં તો ખુબી છે. દરેક પ્રાંતમાં અને દરેક ચુંટણી પછી આવી જાતના ફારસ થાય છે. જેને મિનિસ્ટર થવાની ઇચ્છા હોય છે તે પંદર વીસ મોડરેટ અને place hunters-(જગ્યા શોધનારા) સ્પષ્ટ કહું તો માફ કરજે.

નલિની—Go on (કહે-કહે).

રમણ—place hunters (જગ્યા શોધનારા) ને ભેગા કરીને આવી જાતના વિરોધ પક્ષ ઉભા કરવાનો ઢોંગ કરે છે.

નલિની—પણ તેથી શો ફાયદો ?

રમણ—આવા પક્ષનો લીડર જે નીમાય તેને મિનિસ્ટર થવાની તક રહે છે, કારણ કે એને મિનિસ્ટર બનાવવાથી એ પક્ષના મત ગવર્મેન્ટ હસ્તગત કરી શકે છે.

નલિની—ત્યારે તો આ ગવર્મેન્ટ પક્ષ જ થયો.

રમણ—હાસ્તો.

નલિની—પણ ત્યારે એને રાષ્ટ્રીય વિરોધ-ત શા માટે કહે છે?

રમણ—એ લોકો રાષ્ટ્રીય બાબતમાં હમેશ રોધ કરે છે તેથી એમ કહેતા હશે. એ હરથો એમ માને છે કે આવું નામ આપીને કોની આંખોમાં ધુળ ફેંકી શકાય. ગવર્મેન્ટને હાય કરે છે એમ નથી બતાવવું. એ તો મારામાંનો એક માણસ મિનિસ્ટર થયો તેને મે ટેકો આપીએ છીએ એમ કહી શકાય થી.

નલિની—અને લોકો માને છે?

રમણ—કોઇ માનતું નથી. બધા એમને ઓળખે છે.

નલિની—(મોટરનો અવાજ સાંભળીને) બાપાજી આવ્યા કે શું? (બારણા તરફ જુએ છે. મંગળદાસ દાખલ થાય છે.)

મંગળદાસ—કેમ નલિની, શું ચાલે છે?

નલિની—આ તમારી નવી પાર્ટીની વાતો.

મંગળદાસ—હમણાં જ બધા આવશે. આની ગોઠવણ કરાવી છે ને?

નલિની—બધું તૈયાર છે. બાપાજી, તમે વિચાર બદલ્યો કે શું?

મંગળદાસ—શાનો નલિની?

નલિની—તમે તો મિનિસ્ટર થવા માગતા હતા, પણ હવે તો વિરોધપક્ષમાં જઇને બેસવાનો વિચાર લાગે છે.

મંગળદાસ—પાર્ટીના સબળ ટેકા વગર મિનિસ્ટર થવું શા કામનું? એ તો ગવર્મેન્ટના અને નોમીનેટેડ મતો પર જ આધાર રાખવો પડે ને?

નલિની—અને આ પાર્ટી કેટલાક જણાની થશે?

મંગળદાસ—વીસેક મેંબર થશે.

નલિની—અને એ વીસ મેંબરના જ ટેકાથી તમે તમારું કામ કરશો?

મંગળદાસ—ના સાથે સરકારી મેંબરોનો ટેકો પણ હોય તો.

નલિની—એટલે તમે આ વીસ જણને પણ સરકારી મેમ્બરો નહીં બનાવી દો?

મંગળદાસ—ના, નલિની, તું એમાં ન સમજે. બહુ લાંબી વાત છે. હું તને પછી બધું સમજાવીને કહીશ.

નલિની—આ તમારું ઓપોઝીશન ક્યારે ભેગું થવાનું છે?

મંગળદાસ—આજે તો થોડા જ જણ આવવાના છે. પાંચેક કલાકમાં આવવા જોઇએ. કેમ રમણ, બીજી શી ખબર છે?

રમણ—તમારી ન્યાતની ત્રણ સંસ્થાઓ તરફથી માનપત્રનું નિમંત્રણ સ્વીકારવા માટે વિનંતિપત્રો આવ્યા છે.

મંગળદાસ—એમને તારીખ નક્કી કરી જવાબ લખી નાખ અને આપણા ચુંટણીના ખરચના રીટર્ન તૈયાર કરી નાખજે.

રમણ—એ કામ તો હવે કોઇ બીજાએ કરવું પડશે. મેં બધાં કાગળીઆં ભેગાં કરીને રાખ્યાં છે.

મંગળદાસ—કેમ રમણ, તને હીસાબ કરતાં નથી આવડતો!

રમણ—મારો એક મહીનો આજે પૂરો થાય છે.

મંગળદાસ—હું ન સમજ્યો.

નલિની—તેમ હું પણ Propaganda (પ્રચારકાર્ય)માં માનનારી છું. ચાલુ Propaganda કર્યાથી શું નથી થતું !

રમણ—પણ આ કેસમાં કશુંએ નથી થવાનું.

નલિની—મને એટલી બધી ખાત્રી નથી.

રમણ—અને કૈં અસર થાય તો તેને વર્ષો લાગશે. એટલામાં તો તું ને હું બન્ને દાંત વગરનાં ડોસાં થઇશું.

નલિની—વખત તો લાગશે પણ તું ધારે છે તેટલો તો નહીં જ.

રમણ—પણ તું શું કહેવા માગે છે તે જ સમજાતું નથી.

નલિની—જો રમણ, બાપાજી તને હમણાં ઓફીસમાં મૂકે તો તને ભાગીદાર થવાને બહુ વાર નહિ લાગે, એટલે જો બાપાજી મીનીસ્ટર રહે તો બેએક વર્ષમાં એવુ થઇ શકે.

રમણ—પણ નલિની, આપણાં લગ્નની સંમતિ એમની પાસેથી મેળવવાની તને આશા હોય તો તે તદ્દન વ્યર્થ છે.

નલિની—એવી કશીએ આશા મને નથી.

રમણ— ત્યારે આવા હવાઇ કીલ્લા બાંધવામાં શો ફાયદો છે ?

નલિની—રમણ, હું એમ નથી કહેતી કે કદી જ નહીં મળે પણ આવા ચાન્સીસ કૈં રોજ નથી મળતા.

રમણ—પણ તેથી શું?

નલિની—હમણાં આપણે પરણવાનું મુલતવી રાખીએ.

રમણ—તને જો ગરીબને પરણવાનું અને તેની ગરીબાઇમાં ભાગીદાર થવાનું પસંદ ન હોય તો તેમ જરૂર થઇ શકે.

નલિની—રમણ, આવું બોલવું તને નથી શોભતું.

રમણ—ત્યારે શું બોલું ?

નલિની—જા, તારી કારકીર્દી વચ્ચે હું લગ્નને નહીં આવવા દઉં.

રમણ—મારે તો તું હોય એટલે બસ છે.

નલિની—ના રમણ, બે પાંચ વર્ષ પછી હું ઉતાવળે ન પરણ્યો હોત તો સારૂં થાત એવું તારા મનમાં આવે એ મારે નથી જોઇતું.

રમણ—એવું કશુંએ મનમાં નથી આવવાનું.

નલિની—અને રમણ, મેં ક્યાં કહ્યું છે કે આપણે નહીં પરણીએ ? તું ઠેકાણે પડી જાય એટલે આપણે પરણીશું. બે વર્ષ વાટ જોવાનુંજ કહું છું.

રમણ—પણ આપણે પરણવાના છીએ એ જાણ્યા પછી તારા બાપાજી મને એ ચાન્સ આપશે એમ તું માને છે ?

નલિની—ના, એમને ખબર પડે તો તને પાણીચું જ મળે.

રમણ—એટલે આપણે કૈં પણ બોલવું જ નહીં ?

નલિની—હા, રમણ.

રમણ—ના, નલિની મારાથી એવું નહીં થાય. તારા બાપાજી જાણ્યા પછી જો મને રાખવા માગતા હોય તો લગ્ન આપણે મુલતવી રાખીએ તેમાં મને વાંધો નથી, પણ એમને કહ્યા વગર ચોરની માફક મારે એમની નોકરીમાં રહેવું નથી.

નલિની—રમણ, તું તદ્દન unpractical (અવ્યવહારૂ) વાતો કરે છે.

રમણ—મારે practical (વ્યવહારુ) નથી થવું. મારે આ વાતની વધારે ચર્ચા નથી કરવી.

નલિની—Raman I am so glad. (રમણ, હું એટલી રાજી થઈ)

રમણ—વળી શું થયું! Sarcastic (કટાક્ષમય) થવાની જરૂર છે!

નલિની—હું Sarcastic (કટાક્ષમય) નથી થતી, ખરેખર હું રાજી થઈ છું.

રમણ—પણ શાથી!

નલિની—આ તારા નિશ્ચયથી. You are a darling. (ચુંબન કરે છે)

રમણ—એટલે આ તો મારી પરીક્ષા લેવાની હતી કેમ?

નલિની—ના, રમણ, પરીક્ષા નહોતી. એક તરફથી મન કહેતું હતું કે મારે તારી કારકિર્દી વચ્ચે ન આવવું અને બીજી તરફથી મને આશા હતી કે આવી રીતે મળતી તક તું નહીં સ્વીકારે.

રમણ—નલિની, હું તને ક્યારે ઓળખી શકીશ?

નલિની—જેમ પરિચય વધતો જાય તેમ તેને સમજવાની શક્તિ ઓછી થાય રમણ.

રમણ—બરોબર. You are always right my love. ત્યારે બાપાજીને ક્યારે કહીશું?

નલિની—(જરા હસીને) કહીશું!

રમણ—ના, ક્યારે કહું?

નલિની—બીજી નોકરી તો નથી છે ને? (રમણ માથું ધુણાવી ના પાડે છે) તો તો જ્યારે ત્યારે.

રમણ—ત્યારે તો આજેજ જઈ કહીશ.

નલિની—અરે, પેલો પેકીંગ વાળો સાથે લાવ્યો છે કે?

રમણ—અખતરાના દિવસ ગયા.

નલિની—અને રમણ, તું સવારના પર ગયો હતો કે?

રમણ—હા, ગલાને મારે ઘેર આવ્યો છું.

નલિની—અહીં ક્યારે બોલાવ્યો!

રમણ—ચાર સાડાચારે આવશે. (મોટરનો અવાજ આવે છે)

(મંગળદાસ આવે છે)

નલિની—આવો રામદાસભાઈ, (રામદાસ બેસે છે.) રમણ, બાપાજીને ફરી આવ. (રમણ જાય છે)

રામદાસ—મંગળભાઈ તો બધું કામ

નલિની—હા, આજે કેટલાક કૌં મેમ્બરોને નવી પાર્ટી ઉભી કરવાના હ નોતર્યા છે. અને રામદાસભાઈ તમે ભાગીદાર થવાના છો, નહીં વારુ?

રામદાસ—સમજણ નહી છે.

નલિની—તો મારું એક કામ ન કરે

રામદાસ—શું કરવું છે?

નલિની—ઓફીસનાં કામમાં હું આ મદદ કરું તો તમને કંઈ વાંધો છે?

રામદાસ—પણ તમારાથી......

નલિની—તમે પણ આ સ્ત્રીઓનું નથી એવું માનતા લાગો છો.

રામદાસ—ના તદ્દન તો નહીં.

નલિની—ત્યારે મને experim (પ્રયોગ) તો કરવા દો.

રામદાસ—મંગળભાઈને વાંધો ન હોય

(મંગળદાસ દાખલ થાય છે.)

મંગળદાસ—મંગળભાઇને શાનો વાંધો ન હોય તો ?

નલિની—એ તો બાપાજી, જો તમને વાંધો ન હોય તો રામદાસભાઇ મને ઓફીસનું કામ શીખવવા રાજી છે.

મંગળદાસ—તે જોઇ લઇશું. ચાની ગોઠવણ કરાવ.

નલિની—(ઉભી થઇને) જો રામદાસભાઇ, ફરી નહિ જતા હો. (જાય છે).

મંગળદાસ—કેમ રામદાસભાઇ શી ખબર છે ?

રામદાસ—ખબર તો તમે આપી શકો.

મંગળદાસ—મને તો બેસવાનોય વખત ની. આ ઇલેકશન પુરૂં થયું એટલે dinner (ખાણાં) અને પાર્ટીઓ શરૂ થયાં.

રામદાસ—હું પણ વેપારીઓ તરફથી તમને નિમંત્રણ આપવા આવ્યો છું.

મંગળદાસ—વેપારીઓનો મને સારો ટેકો મળ્યો.

રામદાસ—બની શકે તો પરમ દહાડે સાંજે ગાર્ડન પાર્ટી રાખવાની અમારી ઇચ્છા છે.

મંગળદાસ—જરૂર. અને રામદાસભાઇ, આપણે પેલું એગ્રીમેન્ટ હવે જલદી કરી લેવાનું છે.

(નલિની બે ત્રણ નોકરો સાથે દાખલ થઇને ખાવાના પદાર્થો ટીપાઇઓ પર ગોઠવવા માંડે છે.)

રામદાસ—તમારૂં નક્કી છે ?

મંગળદાસ—લગભગ. ગઇ કાલે જ ગવર્નરે મળવા બોલાવ્યો હતો. અને અમારી નવી પાર્ટીની યોજના થઇ જાય તો પછી કૈં હરકત આવે એવું નથી, એવું ગવર્નર સાહેબના કહેવા પરથી લાગ્યું.

રામદાસ—ત્યારે તો અભિનંદન આપી શકું. અને એગ્રીમેન્ટ તો તમે કહો ત્યારે કરી નાખીએ.

મંગળદાસ—જુઓ મારો ભાગ નલિનીને નામે રાખશું.

રામદાસ—જરૂર.

નલિની—બાપાજી, મારે નામે ભાગ રાખો તો તો પછી હુ ઓફીસમાં જઇ જ શકું.

મંગળદાસ—વ.રૂ જજે.

નલિની—સાંભળો રામદાસભાઇ, તમે સાક્ષી છો. નહિ તો વળી બાપાજી ફરી જશે.

(પાછી કામ કરવા લાગે છે)

રામદાસ—હું આવતી કાલે જ આપણા સોલીસીટરને એગ્રીમેન્ટ કરવાનું કહી દઇશ.

મંગળદાસ—અને રામદાસભાઇ પેલી મીલની લોન પાછી આપવાની કૈં ગોઠવણ કરીએ તો સારૂં નહિ ?

રામદાસ—હા, બને તો કરી નાખવુ.

મંગળદાસ—કોઇ બેન્ક સાથે આપણે ગોઠવણ કરી શકીએ. થોડી સગવડ તો તમે પણ કરી શકશો. મારા ભાગમાંથી વાળી લેજો.

રામદાસ—તમે નચિંત રહો. હું બધી ગોઠવણ કરી લઇશ.

મંગળદાસ—આ મીલ ચલાવવાનું તમે માથે લીધું તેથી મારી અરધી જંજાળ પતી ગઇ.

(ભૈયો દાખલ થાય છે)

ક્યોં ભૈયા ?

ભૈયો—દો સાહબ મીલને આયે હૈં.

( અનુસંધાન પૃષ્ટ ૨૨૭ ઉપર )



નલિની—ચાલ, રમણ, (જાય છે) પૃ. ૨૩૮

આયર્લેન્ડનો આઝાદી જંગ



વીર આર્ટ મેકમેરો

'એરીન' માટે કેવા મર્યા ને મરતાં મરતાં કેવા રૂડા લાગ્યા, એની કથાઓ હવે આરંભાય છે.

કિલ્ડેર નામની દક્રાત ઉપર ફીટ્ઝ જીરાલ્ડ (ટુંકાવેલું 'જીરાલ્ડ') કુળ છે. એની નવમી પેઢી ચાલે છે. મૂળે અંગ્રેજ, પણ આયરીશો સાથે આંતર્‌-લગ્ને જોડાઇને તેઓએ વતનની અનેક સ્નેહગ્રંથિઓ સ્વીકારી લીધી છે. બીજી બાજુ બ્રિટનરાજનું વાઇસરૉયપદ પણ એ જીરાલ્ડ ખાનદાન જ સંભાળે છે. એને આઇરીશ સંસ્કારો અપનાવતા અટકાવવા માટે બ્રિટને વ્યર્થ યત્નો કર્યા જીરાલ્ડ કુળ ન ડગ્યું. એની સામે ઇંગ્લંડના રાજદરબારમાં અનેક કાવતરાં રચાયાં. એણે બ્રિટન-શત્રુ કુટુંબો સાથે લગ્નનાં જોડાણો કર્યાં છે: એણે આયરીશોને જ પોતાની નીચેનાં અધિકારપદ આપ્યાં છે: એણે બ્રિટિશ નાણાં ઉચાપત કર્યાં છે: એવા અનેક સાંધા આંગ્લ વેપારીઓએ ઇંગ્લાંડમાં જઇને કર્યા. એને એક વાર— ને બીજી વાર બ્રિટનમાં બોલાવ્યો. પોતાના ૨૧ વર્ષના યુવાન પુત્ર સીલ્કન-ટૉમસના હાથમાં વાઇસ-ડેપ્યુટીનો વહિવટ મૂકીને એ ગયો. એને રાજાએ કિલ્લામાં કેદ કર્યો. કોઇએ અફવા ઉડાડી કે વૃદ્ધ જીરાલ્ડની તો હત્યા કરવામાં આવી છે. સાંભળતાં જ યુવાન ટૉમસના અંતઃકરણમાં 'એરીન'નો બળવાખોર પ્રાણ પ્રજ્જ્વળી ઊઠ્યો. બ્રિટિશ જુલમાટ સામે આયરીશ રૂધિર પુકારી ઉઠ્યું. એણે તુર્ત કાઉન્સીલ બોલાવી. દોઢસો અસ્વારો લઇ એ કાઉન્સીલમાં ગયો. જઇને એણે પોતાનું બહારવટું જાહેર કર્યું:

"હું તમારૂં પ્રમુખસ્થાન લેવા નહિ, પણ મારા પિતાની હિચકારી હત્યા થઇ છે તે જણાવવા આવ્યો છું ને આ રાજની તલવાર સુપ્રત કરવા આવ્યો છું. સોગંદ પર મેં એ સ્વીકારી હતી ને તમારા પ્રેમ સારૂ વાપરી હતી. પરંતુ આજે તો હવે મારી તલવારની મારે જ જરૂર પડી છે. આ રાજ-દીધેલી સમશેર મને એના સુનેરી મ્યાન વડે ફોસલાવે છે, પણ એ સુનેરી મ્યાનમાં એણે એની ઝેર પાએલી ધાર છુપાવી રાખી છે. આજે હું એ તમને પાછી સોંપું છું. અને બ્રિટનરાજ! તમે આજથી મને કાળશત્રુ ગણી તમારો બચાવ કરજો. હું હવે રાજા હેનરીનો પ્રતિનિધિ નથી, વૈરી છું. ને જો આયરીશ તેમજ અંગ્રેજ બચ્ચાઓનાં તમામનાં હૃદય આજ પોતેપોતાને ગુજરેલા અન્યાયોનો બદલો લેવા મારા પડખે ખડા થઇ જશે, તો મને શ્રદ્ધા છે કે બ્રિટન-રાજ હેનરી આઠમાનું નામ, એની પચાઉગીરી અને સિતમગીરીને કારણે ફિટકાર પામશે. ભવિષ્યની પ્રજા એની યાદદાસ્ત પર ઘણા પુકારશે. આજથી હું તમારા એ માલિક પ્રતિની મારી સમસ્ત કર્તવ્યભાવનાને, વફાદારીને ફગાવી નાખું છું."

એટલું બોલીને એણે પોતાનો સરકારી સાયો ઉતારી ભોંય પર ફેંક્યો, પગ નીચે કચર્યો. એના યોદ્ધાઓએ સમરનાદ ગજાવ્યો. એ સમરનાદ અંદર અને બહાર બધે પ્રચંડ ઘોષણા સાથ ઝીલાયો. ટૉમસના ચારણે પોતાના વાદ્ય ઉપર આયરીશ રણ-ગીતની સુરાવળ છેડી. એ શૌર્યગાથાના સૂરોએ રોમરોમ સળગતા તરુણ વીરને વધુ ઉત્તેજિત કર્યો. અંગ્રેજ કાઉન્સીલરો આભા બની ગયા. કાઉન્સીલનો લોર્ડ ચાન્સેલર એની પાછળ દોડ્યો. ટૉમસનાં હાથ ઝાલી, અશ્રુધાર

વરસાવ્યો. એ બાળકને વિનવવા લાગ્યો. પરંતુ ટોમસનું તોફાન શમ્યું જ નહિ. એ દુર્ભાગ્ય બાળક બહારવટે નીકળ્યો.

બેશક એણે આવેશને વશ બની ઉતાવળ કરી હતી. એનો વૃદ્ધ પિતા 'ટાવર'ના બંદીખાને રીબાતો છતાં જીવતો હતો. ટોમસ બહુબહુ લડ્યો. આખરે વાઇસરૉયના અભય-વચન પર ઇતબાર રાખી એ શરણે થયો. 'ટાવર'માં પૂરાયો. આયર્લૅન્ડના શત્રુએ એને ખતમ કરવાનો જ નિશ્ચય કર્યો. એટલે અંગ્રેજ સરકારનો અભય-કોલ વાયુમાં ઊડી ગયો. એ બહુ દિવસની કારમી રીબામણીનો એક દિવસ અંત આવ્યો. એને ને એના પાંચ સાથીઓને રાજદ્રોહી જાહેર કરી ફાંસીએ લટકાવી દીધા. એનું એની આરામગાહનું ક્યાંયે જો નામનિશાન હોય તો તે બ્રિટિશ 'ટાવર'ના કારાગૃહની દિવાલ પર : "ટોમસ ફિટ્ઝજીરા—" એટલાજ કોતરેલા અક્ષરો : વાંચતાં ને યાદ કરતાં આયર્લૅન્ડને રોમેરોમે કંપ ઊઠે છે. આયરીશ સંતાનો બોલે છે કે "આ નિશાની આપણી કાળીએ ખતમ થવા. એણે ભૂલો કરી તો ભૂખ્યાના મોંમાં મલ પણ મુકાવ્યાં. પણ તેઓએ આયર્લૅન્ડના અંતરમાં સાથ પૂર્યો. એ જીરાલ્ડ કુળને તો આજ પણ આયરીશ પ્રેમે સંભારે છે; ને આયરીશ કવિએ એની દેશભક્તિને અનેક ગાથાઓમાં સંઘરી લીધી છે.

## રાણી એલીઝાબેથની એડિની

મેજ ઉપર આવા ત્રાસની - સનસનાટી જગાવી, સાત વર્ષનો સમય વીતતાં હેન્રી બ્રિટનરાજ આયર્લૅન્ડમાં ઊતર્યો, પાર્લામેન્ટની બેઠક બોલાવી, આયરીશ પાર્લામેન્ટની તવારીખમાં પ્રથમ પહેલી જ વાર દેશી આયરીશ પ્રતિનિધિઓને નિમંત્ર્યા અને પોતે 'લૉર્ડ ઑફ આયર્લૅન્ડ'ને બદલે 'કિંગ ઑફ આયર્લૅન્ડ'ની પદવી ધારણ કરવાનો ઠરાવ પેશ કરાવ્યો. એ પ્રસ્તાવ અંગ્રેજી તેમજ આયરીશ બન્ને ભાષામાં વંચાવ્યો. એને મંજૂર કરાવ્યો. 'ઉમરાવ' મટી 'રાજા' પદ ધારણ કર્યું. રાષ્ટ્રભાષાને અપાએલું આ છેલ્લી વારનું માન હતું.

ને પછી એ રાજાની પુત્રી 'ખૂની મેરી'નું શાસન શરૂ થયું. બેટીએ બાપથી સવાયા અત્યાચારો ગુજાર્યા. એણે તો એવા એવા કાયદા ઘડ્યા કે જેને પરિણામે ઈંગ્લાંડનું ભેગું થયેલું ખોટું નાણું આયર્લૅન્ડમાં આવી ઊભરાયું. આયર્લૅન્ડનો વેપાર પડી ભાંગ્યો. એણે પણ પિતાને પગલે ચાલી આયરીશ પ્રજાજનના પરાપૂર્વથી ચાલ્યા આવતા જમીન માલિકીના હક્કો ઝૂંટવી લીધા. જુદી જુદી કોમોના ઠાકોરો લોક-વરણીથી નીમાતા, તેને બદલે તે પ્રથાને વંશપરંપરાના 'ઈંગ્લીશ ઉમરાવો' બનાવી રાજમોહિનીના સીસામાં ઉતાર્યો. આયરીશ ભાષા તેમજ પોશાકના પ્રત્યેક રિવાજ પર પ્રતિબંધ મૂકી દીધો.

પછી ઈંગ્લાંડના ઇતિહાસમાં પૂજાઈ ગએલી રાણી એલીઝાબેથ આવી. એણે પ્રજાને શાં શાં વિષ પાયાં? આયરીશ ઠાકોરોના બેટાઓને ફરજિયાત અંગ્રેજ રાજદરબારમાં ભણતર લેવા તેડાવ્યા. પોતાની રાજનીતિનો ઉછેર આપી એ બધાને બ્રિટનના ભક્તો બનાવવાની એ કરામત હતી. આવી શુભાશીની ઉછેરનીતિ કદાચ સફળ નીવડી હોત, જો એ જુવાનોને પ્રજાએ પાછા કાયદેસર વારસો તરીકે સ્વીકારી લીધા.

હાત તો. પરંતુ પ્રજાએ તો બ્રિટિશ રાજ્યે દાખલ કરેલા વારસા–હક્કના કાયદાને ઠોકરે માર્યો. અંગ્રેજરાજે મુકરર કરેલા એ વારસોના હક્કોની પ્રજાએ અવગણના કરી. પોતાનો જે પ્રાચીન વરણી–ધારો હતો તે જ ચલાવે રાખ્યો. એટલે કે એક ઠાકોરની હયાતીમાં જ પ્રજા એના અનુગામીની રીતસર ચુંટણી કરતી હતી.

## હ્યુ ઓ નેઈલ

**આમ** છતાં યે આયર્લેન્ડનો એક સિંહ-સમોવડ સપૂત 'બ્લેક ટોમ' નામનો રણશૂર ઠાકોર એ રાજભક્તિના વશીકરણમાં સપડાઇ ગયો. ચૌદ વર્ષના એ સેલ્ટીક રક્તથી રસબસતા ખુમારીભર્યા કિશોરને રાજવંશની કૃત્રિમતાએ કચરી નાખ્યો. કિશોરાવસ્થા એણે અંગ્રેજી યુવરાજના પાસવાન તરીકે વીતાવી, ને યુવાનીમાં એને રાણી એલીઝાબેથના સૌંદર્યે જખ્મી કર્યો. જીંદગીભર રાણીની કૃતઘ્નતાની લાતો ખાતાંખાતાં પણ એણે 'રાણીજીનાં ગૌરવ' ખાતર અનેક પીડનો સહ્યાં. ને તેથી જ એ 'રાજભક્તિ'ના કુવામાં એની ઉજ્જવલ રાષ્ટ્રભક્તિ ડૂબી ગઇ. એના સેલ્ટીક ચારિત્ર્યને પિછાનવા આયરીશ પ્રજાએ આજ લગી પણ ના પાડી છે. એવા અનેક ઓજસ્વંત આયરીશ કુમારોની જીંદગી એલીઝાબેથે ધૂળ મેળવી પરંતુ એક નરશાર્દૂલ એ ફાંસલામાંથી ઉગરીને ઉભો થઇ ગયો. એનું નામ 'હ્યુ ઓ નેઇલ.' એને પણ એલીઝાબેથનાં રાજ–ઉછેરનું વિષ પીવારવામાં આવ્યું, એનું ચારિત્ર્ય ભ્રષ્ટ થઇ ચુક્યું. એનામાં રાજ–કુટિલતા અને દાવપેચના સંસ્કાર સીંચાયા. પણ એ રાણીના મોહપાશમાંથી છુટી સ્વદેશે પાછો આવ્યો ત્યારે એના જીવનમાં સ્વદેશપ્રેમ અને રાજમોહિનીની વચ્ચેનું જુદ્ધ જાગી ઉઠ્યું. આખરે દેશાભિમાન છત્યું. અંગ્રેજી સત્તાનું ઉથાપન અને જન્મભૂમિની આઝાદી, એ એક જ સિદ્ધિ માટે જીવન–સમર્પણનો એણે નિરધાર કર્યો. એણે જોયું કે એલીઝાબેથના અત્યાચારોએ ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું છે. પ્રોટેસ્ટંટ ધર્મને રાજધર્મ કરી બેસનારી એ રાણીએ આયર્લૅન્ડની રોમનકેથોલીક પંથ પાળનારી પ્રજા ઉપર આગ, ખુનરેજી અને શા શા જુલમોનો છુટા નહોતા મૂક્યા ! હ્યુ ઓ નેઇલે પોતાના દેશના સદ્ધર્માં સ્પેનના રાજા સાથે સહાયની મંત્રણા ચલાવી. ૧૫૯૭ના ઉનાળામાં એણે દેશભરમાં બળવો સળગાવી મુક્યો. ૧૫૯૮માં એણે અંગ્રેજ ફોજની સાથે મુકાબલો કર્યો. પ્રચંડ પરાજય દીધો, અંગ્રેજ સત્તા હલમલી ઉઠી, આયરીશ બચ્ચાને પણ યુદ્ધ–કૌશલ વરી શકે છે એવું નવીન સત્ય અંગ્રેજોને ભણાવી દીધું. એના વિજયની જ્વાલા દેશભરમાં પ્રસરી વળી. એલીઝાબેથે પોતાના એક ખાસ પ્રેમપાત્રને સૈન્ય લઇ મોકલ્યો તેણે પણ ગઝબ હાર ખાધી. કેમકે 'હ્યુ ઓ નેઇલ'ના છત્ર તળે તો સમગ્ર આયર્લૅન્ડ સંગઠિત થઇ ગયું હતું.

પછી તો ઇંગ્લાંડથી બે રાજપુરુષો ઉતર્યા. સાથે સોના રૂપાની થેલીઓ હતી. માથામાં ભરી હતી આયરીશ સંગઠનમાં ચીરાડો પાડવાની આબાદ યોજનાઓ. દેશના દળબળમાં અનેક જુઠાણાં, તર્કટો ને નાણાં વડે તેઓએ ભંગાણ પાડ્યું. ઇ.સ. ૧૬૦૧ના વર્ષાન્તે હ્યુ ઓ નેઇલના લશ્કરે એવી હાર ખાધી કે આયર્લૅન્ડના ભાવી પર જીવલેણ ઘા પડ્યો. એના અનેક સાથીઓ કુટુંબીઓ,

સુનકાર બની ખાવા ધાતું હતું. તે છતાં તે જ વેદનાઘડીએ, 'એરીન'નું મુખ ઉજ્જવલ કરનાર એક નર અવતરતો હતો. ફ્રાન્સની રણભુમિ પર બ્રિટિશ સૈન્યને હાર આપીને મરનાર એ વીરના આ છેલ્લા શબ્દો આજ પણ આયર્લૅન્ડના દિલેદિલના તારને ઝણઝણાવી મુકે છે :

"ઓ પ્રભુ ! આ રૂધિર વહાલા આયર્લૅન્ડને વાસ્તે રેલાયું હોત !"

## વીર સાર્સફીલ્ડ

એનું નામ પેટ્રીક સાર્સફીલ્ડ : આયર્લૅન્ડના ઇતિહાસચક્રને એક નવો આંટો ફેરવનાર : આજ પણ આયર્લૅન્ડની અજાયબી આયર્લૅન્ડનો આદર્શ. ક્રૅમવેલ સામેના સ્વદેશ-યુદ્ધમાં 'ઓવેન રો'ની જમણી ભુજા જેવો બનીને લડનાર અને પ્રાણ આપનાર આયરીશ વીર રોરી ઓ' મૂર એનો માતામહ થાય. અને એનો પિતા અસલ અંગ્રેજ કુળમાંથી અવતરેલો. આમ સાર્સફીલ્ડના શરીરમાં અસલ ગેઇલ અને વસાહતી અંગ્રેજ, બન્ને જાતિનું રક્ત-મિશ્રણ થયું હતું. બ્રિટિશ સત્તાએ મનાઇ કરેલા આવા આંતર-લગ્નમાંથી ઉત્પન્ન થએલ સાર્સફીલ્ડનું કલેવર પોતેજ પરદેશી સત્તાના પડકાર સમું પવિત્ર હતું. 'પ્યારી એરીન'ની એક હરિયાળી ખીણનાં ગામડામાં એનો જન્મ થયો હતો. માતાના ખોળામાં સૂઇ બેસીને એણે સ્વદેશભક્તિનું શિક્ષણ લીધું. જુવાન થઇને સાર્સફીલ્ડ ઇંગ્લાંડ આવ્યો. તે સમયના રાજા જેમ્સ [બીજા] ના લશ્કરના એક રેજીમેન્ટમાં કપ્તાનનો દરજ્જો પ્રાપ્ત કર્યો. ને પછી માતૃભુમિને મુક્ત કરવાના મનોરથ હૈયામાં સંઘરીને સાર્સફીલ્ડ સમયની વાટ જોતો બેઠો. શત્રુનાં જ ઘરમાં પેસી, શત્રુની જ કરામતો એણે હાથ કરી, શત્રુનાં છિદ્રો એણે તપાસી લીધાં.

ને એને શોધતી એક શુભ ઘડી આવી પહોંચી. સત્તરમી સદીનો સાયંકલ હતો, જુલમગાર રાજા જેમ્સ પર, બ્રિટનની પ્રજાનો તેડાવ્યો, એ જેમ્સનો જ જમાઇ વીલિયમ પ્રીન્સ ઑફ્ ઓરેંજ હૉલેંડના રાજકુલમાંથી ચડી આવ્યો. રાજા જેમ્સ તો ફ્રાન્સમાં નાઠો, પરંતુ એને એક આશા રહી ગઇ: કે કદાચ આયર્લૅન્ડ મને સંઘરશે. સાર્સફીલ્ડને સંગાથમાં લઇ એ આયર્લૅન્ડને તીર ઉતર્યો. પ્રજાને વચન આપ્યું કે મને જીતાડશો તો હું તમને તમારી જમીનો ઇકરામતો પાછી આપીશ, તમને સ્વતંત્ર પાર્લમેન્ટ અને ન્યાયતંત્ર આપીશ, બંધન-મુક્ત વ્યાપારહક્કો આપીશ અને કેથોલીક સંપ્રદાયવાળાઓને માટે રાજ્યની તેમજ લશ્કરની તમામ નોકરીઓ ખુલ્લી મૂકીશ. માટે તમે "તમારા ધર્મને ખાતર તેમજ કાયદેસરના રાજાને ખાતર " શસ્ત્રો ઉઠાવો.

ગઇ કાલ સુધી જે રાજાએ પોતાના સ્વધર્મી કેથલીકોને તેમજ વિરોધી પ્રોટેસ્ટંટ સંપ્રદાયના આયરીશોને છુંદી રાખ્યા હતા તે જ રાજા આજે 'ધર્મ અને કાયદેસરના રાજા'ને નામે સહાય માગતો હતો. 'ધર્મ અને હક્કદાર રાજા'ને નામે શું શું નથી થયું ? સાર્સફીલ્ડને તો શી પરવા હતી ધર્મઝનૂની જાલીમ જેમ્સની કે શી આશા હતી વિદેશી રાજા વીલિયમની ! એને રાજાનાં વચનોમાં વિશ્વાસ નહોતો. એણે તો

(અનુસંધાન પૃષ્ટ ૨૩૭ ઉપર)

# આદર્શોનાં મૂલ્ય

## એકાંકી નાટિકા

લેખકઃ—ઠાકોરભાઈ છોટુભાઈ દેસાઈ બી. એ., એલ એલ. બી.

### પાત્રો

રમણલાલ—નડિયાદના એક ગૃહસ્થ
સુરેન્દ્ર—રમણલાલનો પુત્ર, જે નવનીતલાલને ત્યાં અભ્યાસ કરવા ગયો છે
નવનીતલાલ—સુરતના એક ગૃહસ્થ
માલતી બહેન—નવનીતલાલનાં ધર્મપત્ની
સુશીલા—નવનીતલાલની પુત્રી
નોકર તથા પેપરવાળો

[ ઈ. સ. ૧૯૩૦ નો મે મહિનો. સત્યાગ્રહની જ્વાળા ચારે દિશામાં ભભૂકી ઊઠી હતી. ભિન્ન ભિન્ન માનસવાળી વ્યક્તિઓ તેમાં જુદો જુદો ભાગ ભજવી રહી હતી. આદર્શ શોધતા અનેક યુવકોને એ જ્વાળાથી પ્રેરણા મળી. યુવક યુવતિઓએ તેટલા સમય માટે અભ્યાસની પોથીઓને અભરાઈએ ચઢાવી દીધી. ખાદીના વસ્ત્રોને પ્રેમથી અંગ પર પરિધાન કરી પોતાને યોગ્ય લાગે એવા કાર્યક્ષેત્રમાં સૌએ ઝંપલાવ્યું. દેશના અગ્રણી વર્ગમાં ભરતી આપવા તેઓએ અવિરત પરિશ્રમ વેઠ્યો.

ધરાસણાના ધર્મયુદ્ધના પડઘા સારાયે દેશમાં પડી રહ્યા છે. અત્યાર સુધીમાં સત્યાગ્રહીઓ મીઠાના ડુંગર પર કેટલાયે હલ્લા લઈ ચૂક્યા છે. આજે છેલ્લો હલ્લો લઈ જઈ યુદ્ધ મોકુફ રાખવામાં આવનાર છે. ]

દૃશ્યઃ—

[ પડદો ઉપડતાં એક મોટો ખંડ દેખાય છે. વચ્ચે એક મોટું મેજ અને આજુબાજુ ખુરશીઓ ગોઠવેલી દેખાય છે. સ્ટેજ દૂર બે આરામ ખુરશીઓ પડી છે. જમણી બાજુ, ડાબી બાજુ અને સામે એમ ત્રણ બારણાં પડે છે. સામે દિવાલ પર ઘડીયાળ લટકેલું હોય છે. સવારના સાડા પાંચનો સમય થયો છે.

જમણી બાજુએથી બારણું ઉઘાડી એક સોળ સત્તર વર્ષની છોકરી ઓરડામાં દાખલ થાય છે. ઉજાગરાને લીધે સુશીલાની આંખ રાતી દેખાય છે. વદન કરમાઈ ગયેલું માલમ પડે છે. ચિન્તામગ્ન હોવાથી આમ તેમ આંટા મારે છે. કંઈક નિર્ણય પર આવી સામેનું બારણું ઉઘાડી અંદર જાય છે. થોડીક વાર પછી પાછી આવી ડાબી તરફનાં બારણાં પર આંગળી વતી ધીમા ટકોરા મારે છે. અંદરથી વીસેક વર્ષનો યુવાન સુરેન્દ્ર ટુવાલ વડે મુખ લૂછતો બહાર આવે છે તેણે માત્ર ધોતીયું અને ખમીસ પહેર્યાં છે. આવીને એક ખુરશી

પર બેસે છે. સુશીલા સામેના બારણાંમાંથી અંદર જઇ દૂધનો પ્યાલો અને નાસ્તો લાવી, મેજ પર મૂકી, ચમચા વડે દૂધ હલાવે છે.]

સુરેન્દ્ર

(ઘડીભર સુશીલા સામે જોઇ રહી)-રાત્રે ઉંઘ ન્હોતી આવી ?

સુશીલા

(જરાક ચમકી ચમચો ફેરવતી અટકે છે. તરત જ મક્કમતા ધારણ કરે છે.)

ના રે, એવું કંઇ જ નથી.

સુરેન્દ્ર

(અધીરાઇથી)—કેમ, કંઇ ચોક્કસ વિચાર કર્યો ?

સુશીલા

—હજી નહિ.

સુરેન્દ્ર

(દૂધનો ઘૂંટડો ભર્યા પછી, અટકીને, ગંભીરતાથી)—કેટલાંયે ઉજ્વળ સ્વપ્નો સેવ્યાં. ભવિષ્યનાં સુખની સૃષ્ટિ રચવામાં હું કેટલો બધો આશાવાદી હતો. ત્હારા એક શબ્દને ખાતર હું કેટલો આતુર રહ્યા કરતો. આજે નિરાશા મારા મગજને વિંટાઇ વળી છે.

સુશીલા

સુરેન્દ્રરાય, તમે આટલા બધા પોચા હૃદયના છો એ મેં આજેજ જાણ્યું.

સુરેન્દ્ર

(જરા ટટાર થઇ, પાછો નરમ પડે છે) –લાગણીનો આવેશ હૃદયને અસ્થિર બનાવે એ સહજ છે. બાકી હૃદય પોચું તો નથીજ.

સુશીલા

લાગણી ઉભરાઇને બહાર વહી જાય નહિ એટલી મક્કમતા તો હોવી જ જોઇએ.

સુરેન્દ્ર

(થોડીક વાર શાન્ત રહી)—સુશીલા ! બે એક માસ પર પિતાશ્રીનો પત્ર નવનીતલાલ કાકા પર આવ્યો હતો. તેમાં એમનો અભિપ્રાય પૂછાવ્યો હતો.

સુશીલા

(ઉત્સુકતાથી)—શા માટે ?

સુરેન્દ્ર

અમુક કન્યા મ્હારે માટે લાયક છે કે નહિ તે વિષે.

સુશીલા

(ગંભીર થઇ)—પછી ?

સુરેન્દ્ર

મ્હારા ઓરડામાંથી હું સાંભળતો હતો. નવનીતલાલ કાકા અને માલતી કાકી ધીમેથી વાત કરતાં હતાં. પછી ત્હારે માટે કંઇક સૂચન થયું.

સુશીલા

(ભ્રકુટિ ચઢાવી, જરાક હોઠ સખત બીડી દઇ)—ઠીક.

સુરેન્દ્ર

અને ત્યાર પછીજ મેં મ્હારૂં હૃદય ત્હારી આગળ ખોલવા પ્રયત્ન કર્યો. તે પહેલાં મ્હારી લાગણી મનમાં જ શમાઇ રહેતી.

સુશીલા

અને મેં પણ તમને સાફ સાફ કહ્યું હતું કે મારો આદર્શ જુદો છે. તમારે માટે મ્હને માન છે, પણ એ જુદી દૃષ્ટિએ.

સુરેન્દ્ર

(હતાશ બની) મેં કંઇ કંઇ સ્વપ્નો સેવ્યાં હતાં. ત્હારા આદર્શને સાધવા ઘણાએ વિચાર




પ્રેમભરી આંખે સુરેન્દ્રને એ ઘડીક નિહાળી રહે છે.

કીધો. પ્રયત્ન પણ કર્યા, અંતે આશાવાદી મટી હું નિરાશાથી ઘેરાયો.

સુશીલા

(ખુરશી પર બેસતાં)—આદર્શ માટે મક્કમતા જોઇએ. ધૈર્ય જોઇએ. લાગણીના આવેશથી વિવશ બની સ્વમાન ગુમાવે એ કંઇ જ ન કરી શકે.

સુરેન્દ્ર

અને તેથી જ તા. ૧૭ મીએ સ્વયંસેવક તરીકે મેં નામ નોંધાવ્યું.

સુશીલા

એ ઠીક કર્યું. દેશને માટે, સમય આવ્યે, રાણ રેડે એજ નરવીર કહેવાય. આદર્શનાં મૂલ્ય તો ત્યારે જ અંકાય.

સુરેન્દ્ર

અને તેથીજ ધરાસણાના છેલ્લા હલ્લા વખતે જવાનો મેં નિશ્ચય કર્યો છે. ત્હારા આદર્શ સુધી પહોંચવા માટે પહેલું પગથીયું આજે જ ચઢવાનો મેં નિશ્ચય કર્યો છે. (પત્ર બતાવતાં) આ રહ્યો, સ્ટેશન પર આજે હાજર રહેવાની સૂચના કરતો સેનાપતિનો પત્ર.

સુશીલા

(આશ્ચર્યથી જોઇ રહે છે) હં.

સુરેન્દ્ર

કાલે સાંઝેજ મેં તને એ વાત કરી હતી. ત્હારી સંમતિ જોઇ હું ખુશી થયો. હવે પ્રોત્સાહનનો માત્ર એક જ શબ્દ ત્હારી પાસેથી ઇચ્છું છું. આશાનું માત્ર એક જ કિરણ એક વખત તો મ્હને કહે કે તું મ્હને—

સુશીલા

(ખુરશી પરથી ઉઠતાં ઉતાવળથી વચમાંજ)—જુઓ સુરેન્દ્રરાય, ગાડી ચૂકી જશો. સાડા ૭ થવા આવ્યા.

સુરેન્દ્ર

(ઉભો થતાં)—ત્હારો એક શબ્દ.

સુશીલા

મ્હને વિચાર કરવાનો સમય આપો.

સુરેન્દ્ર

આજે સાંઝે હું પાછો આવીશ ત્યારે તો ત્હારો નિર્ણય મ્હને કહીશને ?

સુશીલા

કહીશ.

સુરેન્દ્ર

પ્રતિજ્ઞાપૂર્વક ?

સુશીલા

હા.

[સુરેન્દ્ર ડાબી તરફનાં બારણામાં રવાના થાય છે. સુશીલા સામેની ખુરશી પર હાથનો ટેકો દઇ વિચારમાં જ ઉભી રહે છે. સુરેન્દ્ર કફની પાયજામામાં સજ્જ થઇ, ખભે ઝોળી ભરાવી પાછો પ્રવેશ કરે છે.]

સુરેન્દ્ર

સુશીલા ! (પત્ર આપતાં) આ કાગળ કાકાને આપજે. હું જાઉં છું. [એક લાગણી ભરી નજર સુશીલા તરફ ફેંકી બહાર ચાલ્યો જાય છે.]

[સુશીલા બારણા પાસે આવી કેટલીક વાર સુધી ઉભી રહે છે. દૂર જતા સુરેન્દ્રને એકીટસે જોયા કરે છે. તેની આંખમાં પ્રેમનાં નૂર ઝળહળે છે. બહારથી નજર ફેરવી લે છે. ઓરડામાં બે ત્રણ આંટા મારે છે અને વિચારની ધૂનમાં પડે છે. મનની ઘડીભરની નિર્બળતા ખંખેરી નાંખવા માગતી હોય તેમ દ્દઢતાપૂર્વક મસ્તક

(અનુસંધાન પૃષ્ઠ ૨૪૩ ઉપર)

પ્રોફેસર સાહેબની છોકરીઓ તરફની વધારે પડતી મમતા અને પોતાના તરફની અક્ષમ્ય બેદરકારી વિષે ધનકોર બહેને મોહિની પાસે બળાપા કાઢ્યા પછી, જસકોર કાકીની પ્રોફેસર ઉપર આવેલી ચીઠ્ઠી મોહિનીને વંચાવી. Will not dine unless you come એવા ચીઠ્ઠીમાંના શબ્દો ઉપર યથેચ્છ વાક્પ્રહાર ચલાવ્યા, અને પછી પોતે આગલી રાતે વસુમતિને ઘેર જઈ કેવી બહાદુરીથી તેને 'ખંખેરી' આવ્યાં હતાં અને તેની "ધૂળ કાઢી" આવ્યાં હતાં તે વાત મોહિનીને કહી બતાવી. મોહિની અને સુમન બન્ને આ હકીકત સાંભળી કૈંક ગભરાયા, અને થોડી વાર પછી જતા હતા તેટલામાં પ્રોફેસર પ્રીતમલાલ ઓરડાના ઉંબરામાં જ તેમને સામા મળ્યા.

હેતથી હસીને, જાણે ભેટવું જ બાકી રહેતું હોય તેટલા આવેશથી પ્રોફેસરે મોહિની જોડે શેકહેંડ કરી, ખબર અંતર પૂછ્યા, અને વાતે વળગ્યા. એ જોઇ અકળાઇ ગએલા ધનકોર બહેને પોતાની બગડેલી તબીયેત અને ડાકટરના ન આવવા વિષે પ્રોફેસર પાસે કડવા શબ્દોમાં ફરીઆદ કરવા માંડી, અને પ્રોફેસર તેમને ઠંડા પાડવા લાગ્યા.

થોડી વાર પછી, મોહિની પ્રોફેસરને રવિવારે ઘોડબંદર પોતાની સાથે આવવાનું નિમંત્રણ આપી, સુમનની સાથે ચાલતી થઇ. જતાં જતાં એક ચીઠ્ઠી જસકોર કાકીને આપવા માટે પ્રોફેસરે તેને આપી, અને ધનકોર બહેનને માટે ડૉ. વામનને મોકલતા જવાનું સુમનને કહ્યું.

મોહિની અને સુમન ગયા પછી પ્રોફેસર ધનકોર બહેનની ખબર પૂછવા લાગ્યા. ધનકોર બહેન સામા મહેણા મારવા અને ગઇ રાતે વસુમતીને ઘેર જઇ તેને કેવી 'ખંખેરી' આવ્યાં હતાં તેની વાત પાછી પ્રોફેસર પાસે કરવા લાગ્યાં. એ સાંભળી પ્રીતમલાલ ઘણા કચવાયા, અને કહેવા લાગ્યા 'શું કરી આવી ? કૈં આબરૂનું ભાન છે કે નહિ ?'

"તમારી આબરૂ ?" ધનકોર બહેને જવાબ આપ્યો, "અરે, તમારી આબરૂ તો મુંબઇનાં કુતરાં બીલાડાં પણ જાણે છે—વરણાગીઆ થઇને ફરો છો તે. પણ હું એવીઓથી ગભરાઉં એવી નથી. મેં જઇને એને એવી પાંસરી કરી દીધી છે."

આ સાંભળી પ્રીતમલાલ ઘણા કચવાયા. "આજે પંદર વર્ષ થયાં તું પથારીમાં પડી છે તો મેં તને એક દહાડો ઓછું પડવા દીધું છે ? મેં તને તન મન અને ધન અર્પણ કર્યાં છે પણ તું જગદંબા ક્યારે જંપીને બેસશે ને બેસવા દેશે ?" એ શબ્દો ક્રોધમાં બોલવા ગયા તો પણ તેમાં તેમનું નૈસર્ગિક માર્દવ આવી ગયું, અને તેની અસરથી ધનકોર બહેન નરમ થયાં. 'મુંબાઇ શહેરમાં મરશે બધા પરવારી ગયા કે તમારે સ્ત્રી મિત્રોમાં જ મહાલવું પડે છે—નહીં ?" એમ અન્તર્માં બોલી હઠયાં.

પ્રીતમલાલે જવાબ આપ્યો, "તું કહી રહી ? તારી જોડે હું એવો જાનવર થઈ જઉં કે કોઇ સંસ્કારી સ્ત્રીની સોબત મને ન મળે તો હું પાછો માણસ કેમ થાઉં ?"

ધનકોર બહેન છેડાયાં. "હા, હા, અમે તો જાનવર. બીજું કૈં કહેવાનું છે ? આ દેહ પણ બળ્યો પડતો નથી કે તમને નિરાંત થાય."

પ્રીતમલાલે મમતાથી કહ્યું, "આમ શું કહે છે ? જો પાછું તાણ આવશે ને તબિયત બગડશે,"

આ સદ્ભાવ જોઇ ધનકોર બહેન પીગળી ગયાં; તે હસ્યાં, "બગડવા દો."

અને સેંટના સંમિશ્રણથી મઘમઘી રહ્યો. દરેકે દરેક ક્લબમાં કાકાજી વાપરતા હતા તે તપકીર ઘણી જ જાણીતી હતી.

ધનકોર બહેન આવ્યાં. "આવો કાકાજી, એ નાવા બેઠા છે."

"ધનુ, આ તમે લોકો સાચવતાં ક્યારે શીખશો ? બારણાં ઉઘાડાં રાખી અંદર જાઓ છો તે કોઇ લૂંટી જશે તો."

"અમારે હવે લુંટાવામાં કૈં બાકી છે ?" ધનકોર બહેને જવાબ વાળ્યો. "અમે શાનાં બારણાં બંધ કરીએ ?"

કાકાજીએ મોટી છીંક ખાધી ને રુમાલથી કોટ પરથી તપકીર ખંખેરી તે બોલ્યા, "એક દહાડો ધોળે દહાડે લુંટાઇ જાઓ ત્યારે સંભારજો. કેમ તબીઅત કેમ છે ?"

"મારી તબીઅતને શો વાધ ખાવાનો છે. ? કોઇ નથી પુરી મરવા દેતું ને નથી પુરી જીવવા દેતું" કહી ધનકોર બહેન માથે હાથ મુકી ખાટલા પર બેઠાં. "પણ તમે ક્યાંથી અત્યારે ? મોહિની કહેતી હતી કે તમે તો ચીચન તારાપોર જવાના છો."

"હું આ ચાલ્યો. પણ મારે મારા પ્રીતમ જોડે જરા વાત કરવી છે."

"એવી તે શીએક વાત કરવી છે ? તમને પણ ઘરડે ઘડપણ 'મારા' પ્રીતમ વગર ચાલતું નથી તો."

"વાત જરા જરુરી છે" કાકાજીએ કહ્યું, "પ્રીતમ આટલો મોટો થયો પણ જરા ડહાપણ આવ્યું નહીં, ઉંહ."

"તે આજે તમને ખબર પડી ?" પત્નીએ પ્રશ્ન પુછી પતિની મુર્ખાઇમાં અચળ શ્રદ્ધા દાખવી.

"એને પણ લોકબત્રીસીએ બહુ ચઢતું અમે છે."

ધનકોર બહેને પથારી પર જોરથી પલાંઠી મારી "આ પેલી વસુડીની વાત કે ?" ત્રીભોવનદાસ સાશ્ચર્ય જોઇ રહ્યા. "તને પણ



ત્રિભુવનદાસ કાકાજી

ખબર પડી ગઇ ? શું છોકરો નાદાન છે ? પણ એ વસુમતી છે કોણ ? આખા ગામમાં પ્રીતમની ફજેતી થઇ રહી છે. એરકાટમાં તો એ વાત, ઓરીઅંટમાં તો એ વાત, વીલીંગ્ડનમાં તો આ વાત. છે શું ? આખી મર્ચંટસ ક્લ-

અને આજે મહીના થયાં બીજી વાત સૂઝતી નથી."

"હું ક્યારની કહું છું. પણ એમને શરમ જ આવતી નથી. કાલે તો હું જઈને એની સાથે ખુબ લઢી."

"હાય હાય" કાકાજીએ કહ્યું, "એટલું જ બાકી હતું. તેં ફજેતો પુરો કર્યો—"પણ એ વાત અધુરી રહી. પ્રોફેસર નાહીને બહાર આવ્યા. એનું મોઢું અત્યારે સારી તબીઅત અને ખુશ મીજાજથી ઓપતું હતું. હેતથી આવીને એમણે કાકાજી જોડે હાથ મેળવ્યો. "કેમ કાકાજી! કેમ છો? અત્યારે ક્યાંથી? મેં જાણ્યું કે તમે ગીરનાર જવાના છો."

"કામ વગર કોઈ ઘણા આવતું હશે!" કહી કાકાજીએ તપખીર સુંઘવા માંડી.

"શું છે કાકાજી?" હસીને પ્રોફેસરે કહ્યું.

"એ જ તો, તમારા ને તમારા વહુબહેનના ફજેતા," ધનકોર બહેને ભુસકો માર્યો. એક પલવાર પ્રીતમલાલના મુખ પર દુઃખની છાયા આવી–ને ગઈ. "અરે ભાઈ! તું છાની રહેશે! શું છે કાકાજી?"

"પ્રીતમ" કાકાજીએ ઊંડું ખુણાતી કહ્યું "ધનુ સાચી વાત કહે છે. આખું જગત તારી વાત કરે છે."

"કાકાજી જગતને મોઢે કોઈએ ઢાંકણું દીધું છે?"

"પણ ભાઈ! આ તો વાત બહુ વધી ગઈ. આજે ત્રણ દહાડા થયાં જ્યાં જાઉં છું ત્યાં એની એ જ વાત. કોને બીજું કંઈ પડ્યું નથી."

"પણ તેમાં હું શું કરું?" નિર્દોષતાથી હસીને પ્રોફેસર બોલ્યા.

"હા. સાંભળો," ધનકોર બહેને પોકાર કર્યો "એમાં એ શું કરે!"

"જો કરતો હોય તે." જમાનાના ખાધેલ કાકાજીએ કહ્યું "પણ આ ફજેતો સારો નહીં. હું તો એટલું જાણું. પ્રીતમ! તું ભણ્યો પણ ગણ્યો નહીં."

પ્રીતમલાલ હસ્યા. એણે સખ્ત થવાનો પ્રયત્ન કર્યો પણ સફળ થયા નહીં. "જગતની જીભમાં રસ કદી ઓછો થવાનો નથી. 'કાકાજી, આજે વીશ વર્ષ થયાં તમે મને ઓળખો છો. અને છતાં તમે પણ બીજાની માફક આવી તુચ્છ વાતોમાં માનો છો? હું કોઈ દિવસ અનીતિમાન થાઉં?"

કાકાજી ખંધાઈથી જોઈ રહ્યા અને પ્રોફેસરની મુર્ખાઈ પર હસ્યા. "ભાઈ ખરી મજાહ નીતિમાન થવામાં નથી પણ ગણાવામાં છે."

કાકાજી સ્પષ્ટ રીતે દુનીયાદારીમાં પાવરધા હતા.

## પ્રકરણ પાંચમું

### કાકાજીનું તત્વજ્ઞાન

કાકાજી પોતાની જાતને સંસારજ્ઞાનમાં સંપૂર્ણ માનતા હતા અને તેમના અનુભવમાંથી નીતરતા સિદ્ધાંતોનો લાભ તે દુનીયાને અવાર નવાર, અને એમના સ્નેહી-ઓને હમેશાં આપતા. અત્યારે એમને લાગ્યું કે એ સિદ્ધાંતનો લાભ આપવાનો એક મહાન પ્રસંગ આવી લાગ્યો છે. નીતિમાન થવા કરતાં ગણાવામાં જ તેમને ખરી મહત્તા લાગતી હતી.

પ્રીતમલાલે બેદરી હસીને સુણી વાતને ત્યારે કહ્યું. "કાકાજી! તમારા જેવા પાવરધાઓ

અને અમારા જેવા વેદીઆઓ વચ્ચે એજ ફેર છે. મારે તો મારા હૃદયની વૃત્તિ એજ પ્રમાણ."

કાકાજી હસ્યા. બીનઅનુભવી મૂર્ખની આવી જ રીત હતી.

"ભાઇ, તારા ઘરમાં બેઠો હોય ત્યારે તારા હૃદયની વૃત્તિ સમજ્યો. પણ બહાર તો પ્રતિષ્ઠા એજ પ્રમાણ."

પ્રોફેસર અકળાયા. "કાકાજી! બાલપણથી મેં એક અધમ આદર્શ સેવ્યો નથી, ને એક ખરાબ ડગલું ભર્યું નથી."

ધનકોર બહેનથી ન રહેવાયું "લો જોતા જાઓ પ્રોફેસર સાહેબની ખુબી!"

પ્રીતમલાલ કંઈ બોલવા ગયા.

"અત્યારે—"

"જો ભાઇ!" ત્રીભુવનદાસે કહ્યું "તારી કૉલેજની શાસનસમિતિના અધ્યક્ષ મને કાલે જ કહેતા હતા કે આ લોકવાયકા જોતાં તને રજા શા સારુ ન આપવી."

"લો" ધનકોર બહેને કહ્યું "લેતા જાઓ."

પ્રીતમલાલ આશ્ચર્ય પામ્યા. "રજા! મને રજા! મેં શો ગુન્હો કર્યો છે? દશ વર્ષે એક બાલમિત્ર આવે તો તેને મળું નહીં, તેની જોડે ફરું નહીં? શું આ વીસમી સદી છે કે પંદરમી?"

કાકાજી ખડખડાટ હસ્યા. "પંદરમી કે વીસમી—જે ગણે તે. પારકી બૈરી જોડે બીજો કોઇ ફરે તે કોઇને ગમે નહીં. સાચી વાત. અને તેમાં વળી તું તો પ્રોફેસર. આખા ગામના છોકરા ભણાવતું તારું કામ. તું આમ કરે તે અમારાથી કેમ સહેવાય!

પ્રીતમલાલ હસ્યા, નિખાલસ પણે. એના હાસ્યમાં કટુતા લાવવા માગે તો પણ લવાય એમ નહોતી. "કેમ સહેવાય? ખરી વાત. સહેવાય કેમ? ગામના પટેલો રાતે રખડે છતાં તે ગામનો કારભાર કરી શકે. નીતિના બેરખાંઓ પડોશણની પુજા કરે છતાં નીતિસૂત્રો ઉચ્ચારી શકે. તમારા પ્રતિષ્ઠીતો એક તરફ આખા ગોઆ ગામનો ઉદ્ધાર કરે ને બીજી તરફ મારા જેવાનો ન્યાય કરે. એમને એ હક કોણે આપ્યો?" પ્રોફેસરના અવાજમાં જરાક ગરમાટ આવવા લાગ્યો.

ધનકોર બહેન બોલ્યાં "લો સાંભળ્યું! પ્રોફેસર સાહેબને આખા મુંબાઇની પડી નથી."

"ભાઇ," કાકાજીએ કહ્યું, "તારી સાથે ડાચાકુટ કરવા તો લોખંડનાં જડબાં જોઇએ. એ બધાં કોઇ તારી માફક ગવાતા નથી ને? એમ વાત છે. છીંડે ઝલાય તે ચોર, સમજ્યો!"

પ્રીતમલાલે પ્રોફેસરની રીત પ્રમાણે એક આંગળી ઉંચી કરી. "કાકાજી હું જે કરું છું તે જાહેરમાં મારા નિર્દોષ આત્માને પવિત્ર ધોરણે કરું છું. વસુ બહેન જોડે મારે જુની મૈત્રી છે. હું હરું છું. ફરું છું. હસું છું તે બધાનાં દેખતાં, કોઇની ચોરી વિના. આ મારો ગુનોહ!"

ત્રીભુવનદાસ હસ્યા. "કોઇ કહે છે કે ચોરી નહીં કર? દુનીયાના ડાહ્યાઓ તારે મન તો જાણે મૂર્ખ હશે કેમ! હં"

પ્રોફેસર હસ્યા—ગરેથી હસવા ગયા, પણ બીજી રીતે હસાઇ ગયું. "કાકાજી જો હું જગતની આંખ આગળ ન કરી શકું તે હું ચોરીથી કદી નહિ કરું."

ધનકોર બહેન વચ્ચે પડ્યાં, "ત્યારે કોણ કહે છે કે કરો!"

કાકાજી અધીરાઈથી બોલ્યા, "ત્યારે જગતમાં ગધેડો તું કહેવાશે ને આસકાં આશે તે જુદાં. આજ મારો તો જવાનો વખત થયો. હું તો આટલી ચેતવણી આપવા આવ્યો હતો. આ નહિ ચાલે. આ કાને કે પેલે કાને ફગેતો થશે ને નોકરીને પ્રતિજ્ઞા બન્ને જશે."

"નોકરી ને પ્રતિજ્ઞા માટે મારે મૈત્રી છોડવી!"

"અરે બધું છોડી દેવું પડશે."

"મેં જન્મ ધરીને કોઈને દુઃખી કર્યું નથી—"

ધનકોરબહેનથી ન રહેવાયું. "ના, રે તો કેં માલુમ છું!"

"જન્મ ધરીને મેં કોઈને તરછોડ્યું નથી."

કાકાજી દઢ રહ્યા. "જે નહીં કર્યું તે હવે કરવું પડશે. અમારે પણ આબરૂ સામું જોવું કે નહીં? આ નહિ ચાલે."

"કેમ ચાલે?" ધનકોરબહેને કબુલાત આપી, "આ તે કંઈ રીત છે?"

એટલામાં મોહિની અને સુમન પાછાં આવ્યાં ને બન્ને વાત કરતાં થોડીવાર જોઈ રહ્યાં. પછી મોહિનીએ કહ્યું, "બાપાજી! અહિંયાં શું કરો છો!"

"જરા કામ હતું તે આવ્યો હતો."

"પ્રોફેસર સાહેબ, ડાક્ટર વામને ધનકોરબહેનને બોલાવ્યાં છે. અત્યારે એમનો સડેલો દાંત ખેંચી કઢાવવો છે."

"ચાલો. એમને મારો દાંત બધારે પડ્યો. કરો, કરો, તમારા જવાથી થાય તે કરો." આત્મસમર્પણની પરાકાષ્ઠાએ પહોંચી સમસ્ત જગતને તેમણે નિમંત્રણ દીધું.

પ્રીતમલાલે હેતથી કહ્યું, "જા ત્યારે, મને આજે પંદર દહાડા થયા ડાક્ટર એ જ વાત કરે છે."

"એ તો કરે સ્તો." ધનકોર બહેને કહ્યું, "એને ક્યાં પોતાનો દાંત કાઢવો છે!"

"ચાલ હું તૈયાર થાઉં." પ્રીતમલાલે કોલરનું બટન શોધવા માંડ્યું.

ધનકોરબહેન ગુસ્સે થયાં. "ના, નથી આવવું. તમારે બહાર નથી જવું. નીરાંતે જમી લો. હું મોહિની જોડે જઈશ. રોજ ઉસ ઉસ જમો છો તે તબિયત બગડે છે."

"હા, ચાલો હું લઈ જાઉં" મોહિની એક રસિક હાસ્યથી પ્રોફેસરને વધાવી તેમની મદદે આવી.

"બધું આજથી ચીવટ જવાની તૈયારી—" સુમન બોલવા ગયો.

"અરે સુમન," મોહિની બોલી, "તું મને બોલવા દે. ચાલો ધનકોર બહેન."

એટલામાં ધનકોર બહેન શાલ ઓઢીને તૈયાર થયાં. "ચાલો. ને હું આવું ત્યાં સુધી તમે બેસજો. જરા થાક ખાતાં તો શીખો." કાકાજી આ ચીવટ હસતે મોઢે જોઈ રહ્યા. પ્રીતમલાલે દોડીને બારણું ઉઘાડ્યું ને ધનકોર બહેન રસાલા સાથે બહાર પડ્યાં.

પ્રોફેસર પાછા આવી ખુરશી પર બેઠા. એનું મુખ ચિંતાગ્રસ્ત હતું. કાકાજીએ આવી તેને ખભે હેતથી હાથ મૂક્યો. "પ્રીતમ, એ આમનો મનીર છે. તારી કૉલેજની સમિતિ આવતી સભામાં નિર્ણય કરવાની છે. એક કામ કર. મહીનો રજા લે."

પ્રીતમલાલે ઉંચું જોયું. "બજી!"

"પાછી ?" કાકાજીએ ધીમેથી કહ્યું, "તારે જોઇએ તે બધી ગોઠવણ કરી આપીશ. મુંબાઇ શહેરમાં શું નથી બનતું ! પણ આમ ઉઘાડે છોગે—"

પ્રીતમલાલના અવાજમાં અસહ્ય વેદના હતી. "કાકાજી ! કાકાજી, તમે આ બોલો છો તે મારો જીવ ઉકળી આવે છે. હું કહો તેના સોગંદ ખાઉં.હું ને વસુબહેન એક શબ્દ એવો બોલ્યા નથી, એક દૃષ્ટિવિનિમય એવો કર્યો નથી કે જેને માટે અમારે શરમાવું પડે. શું મારાથી એક સંસ્કારી સ્ત્રીની મૈત્રી ન કરાય? શું મારાથી એવી સ્ત્રી જોડે બેસાય નહીં ને બોલાય નહીં ? મારી નીતિ શું એવી ચંચલ છે કે બેસતાં બોલતાં સરી પડે ?"

"ભાઇ," કાકાજીએ કહ્યું, "તારા એ મોટા મોટા બોલ હું નહીં સમજું. લોકો તો જુએ એવું બોલે.'

"કાકાજી ! જુએ એવું નથી બોલતા, બોલવા માટે નથી જોતા. વસુ બહેન—" પ્રીતમલાલે હસીને ભીંત તરફ જોયું. થોડીવાર કોઇ બોલ્યું નહીં. એની આંખ આગળ કૈં કૈં છબીઓ ખડી થઇ હતી.

"પણ ભાઇ, એ છે કોણ તે તો કહે."

"વર્ષો પહેલાં હું એને ઓળખતો. હું ત્યારે તરતનો કોલેજમાં આવ્યો હતો. પછી એ પરણી ગઇ, ને પતિ જોડે પરદેશ ગઇ. આજે એ મહીના પર પાછી આવી—"

"પણ ભાઇ, પારકાની બૈરીની મૈત્રી કરવાની પણ રીત હોયની."

પ્રીતમલાલે કાને હાથ દીધા. જે રીતે કાકાજીએ આ વાક્ય ઉચ્ચાર્યું હતું તે સાંભળી એનાં રૂંવે રૂંવા ઉભાં થઇ ગયાં. "આ શું બોલો છો કાકાજી ! તમારૂં હૃદય તો ઘડાઇ ઘડાઇ પથ્થર થઇ ગયું છે. વસુબહેન મારે મન પૂજ્ય છે. તેના તરફ મેં એક ધૃષ્ટ નજર નાખી નથી. પણ તમે નહીં સમજો." પ્રોફેસરનો અવાજ કડવાશભર્યો થઇ ગયો, "પણ તમે એ દૃષ્ટિની કીંમત નહીં આંકી શકો."

કાકાજીએ આંખ મીંચી, "અમે બરોબર આંકીએ છીએ."

"હસ્તો. પૈસા આપી પ્રેમ ખરીદનારાઓ તમને પ્રતિષ્ઠિત લાગે. પતિના મિત્ર બની પત્નિ ફોસલાવનારાઓ તમને આબરૂદાર દેખાય. ધર્મને નામે ચાલતી વિષયતૃપ્તિને તમે ભક્તિ કહી શકો. શાસ્ત્રને નામે કરાતી બાલહિંસામાં તમે સમાજરક્ષા જોઇ શકો. ઘુમટો હોય ત્યાં સુધી તમારે મન બધું રૂપાળું."

"તો તું પણ ઘુમટો કાઢતાં શીખની, કોણ ના કહે છે ?" હસીને કાકાજીએ કહ્યું.

પ્રોફેસર જરા અધીરા થઇ ગયા. એનું હાસ્યનું નિખાલસપણું ઓછું થયું. "કદી નહીં કાકાજી ! વિશુદ્ધ જીવન જીવ્યો છું ને જીવીશ. તમારી દુનીયાનું ડહાપણ મને નહીં સ્પર્શે—"

"તો ભુખે મરશે," કાકાજીએ કહ્યું.

"તો હું પસ્તાવાનો નથી."

"ઠીક ભાઇ, તું અત્યારે ગાંડો બન્યો છે. હોસ્પીટલમાં તારી વેતરણ કરવી પડશે."

પ્રોફેસર હસી પડ્યા. "આવી બાબતમાં ડાહ્યા કરતાં ગાંડા ગણાવામાં મને સંતોષ છે, ચાલો સાહેબજી !"

"સાહેબજી" કાકાજીએ હેતથી કહ્યું, તપકીર સુંઘી, નાક લુછી, લાકડી લઇ ચાલવા માંડ્યું.

પ્રીતમલાલ મમતાથી જોઇ રહ્યા. (અપૂર્ણ)

# આડો-રિવાજ

લેખક : રા. નર્મદાશંકર દામોદર શુક્લ, બી. એ. એલએલ. બી.

હું અને મારા મિત્રો 'તારંગાહીલ'ની સફરે ગયા ઉનાળામાં ગયા હતા. તે જૈનોનું ધામ છે. ટેકરી ઉપર પ્રખર તાપને અટકાવે તેવાં ઝાડ નથી. વનસ્પતિ સિવાય બેડોળ હોય તેમ લાગે છે. સ્ટેશનથી માઇલેક દૂર તે ટેકરી છે. કેટલાક અનુભવી મિત્રોની સલાહ ઉનાળામાં ત્યાં જવાની ન હતી. પણ ભેળાભેળું જોઇ આવીએ એ હેતુથી અમે નીકળ્યા હતા. બપોરના બાર વાગે ખરા તાપમાં અમે ચાલવા માંડયું. વાતોમાં ને વાતોમાં રસ્તો કાપ્યો. પહેલા દરવાજે પહોંચ્યા અને પાણી પીવા ઉભા રહ્યા.

બે નાનાં છોકરાં, એક છોકરો અને છોકરી ત્યાં પાણી પાવા બેઠા હતા. છોકરાના શરીરે વસ્ત્ર ન હતું. તેને કાટલા ઉપર વાળું કપડું પહેર્યું હતું. એક પણ લુગડું ત્યાં દેખાતું ન હતું. ત્યાર પછી થોડી વારે એક બીજી છોકરી આવી. તેના વાળની લટો આમતેમ ઉડતી હતી. તેના ગાલ ઉપર ગુલાબના ફૂલ ન હતા. તેના હોઠ સ્મિત વર્ષાવવા તલસતા હતા. તેની દાંતની પંક્તિ ડોકીયા કરતી હતી. તેનો હોઠ નીચલો સ્હેજ વળેલો હતો; તેની આંખોમાં નિર્દોષ મસ્તી હતી. મારા એક મિત્રે આ જોયું અને મને બતાવ્યું અને મને અંગ્રેજીમાં કહ્યું : "ગામડાની છે પણ કેટલું ગૌરવ છે, કેટલી શરમ છે. આંસુ વિનાનો એનો ભાલપ્રદેશ કેટલો સુંદર દેખાય છે. એની ભમરો કેટલી સ્પષ્ટ અને નાજુક છે અને વાંકડી ઉંચી કરી વીંછી રમતો હોય તેમ લટો તેના ભાલપ્રદેશ ઉપર રમે છે."

મને પણ તેમ લાગ્યું ખરું. છોકરી કાંઇક શરમાઇ. તેને લાગ્યું એના વિષે અમે વાતો કરતા હોઇશું. તેણે ઓઢણીનો છેડો વાળ્યો અને બે દાંત વચ્ચે પકડી ચાવવા માંડયો. તે મને વધારે સારી જેવી લાગી. મને દૂર પડેલા અમદાવાદની છોકરીઓ યાદ આવી. તેમની સાથે તેના રૂપની સરખામણી કરી અને અજબ લાગી. મેં કહ્યું 'કલ્પના બહુ દોડાવો છો.'

છોકરી અમારા સામું આંખના ખૂણામાંથી જોતી હતી. કેવી પડી. તે અમારો અભ્યાસ કરતી લાગી, અમને માપતી લાગી. તેનો નાનો નાગો ભાઇ તેના ખોળામાં આવી પડ્યો. ધીમે રહી તેણે તેનું નાક સાફ કર્યું. તેને પંપાળવા લાગી. એમાં એટલી બધી મમ મધ મધ કે અમને લાગ્યું તે અમને ભૂલી ગઇ છે. એકદમ ભાઇનું મોઢું હાથમાં લીધું, ચૂમ્યું અને બોલી,

"શેઠીયા, તમે ક્યાંથી આવો છો? અમદાવાદથી આવો છો?"

અમે આ પ્રશ્ન માટે તૈયાર ન હતા. એકદમ આ બાત એણે કેમ જાણ્યો એની અમને ખબર ન પડી. સાંભળો આગો કાપી પાણી ન પીધું માટે અમે તો ત્યાં ઘડીવાર બેઠા હતા. આ જાહેર પરબ હતી. ઉનાળામાં

બહુ થોડા લોકો અહીં આવે છે અને વધારે પૂનમને દિવસે આવે, આજે તો આડો દિવસ હતો. કોઇ આવ્યું ન હતું. આ છોકરી હવે વાતોએ વળશે એમ અમને લાગ્યું. પણ તેને એકદમ નિરાશ કરવી ન જોઇએ. તેથી મેં કહ્યું.

'હા.'

પણ મારા મિત્રથી ન રહેવાયું. તેણે કહ્યું "તેં શાથી જાણ્યું અમે અમદાવાદથી આવ્યા છીએ."

"મારો ભાઇ, આનાથી મોટો, અમદાવાદ જતો રહ્યો છે. એનો કાગળે નથી આવ્યો, એનો પત્તો નથી. મારી બા સાથે લડીને જતો રહ્યો છે. તમે આવ્યા હોવ તો એની કાંઇ ખબર કહેશો ?"

હવે મને રસ લેવાનું મન થયું. મારો મિત્ર કલ્પના નહોતો દોડાવતો. શહેરની છોકરીથી આ કાંઇક જૂદી હતી. તેને આ નાના ગામનાં ઝૂપડાં જેવું અમદાવાદ દેખાતું હતું. ગામડામાં કોઇ પણ અજાણ્યો રહે નહિ તેમ એનો ભાઇ અમદાવાદમાં અમારાથી અજાણ્યો ન રહે એમ એને લાગ્યું, અને એણે પૂછી કાઢ્યું. હવે મને સમજાયું કે નાના ભાઇને ચૂમી કરી, ગોદમાં ઘાલી એણે મોટા ભાઇનાં છૂપાં સ્વપ્નાં સેવ્યાં. એકદમ હાથમાં મોઢું લઇ તેની આંખોમાં કદાચ એણે ભાઇનું પ્રતિબિંબ જોવા પ્રયત્ન કર્યો અને રહેવાયું નહિ ત્યારે અમને પૂછી કાઢ્યું. મારા મિત્રે તો એનું કહેવું હસી કાઢ્યું અને કહ્યું: "ગાંડી, તારા ભાઇની તો અમને શી ખબર હોય. અમદાવાદ શહેર તો બહુ જ મોટું છે. કોઇનો કાંઇ પત્તો ન લાગે"

પણ મને થયું એકદમ નિરાશ કરવી સારી સારી નહિ. છોકરી ભલી છે, એને દુનિયાની ખબર નથી. મેં કહ્યું: "તારા ભાઇને કાગળ કેમ નથી લખ્યો ? તું અહીંથી કોઇ પાસે લખાવ ?"

'એ અમને ઠેકાણું નથી આપતો ગયો. ક્યાં ઉતર્યો છે તેની મને ખબર નથી. અહીંથી એ તો મગના સાથે જતો રહ્યો છે."

"મગનાને લખ અને તારા ભાઇની ખબર કઢાવ. તારો ભાઇ છે તો મોટો ને પછી શું કરવા ફીકર કરે છે ?"

"મોટો છે પણ આના કરતાંય નાનો છે. મને બહુ ગમે છે. મારાં બા એને નકામાં લડતાં હતાં."

'શું ત્યારે એ નાસી ગયો છે ?" મેં પૂછ્યું.

'હા મારો નાથીઓ પટીયાં પાડતો ને વાળ ઓળતો. ફક્કડ થઇ ફરતો. સીસોટીઓ વગાડતો. મારી બા કહે છેઃ આ વરણાગી નહીં ચાલે. ગામની છોકરીઓ સાથે વાતો કરતો. કોઇકને ફૂલ લાવી આપતો, કોઇકને ઘાસ કાપી આપતો, કોઇકને પાણી ખેંચી આપતો. કોઇકને હેગડો ચઢાવતો. આમ બધાનું કામ કરતો. મારાં બા ચીઢાતાં અને લડતાં અને ઓલ્યો મગનો અમદાવાદથી આવ્યો હતો. મારા ભાઇને ભૂરકી નાખી લઇ ગયો. કહો ને મારા ભાઇને જોયો તો !'

આને શો જવાબ આપવો તે મને સમજ્યું નહીં. મે કહ્યું :

'તારાં બાએ એને કાંઇ ન કહ્યું ! જવા દિધો ?'

'એ બિચારી રડી, કૂટી છાતી કૂટી. માથું ફોડ્યું તોય પીગ્યો ન રહ્યો. બહુ જાણ્યો

છે. ગામની છોકરીઓ ચ રડી પણ કોઇનું કહ્યું ન માન્યું. અને કહ્યું, 'મારે કમાવા જવું

" હું દરરોજ એની રાહ જોઉં છું. હું દરરોજ ઓવી અહીં આ દરવાજે આવી બેસી



તેનો નાનો નાગો ભાઇ તેના ખોળામાં આવી પડયો. તેને પંપાળવા લાગી.

છે. એની ત્રાડથી હું બી જતી નથી. પણ મારો ભાઇ, કહોને, ક્યારે આવશે?"

એની આંખમાં છૂપાં આંસુ આવ્યાં. એણે ઓઢણીના છેડે લોહ્યાં. આને શો જવાબ આપવો તે સમજાયું નહિ. અમદાવાદ અને તેની વસ્તી, અને તેમાં તેનો ભાઇ ક્યાંય છૂપાઇ ગયો હશે. મગનો તેને ક્યાંય લઇ ગયો હશે. એવા કેટલાય નાથીયા અમદાવાદમાં આવી ભરાઇ ગયા હશે. કેટલીય નિર્દોષ બેનો આમ રડતી હશે. તે આ છોકરીને કેમ સમજાવાય! હવે તે મને વધારે સુંદર લાગી. તેની આંખોમાં વર્ષાઋતુમાં વરસાદના છાંટા ભેગી વિજળી ચમકે તેવી ચમક હતી. તે એકદમ બોલી.

'શેઠીયા, તમે જાણો છો, મારો ભાઇ તમને મળ્યો હશે. કહોને!

મારા મિત્રે તેને સમજાવી. તે થોડું ઘણું સમજી ન સમજી. અમે પાણી પીવાનું માગ્યું અને પીધું. પૈસો આપ્યો અને ઉઠયા. નાનો છોકરો આનંદમાં આવ્યો અને બોલ્યો,

"ગોળ ખાઇશું."

અમે ચાલ્યા અને છોકરીની આંખો અમારી પાછળ અમને પૂછતી ન હોય "મારો ભાઇ મળ્યો હતો?' તેમ દોરાઇ.

સાંજે અમે ત્યાંથી પસાર થયા. દરવાજે આવ્યા અને છોકરીને ખૂણામાં લપાઇ ઉભી રહેલી દીઠી.



# કવિ દયારામભાઈ અને ગરબીઓ

લેખકઃ—રા. છગનલાલ વિદ્યારામ રાવળ

કેટલાક લેખકો હાલ એઉએ તેની પાકી તપાસ કર્યાં વિના અમુક જાતનો છંદ, અથવા અમુક જાતનો દેશી રાગ, કોઈ અમુક કવિએ જ આપણી ભાષામાં પહેલ વહેલો દાખલ કર્યો, એમ નિશ્ચય કરીને કહેવા નીકળ્યા છે. તેઓ આ પ્રમાણે કહેવા નીકળતા પહેલાં જો પૂરેપૂરી તપાસ કરતા હોત તો તેમનું આ કહેવું ખરૂં પડત. પણ આવી અધૂરી તપાસ કરેલી તપાસણી અધૂરી જ ગણાય. એ નિઃસંદેહ વાત છે.

પહેલાં કેટલાક કહેતા કે 'ગઝલો' તો સ્વ. કવિ બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયાએ પહેલ વહેલી આપણી ભાષામાં રચી. પણ તપાસ કરતાં જણાય છે કે, તેમણે જેવી ગઝલો બનાવી હતી તેવી ગઝલો આપણા કૃષ્ણ ને રસિક કવિ દયારામભાઈએ ઘણી બનાવી છે.

કહેવાનું કે, ગરબા તો પ્રથમ વલ્લભ ભટ્ટે રચ્યા પણ તે ખરૂં નથી. કેમકે આપણા આદ્ય કવિ નરસિંહ મહેતાએ પણ તે પહેલાં રચ્યા હતા.

આશ્ચર્ય જેવું એ છે કે, આ ગરબાના રાગની કવિતા ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી જણાય છે. ઝઘડિયા (રાજપીપળા સ્ટેટ)ની આસપાસના ભીલ લોકોમાં પણ આવી ગરબાના રાગની કવિતા પ્રચલિત છે. ને તે તેમની પોતાની ભાષામાં રચાયેલી છે.

આ અનાર્ય લોકોના ગરબાના રાગની કડીને છેડે જે 'લો' શબ્દ આવે છે તે જ 'લો' આપણા નરસિંહ મહેતાએ રચેલા ગરબાની કડીને અંતે પણ છે. હાલ જે 'લોલ' શબ્દ વપરાય છે—બોલાય છે—તે તે વખતે ન હતો. આ ઉપરથી ગુજરાતી ભાષાના ગરબાના રાગની કવિતા રચાઈ હશે, કે તેમના આ રાગની કવિતા ઉપરથી આપણા ગરબા રચાયા હશે તે શોધી કાઢવું એ ઘણું કઠિન કામ છે.

હમણાં આપણા એક પ્રખ્યાત વૃદ્ધ સાક્ષરે પોતાના એક ભાષણમાં જણાવ્યું હતું કે, આપણી ભાષામાં ગરબી પહેલ વહેલી કવિ દયારામભાઈએ જ દાખલ કરી છે.[1]

પણ તેમનું આ લખવું બરાબર નથી. ગરબીના રાગે ગવાતી કવિતા (પછી તેનું જુના વખતમાં ગમે તે નામ હોય, ને તે ગમે તે રાગથી ઓળખાતી હોય) તો ઠેઠ ભાલણ કવિના વખતથી ઉતરી આવી છે. તે વખતે તેને લોક ગરબી કહેતા નહિ તે ઉપરથી તેના રાગની કવિતા હસ્તીમાં ન હતી, એમ કહેવું એ ઠીક લાગતું નથી.

ધારો કે, હાલના વખતમાં ઘરમાં વપરાતા લોટાને જુના વખતના લોકો કળશીઆ [કળશના આકાર જેવા હોવાથી] કહેતા હતા. તેને પછી ઘણે કાળે એક જણે લોટા કહેવા માંડયું. ને ત્યારથી કળશીઆ શબ્દને ઠેકાણે લોટા શબ્દ વપરાયો તે ઉપરથી શું એમ કહીશું કે, પહેલાં લોટા એ વસ્તુ હસ્તીમાં જ નહતી? આ જ પ્રમાણે દયારામભાઇની ગરબી વિષે સમજવું. [જો તેમના કહેવા પ્રમાણે તેમણે–દયારામે–આ ગરબીનો નવો શબ્દ યોજી કાઢયો હોય તો] ગરબીના રાગની કવિતા તો પહેલાં પણ હતી જ. પણ લોક તેને ગરબી ન કહેતાં અમુક રાગની કવિતા કહેતા હતા. તે જ રાગની કવિતાનું નામ વખતે કવિ દયારામભાઇએ 'ગરબી' નામ આપ્યું હોય. [તેમ પણ ખરૂં નથી. તેમના પહેલાં થઇ ગયેલા કેટલાક કવિઓએ ગરબીઓ બનાવી છે તે નીચેના દાખલાથી વગર સંકોચે નિઃસંદેહપણે પૂરવાર થઇ ગયું છે.] તો તેટલું જ તેમણે નવીન કર્યું ખરૂં.

જેમ આપણા વૃદ્ધ સાક્ષર દી. બ. કેશવલાલભાઇ ધ્રુવે 'વનવેલી', રા. મનહરરામભાઇએ પોતાના રામાયણના કાવ્યમાં યોજેલો 'રામછંદ', સ્વ. નવલરામભાઇએ પોતાના મેઘદૂતના ભાષાંતરના કાવ્યમાં નવો રચેલો 'મેઘછંદ' કે સાક્ષરશ્રી બલવંતરાયભાઇ ઠાકોરે ગદ્યપદ્ય જેવી નવી રચના કરી છે તેવી રચના કવિ દયારામભાઇએ નવી કાઢી નથી. પણ એક જુની ચાલતી આવેલી ગોડી રાગની કવિતાનું તેમણે વખતે 'ગરબી' નામ આપ્યું હશે. મતલબ કે તેમણે પોતાની કલ્પનાથી ગરબી નામનો કોઇ નવો રાગ કલ્પી કાઢી તેને તે નામ આપ્યું નથી.

કવિ ભાલણે આ દયારામભાઇકૃત ગરબીના રાગની જે કવિતા બનાવી છે તેને માટે નીચેની હકીકત વધારે પુરાવા જેવી છે.

કે. ડૉ. હરિલાલભાઇ ધ્રુવે સન ૧૮૮૪ના ફેબ્રુઆરીના 'આર્યજ્ઞાન વર્ધક' નામના માસિકમાં કવિ ભાલણ ને દયારામભાઇ કવિ વિષેનો એક લેખ આપ્યો છે તેમાંની ભાલણ કૃત ભાગવત દશમ સ્કંધની કવિતા નીચે પ્રમાણે છે.

ભાલણ કવિકૃત પદ [૧૨૭]

કહે રે મુંહને કાંમ્યની,
ક્યાંહાં તું સાહસ ભરાણી જી
પરશેનો એમ ક્યાંહાં વજ્યો
જે ભમરિ બેહુ ભીંજાણી.
સાચું બોલોની૦

રાધા કહે ભૂલી પડી,
વાટ મેં નવ્ય જાંણી જી.
વનમાંહે બેહેની એકલી,
અતિસે ત્યાંહાં ઉજાંણી.
સાંભળ્ય સજની જી૦

નેમ માહારે એહવો છે,
જે પર પુરૂષ બાઇ બાપજી.

ભાલણ પ્રભુ રઘુનાથજીને,
નામે જાય ભા (પા) પ.
સાભળ્ય સજની જી૦ ૧૯

આ કવિતા તેમણે ગુ. વ. સોસાઇટીમાંની ભાગવત દશમ સ્કંધની હસ્તલિખિત પ્રતમાંથી લીધી હતી. જે વિ. સં. ૧૭૫૫માં લખાઈ છે.

આપણા (હમણા જ દેવલોક પામેલા) વૃદ્ધ સંસ્કર શ્રી. રા. બ. હરગોવિંદદાસભાઈ કાંટાવાળાએ ભાલણ કવિનો દશમસ્કંધ બહાર પાડ્યો છે તેમાં આ ૧૨૭મું પદ આપેલું જણાતું નથી. પણ તેવું ૧૩૮મું પદ આ જ રાગનું હોવાથી તેનો થોડોક ભાગ આ નીચે આપ્યો છે.'૧

ઘેલી થઈરે કામિની. તું શા માટે રીસાણી જી
ઘર સ્વજન લજ્જા તજીને, જેને કાજે આવી
હઠ ન કીજે જી

ચતુરપણું ભલું તાહરે, નંદકુંવર વશ કીધો જી
લાધો મનુષ્યદેહનો, તે સઘળો તેં લીધો
હઠ ન કીજે જી

પૂર્વ જન્મ પ્રતાપથી તું. પુન્યે કરી પામીજી
ભાલણ પ્રભુ રઘુનાથ એવો, કામ થયો છે કામી
હઠ ન કીજે જી

સ્વ. ડૉ. હરિલાલભાઈ ધ્રુવની આપેલી ભાલણની કવિતા સાથે સરખાવવા માટે કવિ દયારામભાઈની રચેલી આ જ કવિતા જે તેમણે આપી છે તે કવિ નર્મદ વાળા દયારામકૃત કાવ્યસંગ્રહમાંથી આ નીચે ઉતારી છે (ગુ. પ્રેમનુ દયારામ કાવ્યસંગ્રહ આવૃત્તિ ૪થી પૃ ૧૬૯)

'સાંભળરે તું સજની મારી, રજની ક્યાં રમી આવી જી
પરસેવો તુંને ક્યાં વળ્યો, તારી અમ્બર કહ્યાં ભીંજાણી
સાચુ બોલો જી.

મારે એવી પ્રતિજ્ઞા જે, પર પુરુષ ભાઈ બાપજી
દાસ દયાના સ્વામીને ભજતા, ભવની ભાવટ જાય
સાંભળ સજની જી.

આશ્ચર્ય જેવુ એ છે કે આ કવિતા ભક્ત કવિ નરસિંહ મહેતાની રચેલી મારા હાથમાં આવી હતી, જેનુ ઠઠ ભાલણ અને દયારામભાઈની ઉપર જણાવેલી કવિતા કરતાં લગભગ દોઢુ હતુ એવું તે વખતે આ ત્રણેનો મુકાબલો કરતાં માલુમ પડ્યું હતુ. (તેની નકલ મેં ઉતારી લીધી હતી પણ દિલગીર છું કે હમણાં તે ઘણો વખત થઈ જવાથી જડતી નથી) બૃ. કા. દોહનમાં પ્રસિદ્ધ થવા માટે આ ગરબી ગુજરાતીના આદ્યતંત્રી ઇચ્છારામભાઈ દેસાઈ ઉપર મોકલી હતી, પણ તે બૃ. કા. દોહનના આઠમા ભાગમાં તેમ નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહમાં છપાઈ નથી. તે જ વખતે તેમણે બૃ. કા.ના દોહનના નવમા ભાગમાં છાપવા માટે રાખી મુકી હતી.

આ ઉપરથી જાણવામાં આવશે કે, ગરબીના રાગની કવિતા પ્રથમ દયારામભાઈએ નવી રચી નથી પણ તેમના પૂર્વે થઈ ગયેલા નરસિંહ મહેતા અને ભાલણ કવિએ પણ બનાવી છે. એટલુ જ નહિ, પણ કવિરાજે

ભક્તે પણ ગરબીઓ બનાવી હતી જેમાંની એક આ નીચે આપી છે.

## ગરબી

સાહેલી સાંભળ વાત, સાચી કહું તુજને
ઉચિંતા એકા એક, નાથ મળ્યા મુજને.
હરિએ ઝાલ્યો મારો હાથ, હસીને બોલાવી
હું તો નાની વયમાં નાર. લાજ મુજને આવી.
મેં તો ઉઘાડ્યાં કમાડ, હરિ પધરાવ્યા
રાજેના રસિયા નાથ, મારે ઘેર આવ્યા.

(મારો પ્રા. કાવ્યસુધા ભાગ ૫મો પૃ. ૫૮)

ગુજરાતી ફાર્બસ સભાના જે મોટા ચોપડામાંથી ઉપરની ગરબી ઉતારી છે તેનો લેખક તેની લખ્યા સાલ આ પ્રમાણે આપે છે.

સંવત ૧૭૭૮ સરાવણ સુદ ૨ લખી'

વળી નર્મદાજીના તટ પર આવેલા ઝણોર ગામમાં જે ચોપડી લખાઇ છે, ને જે હાલ મારી પાસે છે તેના ઇતિ શ્રી ભાગમાં આ પ્રમાણે લહીયાએ જણાવ્યું છે.

"સંવત ૧૭૭૬ના ભાદરવા વદ ૭ને દીન લખી રહ્યા" છાસટીયા છગાભાઇની પુત્રી બાઇજી બજી બાઇનું સુપદ છે. લખતંગ ભગત દયારામભાઇ કહુજીના વાંચે સાંભળે તેને પરણાંમ છે કાના માતરની ખોટની ખીમા કરજો"

ઉપરની સાલો જોતાં આ કવિ દયારામભાઇના પહેલાં થઇ ગયા જણાય છે.

વળી શહેરા—ગોધરા—ના કવિ મોતિરામ કહુજીએ પણ દયારામભાઇ પેઠે ઘણી ગરબીઓ રચેલી હોવાથી મેં તેને મારા પ્રાચીન કાવ્ય સુધાના ભાગ બીજા, ત્રીજા, અને ચોથામાં પ્રસિદ્ધ કરી છે. આ કવિ, દયારામભાઇના સમકાલિન હતા.

પણ કવિ નાથ ભવાન, જેમણે પણ કેટલાક ગરબા ને ગરબીઓ રચી છે તે કવિ દયારામભાઇ પહેલાં થઇ ગયા છે. તેમણે પોતાનું બ્રહ્મવિલાસ નામનું કાવ્ય સંવત ૧૭૭૦, આત્મ સ્તવન સં. ૧૭૮૮ અને અનુભવસ્તવનનું કાવ્ય સં. ૧૭૮૯માં રચ્યું હતું.

આ વિષે સ. ૧૯૧૬ના અકટોબરના 'સાહિત્ય'માં આપેલા જુના કાવ્યોના લેખની ફુટનોટમાં મેં નીચે પ્રમાણે જણાવેલું છે.

"કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે, આપણી ગુજરાતી ભાષામાં ગરબીઓ પ્રથમ દયારામ કવિએ બનાવી. પણ ઉપરની હકીકત જોતાં આ વાત ખરી જણાતી નથી, કેમકે કવિ નાથ ભવાન[1] તેમના (દયારામભાઇના) કરતાં સો વરસ અગાઉ થઇ ગયા છે." (પૃષ્ટ ૫૨૬)

આ ઉપરથી જણાશે કે આપણી ગુજરાતી ભાષામાં પહેલ વહેલી દયારામ ભાઇએ ગરબીઓ બનાવી નથી, પણ તેમના પહેલાં થઇ ગએલા એકથી વધુ કવિઓએ ગરબીઓ બનાવી છે. *

---

૧ આ કવિ જુનાગઢના વતની ને જ્ઞાતે નાગર હતા. સન્યાસ લીધા પછી તેમનું નામ અનુભવાનંદ સારસ્વતિ હતું.

* આ લેખ મેં મારા પ્રાચીન કાવ્ય સુધા ભાગ ચોથાની પ્રસ્તાવનામાં સુધારો વધારો કરીને લખ્યો છે.

# ટાઇમ્સ ઑફ ઇન્ડિયા

લેખક : રા. ચંદ્રવદન ચી. મહેતા

"તમે—તમે ટાઇમ્સ વાંચો છો ?" એક દિવસે રેલ્વે સ્ટેશનપર ટાઇમ્સ ખરીદવાના ગુન્હા બદલ એક સજ્જન મિત્રે ટકોર કરી. એમણે મારાથી તો ટાઇમ્સ નજ વંચાય એમ શા પરથી ધારી લીધું હશે, તે તો ભગવાન જાણે પણ એ પ્રસંગ પછી એમ, મારે માટે માન કંઇક ઓછું થઇ ગયું એ નિર્વિવાદ છે.

અને ખરેખર, મારે ટાઇમ્સ શા માટે વાંચવું જોઇએ ! કોઇએ પણ શા માટે વાંચવું જોઇએ ! મુંબાઇ યુનીવરસીટીના એક વિદ્વાન પ્રોફેસરે ૧૧ વરસથી ટાઇમ્સ હાથમાં પકડ્યું નથી. પકડ્યું હશે તો તે મિત્રોના હાથમાંથી ઝુંટવી, ફેંકી દેવા કે ફાડી નાખવા માટેજ. અગિઆર વરસથી એમની સમજ હજી વધારે ને વધારે પ્રબલ થતીજ જાય છે. છતાં એ અજ્ઞાન નથી રહ્યા—નથી રહેતા. જૂએ નથી મરતા એમની બુદ્ધિનો ખરો નથી થતો એમનો દિવસ નથી બગડતો. ટાઇમ્સ વિના એમનો નિયમ નથી ચાલતો એમ પણ નથી બન્યું. અને એ શા માટે એ પ્રોફેસર જ, બીજા અનેક ટાઇમ્સ વિના જીવી શકે છે. જે દેશમાં ખોરાક અને પોશાક વિના પણ જીવી શકાય તે દેશમાં ટાઇમ્સ વિના જીવવું અશક્ય તો નજ કહેવાય. અસંખ્ય માણુસોને ટાઇમ્સનું દર્શન નથી થતું છતાં તેમનો નિયમ પસાર થાય છે.

પણ કેટલાકને તો ટાઇમ્સ વિના 'ચાલેજ' નહીં. ટાઇમ્સ તો એમને 'પેલ્યૂ' જોઇએ. કેટલાક એમાં ગર્વ લે છે. એ વાંચવા માટે જાતજાતની દલીલો રજુ કરે છે. એમાં ન્યૂસ વધારે આવે છે, ખબર પેલ્લાં આવે છે, કોઇક ભાવતાલ જુએ છે, કોઇક જાહેરખબર જુએ છે કોઇક "સમરીજ" વાંચી જીવ ઠારે છે. કોઇક સ્પોર્ટીંગ કોલમનો અભ્યાસ કરી જાય છે. કોઇ ફક્ત લીડર વાંચીને જ પોતાનું કદી ન સુધરતું અંગ્રેજી સુધારવાનું બ્હાનું કાઢે છે. પણ સૌથી વધારે અગત્યની દલીલ તો આપણા સામા પક્ષવાળા આપણુને કેવી ગાળ દે છે, તે આપણે જાણવું જ જોઇએ એ આપે છે, અને એમ દલીલાવલી ભાંગશો લેટલી ભલ્યા જ કરશે.

મને પ્રશ્ન પૂછી ગભરાવનાર મહાસભાવાદી હતા. એમણે સતત પ્રશ્નની બાર દાને શબ્દો બોલવાની લડણ ટીપીક ખાસ કરી હતી. સરકારના એ કટ્ટર વિરોધી—એમનાથી ટાઇમ્સને અપાતો આનો ન ખમાયો.

દિલગિરીની વાત છે કે મ્હારા એ સન્મિત્ર 'ટાઇમ્સ' અને મહાસભા વચ્ચેનો પ્રણયકલહ જાણતા ન હતો. છેલ્લી કરાંચી મહાસભાનો જ દાખલો લ્યો. ત્યાંના તંબુઓની ઓળખાણી વિશે જે કોઇ જાણતું હોય તેમને પૂછો. ખાસ પરોણાઓના, અથવા નેતાઓના તંબુઓની હાર આગળના મુખ્ય પ્રવેશદ્વારમાં તમે દાખલ

ચાઓ ત્યાં એક નાનો કચેરી તંબુ બાંધેલો હતો. એમાં મુખ્યત્વે તમારી સગવડ માટે પુછપરછ કરી શકો. રાત દિવસ ત્યાં સ્વયંસેવકો અને કાર્યવાહકો કામ કરે. એ તંબુની બ્હાર એક પાટીયું લગાવેલું હતું. એ પાટીયા પર એ વિભાગમાં રહેનાર નેતાઓ વગેરેના નામો તેમના તંબુના નંબર સાથે લખેલા જણાતા. શ્રી મહેરઅલી, કે શ્રી મુન્શી, શ્રી પરશોતમ ત્રીકમદાસ કે શ્રી બજાજ વગેરેની નામાવલી ત્યાં હતી. પણ કોઇને પણ તઆજુબ કરે એ તો સૌથી પહેલું જ નામ વાંચો તો "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ"ની ઑફીસના તબુનું હતુ. એ તંબુ ન્હોતો એ હારમાં પહેલો, ન્હોતો એનો નંબર પહેલો છતાં એનું નામ મથાળે! કારણ...... કોણ જાણે. એ વિભાગમાં ફ્રી પ્રેસનો તંબુ હતો. બીજા પત્રકારોના તંબુઓ હતા. પણ મહાસભાનું જે હિન્દુસ્તાનનું પ્રિય અને ઉપયોગી છાપું તો 'ટાઇમ્સ' ન હોય જાણે એમ લાગતું હતું.

હશે, એતો કદાચ નજીવી વાત ગણાય. પણ સબજેક્ટ્સ કમિટિની બેઠક જે તંબુમાં મળતી ત્યાં ચાલો. વ્યાસપીઠની ડાબી બાજુએ છાપાના પ્રતિનિધિઓની બેઠકો ગોઠવેલી હતી. પહેલી હાર, બીજી હાર, ત્રીજી હાર ને એમ આશરે દશ બાર હારો હતી. જાતજાતના છાપાવાળા માટે સગવડ હતી. કબૂલ. પણ પહેલી બેઠક સૌથી પહેલી, પાસેની તે શ્રી ટાઇમ્સ ઑફ ઇન્ડીઆની. વારુ, એ માટે પણ આપણે બળાપો ન કરીએ, પણ કોઇ પણ છાપાને બે પ્રતિનિધિના પાસ નહી, ફક્ત ટાઇમ્સને બે પાસ-બે બેઠકો એવું કાંઇ કારણ?

મને યાદ છે કે ત્યાં વાટાઘાટ ને ચર્ચા દરમિયાન એક સભ્યે છેલ્લી લડતમાં રાષ્ટ્રિય છાપાઓએ પુરતી મદદ નથી કરી-જોઇએ તેટલું પ્રગટ નથી કર્યું, વગેરે વિશે એક કઠોર ટકોર કરી હતી. ખરી વાત છે. સાંજ મહાસભાએ રાષ્ટ્રિય છાપાઓ તરફ જે પક્ષપાત બતાવ્યો હતો તે પરથી એમ સાબિત થતું હતું ખરૂં કે રાષ્ટ્રિય છાપાઓ કરતાં ટાઇમ્સને વારંવાર અગ્રસ્થાન આપવામાં મહાસભા રાષ્ટ્રિય છાપાઓને શિક્ષા જ કરતી હતી!!!

બોમ્બ! ટાઇમ્સ! એના જુઠાણા વિષે શું લખીએ. કેટલાક દાખલા લઇએ. એક દિવસ અમદાવાદમાં એક શેરીમાં બોમ્બ ફુટયો. વળી આઠ દિવસ રહીને સુરતમાં બોમ્બ ફુટયો. સુરત પાસેના રાંદર ગામમાં, પછી દીલ્હીમાં બોમ્બ ફુટયો. કંઇ કેટલાય બોમ્બ ફુટયાજ જાય. દર વખતે કોઇનો કોઇ પોલીસનો માણસ ભયંકર રીતે હેરાન થાય. વળી અમદાવાદમાં ગોલોપ સાહેબના બંગલા આગળ બંધૂક છુરી, રેતીમાં નામ લખાયલા માલમ પડયા. શોધખોળની તપાસ ચાલુજ છે. હજી આ સૌ બોમ્બની તપાસ ચાલુજ છે. અને ઇજા થએલા, ભયંકર ઇજા થએલામાંથી કોઇ ગુજરતું નથી, કોઇ કોર્ટમાં કેસ આવતો નથી.

લડત દરમ્યાન બારડોલી તાલુકાની મહેસુલ ભરાઇ ગઇ છે. નોટેક્ષની લડત તો પોકળ છે, એમ સાબીત કરવા ૨૦ થી ૨૫ દિવસ ટાઇમ્સે રોજ લખ્યું-પૈસા તો ભરાતા જ જાય છે. રોજ છાપું ઉઘાડો ને! મથાળામાં એ આવ્યા જ કરે. લડત પુરી થઇ, સલાહ થઇ, સન્ધિ થઇ, તહકુબી થઇ, કરારનામું થયું. પછી? પછી શું? બારડોલી ને બોરસદ પૈસા નથી ભરતા. આગળ તો બધા પૈસા

ભરાઇ ગએલા. લગ્ન પછી પૈસા જ કોઇ નથી ભરતું એમ ચાલ્યું. આનો અર્થ શો ! અને છતાં ટાઇમ્સ આપણે વાંચીએ છીએ, એની વાતો માનીએ છીએ. હું તો એટલે સુધી માનું છું કે ટાઇમ્સ કેવળ ગુજરાતી જ જાણનારા તો ભણ્યા વાંચે છે. કદાચ કોઇને ગુજરાતીનું જ્ઞાન ન હોય અને ગુજરાતી ભાષાનો કક્કો પણ ન જાણતા હોય એવા અને છતાં ગુજરાતી ભાષાની ખૂબ ફિકર કરતા હોય એવા પણ સૌ કોઇ "ટાઇમ્સ" વાંચે છે. નહિ તો "હિંદ" અને "ગદી"ની અતિ ઉપયોગી વ્યુત્પત્તિ સાક્ષર શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા ટાઇમ્સ ઓફ ઇન્ડિયામાં શા માટે વાપરે ? કારણ કે ગુજરાતીઓ ગુજરાતી છાપાઓ વાંચે છે એ કરતાં વધારે ટાઇમ્સ વાંચે છે એટલે !

મહાત્મા ગાંધીજી પણ વારંવાર પોતાના 'ઇન્ટરવ્યૂ' ટાઇમ્સ કે ઇવનીંગ ન્યૂસના પ્રતિનિધિને પહેલા આપે છે. હાલમાં એક સુંદર કિસ્સો બનેલો યાદ આવે છે

મહાત્માજીએ પોતે ઇન્ટરવ્યુ આપ્યો તે 'ઇન્ટરવ્યુ' આખો મૂળ સ્વરૂપમાં ફેર થઇને છપાયો. મહાત્માજીએ બીજી વાર એ પ્રતિનિધિને ઉધડો લીધેલો પણ ખરો. એમ એ પત્રના પ્રમાણિકપણામાંથી મહાત્માજીને પણ શ્રદ્ધા ઉઠી ગએલી. છતાં મહાત્માજી પાસે હજી પણ પહેલો પહોંચી જાય. એ પછી એ ભલે ખોટું એની મરજીમાં આવે એવા ગપ ગોળા છાપે. એને મહાત્માજીને આંગણે પણ શા માટે ઉભો રહેવા દેવો જોઇએ ? મહાત્માજી પ્રેમના અવતાર છે, અને એમ કોઇને બ્હાર કાઢી શકાય નહિ એ વાત સાચી છે. પણ રાષ્ટ્રીય છાપાવાળાઓને પહેલી તક તો મળવી જોઇએ, એટલું તો નિર્વિવાદ છે.

ટાઇમ્સની એક બીજી લુચ્ચાઇ એ છે કે જે મુંબઇગરાઓએ ખાસ સમજવા જેવી છે. ઇવનીંગ ન્યૂસ કરીને એનું એક બચ્ચું છે. તેમાં ઘણી વાર મીઠાશથી લખવામાં આવે છે. આપણે ભોળા લોક એવી ખુશ ખુશ થઇ જઇએ છીએ, અને વાહવાહ પોકારી નાંખીએ છીએ. પણ બીજે દિવસે સવારે ટાઇમ્સ વાંચો તો એમાંનું કંઇ નહીં મળે. કારણ કે ઇવનીંગ ન્યૂસનો તો અહીંજ કચરો પડી રહેવાનો છે. પરદેશમાં હિંદુસ્તાનની કીર્તિને જેટલી ઝાંખપ લગાડવા પ્રયત્નો કરાય એ તો ટાઇમ્સ દ્વારા થવાના છે. એવી એની દ્વિમુખી પ્રકૃતિ પણ મેલી છે.

આવા પત્રોનો મોહ આપણને ક્યારે છૂટશે !

# મહા ગુજરાતનું એક થાણું

લેખક : રા. માવજી ગોવિન્દજી શેઠ

અલ્લા-ઉ-દ્દીન ખીલજીએ ગુજરાત પર ચઢાઇ કરી રાજા કરણ વાઘેલાને નસાડયો ત્યારે કરણ દેવગીરીના રાજા રામદેવને શરણે ગયો અને રામદેવે તેને બાગલાણના કિલ્લામાં રાખ્યો હતો. હવે સ્વાભાવિક રીતે વિચાર આવે કે કરણ પોતાની બે કુંવરીઓ સાથે દેવગિરિ ગયો ત્યારે એના જોડે એનું થોડું ઘણું લશ્કર પણ ગયું હશે અને આવા વિપ્લવને સમયે ઘણા ધનાઢયો પોતાનાં કુટુમ્બ અને માલ મિલકત સાથે ગુજરાત છોડી ગયા હશે. છસેં સવા છસેં વરસની એ વાત છે.

વળી ઇતિહાસ એમ પણ લાખવે છે કે દિલ્લીનો બાદશાહ મુહમ્મદ તઘલખ દક્ષિણમાં ગયો ત્યારે દેવગિરી ઉર્ફે દૌલતાબાદ અને તેની આસપાસની ભૂમિથી એટલો મુગ્ધ બની ગયો કે એણે પોતાની રાજધાની દૌલતાબાદમાં રાખી અને દિલ્હીની તમામ વસ્તીને દૌલતાબાદ બોલાવી જે લોકો દૌલતાબાદ અને તેની આસપાસનો પ્રદેશ જોઇ આવ્યા છે તેઓ એટલું તો કહેશે કે મુહમ્મદ તઘલખ છેક ગાંડો ન હતો.

દૌલતાબાદથી થોડે દૂર એલોરાની ગુફાઓ જોવાની હોંસ પણ ઘણા વરસથી હતી, કારણ ભારતની બૌદ્ધ ગુફાઓથી વિભિન્ન હિન્દુ ગુફાઓમાં એ શિરોમણી છે. અને એ ગુફાઓની તળેટીમાં દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક ઘનેશ્વર મહાદેવનું મંદિર પણ ત્યાં છે. આ બધી વાતોથી આકર્ષાઇ એ ભૂમીનાં દર્શન કરવાની લાંબા સમયથી ઇચ્છા હતી. અને પ્રભુએ તે અજબ રીતે પાર પાડી-૧૯૨૨માં

શ્રી મનહરરામ એક દિવસે એક સ્નેહીને લઇને આવ્યા અને રા. બંસીલાલ તરીકે એમને ઓળખાવ્યા. બંસીલાલે આમંત્રણ આપ્યું કે ઔરંગાબાદમાં ગુર્જર મંડળનો પ્રથમ વાર્ષિક ઉત્સવ છે તે પ્રમુખ તરીકે આવો. મંડળ શું કાર્ય કરે છે એ પ્રશ્નના ઉત્તરમાં અને જણાવ્યું કે ત્યાં ઔરંગાબાદ ઔરંગઝેબે વસાવ્યું ત્યારના ગુજરાતીઓ વસેલા છે અને તેમનાં મંદિરો, હવેલીઓ અને પોળો પુરાતન છે; મંડળ તરફથી એક પુસ્તકાલય, એક કન્યાશાળા તથા એક છોકરાની નિશાળ ચાલે છે અને ગુજરાતીઓનાં જીવનમાં નવું ચેતન આવ્યું છે. મેં આમંત્રણનો સ્વીકાર કર્યો અને કલકત્તેથી સીધો ત્યાં ગયો.

પ્રભાસની યાત્રાએ આવવા વિનવ્યા. નવગુજરાતનો સંસર્ગ ચાલુ રાખવા આગ્રહ કર્યો, સદીઓથી વિખુટા પડેલા એ બંધુ ભગિનીઓને ગુજરાત પ્રેમથી ભેટશે એવી ખાતરી આપી કાળના ગ્રહનમાં તણાઇ જઇ, સ્થાનીક પ્રજા જીવનમાં મળી જવાને બદલે પોતાનું ગુર્જરી વ્યક્તિત્વ સાચવી રાખવા માટે ધન્યવાદ આપ્યો. મારે મન તો એ એક ધન્ય પળ હતી, ગુજરાતે એમને વિસાર્યા પણ એમણે ગુજરાતની જ્યોત અખંડ રાખી છે. એમના હૃદયમાં મેં જે મીઠાશ જોઇ તે પૂર્વે ગુજરાતમાં હતી. આજે ઓછી અને આછી થતી જાય છે.

ગુજરાતના લલિત, મેઘાણી, રાયચૂરાઓને મારી વિનંતિ છે કે તેમણે આ પ્રદેશને પણ પોતાની પરીક્રમામાં સાથે ગણવો ગુજરાતના સાક્ષરોને પ્રાર્થના છે કે વેકેશનમાં કોઇ વાર બાગલાણના કિલ્લાનાં દર્શન કરવાં અને એ પ્રદેશમાં વસતા પ્રાચીન ગુજરાતના અર્વાચીન સ્વરૂપોને અપનાવવાં! સુમાત્રા, કામ્બોજ, શ્યામ વિગેરે પ્રદેશોમાં ભારતીઓનાં યશકાર્યની રૂપ રેખાતુ શાંતિ નિકેતન પ્રેરિત મહદ ભારતમંડળે (Greater India Society) પ્રકાશન શરૂ કર્યું છે. ગુજરાતમાં એવું કામ કરનાર કોઇ સંસ્થા બહાર પડશે?



# એક દિવસ ઉપવાસ પાળો

લેખક. સ્વ. ઇબ્રાહિમ હાજીમહંમદ મોઝી

થોડાક વર્ષ અગાઉ વોશિંગટન નગરના એડવીન એલ. જોહનસન નામના ત્રીસ વરસની વયના એક શહેરીએ છત્રીસ દિવસ ઉપવાસ પાળ્યા પછી જાહેર કર્યું કે તેને ઘણા સમયથી ચોંટેલો સંધિવાનો રોગ આથી મટી ગયો. આ વાત જાહેરાત માટે ઉમદા કહી શકાય.

જુલાબની ગોળીઓ અને ટકોરા બારથી લઇ હિપ્નોટીઝમ અને સોઇદ ભૂકી ઇત્યાદિ સર્વે ઇલાજોની જાહેરાત કરવામાં આવે છે.

આમાં કેટલાક ઇલાજો સારા પણ હોઇ શકે. પરંતુ સહેજ કચવાતા મને કહેવું પડશે કે, આ ઇલાજોથી થતા ફાયદા કરતા ગેરફાયદાઓ ઓછા જ છપાય છે.

ઉપવાસની મનુષ્યના અમર આત્મા પર ભલે તે અસર થતી હોય, પરન્તુ એ તો નિશંક વાત છે કે, એ મનુષ્યના વિનાશી દેહ માટે ઉત્તમ છે. ચાલીસ વરસને બદલે સીત્તેર વર્ષની વયે ઉપવાસના કારણે રામશરણ થવાના એક કરતા ઉપરાંત દાખલા નોંધવા પામ્યા છે.

કોઇપણ પ્રકારનો ખોરાક લીધા વિના ફક્ત સ્વચ્છ પાણી ઉપર એક કે બે દિવસ રહેવું. પ્રત્યેક વ્યક્તિ માટે લાભદાયી છે.

ભૂખમરાથી હજારો માણસોના જીવ ગયા છે, પરંતુ ખૂબ ખાવાના કારણે લાખો મનુષ્યો ખલાસ થઇ ગયા છે.

કેટલાક મનુષ્યો કહે છે કે ખાવા રુચિ થાય ત્યારે ખાવું જોઇએ. કેમકે કોઇ સિદ્ધાંત કરતા કુદરત અને તેની પ્રેરણા વધુ ભરોસાપાત્ર હોય છે.

પરંતુ વર્તમાન સમયના સરકારી લોકોનું જીવન કુદરતી હોતુ નથી. તેઓ પ્રાણીની જેમ નગ્ન રહેતા નથી. તેઓ દિવસનો ઘણોખરો વખત ઘરમાં ગોંધાઇ રહે છે. તેમના માટે ખોરાક પણ પકાવવામાં આવે છે. તેથી તેમને ખોરાકની ફીકર (ચિન્તા) રહેતી નથી. તેમના

જીવનની સઘળી રીતો કૃત્રિમ બની ગયેલ છે. આમ હોવાથી તેમને પોતાનું સ્વાસ્થ્ય ટકાવી રાખવા ભેજું કસવાની જરૂર પડે છે. સ્વબુદ્ધિની સહાયતાથી તેમણે પોતાની ઇચ્છાના ગુણદોષનું વિવેચન કરવું જોઇએ; તે સાથે પોતાના મનને કાબૂમાં રાખવાની જરૂર પણ ખરી. જો તેઓ આમ ન કરે તો તેમની આસપાસ ઘેરાયલું અકુદરતી વાતાવરણ સર્વ પ્રકારના રોગો ઉત્પન્ન કરશે.

યુવક અને યુવતીઓને આરોગ્યકારી અને પુષ્ટીકારક ખોરાકના સાદા પણ મુખ્ય નિયમો શિખવવામાં આવે તેવો સમય પણ આવવાનો. આથી તેઓ પોતાના જીવનની મોજ માણી શકશે.

ખાવાના અનેક તરંગી નિયમો અને સિદ્ધાંતો છે. પરંતુ જેમ વિજ્ઞાનનો પાયો હોય છે, તેમ અહારનો પણ પાયો હોવો જોઇએ. આ પાયાના આધારે શોધાયલા સિદ્ધાંતો ખરા માની શકાય.

અને જ્યારે આપણા બધાની ખૂબ ખાવાની વૃત્તિ હોય છે, તો કોઇવાર એક કે બે દિવસ બિલકુલ નહિ ખાવાનો ખ્યાલ ખરાબ કહી ન શકાય.

તેથી અઠવાડીઆમાં એક દિવસ તમે પોતે તમારો વિચાર દૃઢ કરી ખાદ્યપદાર્થો સામે અટ્ટહાસ્ય કરી તમારૂં મોઢું ફેરવી લો, તો તમારી શી વલે થાય? કહોને કે તમને શું શું મળે? તમને આ ચાર ચીજો જરૂર મળે-

૧ સ્વાસ્થ્ય.
૨ શક્તિ.
૩ ક્ષમતા.
૪ દીર્ઘાયુષ્ય.

માટે એક દિવસ ઉપવાસ પાળો*

*અંગ્રેજીના આધારે.



# શિશુ અને સખી

( પૃષ્ઠ ૧૮૨ થી ચાલુ )

બાલિકા જોઇ ને આંખો ચોળવા બેઠો. આંખો ચોળી રહ્યો ત્યાર પહેલા તે ચાલી ગઇ. દુર્ભાગ્યને હાથ દઇ, રૂઝયાં મહો તે ફરી રૂઝાવવા બેઠો.

(૧૮)

આખરે નાનોભાઇ વિદાયો. પોતાનાં જીવનની વર્ષોની નિષ્ફલતા શિશુ પર ઢોળી; વર્ષોના સ્નેહ પર પલકમાં પાણી ફેરવ્યું; ને, નિર્દય, ચાલી ગયો. દુર્ભાગ્યના ફટકા સહી સહી થાકેલા શિશુએ, બાલજીવનના એક પૂરા જીવંત સ્નેહને અંજલિ અર્પતાં નીચું માથું કરી આ ફટકો પણ સહ્યો.

(૧૯)

જલબિંદુ વિના તરફડતો એ સ્નેહચાતક પાર્થસારથીને શરણે ગયો. તે પહેલીવાર રટતાં શીખ્યો મૂકને વાચાળ કરતા, પંગુને ગિરિ ઉલ્લંઘાવતા દેવકી પરમાનંદના અનભિસ્નેહત્વના શક્તિદાયક મંત્રને :

> यः सर्वत्रानभिस्नेह तत्प्राप्य शुभाशुभम् ।
> नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

અંધારે ભૂલો પડયો, મૂઝ્યો વટેમાર્ગુ વેરાનને છેડે, દૂર આવેલા રાજમહાલયના દીપક વૃક્ષઘટા વચ્ચે જુએ ને હામ ધારે તેમ પુરાણા યોગીંદ્રની સ્થિતપ્રજ્ઞ માનવના તેણે જોઇ ને હામ ધરી.

(૨૦)

જેમ તપશ્ચર્યામાં પગ ધરતા બાલશુકદેવને અપ્સરા મળી હતી તેમ શિશુને કૈ કૈ પ્રલોભનો આવ્યાં. કેટલાય તપસ્વી

સર્યા ત્યાં સ્મશાનવૈરાગીનો કાંઇ આશરો ? કો બાલવનરાજ એક ફલંગે સરિતા પાર ઉછળીને પડે તેમ તે શિષ્યવૃત્તિ ઓળંગી ગયો ને બુદ્ધિશાળી પ્રતિષ્ઠિતોમાં સ્થાન પામ્યો.

(૨૧)

વળી સતીએ તેને સ્વાધીન કરી તેના શરીરસૂર્યમાંથી છુટી પડેલી પૃથ્વીકણિકા સમી, મધુરા. ઝીણા, અસ્પષ્ટ આલાપ કરતી, ઝીણી ઝીણી આંખડીથી ઉલ્લાસ સંદેશ કહેતી, એક નાનકડી, હસતી, પાંખ વિનાની પરી. શિશુની મજાકમાં રસ લેતી વિધિની બક્ષિસ હોય એવી સ્નેહની આ ઝીણી, સોનેરી સાંકળ હર્ષથી સત્કારી તેણે અનભિસ્નેહત્વની કર્કશતા છોડવામાં.

સતીનો સીતારો ચઢ્યો. પોતાની પુત્રીની માતા માનહીણી ન રાખવી એમ માની શિશુએ તેને ગૃહિણીપદે સન્માની.

(૨૨)

માતા હરખી, સતી હરખી ને સ્વજનો હરખ્યા; મિત્રોએ અભિનંદનની વૃષ્ટિ કરી; સ્નેહીઓએ આગામી આશાઓનાં દર્શન કર્યાં.

શિષ્યવૃત્તિની નિર્જીવ પણ રસમય ભૂમિકા છોડી ધન, કીર્તિ ને વૈભવનો લોભી આશા ને ઉત્સાહથી ભર્યો, તે ન્યાયવાદીઓના સંપ્રદાયની દીક્ષા પામ્યો.

(અપૂર્ણ)

## ન્યાય

( પૃષ્ટ ૧૮૮ થી ચાલુ )

મંગળદાસ—ફિનકો હવાં લે આવો.

(નેકો જાય છે)

આજે ચાર કલાકથી તો એક મીનીટ બેસવા નથી મળતું.

(બે ગૃહસ્થો દાખલ થાય છે)

આવો ગોરધનભાઇ, આવો મણિભાઇ, (ઉભા થઇને શેકહેન્ડ કરે છે)

બેસો. (બધા બેસે છે)

કેમ કે ભુલા પડ્યા ?

ગોરધનભાઇ—અમને વિચાર આવ્યો કે કારપોરેશનના મેમ્બરો તરફથી આપને એક ખાણું આપવું. આપને જે દિવસ અનુકુળ થાય તે નક્કી કરીએ.

મંગળદાસ—આ તમે મને જમાડી જમાડી ને મારી નાખશો. (બધા હસે છે) પણ ગોરધનભાઇ, શી ઉતાવળ છે ? આપણે આઠ દસ દહાડા રહીને વિચાર કરીએ તો કેમ ?

મણિભાઇ—એ તે કંઇ ચાલે ? બધા તમને જમાડે અને અમારે અમારા પ્રમુખને જમાડવા વાર જોવી !

રામદાસ—મંગળભાઇએ થોભવાનું કહ્યું તેનું કારણ તો એમના બીજા એનગેજમેન્ટસ હશે, પણ હું એક સબળ કારણ બતાવું.

ગોરધનભાઇ—એવું તે શું કારણ છે ?

રામદાસ—આજે કારપોરેશનના મિત્રો એમને કૌંસીલના મેમ્બર ચુંટાયા એટલે જમાડે તેના કરતાં આપણા નવા મિનિસ્ટરને જમાડે તો વધારે સારૂં નહિ !

ગોરધનભાઇ }
મણીભાઇ } —મારૂં અભિનંદન.

મંગળદાસ—અરે રામદાસભાઇ, હજી થવા તો દો. જોકે મિનિસ્ટરને જમાડવાનું નક્કી કરશો તો હું જમણમાંથી પણ વખતે રખડી જઇશ.

ગોરધનભાઇ—રામદાસ શેઠનું કહેવું બરાબર છે. ત્યારે ચાર છ દહાડા પછી રાખશું. એટલામાં ઓરીજીઅલી ખબર બહાર પડશે. (બહારથી મોટરનો અવાજ આવે છે. બૈરો દાખલ થાય છે)

બૈરો—દો સાહેબ આય હૈ.

મંગળદાસ—હા લે આના. (બૈરો જાય છે) અમારી કૌંસીલના કેટલાક મેમ્બરોને તેડ્યા છે તે આવ્યા લાગે છે.

રામદાસ—ત્યારે હું રજા લઇશ.

ગોરધનભાઇ—અમે પણ જઇશું.

(રામદાસ, ગોરધનભાઇ અને મણિભાઇ જાય છે અને બે જણ દાખલ થાય છે. એકનું નામ રા. બા. ગુણગી છે. પચાસેક વર્ષના જરા ઠીંગણા, સુકા પણ પાકા દેખાતા કર્ણાટકી ગૃહસ્થ છે. લાંબો ડગલો અને પાટલુન પહેર્યાં છે માથે ફેંટો છે અને ખભે પીછોડી છે. નાકે ચશ્મા છે. બીજાનું નામ કરામતખાન છે. પાંત્રીસેક વર્ષના અને ચાલાક છે. ઓપન કોલરનો કાળો ડગલો ને નેકટાઇ અને સરખું પાટલુન પહેર્યાં છે. માથે લાલ ટોપી છે. મંગળદાસ ઉભા થાય છે.)

મંગળદાસ—આવો. (શેકહેન્ડ કરે છે)

ગુણગી—તુમચા મુંબઇના બંગલા તો જડવાના કઠીન આહે.

મંગળદાસ—એટલું બધું તે શું થયું ?

ગુણગી—અરે હે કરામતખાન નહીં સાંપડતે તો હું હજી ફીરત રહેલો હોત.

મંગળદાસ—અને કરામત શેઠ તમારો શો મત છે ?

કરામત—હું તો જોડાઇશ પણ સીંધના મુસલમાનો માનશે એવું લાગતું નથી.

મંગળદાસ—એમને આપણે કહી જોવું. નહીં માને તો આપણી પાર્ટી તો છે જ. અને રા. સા. ગુગુળી, આપનો શો વિચાર છે ?

ગુગુળી—મી તો જોડાવાની તરફેણમાં આહે.

મગળદાસ—પણ તમારી પાર્ટીના બીજા ગ્રહસ્થોનું શું ?

ગુગુળી—મારાથી પણ એમને વિચાર્યા વગર તો ન જોડાઇ શકાય પણ આપણે એક સર્યાદિત મદદ તો જરૂર કરૂન શકતો.

ંગળદાસ—હા. તેના વગર કે ચાલવાનું યારે આપણે બધા જ આવી પાર્ટીની છે એ બાબતમાં તો મળતા થઇએ એ. હવે આપણે આપણી પોલીસી કેવી ખવી ? (એક પછી એક બધા સામું જુએ છે)

દામનારાયણ—આપણે સ્વરાજીસ્ટોની માફક consistent and continuous opposition (એકસરખો અને ચાલુ વિરોધ) તો નથી જ કરવું. એવી છોકરવાદી આપણને ન શોભે.

લાંડગેકર—એ તો parliamentary government (પાર્લમેંટશાહી રાજપદ્ધતિ)ની તદ્દન વિરૂદ્ધ છે.

દંડવતલાલ—આપણે લોકોનું હિત જાળવીને સહકાર કરવો છે.

ભોજનાની—અને તેવું કરશું તો ગવરમેન્ટ બધી બાબતમાં આપણાથી પ્રતિકૂળ તો નહીં જ થાય.

નલિની—સરદાર સાહેબ, બીજી ચા ?

દામનારાયણ—હા, ચાલશે. (કપ નલિનીને આપે છે.)

બમનજી—એ તો એમજ ચાલે. કોઇ વાતમાં આપને નમતું આપીએ અને કોઇ વાતમાં ગવરમેન્ટ નમતું આપે.

નલિની—ગવરમેન્ટ કોઇવાર નમતું આપે છે ખરી કે ?

ગુગુળી—આ બહેન તો સ્વરાજીસ્ટની માફક બોલે છે.

મંગળદાસ—આપણે reasonable (વિવેકી) થઇએ તો ગવરમેન્ટ reasonable (વિવેકી) થાય છે એવી મારી ખાત્રી છે.

કરામત—આપણે જો ત્રીસેક જણની પાર્ટી બનાવી શકીએ તો આપણે જ ગવરમેન્ટ થઇ શકીશું.

ભોજનાની—હા એ તો ખરી વાત.

નલિની—તમે ગવરમેન્ટ કેમ થઇ શકો ! તમે તો વિરોધપક્ષ ઉભું કરો છો !

લાંડગેકર—એ તો parliamentary government (પાર્લમેંટશાહી રાજપદ્ધતિ) ની ખુબી છે. આજે જે opposition (વિરોધ) માં હોય તે કાલે ગવરમેન્ટ થાય.

નલિની—અને તમે ગવરમેન્ટ થશો તો પછી opposition (વિરોધ પક્ષ) કોણ થશે?

ગુગુળી—પેલા સ્વરાજીસ્ટો છે તે પણ એમનાથી કશું થવાતું નથી.

દામનારાયણ—આપણે ત્રીસેક થઇએ તો બધા જ મીનીસ્ટરો આપણા થઇ શકે.

ગુગુળી—બ્રાહ્મણેતર તો એક પાહીજે ના?

દામનારાયણ—હા એ તો તમારી પાર્ટીની સહાયતા વગર કે થવાતું છે ?

ટેકો આપીએ. એમને એમની પાર્ટીનો ટેકો તો છે જ અને મુસલમાનોમાં શેઠ કરામત-ખાનનું નામ હું સૂચવું છું. સીંધના મુસલમાનો એમને ઘણું કરીને ટેકો આપશે જ પણ નહીં તો આપણી પાર્ટી જેમાં બાકીના ઘણા ખરા મુસલમાનો જોડાશે એવી મારી ખાત્રી છે. (કરામત તરફ જુએ છે.)

કરામત—હા તેની તો હું ખાત્રી આપી શકું.

મંગળદાસ—અને બ્રાહ્મણેતરોના ટેકાથી આપણે એમને મૂકી શકીશું. કેમ રા. બ. તમારી પાર્ટીને આ નામ પસંદ પડશે ને ?

ગુણી—જરૂર.

મંગળદાસ—ત્યારે ત્રીજા નામ માટે મારૂં એવું માનવું છે કે જેને આપણે પાર્ટીનો લીડર બનાવીએ તેનું મૂકવું. જે લીડર થશે તે પાર્ટીના અને non-Brahmin partyના બધાને પસંદ આવશે જ એમ હું માનું છું તે તો આપણે આજના યજમાન જ આહેત (અર્ધી મીનીટ શાંતિ ફેલાઇ રહે છે) કેમ શું ધારો છો ? અને ગવરનર સાહેબાલા પણ એમના પર વિશ્વાસ આહે.

કરામત—મુસલમાન મેંબરો એમની leadership (નેતૃત્વ) હેઠળ આપણી પાર્ટીમાં ખુશીથી જોડાશે.

બમનજી—મંગલદાસ શેઠ, આપ તમુને જ કરવું પડશે જો. અને પાર્ટીને તમે ઠેકાને રાખશો એમ હું માનુંચ.

મંગળદાસ—કામ કરવું તો છે જ પણ તમારી બધાની મરજી હોય અને તમારો ટેકો હોય તો હું મારૂં બનતું કરીશ.

બમનજી—તારે આપરે બીજા મેંબરોની મીટીંગ કાલ બોલાવસું ?

હોવા જોઈએ. હું રા. સા. દેવતલાલ અને મુખી ભોજનાનીનું નામ સૂચવું છું. અને અમનજી તમે બધાને સમજાવવામાં કુશળ છો એટલે તમારે whip થવું પડશે.

અમનજી—અરે આ મારા પર આવી આફત કાં નાખો છો?

મંગળદાસ—અરે એમાં આફત શાની?

અમનજી—અરે તમે તો હોકમ કરશો જ કુત્તા બીસ્કીટ માર પણ બીસ્કીટને મારનાં મારા કુતરા જેવા હાલ થશે.

(બધા હસવા માંડે છે.)

મંગળદાસ—ત્યારે હું બીજા મેમ્બરોને શુક્રવારે બોલાવું તો કેમ? (બધા નગ્દ જુએ છે) ત્યારે શુક્રવારે સાંજના ચારે અનુકુળ પડશે ને?

અમનજી—જરા વહેલા રાખો.

મંગળદાસ—સાડે ત્રણ વાગે ત્યારે.

કરામત—ચારે રજા આપો? (ઊઠે છે. બધા જ ઊઠે છે.)

ઘુઘળી—આપણા બહેન ઠુંઠે ગયે? એમને આને માટે Thanks (આભાર) આપજો.

લાંડેકર—જય જય ત્યારે.

દામનારાયણ—આપણે તો કાલે મળીશું.

મંગળદાસ—અને ભોજનાની અને દેવતલાલ તમે પણ અનેક વાગે આવી જાઓ તો આપણે બધી Deta ls (વિગતો) નક્કી કરી દઈએ. અહીં જ જમજો.

ભોજનાની—હા જરૂર.

દેવતલાલ—હા હું આવીશ.

(બધા જાય છે. નલિની દાખલ થાય છે)

નલિની—Well done (બહુ સરસ કર્યું.)

મંગળદાસ—શાનું Well done?

નલિની—બધા જ તો મિનીસ્ટર થવા માગતા હતા પણ તમે પેલા Non-Brahmin અને કરામતને સાથે રાખી ઠીક ગોઠવણ કરી.

મંગળદાસ—એ તે કે મેં ગોઠવણ કરી!

નલિની—બાપાજી, મને એમ બનાવી નહી શકો.

મંગળદાસ—વારૂ ત્યારે એમ માન.

નલિની—બાપાજી, ડાહ્યો આવ્યો છે.

મંગળદાસ—ડાહ્યો? કોણ?

નલિની—આપણો હાલી. આજે એક મહીનો પુરો થયો.

મંગળદાસ—નલિની, તે એ બદમાશને શા માટે બચાવી લીધો? તે જો જજને એની કેરેક્ટર વિષે સાક્ષી ન આપી હોત તો જરૂર છ મહીના જાત.

નલિની—તેનાથી શો ફાયદો થાત?

મંગળદાસ—આમ ચોરીની સજા મળવાથી બીજાને ચોરી કરવાનું મન થાય. પણ એ હરામખોર શા માટે આવ્યો છે?

નલિની—મેં બોલાવ્યો બાપ.

મંગળદાસ—શા માટે બોલાવ્યો?

નલિની—તમે એને પાછો રાખશો ને?

મંગળદાસ—એવા ચોરને હું નથી રાખવાનો.

નલિની—બાપાજી, બીચારાએ એવો શો ગુન્હો કર્યો કે જેનાથી એનો ફરીથી વિશ્વાસ ન થઇ શકે?

મંગળદાસ—ચોરનો ફરીથી વિશ્વાસ કોણ કરી શકે?

નલિની—બાપાજી હું કહેવા નહોતી માગતી પણ તમે ઘડીએ ઘડીએ એને ચોર કહો છો એટલે મારે કહેવું પડે છે.

મંગળદાસ—શું કહેવું પડે છે?

નલિની—તમે મીલની રૂની ગાંસડીઓ પર પરવાનગી વગર દોઢ લાખ રૂપીઆ ઉપાડયા તેમાં અને ડાહ્યાની ચોરીમાં હું બહુ તફાવત જોતી નથી. તમને urgent (ખાસ) જરૂર લાગી, ડાહ્યાને બીચારાને તેવી જ જરૂર લાગી. તે દહાડે તમે રામદાસભાઇ સાથે વાત કરતા હતા ત્યારે મેં બાજુના ઓરડામાંથી અચાનક સાંભળ્યું. તવંગર માણસની લાખ્ખોની ચોરી એ શાહુકારી જ ગણાય છે. બીચારા કોઇ ગરીબ માણસ મુઠ્ઠીભર અનાજની ચોરી કરે તો તેને ધકેલી દેવાય.

મંગળદાસ—નલિની! તું તો ગાંડી છે.

નલિની—હા હું ગાંડી જ સારી છું. અને હું આ ઘરને વધારે વખત હવે લ્યુનેટીક અસાઇલમ (ગાંડાનું નિવાસસ્થાન) નથી બનાવવા માગતી. બાપાજી, હું જ ડાહ્યાને રાખીશ.

મંગળદાસ—હું નહીં રાખવા દઉં.

નલિની—તમારા ઘરમાં રાખવા કોણ માગે છે?

મંગળદાસ—એટલે?

નલિની—રમણ સાથે હું આવતી કાલે પરણવાની છું એટલે મને પણ આ ઘરમાં નહીં રાખતા, અને રાખો તો પણ મારે રહેવું નથી. રમણની સ્ત્રી રમણને જ ઘેર શોભે.

મંગળદાસ—હરામખોર એવો જ—

નલિની—બાપાજી ગાળો ભાંડીને મોઢું શા માટે બગાડો છો? મારો નિશ્ચય કૈ એનાથી ફરવાનો નથી.

મંગળદાસ—પણ હું આ નહીં થવા દઉં,

નલિની— જોઇશું. ચાલ રમણ, ડાહ્યાને પણ સાથે લેતો ચાલ. (જાય છે)

(પડદો પડે છે.)

## આયર્લૅન્ડનો આઝાદી જંગ

[પૃષ્ઠ ૧૯૬ થી ચાલુ]

આ ઓકા તરે આયર્લૅન્ડને જમાડવાનો અવસર નિહાળ્યો. ફીનેટ પ્રાંતમાં એણે કેરકેર લૂંટ ફાગી મજેનને ૨૦૦૦નું લશ્કર ઊભું કર્યું. એક પછી એક ગઢકિલ્લાનો બચાવ કરવા લાગ્યો. પણ નવો રાજા વીલિયમ ૩૫,૦૦૦ તાલીમબદ્ધ હોલેન્ડી સૈનિકોને લઈને ઊતર્યો એટલે બાપડો રાજા જેમ્સ આયરીશોની ઠેકડી કરતો કરતો રફૂચક્કર થઈ ગયો. અને આયરીશ પ્રજાએ સાર્સફીલ્ડને સાચા સ્વદેશભક્તના સ્વરૂપમાં ઓળખી લીધો. આજ લગી 'સાર્સફીલ્ડ તો રાજાનો માણસ છે' એ ભ્રમણામાં રહેલી પ્રજાએ એ પુરુષનો અંતરતમ અભિલાષ પિછાન્યો. પ્રજાએ એને પોતાનો વીર કરી અપનાવ્યો.

લીમેરીક નામનું મુખ્ય મથક: એનો જર્જરિત ગઢકિલ્લો: ત્યાં સાર્સફીલ્ડનો પડાવ નખાયો. નદીને સામે પાર રાજા વીલિયમનું રાક્ષસી લશ્કર ઘેરો નાખીને પડ્યું છે

“સાર્સફીલ્ડ!” યુદ્ધકુશળ યુરોપી સાથીઓએ અટ્ટહાસ્ય કરીને કહ્યું, “આ ગઢની દિવાલો તો શત્રુઓ બાફેલા બટાટાં મારીને જ ભાંગી નાખશે. દારૂગોળાની જરૂર નહિ રહે.”

“ના ભાઈ,” સાર્સફીલ્ડે કહ્યું; “લીમરીક તો આયર્લૅન્ડનું કલેજું છે. એ છૂટતાં આયર્લૅન્ડ અંધારું થઈ ચાલ્યું. હું આ શહેર નહિ છોડું.”

રીસાઈને વિદેશી મદદગારો પોતાના લાવ-લશ્કર સહિત ચાલ્યા ગયા. સાર્સફીલ્ડ એ ધૂળ જેવો કિલ્લો સમારવા લાગ્યો. રાત અને દિવસ દેશની સ્ત્રીઓએ અને બચ્ચાંઓએ પણ આવીને એને કિલ્લાના ચણતરમાં મદદ દીધી.

ખાતમી મળી કે રાજા વીલીઅમ ડબ્લીનથી દારૂગોળાના જંગી જથ્થાની ને એક તોપખાનાની રાહ જુવે છે. કાલે અહીં તોપખાનું આવી પહોંચશે અને કિલ્લાની કાંકરીએ કાંકરી ઉડાડી દેશે.

પાંચસો ચુનંદા અસવારો લઈ રાતોરાત સાર્સફીલ્ડ નીકળી ગયો. વિકટ વનજંગલો વટાવી બરાબર મોકાની જગ્યાએ ઘોડા બાંધી ૫૦૦ જણા લપાઈ બેઠા. રાજા વિલિયમનું પ્રચંડ તોપખાનું એ બપોરે પહોરે મારગમાં વિસામો ખાય છે. એને ભય નથી, કેમકે લીમેરીક દૂર નથી. ચોકીપહેરા લાગી ગયા છે, સંત્રીઓ રેઢે જ મુસાફરોને ટપારાય છે.

એમાં ઓચિંતો સાર્સફીલ્ડ તૂટી પડ્યો. શત્રુઓને ઘાયલ કર્યા, ઘણા ઝાલ્યા. પછી આખો દારૂગોળો એકઠો કરીને ગંજ ખડક્યો. આગ ચાંપવાની અણી પર છે, ત્યાં સાર્સફીલ્ડને યાદ આવ્યું. તમામ જખમી અને ઝલાએલા શત્રુઓને દૂર સહીસલામત રસ્તે હટાવી લીધા. પછી દારૂગોળામાં ચાંપ દીધી, પોતાના દેશને માટે ખપે આવનાં એ શસ્ત્રોનો જ ધ્વંસ કરી નાખ્યો. છતાં લશ્કરી કેદીઓને તેમ જ જખમીઓને એણે ઉગારીને જીવતા છોડી દીધા.

એ તોપખાનાંના ઘચ્ચરઘાણનો જ્વાલામુખી રાજા વીલીઅમે લીમેરીકને પાદરથી જોયો. તે સમજીને ભાનમાં આવે તે પહેલાં તો સાર્સફીલ્ડ પાછો શહેરમાં દાખલ થયો. શત્રુ નવા દારૂગોળાની રાહ જુવે છે તે દરમ્યાન લોકોએ કિલ્લેબંદીમાં કચાશ ન રાખી. તોપોના ધડાકા દિવાલોને હચમચાવી ન નાખે તે માટે પ્રજાજનોએ પોતાનાં ઊનનાં ધોકડાં પણ એ ગોળાને ચુપ કરી દેવાની કરામત રૂપે દિવાલ આડાં લટકાવી દીધાં.

આખરે સંગ્રામ મંડાયો. દિવાલમાં ગાબડું પડ્યું. શત્રુનો ધસારો થયો. હાથોહાથ યુદ્ધ ચાલ્યું. નગરના માર્ગ પર આયરીશ લલનાઓ પણ રણ–કીકીઆરી કરતી ઝઝૂમી. માતાઓ પુત્રીઓ, બહેનો ને પત્નીઓ–તમામે હથીઆર ચલાવ્યાં.

શત્રુઓને હઠાવ્યા. ગામ બહાર કાઢ્યા, પીછો લીધો. પણ ત્યાં એક અકસ્માત બન્યો. ધસારામાં ભાન ન રહેવાથી આયરીશોનું દળ છેક જાતું શત્રુઓના પડાવની અંદર પેસી ગયું. ત્યાં બંદુકોની જે ફટાફટી બોલી તેમાં ઓર્યાતી દુશ્મનોના સૈન્યની ઇસ્પિતાલને આગ લાગી ગઇ. ભડકા નીકળ્યા. આયરીશોને ખબર પડી. પોતાનો બચાવ છોડીને તેઓ એ જ્વાલાઓમાં ઝંપલાવી પડ્યા. દુશ્મનોના જખ્મી દર્દીઓને ઉઠાવી ઉઠાવી બહાર લઇ આવ્યા. બીજાઓએ આગ ઓલવવા માંડી. આખરે જ્યારે જખ્મી શત્રુઓને જોખમની બહાર સલામત સ્થાને મુકી દીધા, ત્યારે જ તેઓ પાછા હથીઆર ચલાવી શત્રુદળને ભેદતા ભેદતા શહેરમાં ચાલ્યા આવ્યા.

## શેનોનના સેતુ ઉપર

**બ્રિટનરાજે** ત્યાંથી ઘેરો ઉઠાવ્યો. અને લીમરીકને પાદર વહેતી એની એ મહાન શેનોન નદીના તીર પરનું એથલોન નગર ઘેર્યું. એક કિનારે હતું આઇરીશોનું જૂનું એથલોન, ને સામે જ કિનારે વસ્યું હતું એંગ્લો–આઇરીશોનું નવું એથલોન. બન્ને વચ્ચે એક માત્ર સેતુ છે. તે સિવાય આવજાનો રસ્તો નથી. બ્રિટિશ સેનાએ એંગ્લો–આઇરીશ નગર પર ધસારો કર્યો. પોતાના દેશબાંધવોને બચાવવા ગએલા જૂના એથ્લોનના આયરીશોને પાછા હઠવું પડ્યું. સેતુ પર થઇને સહુ પસાર થઇ ગયા. પોતાના ગઢકોટ બીડી દીધા. પણ પોતાનો વારો આવવાને ક્યાં વાર હતી! હમણાં દુશ્મનો સેતુને ઓળંગીને આવશે! પેરવી રચાઇ: પુલની કમાનો તોડીને પાણીમાં પધરાવી દઇએ. સૈન્ય સામે કાંઠે પૂલનું દ્વાર રક્ષતું, શત્રુદળના ધસારા રોકતું ઉભું રહ્યું. પાછળ નગરજનો સેતુને ઉખેડવા મંડ્યાં. ખુનખાર ટક્કર: સેતુની કમાનોનો છેલ્લો કડેડાટ: 'પાછા આવો! ઝટ પાછા આવી જાઓ!' નો પુકાર: પણ પાછા વળવાની વેળા નથી રહી. સેતુ કડેડીને જઇ પડે છે શેનોનના પ્રવાહમાં: આયરીશ સૈનિકો પણ નગર ઉગર્યું જોઇને નદીમાં ઝંપલાવે છે. પાછળ શત્રુદળની બંદુક–ગોળીઓની ત્રમઝૂટ વરસે છે. છતાં એકેએક આદમી ડુબકી ખાઇ અણીશુદ્ધ સામે પાર પહોંચી, જૂના એથ્લોનમાં પેસી જાય છે.

રાત પડી. અંધારામાં બ્રિટિશ સેનાપતિએ સૈન્યને કામે લગાડ્યું. સેતુની તૂટેલી કમાન પર પાટીઆં જડાવા લાગ્યાં. પ્રભાત પહેલાં તો તે પર થઇને આયરીશ નગરમાં પહોંચવું હતું. સમારકામ ઉપર બ્રિટિશ તોપ બંદુકોના ચોકીપહેરા ઉભા હતા.

આયરીશોએ કિલ્લામાંથી આ દીઠું. એક જોદ્ધો ઉઠ્યો. તેનું નામ કુસ્યુમ. તવારીખે એ નામનું જતન કર્યું છે.

"છે કોઇ અગીઆર જુવાનો, વતન માટે મરનાર?" કુસ્યુમે હાકલ કરી.

પ્રત્યુત્તરમાં સો જુવાનો ખડા થયા. દસને કુસ્યુમે તારવી લીધા. એ દસ ને એક પોતે,

પરંતુ હજુ જ્યાં સંધિના પત્ર પર સહી થાય છે, ત્યાં તો આયર્લેન્ડની વહાર કરવા માટે ૩૦૦૦ સૈનિકો અને ૧૦,૦૦૦ને પુરાં પડે તેટલાં અસ્ત્રશસ્ત્ર લઇને ફ્રાન્સ દેશનાં જહાજ શેનોનને તીરે આવી ઉભા રહ્યાં. સાર્સફીલ્ડની આંખનો એક મીચકારો જ બસ થઇ પડત. એ મહાન મિત્રસેના બ્રિટનરાજના દળબળનાં છોતરેછોતરા ઉડાવી દેત.

પણ સાર્સફીલ્ડ કોલ આપી ચુકયો હતો. સંધિને એણે પવિત્ર માની હતી. ફ્રેંચ સૈન્યને એણે પાછાં વળાવી દીધાં. એ થઇ આયરીશ ખાનદાની. તેની સામે અંગ્રેજ સજ્જનતા કેવી હતી? ઇતિહાસ સાક્ષી છે. લીમરીકનું નામ આજે પણ 'કરારભંગનું નગર : City of the Violated Treaty' બની રહ્યું છે. સંધિનો શિલાલેખ આજ પણ ત્યાં જ ઉભો છે. પરંતુ તેના ઉપર કોતરાએલા એ અક્ષરો નથી, થીજી ગએલાં આંસુઓ છે.

સાર્સફીલ્ડે પોતાનાં સૈન્યના સર્વ મૃતદેહોની લશ્કરી પાયદસ્ત કાઢી. પડઘમ બજ્યાં. આયરીશ પતાકા ફરફરી. બંદગી બોલાઇ. દફન પૂરું થયું.

## આખરી પસંદગી

ઑક્ટોબર માસની ૧૨ મી તારીખ હતી. આયરીશ સૈનિકોને આખરી પસંદગી કરવાનું પ્રભાત હતું. લીમરીકના તૂટેલા કોટની રાંગે આયરીશ પ્રજાજનોની ઠઠ જામી હતી. નજીકની ડુંગરધારો ઉપર ભયફફડતા ખેડુતોની મેદની બેઠી હતી. માતાઓ ને પત્નીઓ, ભાઇભાંડુઓ ને બચ્ચાંઓ સુંગુંસુંગુ રૂદન કરતાં હતાં, કેમકે હમણાં જ 'એરીન' ઉજ્જડ બનવાની હતી.

અંગ્રેજ સેનાપતિ બ્રિટનરાજનો ધ્વજ રોપીને ઉભો છે. સેનાપતિ સાર્સફીલ્ડ સામી બાજુએ ઉભો છે. શેનોનનાં નીર ઉપર ફ્રાન્સ દેશનાં જહાજો નાંગરેલાં છે. એ જહાજોમાં સાર્સફીલ્ડની સંહાયે આવેલું ફ્રાન્સનું મિત્રસૈન્ય હકળે છે.

એ ઉંડી નિસ્તબ્ધતાની અંદર ૧૫ હજાર લડવૈયાના કદમ બોલ્યા: આવીને આયરીશ સેના ઉભી રહી.

પગમાં જોડા નથી, ચીથરેહાલ પોશાક છે, ભાંગ્યાંતૂટ્યાં હથિયાર છે, સામે વિલાપ કરતાં સગાંવ્હાલાં ઉભેલ છે. તોયે ગેઇલ-બચ્ચાઓ ટટ્ટાર ખડા છે. દેખીતી દરિદ્રતામાં પણ દરેક મુખમુદ્રા ઝળકે છે.

"જેઓને બ્રિટનરાજના ધ્વજ નીચે ચાકરી કરવી હોય," અંગ્રેજ સેનાપતિએ ઉચ્ચાર્યું; "તેઓ આ ધ્વજ સુધી આવીને પાછા ફરી જાય."

"ને જેઓને દેશવટે નીકળી દૂર બેઠે માતૃભુમિની આઝાદી માટે મથવું હોય, તેઓ બ્રિટિશ ધ્વજને ઓળંગી આગળ વધે." સાર્સફીલ્ડે અવાજ દીધો.

"આગે કદમ!" આદેશ ગાજ્યો.

આદેશ મળતાંની વાર જ સેના હલમલીઃ બટાલીઅન પછી બટાલીઅન ચાલ્યાં : બ્રિટિશ ધ્વજની છાયા ચગદી, બીજી પાર નીકળી ગયાં. ચૌદ હજાર જુવાનોએ દેશવટો સ્વીકાર્યો. કારણ કે વફાદારીના સોગંદ લેવા તેઓનો અંતરાત્મા ના પાડતો હતો.

બ્રિટિશ સેનાપતિને ભાગે માત્ર એક હજાર અસ્વાર અને દોઢ હજાર પેદલ પાછાં વળ્યાં.

મર્યંજ્વાળતી છાતીએ સાર્સફીલ્ડ પોતાના બંધુજનોનું શૌર્ય અને સ્વાર્પણ નિરખી રહ્યો. એનાં નેત્ર ભીનાં થયાં. એણે પોકાર કર્યો:

"જીવનનું જે કંઇ પ્યારું છે, તે સર્વનો ત્યાગ કરીને આ જુવાનો અજાણ્યા દેશોમાં ચાલી નીકળે છે. ત્યાં તેઓને પરાયી પ્રજાઓનાં સૈન્યમાં પારાવાર મુશ્કેલીઓ વેઠતાં નોકરી કરવાની છે. કેમ તેઓને એ ભાખશે નહિ. પરંતુ તેઓ આયર્લૅન્ડને ખાતર જાય છે. યુરોપી રાજ્યોનાં લશ્કરોમાં રચાયેલાં આ નૂતન આયર્લૅન્ડનું સર્જન કરીશું."

ડિસેમ્બરની ૨૨મીએ એ નમામંત જહાજ પર ચડ્યો, છેલ્લામાં છેલ્લી ટુકડી ચડી ચૂકી હતી ને પછી, ફ્રેંચ આરમારના કપ્તાનની આજ્ઞાને ગણે, સૌને અંતે, સેનાપતિ સાર્સફીલ્ડ શ્હેરે ચડ્યો. વહાણો દરિયે વળ્યાં. ઘેરા આંસુ ખળ્યાં. માતાઓ ને પત્નીઓ જોતી રહી. ગયા તેમાંથી કોઇ પાછું વળવાનું નહોતું. એક પણ આંખ જન્મભૂમિનો કિનારો જોવાની નહોતી.

× × ×

યુરોપની રણભૂમિઓ ઉપર જ્યારે જ્યારે બ્રિટનરાજનાં સૈન્યો ફ્રાન્સ, સ્પેન કે જર્મનીની સેનાઓ સામે લડવા ઉતર્યાં, ત્યારે ત્યારે એ યુરોપી સેનાઓ માંહેલા આયરીશ બટાલીઅનો 'ક્વીન'ને નામે સામે ધસ્યાં હતાં. ધસતી વેળા તેઓની રણકીકીઆરી આ હતી : "વિસરશો ના લીમરીકના વિશ્વાસભંગને."

× × ×

ઇ. સ. ૧૬૯૪ના જુલાઇ માસની ૨૯મી તારીખે ફ્લેન્ડર્સ દેશના લેન્ડન નગરના રણક્ષેત્ર ઉપર અંગ્રેજ અને ફ્રેન્ચ લશ્કરોના મુકાબલા થયા. ફ્રેન્ચ સેનાપતિનું શૌર્ય ખડું કોઇએ નિહાળ્યું. વધુ વખાણ્યું શત્રુઓએ. ફ્રાન્સને વિજય અપાવીને એ સેનાપતિ ઢળી પડ્યો.

"હા પ્રભુ! આ જખમો વ્હાલા આયર્લૅન્ડને માટે ઝીલ્યા હોત!"

એ હતો સેનાપતિ સાર્સફીલ્ડ. એનો દેહ ત્યાં પડ્યો.

× × ×

ફોન્ટેનોયનું યુદ્ધ મચેલું, અંગ્રેજની સામે ફ્રાન્સનો વિજય વર્તાઇને આયરીશ રેજીમેન્ટ પાછું ફર્યું. ચોમેર આખી સેના માનતાનમાં ગરકાવ છે પરંતુ આયરીશ સૈનિકોની આંખોમાં ચોધાર આંસુ ચાલ્યાં જાય છે.

ફ્રેન્ચ સેનાપતિ વિસ્મય પામીને પૂછે છે કે "તમે શીદ રડો છો? તમે તો અમને આ વિજય અપાવનારા છો!"

આયરીશો બોલ્યા : "સાહેબ, બ્રિટિશ લશ્કરમાં અમારા ભાંડુઓ હતા, અમારા સ્વજનો હતા, કેટલાક તો બાળમિત્રો હતા. તેઓ પરાધીન જન્મભૂમિમાં રોટી ન જડવાથી બ્રિટનની નોકરીમાં રહ્યા હતા. આજ અમારે તેઓને શત્રુઓ સમજીને કાપવા પડ્યા છે. તમારે વિજય છે, પણ અમારે તો આત્મ-હત્યા છે."

સેનાપતિ સમજ્યો. આયરીશોનું રુદન એનાથી ન જોવાયું, એણે બેન્ડને આયર્લૅન્ડની ભક્તિનું ગાન ઉપાડવા કહ્યું.

એ રાષ્ટ્રગાનની રોમાંચક સુરાવળ સાંભળતાં જ આયરીશોનાં આંસુ અટકી ગયાં. ગાન પૂરું થતાં તો ગગન ગાજી ઉઠ્યું : Hurrah for old Ireland : જય હો જૂની જન્મભોમ આયર્લૅન્ડનો!"

બ્રિટનરાજ જ્યૉર્જ બીજાએ સાંભળ્યું કે આ યરીશો અજબ વીરત્વથી ઝઝૂમે છે. એણે જોયું કે પોતાને ન જીતવા દેનારા એ આયરીશો જ છે.

નિઃશ્વાસ નાખીને એ બોલી ઉઠયો : "સત્યાનાશ જજો એ કાયદાઓનું, કે જે કાયદાઓએ મને આ બહાદુરોથી વંચિત કર્યો છે!"

સ્વભૂમિમાંથી બહિષ્કૃત થયેલું એ બધું શૌર્ય વિદેશે હણાઇ ગયું. પરાયા આશ્રયદાતાઓને સેંકડો જીતો કરાવી પોતે સહુ તો પાંચપાંચ હાથ જમીનની અંદર જ સમાઇ ગયા. એ સમાધિઓની ઉપર પણ તેઓનાં નામઠામ ન લખાયાં. સાર્સફીલ્ડ સરખાને માટે ય આ પરસત્તાઓએ કોઇ સ્મૃતિચિહ્ન ચણેલું નથી. જ્યાં એ દટાયો તે સ્થાન દેખાડનાર એક પત્થર—એ એક પાળીયો પણ મૂકાયો નથી. રાજાઓને મન તો આ બધા ભાડૂતો જ હતા.

### નવનીતલાલ

અને એ બધી ભૂલ આપણીજ ને ? એને અટકાવ્યો કેમ નહિ ? સુશીલા ! તું પણ ન્હોતી જાણતી ? તેં મ્હને ખબર કેમ નહિ આપી ?

(સુશીલા એક શુન્ય દૃષ્ટિ નવનીતલાલ તરફ ફેંકે છે)

રમણભાઇને આ વાત કેમ કરવી ?

### માલતી બ્હેન

તમે ત્યાં જાઓ તો ? આ તો બહુ ખોટું થયું. હું તો ગભરાઇ ગઇ છું.

### નવનીતલાલ

ત્યાં મને દાખલ કોણ થવા દે ? વળી આજે ઉશ્કેરાટ હલ્લો એટલે લાઠીમાર પણ ભારી ચાલવાનો. બધાંનાં હાડકાં ખોખરાં થવાનાં.

### માલતી બ્હેન

પણ કરવું શું ત્યારે ?

### નવનીતલાલ

રમણભાઇને તાર કરીને બોલાવીએ. બીજું શું કરીએ ? એ આવે ને અમે વિચાર કરીને પછી ત્યાં જઇએ.

### માલતી બ્હેન

તમે જાણો, મ્હારું ચિત્ત તો ચકડોળે ચડી ગયું છે.

### નવનીતલાલ

અરે, આવા જુવાનીયાં તો માબાપને પણ જંપીને બેસવા નહિ દેવાના. મને કંઇ સમજ પડતી નથી. ચાલ, હું તાર મૂકી આવું, ઓરીસેથી સાંજે સીધો જ સ્ટેશને જઇ રમણભાઇને લઇને જ આવીશ.

(નવનીતલાલ જાય છે)

[થોડી વાર શાન્તિ છવાઇ રહે છે. સુશીલા ઉઠીને પાછળ જતી રહે છે માલતી બ્હેન પણ પાછળ જતાં રહે છે.]

* * * *

[સાંજના પાંચ વાગ્યાનો સમય થવા આવ્યો છે.

માલતી બ્હેન સામેના બારણામાંથી પ્રવેશ કરીને આરામ ખુરશી પર બેસે છે. તેની પાછળ સુશીલા આવીને ખુરશી પર બેસે છે. હાથમાં પુસ્તક લઇ કંઇ વાંચતી હોય એમ લાગે છે.]

### માલતી બ્હેન

(વિચારમાંથી ધ્યાનભંગ થઇ હોય તેમ એકાએક)—સુશીલા ! તું પણ કેવી મૂર્ખ છું. તું જાણતી હતી છતાં તેં વાત પણ નહિ કીધી ?

### સુશીલા

(ધીરેથી)—મ્હારી પાસે એમણે સોગંદ લેવડાવ્યા હતા.

### માલતી બ્હેન

વળી એમાં સોગંદ શાના ? ઉદ્ધત પગલું ભરવું અને પછી તે છુપાવવું !

### સુશીલા

એમાં ખોટું શું કર્યું ?

### માલતીબ્હેન

ત્યારે ઠીક પણ શું કીધું ? તમે એક દેશ સેવા કરવા નીકળી પડશો એટલે સ્વરાજ મળી જવાનું ?

### સુશીલા

દરેક જ એવા વિચાર કરે તો પછી દેશ સ્વતંત્ર કેમ બનશે ?

**માલતીબહેન**

નહિ તો હવે બની જવાનો ! સરકાર એવાં ઉમરાવોથી ગભરાઈ જવાની !

**સુશીલા**

સત્ય અને અહિંસા આપણાં તો આખું જગત નમે. મહાત્માજીનો આ દેશ અમલમાં મૂકે તો આવતી કાલે સ્વરાજ મળી જાય.

**માલતીબહેન**

વાહ ! હવે ભણી ગણી ગઈ યાં. હવે શું સમજે એમાં ! હાથે [illegible] નકામી ઉપાધી તો વ્હોરી લીધી !

(સુશીલા ચૂપ બની ગઈ છે. ફરી પુસ્તકમાં ધ્યાન લગાડે છે)

**માલતીબહેન**

(કંઈક યાદ આવ્યું હોય તેમ) હા, રોજને રોજ કેટલાયે હાથ પગ ભાંગતી આવ્યા. માથાં ફોડતી આવ્યા. છતાં જાણી જોઈને એ બધા પતંગીયાની માફક આગની ઝાળમાં ઝંપલાવવા તૈયાર. પ્રભુ જાણે આજે કેટલા લોક એમાં ઘાયલ થશે.

[બહાર "પ્રતાપ"ના વધારા વાળો બૂમ પાડતો ચાલ્યો જાય છે.]

**છોકરો**

"પ્રતાપ"નો વધારો—એક પૈસો—ધરાસણામાં વનિતા [illegible]—સખત લાઠી માર—[illegible] ઘાયલ [illegible] ગંભીર [illegible] વાળાને પડેલો માર—લાઠી માર ચાલુ—

[સુશીલા સાંભળીને એકદમ ઉભી થઇ જાય છે. છોકરાને બોલાવે છે. પેપર ખરીદે છે. ધ્રૂજતા શરીરે, કંપતા હાથે ગભરાતે હૈયે વાંચે છે.]

**સુશીલા**

(પેપર વાળો હાથ લબડાવતાં)—બા ! જો તો ખરી ! (આંખે અંધારાં આવતાં હોય તેમ હાથ વડે આંખને ચોળે છે) કેટલો જુલમ, અસહ્ય લાઠી માર !

**માલતી બેહન**

લાઠી માર કંઇ બંધ થવાનો હતો ! અને સ્વયંસેવકો એ ક્યાં ઓછા ઉતરે એમ છે ?

**સુશીલા**

પણ, બા ! સુરેન પણ ગયા છે ને !

**માલતી બહેન**

એ પણે તો [illegible] બેસી રહેવાનું. બીજું શું કરીએ ?

**સુશીલા**

કદાચ એ પણ ઘવાયાના ભોગ થઇ પડ્યા હોય તો !

**માલતી બહેન**

તો કોંગ્રેસ હોસ્પીટલમાં સારવાર કરવામાં આવશે.

**સુશીલા**

બા, આપણે જઇએ !

**માલતી બહેન**

તારા બાપાજી આવશે પછી જે નિર્ણય થાય તે ખરો.

**સુશીલા**

નોકરને કહેને કે બાપાજીને બોલાવી લાવે. એ તો તરત જ આવશે.

**માલતી બહેન**

એ બધી ચિન્તા આપણને શું કામ જોઇએ! તારા બાપાજીને યોગ્ય લાગશે તે કરશે. રમણભાઇને બોલાવ્યા છે તેનું શું !

(સુશીલા દુઃખ અનુભવે છે. નિચું નિહાળી ટેબલપર આંગળીથી અર્થહીન લીસોટા પાડે છે.)

સુરેન્દ્ર

ત્હારો નિર્ણય જાણવા ખાતરજ આટલો જલદી આવ્યો છું. યાદ છે ને ત્હારૂં વચન ?

સુશીલા

(લાગણી પૂર્વક સુરેન્દ્રની સામે જોઇ)–હા.

સુરેન્દ્ર

(આતુરતાથી)–ત્યારે શું ત્હારા હૃદયમાં મ્હારે માટે કંઇક પણ સ્થાન છે ?

સુશીલા

(શરમથી નીચાં નયન ઢાળી) હા.

સુરેન્દ્ર

(લાગણી ઉભરાઇ જતી હોય, તેમ) તો હવે તો સંભળાવ કે તું મ્હને—

સુશીલા

(દ્રઢતા અને ગૌરવથી)–અત્યાર સુધી સ્હાતીજ આવું છું અને હવેથી પૂજારણ બની છું.

સુરેન્દ્ર

(ઉત્તેજીત બની, આરામ ખુરશી પરથી ઉઠતાં)–ખરેખર ! (હાથમાં એકદમ દુઃખ થઇ આવ્યું હોય તેમ) ઓહ !

સુશીલા

(એકદમ પાસે દોડી જઇ સુરેન્દ્રને આરામખુરશી પર બેસાડતાં)–વ્હાલા !

—પડદો પડે છે—



# મારી નોંધપોથી

લેખક : રા. ગુપ્તા

તા. ૧૫-૮-૩૧

ગરીબ બીચારી મારી નોંધપોથી! એની દશા, સત્યાગ્રહના સંગ્રામ સમયે શ્રી. નરીમાનની થઈ હતી, તેવી થઈ છે. થોડા દિવસ જનતા સમક્ષ વિહાર કર્યો કે ચાલ્યા કારાગારના અંધકારમાં. મુક્ત થયા, થોડો કાલ સ્વતંત્રતા માણી કે ફરી પાછા ગુરૂમમાં. ફરી છુટ્યા, સ્વલ્પ સમય ફર્યા હર્યા કે આવ્યા આણ્યા કારા-વાસમાં! મારી નોંધપોથીનો 'ગુજરાત'માં આરંભ કર્યો; કંઈક કાલ એ ચાલુ રહીને 'ગુજરાત' માસિક મટી ત્રૈમાસિક બન્યું. 'ત્રણ ત્રણ મહિના વાટ જુએ એ બીજા, હું નહિ' કહી નોંધપોથી અદૃશ્ય થઈ ગઈ. પછી કેટલા યે દિનરાતના ઓળા એ નોંધપોથી વિહોણી પૃથ્વી પર ઉગ્યા ને આથમ્યા. રા. સાદીકે 'સર્જાતું સાહિત્ય' શરૂ કર્યું ને વિસર્જન પામેલી નોંધપોથીનાં ફરી સર્જન થયાં. પરંતુ નોંધપોથીનો ભાર (વિચારભાર?) સહેવાને અસમર્થ એવું 'સર્જાતું સાહિત્ય' સર્જાતું જ અટકી પડ્યું ને ફરી દુનિઆ નોંધપોથી વિનાની બની! હવે 'ગુજરાત' પુન નવ અવતારે પ્રગટે છે ને મારી નોંધપોથી પણ પ્રાકટ્યને માટે રોબર્ટ બ્રુસે જોએલા કરોળીઆ પેઠે ફરી યત્ન કરે છે.'

મારા પાડોશી રા. હીરાલાલ પણ 'ફરી ફરી યત્ન કરે છે' લગ્ન કરવાનો. એમના પૂર્વજોને પગલે ચાલી એમણે નાનપણમાં લગ્ન કરેલાં. પરંતુ એમનાં પત્ની (ઉમર આશરે વર્ષ સાત) એમની માયાળુ મહેરબાની (ઘરના એક ખુણામાં ઉભા રહી આંસુથી સોંસરું નયને જોવા પૂરતી મહેરબાની)નો પરિત્યાગ કરી અમરધામમાં સીધાવ્યાં. પ્રિયાવિનાશે પ્રણય ઝરણું કે સુકાઈ જતા નથી, માત્ર તેની દિશા બદલાય છે, એટલું જ. એ ન્યાયે એમણે પોતાના પ્રણયઝરણાની દિશા બદલી; બીજી સ્ત્રી-છોકરી પરણ્યા. પણ એમની બીજી વારની સ્ત્રીએ પણ એમના પ્રણયઝરણામાં થોડીક ડુબકી ખાધી ન ખાધી ને પોતાની સંસારલીલા સંકેલી લીધી. બીજો કોઈ મનુષ્ય હોત તો નિરાશ થઈ જાત, પરંતુ રા. હીરાલાલ નિરાશ ન થયા. બીજો કોઈ મનુષ્ય હોત તો ત્રીજી વાર લગ્ન કરતે, રા. હીરાલાલે પણ ત્રીજી વાર લગ્ન કર્યું. પોતાની આ તૃતીય અર્ધાંગનાને પૃથ્વી પર વધારે ટકાવવા એમણે ભગીરથ યત્ન કર્યા. એને માટે નાનાવિધ અલંકારો ઘડાવ્યા; નાટક સિનેમા બતાવ્યા; આ જગત રસમય છે, એમાં રહેવું બહુ આનન્દપ્રદ છે એમ એમણે સિદ્ધ કરી બતાવ્યું. આમ છતાં એમનાં ત્રીજી વારનાં પત્ની પણ આ અગાધ સંસારસમુદ્રમાં એમને એકલાને ડુબકા ખાતા મકી ચાલી ગયાં. એઓ ચોથી વાર પરણ્યા-પરસ્યા કહેવાય કે નહિ તે કોણ જાણે, કેમકે એ કન્યા માંડવામાં જ મૃત્યુ

પામી! હવે પાંચમી વાર એમને પરણવાની જરૂર પડી છે; છતાં, કોણ જાણે કેમ, એમની ન્યાતના ગૃહસ્થો એમને કન્યા આપતાં ગભરાય છે. દમયન્તીના સ્પર્શે મરેલાં માછલાં સજીવન થતાં, એમને સ્પર્શે જીવતી સ્ત્રીઓ મૃત્યુ પામે છેઃ આવો કૈંક ખ્યાલ લોકોના મનમાં ઘુસી ગયો છે. ન્યાતમાંથી કન્યા નહિ મળે એવી ખાતરી થતાં એમણે ન્યાત બહાર દૃષ્ટિ ફેંકવા માંડી છે. અનાથાશ્રમ, વિધવા-વિવાહ મંડળ ઇત્યાદિ અનેક સ્થળે કન્યાની ખોળ માટે એ ફરી વળ્યા છે. પરંતુ હજી સુધી એમના જીવનની મુશ્કેલી ફેડનાર સાથીની પ્રાપ્તિ એમને નથી જ થતી. છતાં નિરાશ થયા વગર હજી એ યત્ન કરી જ રહ્યા છે. એક પ્રસંગે મેં એમને પૂછ્યું, "હજી તમને કંટાળો આવતો નથી?" "શેનો કંટાળો?" "આ પરણવાનો—" "અરે! પરણવાનો તે કંટાળો આવે? બાયડી વગરનું તે કૈં ઘર છે?" "એમ નહિ, પરણવા માટે આટઆટલી મહેનત કરતાં તમે જ કંટાળી જતા નથી? જૂઓની, તમે કેટલા યત્ન કર્યા, પણ—" "ભાઇ, યત્ન કર્યા વગર તે ચાલે? નસીબમાં હશે તો મળશે, નહિ તો નહિ મળે. પણ કંઇ યત્ન છોડી દેવાય? જૂઓની, આ અમારા શેર બજારના દલાલો. ગમે એટલી ખોટ આવે છે, પણ પૈસાદાર થવાના યત્ન છોડી દે છે?"

ખરી વાત છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ कर्मण्ये वा धिकारस्ते मा फलेषु कदचान એમ કહ્યું છે તે આપણે યત્ન કરતા અટકી ન જઇએ તેટલા માટે જ. જ્યાં જાય હુક્કા ત્યાં ત્યાં સમુદર સુક્કાઃ એ નિયમ પ્રમાણે જેમાં જેમાં મારી નોંધપોથી પ્રગટ થતી તે તે પત્રો કોઇ ને કોઇ કારણસર અટકી જતાં. તેમ ન થતું તો નોંધપોથી લખવામાં બીજી કંઇ ને કંઇ અડચણ આવતી. એટલે હવે એ માટે મારે પ્રયત્ન જ ન કરવો એમ મેં ધાર્યું હતું. પરંતુ રા. હીરાલાલનો દાખલો જોઇ હું ફરી યત્ન કરું છું.

તા. ૨૫-૮-૩૧

મ. ગાંધીજી ઇંગ્લંડ જશે કે નહિ એ પ્રશ્ન બહુ મહત્વનો થઇ પડ્યો છે. દરેક મનુષ્ય એ વિષે પોતાનો અભિપ્રાય પ્રગટ કરે છે અને દરેક બીજાને ખબર ન હોય એવી ખાનગી વાત પોતે જાણે છે એમ દર્શાવે છે. મને પોતાને પણ એ વિષે ખાનગી ખબરો ખાસ બાતમીદાર મારફત મળી છે અને તે ગંભીર મુખમુદ્રા વડે, હીંદી સરકાર અને મહાસભાની પ્રત્યેક બાબતમાં આવતી હોય એવી રીતે હું બધાને કહું છું. આમ કરવામાં હું મને પોતાને તેમજ બીજાં બધાંને છેતરી રહ્યો છું, એ હું જાણું છું. પરંતુ મારો એમ કર્યા વગર છુટકો જ નથી. "મ. ગાંધીજી ઇંગ્લંડ જશે કે નહિ?" એમ જ્યારે મને પૂછવામાં આવે ત્યારે "હું કૈં જાણતો નથી." એમ કહું તેથી લોકોને અસંતોષ થાય છે. આથી એ વિષે હું કૈંક જાણું છું એમજ મારે દર્શાવવું પડે છે અને એમ દર્શાવવા ખાતર વાઇસરોય અને મ. ગાંધીજીને ચાલેલા પત્રવ્યહવાર સંબંધી, વલ્લભભાઇ ને જવાહરલાલના ખાનગી મંતવ્યો સંબંધી હું એક બે વાતો બનાવીને પણ કહું છું! ટોમસ કુક કંપનીના મારા એક ઓળખીતા કલાર્કે મ. ગાંધીજી માટે ટિકિટ આવી ગયેલી પણ જોઇ છે, એમને માટે કેબીન પણ નક્કી થઇ ગઇ છે, આવી મતલબનું પણ મેં

કર્યું છે. પણ હું એકલો જ આમ કરતો નથી. બીજા પણ લોકો તરફથી જાતજાતની ખાનગી ને ખાસ ખબરો મળતી રહે છે.

તા. ૨૭–૮–૩૧

સમય સવારના સાત

પોણા સાતે મારે એક જણને મળવાનું હતું તેને બદલે સાત વાગી જવાથી હું ટ્રામ પકડવા દોડતો જતો હતો, એટલામાં મારા આગલા પાડોશી રા. છગનલાલ મળ્યા તેમણે મને અટકાવ્યો. મેં કહ્યું 'મારે ઉતાવળ છે.' 'મારે પણ છે, પણ કંઈ ખબર પડી ? ગાંધીજીની ટિકિટ આવી ગઈ' એટલું કહી એમણે ચાલવા માંડ્યું. ટ્રામમાં મારી જોડે બેઠેલા એક પારસી સદ્‌ગૃહસ્થે કહ્યું 'આ લોકો કેવા ગાંડા હોસે ! હું બરાબર જાનુ છ ગાંધીજીની ટીકીટ તો આવેલી પન આજ તન દિવસ થયાં તે તો કેન્સલ બી કરી ગેઈચ.'

બપોરના બાર

ઓફિસમાં હમણાં જ ટેલિફોનથી ખબર આવી કે ગાંધીજીના કપડાં સીવાઈ તૈયાર થઈ ગયાં છે ને તે લેવા માટે અમદાવાદથી વલ્લભભાઈ અહીં આવી ગયા છે.

સાંજના ચાર

જીંદગીમાં એક વાર જૂઠું બોલાઈ જવાથી પ્રાયશ્ચિત્ત તરીકે દાઢી રાખનાર રા. મોતીલાલ મહેતા મળવા આવ્યા. તેમણે જણાવ્યું, "રામ રામ કરો રામ રામ! ગાંધીજી વિલાયત કદાપિ નહિ જાય. છેલ્લી ખબર પ્રમાણે હજી તો ગાંધીજીના કપડાં પણ તૈયાર નથી થયાં અને વલ્લભભાઈ રીસાઈને બુસાવળ ચાલ્યા ગયા છે."

સાંજના પાંચ

રેસ્ટોરાંમાં મારા જૂના મિત્ર રા. જાફરઅલી મળ્યા. એમણે કહ્યું 'જ્ઞાનસી, ગાંધીજી વિલાયટ જવાના ને ફિરંગી બનવાના ! એમને માટે એક ઊંચો બી સીવારોચ ને પેન્ટ-બાટેવ ડેસાઈને માટે એક ગરમ ગલેફ સીવારોચ ટે તે જાટે જોઈ આવો.' 'ગલેફ!' આશ્ચર્યચકિત થઈ મેં પુછ્યું 'હા, ગલેફ ટપુરાનો ગલેફ હોયચ ટેવો ગલેફ' મીયાં જાફરઅલીએ કહ્યું, તબુરાનો ગલેફ પહેરેલા મહાદેવ દેસાઈનું ચિત્ર કલ્પનામાં જોતાં હું હસી પડ્યો. જાફરઅલી ખીજવાઈને મુંગા થઈ ગયા.

સાંજના સાત

સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીમાં કામ કરતા મારા મિત્ર રા. રમણ જોશીએ કહ્યું, 'ગાંધીજી માટે ખાસ સ્ટીમર રોકવામાં આવી છે. હું જાતે ઓર્ડર જોઈને આવું છું.'

રાતના નવ

રા. રમણ જોશીનો ભાઈ મળ્યો તેણે જણાવ્યું, 'ગાંધીજી માટે ખાસ સ્ટીમર રોકવાનો ઓર્ડર મળેલો. પણ ઓર્ડર મુજબ સ્ટીમર તૈયાર થઈ નહિ શકે એવો સરકારને જવાબ મોકલાવવામાં આવ્યો છે.'

રાતના અગીઆર

આ બધી મળેલી વિસંવાદી હકીકતોમાંથી સુસંગત લાગે એવી ખબરો ભેગી કરી લોકોને મારે શી રીતે જણાવવી એનો વિચાર કરતો, ફેંટો પહેરેલા ગાંધીજી ને તબુરાનો ગલેફ પહેરેલા મહાદેવ દેસાઈ સિનેમાના ચિત્રપટ પર કેવા લાગે તેની કલ્પના કરતો હું સૂતો હતો એટલામાં જોરથી બારણું ઠોકાયું, ને

રા. પ્રાણશંકર પંડયા દાખલ થયા. 'કેમ કંઇ જાણ્યું ?' એમણે પુછ્યું ને જવાબની રાહ જોયા વગર આગળ ચલાવ્યું, "ગાંધીજીને એમની ઇચ્છા ઉપરાંત વિમાનમાં બેસાડી ઇંગ્લંડ ઉપાડી ગયા—સાળાઓ !" "ચાલો, સારું થયું" કહી હું પાસું ફેરવી સુઇ ગયો.

તા. ૧–૧૦–૩૧

આખરે કોઇકની ધારણાને ખરી પાડતા, કોઇકની ખોટી પાડતા, મ. ગાંધીજી વિલાયત જવા ઉપડી ગયા. હવે ત્યાંથી એ શું લઇ આવશે, કેટલું લઇ આવશે એ સંબધી જાતજાતની કલ્પનાઓ ચાલી રહી છે.

ગાંધીજી ભલે કંઇ લઇ આવે અથવા ાલી હાથે આવે, પરંતુ એ ત્યાં ગયા છે જ શું બસ નથી ? ગાંધીજીનું પ્રસ્થાન એટલે આપણી આર્યસંસ્કૃતિના દિગ્વિજયની શરૂઆત, એમ મને લાગે છે. હું જ્યારે ભાવિમાં દૂર નજર કરું છું ત્યારે મને દેખાય છે કે ધીરે ધીરે આપણા આર્ય સંસ્કારો પશ્ચિમમાં પણ ફેલાતા જશે. એક વખત એવો પણ આવશે કે જ્યારે લંડનના રાજમાર્ગ પર પતરાવલિ પાથરી ટેમ્સ નદીમાં સ્નાન કરી આવી પવિત્ર થએલા ભૂદેવો ભોજનને માટે વિરાજશે. અને 'જમવા માંડજો ભો !' 'શીખંડ તમારે !' 'પુરી તમારે !' 'કઢી છે ને દાળ !' 'શીખંડ તમારે,' શીખંડ નહિ આવે !'ની બુમોથી લંડનનું વાતાવરણ ગાજી રહેશે. એબોટીઉ પહેરીને મેકડોનલ્ડ જેવો મુખ્ય સચિવ ભૂદેવોને પાઉન્ડની દક્ષિણા આપશે અને દારૂને બદલે ભાંગ; એ આખા દેશનું રાષ્ટ્રીય પીણું બનશે.



# પુસ્તક પરિચય

લેખક : રા. જ્યોતીન્દ્ર હ. દવે, ઉપમંત્રી સાહિત્ય સંસદ

**જૈન ગુર્જર કવીઓ બીજો ભાગ :** પ્રયોજક : રા. મોહનલાલ દલીચંદ દેસાઇ મૂલ્ય રૂ ૩-૦-૦

વિક્રમના તેરમા શતકથી સત્તરમા શતક સુધીના ગુર્જર ભાષાના જૈન કવિઓનો પરિચય પ્રથમ ભાગમાં કરાવી, જૈનસાહિત્યના સંશોધનને માટે અવિશ્રાંત પરિશ્રમ સેવનાર તરીકે હવે તો સુવિખ્યાત થઇ ચુકેલા રા. મોહનલાલ દેસાઇએ અઢારમી સદીના જૈન કવિઓ અને તેમની કૃતિઓનો પરિચય કરાવતો આ બીજો ભાગ પ્રસિદ્ધ કર્યો છે. જૈન સાહિત્યની Encyclopidea એકપે હાથે રા. મોહનલાલ દેસાઇએ પ્રગટ કરી છે, તે ઉપરાંત તેમણે બીજા ભાગમાં 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પણ ઉપોદ્‌ઘાત રૂપે આપવા ધાર્યું હતું પરંતુ એ ઇતિહાસનું સ્વરૂપ વધારે વિસ્તૃત થઇ જતાં હવે એ અતીવ ઉપયોગી ઇતિહાસ છૂટો પ્રસિદ્ધ કરવા ધારે છે. એમની ધારણા સત્વરે ફળે એવી આશા રાખીએ છીએ. પ્રસ્તુત ગ્રંથ સાથે પ પરિશિષ્ટો પણ જોડ્યાં છે તેમાં જૈન કથાના નામોનો કોષ, જુદા જુદા ગચ્છોની પટ્ટાવલિઓ અને ગુજરાતના અલાઉદ્દીન સુધીના રાજાઓની વંશાવલિ ઇત્યાદિ અનેક ઉપયુક્ત હકીકતો આપી છે. ૯૨૨ પૃષ્ઠનાં આ ગ્રંથનું મૂલ્ય રૂ ૩-૦-૦ પ્રમાણમાં ઘણુંજ ઓછું કહી શકાય. નિરંતર સાહિત્યસેવા ને નિતાન્ત પરિશ્રમના કીર્તિસ્તંભરૂપ આ બન્ને ગ્રંથોની ગુજરાત કદર કરશે જ એવી આશા છે.

**નીતિશાસ્ત્ર વિચાર :** લે. પ્રો. ગોગટે, ભાષાંતરકર્ત્રી, સૌ. માલતીબાઇ ગોગટે મૂલ્ય રૂ. ૧-૮-૦

શાસ્ત્રીય ગ્રંથ સરળતાથી લખવો એ ઘણું કઠણ કામ છે. તેમાંએ પરભાષામાંથી ઉતારવો એ એથી અઘરું છે, તો પોતાની માતૃભાષા નહીં એવી ભાષામાં એ ઉતારવાનું કાર્ય તો ઘણુંજ કપરું બને એ સ્પષ્ટ છે. સૌ. માલતીબાઇ એ કપરા કાર્યમાં ઘણે અંશે સફળતા સાધી શક્યા છે. અને પરભાષામાં *શાસ્ત્રીય ગ્રંથનું આટલી સરળતાપૂર્વક ભાષાંતર કરવા બદલ એમને અભિનન્દન જેટલાં આપીએ* એટલાં ઓછાં છે. સદસદ્વિવેકબુદ્ધિ (conscience), નૈતિક સ્વાતંત્ર્ય, સ્વાર્થત્યાગ, આત્મોન્નતિ, સમતા, શાસન, ક્ષમા, નીતિ અને ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાન ઇત્યાદિ નીતિશાસ્ત્રના લગભગ બધા પ્રશ્નોનો આ ગ્રંથમાં સુશ્લિષ્ટ રીતે અને પ્રમાણપુરઃસર વિચાર કરવામાં આવ્યો છે. છેલ્લાં બે પ્રકરણોમાં નીતિશાસ્ત્રની ઉપયોગિતા અને ઐતિહાસિક પદ્ધતિ વીગે પણ વિવેચન કરવામાં આવ્યું છે. નીતિશાસ્ત્રના ગૂઢ પ્રશ્નોમાં રસ લેનાર દરેકને આ પુસ્તક આવકાર પાત્ર લાગશે જ.

કુદરત અને કળાના ધામમાં વીસ દિવસ:

લે. રા. ધીરજલાલ ટોકરશી શાહ. મૂલ્ય રૂ. ૧–૮–૦

અમદાવાદથી ડાંગનાં જંગલો, સહ્યાદ્રિનો ઘાટ, સપ્તશૃંગ, નાશિક, દૌલતાબાદ, ઇલુરા, અજંતા, ૐકારેશ્વર, ઇંદોર ઇત્યાદિ વિવિધ સ્થળે ટ્રેનમાર્ગે તેમ જ પગરસ્તે કરેલી મુસાફ્રીનાં વર્ણનનું આ પુસ્તક નવલકથાના જેટલું જ રસપૂર્ણ છે. પ્રસ્તાવનામાં શ્રી. કાલેલકર કહે છે તે ખરૂંજ છે કે 'આ મુસાફરી લખનાર ભાઇ કુદરતના તેમજ કળાના રસીયા છે.' જેટલા રસથી એમણે મુસાફરી કરી છે તેટલો જ રસ એ વર્ણનમાં પણ આણવા શક્તિમાન થયા છે. ઇલુરા તથા અજંતાની ગુફાઓની કલાકૃતિઓનું સવિસ્તર અને ઉપયુક્ત વર્ણન એમણે કર્યું છે. લેખક કલાને સંસ્કારના જ ભક્ત નથી. વિચારક પણ છે, એમ એમનાં વર્ણન પરથી જણાઇ આવે છે. ભાષા શુદ્ધ, સંસ્કારી ને ભાવવાહી છે. અને રમતીઆળ શૈલી પુસ્તકને વિશેષ આકર્ષક બનાવે છે. આપણાં અલ્પધન પ્રવાસસાહિત્યમાં આ પુસ્તક ઘણું ઉચ્ચ સ્થાન લે એવું છે.

બે નાટકો : લે. રા. શારદાપ્રસાદ વર્મા મૂલ્ય રૂ. ૦–૭–૦

પહેલું નાટક, 'જીંદગીની વેડ' એ માનવતાને અવગણતું વિજ્ઞાન અને ઉર્મિપ્રધાન માનવહૃદય એ બે વચ્ચેનાં યુદ્ધનું સ્વાભાવિક ને રસિક ચિત્ર છે. માંદલા માણસોને જીવવાનો અધિકાર નથી એમ માનનાર પ્રો. ધીમન્ત બધા માંદાઓ સ્વધામ પહોંચી જાય એવા ગેસની શોધ કરેછે અને શોધનો અમલ કરવા ઇચ્છે છે. એમનાં પત્ની મુદ્રા એમને એવી હિંસા કરતા, દલીલોથી ન વળવાથી આત્મબલિદાન આપી, અટકાવે છે. પાત્રાલેખન, સંવાદ, પ્રસંગોનું નિરૂપણ સ્વાભાવિક અને કલાભર્યાં છે. બીજું નાટક રા. મેઘાણીની રસધારમાંની શેણી ને વિજાણંદની લોકકથાનો આધાર લઇને રચ્યું છે. પહેલાં નાટક કરતાં એ તદ્દન જુદા સ્વરૂપનું છે. અને એમાં પણ નાટકને યોગ્ય વાતાવરણ ઉભું કરવામાં લેખક સફળ થયા છે. પ્રથમ નાટક જેવું, સ્વાભાવિક રીતે જ, એ ગંભીર કે વિચારપ્રેરક નથી. બંને નાટકો રસભર્યાં અને આનંદ આપે એવાં છે અને રા. બટુભાઇ ઉમરવાડીઆ સાથે કોઇ પણ સંમત થઇ શકે કે 'આ પુસ્તકને જીવવાનો અધિકાર છે......અને એના લેખકની પાસે બીજી વધારે સુંદર અને સંપૂર્ણ કલાકૃતિઓની અપેક્ષા રહે છે.'

કલ્પનાના કુસુમો લે. રા. લલિતમોહન ચુનીલાલ ગાંધી મૂલ્ય રુ. ૨–૦–૦.

રા. લલિતમોહને જૂદા જૂદા સામયિકોમાં લખેલી ટૂંકી વાર્તાઓના આ સંગ્રહ વિષે ઘણું લખાયું—બોલાયું છે. એની પ્રશસ્તિ પણ પુષ્કળ થઇ છે, એને વખોડવામાં પણ ઘણું આવ્યું છે. રા. લલિતમોહનના ગુણ તેમજ દોષ બંને તરત જણાઇ આવે એવાં અને જે શક્તિ એમના ગુણરૂપ છે તે જ સીમારૂપ પણ બને છે, એ આવા એકબીજાથી કેવળ વિપરીત અભિપ્રાયનું મુખ્ય કારણ છે. અને બીજું કારણ તે રા. નરસિંહરાવે ઉપોદ્ઘાતમાં લેખકની કરેલી કેવળ પ્રશંસા. રા. નરસિંહરાવ જેવા કડક અવલોકનકારની પ્રશંસા પામનાર લેખક કૈં સામાન્ય કોટિનો ન હોય એમ કેટલાકને લાગ્યું છે; અને કેટલાકનું ધ્યાન રા.

નરસિંહરાવની પ્રશંસાના પ્રમાણમાં વાર્તાઓ ઉત્તમ કોટિની ન લાગવાથી તેની ખોટ તરફ જ વધારે ખેંચાવું છે.

ઉપોદ્‌ઘાતમાં રા. નરસિંહરાવે ટૂંકી વાર્તાના સ્વરૂપ વિષેના પોતાના વિચારો દર્શાવ્યા છે. પછી ટૂંકી વાર્તા વિષેના અંગ્રેજી ગ્રંથમાંથી ઉતારા આપ્યા છે અને છેવટે રા. લલિતમોહનની વાર્તાઓ વિષે અને તેમના અમુક મંતવ્યો વિષે સામાન્ય ચર્ચા કરી છે.

નરસિંહરાવના ઉપોદ્‌ઘાત વિષે સવિસ્તરપણે લખવાનો અહીં પ્રસંગ નથી. છતાં એક બે મુદ્દા ઉપર કંઈક લખવું પ્રાપ્ત થાય છે. ટૂંકી વાર્તાની ઉત્પત્તિ વિષે લખતા એમણે જણાવ્યું છે, "ટૂંકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાંધલિયા જમાનામાં ઉતાવળિયા સ્વભાવથી શોધવી પડશે." પરંતુ ટૂંકી વાર્તાની ઉત્પત્તિ 'ધાંધલિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવને સંતોષવા માટે જ થઈ હોય એમ માની શકાતું નથી. કોઈ પણ રચનાનો પ્રવૃત્તિહેતુ માત્ર ઉતાવળિયો સ્વભાવ હોઈ શકે નહીં. ઉતાવળીઓ સ્વભાવ ટૂંકી વાર્તાના પ્રચારમાં ગૌણ આનુષંગિક કારણ રૂપ છે. પરંતુ એ એની ઉત્પત્તિનો મુખ્ય હેતુ હોય એમ લાગતું નથી. હાલનો 'ધાંધલિયો' 'મોટર ને એરોપ્લેનનો જમાનો' નહોતો ત્યારની એની ઉત્પત્તિ છે. મોંપાસાં, પો, હોથોર્ન વગેરે ટૂંકી વાર્તાઓના સમર્થ લેખકોનો સમય, પ્રમાણમાં, શાંતિનો હતો. લાંબા કાવ્યોની સાથે જ જેમ ખંડ કાવ્યો અને મુક્તકો પણ રચાયાં છે, તેમ કાદમ્બરી આદિ લાંબી કથાઓ પેઠે, પંચતંત્ર, હાલની ટૂંકી વાર્તા કરતાં જુદા જ રૂપના છતાં ટૂંકા એવાં કથાનકો અને આખ્યાયિકાઓ પણ શાંતના સમયમાં લખાયાં છે. અને આ ધાં
જમાનામાં પણ લાંબી નવલકથાની લોક
ઘટી ગઈ હોય એમ માનવાને કારણ
ટૂંકી વાર્તા પેઠે નવલકથા પણ આ જમ
પુષ્કળ લખાય છે અને તેના લખનારાઓ
ધાંધલીયા ને પ્રવૃત્તિમય જીવનમાં વ્યસ
હોય છે.

રા. મુનશી તથા રા. લલિતમો
કલ્પના વચ્ચેનું સામ્ય દર્શાવી રા. નરસિ
પૂછે છે 'કોણે કોનામાંથી કલ્પના લ
અથવા બન્નેને સ્વતંત્ર સ્ફુરણાઓ થઈ!
પ્રશ્નનું અન્વેષણ કરી કાલક્ષેપ કરવાની
નથી એમ અમને લાગે છે. છતાં આ
પણ એમને શા માટે થયો હશે તે સ
નથી. એમનો પોતાનો જ દાખલો.
વાર્તાના લક્ષણ વિષે એમણે અમુક નિ
કર્યો. પછી અંગ્રેજી વિવેચકોના ગ્રંથ વાં
તો તેમાં એમના વિચારને પુષ્ટિ આપ
વચન જણાયાં. આમ સ્વતંત્ર રીતે બ
વિચારો એકસરખા નીકળ્યા.' 'Tis De
is dead, not he' એ અંગ્રેજ ક
વચન, 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ નરસિં
રાવનું વચન; 'मरण माझे मरोन गेले'
તુકારામનું વચન. એ ત્રણે તત્ત્વદર્શનમાં
ઓછું સામ્ય છે? છતાં કોઈએ કોઈનામ
લીધું છે એમ કેમ કહી શકાય? અને
લલિતમોહન અને રા. મુનશી વચ્ચે તો કે
સંદેહને અવકાશ પણ નથી. ઉપર્યુક્ત
માટે 'કાલક્ષેપ કરવામાં લાભ નથી' કે
એમને લાગે છે છતાં એ વિષે ચર્ચા એ
આગળ ચલાવે છે અને રા. મુનશીની કલ્પન
મૂળ અતિ એક ગ્રીક mythમાં શો

નાયકનો કાળ પણ સરી જાય છે. સંસ્કૃત સાહિત્યમાં મદિરાક્ષીઓનાં નેણનાં કટાક્ષ પુરુષને વીંધે છે; ફારસીને ઉર્દુ કાવ્યોમાં કાતિલ નઝરથી નાયક વીંધાય છે; રા. લલિતમોહનની નાયિકાના અંબોડામાં પુષ્પધન્વાના વિજયી શરો છુપાએલાં રહે છે. પૂરાં તેર વર્ષની પણ નહિ એવી ઇલા નાવમાં વિહાર કરતાં એના કરતાં પણ ઘણી વધારે પ્રૌઢ સ્ત્રી ન દાખવે એટલી પ્રગલ્ભતાથી નાયકને પોતાના પ્રેમની વાત કહે છે. અને એ પ્રગલ્ભતા ઉપરથી એને sexually abnormal માનીએ, તો તે પ્રકારનું કોઇપણ સ્થળે સૂચન નથી. સરસનાં લગ્ન સુરેન્દ્ર સાથે નક્કી થાય છે. એ બીજાને ચાહે છે. પણ શરમની મારી બોલી શકતી નથી, અને સુરેન્દ્ર સાથે એને પરણવું પડે છે. પોતાનો પ્રથમ પ્રેમ એ વિસરી શકતી નથી. ભાવનાશીલ સુરેન્દ્ર દ્રવ્યોપાર્જન કરી શકતો નથી. સરસ પૂર્વગામિની નાયિકાઓને પગલે ચાલી માંદી પડી છે ને મૃત્યુ પામી છે. સુરેન્દ્ર છેક નિર્ધન અવસ્થામાં આવી પડે છે. આમાં કોનો વાંક? આમાં સમાજનો શો વાંક? પરંતુ લેખક આમાં વાંક "દુષ્ટ જન સમાજ—નૃશંસ જન સમાજ"નો જ કાઢે છે।

મુદ્રણના દોષો બાદ કરતાં પણ જોડણીની ઘણી જ ભૂલો રહી ગઇ છે. અનુકૂળ, પ્રતિકૂળ મિમાંસા, રમણિય, સ્થૂળ અમુલ્ય, પરિચિત ઇત્યાદિ અનેક તત્સમ શબ્દોની જોડણી ખોટી જોવામાં આવે છે. 'લવવું' એ ક્રિયાપદ તરફ રા. લલિતમોહનને ખાસ પક્ષપાત હોય એમ લાગે છે. બોલવું કે કહેવું એવા અર્થમાં એ શબ્દ વીસ પચીસ વાર વપરાયો છે. Land of Goldને માટે પર્યાય શબ્દ મરુભૂમિ યોજ્યો છે તે છેક ખોટો છે. મરુભૂમિ એટલે તો ઉજ્જડ જગા—રણ.

**સાહિત્યમુકુર, પ્રથમ વિભાગ** સં. રા. ચન્દ્રવદન ચુનીલાલ શાહ: મૂલ્ય ૦–૯–૦. (આવૃત્તિ બીજી)

ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે કરેલા આ સંગ્રહની આટલી વારમાં બીજી આવૃત્તિ કાઢવી પડી તે પરથી એની ઉપયોગિતા જણાય છે. પ્રથમ આવૃત્તિમાંના કેટલાક અઘરાં કાવ્યો-લેખો કાઢી નાંખ્યાં છે તે યોગ્ય જ છે. બોટાદકરનું 'ઉર્મિલાનું કાવ્ય' ચોથા ધોરણના વિદ્યાર્થીને વધારે અઘરું પડે એવુ હતું તેને સ્થાને હવે એનું 'ભેંસ' મુક્યું છે. પ્રાચીન તેમજ અર્વાચીન છેક હમણાંના કવિઓને લેખકોમાંથી યોગ્ય જ વરણી કરવામાં આવી છે.

નાયકનો કાળુ પણ સરી જાય છે. સંસ્કૃત સાહિત્યમાં મદિરાક્ષીઓનાં નેણનાં કટાક્ષ પુરુષને વીંધે છે; ફારસીને ઉર્દુ કાવ્યોમાં કાતિલ નઝરથી નાયક વીંધાય છે; રા. લલિતમોહનની નાયિકાના અંબોડામાં પુષ્પધન્વાના વિજયી શરો છુપાએલાં રહે છે. પૂરાં તેર વર્ષની પણ નહિ એવી ઇલા નાવમાં વિહાર કરતાં એના કરતાં પણ ઘણી વધારે પ્રૌઢ સ્ત્રી ન દાખવે એટલી પ્રગલ્ભતાથી નાયકને પોતાના પ્રેમની વાત કહે છે. અને એ પ્રગલ્ભતા ઉપરથી એને sexually abnormal માનીએ, તો તે પ્રકારનું કોઇપણ સ્થળે સૂચન નથી. સરસનાં લગ્ન સુરેન્દ્ર સાથે નક્કી થાય છે. એ બીજાને ચાહે છે. પણ શરમની મારી બોલી શકતી નથી, અને સુરેન્દ્ર સાથે એને પરણવું પડે છે. પોતાનો પ્રથમ પ્રેમ એ વિસરી શકતી નથી. ભાવનાશીલ સુરેન્દ્ર દ્રવ્યોપાર્જન કરી શકતો નથી. સરસ પૂર્વગામિની નાયિકાઓને પગલે ચાલી માંદી પડી છે ને મૃત્યુ પામી છે. સુરેન્દ્ર છેક નિર્ધન અવસ્થામાં આવી પડે છે. આમાં કોનો વાંક? આમાં સમાજનો શો વાંક? પરંતુ લેખક આમાં વાંક "દુષ્ટ જન સમાજ—નૃશંસ જન સમાજ"નો જ કાઢે છે!

મુદ્રણના દોષો બાદ કરતાં પણ જોડણીની ઘણી જ ભૂલો રહી ગઇ છે. અનુકૂળ, પ્રતિકૂળ મિમાંસા, રમણિય, સ્થૂળ અમુલ્ય, પરિચિત ઇત્યાદિ અનેક તત્સમ શબ્દોની જોડણી ખોટી જોવામાં આવે છે. 'લવવું' એ ક્રિયાપદ તરફ રા. લલિતમોહનને ખાસ પક્ષપાત હોય એમ લાગે છે. બોલવું કે કહેવું એવા અર્થમાં એ શબ્દ વીસ પચીસ વાર વપરાયો છે. Land of Goldને માટે પર્યાય શબ્દ મરૂભૂમિ યોજ્યો છે તે છેક ખોટો છે. મરુભૂમિ એટલે તો ઉજડ જગા—રણ.

સાહિત્યમુકુર, પ્રથમ વિભાગ, સં. રા. ચન્દ્રવદન ચુનીલાલ; શાહ: મૂલ્ય ૦–૯–૦ (આવૃત્તિ બીજી)

ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે કરેલા આ સંગ્રહની આટલી વારમાં બીજી આવૃત્તિ કાઢવી પડી તે પરથી એની ઉપયોગિતા જણાય છે. પ્રથમ આવૃત્તિમાંના કેટલાક અઘરાં કાવ્યો-લેખો કાઢી નાંખ્યાં છે તે યોગ્ય જ છે. ખોટાદકરનું 'ઉર્મિલાનું કાવ્ય' ચોથા ધોરણના વિદ્યાર્થીને વધારે અઘરું પડે એવું હતું તેને સ્થાને હવે એનું 'મેળો' મૂક્યું છે. પ્રાચીન તેમજ અર્વાચીન છેક હમણાંના કવિઓને લેખકોમાંથી યોગ્ય જ વરણી કરવામાં આવી છે.




શૃંગાર :

અમારી સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી આરદા
તરફથી ભેટ

# શિશુ અને સખી

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## સર્ગ ૩ જો

(૧)

ધારાના વિખ્યાત મહારથીઓ ને ચીરસ્મરણીય ન્યાયમૂર્તિઓ જુવાનીમાં જેમ ચઢ્યા હતા તેમ, તે પહોળા પથ્થરીઆ સોપાન પર શિશુ, ઉત્સાહભર પણ અચાતો ને ત્રસ્ત, નવઆસ મહત્તાના તેજમાં અંજાતો, ચઢ્યો. ધન ને કીર્તિના લોભથી એ જ મનોદશામાં, વર્ષે ને વર્ષે, અનેક આશાવાદી યુવક એના પર થઈને જતા. ઘણા ય એમ જતા; થોડાક ધાર્યું મેળવતા : કોઈકનાં જ પાછાં વળતાં પદચિહ્ન લોક સ્મરતાં.

આ મંદિરે વિજયદીવડાની પ્રચંડ જ્વાલ ભડભડતી અને તેની આસપાસ ઉડતા આશાભર્યાઓના કોડ તેમાં ભસ્મીભૂત થતા.

(૨

મોટા પાટોમાં બીરાજતા બીહામણા ન્યાયમૂર્તિઓ; ઓસરીએ ભેગી મળેલી અધીરી મેદની; વિશાળ ને ભવ્ય પુસ્તકાલયમાં એકઠા મળેલા હસતા, બોલતા, ઠઠ્ઠા મજાકમાં મશગુલ, પગ લંબાવી પડેલા ધારાધરો : આ બધાં તેણે જોયાં ને તેનાં ગાત્ર ગળ્યાં, ને શરીરે શીત આવ્યાં.

અહીયાં આવવું અઘરું લાગ્યું હતું; પણ અહીયાં રહી બાથડવા કરતાં તો સહેલું જ.

(૩)

વર્ષો પર શિશુની જ્યમ દોરીલોટે આવેલા એક મહારથીને ત્યાં તે શીખવા રહ્યો. વિચક્ષણ બુદ્ધિ, તેથી ય વિલક્ષણ જીભ ને રસ્તો કાપવાની સીફ્તથી સમોવડીઆની આંખ ઉઘડે તે પહેલાં તેણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. કોઇ સર્વદેશી ખગોળવેત્તા ગ્રહેગ્રહની ગતિ ગણે તેમ કામેકામનો પ્રગતિપંથ તે ગણી શકતો. અજ્યે તેને ઔદાર્ય શીખવ્યું ન હોતું. જગતને તૃણવત્ લેખતા પોતાની બાહોશીમાં મસ્ત આ મહારથીને મન નાનો ને નિર્ધન શિશુ નક્રથીએ નીચ, તુટયાં આસનથીએ નિરુપયોગી હતો. રાતનો શ્રમ સેવતો શિશુ સેવેલા શ્રમનું પરિણામ, એક ઉત્તેજક શબ્દની આશામાં, તેને ચરણે ધરતો; પણ એ શબ્દ ગુરુમુખે ન નીકળ્યો તે ન જ નીકળ્યો.

(૪)

શબ્દ, અથ ને જ્ઞાનના અટપટા ભેદો; ન્યાયાસન ડોલાવતી શબ્દપટુતા; માનવહૃદયની કુડીબુંડી ગુંચોનું જ્ઞાન; પાશ્ચાત્ય જીવનની રહેણી, કરણી ને વિચારસરણી; હરામીઓની હોંશીઆરી; સિદ્ધાંતમય જીવનની વિડંબના; ને મહાસાગરનું જગત્-તંત્રઃ આ બધા તે ગુરૂની સાંનિધ્યે વસતાં શીખ્યો. જ્ઞાનપ્રાપ્તિનાં ઋણ સ્વીકારતાં શિશુનાં વર્ષો વીત્યાં, પણ વૃત્તિ વિરોધનાં વિષ કોઇએ ઉતારી શક્યું છે? ગુરુના હૃદયમાં શિષ્યનો ગુણ ન વસ્યો તે ન જ વસ્યો; ને એ રહી ગયો શિશુના ભાવિક હૃદયનો એક વણપૂર્યો કોડ.

(૫)

આશાભગ્ન, માનભંગ શિશુ દિવસભરનાં વહીતરાં પછી રાતે શાતાની શોધમાં સતીની સુઘડ ઓરડીએ જતો.



પ્રેમાનંદ

અજ્ઞાન સતીને અવગણનાથી બાળનાર પાપીને એ જ શસ્ત્રે જલાવનાર કોઈ જડયો. તે કડવી પળે શિશુએ સંકલ્પ મૂક્યો: 'કદિ વિધિ કૃપાબળ દે તો કૃપાકાંક્ષીને ખાલી હાથે કાઢવો, પણ તિરસ્કારીને નહીં.'

(૬)

વૃદ્ધ અને વિરાટ કોઈ વ્યાઘ્રરાજ, સંતુષ્ટ પણ ચકોર, ખડક પર પગ પ્રસારી, તોફાની જુવાનીનો શ્રમ ઉતારતો, પ્રૌઢ, સ્નેહભર ને સરસ નયને પોતાના પરાક્રમોનું અવનવું સર્જન જુએ, તેમ વૃદ્ધ કાકા શિશુની કારકીર્દિ જોઈ રહ્યા. અશ્રમિત એકનિષ્ઠા આગળ આવીને સિદ્ધિ ઉભી રહે તેમ શિશુની આગળ શક્તિ અને સમૃદ્ધિ આવ્યાં; ને એ વૃદ્ધ હૈયામાં અણદીઠા હર્ષતરંગ ઉઠયા.

(૭)

એક શરીર પણ બે વ્યક્તિ, એક દેહ પણ બે દૃષ્ટિ, એક મનુષ્ય પણ બે સંસાર હોય એમ, એક શિશુના બે શિશુઓ પૃથ્વી પર સંચરતા: એક સ્વસ્થ, ડાહ્યો ને હરામખોર: બીજો દીન, ગભીર ને મ્લાનઃ પ્રણયઘેલો ને આદર્શસેવી, યોગના રહસ્યનો જિજ્ઞાસુ ને દીવ્ય સૂર કાઢવાનો ઉત્સુક એવી અદૃષ્ટ પ્રિયતમાની સ્મરણાંગુલિથી ઝણઝણતી વિણા સમો.

(૮)

એકલવાયા વ્યોમમાં વિહરતા આ શિશુએ, આત્મકથનના આવેશમાં મહાકાવ્યો દ્વારા કલ્પના વિલાસથી પ્રફુલ્લ એવી સુંદર ને નવરંગી નવસૃષ્ટિ રચી. તેમાં એણે હૃદયના વણકથ્યા ભાવો ગુંથ્યા ને આત્માના ગગનસ્પર્શી આદર્શોને શબ્દદેહ દીધો. વર્ષો થયાં અવ્યક્ત એવી ઉર્મિના ધસતા પ્રવાહે કંઈ કંઈ શીકરો ઉડાડયા, ને કીર્તિતરસ્યા અભિમાનને શાંતિ અર્પી. ગગનના એ

નિશ્ચલ ધ્રુવતારલા સરખા એના કલ્પનાવિલાસનાં બે અનિવાર્ય અંગો હતાં : અશ્રુ ને આદર્શ સીંચી ઉછેરેલી જીવંત ને જાજ્વલ્યમાન એક તેની બાલસખી અને બીજા એક યોગીન્દ્ર–પુરાણુકથાની સ્મરણભૂમિમાં જન્મેલા, બાલપણમાં સેવેલા બ્રાહ્મણુત્વની ઝોળીમાં ઝુલતા અરવિંદને સ્પર્શે ઉજ્જવલ, મહાભારતને અભ્યાસે ભવ્ય. આ બેને તે કાવ્યે કાવ્યે ફરી ફરી સ્થાપતો.

(૯)

ઉચ્ચાભિલાષી ને વિવિધ આડંબરથી મુક્ત એક મિત્રોનો સાહિત્યરસિક સાથ તેને થયો; નાને મોઢે મોટા બોલો બોલનારો, ઓછી શક્ત છતાં ઉચ્ચ આદર્શને સેવતો તેમાં એક સરસ ને નિરભિમાની હતો. તેણે પોતાની શ્રમસાચવેલ આંચે શિશુનો કલ્પનાદીપ સળગાવ્યો. એ દીપ લઇ તેણે જોયું ને શોધ્યું; કૈં કૈં અંધકારમાં અજવાળાં પ્રસર્યાં; અને કૈં કૈં દર્શનપરંપરા તેની દૃષ્ટિયે ચઢી.

(૧૦)

તેણે જોયાં :—

કાલની ઉષામાં ધસી આવતા ઉગ્ર ને ઉત્સાહી આર્યસમૂહો; શર્યાતીરાજની વિજયસેના; ને નવયૌવનમસ્ત સુકન્યા સેવ્યા ચ્યવન ભાર્ગવનો પુરંદર પરાજય.

તેણે જોય :—

લંકાધીશ ડગાવતી ને ધરણી કંપાવતી, આર્યાવર્ત વિનાશવા તત્પર એવી સહસ્રાર્જુનના હૈહયદળની ગર્વઘેલછા–હૈહયો ડારતી, ક્ષત્રીય સંહારતી ભગવાન જામદગ્ન્યની પરશુની પરમવિનાશક દીપ્તિ : ને આર્ય મુનિઓની આશ્રમવેદીનો વિશુદ્ધ ને સુગંધમય ધૂમ્ર.

તેણે જોય :—

દ્વારિકાને કીર્તિવડે સમૃદ્ધ કરતા વિજયમૂર્તિ વાસુદેવ: સૌરાષ્ટ્રને સાગરતીરે ઉત્સાહમદમાં તોફાની એવા યાદવો;



જામદગ્ન્ય–પરશુરામ.

ગિરિનગરની ઉંડી, ઘેરી છાયામાં સુભદ્રાનો સંબંધ બાંધતા નર ને નારાયણ.

અને વળી જોઈ :—

પ્રભાસને તીરે મરણને આંગણે પડેલી ધર્મક્ષેત્રે રાજ્યપદ સંકેલી નિવૃત્ત બનેલી એવી આર્યાવર્તની જ્વલંત મહત્તાની પારાધીએ વીંધેલી પૂજ્ય પ્રતિમા.

(૧૧)

તેણે જોયાં :—

યવનોનાં ટોળાં, ઉતરી આવતાં, વસતાં, વિનાશતાં ને આખરે આર્યત્વ સ્વીકારતાં; આર્યત્વને જગેજગ સ્થાપતી એવી મહાભાગવત વિક્રમાદિત્યની દુર્જયતા ધસી આવતી, ફ્ચરતી, વિદેશી અવરોધતી ને વળી વલ્લભીના ભટ્ટાર્કોનાં તેજ, સંસ્કાર ને સમૃદ્ધિ.

(૧૨)

તેણે જોયા :—

સારસ્વત મંડલના નાથ ચાલુક્ય વીર મૂળરાજ : પાટણથી ગુર્જર ગૌરવની આણ ફેરવતા, દાનવથી પણ દુષ્ટ એવા યવનદળથી દેવાધિદેવ સંરક્ષતા, પાટણની સ્વાધીનતાની સિદ્ધિમ મચેલા, પડ્યા તોય પાછા તૈયાર એવા બાણાવળી ભીમદેવ

અને જોયાં :—

પદરજથી દશ દિશા અંધારતા, નિઃસીમ સમર-ક્રીડામાં સહસ્રાર્જુન સમા ગુર્જરેશ્વરોમાં એકમાત્ર સમ્રાટ એવા અર્ણોરાજજેતા જયસિંહદેવ સિદ્ધરાજ.

(૧૩)

ને જોયા:—

વિદ્યાવ્યાસંગી ને ધનાઢ્યોના ગુરૂ, અહિંસાના આચાર ને વિચારની પ્રસાદી દેતા, સત્તાની શોધમાં મશગુલ

સાધુઓ; અને તેમાં પણ વળી એક વિદ્વદ્વર્ય, શ્રાવકના સંસ્કારને સન્માનવતા, અહિંસાભૂમિ ગુજરાતને આર્યોના સંસ્કારમંદિરે સ્થાપતા એવા પાટણનાથના પ્રેરક હેમચંદ્ર. વાઘેલાઓના જળહળતા પ્રકાશમાં શ્રી, સરસ્વતી ને કીર્તિ ઉપાસતા ગુર્જરોની યવનવિનાશીની વીરતાના ધણી ભ્રાતૃ-યુગ્મ વસ્તુપાલ—તેજપાલ.

(૧૪)

અને જોયો:—

જેણે કલ્પનાની સૃષ્ટિ કરીને તેમાં વાસ કર્યો; જેણે શંકર સાધી રાસ જોયો ને પુરુષત્વ સમર્પી ગોપીપદ લીધું; જેણે રાધાવરનો પ્રેમ જોયો તેવો ગાયો ને ભક્તિ-રસે સહુ પૃથ્વી છાંટી; જેણે હરિજનનાં અંતર ત્યાગી વૈષ્ણવપદને સાધ્યું ને શીખવ્યું; જેણે ગગને ઘૂમતા સચ્ચિદાનંદને હૈયાંને હેમપારણે હીંચોળ્યા—તે જીર્ણ-નગરનો ભાભીડામ્યો ભોળો નરસિંહ.

(૧૫)

વળી જોયા:—

ચૌટે ચૌટાને ગાગર-રણકારે મુગ્ધ કરતો કલ્પના-મોહિનીથી નર ને નારી નચવતો, ગુજરાતની ગીરાને ગર્વે રસનાર પુરાણોના નવા ને નાનકડા વ્યાસ સરખો વૃદ્ધ ને વાગ્પટુ, વડોદરાવાસી ભટ્ટ પ્રેમાનંદ; પ્રેણ સગાનની બંસરી છેડી, ગરબીની ધુનથી હૈયાં હરતો, રેવાના રમ્ય જલમાં મુખાકૃતિ નિહાળતા, સ્વરૂપમુગ્ધ રસિક ડભોઇના સત્વ સમો વાંકી પાઘનો વરણાગીઓ દયારામ; ઉગતા રવિકિરણના સ્પર્શથી સંગીત રેલાવતી જગવિખ્યાત મેમ્નનની મૂર્તિ સમો નવસંસ્કારસ્પર્શે સૂર આલાપતો ઉત્સાહઘેલો, સુરતી ફક્કડ નર્મદ.

(૧૬)

આ બધાં દર્શને કૃતાર્થ શિશુ યુગયુગથી ધસતા ગુર્જર મહાનદમાં નાહ્યો. તેનાં તરંગોમાં નાચ્યો; તેની



આચાર્ય હેમચંદ્રસૂરિ



ગુર્જરાધીશ મૂલરાજ સોલંકી

ગતિમાં ઘસડાયો; ને આંખનાં તેનાં અંધારાં ટળ્યાં. તેની ભક્તિભીની આંખો આગળ ઊભું ગુજરાત—એક ને અવિભાજ્ય. અને એ પુણ્યભૂમિનાં ભાવિનાં સ્વપ્નો જોતો તે રસિક શ્રદ્ધાળુ તેનાં કીર્તન કરવા બેઠો.

(૧૭)

નવા સિદ્ધાંતો શીખવવાને ઉત્સુક એવા મિત્રોનાં સાથમાં તેણે સભાઓ ગજવી ને પત્ર પ્રકટાવ્યું; પ્રજાનો પ્રતિનિધિ થઈ તે મહાદયો ને સ્વદેશભક્તિ ને ખ્યાતિના સાથે સરતા રસ્તા લીધા. વળી સબળ સંગઠ્ઠનનું સર્જન કરવું, ગામેગામ રાષ્ટ્રસંદેશ લઈ જવો, શક્તિનો સાક્ષાત્કાર કરાવવો ને જુલ્મી સત્તાને પડકાર દેવો—એ કપરા પ્રયોગો તેણે પ્રારંભ્યા અને રાષ્ટ્રસિંહને પણ ગંભીર ગર્જનના પાઠ પઢાવ્યા

( ૮)

અને એવે આવ્યા કંગાળી અણગરખી ને ઉઘાડપગી સરલતાથી વૈભવમસ્ત મહાનગરને સ્તબ્ધ કરતા, આફ્રિકાને વિજય સંગ્રામેથી પાછા ફરેલા મહાત્મા મોહનદાસ. સહુથી બધાની સાથે શિશુ પણ ધસ્યો તેને સત્કારવા. સમજ્યા ન સમજાય એવાને એણે સત્કાર્યા ખરા, પણ સમજ્યા વગર.

(૧૯)

શિશુની બુદ્ધિએ વિકસી ને અનુભવ વધ્યો. ધનની ધારા ને સમોવડીઆના દ્વેષ ને મોટેરાઓનો અવિરત વિરોધ—આ પ્રગતિનાં પ્રથમ ચિહ્નો પણ તેણે જોયાં. વિશ્વપ્રેમ—આ પ્રગતિનાં પ્રથમ ચિહ્નો પણ તેણે જોયાં. નિર્ધનને ધનભારે કચરવો, સત્યથી સત્યને ડામવું, નિર્ધનને ધનભારે કચરવો, સત્ય શોધાય તે પહેલાં વિજય ખુંચવી લેવો—આ ન્યાયપદ્ધતિનાં મુખ્ય અંગ તે શીખ્યો. સિદ્ધાંતોના રહસ્યો શોધવાં, સમજાવવાં, સત્ય સંશોધવું ને અન્યાય અટકાવવો, ભાર ધારાધરોને પુણ્યમય કર્તવ્યપંથે પણ તેણે કંઈ કંઈ પગલાં દીધાં.

(२०)

શિશુના એ દિવસોની મોહિની કૈંક ઓર હતી ને તેવી જ અવિસ્મરણીય. નજર જાય ત્યાં ધસવું ને ધસી નવરસ ચાખવો; શક્તિનું ભાન, ને આત્મશ્રદ્ધાનો આવિર્ભાવ મેળવવાં; તનતોડ મહેનતમાં મોજ માણવી ને વધતી પ્રતિષ્ઠાનો વિસ્તાર માપવો; નવપ્રાપ્ત કિર્તિ ને સમૃદ્ધિને દર્શને રાચવું: કલ્પનાના વિલાસને સાહિત્યમાં મઢવો, ને પગ આગળ લંબાઇ પડેલી પગથીની દૂર ને દૂર વધતા જતા પ્રકાશ તરફ લંબાઇ રહેલી રેખાઓ નીહાળવી એ એના જીવનનો કાર્યક્રમ.

ભાવનાનાં તેજ વિલાસના પ્રકાશમાં પણ ભળવા લાગ્યાં.

(અપૂર્ણ.)





ભક્તકવિ નરસિંહ મહેતા

# —જલ—ઝુમલ—

લેખક : રા. યશવંત પંડ્યા

[ રાતના અગિયાર થવા આવ્યા છે. અગાસીમાં મંડળી જામી છે. એમાં પાંચેક પુરુષો અને એક જ સ્ત્રી છે. પુરુષોમાં સૌના વડિલ એવા એક વૃદ્ધ છે. એમને બધા 'કાકા' કહીને બોલાવે છે. કાકાને માથે વાળમાં ફક્ત ચોટલી છે. મૂછો મન ફાવે એમ વધી છે, અને વધી છે. પાંચ-સાત દાંત પડી ગયા છે છતાં જીભનું જોર જેવું ને તેવું છે.

હરિહર કાકાનો ભત્રીજો છે, શિવનાથ ભાણિયો છે, પણ બલરામ ફાલતુ છે. કાકા બોલવે ચડે ત્યારે આ ત્રણે કાં તો મુંગા બેસી સાંભળી રહે. અથવા તો ધીરે રહી હોંકારો પૂરે

જલધર એમનાથી જુદો તરી આવે છે. એ બોલતો નથી, કારણ કે એને બોલવું ગમતું નથી. આ લોકો સામે એ મનમાં ધુંધવાય છે; પણ સંપૂર્ણ સંયમ સાચવી, મૂક પ્રેક્ષકની માફક બેસી રહે છે.

સરિતા આ બે સાંકળના આંકડા જેવી છે. કાકાની એના પર કૃપાદૃષ્ટિ છે, હરિહર શિવનાથ અને બળરામને એના પ્રત્યે માન છે, જલધરને એના વાસ્તે મમતા છે

જલધર સિવાયના સૌ અત્યારે નીચેના ભજનમાં તરબોળ છે. મંજીરાંની રમઝટ જમાવતાં જતાં કાકા ઉંચા અવાજે ગાય છે, તાળીઓના ટપાકા કરતાં બાકીના એથી યે ઉંચા અવાજે ઝીલે છે.]

સાચું શરણું હરિના નામનું.

ખાલી મુઠી આવ્યો તું,
ને ખાલી મુઠી છે જવું;
સગાં ને સંબંધી બંધન
આવે ના કંઈ કામનું;
સાચું શરણું હરિના નામનું.

પાપ તણા ભારને મેલી,
પુન્યનું ભાથું બાંધવું,
આવે જ્યારે તેનું તેડું
હસતે મુખડે હાલવું;
સાચું શરણું હરિના નામનું.

મોંઘો મનખાદેહ મળિયો,
દાતા નામ ન ભૂલવું;
લાખ ચોરાસી ફેરા મહીંથી
એમ આખર છૂટવું;
સાચું શરણું હરિના નામનું.
સાચું શરણું હરિના નામનું.

[કાકાનાં મંજીરાનો રણકાર જ્યારે એકદમ વધી પડે છે ત્યારે હરિહર, શિવનાથ અને બલરામના માથાં પણ શેષનાગની ફેણ માફક ડોલવા લાગે છે.

આ જોઈ સરિતા હસે છે, જલધર ચીડાય છે.]

કાકા—(મંજીરા હેઠા મુકી) વાહ ! મારા નાગની અકળ કળા ! વાહ !

હરિહર—સાચું, કાકા.

કાકા—હરિયા ! સંસારમાં સાર નથી.

શિવનાથ—બરાબર બોલ્યા.

કાકા—અને શિવલા ! આ દુનિયામાં મારો . વહાલો કરે એજ સાચું; બાકી બધું મિથ્યા.

બલરામ—કાકા, તમારૂ કહેવું સત્તર આના.

કાકા—બળીઆ ! અહીં શું લઇને આવ્યા હતા ?–અને અહીંથી શું લઇને જવું છે ?

હરિહર—કાકા, કશું નહિ.

સરિતા—( માથું મારી ) પણ કાકા, તમે ગવરાવ્યું તેમ સગાંસબંધી નકામાં હોય તો પછી તમે કાકા શા કામના?

જલધર— (મનમાં ) કહેવાના.

કાકા—સરૂબહેન, તમે ભણ્યાં એટલે ભુલ્યાં. આવા વળી વાદ શા ? હરિનું નામ લો.

[જલધર, ઉભો થઇ, અંદરના ઓરડા ભણી વળે છે.]

સરિતા—કેમ, જલધર ?

જલધર—(થોભી) તમારી મોટી મોટી વાતોમાં મારૂં નાનું મગજ નથી પુંચતું.

હરિહર—સાંભળો, કાકા. મહેમાન આટલું બધું ભણ્યા છે ને હરિને નથી ઓળખતા !

સરિતા—ઓળખતા હશે.

જલધર—ઓળખું છું.

કાકા—ત્યારે ?

જલધર—તોય તમે બધાંને હરિનું નામ લેવાનું પુણ્યનું ભાથું બાંધવાનું કહો છો એ મારે ગળે નથી ઉતરતું.

શિવનાથ—કેમ ?

કાકા—શિવલા, વચ્ચે ન બોલીશ.

બલરામ—એટલે ?

કાકા—(ચીડવાઇ) એટલે એમ કે તમે બધા જ ચૂપ રહો. હું એકલો ભાઇને સમજાવી શકીશ.

સરિતા—સમજાવો, કાકા.

[જલધર પાછો આવે છે. કાકા ગળે આંગળાં ફેરવે છે. સરિતા મન્દ મન્દ મલકે છે.]

કાકા—જલુભાઇ, અરે ! જલધરભાઇ, હે ! મને તો નામે ન યાદ રહ્યું ! હરિ, હરિ !

સરિતા—કાકા, તમને યાદ છે. એમનું નામ જલધરભાઇ.

કાકા—હંઅ, બાઇ. આ જુવાનીયાંઓને હું શું કામ ઉપદેશ આપું છું એ તમે જાણો છો ?

જલધર—ના.

કાકા—ભાઇ, એટલા જ માટે કે આ અવતારે જો કંઇ પુનદાન કરે તો એમને સીધું વૈકુંઠ મળે અને બીચારા જનમમરણની ફેરફૂદડીમાંથી છુટે.

સરિતા—(મનમાં) એટલી કોને ઉતાવળ છે ?

જલધર—(હાવકો રહી) પણ કાકા, વૈકુંઠ નાનું છે.

હરિહર—(ભડકી) એટલે ?

જલધર—એમ કે આપણે સૌ સામટાં પૂણ્યશાળી થઇ જઇશું તો પછી ત્યાં સંકડાશ પડશે.

સરિતા—સાચું, કાકા ?

કાકા—(પાંપણ પટપટાવી) જરા વિચારવા જેવું ખરૂં.

જલધર—અને કાકા ઇશ્વરની સાચી ભક્તિ પણ કેટલા કરે છે ?

સરિતા—કાકા, કેટલા ?

[કાકા વિચારમાં પડયા છે. હરિહર, શિવનાથ અને બલરામ સામસામું જોયા કરે છે. ]

છોકરી બીજી મેં ઓળખી નથી.

સરિતા—મને સંભારતી હતી?—કે ભૂલી ગઈ?

જલધર—મારે મોંએ ફરિયાદ કરતી હતી કે તમારો તેને કાગળ જ ન મળે! કદિક તો તમારી તબિયત વિષે ફિકરમાં પડતી!

સરિતા—તમારે ખાત્રી આપવી હતી કે હું તદ્દન તંદુરસ્ત છું.

જલધર—તો વળી કલ્પના કરવા લાગે કે તમારો પત્ર તેને નહિ, ને મને કેમ?

(જલધર સરિતા સામી મીઠી નજર માંડે છે.)

સરિતા—એવું તો તમે કાંઈ યે ન કહો તો યે એ કલ્પે છે. હું ત્યાં હતી ત્યારે યે આપણે માટે એ અનેક ટટ્ટુઓ દોડાવતી—મનમાં (મીઠાશથી) અને પછી મને પૂછતી પણ ખરી.

જલધર—(રસથી) અને તમે શું કહેતા?

સરિતા—હું હા ભણતી.

જલધર—જૂઠું બોલવાનું કાંઈ કારણ?

સરિતા—એક જ. હું ગમે તેટલું સાચું બોલત તો યે તે ન માનત. તો પછી તેને મનગમતું મારે શાને ન બોલવું? ભલે ને એનો આત્મા એથી સંતોષાય—કે સંતાપાય!

[ જલધર જરા ગૂંચવાડામાં પડે છે. ]

અને એને અને અવિનાશને કેમ ચાલે છે?

જલધર—એમનું એમ.

સરિતા—વાત વધી છે કે...

જલધર—એ તો એમનાં અંતર જાણે.

સરિતા—પણ તમારે આંખ-કાન છે ને?

જલધર—તે આવા ઉપયોગ વાસ્તે?

સરિતા—(લાડથી) તો ય?

જલધર—એ તો વખત વીતે એમ વાતે વધે.

(સરિતા અનેક આડીઅવળી રીતે આખી વાત કઢાવવા મથે છે: પણ નિષ્ફળ નીવડે છે. એથી એ જલધર પ્રત્યે ઓછું લગાડે છે. પરિણામે બોલતી બંધ થાય છે, એના ટકોરા બરાબર સંભળાય છે.)

સરિતા—કૉલેજના બીજા શા સમાચાર?

જલધર—માધવી યે તમને વારે વારે સંભારતી હતી. તમે અભ્યાસ અધૂરેથી મૂકી દીધો એ માટે અત્યંત શોચતી હતી.

સરિતા—તે તમારા આગળ?

જલધર—હા.

સરિતા—કેમ?

જલધર—તેની તો મને યે નવાઈ છે!

[સરિતા શાંત રહે છે.]

પણ તે પરણી તે તમે જાણ્યું કે?

સરિતા—કોને?—અક્ષયને?

જલધર—તમે કેમ જાણ્યું?

સરિતા—એમનાં લક્ષણ જ એવાં હતાં.

[ આ ઇતિહાસમાં બન્ને ઉંડાં ઉતરે છે. કેટલો સમય વહી જાય છે; તેની તેમને ખબર નથી રહેતી. ]

જલધર—પણ સરૂબહેન, એ રસિક વાતાવરણ મૂકીને તમને આ શુષ્ક રણમાં શે ગમે છે?

સરિતા—( પરાણે ) નથી ગમતું પણ ગમાડું છું. અભણને શિક્ષણ, દુખીયાંને દિલાસો, દરિદ્રનારાયણની સેવા એ આપણી જેવાં માટે નથી તેનો મને ખ્યાલ જ નહિ. પારકાના જીવનમાં રસ પૂરવાનો પ્રયત્ન કરતાં હું જ જાતે રસહીન થઈ જઈશ...

( અનુસંધાન પૃ. ૩૪૯ ઉપર )



મહાત્મા મોહનદાસ ગાંધી



વિજ્ઞાનશાસ્ત્રી મીકાએલ ફેરેડે

પૃ. ૨૯૧

અને એ સઘળામાંથી પણ અસહ્ય ગરમી છૂટે છે. એક ગૃહસ્થે કહ્યું તે પ્રમાણે હમણાં તો કોટા અને જેકોબાબાદ વચ્ચે પણ હરિફાઇ જ ચાલી રહી હતી.

રજપુતાનાના સઘળા સ્થળોમાં એક જાતની જૂનવટ અને Romance જોવામાં આવે છે. કોટામાં પણ એ જ સ્થિતિ છે. ઢોલા અને મારુની રસિક કાલ્પનિક મૂર્તિઓ તો નજરે ચડવી મુશ્કેલ, અને તેમાં કોટાની જૂનવટ. જરાક મોટાઇ હોય તેવાં ઘણાં ઘરને પડદામય બનાવી રાખે છે, છતાં રંગ અને સ્વર એ બે વસ્તુનો મેળ આ તરફની પ્રજાએ જેટલો જીવનમાં વણી લીધો છે તેટલો ગુજરાત તરફ નથી એમ તો પહેલી દૃષ્ટિએ જ લાગી જાય છે. બે બૈરાં ભેગાં મળે તો ગીત શરુ થાય એવી સ્થિતિ એક ભાઇએ કહી દેખાડી તે સત્યની નજીક લાગે છે. દરબારી ટકોરખાનું સાંભળવાની તક મળી તેમાં પણ મીઠું Rhythm બહુ જ સરસ લાગ્યું; એની સાથે સાથે જ બેન્ડ પણ વાગતું હતું. બન્ને વચ્ચેની સરખામણી કરતાં લાગે કે પહેલાંનો ત્યાગ કરીને બીજાને લેવામાં કાંઇ મેળવ્યું તો નથી, પણ ગુમાવ્યું છે ઘણું. સંભવિત છે કે આ દૃષ્ટિમાં કોઇને અતિદેશીની ગંધ લાગે; વખતે કોઇ શહેરીજનને ગ્રામ્યતા પણ લાગે છતાં ટકોરખાનું વધારે દેશી છે, વધારે સુંદર છે, આપણા વાતાવરણને વધારે અનુકૂળ છે, વધારે રસમય ને સ્વરમય છે તે વિષે તો શંકા નથી. પણ જેમ આફ્રિકાનો જંગલી ધપ્યા આવતા ઉપયોગી બિનઉપયોગી અને નુકશાનકારક સુધારાની સામે, પોતાના જંગલમાં અરધી રાતે જંગલી ઢોલક બજાવીને પોતાનું દર્દ કહી નાખે છે, તેના જેવું જ કાંઇક, આ ટંકોરખાનાંના સ્વરમાં બોલી રહ્યું છે. 'મારું આ મરણગીત સાંભળી લ્યો, હું હવે પછી નહિ હોઉં, નહિ હોઉં' એવી ભયકર વ્યાધીનો સ્વર એમાંથી સંભળાય છે.

રજપુતાનાની સઘળી પ્રજામાં રંગ અને સ્વર પ્રત્યે કાંઇક વિશેષ આકર્ષણ છે. ઉદેપુર બિકાનેર તરફ આંટો મારી આવેલા ડો. હ. આ વાતને અનુભવથી સાચી જણાવે છે.

કોટામાં ખાસ આકર્ષણ તો હતું રજપૂતશૈલીનાં કેટલાંક જૂનાં સુંદર ચિત્રો જોવાનું: એક જગ્યાએ એ છુપાઇ રહ્યાં હતાં, ખરા ઝવેરીના અભાવે, પણ પછી તો ન ધારેલું એવું નવું આકર્ષણ પણ મળ્યું. ઘણી વખત દુનિયામાં એવું જ બને છે કે જે ધાર્યું હોય તે ન થાય, અને અણધાર્યું ધારેલા કરતાં પણ સોગણું સુંદર રીતે રજૂ થઇ જાય. જે ચિત્રોના મોહથી કોટા આવ્યા તે ચિત્રો જોતાં જ મોહ નાશ પામ્યો. સાધારણ કોટીના કોઇ અજ્ઞાન કલાકારે થોડો ઘણો માનસિક વિનોદ કરેલો એટલું જ. અત્યારે તો એમાં રસમૂર્તિની છાયા પણ ન હતી. પણ કલાકારે જેવી રીતે ઠગ્યા, તેવી જ રીતે કલાનાથે નવાજ્યા. મેઘદૂતમાં રંતિદેવની ચર્મણ્વતી આવે છે, મહાભારતકાર એનો ઉલ્લેખ આપે છે. ટાડસનના કહેવા પ્રમાણે રંતિદેવ તે દશપુર (હાલનું ધોળપુર)નો રાજા. વિલાસીયુગના રોમન સમ્રાટની જેમ એને ત્યાં વીશહજાર રસોયા: અને રોમન ભોજનની વાનીમાં જેમ મોરની જીભનો આસ્વાદ લેવાતો, તેમ રંતિદેવને ત્યાં ભોજનશાળા ખાતે હમેશાં

પણ જ્યારે ખબર પડી કે ચંબલ નદીનું આવું ને આવું લગભગ ચાર છ માઇલ સુધીનું ભવ્ય-સ્વરુપ કોઇ સાધારણ માનવીને જોવા માટે હતું જ નહિ—કારણકે કોટા દરબાર સિવાય બીજા કોઇની સ્ટીમ લૉંચ કે હોડી એ પ્રદેશમાં ફરી શકે જ નહિ, અને કોટા દરબાર કે એના યૂરોપીઅન દેશી મોટા મહેમાનો સિવાય, બીજાને માટે તો આટલો પ્રદેશ એ જાણે ઇશ્વરનિર્મિત છે જ નહિ એમ સમજવાનું ત્યારે તો એ સૌન્દર્યહીણી અને કલાવિહોણી દેશીરાજ્યોની સૃષ્ટિ માટે એક નિઃશ્વાસ જ નાખવાનો રહ્યો. પછીથી જ ખબર પડી કે કોટા દરબારનો મહેલ જોવો હોય તો પાઘડી પહેરવી પડે ને બેક પણ બાંધવી પડે. અચલેશ્વરના એક જૈનમંદિરમાં બેઠ બાંધેલી. એટલે એના પૂજારીને કે પહેરેગીરને એમાં દૈવીસૃષ્ટિ સામે યુદ્ધનો ધ્વની દેખાયો હતો. અને એ દેવનુ રાજ, એટલી સાંકડી જગ્યામાં, સર્વશ્રેષ્ઠ છે એમ સાબીત કરવા બેઠ છોડી નાખવાનો હુકમ કર્યો હતો. તો આંહી વળી એથી ઉલટું બેઠ બાંધવાનો નિયમ લાગુ પાડ્યો. જેમની પાસેથી ખરી સત્તા ચાલી જાય છે એમને ખોટી સત્તા દેખાડવાનો મોહ વધુ હોય છે.

ગુજરાતના હૃદય જેવી નર્મદા નદીનું એક પણ સુંદર વર્ણન ક્યાંય જોવામાં આવ્યું નથી: જગગાસદરિ પછી. કોઇ યૂરોપીઅને કર્યું હોય તો ભલે. બાકી 'પતિતપાવની ગંગે'નું કુદરતી મનોહર દર્શન ક્યાંય ન મળે; તો પછી ચંબલ બિચારી કોણ હિસાબમાં?—જ્યાં સુધી તરુણ ગુજરાતીઓમાં, સાહસની ધૂન નહિ લાગે, અને થોડા વર્ષ રખડુ જીવન ગાળવાથી જ ખરી કેળવણી મળે છે એમ નહિ સમજાય અને જ્યાં સુધી અતિડાહ્યા સ્કાઉટમાસ્તરો, અંતરમાં એ વાતની મશ્કરી કરવા છતાં, પ્રમોશનના એક માર્ગ તરીકે જ અમણને ગણશે, ત્યાં સુધી ગુજરાતમાં નવો ચીલો નહિ પડે. શબ્દના મૂળ શોધવામાં, કે કોઇ વૈજ્ઞાનિક સિદ્ધાંતનું રહસ્ય શોધવામાં જીવનનું સર્વસ્વ હોમનારા ખરા પંડિતો ગૂજરાતને આંગણે ફરી જોવા હોય તો પહેલાં નદીનું મૂળ શોધનારા રખડુ જુવાનો જોઇશે. નદીનું મૂળ શોધનારી સાહસવૃત્તિ જ જીવનનું મૂળ શોધવા મથશે.

કોટાનો પાંચ દિવસનો કાર્યક્રમ. ડૉ. હ. એ કહ્યું તેમ, અમારે માટે તો કેવળ આનંદથી જ ભરેલો હતો. ખાવું અને સુઇ જવું—સુઇ જવું અને ખાવું. આવા તદ્દન નિશ્ચિંત દિવસો જીવનમાં યાદી રુપે જ રહી જાય છે.

મૂળ અમદાવાદના પણ હાલ તો ઘણા લાંબા વખતથી કોટામાં જ રહેલા ગ. શિવપ્રસાદ દલપતરામ પંડિત—જેમણે ભારતનાં સ્ત્રીરત્નો (ત્રણ ભાગ,) સસ્તાસાહિત્ય મારફત પ્રગટ કર્યાં છે—તેમના પ્રબંધથી, અમને સ્ટીમ લૉંચમાં બેસીને ચાર પાંચ માઇલ ચંબલ નદીમાં ફરવાનો લાભ મળ્યો. ઉગી ભેખડો, અને સુંદર

(અનુસંધાન પૃષ્ઠ ૩૩૩ ઉપર)

*સ્કંદપુરાણ, પદ્મપુરાણ, ભારતનું વનપર્વ, વગેરેમાં અંબાનું વર્ણન માત્ર માહાત્મ્યવર્ણના મૂલ્યની દૃષ્ટિએ જ કરેલું છે.

મેઘદૂત, રઘુવંશ અને કુમારમાં કાલિદાસે વર્ણન કર્યું તે સાચું. અને હમણાં હમણાંમાં ગુજરાતીમાં તો કાકા કાલેલકરનું સુન્દર વર્ણન!

છે. બુદ્ધિથી નીચેના કરણોમાં કામનાઓ, ઇચ્છાઓ વગેરેને વશ વર્તતો માનવનો અશુદ્ધ પ્રાણ અને તેના આવેગો, લાગણીઓનાં આવેશો અને તેનાં પૂર, ભૂતકાળના અભ્યાસને પરિણામે માનવમાં વજ્રલેપ જેવી થઇ બેઠેલી વાસનાઓ અને અંધપ્રેરણાઓ, અવચેતના (Subconsciousness)ના સુષુપ્ત સમુદ્રમાંથી ઉત્પન્ન થઇ ચેતનતા (Consciousness)માં સ્ફુરતી અનેક ઊર્મિઓ, તોફાનો અને ઝંઝાવાતો વગેરેનો સમાવેશ થાય છે. એ કરણોની અશુદ્ધિઓ બુદ્ધિની ભૂમિકામાં ધસારો કરી તેના વિશુદ્ધ કાર્યમાં વિક્ષેપ કરી ધર્મસંકટ ઉત્પન્ન કરે છે. ઘણીવાર તો બુદ્ધિના કાર્યને સમજાતું અટકાવી સુદ્ધાં દે છે. પ્રાણની કામનાઓ તથા ઇચ્છાઓની પેઠે ચિત્તમાં ઉત્પન્ન થતી લાગણીઓ તથા ભાવો—અર્થાત, રાગદ્વેષ, આશાનિરાશા વગેરે દ્વંદ્વપ્રધાન ભાવોની ભરતીની રેલછેલ બુદ્ધિની ભૂમિકામાં ધસી જઇને વિશુદ્ધ બુદ્ધિને ડહોળી નાંખે છે. પરિણામે સત્યનું સ્પષ્ટ અને સુરેખ પ્રતિબિંબ ઝીલવામાં યાતો પદાર્થોના કે ઘટનાઓનાં વાસ્તવિક મૂલ્યાંકનમાં માનવની બુદ્ધિ ભૂલો કરે છે.

એ મર્યાદાને બરાબર સમજવા માટે આપણે જરા વધારે અવલોકન કરીશું. બુદ્ધિની પ્રધાનક્રિયાઓને ત્રણ વિભાગમાં વહેંચી શકાયઃ ૧. જ્ઞાન પ્રાપ્તિની, ૨. તપઃશક્તિની, અને ૩. માત્રાસ્પર્શોનો સ્વીકાર કરી તેમની વ્યવસ્થા કરવાની એટલે કે ૧. તત્ત્વદર્શન અને સત્યશોધન, ૨. નીતિપ્રધાન ક્રિયાશીલતા, તપ શક્તિ અને ૩ રસવૃત્તિ યાને સૌંદર્ય ગ્રાહકશક્તિ. રૂપ વગેરેમાં આનંદ લેવાની મનોમય રસિકતા. બુદ્ધિની આ ક્રિયામાંની કોઇ પણ વિશુદ્ધપણે કાર્ય કરી શકતી નથી. પ્રત્યેકના કાર્યમાં અધોગામી, વાસનાપ્રધાન, પ્રાણ અને અશાંત દ્વંદ્વભર્યા ચિત્તનું અસમ કાર્યપ્રવેશ કરે છે. જ્યાં સુધી એ પ્રત્યેક શક્તિમાંથી અયુક્ત મિશ્રણ તથા પરિણામે થતો વિકાર દૂર થઇને તે વિશુદ્ધ બને નહિ અને જ્યાં સુધી એ વિશુદ્ધ થયેલી શક્તિ અનંત પ્રત્યે અનાવૃત્ત થાય નહિ ત્યાં સુધી તે પોતાની ઉચ્ચત્તમ શક્યતાને સિદ્ધિ પ્રાપ્ત કરી શકે નહિ. ઉદાહરણ તરીકે રસવૃત્તિ લ્યો. સૌથી પ્રથમ તો કામના, ઇચ્છા અને ગ્રામ્યતાના સામાન્ય દોષોથી રસવૃતિ મુક્ત થવી જોઇએ. વળી રસાસ્વાદ અને સૌંદર્યમાં પ્રચલિત, રુઢ થઇ પડેલા ધોરણોની બંધનકારક મર્યાદાઓ પણ તેણે વટાવવી જોઇએ નહિ તો તેનું કાર્ય વિશુદ્ધ ન હોય. રસવૃત્તિની વિશુદ્ધ ક્રિયા એટલે સ્વયંભૂ, વિશુદ્ધ. અનંત આનંદસ્વરૂપ ભગવાનની શોધ : પરમાત્માની દિવ્ય આનંદમય જ્યોતિ સર્વ સૌંદર્યયુક્ત પદાર્થમાં વ્યાપી રહેલી છે તેને માટે અભીપ્સા તેની શોધ અને તેની અનુભૂતિ. માનવને તેનો અધિકારી બનાવવો એ તેનું કાર્ય.

ઉપર જે ધર્મસંકટતા જણાવી તે દૂર કરવા માટે બુદ્ધિ તથા તેની તપઃશક્તિનું કાર્ય માનવે તેના અંતઃકરણમાં સ્થાપન કરવું જોઇએ. તથા અન્ય કરણોને (પ્રાણ, ચિત્ત, મન વગેરેને) તેની આજ્ઞાને વશ થવાનો અભ્યાસ પાડવો જોઇએ. વળી પ્રત્યેક કરણને છૂટું પાડી તેના પોતાના ધર્મમાં તેને મર્યાદિત કરવાથી પણ એ પરિણામ જલદી લાવી શકાય છે.

એવી વિશુદ્ધ થયેલી બુદ્ધિ જ્યારે કાર્ય કરે છે ત્યારે જણાય છે કે સત્ય માટે શોધ કરવી એ

"બુદ્ધિથી પર"-નું સઘળું ક્ષેત્ર અશક્યતા ભર્યું ખપુષ્પ વીણવા જેવુ યાતો છેતરપિંડીનું માનીતું ક્ષેત્ર ગણાતું.

બુદ્ધિની જે અપૂર્ણતાઓ અને અશુદ્ધિઓ ઉપર ગણાવી તેમનાથી વિમુક્ત થયેલી બુદ્ધિ સર્વવિજયી અને સંપૂર્ણ કરણ બને એવી માન્યતા પણ સાચી નથી. વિશુદ્ધમાં વિશુદ્ધ બુદ્ધિમાં પણ તેની પોતાની સાહજીક અક્ષમ્યતાઓ—અપૂર્ણતાઓ અને મર્યાદાઓ હોય છે.

"આર્ય" નામના મીમાંસા વિષયના માસિકમાંથી અરવિંદે જે તત્ત્વદર્શન રજૂ કર્યું છે તેમાં બુદ્ધિના ત્રણ સ્તરો તેઓએ ગણાવ્યા છે.

પ્રથમ રુઢ બુદ્ધિ યાને સમજણ (Understanding). ઇન્દ્રિયોના સંસ્કારોનો સ્વીકાર કરી તેમની નોંધ લેનાર "મનસ્" (Sense-mind) અને વિશુદ્ધ બુદ્ધિ એ બેની વચમાં આંકડા તરીકે રુઢ બુદ્ધિ કાર્ય કરતી જણાય છે. અથવા રુઢ બુદ્ધિની ક્રિયામાં વિશુદ્ધ વિચારશક્તિ યાતો અમિશ્રશુદ્ધ, તપસ શક્તિ (will power) હોતી નથી. બુદ્ધિ નીચે ક્રિયા સર્વસામાન્ય વિચારો અભિપ્રાયો અને રુઢ નિર્ણયો પ્રમાણે ચાલ્યા કરે છે: ગોળ ગોળ ઘાણીમાં ફરીને એના એ નિર્ણયો યંત્રની પેઠે તે માનવના કાનમાં ગોખ્યા કરે છે યાતો વારા ફરતી ઉચ્ચારે છે. કશાપણ ખાસ કારણ વગર એ બુદ્ધિની ક્રિયા ચક્કર ચક્કર–અને તે પણ એની એ ખોભણમાં, ફર્યા કરે છે.

માનવજાતિના મોટા ભાગમાં જે માનસિક કાર્ય થાય છે તે આ રુઢબુદ્ધિની ક્રિયાને જ આભરી હોય છે.

બીજા પ્રકારની બુદ્ધિને શ્રી અરવિંદ (Pragmatic mind) વ્યવહાર લક્ષી બુદ્ધિ કહે છે. એ બુદ્ધિ એટલે જીવન પ્રત્યે વળેલી બુદ્ધિ. જ્ઞાન, વિચાર, ચિન્તન, નિર્ણય વગેરે સૂક્ષ્મ બુદ્ધિની ક્રિયાનાં પરિણામોને એ બુદ્ધિ જીવનમાં ઉપયોગી તથા સક્રિય કરવા પ્રયત્ન કરે છે. વિશુદ્ધ બુદ્ધિ જે સત્યને પ્રાપ્ત કરે છે તેને વ્યવહારલક્ષી બુદ્ધિ જીવનમાં મૂર્તસ્વરૂપ આપવા પ્રયત્ન કરે છે. પરંતુ એ કાર્યમાં એને સંપૂર્ણ વિજય ભાગ્યે જ મળે છે. તાત્કાલિક જરૂરીયાત, સફળતા, પરિણામવાંછના, વગેરેના દબાણને વશ રહીને કાર્ય કરવું પડતું હોવાથી તેને સંજોગો યાને પરિસ્થિતિ જોડે બાંધછોડ કરવાની ફરજ પડે છે. અને એમ કરવા જતાં વિશુદ્ધ બુદ્ધિએ જે સત્યનું દર્શન કરેલું હોય છે તેની સંપૂર્ણતા ઓછી થઇ જાય છે. ટૂંકામાં, વ્યવહારમાં આવતા સત્યમાંથી સત્યાંશ કમી થઇ જાય છે.

વળી આ પ્રકારની બુદ્ધિની બીજી એક ખામી એ છે કે પોતાનાં કાર્યને માટે તે વિશુદ્ધ બુદ્ધિને બદલે મનોમય તપઃશક્તિ ઉપર વધારે ઝોક મૂકે છે. સનાતન સત્યની પ્રાપ્તિને ઠેકાણે તાત્કાલિક કામચલાઉ સત્યનો તે સ્વીકાર કરી લે છે. કાલબદ્ધ સંજોગોને વશ એવી આ વ્યવહારલક્ષી બુદ્ધિને જીવનને તાબેદાર રહેવાની ઘણું ખરું ફરજ પડે છે.

૩. વિશુદ્ધ બુદ્ધિ—(Pure intellect) આ બુદ્ધિ જીવનની ગુલામ નહિ પરંતુ તેના પ્રભુ થવાની અભીપ્સા રાખે છે. તે તાત્કાલિક સંજોગોની જરૂરિયાત કે વ્યવહારની ઉપયોગિતાને સંતોષવા પ્રયત્ન નથી કરતી. તે તો સનાતન ત્રિકાલાબાધિત, ધ્રુવ, સ્વયંભૂ, કરવાની અભીપ્સા સેવે છે. કેવળ સત્યને જ ખાતર સત્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે.

બુદ્ધિની એવી આદર્શ સ્થિતિ ઘણી વિરલ છે. એવી આદર્શ બુદ્ધિ જો જીવનમાં પોતાના સર્વે નિર્ણયોનો અમલ કરાવી શકે તો ? યાતો માનવ પ્રકૃતિના બીજા સર્વે ભાગો ઉપર પોતાનું આધિપત્ય જમાવી શકે તો? —પરંતુ એ તો ઘણો મહાન "તો" કહેવાય !

* * *

વિશુદ્ધ બુદ્ધિનો પ્રયોગ કરીને, અર્થાત બુદ્ધિની જ્ઞાનજ્યોતિને પોતાના પ્રત્યે તથા વિશ્વ પ્રત્યે કેન્દ્રવવાથી માનવ પોતાના અંતરનાં કાર્ય કરી રહેલા નિયમો જાણે છે તથા બાહ્ય જીવનમાં પ્રવર્તી રહેલા વિશ્વનિયમો પણ સમજી શકે છે, વિશુદ્ધ બુદ્ધિ પ્રથક્કરણ કરે છે, સમજે છે, સમજાવે છે, ગ્રહણ કરે છે, તુલના કરે છે, વિવેચક થઇને સમાલોચના કરે છે તથા સર્જક તરીકે સમન્વય સાધે છે. પોતાની આજુબાજુની પ્રકૃતિ ઉપર સામ્રાજ્ય સ્થાપન કરવાને પરિણામે વિશ્વસકલની ઉત્ક્રાન્તિના ચૂડામણિ ગણાવાનો હક્ક માનવને મળ્યો છે તે પણ મુખ્યત્વે તેની બુદ્ધિના પ્રતાપે.

અલબત્ત, બુદ્ધિ કાંઇ માનવનું એકમાત્ર કારણ નથી. માનવનું પ્રાણમય જીવન કલ્પનાના વિહારો, બાતોની તરંગલીલા નીતિમય જીન્દગી ગાળવાની અભીલાષા અને તપઃશક્તિ, રસોસ્વાદની વૃત્તિ અને શક્તિ વગેરે બીજાં સૂક્ષ્મ કરણો પણ માનવમાં છે. એ પ્રત્યેક કરણનાં કાર્યમાં બુદ્ધિ પોતાની સત્યશોધક શક્તિનો ઉપયોગ કરીને એકેક કરણનું જ્ઞાન તેના ધર્મના નિયમોની તારવણી તેના કાર્યનું અવલોકન વગેરે કરી શકે છે અને એ રીતે અંતરના ઉપર સામ્રાજ્ય સ્થાપન કરવામાં માનવને તે મદદ પણ કરે છે ખરી.

પરંતુ ગમે તેટલી પ્રતાપી છતાં જીવનના સમ ક્ષેત્રના ઉપર બુદ્ધિ પોતાનું સામ્રાજ્ય કદી સ્થાપન કરી શકતી નથી. જ્યારે જ્યારે માનવની મનોમય શક્તિએ જીવનને પોતાનાં ઘડ્યાં બીબાંમાં ઢાળવાનો કે પોતે પાડેલા ચીલામાં વાળવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે જીવન તેના હાથમાંથી સટકી કે સરકી જઇને પોતાનું ધાર્યું જ કરતું જણાય છે. અને જો બુદ્ધિ પોતાના હેતુમાં સફળતા મેળવે છે તો જીવન સત્વહીન, અને નિસ્તેજ થઇ (વ્યક્તિના કે પ્રજાના) પ્રાણસાગરમાં બારે ઓટ આવે છે; અથવા તો બુદ્ધિની અણુતાને પણ પોતાની અણુતરતાથી વટાવી જઇને જીવન બુદ્ધિને છેતરે છે–પોતે જાણે કે બુદ્ધિનું નિમંત્રણ સ્વીકાર્યું ન હોય એવો દેખાવ કરતાં કરતાં જ પોતાનો ધાર્યો માર્ગ કરી લે છે! અને પોતે કરવા ધારેલ કાર્ય માટે બુદ્ધિની અનુમતિ મેળવી લેવામાં ફત્તેહ મેળવે છે. અત્યાર સુધી આ રીતે પ્રાણે બુદ્ધિના નિર્ણયોને તથા તેની આજ્ઞાને ટલ્લે ચઢાવ્યા કરી છે. પ્રાણ સંકુલ છે–અનંત છે. બુદ્ધિના તર્કમર્યાદિત ચોકઠામાં જકડાવા તે સાફ ના પાડે છે.

ઉપર પ્રમાણે બુદ્ધિ અને પ્રાણનો વિસંવાદ પણ ઘણાં જ થોડા માણસાની બાબતમાં બને છે. ઘણું ખરું તો માનવની બુદ્ધિ તેના પ્રાણની કામનાઓ, ઇચ્છાઓ, વાસનાઓ, મહત્વાકાંક્ષાઓ, ભોગવિલાસવૃત્તિ વગેરેના વકીલ થવાનું જ કાર્ય કરતી જણાય છે, અને તે સર્વેને સકારણ ઠેરવી તેમના સંતોષ માટે બુદ્ધિ પોતાની શક્તિ પ્રાણની સેવામાં અર્પણ કરતી જણાય છે. યુરોપ વગેરે દેશોમાં જે ભૌતિકશાસ્ત્રને લગતી શોધખોળો થાય છે તેમનો

માનવના મિથ્યાભિમાનને પોષવા સિવાય બીજો કોઇ પણ ઉપયોગ બુદ્ધિનો નથી ?

* * *

ભવિષ્યમાં કોઇ દિને સમગ્ર માનવ જાતિની સક્રિય બુદ્ધિ ક્રમે ક્રમે અસત્યનો છેદ ઉડાવી દેતી અનંત સત્યને–નર્યા સત્યને પ્રાપ્ત કરશે એવી આશા રાખનારા, 'બુદ્ધિ જ માનવ ચૈતન્યની સર્વોત્તમ શકયતા છે.' એ મુદ્દાનું સમર્થન કરવા પ્રયત્ન કરે છે. તેઓ માને છે કે બુદ્ધિ, અત્યારે ભલે ગમે તેટલી અપૂર્ણ હોય, તો પણ કાળે કરીને તે એક આદર્શ શક્તિ યાને આદર્શ કરણ થઇ શકશે; અને અનંત સત્યને પ્રાપ્ત કરી શકશે. વળી "એવી સ્થિતિ જો પ્રાપ્ત થાય તો પૃથ્વી પૂર્ણતાએ પહોંચે" એવી માન્યતા પણ સેવાય છે. બન્ને માન્યતાઓ ભૂલ ભરેલી છે. આગળ જણાવવામાં આવ્યું જ છે કે બુદ્ધિ કદાચ જીવનને નિયત કરવાના અસંભવિત કાર્યમાં સફળતા મેળવે તો પણ એ સ્વીકારવું પડશે કે એવું જીવન સત્વહીન, પ્રાણરહિત, શુષ્ક, નીરસ, હશે એટલું જ નહિ પરંતુ ઘણાં અલ્પ સમયમાં તેનો વિનાશ થાય એ લગભગ નક્કી છે. માનવ જીવનના ઉત્પાદક તત્ત્વો, માનવ પ્રકૃતિનાં સમર્થમાં સમર્થ કરણો અવચેતનામાં આવી રહેલાં છે. જ્યાં બુદ્ધિનું સામ્રાજ્ય વ્યાપી શકે તેમ નથી.

પરંતુ એનો અર્થ બુદ્ધિના ઉપયોગથી જીવનને કશો જ લાભ થવા સંભવ નથી એનો કરવાનો નથી. પ્રાણમાંથી ગ્રામ્યતા તથા પાશવતાને બુદ્ધિ દૂર કરી માનવને તે સંસ્કારી અને કાંઇક અંશે વિશુદ્ધ બનાવી શકે છે. વાસના, અંધપ્રેરણા વગેરેના હુમલાઓને માનવબુદ્ધિની દિવાલ વડે સફળતાથી રોકી તેમના વિષે બુદ્ધિની મદદથી જ્ઞાન મેળવી શકે એટલું જ નહિ પરંતુ પોતાનાથી પર રહેલા ચિન્મય કરણની મદદ લઇને તેમના ઉપર બુદ્ધિ વિજય પણ મેળવી શકે. આ રીતે ઉચ્ચ જીવન પ્રત્યે પ્રગતિ કરવામાં બુદ્ધિ એક ઘણું જ ઉપયોગી કરણ થઇ શકે.

બુદ્ધિ પોતે જ પૂર્ણતા, કોઇ દિવસ પ્રાપ્ત કરશે એવો જે મુદ્દો જણાવવામાં આવ્યો છે તેના ઉત્તરમાં એટલું જ કહેવું જોઇએ કે માનવ જાતિનો ભૂતકાળનો ઇતિહાસ આપણને બુદ્ધિની ભાવી પૂર્ણતા માટે બહુ આશાવાદી બનાવે તેવો નથી. અને બીજું કે, વર્તમાન ભૌતિક શાસ્ત્રોમાં જે સૌથી છેવટની શોધો થઇ છે તેમની સમીક્ષા કરતાં પણ એ મુદ્દો સાચો ઠરે એવી આશા ઓછી છે. આ મુદ્દાના સમર્થનમાં E. S. Edington—ઇ. એસ. એડીંગ્ટનના ગીફોર્ડ લેકચર્સ "તરીકે અપાયેલ ધ નેચર ઓફ ધ ફીઝીકલ વર્ડ"—"ભૌતિક જગતનું સ્વરૂપ"—એ પુસ્તકમાંથી અવતરણ આપું છું.—ભૌતિકશાસ્ત્ર ભાવીમાં પ્રગતિ કરી શકે તેમ છે તેની ગણત્રી કરીને પણ તે સર્વવ્યાપ્ત છે એમ કહેવું એ તો દેખીતી ઘટનાઓનો વિરોધ કરવા જેવું જ લાગે છે.

ભૌતિકશાસ્ત્રની એ યોજનામાં તોફાનીમાં તોફાની અને અડીયલ કોઇ સત્વ હોય તો તે 'માનવ' છે! જ્યારે માનવ પ્રાણીની કર્ણેન્દ્રિયના પડદા ઉપર ધ્વનિનાં મોજાં આવીને અથડાય છે' ત્યારે તે ગણિતનાં શાસ્ત્રસિદ્ધ સમીકરણ પ્રમાણે ગતિ કરવા બદલે ધ્વનિના મોજાના અર્થ પ્રમાણે વર્તે છે!

(અનુસંધાન પૃષ્ટ ૨૩૭ ઉપર)

તેણે મોટરનું બારણું ઝાલી ઉભેલાં શોફર તરફ એક ખીન્ન દૃષ્ટિ નાંખી. "બાબુ, પ્રોફેસર સાહેબ કે ત્હાં ગાડી લેના."

"અચ્છા બાઇ સાહેબ" બારણું દઇને શોફર બોલ્યો.

સુંદરીએ લુગડું સંકેલ્યું, વાળ ઉડી ન જાય માટે માથે જાળી નાંખી અને ખુણામાં દબાઇને બેઠી.

સમશેર બહાદૂર જોરાવરસિંહની પત્ની વસુંધરા મોહકતાની મૂર્તિ લાગતી હતી. જેમ તે વધારે અટપટા વિચાર કરતી હતી તેમ તે વધારે મોહક ને નિર્દોષ લાગતી હતી. અત્યારે તે ખૂબ વિચાર કરતી હતી અને તેથી જોનારને રમણીય સરલતાની મૂર્તિ દેખાતી હતી.

વસુંધરાના જીવનમાં આવા પ્રસગો થોડા જ આવ્યા હતા. સામાન્ય રીતે તેના ધાર્યા પ્રમાણે જ બધું થતું હતું. દેશી રાજ્યના એક પોલીસ અમલદારને તે પરણી ત્યારથી તેણે પોતાની સૃષ્ટિ પોતાનાં ધાર્યા પ્રમાણે રચી હતી. એની પ્રેરણાં ને મદદ વડે જોરાવરે પૈસો મેળવ્યો, નોકરી છોડી, કીર્તિ ને પ્રતિષ્ઠા મેળવી—અને તે પણ જોરાવરની જાણ વગર, તે તો તેની પત્નીને સરલ, નિર્દોષ ને નિરાધાર માન્યા જ કરતો હતો. દશ વર્ષે હવે મુંબાઇ જીતવા તે આવી હતી, અને પ્રોફેસરનો જૂનો પરિચય તેણે નવો કર્યો હતો.

વસુંધરા પ્રોફેસરના મોહપાશમાં પડી હતી. પ્રોફેસરની મોહિનીથી તેનાં હૃદયમાં રહેલાં પ્રણયનાં મૂળીયાંને કુંપળો આવવા લાગી હતી. એની સાથે હરવા, ફરવા, ને બોલવાથી ધીમે ફરતાં લોહીની ગતિ વધતી હતી, અને નહીં જોયેલાં સ્વપ્નાં આંખ જોતી હતી. એની સાથમાં તેના સંસ્કાર સુધરતા, અને કેળવણીની ખામીઓ પૂરાતી. એના વડે સાહિત્ય ને નાટકમાં નવો રસ પડતો. એની સાથે વિશાળ દુનિયાનો લ્હાવો પ્રાપ્ત થતો અને જોરાવરસિંહને મુબાઇના સારા માણસોમાં પ્રતિષ્ઠા મળતી. સાથે સાથે જોરાવરસિંહનો જુલમી સાથ પણ ઓછો થતો.

પણ તેણે ધનકોર બહેનના સ્વભાવની ગણતરી કરી નહોતી. મોટરમાં બેઠાં બેઠાં પણ તેને કંપારી આવી. તેણે આંખો મીંચી તે ભયંકર ચિત્ર હજારમી વાર ખડું કર્યું.

સોફા પર તે બેઠી હતી. સામું પેસ્તનજી શેઠ અને તેમનાં પત્ની બેઠાં હતાં. રાઘવજી જેવા પ્રતિષ્ઠિત, ધનાઢ્ય વેપારી તેની પાસે બેસી, તેની સામું જોઇ ચહા પીતા હતા. સમશેર બહાદુર ઉભા ઉભા પોતે ઉંટ પર કરેલી મુસાફરીના તડાકા હાંકતા હતા. "મેં હાકલ કરી, ને ઉંટ કાંપ્યું—"

પણ ઉંટ કાંપી રહે તે પહેલાં બધાં કાંપ્યાં. માંદી થયેલી ડાકણ સમી પ્રોફેસરની પત્ની ઉભી હતી. કમરે હાથ, માથે પાટો ને ક્રોધભર્યા ડોળા–તે ચિત્રનાં મુખ્ય અંગો હજી પણ તેના સ્મરણ પટ પરથી ખસતાં નહોતાં. અત્યારે પણ તેને સ્મરી તે ધ્રુજી રહી.

તેણે આવીને ભયંકર, કર્કશ અવાજે પૂછ્યું, "અલી, તું વસુડી કે ?"

વસુંધરા દેવી—વસુમતિદેવી—વસુબહેન—ને વસુડી ! જન્મ ધર્યો ત્યારથી કોઇએ એને એવી રીતે સંબોધી નહોતી.

"અલી, તારો માટી નથી કે પારકી બૈરીઓના ધણી પાછળ......" ઓ ! ઓ !

ઓ ! વસુંધરાએ આંખ ઢાળી. ને પછી ભયંકર શબ્દાવલિનો શો પ્રબળ પ્રવાહ !

પેસ્તનજી ને તેની ધણીઆણી તો બેભાન જેવાં બની ગયાં. રાઘવજી મોઢાપર રૂમાલ રાખી ખડખડ હસવા બેઠા. સમશેર બહાદુરને મોઢે ફીણ આવ્યાં ને તે એક આરામ ખુરશી પર ફસડાઇ પડ્યા......પોતે અવાચક બની ગઇ... અને ધનકોર બહેનનો શબ્દ પ્રવાહ ...ઓ મા ! તેની ને સમશેર બહાદુરની સાત પેઢીને કલંકિત કરી રહ્યો.

ધનકોર બહેને હૈયું ખાલી કર્યું. અને આવ્યાં હતાં તેમ એકદમ ચાલી ગયા.

આખા બંગલા બધાં બેઠા હતાં તેમ ચિત્રામણ જેવાં બેસી રહ્યાં.

રાઘવજી શેઠ છાનામાના ચાલી ગયા. ઓ પ્રભુ ! એની આંખમાં મલક હતી. ફરીથી એની સામુ તે જોઇ શકે એમ નહોતી. પોતે હતી તો રાણી જેવી પણ તે પળે તે બાંદીથી તેને અધમમાં અધમ ગણતો હતો.

પછી પેસ્તનજી શેઠ ને તેમનાં પત્નિ ઉઠયા. અને કૃત્રિમ આંખીવંધી સલામ કરી રજા લીધી. શીરીનબાઇ સ્વભાવે ભોળાંભાળાં હતા. પણ આજે તેના મોં પર પણ તિરસ્કાર સ્પષ્ટ હતો....

અને તે પોતે તો ગાંડા જેવી બેસી રહી. તેની પ્રતિષ્ઠા ને તેનો ગર્વ ભાંગીને ભુક્કો થઇ ગયાં. તેને તે પળે તો મરવાનું મન થયું. કાલે જગતને મોઢું શું બતાવવું !

જ્યારે તે સ્વસ્થ થઇ ત્યારે પણ સમશેર બહાદુર તો બેભાન અવસ્થામાં પડ્યા હતા. મોટર નીચે કચરાઇ ગયા હોય એવા તે લાગતા હતા. તેમના અંગમાં ફરફરતા થોભીઆ અત્યારે નાહી નીકળેલા કુતરાના વાળની જેમ ઢીલા બની લટકી રહ્યા હતા. એમની હમેશાં ફુલેલી દેખાતી છાતી અત્યારે ફાટેલા ટાયરનું સ્મરણ કરાવતી હતી.........તેને આ નિર્માલ્યતા જોઇ તિરસ્કાર આવ્યો......આ એનો પતિ ! ઓ ભગવાન ! .....

પણ વર્ષોની ટેવ તેની મદદે આવી. સમશેર બહાદુરનું દયાજનક મુખ જોઇ વાત્સલ્ય જેવો તેનો સ્નેહ ઉભરાઇ આવ્યો. તેણે કોલનવોટર લઇ તેના મો પર છાંટ્યું ને બટન કાઢવા લાગી. તેણે તેમના ભયંકર કાળા ચશ્મા કાઢી દૂર મૂક્યા. થોડીવારે જોરાવરસિંહે આંખો ઉઘાડી... .તેમાં વેદનાનો પાર નહોતો.

"હું જાણતો હતો......" તેણે રડવા માંડ્યું, "તું કોઇ દહાડો મારો ફજેતો કરવાની........"

"છાના રહો... ..કોઇ આવશે."

"મારી આબરૂ......ઓ...મારા બાપ રે !" તે કેમે કર્યા છાના રહે એમ નહોતું.

આ આંસુઓથી તે પરિચિત હતી. દશ વર્ષ તેણે એ સહન કર્યા હતા. ને જગતથી છુપાવ્યા હતાં. તેણે જઇ બારણું બંધ કર્યું.

તે પળ તેને યાદ રહી ગઇ. તે પોતે વિચાર કરતી હતી. આ ફજેતામાંથી કેમ બચવું ?...

તેને સુઝયું "સમશેર બહાદુર. આ તો તમારું અપમાન કર્યું. પ્રોફેસરે માફી માંગવી જ જોઇએ. શું સમજે એની બૈરી !"

પ્રતિષ્ઠાની પુનઃ સ્થાપનાને ખ્યાલે જોરાવરસિંહ જીવતા થયા. તે ટટ્ટાર બેઠા. એમના થોભીઆ ફરફરવા લાગ્યા. તે છાતી કાઢી બોલ્યા:

( અનુસંધાન પૃષ્ઠ ૩૨૯ ઉપર )

# કવિ ખબરદારના અર્ધશતાબ્દ

લેખક : રા. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

ભાઇ ખબરદાર ગુજરાતના એક કવિરાજ છે. એમનાં શબ્દલાલિત્ય, કલ્પનાશક્તિ, ને ઉર્મિઓનું બાહુલ્ય એમની કૃતિઓને સાહિત્યમાં અમર સ્થાન અપાવે છે. એમનાં કાવ્યોની સરલતા હૃદયંગમ છે; તેની સપ્રમાણતા કૃત્રિમતાથી તેમની કૃતિઓને બચાવી લે છે. જગતના સાહિત્ય સાથેનો તેમનો નિકટ પરિચય એમને ઉત્તરોત્તર સુંદરતાનાં દર્શન કરવા પ્રેરે છે.



એમની 'દર્શનિકા' તો થોડા દિવસ પર બહાર પડી. એમાં રહેલાં રસ ને વિચારવૈવિધ્ય ચિરંજીવ રહેશે. એમની 'કલિકા' તો કલિકા સમ મનોહારી છે.

એ દીર્ઘાયુ થાય અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યા કરે એજ એમની અર્ધશતાબ્દિને સમારંભે સકલ ગુજરાતની ઇચ્છા હોય.

# ગોળમેજી-પરિષદ-પ્રબંધ

લેખક : રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

( સવૈયા )

ગાંધીજી 'રજપૂતાના'માં સ્વાર થઇને ઉપડ્યા છે,
માલવીયા, નેહુ, પટ્ટણી ને પ્યારેલાલ સહિત ગયા છે;
દેવદાસ મહાદેવ-મીરા વળી બીજાં જણ છે પંદર સોળ,
મેજી પરિષદે કે વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

રેડિંગ કહે છે આમ કરો ને હૉડ્સન કહે છે તેમ કરો,
જાતજાતની તરકીબથી સ્નોડની ખજાનો ખૂબ ભરો,
બારડોલીને ફ્રંટીયર યુ. પી. છે સહુએ દુઃખમાં તરબોળ;
મેજી પરિષદે કે વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

સુભાષ કહે છે યુવાન સર્વે આજ જ માગે પૂર્ણ સ્વરાજ,
અતિ મવાળો એથી ઉલટું કાયમ માગે ઇંગ્લિશ તાજ;
માઇનોરિટિને નરેન્દ્ર મંડળના પ્રશ્નોની ચોળાચોળ,
મેજી પરિષદે કે વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

બ્રિટનની પાર્લામેન્ટે છે પક્ષ પક્ષના ભેદ બહુ,
કૉન્ઝર્વેટીવ લીબરલ લેબર બાઝે અંદર અંદર સહુ;
સ્વતંત્રતા તો જરૂર દેશું એ દાવો છે કેવળ ડોળ,
મેજી પરિષદે કે વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

"મેક" નામના મુખ્ય પ્રધાને નિજ પાર્ટીને છેહ દીધી,
ધનવાનો સાથે મળી જઇ નિજ પ્રધાન પદવી સ્થિર કીધી;
એકમત શું ધૂળ જ આપે જ્યાં સૌના છે જૂદા ઘોળ,
મેજી પરિષદે કે વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

ફિડરેશન ને કોન્ફીડરેશન પટિયાલા ને બીકાનેર,
દેશી પ્રજાઓ ઉકેલ માગે વાર્ણવી જ્યાં ત્યાંનાં અંધેર;
એ સહુના જૂદા રસ્તા છે સહુ માગે કોણીનો ગોળ,
મેજી પરિષદે કૈં વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

સ્વરાજ આપે તો અહીંયાંથી સિવિલ સર્વિસ દૂર થશે,
–તો અંગ્રેજોની બેકારી આજ થકી બહુ વધી જશે;
મજૂર પક્ષ તણા નેતાઓ તેથી કહે છે "ફેરવી તોળ",
મેજી પરિષદે કૈં વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

ગાંધી મહાત્મા આશાવાદી તે માગે છે ઉર પલટો,
પણ બ્યૂરોક્રસીનો ને ત્યાંનો ઢંગ દિસે તેથી ઉલટો;
તેથી મને તો ધાસ્તી છે કે ત્યાં સર્વે કરશે અંધોળ,
મેજી પરિષદે કૈં વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

ગાંધીજીના વેશ તણી ઈંગ્લાંડ મહીં બહુ અસર થશે,
અને ફેશનેબલ સ્ત્રીઓનાં "શૉર્ટ સ્કર્ટસ" ટૂંકાં બનશે;
એ સર્વે વસ્તુ ફરશે પણ નહીં ફરશે તેઓનો ડોળ,
મેજી પરિષદે કૈં વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

ગાંધીજીને કહેવા પડશે શબ્દો એ શીખામણના,
યાદ રાખજો સ્વાર્થ થયા છે ભેળા તત્ર ઘણા જણના;
દલપતરામે કર્યા સવૈયા, મારી ગણાશે કેવળ ટોળ,
મેજી પરિષદે કૈં વળશે નહીં ભલે હોય ચોરસ કે ગોળ.

આ સર્વે બળતા પ્રશ્નો છે ઉકેલ તેનો કૈં ન જડે,
રાજદ્વારી બાબતમાં તુંડે તુંડે મતિ ભિન્ન પડે;
એ બીજા પ્રશ્નો સમજાવા કવિતાઓ હું આપીશ સોળ,
આ કવિતા અહીં સમાપ્ત થતી, ભલે રહ્યું એ ટેબલ ગોળ.

❧

# મીકાએલ ફેરેડે

લેખક : રા. ગુણવંતરાય પી. આચાર્ય



**ફેરેડેએ પોતાનો પ્રથમ અખતરો જે મામુલી સાધનો વડે કર્યો તેનું ચિત્ર**

આજથી બરોબર સો વર્ષ ઉપર એક અંગ્રેજે થોડાક ક્ષુદ્ર લાગે તેવાં સાધનો જમા કર્યાં. એ સાધનોમાં નવીનતા નહોતી. કોઇ ખાસ બનાવટ પણ નહતી. એક લાકડાનો ગોળ ઘોડો. લોઢાના તારના બે નાના ગુચળા, થોડીક દોરી. એક લોઢાની કડી અને એક લોહચુંબક. આટલા સાધનો વડે એ માણસે એક પ્રયોગ કર્યો. એ પ્રયોગનાં પરિણામે સમસ્ત આધુનિક માનવ–જીવનમાં અતિ વ્યાપક એવું પરિવર્તન થયું.

એ પ્રયોગ હતો વિજળી પેદા કરવાનો. નાની નાની બેટરીઓ દ્વારા થોડીક સરખી વિજળી પેદા કરવાના અખતરાઓ તો એ આગળની હયાતિ પહેલાનાં થઇ ચૂક્યા હતા. ભારે તોલદાર સાધનો, લાંબા કાળની પૂરી મહેનત અને અસાધારણ સાવચેતી એ ત્રણના સંમિશ્રણથી વિજળી તો આ પ્રયોગ દ્વારા જ પેદા થઇ શકતી હતી. હવે ગોરસકુંડનાં અનેક જસત અને ત્રાંબાના પતરાંઓને વારાફરતી એક ઉપર એક ગોઠવીને દરેકની વચ્ચે ભીનાં

લુગડાંના કપડાંના કટકા રાખીને એક ભારે તોલદાર અને હેરવી ફેરવી ન શકાય એવી બેટરી બનાવવામાં આવતી. અને સૌથી ઉપરનાં ત્રાંબાના પતરાં સાથે ત્રાંબાના તારને જોડીને એક અતિ આછો પાતળો વિજળીક પ્રવાહ પેદા કરવામાં આવતો. તેનો ઉપયોગ બહુધા અમીરોના મકાનમાં ઘંટડીઓ વગાડવામાં અને 'જરા પણ બૂમ માર્યા વગર નોકરો અને કારકુનોને બોલાવવાની કરામતો'માં જ સમાઇ જતો હતો. અમીરોનાં રમકડાં અને વિજ્ઞાનશાસ્ત્રીઓના શોખ સમી એ વિજળીનું કોઇ ભવ્ય કે ઉપયોગી ભાવી હોય, અમીરો અને ધનિકોના શોખની એ વસ્તુનો કોઇ કશો યે આર્થિક દૃષ્ટિએ ધંધાદારી ઉપયોગ હોય એમ કોઇ માનતું યે નહોતું. કોઇની યે કલ્પનામાં એ નહોતું ઉતરતું.

*

એ કાળે ઇંગ્લાંડમાં કે આલમમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ, વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસીઓનો, રસાયણશાસ્ત્રીઓનો, કે પ્રયોગ શાળાઓનો કાંઇ તોટો નહોતો. નિત્ય નવીન શોધો દિન પ્રતિ દિન વેપારી આંગણાઓમાં ઉતરીને હુન્નર ઉદ્યોગોને હરણ ફાળે આગળ ધપાવ્યે જતી હતી. રેલ્વે અને આગબોટો દૂર દૂરના મુલકને સાંકળી રહી હતી. યંત્રોની શોધોથી માલનું ઉત્પન્ન વધતું જતું હતું. યુરોપ અને અમેરીકા મહાન ઔદ્યોગિક વિપ્લવના ચડતા જુવાલમાં આગળ અને આગળ ધસી રહ્યા હતા.

*

ઈસુના ઓગણીસમાં સૈકાના આરંભ કાળમાં ઔદ્યોગિક વિપ્લવના ચડતા જુવાળ આગળ વધતા ક્ષણભર થંભી ગયા હતા. દિન પ્રતિ દિન જે તોતીંગ સાંચાકામ ઉભું થતું હતું તેને ગતિમાં મૂકનારી કોઇ સોંઘી શક્તિની પૂરી ભીડ પડી હતી. વરાળનાં એન્જીનો ખર્ચાળ થતાં હતાં. આજના જેટલાં વિકાસે પહોંચ્યાં ન હતાં અને એની માવજત અને એ એન્જીનોની પાછળ જોઇતી સાવધાની એ એન્જીનોનાં બહોળા પ્રચાર સામે અંતરાય રૂપ હતાં. એટલે કોઇ સ્વયંપ્રેરિત ચાલક શક્તિની શોધ તો ચાલતી જ હતી. એની પાછળ અનેક પારંગત મગજો-રાત દિવસના ઉજાગરાઓ ખેંચી રહ્યા હતા. અનેકોની અનેક જહેમતો છતાં એવી અખૂટ સ્વયંભૂ શક્તિની શોધ કરવાનું સુભાગ્ય મીકાએલ ફેરેડે નામના એક લુહારના છોકરાને ફાળે આવ્યું.

*

અને ઈ. સ. ૧૮૩૧ના ઓગસ્ટ માસની ૨૯મી તારીખે એણે કરેલો એક નાચીઝ પ્રયોગ આલમના શાંતિકાળના ઇતિહાસનો મહાન્જ્વલંત માર્ગસ્થંભ સમો નિવડ્યો છે. એણે એક લાકડાનો ગોળ નાનો ઘોકો લીધો. એ ઘોકાની આસપાસ બે તારનાં ગુંચળાં વીંટાળ્યાં. બેય ગુંચળાં એક બીજાથી સહેજ અંતરે અને એક બીજાથી જૂદાં જૂદાં તેણે રાખ્યાં. એવી જ રીતે એણે એક લોઢાની કડી લીધી. એ કડીની આસપાસ પણ એણે ઉપરની રીતે તારના ગુંચળાં વીંટાળ્યાં. કડી વાળા એક તારનો છેડો તેણે જૂના જમાનાંમાંથી અતિ પાતળો પ્રવાહ પેદા કરનાર ભારે તોલદાર ધાતુના પતરાંની બેટરી સાથે જોડ્યો અને એ લોઢાની કડીથી થોડે દૂર એણે એક લોહચુંબકની નાની સોય રાખી અને એ સોય ઉપર

એણે બીજો-બેટરી સાથે જોડેલો તે તાર નહિ પરંતુ એ તારની પાસે જે બીજો જુદો તાર વીંટાળ્યો હતો તે તાર નો છેડો મૂક્યો. મીકાએલ ફેરેડેએ જોયું કે જ્યારે પહેલા તારમાં વિજળીનો પ્રવાહ દાખલ થાય છે ત્યારે પહેલા તાર સાથે કશા પ્રકારના સબંધ કે જોડાણ વગરના બીજા તારમાં પણ પ્રવાહ સ્વયં પેદા થાય છે અને લોહચુંબકની સોયને સહેજ ફેરવી નાંખે છે. આવી જ જાતનો પ્રયોગ તેણે પોતાના લાકડાના ચોકા ઉપર વીંટાળેલા તાર સાથે કર્યો અને એમાં એજ પરિણામ આવ્યું.

*

એટલે કે બીજા સ્વતંત્ર તારમાં જે પ્રવાહ પેદા થાય છે તેને લાકડાના ટુકડા કે લોઢાની કડી સાથે—લાકડાં કે લોઢા સાથે કોઈ જાતનો યે સબંધ ન હતો એમ મીકાએલ ફેરેડેને લાગ્યું. ત્યારે એ પ્રવાહ શાથી પેદા થાય છે? પહેલા તારમાં આપેલા વિજળીના પ્રવાહના સાન્નિધ્ય સાથે એને કશો યે સબંધ છે ખરો? મીકાએલ ફેરેડેએ કરેલા વિધવિધ પ્રયોગ સાથે આપણને અહીં બહુ નિસબત નથી. મીકાએલે અનેક પ્રયોગો પછી જોયું કે બીજા તારના પ્રવાહ પેદા કરવા માટે પહેલા તારનો પ્રવાહ કે સાન્નિધ્ય પણ અમુક અંશે જવાબદાર છે અને અમુક અંશે જવાબદાર નથી, ત્યારે મીકાએલે પ્રયોગો આગળ ચલાવ્યા. ત્રણ અઠવાડિયાના એના રાતદિવસના પ્રયોગોએ એને બે વાત માલૂમ પડી. એક તો એ કે પહેલો બેટરીનો પ્રવાહ લોહચુંબકની સોયને ગતિમાં મૂકે છે. અને જો કે બેટરીનો પ્રવાહ જાતે બીજા તારમાં કોઈ જાતની અસર નથી કરતો તો પણ એ બેટરીના પ્રવાહથી ગતિમાન બનેલી સોય પોતાની સમીપમાં રહેલા બીજા તારમાં પ્રવાહ પેદા કરે છે. એટલે એમ થયું કે લોહચુંબકમાં આકર્ષવાનું તત્ત્વ જેમ જેમ ગતિમાન થાય તેમ તેમ પોતાની આસપાસ સ્વયંભૂ શક્તિનો પ્રવાહ પેદા કરે છે. ગતિ બંધ થતા પ્રવાહ બંધ થાય છે. અને એની ગતિ ઉપર જેટલું નિયમન મૂકી શકાય એટલું તેનાથી પ્રેરિત થતા પ્રવાહની શક્તિ ઉપર મૂકી શકાય.

*

**મી**કાએલ ફેરેડેએ આ ઉપરથી આલમ સમક્ષ એક મહા સિદ્ધાન્ત રજૂ કર્યો કે લોહચુંબક જેમ જેમ ગતિમાં મૂકવામાં આવે તેમ તેમ એ પોતાના અંતરના સુપ્ત વિજળીક પ્રવાહને બહાર પ્રકટ સ્વરૂપ આપી શકે. જો કોઈ એવું યંત્ર તૈયાર થાય કે જેથી લોહચુંબક સતત ગતિમાં રહ્યા કરે તો એક સતત પ્રેરક બળ માનવજાતના ઉપયોગ માટે પ્રાપ્ત કરી શકાય. આટલે સુધી આવ્યા પછી લોહચુંબક સિવાય બીજી કોઈ એવી વસ્તુ હોઈ શકે ખરી કે નહિ કે જેનામાં લોહચુંબક જેવી આકર્ષણ શક્તિ હોય—એટલે કે જેનામાં પણ સુષુપ્ત પ્રેરણાબળ વિદ્યમાન હોય. એવી જો કોઈ વસ્તુ હયાત ન હોય તો એવી વસ્તુ તૈયાર કરી શકાય કે નહિ! ફેરેડેએ આ દિશામાં પ્રયોગ કર્યા. અનેક વાર એને નિષ્ફળતા મળી. આખરે એને સાવ નાની વાત હાથ લાગી. રેશમ, ઊન કે સુતરની દોરીથી વીંટાળેલા તારના બે ગુચળાઓની વચ્ચે બન્ને ગુંચળાઓને સ્પર્શ ન કરે એવી રીતે બન્ને ગુચળાઓની વચ્ચેવચ્ચે વધારે નક્કર ત્રાંબાના પત-

ત્રાંબાના ગોળ ચગદાંઓ જો સતત ફર્યા કરતાં હોય તો એ ત્રાંબાનાં પતરાંમાં આકર્ષવાની શક્તિ જાગ્રત થાય છે. અને એ શક્તિનું પરિવર્તન એ જ ગતિથી વિજળીક પ્રવાહમાં થઇ શકે અને એ પ્રવાહને જો બીજા તારો વાટે લઇ જઇ શકાય તો એનો ઉપયોગ યાંત્રિક શક્તિમાં કરી શકાય. ફેરેડેએ વર્ષોના અત્યંત પરિશ્રમ પછી આટલી વાત સિદ્ધ કરી. એણે સ્થાપેલા એ સિદ્ધાન્તમાં મહાન ઔદ્યોગિક વિપ્લવનાં બીજ હતાં.

*

**અને** આજે સો વર્ષ પછી તો આપણે એનાં ગંજાવર પરિણામો નજરે જોઇએ છીએ. ફેરેડેએ પોતાની શોધની જાહેરાત કર્યા પછી તરત જ ફેરેડેના સિદ્ધાન્તને ઇજનેરી આચારમાં મૂકીને એચ. પીકસીઆઇ નામના એક યંત્રવિશારદે સૌથી પહેલ વહેલો 'ડાઇનામો' બનાવ્યો. ત્યાર પછી ત્રણ વર્ષે જે. સેકસટન નામના એક કારીગરે પહેલી વિજળીક-શક્તિ આપનારી 'મોટર' બનાવી. આમ ફેરેડેએ સ્થાપિત કરેલા સિદ્ધાન્તે સાકાર સ્વરૂપ પકડ્યું. આજનાં ગંજાવર વિજળીક સાહસોના પાયા રૂપ 'ડાઇનેમો' અને 'મોટર' એ બન્નેએ વિજળીને ઔદ્યોગિક ક્ષેત્રમાં સર્વવ્યાપી સેવા આપતી બનાવી. જાહેર બત્તીઓ, કારખાનાંઓ, ટ્રામો અને વિજળીક ટ્રેનો એ સહુએ વસ્તુઓનો આપણે આજે જે વ્યાપક ઉપયોગ કરી શકીએ છીએ, એ ફેરેડેના પ્રયોગ-જીવનનું મોટામાં મોટું સાર્થક છે. 'ડાઇનામો' દ્વારા યાંત્રિક શક્તિથી જોઇએ તેટલી વિજળી પેદા કરી શકાય છે. 'મોટર' દ્વારા એવી રીતે પેદા થયેલી વિજળીનો યાંત્રિક શક્તિ તરીકે ઉપયોગ કરી શકાય છે. જૂનાં સ્ટીમ એન્જીનો, એમના લાંબા અસબાબો, એના લાંબા લાંબા સારા શહેરને ધૂમાડાના અંધારપછેડા નીચે દાટી દેતા કોલસાના ઢગો, સ્ટીમ એન્જીન માટે અનિવાર્ય એવા લાંબા લાંબા પટ્ટાઓ, લાંબી લાંબી શાફ્ટીંગો અને ગરેડીઓ એ તમામ ઇજનેરી ગુંચવણોનો આ બે સાધનોએ સાવ સહેલો ઉકેલ કરી નાંખ્યો છે. અને એ વસ્તુઓના પાયા રૂપ ફેરેડેની લોહચુંબકની શોધ, લાકડાનો ગોળ ઘોડો અને લોઢાની કડી અને તારનાં ગુંચળાં એ માનવજાતની પ્રગતિના ઇતિહાસમાં એક ન ભૂલાય એવો માર્ગસ્થંભ હોય છે.

*

**અને** ફેરેડેએ ઉત્પન્ન કરેલાં રસાયણી લોહચુંબક અને એ ગતિમાન લોહચુંબકની આકર્ષણ શક્તિથી પેદા થતી પ્રેરક-શક્તિએ માનવ જાતની બીજી પે ઘણી જ સેવા સાધી છે. એ વિજ્ઞાન માર્ગે આગળ ધપતા પ્રયોગ-શાસ્ત્રીઓએ બીજી પણ સિદ્ધિ સાધી છે. ચાર્લ્સ વ્હીટસ્ટોને વિજળીક તારની શોધ કરી. ડેવીડ હ્યુજીસે ટેલીફોનની શોધ કરી. જોસેફ સ્વાને વિજળીક દીવાની યંત્ર-યોજના કરી. લેટીમર કલાર્કે દરિયામાં દોરડાં નાંખી દેશ દેશાવર તારો મોકલવાની શોધ કરી. મારકોનીએ દોરડાં વગરના તારો મોકલવાની પદ્ધતિ યોજી અને એડીસને ચિત્રપટ, બોલતાં ચિત્રપટ વગેરે યોજ્યાં. આમ મીકાએલ ફેરેડેના પ્રયોગ-જીવનનાં વિધવિધ સ્વરૂપો આજે આપણે રોજરોજ પ્રત્યક્ષ જોઇએ છીએ. અને અથાક પ્રયોગશાસ્ત્રીના ચાલીસ ચાલીસ વર્ષના અસીમ પ્રયાસોને અભિવંદીએ છીએ.

જો માણસના પ્રયોગ-જીવનની આજે આટલી આટલી સિદ્ધિઓ નજરે નીહાળીએ છીએ એ માનવી કોઇ પે ભલના કૌટુમ્બિક લાભોથી જન્મથી તો વંચિત જ હતો. એક ગરીબ લુહારનો એ પુત્ર. પિતાની ગરીબીએ અને બહોળા કુટુંબ-સમુદાયે એને સાધારણ ગણાય એટલા વિદ્યાભ્યાસથી પે વંચિત રાખ્યો હતો. બહુ નાની ઉંમરમાં એ એક ચોપડી બાંધનારાને ત્યાં ત્રણ શીલીંગના પગારથી નોકર રહ્યો. એના પિતાની તે કાળની આર્થિક સ્થિતિમાં એ ત્રણ શીલીંગની કિંમત ત્રણ પાઉન્ડથી પે ખૂબ વધારે હતી. ચોપડી બાંધનારાને ત્યાં જે કાંઇ ચોપડી બંધાવા આવે તેને વાંચવી તેને સમજાય એટલી સમજવી એ જ એનો અભ્યાસ. પરંતુ એની જ્ઞાનની ભૂખ લગભગ અતૃપ્ય હતી. એક વાર એ પોતાના શેઠની સાથે એક વિદ્વાન-તત્ત્વજ્ઞાનીનું ભાષણ સાંભળવા ગયેલો. ત્યાંથી એનું લક્ષ વિજ્ઞાન તરફ ખેંચાયું. પરંતુ મીકાએલ ફેરેડે સ્વભાવે અને સંસ્કારે તત્ત્વજ્ઞાની હતો. પ્રભુએ પ્રકૃતિ પેદા કરી છે અને પ્રકૃતિએ વિધવિધ સ્વરૂપ લઇ આ સ્થૂલ લાગતા જગતને સર્જ્યું છે, એ એની ઉંડી માન્યતા હતી. મીકાએલ ફેરેડે વિજ્ઞાનશાસ્ત્રી કરતાં તત્ત્વજ્ઞાની હતો. એ માનતો હતો કે જગતમાં દૃષ્ટિગોચર થતી અને અનુભવાતી તમામ શક્તિઓનું મૂળ એક જ છે અને તે શક્તિ એ કે જે જગતને સર્જે છે, જે જગતને ગતિમાં રાખે છે અને જેનાથી સમસ્ત જગતનું નિયમન થાય છે

*

બહુ જ સાદી આ વાત છે. અને બ્રહ્મ-સત્યં જગન્મિથ્યાનાં માનનારા ભાગ્યશાળી આપણે તો જે ઝેર પીધા છે એને તો આ વાત નથી પે નથી ભાસતી. આપણે એ સિદ્ધાન્તનું ક્રિયાત્મક અન્વેષણ નથી કર્યું. પરંતુ મીકાએલ ફેરેડેએ તો આ સિદ્ધાન્તની સ્થાપના કરવાને માટે પોતાની આખી આવરદા પ્રયોગ-જીવનમાં વિતાવી. અને એ પૂર્વગ્રહ રહિત તત્ત્વજ્ઞાનીને વૈજ્ઞાનિક પ્રયોગોમાં દાખલ રહેવાની સગવડ આપવાનું મહાપકારક કાર્ય તે કાળના સુપ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી સર હમ્ફ્રી ડેવીએ બજાવ્યું.

*

**ઇસ્વીસનની** અઢારમી સદીના અંત ભાગમાં ઇંગ્લાંડને આરે એક તરંગી અમેરીકન ઉતર્યો. ઇંગ્લાંડ અને અમેરીકા વચ્ચે થયેલા વિગ્રહમાં એણે બજાવેલી અંગ્રેજોની સેવાના બદલામાં ઇંગ્લાંડે એને કાઉન્ટનો ખેતાબ આપ્યો. એ કાઉન્ટ રમફોર્ડ. એ શ્રીમંત હતો. અને 'કોઇ સુકાર્યમાં પોતાની દોલત ખર્ચી નાખવા' ની એને તમન્ના હતી. ગુલામીની પ્રથા નાબૂદ કરવા માટે જીવનભરના ભેખધારી વિલ્બર ફોર્સને પણ એણે ખૂબ જ સહાય આપી હતી. અને બર્નાર્ડ નામના એક પોતાના જેવા જ તરંગી લેખક સાથે એને પરિચય થયો હતો. એ બન્નેએ મળીને એક એવી સંસ્થા સ્થાપી કે જેનો 'ઉદ્દેશ જુદા જુદા વિચારકો એકત્ર થઇ પોતાના વિચારોની આપ લે કરે અને ગરીબોને સહાય આપવા જેવાં લોકોપકારક કાર્યો કરે.' એ સંસ્થા તે રોયલ ઇન્સ્ટીટ્યુશન. પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી સર હમ્ફ્રી ડેવી એ સંસ્થાની કચેરીમાં પોતાના પ્રયોગો કરતો. કોલસાની ખાણોમાંથી છૂટતા ઝેરી વાયુની વચ્ચે પણ સર્વથા સલામત રહી

શકે એવું પ્રસિદ્ધ ડેવી સેફ્ટી લેમ્પ શોધાયું તે પણ આ મકાનમાં. પોતાના ઉપયોગ પૂરતી એક નાની રસ-શાળા પણ વસાવી હતી. 'ગરીબોને સહાય આપવા જેવાં લોકોપકારક કાર્યો કરવાની નેમથી સ્થપાયેલું રૉયલ ઇન્સ્ટીટ્યુશન સર હંફ્રી ડેવીના તેના સભાસદ હોવાના અકસ્માતથી આલમભરનું એક પ્રસિદ્ધ વિજ્ઞાનધામ થઇ પડ્યું.

*

**સર** હંફ્રી ડેવી 'અમીરોના રમકડાં અને વિજ્ઞાનશાસ્ત્રીઓના શોધ'ની વસ્તુ બેટરીદ્વારા પેદા થતી વિજળી ઉપર નાના પ્રયોગો કરતો તો. એ પ્રયોગો ઉપર એ જાહેર ભાષણો પણ આપતો. એક દિવસે મીકાએલ ફેરેડેના શેઠને એના મિત્રે ડેવીના ભાષણની ત્રણ ટીકીટો આપી. શેઠે એમાંથી એક ટીકીટ પોતાના 'જુવાન નોકરની કાર્યપરાયણતાની કદરદાની તરીકે તેને ભેટ આપી. એ ભેટે ફેરેડેના જીવનમાં પરિવર્તન કર્યું. ફેરેડે એ ભાષણ સાંભળવા ગયો અને એ ભાષણનો એણે વિસ્તૃત સાર લખી કાઢી એને સરસ રીતે બાંધી એના ઉપર સોનેરી અક્ષરે ડેવીનું નામ લખી તેણે સર હંફ્રી ડેવીને તે ભેટ આપી. સર હંફ્રી ફેરેડેના આ કાર્ય દ્વારા વ્યક્ત થતી તમન્ના અને પોતાના ભાષણના સારની યથોચિતતાથી પ્રસન્ન થયો, અને એણે ફેરેડેને પોતાના સહાયક તરીકે રૉયલ ઇન્સ્ટીટ્યુશનની પોતાની રસ-શાળા સાચવવા માટે રાખી લીધો.

*

**આંગ્લ** ઇતિહાસ નેપોલીયનને એક માનવ-ભક્ષી દૈત્ય તરીકે જ ઓળખાવે છે. નેપોલીયનના સર્વ શ્રેષ્ઠ પરાક્રમોમાં આલ્પ્સની એની મુસાફરી વાગ્રામ અને આસ્ટરલીટ્ઝની લડાઇઓ, સો દિવસના એનાં સામ્રાજ્ય અને સેંટ હેલીનાનું એનું બંદી-જીવન, આટલી જ વાતોનો ઉલ્લેખ અંગ્રેજ ઇતિહાસકારો કરે છે. પરંતુ એ મહાન ખલાસી સિપાઇએ ફ્રાંસની પુનર્રચનાનું જે ભગીરથ કાર્ય પાર પાડ્યું છે એની ક્યાં યે નોંધ સરખી યે નથી દેખાતી. નેપોલીયને ફ્રાંસને કાયદા આપ્યા; ફ્રાંસમાં કેળવણીને એણે ખૂબ જ વ્યાપક બનાવી; એણે સુવેઝની સંયોગી ભૂમી ખોદીને ત્યાં નહેર બનાવવાની માપણી કરાવી હતી; અને એનાથી યે વધારે તો એણે ફ્રાંસ અને જ્યાં જ્યાં એની લાગવગ હતી તે તે યુરોપીય દેશોમાં વૈજ્ઞાનિક શોધખોળો કરાવી હતી. એ માટે એણે જે જૂદા જૂદા વિજ્ઞાનશાસ્ત્રીઓને નોતર્યા હતા, એમાં સર હંફ્રી ડેવીને પણ એણે આદરપૂર્વક ઇજન આપ્યું હતું. સર ડેવી નેપોલીઅનના આમંત્રણને પરિણામે યુરોપના પ્રવાસે ગયો હતો. ફેરેડે આ રીતે યુરોપીય વિજ્ઞાનશાસ્ત્રીઓના પરિચયમાં આવ્યો હતો.

*

**ઇ. સ.** ૧૮૨૪માં ગારથીયા, એમ્પીયર અને વોલ્ટા નામના વિજ્ઞાનશાસ્ત્રીઓએ એવી શોધ કરી હતી કે બેટરીમાંથી પેદા થતી વીજળીમાં લોહચુંબક જેવી આકર્ષક શક્તિ રહેલી છે, અને ત્રાંબા અને લોઢામાં વિજળીનો પ્રવાહ દાખલ કરવાથી એનામાં પણ એવી આકર્ષણ શક્તિ જાગ્રત થાય છે. ફેરેડે જન્મથી માનતો હતો કે કુદરતના તમામ બળો અને કુદરતની તમામ શક્તિઓનું મૂળ એક જ અને સર્વ સામાન્ય છે. ફેરેડે પોતાની આ દૃઢ માન્યતાને

( અનુસંધાન પૃષ્ઠ ૩૪૭ ઉપર )

# કેશવલાલ માસ્તર

લેખક : રા. નર્મદાશંકર દામોદર શુક્લ

"મિ. કેશવલાલ, આજે ક્રિકેટની મેચ છે. હું જઈ શકું તેમ નથી—કાંઈ મોડો આવીશ તો તમે જરા છોકરાઓ સાથે જશો ?"

"હા, સાહેબ પણ—

"કારકુન પાસેથી પૈસા લેજો. ભાડાને લેતા જજો. ડ્રિલ માસ્તરને સાથે રાખશો. તમને મદદ રૂપ થશે. મારે જ્યુનીઅરની તપાસ રાખવાની છે. એટલે જાઉં છું..." કહી હેડ માસ્તર કેશવલાલ જવાબ આપે ના પૂછે ત્યાર પહેલાં જતા રહ્યા.

કેશવલાલનું 'પણ' તેના હોઠ ઉપર જ રહી ગયું. કેશવલાલને તેની જૂની નિશાળ યાદ આવી. દરેક વિદ્યાર્થીને તેની શાળાના સંભારણાં યાદ રહે છે. શાળા માટે તેને અભિમાન થાય છે. એ અભિમાન કોઈક કોઈક વખત ઉભરાઈ આવે છે, હૃદય વલોવે છે. તે શાળાના વિજયે વિદ્યાર્થી મગરૂર બને છે. તેના ક્ષયે તે નિરાશ થાય છે. દુઃખી થાય છે.

કેશવલાલ અમદાવાદની જ એક શાળામાં ભણ્યો હતો. તેની સીનીયર ટીમનો તે ખેલાડી હતો. એટલું બધું સુંદર તેને બેટ ઉપાડતા આવડતું કે તેને પહેલી જોડીમાં જ મોકલતા ને ફીલ્ડીંગ કરવામાં બહુ જ પાવરધો હતો. ક્રિકેટ રમી તેણે હાથના હાડકાં ભાંગ્યાં હતાં. એક વખત તો હાથ પણ ઉતરી ગયેલો. અને સખત મજૂરીનું કામ કરવાને તે નકામો હતો. કેશવલાલ તે હાથ પંપાળતો. જેમ તે યાદ આવ્યું તેમ ઊભો રહ્યો.

—નિશાળમાં તે ઠોઠ વિદ્યાર્થી ગણાતો. માસ્તરની સોટીનો સ્વાદ તેના હાથે ચાખ્યો હતો. ઘણીય વખત પણ તેની યાદ તેને ન હતી. તે ભૂલી ગયો હતો. તે રમતોમાં બહુ જ ભાગ લેતો. શાળાની કીર્તિ રમતો ઉપર વધારે આધાર રાખે છે તેમ તે માનતો. તેમાં મળતી ફતેહથી તે આંકડાની માફક નાચતો. તેની ટીમનો કોઈ ખેલાડી સુંદર ફટકો મારતો કે સુંદર રીતે દડો પકડી લેતો ત્યારે તે આનંદમાં આવી બૂમ પાડતો. તેની નિશાળ હારતી ત્યારે તે ખિન્ન થતો. એની નિરાશાનો પાર રહેતો નહિ. એને ખાવું પણ ગમતું નહિ. કોઈ વહાલાના મરણના શોક જેટલો તેનો શોક તેને લાગતો.

—તેને યાદ આવ્યું કે એક વખત તેના લગ્નનો દિવસ હતો. લગ્નનો લ્હાવો લેવો ક્યા યુવાનને ગમતો નહિ હોય ? કેશવલાલનાં સ્નેહ લગ્ન હતા એમ જ્ઞાતિના લોક વાત કરતા. એનો રમત માટેનો, નિશાળ માટેનો પ્રેમ જોઈ બધા મશ્કરીમાં કહેતા કે જો કેશવલાલને પરણવાનું હોય તો તે પણ મુલતવી રાખી દોડે. મશ્કરી ખરી પડી અને લગ્નને દિવસે જ તેની ટીમ રમવા બહાર પડી. કેશવલાલના આનંદનો પાર રહ્યો નહિ. અને તે દિવસે જ કેશવલાલ રમવા ગયો. કેમ કરતાં બોલ આંખ

ઉપર પડ્યો. આંખ બંધ થઇ ગઇ. રમત જીત્યા. તેને આનંદ થયો. અને એવી આંખે તે માંડવામાં પરણવા બેઠો. ઘરડાંઓ કદાચ અપશુકન ગણે. સરખી ઉમરના આંગળી કરી તેને કદાચ હસે. પણ તેના આનંદનો પાર જ ન હતો. શકુન, અપશકુન કે એ મશ્કરીની તેને પરવા ન હતી.

—આવો આવો તેનો પ્રેમ, રમત માટે અને વધારામાં નિશાળની કીર્તિ માટે હતો, નિશાળ છોડી તે કોલેજમાં ગયો. પણ વ્હાલી નિશાળ તેને છોડી શકી નહિ—નહિ તે છોડી શક્યો નહિ. કોલેજમાંથી પણ નિશાળની રમત ગમતના મેળાવડામાં તે રસ લેતો. તેની ટીમ રમવા જતી ત્યારે ઉત્સાહ રેડવા તે ભડ-વીર ત્યાં હાજર જ હોય. એક પણ એવી રમત એની જૂની નિશાળ નહિ રમી હોય કે જ્યાં કેશવલાલ હાજર ન હોય.

કોલેજ છોડી તે અમદાવાદની બીજી શાળામાં નોકર રહ્યો. શિક્ષક થવું તેને બહુ જ ગમતું હતું. હવે તેને બે શાળા ઉપર ધ્યાન આપવાનું, તેનું હૃદય ખરા પ્રેમથી એક બાજુ ઢળતું હતું. બીજી બાજુ તે નોકર હતો અને તેને વફાદાર રહેવું જ જોઇએ. કોઇ પ્રસગે પણ તે નિશાળોની વાતો કરવા બીજા શિક્ષકો સાથે ભળતો નહિ. તેનો મિજાજ તેજ હતો કદાચ કોઇ ટીકા કરે અને પિત્તો ઉછળે તો એમ ધારી તે દૂર જ રહેતો. તેની વફાદારી બે ભાગે આમ થોડા ઘણા અંશે વ્હેંચાયેલી હતી. હવે પહેલાંની છોકરમત રાખવી ય નહીં પાલવે એમ તે વિચાર કરતો અને કદાચ આ બે શાળાઓ જ એક એક સામું હરિફ થઇ રમવા આવે તો પોતાની સ્થિતિ શું થશે? પોતે કઇ સ્કૂલના વિજયમાં રાજી થશે? પોતે પોતાના વિદ્યાર્થીઓમાં નિષ્પક્ષપાતપણે જુસ્સો રેડી શકશે? તેમના વિજયમાં રાજી થશે? એવા ઘણા વિચાર તેને આવતા અને પ્રભુને પ્રાર્થના કરતો કે આવો પ્રસંગ ન આવે તો સારૂં.—

પણ આજે તો સાહેબે કેશવલાલને જ નિશાળની ટિમ લઇ જવાનું કહ્યું. કેશવલાલને ખબર હતી કે તેની જૂની નિશાળ આજે હરિફ તરીકે મેદાનમાં રમવા આવવાની હતી. દિવસો થયાં દાબી રાખેલી બીક આજે દબા-યેલી કમાન છટકે તેમ છટકી. તે કાબુમાં રહે તેમ ન હતું. માસ્તર કેશવલાલ કાંઇક બાનું કાઢી છટકવા માગતા હતા. પણ તેમના હેડ માસ્તર સાહેબ બહુ જ ઉતાવળા હતા. તે તો એકદમ કહી ચાલ્યા ગયા. બે કલાકમાં તો તેણે મેદાનમાં હાજર થવું જ જોઇએ. એટલે બહુ વિચાર કરવાનો વખત ન હતો. તેણે ડ્રિલ માસ્તરને બોલાવીને કહ્યું.

"મી. ભટ્ટ, મને બહુ મોડી ખબર મળી છે. પણ કાંઇ નહિ. તમે છોકરાઓ સાથે જજો. હું બારોબાર મેદાનમાં આવીશ. મેચ શરૂ થતાં પહેલાં આવી જઇશ. અને બનશે તો તમે અહિંથી નીકળશો ત્યાર પહેલાં આવી જઇશ—પણ તમને છોકરાઓ લઇ જવાની વિનતિ કરૂં છું."

કેશવલાલ ઘેર ગયો, ન્હાયો, અને ખાવા બેઠો. પણ ખાવામાં તેનુ ચિત્ત ન હતું. આજે તેની લાગણીઓ વ્હેંચાયેલી હતી. તેણે બહુ જ થોડું ખાધું.

"કેમ. બેટા, શરીર સારૂં નથી? ભાણા સામું કેમ જોઇ રહ્યો છે? શું વિચાર કરે

છે ! આવાનું સારું થયું નથી ! તારે શું જોઈએ છે ? નવું કરી આપું ! શાક ઉનું કરી આપું ? દાળ આપું ?" એમ પ્રશ્નની પરંપરા તેની બાએ ચાલુ કરી. પણ કેશવલાલના હૃદયમાં ઊંડો ધારકો હતો. તેની જૂની શાળા આજે હારશે તો ! તેની કીર્તિને આજે કલંક લાગશે તો ! અને તે પણ તેનાથી. તેને પોતાને તેની શાળા સામું જવાનું ! તેની આંખના ખૂણા ઉપર તેની લાગણીઓને ઉઘાડી પાડતાં નાહક આંસુ આવ્યાં અને ઓઢીઆના છેડે તેણે તે લોઈ નાખ્યાં. બે ત્રણ કોળીઆ ભરી, બાકી ભાણામાં જ હાથ ધોઈ તે ઊઠી ગયો. ઝટ ઝટ કપડાં પહેરી તેણે પ્રયાણ કર્યું.

મેદાન ઉપર સિક્કો ઉછાળવાની વખતે જ તે આવ્યો. છોકરાઓ ડોક વાળી તે ઉછળતા સિક્કાને જોઈ રહ્યા હતા. કેશવલાલનું ચાલત તો તે સિક્કાને હવામાં જ લટકતો રાખત. જૂના જમાનામાં સતીઓમાં સૂર્યના રથને અટકાવવાનું બળ હતું. એની પાસે આ સિક્કાને પડતાં અટકાવવાનું બળ ન હતું. તેના શરીરમાં કંપારી છૂટી તેના કપાળ ઉપરના પરસેવાનાં બિન્દુ તેણે રૂમાલે લૂછ્યાં. અને સામી છાવણીમાં નજર કરી. તેને લાગ્યું કે તેની જગ્યા અત્યારે ત્યાં છે અહીં નથી. આ ટૉસ હાર ? તેણે ચોખ્ખે ચોખ્ખું કહી દેવું જોઈએ. આવી દુનિયાં કેવી કે જ્યાં હૃદયના થતા ચિરા સહન કરવાના. એ ચિરા જાતે જ પાડવાના. આમાં દુનિયાને શો રસ પડતો હશે ! આ દુનિયામાં કલા વિધાયકને હૃદય જ નહિ હોય નહિ તો આવું ન કરે. તેનું વિદ્યાર્થી હૃદય આમ બંડ જગાવી રહ્યું હતું. અને તે વખતે તેની જૂની શાળાના વિદ્યાર્થીઓ હાથમાં બૅટ લઈ મેદાનમાં પડ્યા.

ઘડીભર તેમને ધીમાં પગલાં ભરતા આવતા જોઈ છાતી કાઢી ચમરૂર બની ખુરશીનો હાથો ઝાલી તે ટટાર બેઠો. પોતાની ફજેતી ન થાય તે જોવાનું હતું. આવતી જોડીને તેણે તાળીઓથી વધાવી.

રમત શરૂ થઈ. સામી બાજુથી દડો ફેંકાવા માંડ્યો પહેલો દડો ખાલી ગયો. બીજો ગયો અને ત્રીજાએ બે રનની હદ ઓળંગી જતાં દડાની ગતિ પડી. કેશવલાલ ખુશ થયા અને પાછળથી એમની શાળાના વિદ્યાર્થીએ કહ્યું.

"સાહેબ, આ જો જો હમણાં જ ઉપડ્યો. એના ગંડીઆ ડુલ. કે કાં તો હાથમાં વાડીઓ પકડી લેશે. જુઓ 'સ્લિપ' ઉપર ઊભો છે."

અને બીજાએ કહ્યું:

"ચિમનના બોલ તો લલચાવનારા છે. હમણાં ગયો જાણો. બે રન લઈ ગયા છે પણ ભારે પડશે. એ ગયો."

સાહેબનું ધ્યાન આમ વાતમાં હતું અને એટલામાં ડાબી બાજુ પર તે ઝડપાઈ ગયો. બે રને પહેલી વિકેટ પડી. એમની છાવણીમાં તાળીઓ ઉપર તાળીઓના અવાજ થવા લાગ્યા. મેદાનમાં ઉભેલા ઉંચે દડો ફેંકી આનંદમાં આવી ઝિલવા લાગ્યા. કૅચ કરનારને અભિનંદન આપવા લાગ્યા. એક છોકરો તો એકદમ દોડી કૅચ કરનારને ઇનામ પણ આપી આવ્યો. આમ એમની છાવણીમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. બિચારા કેશવલાલને હસતું મોઢું રાખી આ સહન કરવું પડ્યું.

બીજો રમનારો આવ્યો. બે ચાર દડા રમ્યો. ઠીક રમ્યો. આ સારા રન કરશે એમ એમને થયું. બોલ આખાને આખા પડતા

હતા. કેશવલાલને ખુરશી છોડી હાથમાં બેટ લઇ રમવાનું મન થયું. આવો સુંદર બોલ છોકરો મારી શકતો નહોતો તેથી દુઃખ થયું. કેશવલાલને ચોક્કસ થયું કે આજે આપણે હાર્યા. એવું કલંક પોતાના માથે છે. કેશવલાલ ખુરશીમાં ઢગલો થઇ પડી રહ્યા રમનારા આવ્યા. દડો ઉછાળી કે આગળ વધી મારતાં કે દડાને સિધો રસ્તો કરી આપીને એક પછી એક મેદાન છોડી છાવણીમાં ભરાઇ ગયા. એમની છાવણીની આનંદની ચીસોનો પાર ન રહ્યો.

"જુઓ સાહેબ અમે કહેતા હતા કે આ કશું ય કરવાના નથી. આપણું બોલીંગનું બળ ન હતું છતાં ય જોયુંને કેવા ફાવ્યા ? વીસ રનમાં તો સફાચટ કરી મૂક્યું."

'પણ તમને કદાચ ઓછામાંજ ઉરાડી મૂકશે તો ? મગરૂર શું કામ થાવ છો ? એમની બોલીંગ ફીલ્ડીંગ સારી હશે તો દશ રનમાં ઉરાડશે તો ?'

"સાહેબ, તમે નકામા નિરાશ થાવ છો આપણા છોકરાઓ બહુ જ જબરા છે. એકલો રણછોડ બધાને ભારે પડશે."

"અરે સાહેબ ! ગુજરાત કોલેજમાં એણે એકલાએ બધાને પાણી પાયું હતું. અને થકવ્યા હતા. બહુ જબરો છે." બીજાએ કહ્યું.

"સારૂં, જોઇએ છીએ, ચાલો, રમવાને મોકલો. બરોબર ગુંદર માફક ચોંટે તેવા બેને મોકલજો. જો, સુમતિ, ધ્યાન દઇ રમજે. લાકડાં ઉછાળી આવીશ નહિ. અને રણછોડ ! તારાં તો બધા વખાણ કરે છે. તું પહેલો જાય છે તે સારૂં નહિ. પણ જાઓ ફત્તેહ કરો બધા મેદાનમાં તમારી રાહ જુએ છે.'

તાળીઓના ગગડાટ વચ્ચે રમત ફરીથી શરૂ થઇ. પહેલી જોડી જામી. ચાલીસ રન જોતજોતામાં પાટીઆ ઉપર ચઢ્યા. કેશવલાલ ઠંડો થઇ, ઢગલો થઇ, કોઇ આભારીની માફક ખુરશીમાં પડી રહ્યો. હેડમાસ્તર આવ્યા.

"મિ. કેશવલાલ, તમે તો છોકરાઓમાં ઠીક પાણી આણ્યું લાગે છે. તમે તો વિસમાં ઉરાડી મૂક્યા. અને આ તો જબરા જામ્યા છે. ફતેહ તમારી છે. મારાં તમને અભિનંદન."

'સાહેબ, તાલિમ તો આપે આપેલી ને હું તો અહીં લઇને આવ્યો. તેમાં મને શાનાં અભિનંદન.'

નિશાળના બીજા શિક્ષકો એક પછી એક આવ્યા. અને કેશવલાલને અભિનંદન આપવા લાગ્યા. કેશવલાલની આંખો મેદાનમાં હતી. સામા પક્ષની ફીલ્ડીંગ ખરાબ થતી કે ચીઢાતા. દોડી જઇ દડો પકડવાનું મન થતું. કોઇ દડો ઝીલતાં ખોતો તો તે નિરાશ થતા. પોતે ત્યાં હોત તો ન ખુવત. આટલા બધા રન ન આપત. આ ટીમમાં કાંઇ પાણી નથી. પોતે હાડકાં ભાંગી, આંખ ઉપર દુઃખ સહન કરી ફીલ્ડીંગ ભરતો એવી ફીલ્ડીંગ આ નથી ભરતા, એ જોઇ દુઃખી થતા. બોલર બહુ ખરાબ બોલ નાખતો પણ એવો જીદ્દિ હતો કે બોલ છોડતો નહિ. કેશવલાલનું મન અને હૃદય મેદાન ઉપર ભમતું હતું. કોઇકવાર અમ્પાયરનો ન્યાય તેમને ખોટો લાગતો. તે પણ પક્ષપાતી છે એમ થતું. રમત બંધ કરાવવી જોઇએ. એમ તેમને થઇ આવતું. પણ તે નિરુપાય હતા. કોઇ રસ્તો ન હતો. તેમનું મગજ ચક્કર ચક્કર ફરવા લાગે એટલામાં જો કોઇ વિકેટ પડતી તો ખુશ થતા. પણ તાળીઓ પાડી

શકયા નહિ. સામી છાવણીની લાગણીઓ એમ-નામાં ઘણીય વખત ચેતન રેડતી.

કયાંક દોઢ કલાકને અંતે પાટીઆ ઉપર ૧૨૦ થયા.

કેશવલાલની નજર ત્યાં જઈ ચોંટી. એ આંકડામાંથી અગ્નિની જવાળા નિકળતી તેણે દીઠી. તે ધીમે ધીમે આગળ વધી સામી છાવણીની પડેલી ખુરશીને તે અડકી. તે સળગી અને એક જોતામાં તો આખી છાવણી સળગવા લાગી તેમાં બેસનારા તેને છોડી નાસતા જણાયા તે અગ્નિને ઠારવાની, શાંત કરવાની બુદ્ધિ એમને સુઝી નહિ તેને લાગ્યું કે કોઇ ઉઠી તે જવાળાઓને ઠારવા પ્રયત્ન કરતું નથી બળવા દો, આગળ નહિ જશે ! જવાળાઓ હમણાં આવશે. તમે દાઝી મરશો ની બૂમો ચારે-તરફથી ઉઠી. તેને લાગ્યું તે આગળ વધ્યો. તે બળતી છાવણીમાં તે પેઠો. આખે શરીરે તેને બળવાની વેદના થતી હોય તેમ લાગ્યું—

અને હર્ષના અવાજો કરતા છોકરાઓ ટોપીઓ ઉછાળતા, હાથ ઉછાળતા, મેદાનની ચારે બાજુએથી આવી તેની છાવણીની આગળ પાછળ ફરી વળ્યા અને એક અવાજે કહ્યું:

'સાહેબ ! આપ જીત્યા"

"હેં !" કહી કેશવલાલ ઝબકી ઉઠયો.

# કલાધરને

રા. લલિત

૧

નવરંગની ભભકે ભરી
જુએ અજબ તું રૂપ કલા
એનો લગાવ્યો રંગ રાખે
ને ખિલાવે રસ કલા !

૨

ઇતિહાસમાં ઘૂમી ઝીલે–
તું મનભરી માનવકલા :
હૃદયાત્મિકાની જીરવે
માર્મિક તું કરુણ કલા !

૩

સૌંદર્યને શૃંગાર ગુંથી–
જાળવે તું કર કલા
ભારત પ્રજાની ઓળખાવે–
આર્યતાની સુર કલા

૪

ગુણ મધુરતા ઝીલે ઝીલાવે
ગુર્જરી ગૌરવ કલા :
પ્રકૃતિ પ્રદર્શન સમધરે
તું રસ પ્રભુતાની કલા !

૫

રહેજે અમર તું ભોગવી
ને જીતજે જીવન કલા
અભિનય કલાયે લ્હેરજે :
ને પૂરજે લલિત કલા :

૬

પણ મુજ જીવિતને ઝણઝણાવે
એક એ સંગીત કલા :
તેનું ધરૂં નૈવેદ્ય તુજને :
પ્રદેશે પ્રતિભા કલા !





# દંપતીના દેવ પ્રેમ

લેખક : ડૉ. ર. ક. યાજ્ઞિક, એમ. એ. પીએચ. ડી.



ગયાં બે વર્ષમાં સાક્ષરજીવનને લગતાં જે નાટકો વિલાયતમાં જોયાં તેમાં બે ઘણી ઉંચી કક્ષાનાં હતાં એટલું જ નહિ પણ મનહર રીતે ભજવાયેલાં જોયાં હતાં. મિસ જોન ટેમ્પલનું 'ચાર્લ્સ અને મેરી'નું લેખકયુગલને લગતું નાટક 'એલી મેન'ની નાનકડી નાટકશાળામાં નરી સરળતાથી ભજવાયેલું જોયું: ઇલિયાના રમૂજી જગમશહૂર નિબંધોનો રચનાર ખાનગી જીવનમાં ભગિનીપ્રેમ માટે કેવા ત્યાગ ને સેવાની જ્વલંત મૂર્તિ સમો કરુણ પુરુષ હતો તેની હૂબહૂ પ્રતિકૃતિ એ નાટકમાં નજરે તરે છે. પડંગવયને જેવી બુદ્ધિશાળી કૌતુકી બ્હેન હતી તેવી ચાર્લ્સને મેરી હતી; પરંતુ તફાવત એ હતો કે બાળપણથી એને વાયુ કે તાણ આવતું; એક આવેશની ક્ષણમાં પોતાની માતાને એણે મારી નાખી, પછી સત્યનું ભાન થતાં એના જીવનની ધારી થતી કરુણતા કલ્પી શકાય તેવી છે. બીજી બાજુથી ચાર્લ્સના જીવનમાં હેસ્ટર માટે પ્રેમ રસ ઉત્પન્ન થાય છે અને બ્હેન માટેની લાગણી ખાતર પોતે કેવો ભોગ આપે છે તે વસ્તુ નાટકમાં મોહક રીતે ગૂંથવામાં આવ્યું છે; પરંતુ એ નાટકની રસમીમાંસામાં ઉતરવાનો આ પ્રસંગ નથી

બીજા સાક્ષર જીવનને લગતા નાટકે લગભગ સવા વર્ષથી લંડનને મંત્રમુગ્ધ કર્યું છે. પહેલું નાટક ચાર્લ્સ તથા મેરીના ભ્રાતૃપ્રેમ ભગિની પ્રેમની ઝાંખી કરાવે છે; તો આ નાટક રોબર્ટ બ્રાઉનિંગ તથા ઇલિઝાબેથ બેરેટના દંપતિના દેવ પ્રેમ પ્રત્યક્ષ કરે છે. આ નાટક રૂડોલ્ફ બેસિયરે લખ્યું છે. તેનાં સહુ નાટકોમાં આ નાટકે તેની કીર્તિને કળશ ચઢાવ્યો છે. આ પ્રસ્તુત નાટક પ્રથમ માલવર્ન મહોત્સવ પ્રસંગે તા. ૨૦-૮-'૩૦ને રોજ એક માલવર્નની રંગભૂમિ ઉપર ભજવાતું જોવાને આ લેખકને પ્રસંગ મળ્યો હતો. તે મહોત્સવ પછી એજ નામાંકિત પાત્રોએ લંડનમાં તે નાટક ભજવવાની શરૂઆત કરી તે આજ સુધી એક પણ બેઠક ખાલી ગયા સિવાય પૂરેપૂરા ભરેલા નાટ્યગૃહમાં એ ભજવી બતાવાય છે. એની સાથે શરૂ થયેલું બીજું એક પણ નાટક અત્યારે ચાલુ નથી. કેટલાક

વખત પહેલાંથી સારી બેઠક મેળવવાની ગોઠવણ કરવાની ફરજ પડે છે. આ વસ્તુસ્થિતિ સમજવા એક વાતની નોંધ આવશ્યક છે: યુરોપીય રંગભૂમિ ઉપર એક જ નાટક અઠવાડિયામાં આઠ વાર ભજવાય છે; અને એમાં લોકરસ ઓછો થતાં, ખર્ચ ના પોષી શકાય ત્યારે બીજો પ્રયોગ શરૂ થાય છે.

માલવર્નની રમણીય ગિરિમાલા ઉપરથી ઇંગ્લેંડના એક આદિ કવિ લેંગલેંડે પોતાના દેશના સર્વદેશીય ઉદ્ધારનાં, ખાસ કરીને ગરીબ વર્ગના ઉત્કર્ષનાં, સ્વપ્નાં સેવ્યાં હતાં. આ મનહર પ્રદેશને બે ત્રણ વર્ષથી સર બેરી જેક્સને બર્નાડ શૉના વાર્ષિક ઉત્સવ ઉજવવાના અનુકૂળ સ્થળ તરીકે પસંદ કર્યું છે. સુનંદા પાત્રોના આકર્ષક યોગ સાધી શૉનાં નાટકો ઑગસ્ટ મહીનામાં ત્યાં ભજવવાં અથવા બીજાં નવા કે શિષ્ટ પ્રયોગો ભજવવાં અને ઉત્સવરસિયાંને ઉચ્ચ આનંદનાં સાધન પૂરાં પાડવાં તેવો હેતુ છે. શૉદંપતી દરેક પ્રસંગે પધારે છે અને પ્રેક્ષકવૃંદ તેમને સહર્ષ વધાવે છે; પણ આ ઉત્સવ સંબંધી બીજી કોઈવાર વિગતવાર લખી શકાય, અત્યારે તો એટલી નોંધ લેવાની છે કે બ્રાઉનિંગ દંપતી સંબંધી પ્રથમ ઉચ્ચ કોટિનો પ્રયોગ થયો ત્યારે શૉદંપતી મંડપમાં પ્રત્યક્ષ હતાં ને પ્રસન્ન થયાં હતાં.

આ વિલક્ષણ પ્રકારનું નાટક હોવાથી તેની વસ્તુસંકલના પૂરી સમજવા માટે અમુક હકીકત બે સાક્ષરજીવનમાંથી તારવવી આવશ્યક છે. આ પ્રયોગનું કેન્દ્રસ્થાન ઇલિઝાબેથ બેરેટ હોવાથી આપણે તે કવિત્રીના જીવનની ઝાંખી કરતી જઇએ. પોતે નાનપણથી જ નાજુક બદનવાળી હોવા છતાં ચેતનવન્ત ને સંસ્કૃત હતી; ઇ. સ. ૧૮૦૬માં જન્મ થયા પછી ત્રણેક વર્ષે, તેના પિતા 'હોપ એન્ડ' નામના દૂરનાં ગામડાંમાં વતન કરી સ્થિર થયા હતા ત્યાં; તેમની સાથે મોટા કુટુમ્બ વચ્ચે, એ કુદરતની સાંનિધ્યમાં ઉછરી હતી. ક્રમભાગ્યે દશેક વર્ષની ઉમ્મરે એ ઘોડા ઉપરથી પડી ને શરીરને ઇજા થઇ તેની ઘણાં વર્ષ સુધી એવી માઠી અસર રહી કે લગભગ અપંગ જેવી હાલતમાં ઘણોખરો સમય પથારીવશ એને રહેવું પડ્યું. છતાં આ પથારી કરતાં પણ વિશેષ કઠિન એના પિતા એડવર્ડ મોલ્ટન-બૅરેટની વિચિત્ર ને ઉગ્ર પ્રકૃતિ હતી. તો પણ ઇલિઝાબેથ ૨૨ વર્ષની થઇ ત્યાં લગી એની માતા જીવતી હોવાથી પિતાની સખ્તાઇ હદ ઉપરાંત સાલતી ન હતી.

માતા દેવલોક થયા પછી થોડાં વખતમાં લંડનના 'વિંપોલ સ્ટ્રીટ'માં એક મકાન રાખી આ પિતા પોતાની ત્રણ દિકરીઓ અને સાત દિકરાઓ સાથે રહેવા આવ્યા; તેમાંથી ઇલિઝાબેથનો સવિશેષ પ્રેમપાત્ર એડવર્ડ, ઇ. સ ૧૮૪૦માં ટૉર્કીમાં બ્હેન સાથે હવા ખાવા ગયેલો, તે ડૂબી ગયેલો; કવિત્રીએ પોતાના કાવ્ય 'The cry of the Human'માં આનો ઉંડો શોક સફળ રીતે પ્રકટ કર્યો છે. જાન્યુઆરી ૧૮૪૫ સુધી ઇલિઝાબેથ અપંગ અવસ્થામાં પોતાની ખુરશીમાં કે બિછાનામાં જ રહેતી; અને પિતાની અત્યંત સખ્ત, નિયમબદ્ધ રહેણીકરણીથી અંતરથી કંટાળી ગઇ હતી; પરંતુ આ માસમાં બ્રાઉનિંગ કવિનો પ્રથમ પત્ર—આ કવિત્રીનાં કાવ્યોને ઉરથી અભિનંદન પ્રેરતો—એને મળ્યો.

એનો લાક્ષણિક ભાવથી ઉત્તર લખાયો : આમ શરૂ થતી મૈત્રિ પત્રવ્યવહારથી સુદૃઢ થઈ. ત્યારપછી પાંચ માસે ૨૦મી મેને દિવસે તેમનું પ્રથમ મિલન 'વિમ્પોલ સ્ટ્રિટ'માં થયું. કઈ બીક, કંઇ સંદેહ, કઇ શારીરિક ને માનસિક અસ્વસ્થતાને લીધે ઇલિઝાબેથ તો આ મિલન માટે વધારે વિલંબ કરવા ખુશી હતી. પણ બ્રાઉનિંગ તો સર્વ અંતરાયને હસી કાઢનાર લડવૈયો હતો; ને એ બૅરેટ પિતા કે બીજા કોઇની દરકાર પણ કરે તેવો ક્યાં હતો !

થોડા જ સમયમાં બ્રાઉનિંગે પોતાનો ઉંડો અને આવેશભર્યો પ્રેમ વ્યક્ત કર્યો. આવી અપંગ, ચાળીસ વર્ષની કવિત્રી સાથે લગ્નબંધનનો વિચાર જ બૅરેટ કુટુમ્બના સહુને હેબતાવી મૂકે તેવો હતો; પરંતુ નિરંકુશ ને મસ્ત કવિના ઉપરની તાલાવેલી એ બિચારા કદિ સમજી શકે ! વૈદ્ય ડાક્તરો પણ આશ્ચર્યચકિત થઇ એક બીજા સામુ જોવા માડે તેવો આ બનાવ હતો. બિચારી કવિત્રીનું ઉર તો આભારે કે પ્રણયભારે પોચું પોચું થઇ ગયું. પોતાના પ્રણયની ગુપ્ત વાત, સેવનનું રહસ્ય ને લગ્નની સુંદર એકતા ઉપર એણે અમર કાવ્યાવલિ—'Sonnets from the portuguese' રચી છે. વિલાયતનો આકરો શિયાળો—૧૮૪૫ નો—કાઢી દઇ ઇટલિની ખુશનુમા ને સહેજ ગરમ હવાનો લાભ લેવા ઇલિઝાબેથને એના ડાક્તરોની ખાસ ભલામણ હતી, પરંતુ એના પિતા એવા મમતી તથા સ્વાગ્રહી ને સ્વાર્થી હતા કે કોઇપણ રીતે, કોઇ સ્નેહી પોતાના ખર્ચે ને મહેનતે લઇ જવા આગ્રહ કરતા હોવા છતાં પણ, એ વાત શક્ય ન હતી. દુઃખકર શિયાળો ગયો ને પાછાં વસંત ને ગ્રીષ્મ—૧૮૪૬ નાં—આવ્યાં. સમજુ આશાવાદ ને પરમ પ્રેરણા એ પ્રેમી-કવિએ પૈર્યાં; પરિણામે એ અપંગ કવિત્રીના જીવનમાં અમિત આરોગ્યના ફુવારા ફૂટ્યાં; શરીર, મન, આત્મામાં અજબ ચેતન રેડાયું, છતાં પોતાના કુંઠિત ગૃહ-વાતાવરણમાં જીવનનો કંઇ પણ ધોરણસર વિકાસ અશક્ય હતો. આ શિયાળામાં પણ પરદેશ જવાની પિતા—આજ્ઞા કોઇ પણ રીતે મળી શકે તેમ હતી જ નહિ. કશો જ ઉપાય સૂઝી શકે તેમ નહતું. કવિ બ્રાઉનિંગે પોતાની લાક્ષણિક મર્દાનગીથી તત્કાળ નિશ્ચય કર્યો કે સત્વર લગ્ન કરીને છાનામાનાં તેમણે ઇટલિ નાસી છૂટવું. ઇલિઝાબેથે બહુ બહુ ઉંડા વિચાર કર્યા, અને કશો જ આરો ના દેખાયો ત્યારે ૧૨મી સપ્ટેંબરે (૧૮૪૬) ખાનગી લગ્ન કર્યાં ને તરતજ પાછી ઘરમાં આઠ દિવસ રહી જાણે કશું જ બન્યું નથી; પછીથી કવિ પોતાની બધી સગવડ સાધી શક્યા કે તરત જ તેઓ ચુપચુપ રાત્રે નાસી છૂટ્યાં—અને એ કવિત્રીનો સદેહે મોક્ષ થયો. ત્યારબાદ ૧૫ વર્ષ સુધી આ પ્રૌઢ દંપતી (પરણેતર પ્રસંગે પતિની ઉમ્મર ૩૪ ને પત્નિની ૪૦) એ કેવું રસજીવન માણ્યું, ઇટલિનાં પિસા, ફ્લોરેન્સ વગેરે સ્થળોએ કેવા અનુભવો થયા, સંતતિનું સુખ કેવું નિવડ્યું વગેરે ઉત્તર મીમાંસાનો આ પ્રસંગ નથી. આપણા નાટકકાર પણ ઉપલાં સેવનનો ઇતિહાસ મિતાક્ષરીમાં રજૂ કરી લગ્ન ઉપર પડદો નાખી પૂર્વમીમાંસાથી જ આપણને સતોષ માની લેવાને કહે છે.

આ મૂળ હકીકતના પાયા ઉપર નાટકકારે મનહર ઇમારત 'The Barretts of wimpole street'માં રચી છે. આ પચાંકી

નાટક ગ્રીષ્મ ૧૮૪૫માં શરૂ થાય અને સપ્ટેમ્બર ૧૮૪૬માં ખતમ થાય છે. બૅરેટ કુટુમ્બની સહનશક્તિની પરાકાષ્ઠા કેવી રીતે પહોંચે છે અને બેડો બળવો કેમ શરૂ થાય છે તેના ઉપર પ્રકાશ પાડવાનો હેતુ સ્પષ્ટ છે. એક વર્ષનાં પાંચ ચિત્રોમાં નાટકકારે વિવિધ બાજુથી એ કુટુમ્બજીવનનો તલસ્પર્શી અભ્યાસ વ્યક્ત કર્યો છે. શરૂઆતમાં હૉસ્પિતાલના એક ખંડનું વાતાવરણ આપણને સ્પષ્ટ થાય છે. ડાક્ટર ઇલિઝાબેથને નિયમ મુજબ તપાસે છે. શિયાળો ઇટલી ગાળવા સલાહ આપે છે; પણ બૅરેટ પિતાની પ્રકૃતિ સહુ કોઇ સમજે છે; ત્યારબાદ એક પછી એક બે બ્હેનો ને છ ભાઇઓનું લશ્કર રંગભૂમિ ઉપર દર્શન દે છે, રાતના જમવા વખતનાં કાળાં કપડાં પહેરેલાં અને શિષ્ટાચાર પ્રમાણે સહુ ગોઠવાઇને ઉભા રહે છે ત્યારે પ્રેક્ષકવૃંદના કુતૂહલ ને વિનોદ-શક્તિને ઉત્તેજન મળે છે; આ સહુમાં અંગેઅંગમાં ચેતનવન્તી હેનરિટ્ટા નજર આગળ તરી રહે છે. બધાં ભાઇ બહેનોના જીવન ઉપર પિતાના અત્યંત ત્રાસની છાપ સ્પષ્ટ છે. કોઇ કારણે પિતા એ દિવસ પણ બહારગામ જાય તો પિતાવિહોણા ગૃહમાં ઉત્સવસમ વાતાવરણ થવાની કલ્પનામાં જ હેનરિટ્ટા નૃત્ય કરે છે; તેજ ક્ષણે એડવર્ડ બૅરેટ ઉગ્ર સ્વરૂપે, અડગ પગલે, મુખ ઉપર કશા જ હાવભાવ વિના પ્રવેશ કરે છે ને બધાની ધૂળ કાઢી નાંખે છે. કશા જ પ્રેમ વિના સહુ સ્તબ્ધ ઉભા રહે છે. અપંગ, સદાની ય માંદી ઇલિઝાબેથની પથારી આગળ આ ધાંધલ શી ? આને માટે કોણ જવાબદાર છે ? વગેરે પ્રશ્નાવલિમાં બહુ શબ્દો નથી; પણ ઉભા બાળક મૂકવાની શક્તિ છે. પછી બિચારી ઇલિઝાબેથને અમુક માદક પીણું પીવાનો, એની તબીયતની ખાતર, પિતા આગ્રહ કરે છે. પુત્રી વિનવી 'ના' કહે છે; છતાં તે હેનરિટ્ટાને તે પીણું લઇ આવવા આજ્ઞા કરે છે. એ બહુ દિવસથી ખીજવાઇ રહેલી વાઘણ જેવી છંછેડાય છે અને સ્પષ્ટ જણાવી દે છે કે 'તમે મારી બ્હેન ઉપર કેવળ જૂલ્મ કરો છો; હું નથી લઇ આવવાની.' બીજીવાર ત્રીજીવાર આજ્ઞા થઇ. ગમે તેમ પીણું આવ્યું; અને પરાણે પાવામાં આવ્યું. સહુને કડકાઇથી કાઢી મૂકવામાં આવેલા હોવાથી, છેવટ પિતા એકલા પુત્રીની પથારી પાસે ઘુંટણ પર પડી રાતની પ્રાર્થના કરે છે; પરંતુ તે જીવન્ત માણસો માટેની છે કે તેમની ઉત્તરક્રિયા પ્રસંગની છે તે અતિશય ગાંભીર્ય ને શોકના વાતાવરણમાં સમજી શકાતું નથી.

બહાર મધુર રજનીમાં ચન્દ્ર ખીલી રહ્યો છે; પરંતુ પિતાની અતિશય ધાક ને જબરજસ્ત બંદોબસ્તથી બારિયો પણ ઉઘાડવાની રજા નથી. સહુના ગયા પછી, સુવાની તૈયારીઓ કરતા પહેલાં પોતાની બાઇ નોકરને બારી ઉઘાડવાનું કહે છે, ચન્દ્રનો મનહર પ્રકાશ આ પથારીવશ કવિત્રીના મુખ ઉપર દેખાય છે; અને કલ્પના, ભાવ વગેરે ઉભરાતાં, બહારની દુનિયા કેવી રમણીય હશે તેનો ખ્યાલ કરતાં, પોતાની અપંગ અવસ્થાનો ને સાથે પિતાની નિર્દય નજરકેદનો વિચાર કરતાં, એનાથી ડુસકે ડુસકે રડાય છે ને ત્યાં પડદો પડે છે.

બીજા અંકમાં રોબર્ટ બ્રાઉનિંગ સાથેના પ્રથમ મિલનનો પ્રસંગ છે. ઇલિઝાબેથનું મનોમંથન થાય છે. ઘણી મહેનતે મનોબળ કેળવી એ પ્રથમ પરિચયનું સાહસ

કરે છે, પણ કવિ બ્રાઉનિંગ પ્રવેશ કરતાં જ પોતાના સ્વૈરવિહાર, સ્વતંત્ર માનસ ને અજબ શારીરિક ચેતન ને અકમ મનોબળ તથા ઉમરાનો સબળ આશાવાદ પ્રકટ કરે છે. આ પ્રસંગ મરમ રીતે ઉપજાવ્યો છે; અને પછીના અંકમાં 'મિસ્ટર રોબર્ટ બ્રાઉનિંગ' મટી કવિત્રીનો 'પ્રિય રોબર્ટ' કેમ થાય છે તેનો વિકાસ પણ રસિક છે. પરંતુ તે સાથે, આખા કુટુમ્બજીવનની ઝાંખી આપવા માટે અને સાથે પતરું પણ આનુષંગિક વસ્તુના વિકાસથી વૈવિધ્યનું ને હાસ્યવિનોદનું તત્ત્વ દાખલ કરવા સારૂ, હેનરિટાના કેપ્ટન કુક સાથેના છૂપા પ્રેમનું પણ જ આકર્ષક ચિત્ર દોરવામાં આવ્યું છે. આવા પ્રેમવિહોણા ઘરમાં, જ્યાં કેવળ સભ્યતાખાતર, દિકરીઓ કે દિકરાઓ ત્રીસ વર્ષના થાય પરંતુ પરણવાની કોઇ હિસાબે કોઇને રજા જ ન મળે, તો અસત્ય, દંભ ને છૂપો રસસંચાર એ સિવાય બીજું શું બને! ગમે તેવું સુખ હોય લક્ષ્મી કે પ્રતિષ્ઠા હોય પણ પિતા–પોતે તો પરણેલા પરણી ગયા હતા–કોઇ પુત્ર પુત્રી પરણવા માગે છે તે વાતથી જ છેડાઇ જતા. ને આવેશમાં ઘેલાતુર જેવા બની જતા. આ સર્વ હકીકતનું મનહર દોહન હેનરિટાના એક પ્રસંગમાં સરળ રીતે દોરાયું છે. કળાની એકાગ્રતા પણ એવી સાધી છે કે આ પ્રસંગ નિરાળો નથી પડી જતો. ત્રીજાના અંકમાં રસિયા છાનાં છાનાં મળે છે; પણ ઇલિઝાબેથની, આપણી નાયિકાની, ઓરડીમાં હેનરિટા પોતાના રસભાગીને ઓળખાવવા પરાણે લાવે છે ને ત્યાં અણધાર્યા પિતા, ઓચિંતા વહેલા પાછા ફરેલા, દર્શન દે છે. કેપ્ટન કુક લશ્કરી અમલદાર હોવાથી પોતાનો રૂઆબ બેસાડવા જાય છે; પરંતુ બૅરેટ પિતાનું ત્રીજું નયન ખુલતાં કોણ ટકી શકે!

આમ ફૂલગૂંથણી ઠીક સાધી છે. છેલ્લા અંકમાં આપણી નાયિકા પરણ્યા પછીનું છેલ્લું અઠવાડિયું પિતાના ઘરમાં કેવી રીતે ગાળે છે તેનું દશ્ય છે. રસજીવનનો કેવો અજબ પ્રભાવ છે. તે અંકોના વિકાસમાં સ્પષ્ટ કર્યું છે ત્રીસ *વર્ષથી અપંગ બાઇ, કચરાઇ ગયેલી દશામાં* કેવો રસ ધીંકે ધીંકે વિકસે છે તે નાટકકાર પોતાની કળાથી વ્યક્ત કરે છે. ઇલિઝાબેથ હરિફરી શકે છે, બહાર નિકળવાની પણ બારે હિંમત કરે છે ને જીવન તરફ નવીન અભિરૂચિ ને આશા અનુભવે છે.

અંતિમ નિશ્ચય થઇ ચૂક્યા પછી, પોતાની અત્યંત વિશ્વાસુ બાઇ નોકર તથા લાડકવાયા ફ્લશ કુતરાને સાથે લઇને પોતાના પિતાનું ઘર અતલ્યેથા અંતર મંચ રોકીને–છાનીમાની દોડે છે. થોડા સમય પછી પિતા એ ઓરડામાં પ્રવેશ કરે છે. સઘળી ઝાટકણી કાઢે છે; પણ કોઇ કંઇ જાણતું નથી; ફક્ત જતી વખતે લખેલો વિદાયનો પત્ર દરેક માટે મૂકેલો જોવામાં આવે છે. પિતા પોતાનો પત્ર રોષથી હોઠ પીસી દાંત કકડાવીને વાંચે છે. હેનરિટાના આનંદનો પાર રહેતો નથી કારણ કે કેપ્ટન કુકને ફરી નહિ મળવાની બાઇબલ ઉપર હાથ મૂકી એની પાસે પિતાએ પ્રતિજ્ઞા લેવરાવી હતી!—તે પાળવામાં એ માનતી ન હતી તે જુદી વાત. પિતા વેર લેવાનો નિશ્ચય કરી ઇલિઝાબેથની બાઇ નોકરને બોલાવવાનો હુકમ કરે છે. તે તો ચાલી ગઇ હતી! "હં......ત્યારે એના કુતરાને લાવો ને તેના ટુકડા કરી નાખો!" આવો ક્રૂર હુકમ પીને છૂટે છે ને હેનરિટાથી

હસ્યા વિનાં રહેવાતું નથીઃ 'એ તો કુતરાને પણ સાથે લઇ ગઇ છે.' ત્યારે હવે રોષ કાઢવાનો રહ્યો એક પોતાના ઉપરના એ બિચારા પત્ર ઉપર ! એટલે નાટકનો છેલ્લો પડદો પડે છે ત્યારે આપણે એ પ્રચંડ મૂર્તિને એ પત્રના રાઇ રાઇ જેટલા ટૂકડા કરતી જોઇ આવા પિતાની દયા ખાધા વિના રહેતા નથી.

આ નાટકમાં કળા ને સૌંદર્ય ઘણાં છેઃ પરંતુ તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર રંગભૂમિ તો કરાવી શકે કે જો એ પ્રયોગમાં વાસ્તવિક દશ્ય સામગ્રી વગેરેની પૂરી મદદ સહિત ઉત્તમ નટ–નટીની સંવાદી વીણા વાગતી હોય. નાયિકાનું પાત્ર વિખ્યાત નટી ગ્વિન ફ્રાન્ગસન–ડેવિસ, હૅનરિટાનું મારજોરી માર્સ તથા બૅરેટ પિતાનું સિડ્રિક હાર્ડવિક એટલી કળાની પૂર્ણતાથી ભજવે છે કે તે પાત્રો ગમે તે રંગભૂમિ ઉપર વધારે સારાં ભજવી શકાય કે કેમ તે શંકાસ્પદ છે. સ્કૉટ સેંડરલૅંડનો બ્રાઉનિંગ એકંદરે વખણાયો છે. પરંતુ મતભેદને કેટલોક અવકાશ રહે છે. તે સિવાયનાં બીજાં પાત્રો ગૌણ સ્થાને છે. નાયિકામાં જે કવિત્રી, અપંગ યુવતી, તથા પિતા ને ભાવિ રસજીવન વચ્ચેની એની પરિસ્થિતિમાં મૂંઝાતી ભાવભરી પુત્રીનો ત્રિવેણીયોગ છે તેનો સફળ અવતાર જોયા વિના કેમ સમજાય ? જેટલી ક્ષણ હૅનરિટા રંગભૂમિ ઉપર રહે છે તેટલી ક્ષણ જાદૂઇ અસર પ્રેક્ષક વર્ગ ઉપર એ કરે છે. બેડો બળવો કરનાર દિકરી તે આવી જ હોય તેમાં શંકા રહેતી નથી; અને સિડ્રિક હાર્ડવિક આ નાટક પહેલાં, શૉના બીજા નાટકમાં, 'એપલ–કાર્ટ'માં મેગ્નસ રાજા તરીકે શેરીએ શેરીએ ગવાયલો; ઈંગ્લંડના પહેલા બે–ત્રણમાં–કદાચ પહેલું જ–સ્થાન લેતા હોવાથી, એના પાત્રની રસમીમાંસામાં કોઇ ઉતરે તો સામાન્ય રીતે એ દૃષ્ટિથી કે માનવપ્રયાસ કેટલી પૂર્ણતા રંગભૂમિ ઉપર દેખાડી શકે છે ? અમુક પાત્રને ન્યાય આપવામાં તેના જીવન સંબંધી કેટલાંક ગૂઢ બિંદુઓ ઉપર કેવા પ્રકારનો પ્રકાશ અમુક ઉચ્ચ નટ પાડે છે તેની સહુ પ્રેક્ષકો ને વર્તમાનપત્રો નોંધ લે છે. સિડ્રિક હાર્ડવિકે એક અંકમાં, એલિઝાબેથને પોતાની સાથે હમેશ રહેવા, એક મનહર ગામડીયાના બંગલામાં આવવા સમજાવવામાં કંઇક એવું સૂચન શરૂઆતમાં કરેલું કે પિતાના ઉદરમાં કંઇ અશુદ્ધ હેતુ પણ કદાચ હોય ! આથી વિવેચકો ઘણા જ ક્રોધાવેશમાં પણ આવેલા; બૅરેટ-કુટુમ્બના હાલના વંશજો તરફથી વિરોધ પણ એ નાટક કંપની ઉપર મોકલવામાં આવેલો. આના પરિણામે લંડનમાં જ્યારે આ લેખકે એકવાર ફરીથી આ પ્રયોગ જોયો ત્યારે લોકલાગણીને માન આપી આ નટવરે જરા નવા રંગે પાત્રને રંગેલુ દેખાયું !

આવા નાટકો ઉપરથી એક સામાન્ય વિચાર એ સ્ફૂર્યો કે આપણે ત્યાં ભક્તો, કવિઓ–નરસિંહ, મીરાં જેવાને લગતાં ઐતિહાસિક નાટકો રચાય છે અને ભજવાય છે; પણ લાંબા લાંબા ગાયનોનાં ટોળાં તથા કહેવાતાં, અર્થ વિનાનાં, સંબંધ વિનાનાં, ફારસો અંદર ઘુસાડેલાં હોવાથી ને સંખ્યાબંધ પ્રવેશોની મારામારી તથા અથથી ઇતિ સુધીના વૃત્તાંતોમાં શકિત વેડરી નાંખેલી હોવાથી ગમે તેવા સારા નટો પણ અમરકૃતિ દેખાડી શકતા નથી. આપણા અર્વાચીન

( અનુસંધાન પૃષ્ટ ૩૬૮ ઉપર )

# બાલ-ઉછેર

લેખક: ડૉ. ધનસુખલાલ કૃ. મહેતા સભ્ય, સાહિત્ય સભા

આજે સારા યે ગુજરાતમાં એક જ મહત્વનો પ્રશ્ન જનતા પાસે પોતાનો ઉકેલ માગી રહ્યો છે અને તે પ્રશ્ન તે 'બાલ-ઉછેર.' એ રીતે કહીએ તો સમસ્ત જગત પણ આ જ મહાન વિષયનો સંતોષકારક જવાબ શોધી રહ્યું છે. અને જો લેખકોએ તથા વક્તાઓએ, છાપાંઓએ તેમ જ માસિકો વગેરેએ જનતાના માનીતાં થવું હોય તો જે પ્રશ્નો પ્રજાનું ખાસ ધ્યાન ખેંચી રહ્યા હોય તે જ પ્રશ્નોને ચર્ચવા એ વાત સાવ સહેલી અને તરત સમજાય તેવી છે. મેં પણ આ જ ઉમદા હેતુથી પ્રેરાઇ આ વિષય સંબંધી મારૂં અગાધ જ્ઞાન જાહેરમાં મૂકવાનો ઠરાવ કર્યો છે.

જ્યારે આ પ્રશ્ન આપણું આટલું ધ્યાન ખેંચી રહ્યો છે ત્યારે આપણી પાસે એ સંબંધી સામગ્રીઓ કેટલી છે, આપણા બાપદાદાઓ એ વિષે આપણને કેટલું અને કેવું સાહિત્ય આપી ગયા છે તે જેમ બને તેમ જલદી આપણે જાણી લેવું ઘટે છે. અને તેને માટે પુરાતત્વના કામના અભ્યાસીઓને જાહેર અપીલ કરવાની જરૂર છે. આપણા વેદમાં, પુરાણોમાં અને ભગવદ્‌ગીતામાં બાલ-ઉછેર સંબંધી શા શા ઉકેલ છે તે જો આપણે જાણી લઇએ તો પછી આપણી ઘણી વિટંબણાઓ પહેલે ઝપાટે ઓછી થઇ જાય. જો ધર્મના ગ્રંથોમાં વિમાનો, તાર વગરના વીજળીના સંદેશાઓ વગેરે બધી હાલના જમાનાની શોધો પણ વિસ્તારથી વર્ણવેલ છે એમ કહેવામાં આવે છે (મારા વાંચવામાં નથી આવી એમ મારે આ સ્થળે સ્પષ્ટ રીતે કહી દેવું જોઇએ) તે ધર્મના ગ્રંથોમાં બાલ ઉછેર વિષે કંઇ જ ઉલ્લેખ નહીં હોય એ માનવામાં આવતું નથી. મારો આ વિષયનો અભ્યાસ હજી અપૂર્ણ અવસ્થામાં છે એટલે હું એ વિષેનો કોઇ પણ નિર્ણય પ્રકાશમાં મૂકી શકું એવી સ્થિતિમાં નથી છતાં જેટલું હું જાણું છું તે વિના સંકોચે હું જણાવી દઉં છું. વેદના વખતમાં પણ આપણા આ આર્યાવર્તમાં તેમ જ ઇતર પ્રદેશોમાં બાળકો જન્મતાં એટલી વાત આપણા પ્રાચીન ગ્રંથોના ઉંડા અભ્યાસથી સાફ જણાઇ આવે છે અને જન્મતી વખતે જેમ હાલના બાળકો અસહાય અવસ્થામાં જન્મે છે તેમ જ અને તેવી જ સ્થિતિમાં જન્મતાં એટલું પણ સાબીત કરી શકાય તેમ છે. અલબત્ત, પૌરાણિક ગ્રંથોમાં આ વિષયમાં કેટલાક અપવાદો જણાવેલા છે જ. કેટલાંક બાળકોએ જન્મીને તરત જ મોટા મોટા શત્રુઓને મારી નાખ્યા છે તેમજ બીજા અદ્‌ભુત પરાક્રમો પણ કરેલા છે, પણ આવા અપવાદો તો દરેક ક્ષેત્રમાં હોય છે જ એટલે એને લઇને મેં જે અનુમાનો ઉપર દોર્યાં છે તે અનુમાનોની સત્યતા વિષે શંકા ઉઠાવવી એ વાજબી નથી.

આ શિવાય આપણા માનનીય ગ્રંથ શ્રી. ભગવદ્‌ગીતાનો અભ્યાસ જો કોઇ અભ્યાસી બારીકાઇથી કરે તો એને તરત જ સમજાશે કે શ્રી કૃષ્ણે મનુષ્ય જીવનનો એક પણ મહત્ત્વનો વિષય એમાંથી છોડી દીધો નથી. મહાભારતના યુદ્ધમાં પાંડવો જીતવાના અને કૌરવો હારવાના એ વાત ત્રિકાલજ્ઞાની કૃષ્ણ જાણતા હતા એટલે એ યુદ્ધના પરિણામે યુધિષ્ઠિર સિંહાસને આવતાં અર્જુનને ઘડીકમાં રેવન્યુનું દફતર તો ઘડીકમાં રાજ્યદ્વારી દફતર, ઘડીકમાં ન્યાયખાતાનું દફતર તો ઘડીકમાં નાણા-પ્રકરણનું દફતર, ઘડીકમાં પોલીસ અને લશ્કર ખાતાનુ દફતર તો ઘડીકમાં પ્રજાની તંદુરસ્તીનું દફતર એમ અનેક દફતરો સોંપવામાં આવશે એ વાત પણ એ સારી રીતે જાણતા. અને એથી જ જેમ હાલના સીવીલીયનો દરેક વિષયમાં પારંગત થઇને જ અહીં આવે છે તેમ અર્જુનને દરેક બાબતમાં ઉસ્તાદ બનાવી દેવાની ઇચ્છા–અને તે પણ ઘણાં જ ટૂંક સમયમાં–ભગવાન કૃષ્ણની હતી એટલે એમણે બહુ વિચાર કરીને અર્જુનને ભાષણોની એક હારમાળા કહી સંભળાવી. આ હારમાળા યુધિષ્ઠિર રાજા થયા તે પછી રાજ્ય તરફના વિદ્યાધિકારીએ ભગવદ્‌ગીતા નામે છપાવી પ્રસિદ્ધ કરી.

જો આટલા વિચારો અભ્યાસીઓ સ્વીકારી લે–અને એમ કરવામાં મને કંઇ વાંધો જણાતો નથી–તો 'બાલકછેર' જેવો વિષય એમાં ન હોય એ સંભવે જ નહીં. માત્ર મુશ્કેલી એટલી જ છે કે આપણા અસલના ગ્રંથો દ્વિઅર્થીથી માંડીને બસો ત્રણસો અર્થી રચવામાં આવ્યા છે. પરિણામ એ થાય છે કે માત્ર ધર્મ પાછળ જ ઘેલા બનેલા અભ્યાસીઓએ ગીતાનો એ જ માર્ગે અર્થ કર્યો. લોકમાન્ય તિલક જેવા કર્મવાદીઓએ પોતાને રુચે તેવો જ અર્થ એમાંથી શોધી કહાડ્યો. મહાત્મા ગાંધીએ અહિંસા અને સત્ય જ એમાંથી તારવી કાઢ્યાં. આ પ્રમાણે જો બાલકો વીશેના જ અભ્યાસીઓ ધારે તો ગીતામાંથી એને લગતા શ્લોકો જરુર શોધી કાઢી શકે.

પરંતુ આમ થઇ શકે તે પહેલાં બાલકો એટલે શું એ નક્કી કરવાની જરુર છે. 'બાલકો એટલે પ્રભુના પયગંબરો' એવાં અસત્યથી ભરપુર વાક્યો કૈં કેટલા કવિઓએ આપણા અંતરમાં ભરી દીધાં છે. આ પ્રકારનો ભ્રમ દૂર થાય તો જ બાલકોનું ખરૂં સ્થાન આપણાં જીવનમાં કેવું છે એ જાણવા આપણે શક્તિમાન થઇએ. બાલકોનું ખરેખર નિષ્પક્ષપાતપણે પૃથક્કરણ કરીએ તો એટલું સહેલાઇથી સાબીત કરી શકાય કે "બાલકો એટલે એક મોટામાં મોટી ઉપાધિ!" અલબત્ત, સાથે સાથે એટલું પણ લક્ષમાં રાખવું ઘટે છે કે આ પ્રકારની ઉપાધિઓ પ્રભુ માનવજાતિની કસોટી કરવા માટે જ આપણે માથે નાખે છે. આટલું સ્વીકાર્યા પછી ગીતાનો એક પ્રખ્યાત શ્લોક શું સુચવી રહ્યો છે તે તુરત જણાશે. એ શ્લોક આ રહ્યો :—

यदा यदा हि धर्मस्य ग्लानि र्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम्॥

આ શ્લોકનો અર્થ આ પ્રમાણે બેસાડી શકાય: "જ્યારે જ્યારે જગતમાં મદ, મત્સર, અભિમાન, અપેશઆરામ વગેરે અવગુણો ઘણા મોટા પ્રમાણમાં પ્રસરી રહે છે ત્યારે ત્યારે



પેટ તપાસવામાં ભાભી, ભાગીરથી, હું અને સ્નેહલતા બધાં જ હતાં.

ફ્રોટાન્સ્કી વગેરે વગેરે મહાન રશિયન નેતાઓના નામ તમારે જીહ્વાગ્રે હોવાં જ જોઇએ. એટલે "બાલ–ઉછેર" સંબધે પણ આપણે ત્યાંના બાલ–ઉછેરના ઉસ્તાદોના ગ્રંથોનો અભ્યાસ આદરી દેવો ઘટે છે.

મેં પોતે હજી રશિયન સાહિત્યમાંના બાલ–ઉછેરના વિભાગમાં ડુબકી મારી નથી એટલે ત્યાંના સાહિત્યકો અને બાલ–ઉછેરકો આ વિષયમાં શા નિર્ણય ઉપર આવ્યા હશે તે જાણવાનું મારી પાસે સાધન નથી. પરંતુ હું પોતે તો આ વિષયમાં એક અનુમાન ઉપર આવ્યો છું અને તે એ જ કે જ્યાં સુધી આ બાબતમાં કુદરત આપણી વિરુદ્ધ છે ત્યાં સુધી આપણે આ બાલ–ઉછેરના વિષયનો કોયડો સંતોષકારક રીતે ઉકેલી શકવાના નથી જ. બાલકો પોતે જન્મથી જ બોલી શકે, પોતાને ખરેખર શું દર્દ છે એ એમના માબાપને તેમ જ વૈદ, હકીમ અને દાક્તરોને સમજાવી શકે તો બાલ–ઉછેરનો પ્રશ્ન એકદમ સહેલો થઇ જાય. પણ આ પ્રમાણે હાલ તરતમાં થાય એવાં ચિહ્ન જણાતાં નથી. જૂદી જૂદી દિશામાં જૂદી જૂદી અનેક શોધો થઇ ચૂકી છે અને થયા કરે છે. કોઇએ રેડીઓની શોધ કરી, કોઇએ ટેલીવીઝનની શોધ કરી. બોઝ જેવાએ વૃક્ષોમાં પણ જીવ છે એમ સાબીત કર્યું; પણ આ બધી શોધોથી બાલ–ઉછેરનો પ્રશ્ન તો એવોને એવો જ રહી ગયો છે. જન્મથી બાળકોને વાચા નહીં હોય એને જ પરિણામે બાળકોને ઉછેરવામાં મોટામાં મોટી મુશ્કેલી ઉભી થાય છે.

આપણો પોતાનો જ વિચાર કરો: જો આપણે દાક્તરોને ત્યાં જઇને કૈં પણ બોલ્યા વિના માત્ર ડુસ્કો મૂકીએ અને દાક્તરોના બધા સવાલોના જવાબમાં પણ માત્ર રુદન જ કરીએ તો દાક્તરો ખરું ઔષધ આપી શકે ખરા ? સાચો રોગ પારખી શકે ખરા ? મને તો એ વીશે શંકા જ છે. જ્યારે બબ્બે કલાક દાક્તરોનાં માથાં ફોડી ફોડીને આપણા બધા દર્દો અને તેની અસર બાબત તેમને સમજણ પાડીએ છીએ ત્યારે માંડ આપણો રોગ પારખવામાં આવે છે–તેમણે પારખ્યો એમ એઓ કહે છે. એટલે જો આપણે મોંમાંથી એક શબ્દ પણ ન કાઢીએ તો તો કેવી દવા આપણને મળી શકે તે આપણે સહેલાઇથી સમજી શકીએ.

વળી વાચા નહીં એટલે મતાધિકાર પણ નહીં–સ્વાતંત્ર્ય પણ નહીં–સંરક્ષણની શક્તિ પણ નહીં. બાલક નીરોગી હોય, દિવસમાં પાંચ વખત તેને ભુખ લાગતી હોય પણ કર્મસંજોગે તેના માબાપ વહેમી હોય અને તેને માત્ર ત્રણેક વખત બહુ જ થોડો ખોરાક આપતાં હોય તો પરિણામે એ બાલક ભુખ્યું મરી જ જવાનું. આ જ પ્રમાણે એથી ઉલટી સ્થિતિમાં પણ બાલકના ભોગ જ સમજવા. દરેક મા-બાપના ભેજાંના ફાંટા જૂદા અને તે જ પ્રમાણે દરેક બાલકની પ્રકૃતિ જૂદી, એની તંદુરસ્તી જૂદી, એની મનોદશા જૂદી. આમાં બાલકોને ઉછેરવાને માટે એક પ્રકારના કાયદાઓ કઇ રીતે ઘડાય ?

મારા અંગત અનુભવનો હું માત્ર એક જ દાખલો આપું: રાત્રિના અગીઆર (સ્ટા. ટા.) નો અમલ હતો. ઘેરા સમુદ્રના વિશાળ પટ

( અનુસંધાન પૃષ્ઠ ૩૬૪ ઉપર)

પછી એક દિવસ દાદભાને છોડી તે ચાલી ગઈ, તે પાછી કદિ ફરી જ નહીં.

દાદભાને મામુલી શિકાર પર પૂરો તિરસ્કાર હતો. હોડીમાં બેસી, બંદુકમાંથી છરા ઉડાડી, બતકાં મારવાં એ એને મન બેવકૂફીની પરાકાષ્ઠા લાગતી. બોણુમાંથી સિંહને જગાડી મરવું કે મારવું એવા મર્દોની શિકારનો તેને ખૂબ નાદ હતો. હાડકાં ભાંગે નહિ કે હાથવેંતના ભય વચ્ચે ઉભા રહેવાનું આવે નહિ ત્યાં સુધી શિકારમાં તેને કંઈ મઝા આવે નહિ.

ગીરમાંની શિકાર સહેલગાહેથી એક સાંજે તે રંગપુર પાછો ફરતો હતો. દરબારગઢમાં તે સાંજે રાજબા નહોતી......

(૨)

દરબારગઢની ડહેલીએ પાસવાનો સિંહ અને દીપડાનાં ચર્મો અને શિકારનો બધો અસબાબ ગાડામાંથી ઉતારતા હતા ત્યારે શયનગૃહમાં શિકારી કપડાં ઉતારતા દાદભાના હાથમાં અરજણે એ પાતળી ચીઠ્ઠી મૂકી. દાદભાએ પ્રથમ અક્ષરો તરફ અને પછી શાન્ત અરજણ તરફ નજર કરી.

"મ્હારા આવવાના ખબર લઈ પસાયતો ક્યારે આવ્યો હતો?"

"જી, ગઈ કાલે રાતે."

થોડી પળો શાન્ત વીતી.

ત્યારે દાદભાને સમજાયું કે તેના હાથમાં જીવનને આઘાત આપે એવી એક વસ્તુ ધરવામાં આવી હતી. પણ ઠાકોર દાદભા નાટકી સ્વભાવનો નહોતો. આશ્ચર્ય કે આઘાત આપતી ઘટનાઓ દૃઢ કલેજે તે સ્વીકારતો. તેણે એ પાતળી ચીઠ્ઠી ગજવામાં મૂકી.

"અને પછી, અરજણ?"

"બા આજે સ્હવારે કામ છે કહી ગયાં છે."

"અરજણ, ખૂબ ગરમ પાણીએ મ્હારે ન્હાવું છે અને પછી વખત થયે થાળી લાવજે" કહી દાદભાએ કોચ પર લંબાવ્યું. અરજણ તૈયારી કરવા ગયો. પચીશ વર્ષથી અરજણ ઠાકોર સાથે રહેતો હતો—રાજબાથી પણ દશ વર્ષ પહેલાંથી.

દાદભાએ રાજશાહી સ્નાન કરી સુખ આપે એવાં ઢીલાં રેશમી વસ્ત્રો પહેર્યાં. પેલાં મસ્તીખોર શયનગૃહના બેશ કલાયુક્ત ઝરખાના ઝીનખાબના પડદા દૂર કરી એ આસાનીથી ત્યાં બેઠો. લાંબા સમય સુધી તે ત્યાં બેસી રહ્યો. બાગનાં ઉંચાં વૃક્ષો દૂર દૂર સુધી તેની નજર સામે ઉભાં હતાં. સંધ્યાનો એ સમય મનોહર હતો. ઈશ્વર સંધ્યાની પળોમાં કેવો રમણીય જેવો બને છે! તે સંધ્યાને કેવી સરસ—મધુર બનાવે છે! રંગોની એ સેરોમાં પરોવાતો રાજબાનો કંપ તેના કાનોમાં અથડાયો. પરંતુ તે શું કહેતી હશે તે સમજાયું નહીં. રાજબાનાં નાનાં નાનાં વાક્યો તેને યાદ આવ્યાં. તેની સ્મૃતિ પર રાજબાની મૂર્તિ તરવરી રહી.

અને ત્યારે પેલી ચીઠ્ઠી તેણે વાંચી. તે ટૂંકી જ હતી.

પૃથ્વી પર અંધારાં ઉતરતાં હતાં. અરજણ ઝુમ્મરો પ્રકટાવવા ખંડમાં આવ્યો. દાદભાએ દીવા કરવાની ના કહી અને એ રાતના તેની હવે કાંઈ ખપ નહિ પડે એમ કહી અરજણને રજા આપી.

દાદમાએ પેલી ચીઠ્ઠી વાંચી. ''દાદમા, તમે સમજશો કે આ શા માટે. ઉત્વી વિદાયે લખી કદમ-બોસી. તમારી રાજમા.''



અને તે વખતે જ ખંડમાં તે દાખલ થઇ અને એક નિશ્વાસ સાથે કોચ પર બેસી ગ:

દાદબાને ખબર ન પડી–શા માટે? જરા પણ એને ખ્યાલ ન આવ્યો કે એ "શા માટે" શા માટે? એથી તે ગુસ્સે થયો. પણ એકાંત સામે ગુસ્સો એ કાંઈ હથીઆર નથી. ભગવાન જાણે એ શું લખતી હતી. એ "શા માટે"માં એવું શું જાણવાનું હતું? દાદબાના જીવનની આ એક મોટામાં મોટી એકલવાયી પલ હતી. જંગલી જાનવરોના શિકાર વખતે ઘણી યે વેળા તેણે લાંબુ એકાંત સેવેલ પણ આ એકાંત વિષમ હતું...

· તેણે શયનગૃહનુ એકેએક બારણું ઉઘાડી નાખ્યું અને અંધારા ખંડમાં એ આંટા લેવા લાગ્યો.

તેઓ બન્ને મિત્રો હતાં, બન્ને વચ્ચે કેવી સુંદર મૈત્રી હતી! રાજબા માટે જે સર્વ કંઈ કર્યું હતું અગર નહોતું કર્યું તે મિત્રાચારીના દાવે જ. રાજબા પણ સમજતી જ હશે... બાર પંદર વર્ષો...બસ જ વખત–અવિરત શું પોતા પાછળ ધ્યાન જ રાખ્યા કરવા તેણે આશા રાખી હશે? બાર પંદર વર્ષો...પછી આવે...અને એવી તો કેટ કેટલી યે પળો નહોતી આવેલી? શિકારેથી પાછો ફરતો ત્યારે તો તેની પાછળ ગાંડોતૂર બનતો! છોકરમત, કેક જ છોકરમત. તને આ શું સૂઝતું!"

અને તે અંધારા ખંડમાં આંટા લેતો હતો. બહારના ઉચાં વૃક્ષોની ઘટામાંથી સ્પંદિત થતી શાંતિ વચ્ચે ચંદ્રનું આછું તેજ દીસતું હતું. ઉંડર સુધી તેને મિત્રીનો અર્થ સમજાયો નહીં. આખરે થાકી મૂંઝાયો, રંગીન પલંગ પર જઈ બેઠો. અને તેના મનમાં વિષસમ સ્મૃતિઓ ધસી રહી...જીવનમાં પહેલી વાર દાદબા ભાંગી પડી પડ્યો.

(૩)

એ જ શયનગૃહમાં તે એકલો બેઠો હતો. બારીમાંથી સ્થિર વૃક્ષો દેખાતાં હતાં, અને તે પાછળ જાણે વજન ઉચકતો ચંદ્ર ચડતો હતો. અર્ધ–અંધકાર અને અર્ધ તેજની એ વિષાદ–છાયામાં મોટાં અને વિવિધ ફૂલોની વિકૃત આકૃતિઓ દીસતી હતી. તે મોટાં ફૂલો સ્થિર હતાં. તેમાંથી સહુથી મોટાં એક ફૂલ પર તેની નજર સ્થિર થઈ. અને તે ફૂલ સ્હેજ કંપ્યું. પણ તે તો શાંત–ગંભીર બેસી રહ્યો, ચંદ્ર અને પોતાની વચ્ચે કંપતું પેલું ફૂલ નિહાળતો. તે એક જ ફૂલ કેમ ધ્રુજતું હશે!

"તે બીજાની માફક બાગી કેમ ગઈ હશે!" આ મુંઝવતા પ્રશ્નનો ઉત્તર તેને અંતરમાંથી મળતો નહોતો.

અને તે વખતે જ ખંડમાં તે દાખલ થઈ અને એક નિઃશ્વાસ સાથે કોચ પર બેસી ગઈ.

"પ્રિયતમ," તેણે નિઃશ્વાસ મૂક્યો. "છેક જ હું જડ બની ગઈ છું."

એકાએક તેને જોઈ દાદબાનું હૃદય આનંદના આવેશમાં એવું તો ઘેરાવાઈ ગયું કે લાંબા સમય સુધી તે ખસી કે બોલી શક્યો નહિ. થોડીક ક્ષણો આમ વીતી. આખરેથી જ તે રાજબા પાસે ગયો. રાજબાએ તેની સામું જોયું અને તોફાની અપ્સરાસમું એ હસી—રાજબા જેનાં મુખ પર નિરંતર મધુર સ્મિત ફરકતું.

"રાજબા," તે ધ્રુજતો બોલ્યો. પણ તેનાથી રાજબાનો અંગુલી–સ્પર્શ પણ થઈ શક્યો નહિ.

(અનુસંધાન પૃષ્ઠ ૩૬૨ ઉપર)

# મારી નોંધપોથી

લેખક રા. ગુપ્તા

તા. ૨૦-૧૦-૩૧

હમણાં થોડા દિવસ પર મારા હાથમાં, કોણ જાણે ક્યાંથી, ખોટી બેઆની આવી ચઢી હતી. એ બેઆની ખોટી છે એમ જ્યારે મોદીએ તે પાછી આપતા અર્ધ તિરસ્કાર-યુક્ત અવાજે મને જણાવ્યું ત્યારે કયો મોરલો આ કળા કરી ગયો એમ મને થયું. પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ થઇ શકે તો પણ એથી એટલી બેઆની પૂરતી મારી ગરીબાઇ ઓછી થાય એમ નહોતું. એ પ્રશ્ન પડતો મૂકી એ બેઆનીને શી રીતે ચલાવવી તેનો મે વિચાર કરવા માંડ્યો.

હાથમાં વર્તમાનપત્ર રાખી વાંચવાનો ડોળ કરી મેં ટ્રામના કંડક્ટરને એ બેઆની જરા પણ અચકાયા વગર આપી. એણે ટિકિટ આપી ને બેઆની લેવા પ્રયત્ન કર્યો. ખુદી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે: એ ન્યાયે કંડક્ટરના હાથમાંથી એ ચંચળતાની મૂર્તિ સરીને નીચે પડી, અને સાચી બેઆની જેવો અવાજ કરવાનો નિષ્ફળ યત્ન કર્યો. કંડક્ટરે બે આની ઉપાડી. વિસ્મયથી તેને ફેરવી ફેરવીને જોઇ, રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામું થોડી વાર એ ઘુરક્યો ને પછી મેં પણ બોલ્યા વગર બેઆની મારા હાથમાં પાછી મૂકી. એવું જ અનુકરણ કરી મેં બેઆની પાછી લીધી. વિસ્મયથી થોડી વાર હું તેના સામું જોઇ રહ્યો, પછી ફેરવી ફેરવીને મે તેનું બારીક અવલોકન કર્યું. રાજાની પ્રતિકૃતિ સામુ દયાભરી નજરે જોયું ને પછી મેં પણ બોલ્યા વગર એ બેઆની ગજવામાં મૂકી બીજી કાઢી એને આપી. એક આનો પાછો આપી વિજયની નજર ફેંકી કંડક્ટર એને પથે પડ્યા.

ચહા પીવાની સામાન્ય ઇચ્છા તો મને હમેશ જ રહે છે. પરંતુ હ્રદયના ઊંડા ઊંડાણમાંથી 'ચહા! ચહા!'નો પોકાર ન ઉઠે ત્યાં સુધી પૈસા ખરચીને રેસ્ટોરાંમાં ચહા પીવા હું, બનતા સુધી, જતો નથી. પરંતુ વીસ મીનીટ પૂર્વે જ ચહાનો સંયોગ થએલો હોવાથી, હ્રદયમાંથી ચહાનો પોકાર ઉઠવાની હજી કેટલાક કલાક જેટલી-વાર હતી, છતાં આ પ્રસંગે હું એવા પોકારની વાટ જોયા વગર, ખોટી બેઆની ચલાવવા માટે આનો ખરચી નાખી મને કદિ નહી મળેલો એવો વ્યવહાર-કુશળતાનો યશ મેળવવાની મહત્વાકાંક્ષાથી એક રેસ્ટોરાંમાં દાખલ થયો. એકલી બેઆની પકડાઇ જવાનો સંભવ વધારે એમ લાગવાથી મે સાવચેતી વાપરી ચારેક આના જેટલો ખર્ચ કરવો એમ ધારી ચહા ઉપરાંત બીજું કંઇ પણ મંગાવ્યું. ચહા પુરી કરી હું પૈસા આપવા ગલ્લા પાસે ગયો. 'ચાર આના શેઠ!' વેઇટરે બુમ પાડી. પૈસા લેવા માટે ગલ્લા પાસે ઉભેલા પુરુષની આંખો ઘણી નબળી હોય એમ મને લાગ્યું અને "એ ઉપકાર મળી

બખ્શનો" હું હરખાયો. પરંતુ હિન્દુસ્તાનના હરખની પેઠે મારો હરખ પણ અકાલીન ને અકારણ નીવડ્યો. બે ખરા આના વચ્ચે ખોટી બેઆની મૂકીને મેં એને આપી ને રોફભેર ચાલવા માંડ્યું. પણ બે પુરુષ વચ્ચે ચાલતી હોય તોપણ સ્ત્રીના તરફ જ જોનારની નજર ખેંચાય, એમ એની નજરે બે આના વચ્ચે રહેલી બેઆની જ પડી ! "શી—ો માસ્ટર !" એણે મને બુમ મારી. આશ્ચર્ય પામતો હોઉં એવી રીતે હું પાછો ફર્યો. "કેમ ?" મેં પૂછ્યું. "એ નહીં ચલેગી." કહી એણે બેઆની પાછી આપી. "કેમ ?" 'ખોટી હૈ." "ખોટી શેની ? મેં લીધીને !" "દુસરી દો," "તું કોઇ બીજાને પધરાવી દેજે." "નહિ, દુસરી દો." "ખોટી શાથી થઇ ? એના ઉપર છાપ નથી ? અને આપણે એને ખરી માનીને ચલાવવા માંડીએ એટલે એ ખોટી હોય તોએ ખરી જ થઇ જશે—" પણ એના મોં સામું જોઇ વાક્ય પુરું કરવા કરતાં બેઆની બદલી આપી ચાલ્યા જવું વધારે સલામત લાગવાથી મે તેમ કર્યું.

આ પછી મેં બેચાર દિવસ સુધી એ બેઆની ચલાવવા માટે તનતોડ મહેનત કરી પણ વફાદારીની વધારે પડતી ભાવનાવાળી એ બેઆનીએ મારો ત્યાગ ન જ કર્યો. આપણે લક્ષ્મીને અને સ્ત્રીને ચંચળ કહીએ છીએ. પરંતુ ગરીબ બીચારો પુરુષ, લક્ષ્મી ને સ્ત્રીના પાશમાં સપડાએલો, ગમે એટલા ફાંફાં મારે પણ એમના પાશમાંથી છુટો નથી થઇ શકતો. કદાચ તેટલા જ માટે માત્ર પોતાના માનસિક સન્તોષને ખાતર એ સ્ત્રી તથા લક્ષ્મીને ચંચળ જાત કહેતાં શીખ્યો હશે !

આખરે અન્તિમ ઉપાય તરીકે ભીખારીને આપી દઇને કે દરિયામાં નાંખીને એની પીડામાંથી મુક્ત થવાના મરણીયા નિશ્ચય પર હું આવ્યો. પરંતુ એટલામાં મને એક યુક્તિ સુઝી. એક કાણા પાનવાળાની દુકાને જઇ મેં બે પૈસાના પાન ખરીદી તેને રુપીઓ આપ્યો. એણે બે પૈસા કાપી લઇ બાકીનું પરચુરણ આપ્યું. પરચુરણ ગણી જોતાં યુક્તિપૂર્વક પેલી ખોટી બેઆની મેં એના ભેગી સેરવી દીધી. પછી જાણે અચાનક નજર પડી હોય એમ એ બેઆની મેં બહાર કાઢી કંઇક સાશંક દૃષ્ટિએ એના તરફ જોઇ "આ ખોટી છે, બીજી આપ" એમ કહી પાનવાળાને પાછી આપી. પાનવાળાએ બેઆની પાછી લીધી અને કહ્યું 'મારી પાસે બીજી બેઆની નથી. તમે બે આના આપો તો હું પાવલી આપું." મેં બે આના આપી એની પાસેથી પાવલી લીધી.

'જંગ જીત્યો રે મારો કાણીઓ !' નું ગીત ધીમે અવાજે ગાતો હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં બેત્રણ મિત્રો મળ્યા તેમને બેઆનીની કથા કહી અને મારા વિજયનું અખંડ સ્મરણ જાળવવા તેમને ચહા પીવા પાસેના રેસ્ટોરાંમાં લઇ ગયો. ચહા પી પૈસા ચૂકવવા પેલી પાનવાળાની પાવલી મેં રેસ્ટોરાંના માલિકને આપી. એણે પાવલીને જમીન પર પછાડી ને રૂપાનો ઢોંગ કરતી એ પાવલી કલાઇના અવાજે કકળી ઉઠી ! 'એ પાવલી નહીં ચલેગી, દુસરી દો." અને અનુભવે રીઢો બનેલો હું કં પણ બોલ્યો નહીં ને પાવલી બદલી આપી અપૂર્વ પરાક્રમ કર્યા પછી હારેલા વીર યોદ્ધાની પેઠે ત્યાંથી પાછો ફર્યો. અને જંગ જીત્યો રે

મારો કાણીઓ'ની બીજી પંક્તિ 'વહુ ચલે તબ જાણીઓ' હતાશ-હૃદયે સંભારી. "લાવો, હું એ ચલાવી આપીશ," મારા એક મિત્રે કહ્યું. એ અતીવ શ્રદ્ધાળુ હૃદયને આઘાત ન પહોંચાડવાના ઇરાદાથી મેં એને પાવલી આપી.

થોડા દિવસ પછી એ મિત્ર મને પાછો મળ્યો. મેં પૂછ્યું "કેમ! પેલી પાવલી ચાલી ખરી કે?" "અરે! હા. તે જ દિવસે મેં કોઈને પેરવી દીધી!" આમ મારી પાવલી ચાલી ખરી પણ તેથી મને કંઈ પણ લાભ થયો નહીં. એ મિત્રે મને પેલી પાવલીના બદલામાં બીજી પાવલી આપવી જોઈતી હતી, પરંતુ ત્યાર પછી અનેકવાર મળવા છતાં, મારી પાવલી ચલાવવાની પોતાની ક્ષમતાની વારંવાર પ્રશંસાયુક્ત કથા કરવા છતાં, એણે એ પાવલી પરના મારા હક વિષે શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી!

તા. ૨૧-૧૦-૩૧

આ વાંચીને મારા મિત્રોએ પોતાને પણ એવો જ અનુભવ થએલો હોવાનું જણાવ્યું. એક સાહિત્યરસિક મિત્રે કહ્યું "સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક રૉબર્ટ લિંડે પણ એક કાણી શિલિંગ ચલાવવાને આમ જ ફાંફાં મારેલાં."

આમ ખોટા સિક્કા ચલાવવા માટે લગભગ દરેકને કોઈને કોઈ પ્રસંગે પ્રયત્ન કરવો પડ્યો હોય છે. પૈસાદાર અને પ્રમાણિક મનુષ્યો પણ ખોટા સિક્કા ચલાવવા આકાશ પાતાળ એક કરે છે.

મારો મોદી, શાકભાજીવાળા તથા વહેપારીઓ માનતા નથી, પણ હું ગરીબ છું એ વાત સત્ય છે. પરંતુ એવો ગરીબ નથી કે એક ખોટી બેઆની ચલાવી ન શકું તો મારે દેવાળું કાઢવું પડે.

એ ખોટી બેઆની ચલાવવા માટે હું આટલો આતુર કેમ હતો તે હું સમજી શકતો નથી. કોઈક મને છેતરી ગયું માટે મારે કોઈ બીજાને છેતરવું. તે બીજો ત્રીજાને છેતરીને પોતે છેતરાયો તેનું વેર વાળે, ત્રીજો ચોથા પર, ચોથો પાંચમા પર, પાંચમો છઠ્ઠા પર, એમ એ વેર એકથી બીજા ઉપર સંક્રાન્ત થતું જાય એમાં કોઈ જાતની કાવ્યમય ન્યાયવૃત્તિ રહી હશે ખરી, પરંતુ એવી ન્યાયવૃત્તિથી જ પ્રેરાઈને મેં એ બેઆની ચલાવવાનો પ્રયત્ન કરેલો એમ હું બહુ પ્રમાણિકપણે કહી શકું નહીં. મને કોઈએ છેતર્યો માટે હું કોઈ બીજાને છેતરું એવી ક્ષુદ્ર, અધમ ભાવના મારા હૃદયમાં તે વેળા ઉત્પન્ન થઈ હોય એમ હું માનતો નથી. ત્યારે મારું ઘર ચલાવવા નથી કર્યો એવો ને એટલો પ્રયત્ન એ ખોટી બેઆની ચલાવવા મેં શા માટે કર્યો? અને એ ચાલી ગઈ ત્યારે આનન્દનો અતિરેક મેં શા માટે અનુભવ્યો!

ખોટો સિક્કો ચલાવ્યાનો અનહદ આનન્દ મને એકલાને જ થાય છે એમ નથી. પહેલી-વાર ખોટો સિક્કો ચલાવનાર દરેક માણસ, પહેલી વાર સાસરે જઈ આવેલા ને ત્યાં છાનામાના પ્રેયસીના મુખકમળનાં દર્શન કરી આવેલા મનુષ્યની પેઠે, શરમાતો શરમાતો પરંતુ વિજય ને આનન્દના અદમ્ય ઉત્સાહથી પોતાની એ વાત સવિસ્તર કહી સંભળાવે છે! બીજાને છેતર્યાનો આનન્દ કેટલાક અપવાદભૂત મનુષ્ય આ વિષયમાં અનુભવતા હશે, પરંતુ સામાન્યત: તો એ આનન્દ

આત્મલક્ષી જ હોય છે. સામો માણસ છેતરાયો એવું કેટલીક વાર તેને ભાન પણ રહેતું નથી, અને એવું ભાન થાય છે ત્યારે એ છેતરાનાર મનુષ્યને માટે તેના હૃદયમાં અનુકંપા જ ઉત્પન્ન થાય છે, અને એના આનન્દને કૈંક આઘાત પહોંચે છે. એ આનન્દ તે સામા પક્ષની બેદરકારીથી ઉત્પન્ન થતો ઉપહાસ નથી, પરંતુ પોતે કરેલા કોઇ અદ્‌ભુત કાર્યના વિજયનો પ્રસાદ છે.

સામાન્ય રીતે થતું નથી એવું અથવા થઇ શકતું ન હોય એવું કૈંક કરી બતાવવાની વૃત્તિ આપણામાં જન્મથી જ રહેલી હોય છે. રાક્ષસ ને પરીની વાતો સાંભળી તે બની શકે એવી નથી એમ જાણ્યા છતાં પણ તેના જેવાં પરાક્રમ કરી જગતને ચકિત કરી નાંખવાની ઇચ્છા કયા બાળકને નહીં થતી હોય?

મારા બાલ્યકાળનો એક પ્રસંગ મને યાદ આવે છે. મારી સામે રહેતા સોનીને ત્યાં લગ્ન હતાં. કન્યાનું હરણ, ભીષણ હત્યાકાંડ, ઇત્યાદિ અનેક અદ્‌ભુત બનાવો હવે બનશે એવી મેં આશા રાખેલી. એવું તો કૈં થયું નહીં, પરંતુ વહુવરને વદાય કરતી વેળા કન્યા પોતે, તેનાં માબાપ ને બીજાં સગાંવહાલાંએ અશ્રુનાં પૂર વહાવ્યાં. એ ઉપરથી મને ચોક્કસ લાગ્યું કે વરરાજા એ રાક્ષસ છે ને આ કન્યાનું હરણ કરી જાય છે. કન્યાના સગાંવહાલાં રડવા સિવાય કૈં કરી શકે એમ નથી. હું ખીજવાયો. મેં રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું. હું વાર્તામાંનો નાયક, ત્રીજો ને છેલ્લો રાજકુમાર, બન્યો. મેં સો સો વર્ષ શિવની અખંડ તપશ્ચર્યા આદરી, મૃત્યુંજય મંત્ર મેળવ્યો ને પછી એ દુષ્ટ સોની-રાક્ષસ સાથે ઘોર દ્વંદ્વ યુદ્ધ કરી તેનો પરાજય કર્યો, મારો ગુલામ બનાવ્યો ને કન્યાને લઇ આવી તેના બાપને પાછી સોંપી. દુનિયા ચકિત થઇ ગઇ. દેવો વિસ્મય પામ્યા ને સ્વર્ગની શ્રેષ્ઠ અપ્સરા વરમાળ લઇને મારી પાસે આવી. ગૌરવથી, અભિમાનથી ડોકું નમાવી મેં એ કુસુમમાળાનો —અપ્સરાનો—સ્વીકાર કર્યો. ઉપરથી પુષ્પવૃષ્ટિ થઇ ને વાતાવરણ સુગંધમય થઇ રહ્યું!

હવે આવી કલ્પના હું નથી કરતો, પરંતુ અવનિને આંજી નાંખવાની મારી ઇચ્છા હજી એવી ને એવી જ છે. કૈં ને કૈં ચમત્કાર કરી બતાવું એમ મને હંમેશ થયાં કરે છે. ક્ષણે ક્ષણે ચમત્કારો જોઉં છું, હું પોતે ચમત્કારરૂપ જ છું એ જાણું છું—અનુભવું છું, છતાં સ્થૂલ ચમત્કાર કરી બતાવવાની મારી ઇચ્છા એવી ને એવી જ રહી છે. ફૂંક મારીને રસ્તે ચાલતા માણસને ગાય બનાવી દઉં, બેંકની તેજૂરીમાંના નોટ ને સીક્કાઓને ઉંદર ને કોળ બનાવી દઉં તો કેવું, એવી કલ્પના કોઇક વાર વિવેકનો અંકુશ જતો રહેતાં મને થાય છે. બીજું કૈં નહીં તો, ગવર્નરને રસ્તામાં સીસોટી મારી ઉભો રાખી તેની પીઠ થાબડી 'કેમ દીકરા! ક્યાં જઇ આવ્યો?' કહેવાનું મન તો મને ઘણી વાર થાય છે.

ખોટો સીક્કો ચલાવી દેવામાં કૈં ન થાય એવું કરવાની, ન ચાલે એવું ચલાવી દેવાની આપણી સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા કૈંક અંશે સંતોષાય છે. ખોટી બેઆનીનું મૂલ્ય ખરી બેઆની જેટલું નથી, છતાં આપણે તેનું નવું મૂલ્યાંકન કરીએ છીએ અને લોકો પાસે તેનો સ્વીકાર, અલબત્ત અજાણ્યે, કરાવીએ છીએ.

(અનુસંધાન પૃ. ૩૬૩ ઉપર)

જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ ચીનની થઇ, ત્યારે જ ચીનનો વિદ્યાર્થી વર્ગ જાગ્યો. વર્સેલીસની સંધિમાં ચીનની સંપૂર્ણ નિરાશા થઇ, ત્યારે ચીનની જાગતી પ્રજાએ એક મહાન પ્રયત્ન કરી પોતાનું બળ અજમાવવાનો નિશ્ચય કર્યો. મોટી હિંમતથી ચીને વર્સેલીસના સંધિપત્ર ઉપર સહી કરવાની ના પાડી. ચીન ના પાડી શક્યો તેની પાછળ ચીનના વિદ્યાર્થીઓનું બળ હતું. વર્સેલીસની સંધિની નિષ્ફળતાના મૂળમાં જાપાનનું ભીષણ કારસ્થાન છે એવી ચીનના યુવક વર્ગની ખાતરી થઇ હતી. જાપાન વિરોધ રોષ ચીનના યુવક વર્ગની રગેરગમાં હતો. સામાન્ય જનસમૂહ પણ જાપાન વિરોધી બન્યો. પ્રક્ષુબ્ધ મોટાં મોટાં શહેરોમાં લોકો ટોળે વળીને અંદર અંદર જાપાની અત્યાચારોની વાતો કરતા થયા. ૧૮૯૪ના ચીની જાપાની યુદ્ધથી માંડીને તે ઠેઠ વર્સેલીસની સંધિ સુધીનાં ચાલીસ વર્ષમાં જાપાને ચીન પ્રત્યે જે કપટી લુંટારાની નીતિ રાખી હતી તેને લીધે જાપાન સામેની લોકલાગણી સળગી રહી હતી.

આ પ્રખર લોકલાગણીને સંઘટિત કરવા માટે કોઇ સમર્થ નેતાની જરૂર હતી. પણ એવો નેતા ક્યાંથી મળે? પેકિંગના સત્તાધીશો જાપાનની રૂશ્વતોમાં ફસાયા હતા. જાપાનની મોહજાળમાં સપડાયેલી રાજસત્તા પણ લોકોને માટે ઉપયોગની ન હતી. એવે વખતે ચીનના યુવક વર્ગે સવાલ પોતાના હાથમાં લીધો. પોતાના દેશના સ્વમાનની રક્ષા કરવા માટે ચીનનો વિદ્યાર્થી વર્ગ તૈયાર થયો. જ્યાં સુધી ચીન સ્વતંત્ર ન થાય ત્યાં સુધી ભણતર કે બીજી સ્વાર્થી પ્રવૃત્તિઓ હરામ છે એવા નિશ્ચયથી વિદ્યાર્થી વર્ગ બહાર પડ્યો.

## જાપાન સામે બહિષ્કાર ઝુંબેશ

પેકિંગની રાષ્ટ્રીય વિદ્યાપીઠે આગેવાની સ્વીકારી. આ પહેલાં ચીનમાં છૂટાં છવાયાં વિદ્યાર્થી મંડળો અનેક હતાં. પેકિંગ વિદ્યાપીઠની આગેવાની આ મંડળોએ સ્વીકારી. જાપાનની સામેના બહિષ્કારની ચળવળ પૂર જોસમાં ઉપાડવામાં આવી. જાપાની માલ, જાપાની રેલ્વે, જાપાની કારખાનાં—જેટલું જેટલું જાપાની હોય તે બધાનો બહિષ્કાર શરૂ થયો. લોકો દૂર દૂર સુધી ચાલીને જાય પણ જાપાની રેલ્વેમાં ન બેસે એવી સ્થિતિ આવી; બજારમાં જાપાની માલને કોઇ પણ ન અડે એવી સ્થિતિ આવી. જાપાની કારખાનાંના મજૂરોએ પણ કારખાનાંનો બહિષ્કાર કર્યો. તા. ૪ થી મે ૧૯૧૯ નો દિવસ જાપાન સામેનો તીવ્ર રોષ પ્રગટ કરવાને સારૂ નક્કી થયો. તે દિવસે પેકિંગમાં વિદ્યાર્થીઓની એક વિરાટ સભા ભરાઇ. સભા સમક્ષ જાપાનની સામેનો રોષ પ્રગટ થયો. યુવકોની વાણીમાં અંગાર ઝર્યા. સભા આખી ઉશ્કેરાઇ. સભા ખલાસ થયા પછી વિદ્યાર્થીઓનું પ્રચંડ સરઘસ ઉપડ્યું. પેકિંગના રસ્તાઓમાં એ સરઘસ ચાલ્યું. જાપાન સામેની લાગણી સરઘસના અણુએ અણુમાં દેખાતી હતી. જાપાનનો નિષેધ કરતું આ સરઘસ ચાલતું હતું ત્યાં રસ્તામાં એક ઘરભેદી મંત્રીમંડળના સભ્યનું મકાન આવ્યું. પેકિંગના મંત્રીમંડળમાં ઘણા ઘરભેદીઓ હતા. સા ઓ જુવીન તે મંત્રીમંડળમાંનો એક હતો—જાપાનને પોતાની જાત વેચનારમાંનો તે એક હતો. તેના મકાનમાં તે વખતે ઘરભેદી મંત્રીઓ મિજબાની ઉડાવતા હતા. વિદ્યાર્થીઓએ એ જાણ્યું, જાણ્યું અને બધાની

સેન હતા. ચાંગ સેના દક્ષિણ ભાગમાં પોતાની સત્તા ધીરે ધીરે વધારવાનો ઉપક્રમ ડૉ. સુનના અનુયાયીઓએ ચલાવ્યો હતો. જાપાન સામેની વિદ્યાર્થીઓની અને જનસમૂહની મહાન જાગૃતિનાં સૂત્રો સુન યાટ સેનના દેશભરમાં પથરાયેલા અનુયાયીઓને સંભાળ્યાં હતાં. ડૉ. સુન અને તેના અનુયાયીઓ પોતાનું સંઘટન કરતા હતા. ક્રાંતિકારો પાસે પૈસા નહોતા. તેમની પાસે સેના નહોતી. આ બન્ને વસ્તુઓ મેળવવા માટે ડૉ. સુને પ્રયાસ આદર્યા હતા. પૈસા અને સૈન્ય બન્નેની યથોચિત તૈયારી થાય એટલે પેકિંગની રાજસત્તા ઉપર ધા કરવાનો ડૉ. સુન અને તેમના અનુયાયીઓનો વિચાર હતો.

સેનાપતિ ચાંગ સો લીન ૧૯૨૨ સુધી પેકિંગનો કબજો રાખી શક્યો. પણ સેનાપતિ લુ અને ચાંગ વચ્ચે કલહ જાગ્યો. તેમાં ચાંગ-સોલીનનો પરાભવ થયો. પરાભૂત થઈ ચાંગ માંચુરિયામાં પાછો ગયો. ચીનમાં આ જાતના સ્થિત્યંતરો થતાં હતાં ત્યાં અમેરિકાએ ઈંગ્લાંડ, ફ્રાંસ, ઇટાલી, જાપાન ચીન, બેલજીયમ, નેધરલૅંડસ અને પોર્ટુગાલ એટલા દેશોને દુનિયાનાં રાષ્ટ્રો પોતાની યુદ્ધ-સામગ્રી મર્યાદિત કરી દુનિયાંની સુલેહશાંતિમાં કેવી રીતે મદદ કરે એનો વિચાર કરવા તેમજ પેસિફિક મહાસાગર અને પૂર્વના દેશો વિષેનું ધારણ નક્કી કરવા વૉશિંગટન મુકામે ભેગાં થવા માટે નિમંત્રણ આપ્યું હતું. તા. ૧૨મી નોવેમ્બર ૧૯૨૧ને દિવસે વૉશિંગ્ટનમાં આ પરિષદની શરૂઆત થઈ.

### વિદ્યાર્થી ઝુંબેશનો સીધો લાભ

લાંબી ચર્ચા પછી ચીનને અમુક જાતની રાહત આપવાનું બધાં રાષ્ટ્રોએ સ્વીકાર્યું; જગાતના કિંમત પત્રની ફેરતપાસણી કરી પાંચ ટકાની ચોકખી જગાત ચીનને મળે એવી ગોઠવણી કરવી, વિદેશી પોસ્ટખાતાં ચીનમાંથી કાઢી નાખવાં, ઇત્યાદિ વસ્તુઓ ચીનને મળી; પણ ચીનને થયેલો સૌથી અગત્યનો ફાયદો તો જાપાન સાથે શાટુંગ વિષે થયેલી સંધિ છે. જાપાનની એકવીસ માગણીઓ ચીને સ્વીકાર્યા પછી શાંટુંગ પ્રાંતમાં જાપાનને ઘણા અમૂલ્ય હકકો મળ્યા હતા. તે પછી વર્સેલીની સંધિ પછી તો જાપાનને શાંટુંગનો સંપૂર્ણ કબજો જ લગભગ મળી ગયો હતો. વૉશિંગટન પરિષદે આ નિર્ણય ફેરવી આપ્યો, અને ચીન જાપાન વચ્ચે સંધિ થઈ.

આ સંધિ પ્રમાણે શાંટુંગમાં જાપાનીઓની ખાનગી મિલકત અને રેલ્વેને લગતા જાપાનીઓના કેટલાએક હકો સિવાય, બાકી બધી માલીકી ચીનને મળી ગઈ. રેલ્વેનો સવાલ બહુ જ ઉગ્ર હતો કારણ કે જ્યાં સુધી જાપાનના તાબામાં રેલ્વે રહે ત્યાં સુધી શાંટુંગ પ્રાંત જાપાનને આધીન જ રહેવાનો. ચીને પૈસા આપી રેલ્વે ખરીદી લેવાનું સ્વીકાર્યું અને દેશદાઝવાળા ચીની વેપારીઓએ તરત જ રેલ્વે ખરીદવા માટેની બધી રકમ ભેગી પણ કરી. પણ જાપાન રેલ્વે વેચવા માટે સંમત ન થયું. અંતે એમ નક્કી થયું કે ચીને રેલ્વે ખરીદવા માટેના પૈસા જાપાનની સરકાર પાસેથી જ ઉછીના લેવા અને તે પૈસા કાં તો પંદર અથવા બની શકે તો પાંચ વર્ષમાં ચીને ફેડી નાખવા, જાપાને સંધિપત્ર ઉપર સહી થયા પછી નવ માસની અંદર રેલ્વેનો કબજો મૂકી દેવો એમ નક્કી થયું.

આ પરિષદમાં ચીનને કંઈક મળ્યું એમ કહેવાય, પણ આ પરિષદને પરિણામે ચીનની અંદરના જાપાનનું ઉગ્ર ધોરણ પણ નરમ થયું. ઇંગ્લાંડ ફ્રાંસ વગેરે રાષ્ટ્રોએ પણ પોતાનું ધારણ ઘણું સૌમ્ય કરી નાખ્યું. યુદ્ધ કરી કરીને થાકેલા રાષ્ટ્રોમાં બળનું અભિમાન રહ્યું નહતું. વૉશિંગટનની પરિષદનો હેતુ પણ દુનિયામાં પણ શાંતિ સ્થાપિત કરવાનો હતો. એ બધાને પરિણામે વિદેશીઓનું ચીન ઉપરનું આક્રમણ ઘણું મર્યાદિત થઈ રહ્યું.

## આંતરરાષ્ટ્રીય કિન્નાખોરી

આ રીતે ચીનના આંતરરાષ્ટ્રીય સંબંધ નવેસર ઘડાતા હતા. પેકિંગની રાજસત્તામાં સ્થિરતા ન હતી. પ્રાંતોની માગણી ઉશ્કેરાએલી હતી, વિદ્યાર્થીઓનાં સંગઠન વધુ મજબૂત થતાં હતાં. કેન્ટનની રાષ્ટ્રીય સરકાર પોતાનું બળ વધારતી હતી. એવામાં છઠ્ઠી મે ૧૯૨૩નો દિવસ ઉગ્યો. તે દિવસે પુકાઉથી ટીનસીન જતું બ્લૂ એક્સપ્રેસ નામનું વહાણ લુટારાએ હુમલો કરીને તોડી નાખ્યું. આ વહાણ ઉપર ૩૫ વિદેશી ઉતારૂઓ હતા. તેમાંથી એક અંગ્રેજ માર્યો ગયો. બાકીમાંના ૨૬ જણને લુંટારાએ કેદ કર્યા. આ કેદીઓમાં સ્ત્રીઓ પણ હતી. સ્ત્રીઓને એક દિવસમાં જ છૂટી કરવામાં આવી, પણ પુરુષ કેદીઓને પાસેની ટેકરીઓમાં લઈ જવામાં આવ્યા. જૂનની બારમી તારીખ સુધીમાં બધા કેદીઓને પણ છૂટા કરી દીધા. આ બનાવ શાંટુંગ પ્રાંતમાં લીન ચેંગ આગળ થયો.

આ બનાવથી પરદેશી રાષ્ટ્રોનો પિત્તો ગયો. આનું વેર વાળવા માટે યુદ્ધની વાતો ચાલવા માંડી. પણ અંતે ચીન ઉપર એક લખાણ મોકલી નુકસાન ભરપાઈની માગણી થઈ. ૧૦ ઓગસ્ટ ૧૯૨૩ને દિવસે આ લખાણ લખવામાં આવ્યું. તેમાં નુકસાન ભરપાઈ માટે અવાસ્તવિક માગણીઓ હતી. અને આ બધું શા માટે? લુટારાએ વહાણ તોડી વિદેશીઓને કેદ કર્યા તે માટે! તેમાં પેકિંગની સરકારનો શો વાંક! વિદેશીઓ પોતાના જોખમે પ્રવાસ કરતા હતા. તેમણે પેકિંગનું રક્ષણ માગ્યું ન હતું. એમ છતાં પેકિંગને માથે બધો દોષ ઢોળવામાં આવ્યો.

લીન ચેંગ કિસ્સાનું જે લખાણ વિદેશી રાષ્ટ્રોએ લખ્યું તેમાં ચીનનું ભયંકર અપમાન હતું. લખાણની ભાષા અવિનયી અને ઉદ્ધત છે. આ લખાણની સરખામણીમાં જાપાનની એકવીસ માગણીઓની ભાષા મૂર્તિમંત નમ્રતા ગણી શકાય.

આ લખાણની સામેની ચીનની લોક લાગણી બહુ ઉગ્ર હતી. પણ ચીન શું કરે! પ્રબળ પાશ્ચાત્ય રાષ્ટ્રો સાથે યુદ્ધ કરવાની ચીનની શક્તિ ન હતી. એટલે અપમાનનો કડવો ઘૂંટડો ચીનને ગળી જવો પડ્યો.

## સુન યાટ સેનનું મનોરાજ્ય

આ પછી ૧૯૨૪ના સપ્ટેમ્બરમાં પેકિંગની રાજસત્તામાં પાછો આંતરકલહ જાગ્યો. હ્વે ચાન કુ પક્ષ હતો. જ તે પક્ષ વચ્ચે અને વુ પેકુ વચ્ચે ઝઘડો થયો. ચાંગ સો લીને આનફુનો પક્ષ લીધો. આ બન્ને પક્ષનો કલહ ચાલતો હતો ત્યાં વુનો એક આશ્રિત સેનાપતિ ફેંગ યુસીયાંગ વુનો પક્ષ છોડી દીધો. તેણે પેકિંગનો કબજો લઈ લીધો. વુ હવે અસહાય થયો અને તે દક્ષિણ તરફ ચાલ્યો ગયો. ચાંગ સો લીનને આ તક બહુ સુંદર જણાઈ. તેણે તરત જ ફેંગ સાથે મિત્રતા

સાધી. ઇ. સ. ૧૯૨૪ના 'નોવેમ્બરમાં ફેંગ અને ચાંગ સો લીનની મદદથી હુ આને ફરી પોતાના હાથમાં પેકિંગના ચક્રો લીધાં. ફેબ્રુઆરી ૧૯૨૫ની શરૂઆતમાં સુ આને પેકિંગમાં એક પુનર્ઘટના પરિષદ બોલાવી. આ પરિષદનો હેતુ ચીનના બધા પ્રાંતોના અધિપતિઓની સાથેનો સંબંધ નક્કી કરવાનો હતો. ડૉ. સુન યાટ સેન ખાસ નિમંત્રણથી આ પરિષદમાં હાજરી આપવા માટે ગયા પણ ત્યાં તા. ૧૨મી માર્ચ ૧૯૨૫ને દિવસે પેકિંગમાં તેનો દેહાંત થયો.

ડૉ. સુનનું મરણ ચીનના ઇતિહાસમાં એક મહત્ત્વનો બનાવ છે. ચીની સ્વાતંત્ર્યની ભાવનાના મહાન જનક તરીકે ડૉ. સુનનું નામ ચીનના ઇતિહાસમાં અમર થશે. ડૉ. સુન જીવ્યા ત્યાં સુધી ઘણા ચીનીઓ કલ્પના સૃષ્ટિમાં વિહરતા એક ગાંડા માણસ ગણી તેનો ઉપહાસ કરતા. પણ તેના મરણ પછી સમગ્ર ચીન તેને પૂજવા લાગ્યું. મૃત્યુશય્યા ઉપર ડૉ. સુન પડ્યા હતા ત્યારે તેમણે પોતાનું છેલ્લું મૃત્યુપત્ર લખાવ્યું. આ મૃત્યુપત્ર અત્યંત સાદી ભાષામાં છે. પણ આજે એમાંથી અસંખ્ય ચીની યુવકો અને ચીનની સામાન્ય પ્રજાને અપૂર્વ પ્રેરણા મળી શકે છે. ડૉ. સુનની આખી તપશ્ચર્યા તે મૃત્યુપત્રમાં સમાઇ છે. આ મૃત્યુપત્રને ચીની લોકો આજે ધર્મ વાક્ય ગણે છે. આ રહ્યું તે મૃત્યુપત્ર :—

"મેં ચાળીસ વર્ષ સુધી ચીનમાં પ્રજાસત્તાક રાજ્યશાસન સ્થાપવા માટે મહેનત કરી છે. ચીનને સ્વતંત્ર અને સ્વાવલંબી બનાવવાની મારી ઉત્કટ ઇચ્છા હતી. ચાળીસ વર્ષના અનુભવ ઉપરથી મારી એવી ખાતરી થઇ છે કે, આ ધ્યેયને પહોંચવા માટે આપણે આપણા દેશના જનસમૂહનો સહકાર મેળવી લેવો જોઇએ અને જે પરદેશી પ્રજા આપણી સાથે સમાન ભાવથી વર્તતી હશે. તેને આપણે આપણી સહાનુભૂતિ અને સહકાર આપવાં જોઇએ.

"આપણી ક્રાંતિની ચળવળ હજી યશસ્વી થઇ નથી. તેથી મારા સહકારીઓએ આ ચળવળ યશસ્વી કરવા માટે મેં બતાવેલ તત્ત્વોના પાયા ઉપર પોતાના કાર્યની રચના કરી, અથાગ મહેનતથી પોતાનું ધ્યેય મેળવી લેવું. એક લોકપરિષદ ભરી પરદેશીઓ સાથે કરેલી વિષમ સંધિઓ રદબાતલ કરી નાખવાનો વિચાર આપણે હમણાં જ કર્યો હતો. આ વિચાર વિષે સૌ જાગૃત રહેજો અને બની શકે તેટલી ઉતાવળ સાધી યશસ્વી થજો."

ડૉ. સુનયાટસેનના લખેલા ચાર પુસ્તકો સ્વાતંત્ર્ય સાહિત્યમાં બહુ જ મહત્ત્વના ગણાય છે. તેમાં પહેલું પુસ્તક "રાષ્ટ્રીય પુનર્ઘટનાનો કાર્યક્રમ," બીજું "પુનર્ઘટનાની રૂપરેખા," ત્રીજું "ત્રણ લોકતત્ત્વો અથવા સેન મિન સુઇઇ." અને ચોથું "પહેલી રાષ્ટ્રીય પરિષદમાંનો ક્વોમિંગટેંગનું જાહેરનામું." છે. આ ચારે પુસ્તકોમાં ડૉ. સુનનું રાજકીય તત્ત્વજ્ઞાન સમાયેલું છે. તેમના લખાણની ભાષા કોઇ ધર્મગ્રંથની માફક સાવ સહેલી અને સરળ છે.

આ ચાર પુસ્તકોમાં સેન મિન સુઇઇ બહુ જ અગત્યનું છે. લાખો ચીનીઓ આ પુસ્તક પ્રેમથી વાંચે છે. ૧૮૯૪ થી ૧૯૨૪ સુધીમાં ડૉ. સુનને જે અનુભવ મળ્યા અને તે ઉપરથી જે મત ઉપર તે આવ્યા, તેનો વિચાર આ પુસ્તકમાં કરેલો છે. ચીનનું રાજ્ય "ચીની લોકોનું, ચીની લોકોએ ચલાવેલું અને ચીની

લોકો માટે ચલાવેલું હોવું જોઈએ." એવો તે પુસ્તકનો સાર છે. આમાંના પહેલા તત્ત્વને મિન સુ, બીજાને મિન ચુઆન અને ત્રીજાને મિન સેન કહે છે. ડૉ. સુનની રાજ્યતંત્રની કલ્પનામાં તેના પાંચ વિભાગ તેમણે કર્યા છે: (૧) ધારા મંડળ, (૨) કાર્યકારી મંડળ, ( ) ન્યાયદાન મંડળ, (૪) પરીક્ષક મંડળ અને (૫) નિરીક્ષક મંડળ. આમાંનાં પહેલાં ત્રણ મંડળો તો બધા દેશોના રાજ્યતંત્રમાં હોય જ છે. ચોથા મંડળની પ્રથા ચીનમાં બહુ જૂના વખતથી ચાલતી આવેલી છે. લાયક ઉમેદવારની પરીક્ષાઓ લઈ તેને કોઈ પણ અધિકારની જગ્યા આપવાનો રિવાજ ચિનમાં હતો, તે વાત આપણે જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૯૦૫માં આ પરીક્ષાઓની પ્રથા બંધ કરવામાં આવી. પણ ડૉ. સુનની યોજનામાં આ પરીક્ષાની પ્રથાને ફરી સજીવન કરવાનો પ્રયત્ન છે. પાંચમું નિરીક્ષક મંડળ એક રીતે ઘણું જ મહત્ત્વનું ગણાય. મૅજિસ્ટ્રેટથી તે ઠેઠ બાદશાહ સુધી કોઈ પણ અધિકારી કે સત્તાધીશના વર્તન ઉપર સખત જાપ્તો રાખવાનું આ મંડળનું કામ છે. આ મંડળ પણ ચીનમાં ઘણા જૂના વખતથી ચાલતું હતું. આ મંડળની ચૂંટણી પણ પરીક્ષાઓ દ્વારા થતી અને એ ખાતાના અધિકારીઓને બહુ જ પૂજ્ય માનવામાં આવતા. કોઈ અધિકારીના વર્તન વિષે આ મંડળને કોઈ જાતનો સંશય આવે તો તે અધિકારી ઉપર મુકદ્દમો ચલાવવામાં આવતો અને તેને યોગ્ય સજા થતી. દુનિયામાં ચીન સિવાય બીજે ક્યાંય આવું ઉપયોગી ખાતું નથી.

ડૉ. સુને લખેલો રાષ્ટ્રીય પુનર્ઘટનાનો કાર્યક્રમ આ ત્રણ તત્ત્વો ઉપર રચાયેલો છે. એની ૨૫ કલમો છે અને તે મૂળ ચીની ભાષામાં છે. એનો અંગ્રેજી તરજુમો એશિયા માસિકમાં આવી ગયો છે. આ કાર્યક્રમ ૧૨મી એપ્રીલ ૧૯૨૪ ને રોજ જાહેર થયો હતો. ડૉ. સુનના તત્ત્વજ્ઞાન વિષેની ચર્ચા તેમજ તેમના રાજકીય અને સામાજિક પુનર્ઘટના વિષેના વિચારો બહુ અગત્યના છે, છતાં સ્થળ સંકોચને લીધે અહીં આપી શકાયા નથી. પણ એ તત્ત્વજ્ઞાન ઉપરથી એમ ચોક્કસ કહી શકાય કે ડૉ. સુન કોઈ માત્ર કલ્પનાખોર અવ્યવહારુ માણસ નહતા, લોકશાહીનો વ્યવહાર ઘડનાર હતા. આજના ચીનની એકેએક પુનર્ઘટના ડૉ. સુનના ઉપર જ ચાલી છે. ડૉ. સુને પોતાના જીવનમાં ઘણું સહ્યું છે. અને પોતાના દેશના સ્વાતંત્ર્ય માટે લડતા લડતા એ મરી ગયા છે. ચીની સ્વાતંત્ર્યના એ આદ્ય વિધાતાને ચીની પ્રજા કોઈ દેવની માફક પૂજે એમાં જરા યે નવાઈ નથી.

# સ્નેહ સંભ્રમ

(પૃષ્ઠ ૨૮૭ થી ચાલુ)

"સમજો છે શું? મારી માગણી જ જોઈએ હું આ કેમ સાંખુ?"

પોતે જે દયાદ્રષ્ટિથી સમશેર બહાદુર તરફ જોઈ રહી હતી તે દ્રષ્ટિ પણ સામેના આરસામાં તેણે જોયેલી યાદ હતી.

જોરાવરસિંહ બોલ્યા. "હું આ કદિ નહીં સાંખું. શું સમજી? હું...હું...મારૂં અપમાન!" અને જેમ કબુતર ફુલે તેમ તેમની છાતી ફુલની પણ તેને યાદ હતી.

તે મનમાં હસી. પ્રોફેસર પ્રતિષ્ઠા હીણા થાય નહિ ત્યાં સુધી પોતાની પ્રતિષ્ઠા ફરી સ્થપાય નહિ. તેને દયા આવી. પ્રોફેસર કેવો સરસ માણસ હતો! તેને માટે તે લાગણી પણ કેવી ને કેટલી રાખતા હતા! પણ શું કરવું? તેનો ભોગ આપ્યા વિના પ્રતિષ્ઠા સચવાય એમ નહોતી.

"જાઓ. છબીલને લઈને આવો એટલે હું એમને ત્યાં જઈ પહોંચું છું."

પોતે હોંશીઆર હતી.. અને છતાં આવી મુશ્કેલીઓ એને નડતી હતી. મોટર આગળ ધપતી ગઈ તેમ તે સચોટ વિચાર કરતી ગઈ. પ્રોફેસર એટલે સરસ, ભાવાર્થી પુરુષ હતો. તેનાં તો પગલાં પુજતી. કેવું સરસ! ને બીચારો ઉપયોગી પણ કેવો હતો! એને લીધે સમશેર બહાદુરને અને સાથે તેને પ્રતિષ્ઠા પણ કેટલી મળતી! તેને લીધે સમશેર બહાદુર બાબતો પણ સુંદર કરી શકતા હતા.

મોટર ઉભી રહી. પ્રોફેસરનું ઘર આવ્યું. વસુંધરાનાં હૈયામાં ધબકારા થઈ આવ્યા. પ્રોફેસર તેના પતિની માફી માંગી તેની પ્રતિષ્ઠા સાચવશે?

તેની પાસે જ એક બીજી મોટરમાં એક વૃદ્ધ, કપોળશાહી પોષાક પહેરેલા ગૃહસ્થ ચડતા હતા. તે તેને જોઈ જરા ગભરાઈ ગયા. તેમના હાથમાંથી તપખીરની ડાબડી પડી ગઈ. વસુંધરા દયાભરી નજરે આ ક્ષોભ જોઈ રહી. તેને જોઈ પુરુષો હમેશાં ગભરાઈ જતા. બીચારા!

તેણે સામું જોયું. અને વૃદ્ધ ગૃહસ્થે નીચા વળી નમસ્કાર કર્યા. તેણે ડોકી નમાવી તે સ્વીકાર્યા અને તે ચાલી ગઈ.

ડાકાજી પાછળ દ્રષ્ટિ રાખી જોઈ રહ્યા. "મારો દીકરો જબરો છે. શું છોકરી બાયડી શોધી કાઢી છે!"

❧

## પ્રકરણ સાતમું

### સમશેર બહાદુર

વસુંધરા ઉપર ગઈ ત્યારે પ્રોફેસર સાહેબ પત્ર લખવા બેઠા હતા.

કોઈના આવવાનો અવાજ થયો એટલે પ્રીતમલાલે ઉંચી નજર કરી. બારણામાં ચિત્ર વચ્ચે મૂર્તિ વસુંધરા ચિત્રમાં હોય એવી ઉભી હતી. તેની આંખો બીજનાં હરણ સમી લાગતી. તેના સોળ વર્ષની નિર્દોષ બાલિકા સમા મુખ પર ગભરાટ હતો.

પ્રીતમલાલ ઉભા થઈ ગયા. એનું હૈયું ગાંડું ઘેલું થઈ ગયું. વસુંધરા પળવાર મુગ્ધ બની પ્રોફેસરનાં આકર્ષણમાં તણાઈ રહી.

વસુંધરાનું આકર્ષણ પણ કોઈ રીતે ઉતરે એમ નહોતું. સોળ વર્ષની કન્યા બીતી, ગભરાતી, સરસ્વતી વાંચવા આવી હોય એવા તેના મુખ પર ભાવો હતા.

"ભાઈ, તમે એકલા છો ?" ચારે તરફ જોઈ તેણે પૂછ્યું. તેના અવાજમાં ગભરાટ ને પ્રાર્થનાનું સંમિશ્રણ હતું.

પ્રીતમલાલ તેની વારે ધાયા. "કોણ વસુબ્હેન ! આવો આવો. તમે કયાંથી અત્યારે ?"

વસુ બ્હેને આવીને રસભીની આંખો વડે પ્રોફેસરને અર્ધ્ય આપતાં, ધીમેથી કરગરતે અવાજે કહ્યું, "ભાઈ, ધનકોર બ્હેને જુલમ કર્યો."

પ્રીતમલાલે ખેદથી માથું ધુણાવ્યું. "મેં સાંભળ્યું. હું શું કરૂં બ્હેન !"

વસુ બ્હેન ભાઈને કેમ અન્યાય કરે ? 'હું તમને કૈં નથી કહેતી.' તેની આંખોમાં રૂડી સમજ દેખાઈ. "ભાઈ તમારા પણ મારી માફક ભોગ છે. મને તો કૈં નહીં પણ ધનકોર બ્હેને કહ્યું તે સમશેર બહાદુરે સાંભળ્યું."

"પછી ?"

"ને એમનો ક્રોધ તો તમે જાણો છો. એ તો એવા ઉગ્ર થઈ ગયા. જાણો છો ને કે કેટલી રીવોલ્વરો એમની પાસે છે ! તે પણ તપાસવા ગયા."

પ્રોફેસર જરા તિરસ્કારથી હસ્યા. સમશેર બહાદુરની બહાદુરી માટે એમને બહુ માન નહોતું.

"તે અત્યારે સોલીસીટરને પૂછવા ગયા છે."

પ્રીતમલાલ ખેદથી હસ્યા. "અત્યારે એક ફોઝદારી થાય એટલું જ બાકી છે."

વસુંધરા મમતાથી, સ્નેહથી, ઉપકાર વૃત્તિથી હસી. આ હાસ્યમાં ગમે તેવા દુર્ગો ભેદવાની તીક્ષ્ણતા હતી. "મારે લીધે તમને બહુ વેઠવું પડે છે."

આ નિરાધાર અબળાનો સદ્‌ભાવ જોઈ પ્રોફેસરની ઉર્મિઓએ માઝા મૂકી. "તમે તેની જરા ય ફીકર કરશો નહીં. હું બધું સહેવા તૈયાર છું. તમને કૈં આંચ આવવી નહીં જોઈએ."

વસુબ્હેન જાણે પીગળી ગયાં. તેમનું હેત મોં પર તરી આવ્યું. દીનહૃદયી પુજારિણી દેવને નીરખે તેમ તે આ ઔદાર્યમૂર્તિને જોઈ રહી. કેટલો આભાર માનું ભાઈ ! તમારી રાતે તો કોઈનો જન્મ નથી, પણ એ હમણાં અહીંઆ આવશે. છબીલદાસને તેડવા ગયા છે.

પ્રીતમલાલ ચમકયા. "સમશેર બહાદુર અહીંયા !"

"હા. કહીને ગયા છે. તમારી સાથે વઢવા આવશે. ભાઈ, હું શું કરૂં ?" હાથમાં હાથ રાખી રમણીય મુંઝવણની મૂર્તિ સમી વસુંધરાએ પૂછ્યું.

પ્રીતમલાલ વારે ધાયા. "શા માટે ગભરાઓ છો ? એનાથી થશે તે એ કરશે, બીજું શું ?" ને એક નાનો છોકરો હસે તેમ તે હસ્યા.

"પ્રીતમભાઈ !" એકદમ વસુંધરાએ કહ્યું.

"કેમ બ્હેન ?"

"તમને ખબર તો છે કે સમશેર બહાદુરનું સ્વમાન કેટલું સતેજ છે."

"હા. હું કયાં નથી જાણતો ? એમને બહાદુરી બતાવવાની ટેવ તો ઘણી છે. પણ આપણે ભોગે હું નહીં બતાવવા દઉં."

"My brave friend" તે બબડી. "પણ એનું સ્વમાનભંગ થાય તો એ મારી દશા શી કરે ?"

હોય તેમ આવી, વચ્ચે ઉભા રહી જોરથી લાકડી ઠોકી: "આ હું હવે સાંખવાનો નથી."

પ્રીતમલાલે ઘણી જ નમ્રતાથી આગળ આવી હાથ લંબાવ્યો. "આવો, સમશેર બહાદુર."

પણ સમશેર બહાદુરને ગુસ્સાનું પૂર આવ્યું હતું. "મને 'આવો' કહેવાથી શું વળે? તમે શું સમજો છો?"

વસુંધરા તેમને જરા ધીરા પાડવા ગઇ. "સમશેર—"

જોરાવરસિંહ ખભાં મચકોડી મીજાજમાં તેની સામું ફર્યા અને ગળું ખંખાર્યું. "હવે તું બંધ રહેશે? છબીલદાસ! હું તને નમાલો લાગું છું. આ પ્રોફેસરની બૈરી કહે છે કે હું નમાલો છું. Absurd, utterly absurd—હું એ નથી સાંખવાનો." અને સમશેર બહાદુરની છાતી ફુલી ઉઠી—વસુંધરાની કલ્પના હતી તેમ કબુતરની માફક.

પ્રીતમલાલ ખુલ્લા દીલથી હસ્યા. "પણ હું ક્યાં કહું છું? એનું કહેવું—"

જેમ પ્રીતમલાલ નરમ બન્યા તેમ સમશેર બહાદુર જોરથી બોલવા લાગ્યા, "હું એ નહીં સાંખું." તે વસુંધરા તરફ વિકરાળ મુખમુદ્રા કરી ફર્યા, "વસુ, તેં હાથે કરી મારૂં અપમાન કરાવ્યું. તું જ મારી અધોગતીનું મુળ છે. જેણે રુઝવેલ્ટ જોડે સિંહ માર્યા ને સ્વેન હેડીન જોડે હિમાલય ઓળંગ્યો તેને એક ગમારદીપણ ગુજરાતણ નમાલો કહી જાય! તારે લીધે મારે આ વેઠવું પડે છે." તેમણે ફરીથી લાકડી ઠોકી, "હું આ નથી સાંખવાનો."

સમશેર બહાદૂરે છેલ્લાં દશ વર્ષમાં પૃથ્વી પર્યટણ કર્યું હતું, અને તે પ્રયોગ કરતાં અનેક અટપટે પ્રસંગે એમણે અનહદ બહાદુરી બતાવી હતી એ વાત એમના મિત્રોથી એ કદિ છુપાવી શકતા નહીં. તે આફ્રીકામાં જઇ સિંહ મારી આવેલા તેની સાક્ષીરૂપ એમના ઘરમાં ત્રણ મોટા સિંહના ચામડાં હતાં. એ ટીબેટના લામાને મળી આવેલા તેના પુરાવારૂપે બે પ્રાર્થનાનાં ચક્ર એમના દીવાનખાનાંમાં પડયાં રહેતાં. જોરાવરસિંહના મિત્રોએ એ વિશેની ઘણી માહિતી અનેકવાર એની કથા સાંભળી મેળવી હતી. એક વખત આફ્રીકાના જંગલમાં પ્રેસિડેન્ટ રુઝવેલ્ટ અને એ સિંહને શીકારે ગએલા, ત્યાં રુઝવેલ્ટ એક મહાન વનરાજના પંજામાં ફસાઇ ગયેલા, અને તે જ વખતે સમશેર બહાદૂરે સિંહના મુખમાં ગોળી મારી અમેરિકાના પ્રેસિડેંટને જીવનનું દાન દીધેલું. એવી જ રીતે સ્વેન હેડીન અને એ કૈલાસ ઉપરથી આગળ વધતા હતા, અને એક પગથી પરથી સ્વીડનના જગવિખ્યાત પર્વત ચડનારનો પગ સરક્યો. તે અઢી હજાર ફુટ નીચે સરક્યો. અને જોરાવરસિંહ, કમરે દોરડું બાંધી, નીચે જઇ, સ્વેનને બચાવી લાવ્યા. આ બધી, અને એવી ઘણી વાત, શરમાલપણું છોડી, જોરાવરસિંહે એમનાં જગતને કહેલી. અને એમની દોલત, એમનો મીજાજ અને એમની સ્ત્રીની મેદકતા અને ખુબીઓ જોઇ ઘણા એ માનતા હતા એમ કહેતા.

"ગ...વે...ઉ઼ થામાં. કપાળ કલ્યાણ કંથાને પુણ્યપંથા! જ્ઞાન ગંગામાં ડુબકી મારીશ તો ગોથાં ખાઇ જઇ ગબડી પડીશ ક્યાં ને ક્યાં! બાપ! જોયા આ આત્મયજ્ઞની પાવક યમુનાજીનઃ નમુનાજી! "વેદી"ની જવા દે એ વેદીયા વાતો." મૂળમંત્રનાં સ્વાદીયાં આટલી અધીરાઇ શી?!

Bentham:—

Dream not that men will move their little finger to serve you unless their advantage in so doing be *obvious* to them. Men never did so and never will, while human nature is made of its present material. But they will desire to serve you when by so doing they can serve themselves; and the occasion on which they can serve themselves by serving you, are multitudinous.

હવે, અમારી મધ્યાહ્ન સન્ધ્યાની મંગલ ઋચાઃ-

ગા....યા....વે...સો.. થા મા. કર્તવ્ય ને કર્મણ્ય ને અકર્મણ્ય...કી...ક...લાંબાં લાંબાં વેતરમાં આરામ ખુરશી પર પડ્યો પડ્યો શેનાં ખાતો કિમ્ કરોમિ?—ના હોઠ ગગડાવ્યમાં.

મૂળમંત્ર-Bentham:—

It is in fact very idle to talk about duties the word itself has in it something disagreeable and repulsive; and talk about it as you will, the word will not bcome a rule of conduct. A man, a moralist gets into an elbow-chair and pours forth *pompous* dogmatisms about duty and duties. why is he not listened to?

હવે સાયંસન્ધ્યાંની ઋચા Hobbes પ્રણિત ભણીશું :—

જીન્દગીના ગજગ્રાહમાં ધબ લઇને પડી ધૂળ ચાટતા થવું, એવું નામ રૂદન, એ જ રસાકસીમાં બીજાને પડતાં ભાળવું, એવું નામ હાસ્ય,

મૂળમંત્ર—Hobbes:—

To fall on the sudden in the race of life is a desposition to weep; to see another fall is a disposition to laugh.

હવે ગાયત્રીના મંત્ર Hobbesને જ ગુંજવા દઇશું ને?

—"દેવાનામ્ પ્રિય! સં......બ..... કર્યું!—આ શું કરૂણાધારા ને દડદડ ફુવારા! આ શું પ્રભુના પ્યારાના લાંબા લવારા! પર કલ્યાણાર્થે આંસુનાં મોતી જ્યાં ત્યાં વેરાઇ જશે તો સમ સાગરનાં પાણી ઉલેચતાં બાકી રહેશું? બાપ, કસાઇની બગમનસાઇ ત્યારે શાં કાળજાં ઠારશે? બાપુ! સંસારમાં કોક રીઝાઇ જાય અને કોક ખીજાઇ જાય! પણ તેમાં શું? શાં આ વિમાસણનાં સ...સ... ...સૂ! શા આ નિર્દોના રોષ! ને અશ્રુના પોશ! બાપ! રાગડા તાણવને—

"દ્યો મેલો મે બળદીઆ તારાં પુન્યનાં જોતર વાળો!" મૂળમંત્ર—Hobbes—

પ્રકાશવાળો પ્રદેશ. મનોમય ભૂમિકા, આકાશ વડે, અનંત છે; "સૂર્ય"નાં કિરણ તે સીધેસીધાં ઝીલે છે. તે જ્ઞાનજ્યોતિથી આલોકિત થઈ શકે છે, માનવના બીજા કરણો કરતાં તે સૂર્યની જ્યોતિને વહેલી પ્રાપ્ત કરી શકે, પરંતુ તે પોતે સત્ય (જ્યોતિ) સ્વરૂપ—"સૂર્ય" નથી.

૩. તો, માનવની પ્રાણમય ભૂમિકાને આપણે "અંતરિક્ષ" કહી શકીએ—અને

૪ તેનાં સ્થૂળ શારીરિક ચૈતન્યને "પૃથ્વી" કહેવામાં સાર્થકતા છે.

× × ×

ઈશોપનિષદ્‌માં કહ્યું છે—"હિરણ્મયેન પાત્રેણ સત્યસ્યાપિહિતં મુખમ્।" "સુવર્ણમય ઢાંકણ વડે સત્યનું મુખ છુપાયેલું છે"—એમાં 'સુવર્ણનું ઢાંકણું' તે "માનવની બુદ્ધિ યાને મનોમય ભૂમિકા" છે. અર્થાત્ મનોમય ભૂમિકાનું હિરણ્મય જ્યોતિર્મય આકાશ.

એ મંત્રનો ભાવ એ છે કે—બુદ્ધિ વડે પ્રાપ્ત થતા મનોમય જ્ઞાનની મર્યાદિત જ્યોતિથી સંતોષ પામીને માનવ તેનાથી પર તેનાથી ઊર્ધ્વ, મનસાતીત ચૈતન્યની (જ્ઞાન, શક્તિ તથા આનંદને એક સાથે ધારણ કરનાર ચૈતન્યની) શોધ કરવાને સહેલાઈથી પ્રેરાતો નથી.



સુણીએ જરા રમતિલી રીસ વિના,

અસ્તિ ( સત્ ), ભાતિ (ચિત્ત), પ્રિય (આનન્દ) બ્રહ્મ રૂપ છે, અને પછીનાં બે–બ્હેન, ચમકેલા ઘોડા–(છરાકાન્તમાં રૂપાન્તર ત્હમારી મેળે કરી નાંખશો)–સમા કાન ફફડાવી ઉંચા શા કરો છો? પંચદશી અમારા માનવ લોકમાં વયને હિસાબે તો મહા વ્યામોહી છે; પરન્તુ, હું તો બ્રહ્મજ્ઞાનની વાતો કરૂં છું હો! ઠી...ક; કલ્લોલ, કાળનાં ક્રુર અટ્ટહાસ્યને અવગણી મ્હેં એને પુરાણો 'ડોસલો' કહી અવગણ્યો ને ત્હમને સનાતન કહ્યાં એ ય કંઇક સહેતુક. પુરાતન કાળને સૃષ્ટિએ ન હતાં ત્યારે શું હતું? અમે બ્રહ્મજ્ઞાનીઓ માનીએ છીએ તેમ "આસીત્તનસાગૂઢમગ્રે"–સૃષ્ટિ પહેલાં માયાએ કરી ગૂઢતમ હતું; ત્યારે લેખના શીર્ષકમાં સંબોધ્યા પ્રમાણે ત્હમે ક્યા તેજના કળશ ઢાલવશો એ કહેવાનું બાકી રહ્યું?

ત્હમે તો જે તેજ ઢાલવવાનાં હો તે ખરાં પણ જગત આધિ, વ્યાધિ અને ઉપાધિને નામે જે આનન્દ–ચન્દ્રિકાને ઓળખે છે તેની મધુરી ઠંડક તો કંઇક અભ્યાસપાઠ શીખવી રહે છે. બાકી બ્રહ્મજ્ઞાનની પરિભાષામાં કહું તો 'અયંવહ્નિ ર્દ્દહેતા' આ અગ્નિ–સંસારના વિવિધ તાપના સ્તો અધ્યન કરનાર છે. કોકને શીખવું તો જોઇશે જ ને? આ આપણા રામ, કંઇ ન શીખવા જાણે બ્રહ્મહત્યા થઇ જતી હોય એવા શપથ લ્યે તો શીખશે બાપડા સંસારના તાપ સંતાપ!

આપણા રામ તો 'દિલના દૈત્ય' ને જાણે પ્રહ્લાદની પ્રસન્નમન મૂર્તિ હોયની એમ વધાવતાં શીખ્યા છે.

त्रिविधं नरकस्येदं
द्वारं नाशनमात्मनः।
कामक्रोधस्तथा लोभ
स्तस्मादेतत्त्रयंत्यजेत् ॥

છોને 'શાસ્ત્રકારો વિશ્વ વિંધી ગર્જના કરે કામ, ક્રોધ, તથા લોભ એ ત્રણ નરકના દ્વાર છે, માટે એ ત્રણેને ત્યજવાં. પણ બાપુ, આપણે તો એ ત્રણેને પેટનાં બાળકસમ પંપાળીએ છીએ. કામ તો નિષ્કામ બાળયોગી (એ ગુરુજીનો શિષ્ય, ટીકાને પટ્ટિકાનો નિષ્કામ યોગ ત્હને સુવિદિત જ છે ને?) ધ્રુવકુમારની આનન્દ પ્રતિમા, ક્રોધ તો જાણે ચિ. ભરતની છાયા છબિ, ને લોભ તો ચિ. ચન્દ્રહાસ શું હૈયાનું હેત પુતળું! એ લાડકવાયાંને તે કેમ લોપાય?

આમ કરવાની જરૂર એટલા માટે પડી છે કે જગત અતિ સંયમી થઇ ગયું છે! જગત નિષ્કામ થઇ જશે તો?—એ બ્રહ્માજીની ચિન્તાને નિવારવી પડી છે. અરે! મ્હારો વંશવેલો ય નહિ રહે કે શું—એ દુર્વાસાની ચિન્તા ચટપટી સામું ય જોવું ઘટે ને? એટલે ક્રોધ સામું ય કરડી નજરે કેમ જેવાય? અને એમ તો અમે બ્રહ્મજ્ઞાની એટલે માત્ર આર્યની જ ચિન્તા કરીએ એમ નહિ, અનાર્યને ય ન વિસરીએ. 'સુવર્ણ' 'સુવર્ણ' ઝંખતો બાપડો Midas–મિડાસ શું નિર્વંશ જાય, જ્યાં સુધી અમારા જેવા પરમાર્થિક કર્મચારી હોય ત્યાં સુધી? ને મિડાસે દેહે દેવે આર્ય ક્યાં નથી!

કલ્લોલ, ત્હમારો કાલિદાસે ચમ્મ લાગે છે! શકુન્તલા દરસિજ સમી હોય, તેમાં શું

બાજુ . નીચેથી, છાતીફાડ ચડાઇ ચડીને, મજૂરોની પરંપરા ચાલી આવતી હતી. નજર આગળ થઇને આગળ ચાલ્યા જતા, અને પછી વનરાજીમાં થઇ ડુંગરા પાછળ અદૃશ્ય થઇ જતા, પરસેવે ટપકતા અને ધીમે, ભારે પગલે, હરઘડીએ પોતાનો બોજો ઉચકવા મથતા, એક પછી એક મજૂર દેખાવા લાગ્યા. દરેકના હાથમાં એક લાકડી, ટેકો દેવા માટે હતી; દરેકનો બોજો અસહ્ય હતો : દરેકનાં પગરખાં એક સરખાં ફાટેલાં જૂનાં ને મેલાં હતાં : દરેકે કપડાં પહેરવાને બદલે થીગડાં પહેર્યાં હતાં. દરેકના પગ એક સરખા, થાક ભરેલા દર્દભર્યાં પડતા હતા. દરેકના ચહેરા પર જીવનની ભયંકર શૂન્યતા સ્પષ્ટ હતી. એને મન જંગલમાં કાંઇ શોભા જ ન હતી : માત્ર લાકડાં ને બોજો હતો. એને બે જ કામ હતાં: લાકડાં લાવવાં, ને અંગ્રેજોને જોવા. એનો સૌથી મોટામાં મોટો આનંદ અંગ્રેજ લોકો રમે તે જોવાનો. આ બે દૃશ્ય એકી જ સાથે જોવા મળ્યાં : નવલકથા વાંચવા નવરો પડેલ અંગ્રેજ, અને હિમાલયના સુંદરમાં સુંદર જંગલમાં માત્ર સુકાં લાકડાં જોતો મજૂર. (અપૂર્ણ)



પ્રમાણે મળેલા જ્ઞાનદર્શનને બુદ્ધિ વડે સપ્રમાણ સિદ્ધ કરવા માટે સાબિતીઓ ભેગી કરવાનું કાર્ય શોધકને પાછળથી કરવાનું રહે છે. અર્થાત, પોતાને એક ક્ષણના સ્મૃતિચમત્કારમાં જે જ્ઞાન પ્રાપ્ત થયું તે 'તર્ક સિદ્ધ છે" એવી સાબિતી તે પોતાની અને અન્ય બુદ્ધિઓને કારણો સહિત આપવા માટે મહેનત કરે છે.

* * *

એવી દલીલ કરી શકાય કે, કલાનો આધાર તેની વિચિત્ર પરિભાષા–Technique–ના પ્રભુત્વ ઉપર રહેલો છે અને પ્રત્યેક કળાનું શાસન માનવબુદ્ધિ છે તેટલા માટે માનવની બુદ્ધિ તેની સર્જકશક્તિ કરતાં પણ વધારે મહાન છે. કળાનું શાસન રચીને બુદ્ધિ સર્જક શક્તિની માર્ગદર્શક બને છે એ અર્થમાં તે તેની નિયામક પણ બને છે.

પરંતુ એ દલીલ અર્ધી જ સાચી છે. પ્રત્યેક કળાને વિશિષ્ટ પરિભાષાવાળું શાસ્ત્ર અનિવાર્ય છે એ સાચું, પરંતુ કળાશાસ્ત્રના નિયમોનું પાલન એટલે "કલા" નહિ એ પણ એટલું જ સાચું છે. કેમકે કળા શાસ્ત્રના નિયમોનું પાલન માનવને ઉત્તમોત્તમ કળા-સર્જકનો હક નથી આપતું. એવી કળા મહાન કે પ્રાણવાન હોતી નથી. શાસ્ત્રનિયત કળા જમાને જમાને અનેક સર્જકોને હથોડી બેસાડવામાં સહાય કરી સિદ્ધ થયેલી કળા—સર્જનના સંસ્કાર પ્રજાજીવનમાં દૃઢ કરી શકે છે એ જેમ સાચું છે તેમ. પ્રત્યેક મહાન સર્જકને ઉત્પાદક શક્તિસંપન્ન પ્રજાને—, સિદ્ધ થયેલ, પરંતુ હવે પ્રાણઘાતક, કળા પ્રણાલિનો, એ પ્રચલિત, રૂઢ, કૃત્રિમ તથા કાળે કરીને સત્ત્વહીન થઈ ગયેલ કળાશાસ્ત્રના નિયમોનો, ભંગ કરવો જ પડે છે એ પણ એટલું જ સાચું છે. એવા સર્જકના સમકાલીનો તો એ કળાશાસ્ત્રીના નિયમોને Classical પ્રાસાદિકતાના પરવાનાવાળા માનતા હોય છે એટલું જ નહિ પરંતુ તેમને અનુલ્લંઘનીય પણ ગણતા હોય છે! આમ થવાનું કારણ સ્પષ્ટ છે. મહાન સર્જકે જેમાં પ્રાણસિંચન કરેલ હોય એ સજીવ કલા સર્જનનું પૃથક્કરણ કરી તેના નિયમો તારવી કાઢનાર બુદ્ધિ ભલે કલાનું 'શાસ્ત્ર' રચવામાં ફત્તેહ મેળવે; પરંતુ કાળે કરીને એનું એ શાસ્ત્ર નિર્જીવ શુષ્ક નિયમોનો માત્ર તારો બની જાય છે. એમાં સર્જકશક્તિનો પ્રવાહ નિરંકુશપણે વહીને ચેતનનો તનમનાટ કે અતિ ઉચ્ચ આધ્યાત્મિક દર્શન કે સત્યની અલૌકિક પ્રેરણાને યથાર્થ રૂપ આપી જીવનમાં પ્રગટ કરી શકતો નથી. આ ઘટના સાહિત્યમાં કવિતામાં તથા કળાનાં બીજાં સર્વે અંગોમાં બનતી આવી છે. અર્થાત સર્જકતા એટલે શાસ્ત્રના કે પ્રણાલિના નિયમોનું ચીવટભર્યું પાલન માત્ર નહિ–ભલે પછી તે ગમે તેટલું વાસ્તવિક અને સંપૂર્ણ હોય.

* * *

વેદની સંજ્ઞામાં દર્શાવીએ તો—

૧ માનવબુદ્ધિથી પર જે ચૈતન્યની ભૂમિકા છે તેને આપણે "સૂર્ય" કહી શકીએ. સર્વ જ્ઞાનજ્યોતિ, પ્રાણશક્તિ તથા સર્જકતાનું તે આદિકારણ છે.

૨. તો, માનવબુદ્ધિને–તેની મનોમય ભૂમિકાને–"આકાશ" કહી શકાય. આકાશ એટલે સૂર્યતેજથી આલોકિત પરંતુ સૂર્યથી ઓછા

બાપુ! આ ત્હમારાં ઉપનિષદ તો ગાજી ગાજીને ("હં! ઉપનિષાદને ઉપનિષદનો હરામ ચસ્કો લાગ્યો કે શું? !" જરા ખા...મોશ")—કહે છેઃ—પતિની કામના માટે પતિ પ્રિય હોતો નથી; પણ પોતાના આત્માની કામના માટે પતિ પ્રિય હોય છે. પુત્રની કામના માટે પુત્ર પ્રિય હોતો નથી. પણ પોતાના આત્માની કામના માટે પુત્ર પ્રિય હોય છે. × × × સંસારમાં જે વસ્તુ છે તે સર્વ સર્વને અર્થે પ્રિય લાગતી થી. પણ પોતાના આત્માને અર્થે પ્રિય ાગે છે.

બ્હેનાં! જગત પાપી છે, પ્રપંચી છે, ાખંડી છે, આ મહાન શોધ મ્હે કરી છે. હારા જેવી બ્હેન પાસેથી આ ભગીરથ કાર્ય માટે કઇ પારિતોષક નહિ ખાટીએ!

બ્હેનાં! પેલા વિજ્ઞાનશાસ્ત્રીની વાત તો સાંભ‌. છે ને? મ્હારા જેવી મહાન તો નહિ. પણ, એક અલ્પ શોધ અજાણતાં એનાથી થઇ ગઇ એટલે હર્ષોન્માદથી ઉઘાડે પગે અને ઉઘાડે માથે, શેરીએ શેરીએ, નાચતાં ખૂંદતાં Eureka! I have found! ' જડ્યું છે '—' જડ્યું છે 'ની સિંહ ગર્જના કરતો એ ફરી વળ્યો.

"બાઇલા, ત્હુંયે પુછડે ખાડો (!!)ને ચોગડે બાંડો (!!) થઇ દિગમ્બરી-દશામાં ફરી દિશા ઘૂમી વળવા હાથમાં એક પટ લઇને ફરજે હો! આપણે આર્યો સ્વામપૂજક છીએ હો! ચાલો ઘંટ વગાડી ઘણો ને સાથે ગર્જના કરજે—'જડ્યું' છે?

જડયું છે મહાન સત્યઃ—

## "જગત પાપી છે; જગત પાખંડી છે."

બ્હેનાં! મ્હારી આસપાસના પાંચ બ્હેતીઆં પરથી અનુમાન કરી હું માનવ સ્વભાવ વિષે અતિ વ્યાપ્તિમય અભિપ્રાયો ન બાંધું; પરન્તુ મ્હારા ન્હાના સરખાં મસ્તિષ્ક માટે ફ્લેત ફાળકા કે તરંગોના ફજર ફાળકાના હિંડોળા જ સર્જાયાં છે! પૂર્વમાંથી પશ્ચિમ ને પશ્ચિમમાંથી પૂર્વમાં તરંગ પરમ્પરા! આ શી ચિત્ત ચકડોળની ભમરીઓ દ્રષ્ટિમાંથી સમષ્ટિમાં હું ઠેબા ખાઉં છું ને સમષ્ટિમાંથી વ્યષ્ટિમાં હું અડબડીઆં લઉં છું. એનો એ જ 'ઝોપાલો!'

"બાઇલા, શા માટે અડબડીઆં લેવાં જે?!"

"બ્હેનડ! શું કરીએ મનમાં તો ઘણું ય થાય છે—

'નયનમેં પૂતરી સરસિમેં બસાઉ?!'

કોનેજી? સત્યની, સૌન્દર્યની, કોઇક દેવીને સ્તોજી!

નયનની પૂતળીમાં પૂતળી સરખાં એ પોઢશે ખરાં?

"કોણ જાણે!"

"પૂતળીઓ સદા દેખાય સવળીને હોય અવળી જ!" "ત્હારાં નયનની પૂતળીઓ સમીજ તો!"

"પણ મ્હારો પ્રશ્ન! 'પૂતળી' નયનની પૂતળીમાં પોઢશે ખરી?"

"એ...પો...ઢે...શ ખ...રી!" "એ તો જાણીએ છીએ.

શેલે શેલે ન માણિક્યં! શેરીએ શેરીએ કુસુમ ફલોરાથી, સ્વપ્ન-પૂતળીઓ ન

જ હોય ! પણ, જો જો રખે ચગામગલા થઇ નાકનું ટેરવું ચડાવી નનૈયો ભણતાં !"

"ચાલો ત્યારે હું જરા ગુજું, ને તમે જરા ફુદડી ફરો. જો ! જો ! હો 'જગત એટલે આનન્દનર્તન'—એ મન્ત્રની દીક્ષા તમે જ દીધી છે-હો ! રખે હવે અત્યારે, છટકી પડતાં !"

"ચાલો બ્હેનાં ! જુઓ ! ધીન ! ધીન ! ધીન ! થવા માંડયું, હવે લલકારો જોઇએ.—"

આંખલડી રે ! ઉજાગરો જી !
દેવગંગામાં દષ્ટિ ધોજો જી રે !
કાજળની કોટડીમાં કોરી ન હોય હો !
અમૃત આંજીને જગત જોજો જી રે !
વિશ્વે વૈરસ્ય કઇ ભર્ગ ભરીને,
ભર્ગ ઝીલીને, ભગ ઝરીને,
હરિજનના હર્મ્ય ભર્યાં વિશ્વે વિચારો,
સંતસાધુ દષ્ટિએ ભલા રહેજો જી રે !
ઉરના એકાન્ત કામધેનુ કલ્યાણી,
દૈવી દુધર્ડ દશ દેજો જી રે ! આંખલડી.

દેવાંગના કઇ ઉતરી દુનિયામાં,
લસતાં લાવણ્યે કઇ દષ્ટિના રહામાં,
દષ્ટિપથના એ વિભુના વિસામા,
જગતજનની લ્યા જોજો જી રે !
દષ્ટિનાં વન્દનો, હૈયાંનાં સ્પન્દન !
નમતાં એ માધુરીએ મ્હોજો જીરે ! આંખલડી.

ધનના ઢગલા ભલા-પુષ્પોની કળીઓ આ,
સુલલા કુંજો ને, વિભુની વાડીઓ આ,
દેવથી દેતો મળીઓ શામળીઓ આ,
આનન્દ અશ્રુભલા ખોળે જી રે !
હસતાં લસતાં હરિચરણે વિલસતાં,
લોચનીયા નીર ભલા લ્હોજો જી રે ! આંખલડી.

સસરતા વાયરા નિસાસાના વાવે,
દષ્ટિના ડમે શો દુનિયાં ડુબાવે,
ત્રિવિધ તાપે જલે આ જગત એ બિન્દુ
અમીના જગત તણે ટાળો જી રે !
દષ્ટિ પ્રસાદે ખુલે દેવોનાં દ્વાર હો !
હળવો હૈયાનો થાય બોજો જી રે !
આંખલડી રે૦

[ક્રમશઃ

જોવા લાગે છે. આ મૌન સારી રીતે લંબાય છે.]

હંઅ જલ, મધુર મૈત્રીનું તમે શું કહેતા હતા?

[જલધર આમતેમ જોવા લાગે છે.]

(આતુરતાથી) તમારી ને મારી મૈત્રી મધુર કહેવાય કે?

જલધર—જરૂર જ.

સરિતા—હંઅ. આવી મધુર મૈત્રી મળે તો તેમાંથી શું થાય?

જલધર—(અકળાઇ જઇ) અકસ્માત કે આપઘાત.

સરિતા—(નરમાશથી) એમ કેમ?

[જલધર, ઉભો, થઇ, દાદર પાસે પહોંચે છે.] ક્યાં ચાલ્યા?

જલધર—હું આવું છું.

[જલધર નીચે જાય છે.]

સરિતા—અમરયો અકળાઇ ગયો!

[અગાશીની પાળ ઉપર આડો હાથ પાથરી સરિતા માથું ઢાળે છે. આમ એ પળભર આંખો મીંચીને પડી રહે છે. દાદરનું પગથિયું ખખડે છે.]

પરંતુ એ અજબ છે. આટલી નિર્ભયતાથી જેની જોડે આમ રહી શકાય એ અજોડ હોવો જોઇએ.

[પાળપરથી માથું ઉપાડતી વેળાએ સરિતાની સાડી નીચે સરકી હોય છે.

જલધર પાછળથી આવે છે. તે સાડીને સંભાળીને કોરથી ઉચકે છે. સરિતા ચમકે છે.]

(મનમાં) મારી મશ્કરીનો એણે અનર્થ ઉધો અર્થ, લીધો કે?—તો?

[પણ જલધર તો સાડી સમી ઓઢાડી સરિતાની સામે આવી ગોઠવાય છે. સરિતાનો સંશય આશ્ચર્યમાં ફેરવાય છે.]

(આનંદથી) જલ, આ શું સુઝ્યું?

જલધર—મને ધાસ્તી પેઠી કે તમે જરા વધારે પડતાં આકર્ષક લાગશો. એટલે મેં એમાં ઘટાડો કર્યો.

સરિતા—(મનમાં) અજોડ ખરો!

[ટાવરમાં ટકોરા વાગે છે. સાવ શાંત રહી બન્ને ગણે છે.]

જલધર—(વિજયથી) સાંભળ્યા?—પાંચ થયાં!

સરિતા—ત્યારે તો સીધી સવાર સુધી બેઠાં છીએ.

જલધર—બરાબર. એક વાર નીંદર આવી એટલે તો કોણ જાણે ક્યારે જગાય!

[સરિતાથી સહજ હસી જવાય છે.]

સરૂ બહેન, કહો ત્યારે. તમારે મને શી અંગત વાત કરવી હતી?

[સરિતા ખડખડ હસી પડે છે.]

જલધર—હસવા જેવી છે?

સરિતા—(હસવું ખાળી) ખરૂં કહું!— (નજીક જઇ) આ કાકા અને એમના ભત્રિજાઓથી હું કંટાળી હતી એટલે તમને તેડાવ્યા.

[જલધર સરિતાને જોઇ રહે છે.]

બીજું કાંઇ કામ નહોતું. આપણે કરી અને કરીશું એવી આહ્લાદક વાતોચિતો મારે કરવી હતી. એથી મને કેટકેટલો સંતોષ થશે એ મારૂં હૃદય જાણે છે. આવા સ્વાર્થ ખાતર હું તમને તસ્દી ન આપું તો કોને આપું?

જલધર—(શબ્દો ચાપીને) જરૂર જલધરને જ.

[મનમાં કોઇ મહા વિષયનું મંથન થતું હોય તેમ સરિતાના કપાળપરની કરચલી કહે છે.]

સરૂપબ્હેન, જલધરને આવી તસ્દી આપ્યા જ કરજો. એને એવો શોખ છે.

[સરિતા જલધરનાં નયન વાંચે છે.]

સરિતાબ્હેન, શું જુઓ છો ?

સરિતા—(ડર ખાતી) એક વાત મને કહી શકશો ?—તમે જાણો જ છો એની મને ખાત્રી છે.

જલધર—કઈ વાત ?

સરિતા—ગુપ્તિવધની.

જલધર—કઈ ?

સરિતા—(વિનતિ જેમ) અજાણ્યા થવું છે ?

જલધર—(વિનમ્રતાથી) તમારા આગળ ?

સરિતા—ત્યારે તમે નથી જ જાણતા ?

જલધર—પણ શું ?

સરિતા—કે નૂતનરાય જોડે નાસી નીકળતાં એ અધવચ પકડાઈ ગઈ ?

જલધર—ક્યારે ?

સરિતા—ગઈ રજાઓમાં.

જલધર—ક્યાં ?

સરિતા—સુરત.

જલધર—અરે રે, સરૂબ્હેન ! તમને આ કોણે કહ્યું ?

સરિતા—(ઉત્સુકતાથી) મને લોકે. પરંતુ સાચું છે ને ? મેં તો પછી આગળ-પાછળની પણ, ઘણી સાંભળી હતી.

જલધર—(ઊંડે પેટે) બ્હેન, સાંભળી વાત સાચી ન માનીએ. એમાં આપણે અનેકને અન્યાય કરીએ છીએ.

સરિતા—તો તમે નજરે જોએલું કહો. મેં એ પણ સાંભળ્યું હતું કે તમે યે તેમની ભેગા હતા.

જલધર—હતો.

સરિતા—પછી ?

જલધર—નહોતું કાંઈ પહેલાં, નહોતું કાંઈ પછી.

સરિતા—(ડોળા કાઢી) એટલે ?

જલધર—(મીઠી આંખે) પહેલાં એ કે ગુપ્તિ-વધૂ મારી જોડે હતી.

સરિતા—ત્યારે નૂતનરાય...

જલધર—એમને મેં બોલાવેલા અને અમારી જોડે બેસારેલા.

સરિતા—(અંતરમાં ઉતારતી) એમ ?

જલધર—હાજી. એવામાં અંકલેશ્વર આગળ મને મારા દૂરદૂરના કાકા મળી ગયા તે મારે એક સ્ટેશન એમની જોડે બેસવું પડ્યું ;

સરિતા—ક્યો ! એવું હતું ?

જલધર—સુરત સ્ટેશને તેનાં વડિલો સામાં આવ્યાં હતાં. એટલે પછી તો પ્રશ્ન નહોતો.

સરિતા—(ઝાંખી પડી) જવા, લોકોની જીભને કાંઈ જેલમાં પૂરાવાય છે ! મેં તો જે ગપ...

જલધર—ગપ ન હોય એ ગપ. એટલે આપણે એને વિચાર સરખો ન આપવો એ જ એનું ઉત્તમ અપમાન છે.

[સરિતા સાંભળી રહે છે.]

અને સરૂબ્હેન. કેટલીક વેળા સંજોગો એવા ભેદભરેલા થઈ જાય કે લોકોને વહેમાવાનું વાજબી કારણ મળી રહે. તો યે તેમાં તથ્ય ન હોય.

સરિતા—(અસંમતિથી) તમે આદર્શ અવસ્થા કલ્પતા લાગો છો.

જલધર—ના. હું તો અનુભવની આંખમીંચીને રહીને સાર તારવું છું.

સરિતા—(ઉડાઉ) એટલે ?

જલધર—બ્હેન, શાન્તિ સાચવો. હવે જે કહું છું તે વાત આપણો બે વચ્ચેજ રાખજો.

સરિતા—અને અત્યાર લગીની પણ કોને કહેવા જવાની છું ?

જલધર—સરિતાબ્હેન, દાખલો દઉં છું. ગુસ્સો ન કરશો.

સરિતા—(હસી જઇ) યત્ન કરીશ.

જલધર—તમે જાણો છો કે આપણે આખી રાત ઉંઘ્યા નથી. આપણી વાણીનું ને આપણા વર્તનનું જો કોઇ સાક્ષી હોય તો એક આ બત્તી. કોઇ અજાણ્યું જણ, સ્ત્રી કે પુરૂષ—વહેમની બાબતમાં બન્નેને સમાન હક્ક છે—આટલું જુએ કે એના દિલમાં અગ્નિ સળગે—ઇર્ષ્યાનો.

સરિતા—જરૂર.

જલધર—અને જ્યારે મેં તમને સાડી સમી ઓઢાડી તે પળે જ જો આપણે એની આંખ આડાં ઉતર્યાં તો...

સરિતા—(હથેલીમાં મોં દબાવી) તો તો તોબાહ.

[આવે વખતે બત્તીમાં ત્યાસતેલ ખુટ્યું જણાય છે.]

જલધર—જુઓ. બત્તી આમ બુઝાય તોય કારણભૂત આપણે ગણાઇએ.

સરિતા—જલ, જલધર, ગુણિયલ વિષેનું હું હડહડતું જુઠ્ઠાણું ગણું છું. પણ મને ખજવો મા.

[સાડા પાંચનો ટકોરો સંભળાય છે. દ્રુત પડખેથી ઘંટારવ આવે છે.]

જલધર—આ શું ?

સરિતા—(ઉભી થઇ) પ્રાર્થનાની તૈયારી.

જલધર—ચાલો; ત્યાં જઇએ. લહેર પડશે.

[સરિતા અને જલધર દાદર ઉતરી રહે એટલામાં તો બગાસાં ખાતા, આંખો ચોળતા, આળસ મરડતાં કાકા, હરિહર, શિવનાથ અને, બલરામ બહાર નીકળે છે. અને ધડબડ ધડબડ નીચે ઉતરે છે. જરા વારે પ્રાર્થનાના ધ્વનિ ઉઠે છે. કાકાનો અવાજ એમાં મોખરે છે.]



# છેલ્લો પાઠ

લેખક: રા. રામચંદ્ર દામોદર શુક્લ એમ. એ. એલ એલ. બી.

એ સવારે નિશાળે જતાં હું બહુ મોડો નીકળ્યો. મો. હામેલે કૃદન્ત વિષે સવાલો પૂછવાના કહેલા અને મને એનો એક અક્ષર પણ નહોતો આવડતો તેથી ઠપકાની બીક કરીને મને બહુ બીની હતી. ઘડીભર નાસી જઈ દિવસ બહાર પસાર કરવાનો મેં વિચાર કર્યો. બહુ તાજગી ભર્યું અને તેજસ્વી હતું. જંગલની સીમા પર પક્ષીઓ કલ્લોલ કરતા હતા. વહેરવાના કારખાનાની પાછળ ખુલ્લા ખેતરમાં પ્રશીયન સીપાઈઓ કવાયત કરતા હતા. કૃદન્તના નિયમો કરતાં આ બધું યે વધારે લલચાવનાર હતું. પરંતુ સામા થવાની મારામાં તાકાત હતી અને તેથી નિશાળ તરફ જલદી ઉપડ્યો.

'ટાઉન હૉલ' આગળથી હું પસાર થયો ત્યારે સમાચાર બજાના પાટીઆ આગળ ટોળું એકઠું થયું હતું. લડાઈઓમાં બાજેલા હાર, લશ્કરી કુંડીમાંથી માણસની વરણી, અને સેનાપતિના ફરમાન—અમારા બધા માઠા સમાચાર બધાં બે વર્ષથી એ જગ્યાએથી જ આવ્યા હતા. અને રોકાયા વિના મેં સ્વગત વિચાર કર્યો 'અત્યારે શું હશે?'

જવાય એટલી ઝડપથી હું ત્યાંથી પસાર થતો હતો ત્યારે શિષ્ય સાથે આવેલા લુહાર વૅક્ટરે સમાચારપત્ર વાંચતાં મને બૂમ પાડી. 'એ છોકરા, એટલો બધો ઉતાવળો ના જઈશ. તારી નિશાળે તું ઘણો વહેલો પહોંચીશ.'

એ મારી મશ્કરી કરતો હોય એમ મને લાગ્યું. અને મો. હામેલના નાના બાગે હાંફતો પહોંચ્યો.

દરરોજ નિશાળ શરૂ થતી ત્યારે રસ્તા પર સંભળાય એટલો ઘોંઘાટ થતો. ઢળતાં મેજનું ઉઘડવું ને બંધાવું, સારી રીતે સમજવા માટે કાને હાથ દઈને એક સામટા જોરથી બોલાતા પાઠો અને નજર ઉપર શિક્ષકની મોટી આંકણીના ટકોરા. પરંતુ અત્યારે એ બધું શાંત હતું. નજરે ચડ્યા વિના મારા મેજે પહોંચવાનો મેં ઘોંઘાટ પર આધાર રાખ્યો હતો. પણ, ખરેખર, એ દિવસે રવિવારની સવાર માફક બધું શાંત હતું. બારીમાંથી સૌ સૌની જગ્યા પર મેં મારા ગોઠીયાઓને જોયા. એમની ત્રાસજનક લોખંડી આંકણી બગલમાં મારીને મો. હામેલ આંટા મારતા હતા. બારણું ઉઘાડીને બધાની દેખતાં મારે જવું પડ્યું. હું કેવો શરમીંદો પડી ગયો અને બીન્યો તેનો તમે ખ્યાલ કરી શકશો.

પણ કાંઈ બન્યું નહિ. મો. હામેલે મને જોયો અને અતિશય હેતથી કહ્યું 'નાના ફ્રેન્ઝ તારી જગ્યાએ જલદી જા. તારા વિના અમે શરૂ કરતા હતા.'

પાટલી કૂદી હું ઢળતા મેજ આગળ બેઠો. મારો ગભરાટ થોડો શમ્યા પછી શાળા-તપાસ અને ઇનામદાનના દિવસો સિવાય કોઈ પણ દિવસ ન પહેરતાં તે સુંદર લીલો કોટ.

મીણવાળું ખમીસ, ભરત ભરેલી નાની રેશમી કાળી ટોપી, અમારા શિક્ષકે પહેરેલાં મેં જોયાં. અને, આખી નિશાળ વિચિત્ર અને ગંભીર દેખાતી હતી. હમેશ ખાલી રહેતી પાછલી પાટલીઓ પર અમારી માફક શાંત બેઠેલા ગ્રામજનોને જોઇ મને વધારે આશ્ચર્ય થયું. ત્રણ ખુંણીવાળી ટીળીવાળો વૃદ્ધ હૌઝર, માજી 'મેયર', ભૂતપૂર્વ પોસ્ટ માસ્તર, અને કેટલાક બીજા પણ હતા. બધા ગમગીન દેખાતા હતા, કિનારો પર અંગુઠાના ડાઘવાળી એક જૂની 'પ્રાઇમર' હૌઝર લાવ્યો હતો. એને ઘુંટણ પર ઉઘાડી રાખી હતી અને એનાં મોટાં ચશ્માં પાનાં પર પડયાં હતાં.

આ બધું જોઇ હું અજાયબ થતો હતો ત્યાં મોં. હામેલ ખુરશીમાં બેઠા અને મારી જોડે વાત કરતાં વાપર્યો હતો તેવા જ ગંભીર અને નમ્ર અવાજે બોલ્યા 'મારાં બાળકો, હું તમને આ છેલ્લો પાઠ શીખવીશ. આલસેસ અને લોરેનની શાળાઓમાં માત્ર જરમન શિખવવું એવો બરલીનથી હુકમ આવ્યો છે. નવા શિક્ષકો કાલે આવશે. આ તમારો છેલ્લો ફ્રેંચ પાઠ છે. તમે સંપૂર્ણ ધ્યાન આપશો, એમ ઇચ્છું છું.'

આ શબ્દો વીજળીના કટકા જેવા મને લાગ્યા. અરે કમબખ્તો ! 'ટાઉન-હોલ' પર આ એમણે મૂકયું હતું કે !

મારો છેલ્લો ફ્રેંચ પાઠ ! અરે, પણ મને પુરૂં લખતાં પણ નહોતું આવડતું. મારે કયારેય વધારે શિખવાનું જ નહિ ! આટલેથી જ મારે અટકવાનું ત્યારે ? પક્ષીઓનાં ઇંડાં શોધવામાં અને તાર પર સરકવામાં રોકાઇ મારાં પાઠો તૈયાર ન કરવા માટે હું ઘણો જ દિલગીર થયો. ઘડી પહેલાં ઉપાધિ રૂપ ને ન ઉચકાય તેવી ભારે લાગેલી મારી ચોપડીઓ, મારૂં વ્યાકરણ, મારો સંતોનો ઇતિહાસ, ન છોડી શકાય એવા જૂના મિત્રો બન્યાં હતાં. મોં. હામેલ પણ એવા જ લાગ્યા. એ જતા રહેશે અને હું એમને ફરીથી કદિ મળી શકીશ નહિ. એ વિચારે એમની આંકણી અને એ કેટલા વાયલ હતા તે હું ભૂલી ગયો.

બીચારા. આ છેલ્લા પાઠના માનમાં એમણે રવિવારનાં સુંદર કપડાં પહેર્યાં હતાં. અને વર્ગના પાછલા ભાગમાં ગામડાના ઘરડાં માણસો કેમ બેઠા હતા તે હું હવે સમજ્યો. વધારે વખત નિશાળે નહોતા ગયા તેથી એ પણ દિલગીર હતા. ચાલીસ વર્ષની વફાદાર નોકરી માટે શિક્ષકનો આભાર માનવાનો એ માર્ગ હતો. અને પરાયા બનેલા પોતાના દેશ પ્રત્યે માન દર્શાવવાનો એ રસ્તો હતો.

આ બધાનો વિચાર કરતો હતો ત્યાં મારૂં નામ બોલાતું સાંભળ્યું. બોલવાનો મારો વારો આવ્યો. એક પણ ભૂલ વિના સ્પષ્ટ અને અતિશય મોટેથી પેલા કૃદંતના ભયાનક નિયમને બરાબર બોલવા મેં શું ન આપ્યું હોત ? પહેલા જ શબ્દોમાં હું ગુંચવાઇ ગયો અને ઢળતું મેજ પકડી ઉભો. મારૂં હૃદય ધડકતું હતું : મારામાં ઉંચે જોવાની હિંમત નહોતી.

મોં. હામેલને કહેતા સાંભળ્યા : 'ભાઇ ફ્રેન્ઝ હું તેને તો ઠપકો નહિ આપું. તને પોતાને જ ખરાબ લાગવું જોઇએ. જો, આમ છે ! દરરોજ આપણે કહેતા ; ઓહ ! મારે ઘણો

વખત છે. કાલે શીખીશ.' અને હવે તને સમજાશે કે આપણી શી દશા થાય છે. અરે! આલ્સાસેને મોટું દુઃખ જ એ છે: આવતી કાલ પર શીખવાનું એ મુલતવી રાખે છે. પેલા પરદેશીઓને હવે તમને કહેવાનો પરવાનો મળશે. 'આ તે કેવું.' તમે તમારી જાતને ફ્રેંચ કહેવડાવો છો અને તમારી માતૃભાષા તમને બોલતા કે લખતા તો આવડતી નથી!' પણ તું ખરાબ છો એમ નથી. બાપ ફ્રેન્ઝ. મોટે ભાગે આપણાં બધાનો એમાં દોષ છે.

'તમને ભણાવવામાં તમારા માબાપને પુરતી કાળજી નહોતી. જરા વધારે પૈસા મેળવવા મીલમાં કે ખેતરમાં તમને મોકલતા અને હું પણ ઠપકાને પાત્ર છું. પાઠ તૈયાર કરવાને બદલે બાગ ફુલને પાણી પાવા મેં તમને ઘણી વખત નથી મોકલ્યા? અને મારે માછલાં મારવા જવું હોય ત્યારે હું તમને છુટ્ટી નહોતો આપી દેતો?'

એમ, એકમાંથી બીજી વાત કરતા મોં. હામેલ ફ્રેંચ ભાષા વિષે બોલવા લાગ્યા. જગતમાં સૌથી સુંદર એ ભાષા છે, અને સ્પષ્ટતા અને વિચારશક્તિથી ભરેલી છે આપણે એનું સંરક્ષણ કરવું જોઈએ, અને એને કદાપિ ન ભૂલવી જોઈએ. ગુલામ પ્રજા પોતાની ભાષાને વળગી રહે ત્યાં સુધી કેદખાનાની ચાવી એના હાથમાં હોય છે, એમ એમણે કહ્યું. પછી વ્યાકરણ ઉપાડી અમારો પાઠ શીખવ્યો. એમાં એટલી બધી સમજણ પડી કે હું અજાયબ થયો. એમણે કહ્યું એ બધું બહુ જ સહેલું લાગ્યું. એમ પણ ખરૂં કે આટલું ધ્યાનપૂર્વક મેં કોઈ દિવસ સાંભળ્યું નહોતું અને આટલી બધી ધીરજથી એમણે બધું સમજાવ્યું પણ નહોતું. જતાં પહેલાં એ જાણતા એ બધું બીચારા અમને શિખવવા માગતા હોય એમ જ લાગ્યું. અને એક સપાટેજ એ બધું અમારા મગજમાં ઉતારવાનો ઇરાદો હોય એમ જણાયું

વ્યાકરણ પછી અમે લેખિત પાઠ શીખ્યા. સુંદર ગોળ અક્ષરમાં લખેલા નવી 'કોપી' મોં. હામેલ તે દિવસે અમારા માટે લાવેલા: ફ્રાન્સ, આલ્સાસે, ફ્રાન્સ. આલ્સાસે. અમારાં ઢળતાં મેજ ઉપર લાકડીએ લટકાવેલા નાના ધ્વજ વર્ગમાં બધી જગ્યાએ ફરકતા હોય એવા એ દેખાયા. સૌ સૌને કામે કેવા વળગી ગયેલા અને કેટલી શાંતિ હતી, એ જોવા જેવો દેખાવ હતો. કાગળ પર કલમથી થતા લીસોટાનો જ માત્ર ત્યાં અવાજ હતો. એક વખત કેટલાંક પતંગીયા ઉડી આવ્યા. કોઈએ એ પર ધ્યાન ન આપ્યું: નાનાં છોકરાંએ પણ ન આપ્યું. માછલાં પકડવાની આંકડી પણ ફ્રેંચ હોય એમ નાના છોકરાં એને દોરવામાં મગ્ન હતાં. છાપરા પર ધીમેથી કબુતર ઘુઘુ કરતો હતો. મને વિચાર આવ્યો: 'કબુતરને પણ એ લોકો જર્મનમાં બોલાવશે.'

લખવામાંથી હું ઉંચે નજર કરતો ત્યારે મો. હામેલ ખુરશીમાં સ્થિર બેઠેલા જણાતા. એ નાના વર્ગમાં કેવું દેખાતું હતું તે મગજમાં સ્થિર કરવા માટે ઘડીકમાં એક વસ્તુ પર તો બીજી ક્ષણે બીજી વસ્તુ પર નજર માંડતા હતા. ખ્યાલ તો કરો! એ એક જ જગ્યાએ ચાલીસ વરસથી હતા. સામે વર્ગ અને બારી બહાર બાગ હતો. માત્ર ઢળતાં મેજ અને પાટલીઓ ઘસાઈને લીસાં બન્યાં હતાં: બાગમાં અખરોટનાં ઝાડ ઉંચાં વધ્યાં હતાં: એમણે પોતે વાવેલી વેલ બારીઓ પર વીંટળાઈ છાપરે

પહોંચી હતી. બીચારા! એ બધું છોડતાં એમનું હૃદય કેટલું ઘવાતું હશે! ઉપર પેટીઓ તૈયાર કરતી એમની બેનને ફરતી સાંભળીને એમને કેટલો આઘાત લાગ્યો હશે? બીજે દિવસે એ જગ્યા છોડયા વિના એમને છુટકો નહોતો.

દરેક પાઠ ઠેઠ સુધી સાંભળવાની એમનામાં હિંમત હતી. લેખન પછી અમારે ઇતિહાસનો પાઠ ચાલ્યો. બચ્ચાંઓએ બા, બે, બી, બો, બુ ગોખ્યાં. વર્ગના પાછલા ભાગમાં બેઠેલા વૃદ્ધ હૌઝરે ચશ્મા ચઢાવ્યાં હતાં: અને 'પ્રાઇ-મર' હાથમાં રાખીને એમની સાથે જોડણી ગોખતો હતો. એ પણ રડતો નજરે પડતો હતો. લાગણીથી એનો અવાજ ધ્રૂજતો હતો. એને સંભાળવામાં એટલી બધી રમુજ હતી કે અમને હસવાનું ને રડવાનું મન થતું હતું. અને એ છેલ્લો પાઠ મને કેટલો સરસ યાદ છે!

એકાએક દેવળની ઘડીયાળમાં બારના ટકોરા થયા. પછી એન્જેલસમાં વાગ્યા. એ જ ઘડીએ અમારી બારી નીચે કવાયત કરીને પાછા ફરતા પ્રશીયનોનાં રણશીંગડાંનો અવાજ આવ્યો. ખુરશીમાં અતિશય નિસ્તેજ દેખાતા મોં. હામેલ ઉભા થયા. એટલા ઉંચા દેખાતા ક્યારે ય મેં એમને જોયા નહોતા.

'મારા મિત્રો. હું...હું...' એ બોલ્યા. પરંતુ એમનો કશાથી કંઠ રૂંધાયો. એ આગળ બોલી શક્યા નહિ.

પછી એ પાટિયા તરફ ફર્યા, હાથમાં ચાકનો કકડો લીધો અને ભાર દેવાય એટલા ભારથી મોટામાં મોટે અક્ષરે લખ્યું:

'ફ્રાન્સ ઘણું જીવો.'

પછી એ થોભ્યા અને માથું ભીંતે અઢેલ્યું. એક શબ્દ પણ બોલ્યા વિના હાથવતી એમણે નિશાની કરી.

'નિશાળ ખતમ થાય છે: તમને જવાની રજા છે.'*

---

*એક ફ્રેંચ નવલિકા પરથી.



## મીકાએલ ફેરેડે

(પૃષ્ઠ ૨૯૬ થી ચાલુ)

આધારે એક પ્રયોગ કરવાને પ્રેરાયો. જો વીજળીમાં લોહચુંબકની શક્તિ હોય તો લોહચુંબકમાં વીજળીની શક્તિ છે કે નહિ એ એ જોવા માગતો હતો. સાત વર્ષના એના પ્રયોગજીવન પછી એણે એ વાત પુરવાર કરી. એની એ પ્રયોગ-કથા તો ઉપર આપાઈ ગઈ છે.

*

અને આ પછી એકલો પ્રયોગ-ગાળો આ પ્રયોગ પછી નવા પ્રયોગ-માર્ગે ચડ્યો. એણે આકર્ષણ શક્તિ અને પ્રકાશ વચ્ચેનો સંબંધ એ બન્નેની વચ્ચેની સામ્યતા શોધવા માટે જીવન ભર પ્રયોગો કર્યા. એના ઉત્તર જીવનમાં એની યાદશક્તિ ખપી ખૂટી. એની ચેતના-શક્તિ હરાઈ ગઈ. નિત્યના પગલાં વર્ષોથી એની ચાકરી, એના જ્ઞાનતંતુઓ બહેરા થઈ ગયાં. એ સહુની સામે આ પ્રયોગોની પાછળ પાગલ બનેલા વિજ્ઞાનશાસ્ત્રીએ સતત લડાઈ કરી. એનું ઉત્તર જીવન તો આમાં ગયે જ વહ્યું. આખરે એણે એક શોધ કરી કે આકર્ષણ શક્તિમાં પ્રકાશનું તત્ત્વ છે. પરંતુ એક બીજું તત્ત્વ પણ એનું રહેલું છે કે જે પ્રકાશના તત્ત્વને ચમત્કારિક બનતું અટકાવી શકે છે. આટલી શોધ પછી—એનો પૂરો પાર પામે તે પહેલાં મીકાએલ ફેરેડેનું અવસાન થયું. એના પછી અન્ય વિજ્ઞાનશાસ્ત્રીઓએ અને ખાસ કરીને ફેરેડેએ સિદ્ધાન્તનો વિકાસ કરીને આ સર્વવ્યાપક આસના વિજળીક બનીના ઉદ્યોગને જન્મ આપ્યો.

મીકાએલ ફેરેડેનો જન્મ ઈ. સ. ૧૭૯૧માં થયો. ઈ. સ. ૧૮૬૭માં એનું અવસાન થયું. એના સક્રિય પ્રયોગ-જીવનનો આરંભ ઈ. સ. ૧૮૨૦ના અરસામાં થયો. એટલે કે એણે જુદા જુદા પ્રયોગો પાછળ પોતાના જીવનના ૪૭ વર્ષો વિતાવ્યાં. એણે જીવનમાં મુખ્ય શોધ તો એક કરી. બીજી શોધ એની અધૂરી રહી. ફુરસદની વેળાએ એણે ધાતુઓની બનાવટના પ્રયોગો કર્યા છે. પરંતુ એના મુખ્ય પ્રયોગો તો આકર્ષણ-શક્તિ અને વિજળી વચ્ચેનો સંબંધ અને આકર્ષણ શક્તિ અને પ્રકાશ વચ્ચેનું સામ્ય શોધવા અને સ્થાપવાની દિશા તરફના હતા. એ એક જ હેતુ માટેના પ્રયોગો પાછળ એણે ચાળીસ વર્ષ વીતાવ્યાં. અથાક એવા એ આયખી પ્રયોગ-પરાયણ પુરુષે જુદી જુદી જાતના હજાર અખતરાઓ કર્યા છે. અનેક વાર મળેલી નિષ્ફળતાએ એ ન થાક્યો, ન કંટાળ્યો. એના જીવનનો સાચો બોધપાઠ તો એ છે.

*

અને અન્ય રીતે એનું જીવન શાંત હતું. ક્લેશ, કંકાસ કે ચિન્તાના એક નાના શાં મોજાએ પણ એના નિશ્ચિન્ત વ્યવહારજીવનને નથી ખળભળાવ્યું. એની પત્નિ સારા ફેરડે એક શાન્ત સ્વભાવની ઓરત હતી. પોતાના પતિના જીવનકાર્યની એને કદર હતી. એ પ્રત્યે એની સહાનુભૂતિ પણ હતી. એમના સુખી શાંત સંસારમાં કોઈ કોઈ વાર આછી પાતળી અંતરની વેદના જાગતી. એમના દાંપત્યજીવનમાં સંતાન બાળક માટે છેવટે ઠેઠ સુધી જરા જેટલું યે સ્થાન નહોતું સાંપડ્યું. પરંતુ આ અંતરવેદનાએ પતિપત્નિને ઉષ્ટાના

વધારે નિકટ આણ્યાં હતાં. એક જ સમાન વેદનાના એ બે સમભાગી હતા. એના પ્રયોગ પરાયણ જીવનમાં કોઈયે વ્યવહારિક ઉપાધિઓની જાળજંજાળ નહોતી.

*

એ લાકડાનો ધોકો, એ લોઢાની કડી આજે સો વર્ષ પછી અજબ રૂપાંતર કરે છે. સ્વીટ્ઝરલેન્ડના પહાડો અને મહારાષ્ટ્રની ડુંગરાળ ધારો ઉપર સો સો માઇલના વેગથી આગગાડીઓ દોડે છે, હજારો ગાઉ દૂર બેઠેલા માનવીઓના અવાજો અને સંદેશાઓ મળે છે, અને સાત સાત સમુદ્રોને પાર કરીને સમસ્ત માનવજાતને એકબીજાના દુઃખોમાં સમભાગી અને સહભાગી કરી વિશ્વબંધુત્વની ભાવના કેળવે છે. મીકાએલનો તો આ આદર્શ હતો. મીકાએલનું તો આ ધ્યેય. કુદરતી બળોની સામ્યતામાં માનનાર તત્ત્વજ્ઞાની માનવજાતમાં પણ સામ્યતા ઉતારવાના મનોરથો સેવતો હતો.

*

**મુડીવાદના** આંધળા અમલ કરીને આજે સમસ્ત માનવજાત સંહારનાદે ચડી છે. જગતનાં તમામ સુકૃતો ઉપર મુડીવાદની વિકૃતિની મડાંગાંઠ પડી છે. ફેરેડેની શોધ પણ આજે એ બેડી–જીવન વિતાવે છે. પરંતુ જ્યારે મુડીવાદના નશા ઉતરશે, જ્યારે માનવી માનવીને સહોદર સમ લેખતો થશે, જ્યારે સમસ્ત માનવજાતના આદર્શો અને હિતો સર્વમાન્ય બનશે ત્યારે જ ફેરેડેના પ્રયોગપરાયણ જીવનના વધારે સાચા લાભોથી માનવજાત વધારે સમૃદ્ધ અને વધારે સુખી બની શકશે.



# "ગુજરાત"ની ફોટોગ્રાફીની

# હરીફાઇ

આવતા અંકથી "ગુજરાત"માં ફોટોગ્રાફીની હરીફાઇ શરૂ કરવામાં આવશે. તેમાં ભાગ લેવા ઇચ્છનારા ધંધાદારી તથા 'એમેચ્યોર્સ' સહુ ફોટોગ્રાફરોને જોડાવા નિમંત્રણ કરવામાં આવે છે.

હરીફાઇમાં મોકલવાના ફોટોગ્રાફો માત્ર ગુજરાત અને બૃહદ્ ગુજરાતનાં લોકજીવન, સંસ્કૃતિ, ગૃહ–જીવન, શિલ્પ, સ્થાપત્ય, કુદરત-દર્શન કલા, વગેરે વિષયોને લગતા હોવા જોઇએ.

હરીફાઇની શરતો નીચે પ્રમાણે છે:—

૧. મોકલવામાં આવેલ ફોટોગ્રાફ હરીફાઇમાં ઉતરનારે જાતે જ લીધેલો હોવો જોઇએ.

૨. દરેક ફોટોગ્રાફ સાથે ફોટોગ્રાફનું વર્ણન તથા મોકલનારનું પૂરું નામ અને સરનામું સ્પષ્ટ અક્ષરે લખી મોકલવું.

૩. પસંદ કરવામાં આવેલા ફોટોગ્રાફો કાર્યાલયની અનુકુલતા પ્રમાણે 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૪. જે ફોટોગ્રાફ શ્રેષ્ઠ ગણવામાં આવશે તે માટે મોકલનારને રૂ. ૨૦) સુધીનું પારિતોષિક આપવામાં આવશે. તે સિવાય બીજા જે ફોટોગ્રાફો 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવામાં આવશે તે દરેક બદલ તેની વાજબી લાગતી કીંમત મોકલનારને આપવામાં આવશે.

શ્રેષ્ઠ ફોટોગ્રાફ કયો ગણવો અને અન્ય કયા ફોટોગ્રાફોને પસંદગી આપવી તથા તેની શી કીંમત આંકવી તે વિષે કાર્યાલયનો નિર્ણય છેવટનો ગણાશે, અને તે સંબંધે કશા પત્રવ્યવહારમાં કાર્યાલય ઉતરશે નહિ.

૫. પસંદ નહિ કરવામાં આવેલા ફોટોગ્રાફો જો વળત ટપાલ ખર્ચ માટે સ્ટાંપ બીડેલી હશે તો મોકલનારને પાછા મોકલી દેવામાં આવશે.

૬. "ગુજરાત"માં પ્રસિદ્ધ થયેલા સર્વ ફોટોગ્રાફો ઉપર Copy right માલિકી હક્ક કાઠિયાવાડ લીમીટેડનો ગણાશે.

૭. મોકલનારે પોતાના ફોટોગ્રાફો રજીસ્ટર કરી મોકલવા ભલામણ કરવામાં આવે છે. ટપાલખાતાંની ગફલતથી કાર્યાલયમાં કોઇ ફોટોગ્રાફ મળશે નહીં તો તે બાબતની જવાબદારી કાર્યાલયની રહેશે નહીં.

૮. હરીફાઇ માટેના તમામ ફોટોગ્રાફો નીચેને સરનામે મોકલવા.

વ્યવસ્થાપક—"ગુજરાત"

રાણપુર (બી. એસ. રેલ્વે)

(કાઠિયાવાડ)

# સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચના અર્થે મળ્યાં છે. તેનો પરિચય યથાવકાશે હવે પછીના અંકોમાં આવશે.

**અમૃત સરિતા :** પ્રથમ તરંગ તથા દ્વિતીય તરંગ લે. રા. મહાસુખભાઈ ચુનીલાલ મૂલ્ય દરેકનું રૂ. ૧-૮-૦.

**મદન મંદિર :** લે. રા. યશવંત પંડ્યા મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

**જૈન કાવ્ય પ્રવેશ, જીવન ચર્યા, લગ્ન રહસ્ય, જ્ઞાન પંચમી અને તેનું ઉદ્યાપન, કુમારિકા ધર્મ :** લે. રા. માવજી દામજી શાહ મૂલ્ય રૂ. ૦-૪-૦.

**નીતિ પ્રવેશ, વર્તમાન સ્ત્રી જીવન :** લે. રા. માવજી દામજી શાહ મૂલ્ય રૂ. ૦-૩-૦

**આર્ય કુમારિકા :** લે. રા. માવજી દામજી શાહ મૂલ્ય રૂ. ૦-૨-૦

**જૈન દર્શન, વીરધર્મનો પુનરુદ્ધાર, વિચાર-સંસ્કૃતિ, मुद्रा लेख : આપણી ઉન્નતિનો માર્ગ, માનવ ધર્મ, આત્મભાન દિગ્દર્શન, ભગવાન્ મહાવીર, શ્રી મહાવીર, વર્તમાન સાધુ દીક્ષા સંબંધે ઉદ્ગારો, अने कान्ति विभूति : सन्देश :** લે. શ્રી. ન્યાય વિજયજી મહારાજ મૂલ્ય : અમૂલ્ય.

**રામ ભક્તિ રહસ્ય :** લે. શ્રી. ચન્દ્રિકાપ્રસાદ, પ્રકાશક: ઉમિયાશંકર ઠાકર.

**સૂર્યોપાસના :** પ્રકાશિકા : સૌ. ભાનુમતી રણછોડદાસ.

ॐ

## શિકારીનો રાહ

( પૃષ્ઠ ૩૧૬ થી ચાલુ )

"સાંભળ, રાજબા, તું ગઈ છે એમ જ્યારે મ્હને ખબર પડી ત્યારે એક તૂટેલી માટીની કટોરી માફક મ્હારા જીવનમાં તડ પડી ગઈ—" દાદબા બોલી શકયો નહિ–એવા આશ્ચર્યે કે તે શું બોલી ગયો હતો ! કારણ, પહેલાં તે કદિ એવું બોલતો નહિ.

" અને અત્યારે," તેમ છતાં ય તેનાથી બોલાઇ જવાયું, " તેં હતી તેવી પાછી એ રણકતી કટોરી કરી દીધી. "

" ખરેખર ? " રાજબાના અણધાર્યા, ઉંચા અવાજમાં મિશ્ર લાગણીઓ હતી. અને તેની આંખોની મીટ કોચ પાસે તેને ઢુંટણ પર નમાવ્યો.

આઠ મહીનાથી તેનું મુખ જોયું નહોતું. પણ છતાં ય તેનો અંગુલિ-સ્પર્શ સરખોય કરી શકાયો નહિ.

" અને મ્હારૂં જીવન, દાદબા ? "

" પણ ત્હારૂં જીવન એ તો મ્હારૂં જ છે ને ? આપણે સાથે જ છિએ ને ? "

" અલબત્ત, અલબત્ત—" પણ રાજબા કંઇ બોલે તે પહેલાં તેની નજર દાદબાના આવેશમય લાલ ચહેરા તરફ ચોંટી રહી.

" રાજબા, મ્હને કહે, તું પાગલ બની ગઈ છે ? "

"ના, દાદબા, હું બહુ જ ડાહી છું. પણ હું છેક થાકી, હારી ગઇ છું," કોઇ ઉમદા ધાતુના વાસણના ઉંડાણમાંથી આછો અવાજ આવે એવા અવાજે તેણે કહ્યું. મનુષ્ય ભાગ્યે જ સાંભળે એવા મૃદુ અવાજે તે બોલી અને એ સુરે દાદબાનો ઢીલો સંયમ છંડાવ્યો. એ તેને શયનગૃહના ભીતરમાં ઉપાડી ગયો. તેને શિકાર સાંપડયો. તે કાંઇ બોલ્યા નહિ.

(૪)

અને તેઓ ઝરૂખા પાસે ઉભાં હતાં. પણ તે વખતે ચંદ્રને એક રેશમી વાદળાની કોર ઢાંકી દેતી હતી. અને અંધારૂં એવું હતું કે તેની આંખોના ચમકાટ સિવાય રાજબાના મુખ પર કશું દેખાતું નહોતું અને એ એટલી ઉંચી હતી કે દાદબાની આંખો સામે હારમાં જ તેની આંખો ચમકતી હતી.

ખંડમાં કે વિચિત્ર શાન્તિ હતી.

" ત્યારે તો ત્હમે નથી જ સમજ્યા ? " થાકેલા, વિષાદ–ગંભીર અવાજે રાજબા બોલી.

પટાવતાં તેણે પૂછ્યું, " એ ચીઠ્ઠીમાં શું હતું ?"

" દાદબા, ત્હમે જંગલી જાનવરોનો શિકાર ખેલો છો, નહીં વારૂ ?"

"હા, પણ એથી શું ?"

"એમ જ કે એ જંગલી જાનવરોના જેટલી જ જંગલી સ્થિતિ મ્હારી કરો છો."

દાદબાનાં મુખ પર આશ્ચર્યની લાગણી ધસી આવી પણ રાજબાએ તો ચાલુ જ રાખ્યું,

"અને પછી શિકારે ઉપડી જાઓ છો અને ત્યાંથી આવ્યા એટલે ફરી એ જ જંગલી દશા—"

"રાજબા, તને ગાંડપણ આવ્યું છે ?"

"ના, દાદબા. હું છેક ડાહી છું, માત્ર હવે હું થાકી, હારી ગઇ છું......દાદબા, હું

તમને ચાહતી હતી. તમારા નવા હૃદયમાં હું હારી ગઇ છું. મને પ્રેમની જરૂર હતી પણ તમે મને માત્ર જંગલી જાનવરની જેમ જ સંભાળી. દાદમા, મહાત્મા જે કહે છે રહ્યું છે તે સાધવા—તેનું જતન કરવા હું માગું છું. કૃપા કરી સમજજો થોડું પણ. કારણ આખી રાત મને એ જ વિચાર આવ્યા કર્યો છે કે હું શું કરી શકીશ? તમને શિકારેથી પાછા ફરેલા એકાન્તવાસપણાના વિયોગ—અને એ પણ જોવા કે તમે કંઇ ભણ્યા છો કે નહિ

દાદમા, તમે પ્રેમ સામે પાપ કર્યું છે અને તેથી જ હું ચાલી ગઇ હતી." તેણે સ્હેજ શ્વાસ લીધો.

"હવે હું ફરી જાઉં છું." થાકેલા સાદે તે બોલી.

"હું સાથે આવું—"

"ના, દાદમા. હું એકલી જ જઇશ." અને એ ચાલી નીકળી તે વખતે ચહેરે એક રેશમી વાદળાની કોરે ઢાંકી દીધો હતો.

બાગમાંથી અંધકારમાં આસ્તે અદ્રશ્ય થતાં તેને તે જોઇ રહ્યો. લાંબા સમય સુધી તેની રાહ જોતો ત્યાં જ તે બેસી રહ્યો પણ લાગ્યું તે પાછી નહિ ફરે.

તે પાછી ફરી જ નથી. *

*સૂચિત.

# મારી નોંધપોથી

( પૃ ૩૨૦ થી ચાલુ )

પ્રજાસરકારે નહીં કરેલા અમુક નીતિઓનું અમુક બીજા પ્રકારનું મૂલ્ય માની લે છે. એના જેવા સીક્કાનું મૂલ્ય એટલું નથી મનાતું. છતા આપણે તેને એટલું જ મૂલ્ય આપતા અપાવવા માગીએ છીએ ને જ્યારે સરકાર ને સમાજ વિરુદ્ધ આપણે આપેલું મૂલ્ય કોઇક હૈયાફૂટો કબૂલ કરી લે ત્યારે આપણે સંતોષનો આનન્દ અનુભવીએ એમાં શું આશ્ચર્ય?

ઇશ્વરની સૃષ્ટિ સામે જ્યારે વિશ્વામિત્રે પોતાની સૃષ્ટિ સરજી, ત્યારે એને પણ એવો જ આનન્દ થયો હશે. कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् એક ઇશ્વર જ સમર્થ છે એમ કહેવાય છે, છતાં એ સામર્થ્યનો, અંશત: પણ, આપણામાં સંચાર થયેલો જોઇ આપણે કુતૂહલના અનુભવીએ એ સુકર જ છે. ઇશ્વર સમા સમર્થ થવાની, ઇશ્વરરૂપ થવાની આપણી મંગલમય ઇચ્છા આપણે કંઇ અંશે ચાલ પુરી કરી શકીએ છીએ. अहम् ब्रह्मास्मि ના ઉદ્‌ઘોષ હેઠળ આ જ ભાવના રહેલી છે. અને ખોટી બેઆની ચલાવવામાં આપણે अन्यथा कर्तुम् સમર્થ બનીએ છીએ ને ઇશ્વરની વધારે નજીક જઇએ છીએ. આપણે આંકીએ એ જ પદાર્થનું મૂલ્ય: એ મહાસત્યનો સાક્ષાત્કાર કરીએ છીએ. આપણે અસત્ય પ્રચાર કરતા કે અનાચરણ આચરતા નથી માગતા, પરંતુ જ્યાં સર્વ મૂલ્યાંકન જ અસત્ય છે, ત્યાં આપણું અસત્ય જ છે એમ અન્ય પાસે સ્વીકારાવીએ છીએ—જો કે એકવાર અન્યના હાથે ભૂખરે બન્યા પછી જ આપણે આ પ્રકારની પ્રવૃત્તિ કરીએ છીએ, અન્યથા નહીં.

સુધી ચાલત એ હવે કહી શકાય નહીં પણ એટલામાં મોટાભાઈ પોતાના ઓરડામાંથી ઉઠીને બહાર આવ્યા. એમણે નેપકીનથી ચશ્મા બરાબર સાફ કરીને નાકે ચઢાવ્યાં અને પછી કહ્યું. "હવે તમારે મારું સાંભળવું છે? કે આખી રાત ભુચીને રડાવીને એને સવાર સુધીમાં મારી નાખવી છે?"

"પણ શું અમને જાગવાનું મન થાય છે? તમે જઈને સુઈ ગયા હતા અને અહીં અમારો તો દમ નીકળી ગયો." મેં કહ્યું.

"શું ધુળ સુઈ જાય! એમ કરતાં તો મોં બોં મેં વાસ્યું હોત તો ઠીક થાત. તમે ચારે જણા હો હો કરી રહ્યાં છો એમાં ઉંઘ આવે જ કેમ! પણ હવે આ બધા ઉપચાર માંડી વાળો. સ્નેહલતા, જાઓ, લેક્ટોજનની શીશી ઝટ તૈયાર કરી નાખો. રોજ નાંખતાં હો તેના કરતાં બમણો પાઉડર નાખજો."

"પણ-પણ એને ભારે પડશે તો નહીં ને?" રડવાનું બંધ રાખી, ઉઠતાં ઉઠતાં સ્નેહલતાએ કહ્યું.

"અરે પડયાં ભારે! ભુખી ટળવળાવ્યાં કરો છો એમાં ભારે શું પડવાનું હતું!"

સ્નેહલતા શીશી ભરીને લેક્ટોજન લઈ આવી. ભાભીએ ભુચાને શીશી પાવા માંડી. પહેલો ઘુંટડો લેતાં લેતાં તો એણે ઘણું તોફાન કર્યું કારણ કે બે ઘડી કલાકના તોફાનમાં એને કૈં કૈં ઔષધના ઘુંટડા અગે પાઈ દીધા હતા. પણ એક ઘુંટડો જેવો ગળે ઉતર્યો તેવી જ ભુચી રડતી રહી ગઈ. આખી શીશી પી રહી એટલે તેણે હસવા ને રમવા માંડયું!

સ્ટવ, પોતા, દીવેલની શીશી, પાન, હીંગની શીશી, પેઇનકીલર, અમૃતાંજન, બે ત્રણ પંખા, બે ફાનસ, પાંચ સાત રમકડાં વગેરે ઉઠાવીને ભાગીરથી ઓરડામાંથી બહાર ગઈ. ન કળી શકાય એવા રોગની અદ્‌ભુત ચિકિત્સા કરી હોય તેમ મોટાભાઈ પ્રફુલ્લિત વદને સુવા ગયા.

ભાભી જતાં જતાં કહેતાં ગયાં. "જોજો, પાછા કાલે દીવેલનું ભુલી નહીં જતાં. બરાબર એમ દવા આપતાં રહો તો આમ કૈં નહીં થાય." સહેજ આઘાં જઈને પાછાં ભાગીરથી ભણી જઈને બોલ્યાં. "ઘણા છોકરાં ઉછેરીને મોટાં કર્યાં પણ આ તો કોઈ અજબ છોકરી છે! પેટમાં દુઃખે અને ઉપરથી લેક્ટોજન પીએ એટલે રડતી રહી જાય!"

વિશેષ કહેવાનું કૈં પ્રયોજન નથી. આમાં ભુચાને બોલતાં આવડતું હોત તો પાંચ સેકંડમાં સઘળો ખુલાસો થઈ જાત. પેટમાં ભુખ અને તે ઉપરથી આટઆટલી દવાઓ— એની અસર એણે કેવી રીતે નાબુદ કરી! એટલે મારું કહેવું તો એ જ છે કે બાળકોને જન્મથી વાચા આવે એવો પ્રબંધ થવો જોઈએ. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી 'બાલ-ઉછેર' એ વિષય સંબંધે લેખો લખવા એ માત્ર કાગળનો નિરર્થક વ્યય કરવા જેવું જ છે.

આ લેખ લખવામાં ચપટરજની ગંધ સરખી પણ કોઈને નહીં જણાય એટલા માટે એ રચનામાં જે જે સામગ્રીનો મેં ઉપયોગ કર્યો છે એ સર્વનું સંપૂર્ણ બયાન કરવા જઉં તો તો જગા ઘણી રોકાય. એટલે અહીં તો ટૂંકમાં માત્ર ગ્રંથોનાં તેમજ લેખકોના

નામ માત્રનો નિર્દેશ અને તે પણ અલ્પ પ્રમાણમાં જ કર્યો છે.

૧. આપણા વેદના વારાના તમામ ગ્રંથો

૨. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં જે જે ગ્રંથમાં 'બાળ' અને 'ઉછેર' એ શબ્દો આવ્યા છે તે તે ગ્રંથ.

૩. ફારસી અને અરબ્બીમાંથી શેખસાદી ઉમ્મર ખય્યામ અને ફીરદુસી.

૪. રશિયન : ટોલ્સ્ટૉય, ક્રોપોત, ડોસ્ટોવેસ્કી, મેક્સીમ ગોર્કી.

૫. ઇટાલિયન : ગેબ્રીઅલ ડેનનશીઓ.

૬. જરમન : રેનાર્ડ એમોલ્ડ હડરીગ.

૭. ચાઇનીઝ : કોન્ફુશીઅસ.

૮. નોરવે : હેન્રીક ઇબ્સન.

૯. બેલજીઅમ : મોરીસ મેટરલિંક.

આ સિવાય ફ્રેંચ, સ્પેનીશ, હંગેરિયન, સ્વીડીશ વગેરે અનેક ભાષાના અનેક ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.



## દંપતિના દેવ પ્રેમ

( પૃષ્ઠ ૩૦૮ થી ચાલુ )

ઐતિહાસિક પુરુષો તથા સ્ત્રીઓના પરત્વે આવા ગંભીર મંત્રણાવાળાં, થોડા જ સૂત્રથી મહત્વના પ્રસંગને અવલંબીને, થોડા જ પ્રવેશોમાં વર્ષોનો ઇતિહાસ કેન્દ્રસ્થ કરતાં, લખાવાં શરૂ થવાં જોઇએ. કોઇ ધંધાદારી કંપનીનો ચાલક એમ તો જરૂર પૂછશે કે આપણી સમાજને આવી નવી જાતના પ્રયોગમાં રસ પડશે? એટલું તો સત્ય છે કે અર્વાચીન સાહિત્યના ઐતિહાસિક પાત્રોને લગતું જ્ઞાન, રસ, મમતા ને તેમને ગમતા પ્રયોગમાં સાંગોપાંગ ઉતરવાની શક્તિ વિલાયતમાં જોઇ તેથી આશ્ચર્યચકિત થવાય છે; અને આપણે ત્યાં તેવા દિવસની વાર છે એમ પણ લાગી જાય, છતાં આવી જાતના અખતરો હિંમતથી વેતન વિનાના પ્રયોગરસિયા કરે છે ને નવા ઉચ્ચતર માર્ગો તરફ સમાજની અભિરુચિ દોરે છે. બ્રાઉનિંગ દંપતીના નાટકમાં કવિનાં કાવ્યોનું સૂચન, અમુક ફકરાનું વાંચન વગેરે કંઇક આવે છે; પણ સામાન્ય પ્રેક્ષક વર્ગને રસ પડે તેવી વિશેષ નથી એ તેની ખૂબી છે; તે પ્રમાણે પણ આડંબરી શૈલિ કે સાક્ષરત્વનો ડોળ કર્યા વિના, કલા ને સંસ્કારનાં તત્ત્વો સાક્ષર જીવન પરત્વે તારવવામાં ને સફળ નાટક ઉત્પન્ન કરવામાં શ્રેય લાગે છે. વિલાયતના પ્રયોગમાં જે મનહર તત્ત્વ ધ્યાન ખેંચે છે તે એ છે કે કવિત્રી ઇલિઝાબેથ પોતાનું રસજીવન અજાયબ રીતે આબેહૂબ જીવી દેખાડે છે; અને એ જીવનનો પડઘો જ એની સુરમ્ય કાવ્યાવલિમાં પડે છે:—

"વધારે કહેવું ના, ઉદધિ જલ ખેંચાય વધુથી."

# ગુજરાત

સાહિત્ય સંસદ તરફથી

તંત્રી-કનૈયાલાલ મુનશી

* * * * * * *

પુસ્તક ૧૬ મું : : અંક ૫ મો

ડીસેંબર ૧૯૩૧



## દંપતિના દેવ પ્રેમ

( પૃષ્ટ ૩૦૮ થી ચાલુ )

ઐતિહાસિક પુરુષો તથા સ્ત્રીઓના પરત્વે આવા ગંભીર મંત્રણાવાળાં, થોડા જ સહુથી મહત્વના પ્રસંગને અવલંબીને, થોડા જ પ્રવેશોમાં વર્ષોનો ઇતિહાસ કેન્દ્રસ્થ કરતાં, લખાવાં શરૂ થવાં જોઇએ. કોઇ ધંધાદારી કંપનીનો ચાલક એમ તો જરૂર પુછશે કે આપણી સમાજને આવી નવી જાતના પ્રયોગમાં રસ પડશે? એટલું તો સત્ય છે કે અર્વાચીન સાહિત્યના ઐતિહાસિક પાત્રોને લગતું જ્ઞાન, રસ, મમતા ને તેમને ગમતા પ્રયોગમાં સાંગોપાંગ ઉતરવાની શક્તિ વિલાયતમાં જોઇએ તેથી આશ્ચર્યચકિત થવાય છે; અને આપણે ત્યાં તેવા દિવસની વાર છે એમ પણ લાગી જાય, છતાં આવી જાતના અખતરા હિંમતથી વેતન વિનાના પ્રયોગરસિયા કરે છે ને નવા ઉચ્ચતર માર્ગો તરફ સમાજની અભિરૂચિ દોરે છે. બ્રાઉનિંગ દંપતીના નાટકમાં કવિનાં કાવ્યોનું સૂચન, અમુક ફકરાનું વાંચન વગેરે કંઇક આવે છે; પણ સામાન્ય પ્રેક્ષક વર્ગને રસ પડે તેથી વિશેષ નથી એ તેની ખૂબી છે; તે પ્રમાણે પણ આડંબરી શૈલિ કે સાક્ષરત્વનો ડોળ કર્યા વિના, કલા ને સંસ્કારનાં તત્ત્વો સાક્ષર જીવન પરત્વે તારવવામાં ને સફળ નાટક ઉત્પન્ન કરવામાં શ્રેય લાગે છે. વિલાયતના પ્રયોગમાં જે મનહર તત્ત્વ ધ્યાન ખેંચે છે તે એ છે કે કવિશ્રી ઇલિઝાબેથ પોતાનું રસજીવન અજાયબ રીતે આબેહૂબ જીવી દેખાડે છે; અને એ જીવનનો પડઘો જ એની સુરમ્ય કાવ્યાવલિમાં પડે છે:—

"વધારે કહેવું ના, ઉદધિ જલ ખેંચાય વહુથી."

# ગુજરાત

પુસ્તક ૧૬ મું :                    અંક ૫ મો

સાહિત્ય સંસદ તરફથી

તંત્રી
કનૈયાલાલ મુનશી

ઉપતંત્રીઓ
ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
જ્યોતીન્દ્ર હ. દવે

વાર્ષિક લવાજમ
હિન્દુસ્તાનમાં રૂ. ૮ આ
પરદેશમાં રૂ. ૧૦ અથવા શિ. ૧૫

છુટક નકલના બાર આના

તંત્રીખાતું
૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઇ

વ્યવસ્થાખાતું
ગુજરાત કાર્યાલય,
શાહપુર (B. S. Ry—અમદાવાદ)

## ડીસેંબર ૧૯૩૨ની અનુક્રમણિકા

શિશુ અને સખી (સર્ગ ૪)
શ્રી. કનૈયાલાલ મુનશી ... ૩૬૫

કમલતલાવડીનો હંસલો (કાવ્ય)
કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર— ૩૭૭

સ્વ. પૃથુ શુક્લ (પરિચય ચિત્ર)
શ્રી. હરિલાલ ભક્કા ... ૩૭૮

સૈકાઓ પૂર્વે રચાયલું ગાંધીજીનું જીવન ચરિત્ર (સત્યસંહિતા—ભાષાંતર સાથે) ૩૮૧

સ્નેહ સંભ્રમ (ચાલુ વાર્તા)
શ્રી. કનૈયાલાલ મુનશી ... ૩૯૩

વચની વિરમેના (નવલિકા)
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા ... ૩૯૭

અંતિમ ચુંબન (કાવ્ય)
શ્રી. રમણલાલ વકીલ ... ૪૦૪

કવિવર ખબરદારનો કનકોત્સવ
એક ખબરદાર પ્રેમી ... ૪૦૫

કવિશ્રી ખબરદારનો કનકોત્સવ
શ્રી. ચંદ્રશંકર પંડ્યા ... ૪૦૮

મારી નોંધપોથી
શ્રી. શુક્લ ... ૪૧૩

શ્રી. પ્રેમચંદજીનો નવીન ઉપન્યાસ
'ગબન' શ્રી. 'ક' ... ૪૨૭

પુસ્તક પરિચય
શ્રી જ્યોતીંદ્ર હ. દવે ... ૪૩૩

કાઠીઆવાડ મહિલા પરિષદ
(ગુજરાત ઓફીસ) ... ૪૪૩

# ફોટોગ્રાફીની હરિફાઈ

ચાલુ અંકને માટે હરિફાઇના ફોટોગ્રાફો પૂરતી સંખ્યામાં મળ્યા નથી અને જે મળ્યા છે તેમાંના કેટલાક બહુ મોડા મળવાથી આ હરિફાઇની શરૂઆત આવતા અંક ઉપર મુલતવી રાખી છે.

ગુજરાતના વાંચકોને જાણીને આનંદ થશે કે હિંદી ભાષાના ઉપન્યાસ-સમ્રાટ્ અને 'હંસ' (હિંદી માસિક)ના સુપ્રસિદ્ધ તંત્રી શ્રી. પ્રેમચંદજી સાથે એવી ગોઠવણ થઇ છે કે તેઓ જે લેખ કે વાર્તા પોતાના 'હંસ' પત્ર માટે લખશે તેનો અનુવાદ 'ગુજરાત'માં તે જ મહીને પ્રકટ કરવામાં આવશે.

## સૂચના

ગુજરાતના તંત્રી ખાતાંને લગતો સઘળો પત્રવ્યવહાર તંત્રીને ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઇ, એ સરનામે કરવો.

લેખો રિવ્યુ માટેનાં પ્રકાશનો તથા અદલાબદલી માટેનાં પત્રો વગેરે એ સરનામે મોકલવાં.

વ્યવસ્થા ખાતાંને લગતો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

લવાજમ નીચેને સરનામે મોકલવું.

જાહેર ખબરો, એજન્સી વગેરેને લગતો તમામ પત્રવ્યવહાર તથા જાહેર ખબરના ભાવતાલ, એજન્સીની શરતો ઇત્યાદિ માટે લખોઃ—

વ્યવસ્થાપક—ગુજરાત
રાણપુર—B. S. Ry. (કાઠીઆવાડ)




લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## સર્ગ ચોથો

(૧)

વિદ્વન્મંડલનું કેંદ્ર એવું સુંદર ને સુઘડ ઘર; સુખી ને ડાહી તેની અધિષ્ઠાત્રી; કલ્લોલતાં નાનાં સુકુમાર બાલુડાં; સેવા ઉઠાવતા પરિચારકો; ઉંચે ઉડતા કીર્તિધ્વજનો ગર્વભર્યો ફરફરાટ; સ્વસ્થ, સખ્ત ને દુનીયા ખાધેલ ધારાધરઃ—આ બધામાં ગરીબ ગભરાતો શિશુ ક્યાંથી જડે? એના કાવ્યના ધધગતા અંગારા આ સ્વાસ્થ્યની શીતળમાં કેમ સંભવે એમ ઘણા વિચારતા.

(૨)

સતી, શાણી ને સુખી, આ મંદિરને સુંદર કરતી. ઢીંગલીશી નાની ને સ્વરૂપવતી, બુદ્ધિ કે હૈયાના પ્રભાવથી અપરિચિત, સરલ ને કર્તવ્યપરાયણ, ભલી ને પતિભક્તિવિહ્વલ, તે હતી તેવી જ હવે પણ: ઘરને વરમાં જ તેનું સર્વસ્વ હતું. તેને મન શિશુ ઉચ્ચ સ્વર્ગે વિહરતો અસ્પર્શ્ય ને ભવ્ય એક દેવ હતો. તેના સંસારસુખની ભાગીએણ, તે, નહીં તેની અંતરવલોવતી ઉર્મિને જાણતી ને નહીં તેના અણસમજ્યા આદર્શની તેને આંચ લાગતી.

(૩)

શિશુ પણ બની રહ્યો હતો સ્વસ્થ, સ્નેહાલ ને કર્તવ્યદક્ષ; સંસારની સહધર્મચારિણીને સન્માનતો હિન્દુ

સંસારનો આદર્શ પતિ. સખીવિરહના ઘા ખમી ખમી તેનું હૈયું અભેદ્ય શું બન્યું હતું. હજાર રાતના આક્રંદ-તપથી તેણે જાણ્યું હતું કે તેની જોડ જન્મી ન હતી. વિજય પંથે જતાં સુવાસી, સુકુમાર ને કમનીય કુસુમો સમી કેટલીએ યુવતી એને મળી; કોઇક તો નીચી નમી તેના પગ આગળ પરિમલ પ્રસારતી. પણ સખ્ત આત્મ-ગૌરવમાં અણીશુદ્ધ તે સીધો માર્ગ લેતો. સીનેમા પર પડતાં ચિત્ર સમી જીવંત સ્ત્રીસૃષ્ટિમાં તેને રસ ન હોતો; કલ્પના 'સંસારની એક સુંદરી તેને મન હતી-જીવતી, જાગતી, જાજ્વલ્ય જીવનવિધાત્રી.

(૪)

સંસ્કારનો દાવો કરતા મિત્રોને લંપટ વાતો કરતા સાંભળતો ત્યારે ખેદ પીડયો તે મુંગો રહેતો. પ્રતિષ્ઠિત દુનીયાડાહ્યાઓને ઘરની સ્ત્રી રઝળતી છોડી, તબલચીએ આપેલાં પાન ચાવતી સામાન્યાનાં અધરેથી અધરરસ લાવતા સાંભળતો ત્યારે તેનો જીવ ફરી આવતો. સ્ત્રીત્વ-ને ભ્રષ્ટ કરતા દુષ્ટોને સ્પર્શ તે અભડાતો; અને તેમને માન દેતા સમાજને તે તિરસ્કારતો. સ્ત્રી માત્ર, તેને મન હતી, અવનીની અધિષ્ઠાત્રી; માતા, સહચરી, ભગિની કે પુત્રીરુપે પતિતપાવની; તેની પ્રાણેશ્વરીના કો'ક અંશનો અવતાર; ને જગદુદ્ધારિણી જોગમાયા-સદાય સેવ્ય ને સદાય પુજ્ય.

(૫)

મહા પ્રયત્ને પાથરેલી આ સપાટી નીચે હૃદયનો ધગધગતો પ્રવાહ વહેતો હતો. વાંજિત્ર છેડતાં જાણે અજાણ્યે આંગળીઓ તે ગીતના સૂર કાઢતીઃ

'મને તારા વગર નથી ગમતું રે
આવી પુરો હૈયા કેરી આશ—
મારા રાજ
મને ભુલી ગયો છ મારો છેલડો રે'—

અને, જગતપર અંધકાર છવાતો. એ તેજસ્વી નયનો વ્યોમને પેલેપાર વાટ જોતાં થાક્યાં જણાતાં; અપાર્થિવ છતાં હેતભર હાસ્યના પડઘામાં વિરહરણકાર સંભળાતો. ને ઉંડા અનિર્વાચ્ય ખેદથી તેનો સંસાર ખારો થતો. કાંપતે કંઠે ને ભીની આંખે તે ઉચ્ચારતો :

'પ્રિય કયાં હશે ? જલ-વન'઼ વિશે ?
નથી જલ ગગનની દશ દીસે.
પ્રિય ! જ્યાં તું હો ત્યાં પહોંચજો
મુજ પ્રેમપૂર્ણ પ્રણામ આ.

હોઠ પર હોઠ ભીડી તે ડુસ્કું ખાતો ને ધારાશાસ્ત્રનાં શુષ્ક આશ્વાસન શોધતો:

(૬)

ઘણીએ વાર એક રમણીય ગિરિશૃંગે એકલવાયા હૈયાને આશ્વાસતો તે એકલો ફરતો. લીલાં મોટાં વૃક્ષોએ રચ્યા ચંદરવા નીચે, ડોલતા કુસુમથી ભરચક ઝાડી વચ્ચે, વનદેવીઓના સુકુમાર પાદસ્પર્શ માટે સર્જાએલી આછી ને અસ્પષ્ટ પગથીઓ પરથી તે જતો.

કોયલ ટહુકતી ને ક્વચિત્ બોલતું બુલબુલ, ને તેના વિરહી હૃદયમાં રસ ટહુકાના પડઘા પડતા. મરુતો ગહ્વરોમાં મૃદુસંગીત ગાતા ને સૃષ્ટિ ગાનમુગ્ધ ડોલતી. નીચે ખીણમાં ગોવાળીઆની વાંસળી, જમુનાને પેલે તીર વાજતી રાધા રીઝવતા નટવરની બંસી શી, મોહક ધ્વનિથી સંધ્યાની અલ્હાદકતા ઉત્તેજતી.

સ્થલકાળ, ને સંસાર અને સાથે સ્વાસ્થ્ય પણ સરી જતાં કૃતિ થઈ રહેતો માત્ર પ્રણયી. અને હૈયામાં નિરાશાભર્યા તલસાટનાં પુર આવતાં.

(૭)

કોઈ કાંકીડા ઉંચી ડોક કરી આવે એકાંત રસ્તે રઝળતા એકલવાયા ને દુઃખી પ્રણયપથિકને જોઈ વિસ્મય

થતો, દયા ખાતો ને દોડી જતો. ઝાડીમાંથી જતાં તેનાં પગલાં નિઃશબ્દ શાંતિમાં પડઘા પાડતાં ને એ પ્રણયીને કાને પડતાં,...એજ એ પગરવ–બાલવયથી પરિચિત....

એની સખી આવતી, સદાય પરિચિત એવી પરિમલ પ્રસારતી; અને ભવેભવનો ભુખ્યો શિશુ તેને અંતરને અર્ઘ્યે સત્કારી તેની સાથે ચાલતો. મૃદુ પવને ડોલતાં પાનોના શબ્દમાં તેનો સુમધુર સ્વર કાને પડતો સરસ્વતી-વિણામાંથી નીસરતા રસપ્રવાહ સરખો. તેના નાસી છુટતા કેશનાં નર્તન પણ તે જોતો ને વર્ષોની તેની વિહ્વલતા શમી જતી.

(૮)

તારલાના તેજની અની હોય એવી સખી હસ્તવેલીઓ વિસ્તારતી. ઉગતા સૂર્યતેજમાં તોફાને ચઢ્યા રાજહંસ જલબિંદુ ઉછાળી એકમેકને છાંટી રહે તેમ તેની ઉલ્લાસ અધીરી ઉંડી મોટી આંખો ભીની થતી....

શિશુના તલસતા હોઠ કંપતા, ને નીશો ભર્યાં તેનાં નયન આનંદઘેને ઢળી જતાં. ગંધમાદનશા સુવાસભર તે વાતાવરણમાં એક ચુંબન સંભળાતું.... સંભળાતું, ન સંભળાતું....ને પવનનો ક્રુર સુસવાટ પ્રણયના પ્રાણ સમા એ મધુર નાદને દૂર લઇ જતો....એની બાલસખીની પાછળ તે ફૂદીને દોડવા જતો....

પુરુરવાને દુર્ભાગ્યે ઘેરાએલો તે વેલી ને વૃક્ષમાં પોતાના પ્રાણને શોધતો. એકલવાયા સંસારની અંધારી તેને આંખે આવતી. તે અધીરો, બ્હીલો ને ઉન્મત્ત દશેદીશાને કરગરી પુછતોઃ 'સખી ક્યાં ? સખી ક્યાં ?' ને નિષ્ઠુર પર્વત પ્રતિશબ્દ કરતો 'ક્યાં ? ઓ ક્યાં ?'

(૯)

તે પથ્થર પર ફસડાઇ પડતો, ને આંખમાંથી રુધીરથી-એ મોંઘેરું અશ્રુજલ પડતું. કપાળ કુટી; ક્રોધે કાંપતા અવાજે તે ઉચ્ચારતો–વિશ્વદ્વેષ્ટા જગતની કતલ ફરમાવે તેમઃ

निराशीः निर्ममोभूत्वा युध्यस्व विगतज्वरः ।

તે ઘેર જતો ને બાલુડાં ને સ્ત્રી તેને હર્ષકલ્લોલે આવકારતાં. રડતાં હૃદયનાં આંસુ રોકી તે હસતો ને હસાવતો, પોતાને અને પારકાને છેતરતો દ્વિમુખી કપટી પોતાને ગણી તે જાતને ધીક્કારતો. કોઈવાર ગિરિશૃંગેથી ક્ષિતિજ નીરખતાં હૃદયનું દૌર્બલ્ય વિસારવા आत्मन्येव आत्मना तुष्ट થવાના મોટા પણ નિષ્ફલ સંકલ્પ તેને થતા. કામ, કામ ને કામ—દિવસને રાત, એકધારું ને સર્વભક્ષી—એમાં જ તેને નિર્વાણ નજરે પડ્યો.

(૧૦)

એકદા, સ્વસ્થ ને શાંત શિશુ ઉગતા સૂર્યને સત્કારતો ભગવાન શંકરના મંદિરશિખરના સોનેરસ્યા કલશ પર દૃષ્ટિ ઠારી ઉભો હતો. એક મિત્રે તેને બોલાવ્યો, ને તેણે નીચે જોયું. રસ્તા પર મિત્ર સાથે એક સુંદરી ચાલી જતી હતી. બે તેજસ્વી આંખો તેને જોઇ રહી; સૂર્યોદયે કમળ ઉંચુ જુએ તેમ મુખ તેની સામું જોતું હતું...પલ-થઇ...બંને ચાલી ગયાં...ને તે લટકાળીનું ગતિસૌંદર્ય જોઇ રહ્યો.

(૧૧)

અણુધારી, સહજ સમાધિમાંથી જાગ્યો હોય તેમ તે બેસી ગયો,—અંજાએલી આંખો ચોળતો. 'એ કોણ ?' 'એ આંખ—એ—મુખ—એ ચાલ ક્યાં જોયાં ?' આ પ્રશ્નો ઉત્તરનો રાહ જોતા ઉભા તે ઉભા. કંઇ વારે મૂર્ખ જિજ્ઞાસાને તિરસ્કારતો તે ઉઠ્યો. બીજે દહાડે તેણે જાણ્યું કે એ મુખની મલેકા, પરગામથી આવી, પાસે જ વસી હતી. તેના મિત્રોની તે મિત્ર હતી; ને તે કહેતા કે તે ચતુર, સંસ્કારી.ને જાણવાજોગ હતી. શિશુ હસ્યો ને કહ્યું : 'સ્ત્રીઓની પીછાણનો તેને શોખ ન હોતો'

મૃત્યુલોક હોય;–તે એક સ્થાનમાં હતાં, ભલે જ્યોતિર્માલા જુદી હોય; તે આખરે મળ્યાં હતાં, ભલે પરિચય અશક્ય હોય. હિમગિરિ પર ઠરી રહેલો પ્રવાસી સૂર્યદર્શને બની રહે તેમ તે, ઉલ્લાસે ઉછળતો ને નવચેતનમય બન્યો.

(૧૭)

પણ તેનો જીવનક્રમ તો હતો તેનો તે જ રહ્યો. તે નહોતો અભિલાષી તેને જેવાનો કે મળવાનો; તેને પરવા નહોતી પરિચય વધારવાની. તેને લલાટે તો કર્તવ્ય પરાયણુતાની ધુસરી લખાઇ હતી. છતાં ય ધુસરીનો ભાર ઘટ્યો. પૃથ્વી હવે અકારી નહોતી; તેના વિશાળ પટ પર એક તે હતી–જેને સ્મરણે જગતના રંગ બદલાતા, જેને દર્શને આત્મદર્શન થતું. કલ્પનાની સૂક્ષ્મતા ત્યાગી, માનવદેહની મોહિનીમાં અદ્ભૂત, તેની ભવેભવની સખી, શશિલેખાસમી, કૌમુદીથી ખધું ઉજાળતી. દૂર ને અસ્પર્શ્ય વ્યોમે ઝુલતી એ લેખાને મૂક સ્તોત્રે સ્તવવામાં શિશુ સંતોષ માનતો.



# કમળ તલાવડીનો હંસલો

લેખક :
કવિશ્રી અરદેશર
ફરામજી ખબરદાર

( પાલવડો મારો મેલો, મોહનજી )

કમળતલાવડીએ ઊભો છે હંસલો,
ચાંદનીથી ધોઈ હેમપાંખો રે લોલ;
ભ્રમર ગુંજારવે એ ગુંજે તલાવડી,
બીડી છે હંસલાની આંખો રે લોલ. ૧

ક્યાંની તલાવડી ને ક્યાંનો એ હંસલો,
ક્યાંનાં એ પાણીડાં છલકે રે લોલ ?
ક્યાંના ભ્રમર ચકરાવે ગુંજારવે
કમળની ડીંડીઓમાં મલકે રે લોલ ! ૨

આજે છે રસના આ સાગર તલાવડીએ,
રસિયાંની રસનાને લોભે રે લોલ;
કાલે સુકાશે એના રસનાં ઝરણુ, ત્યાં
કોણુ એ તલાવડીએ થોભે રે લોલ? ૩

સુંદરની સુંદરતા એવી વસુંધરામાં,
આવે ને જાય ઘડી મોહી રે લોલ;
બીડી આંખે ન એક જાણે એ હંસલો,
ક્યાં તક રહે સુંદરતા સોહી રે લોલ ૪

સોહે તલાવડી કે સોહે એ હંસલો,
સોહે સરોજ ભ્રમરચૂમ્યાં રે લોલ;
આભલેથી કાલપડછાયા ઉતરતાં,
રહેશે એ કોણુ અણુઝુમ્યાં રે લોલ? ૫

કમળતલાવડીએ ઉભો છે હંસલો;
હંસલા! ઉઘાડ તારી આંખો રે લોલ!
અદ્દલ કમળ પર ગુંજે ભ્રમર ભલે:
બીડી શે તારી દેવપાંખો રે લોલ? ૬



ફુલપાંદડી અને આરામગાહના લેખકનું આખુંએ જીવન જગત જાણે એવા વિશિષ્ટ પ્રસંગોથી ભરેલું ન કહેવાય છતાં તે ઘણે અંશે અદ્‌ભૂત અને અલૌકીક હતું. દુનિઆની સામે એણે એક રીતનું બ્હારવટું લીધું હતું. સંસારનું બંધન સ્વીકારવાની વાત આવી તે જ ઘડીએ એણે એના વતન નડીઆદની સીમને સલામ કરી, બાર વર્ષનો આ નાનો મુસાફર કંઇ કંઇ સ્વપ્નાં સેવતો હીંદુસ્તાનના અનેક ગામોમાં, અને શહેરોમાં રખડયો. એણે સાધુસન્યાસીઓનો સંગ સેવ્યો, ફકીર ઓલીઆઓનો મુરીદ બન્યો. સમાજના છેક નીચલા થરના માણસોનાં જીવન જોયાં અને છેલ્લે કવિવર ટાગોર અને મહાત્માજી જેવાના આશ્રમોમાં પણ એણે સ્થાન મેળવ્યું. અને દરેક ઠેકાણે એણે થાય એટલી મુંગી સેવા કરી. એનું જીવન એટલે ટુંકામાં અનુભવની પરકંમ્મા. સાધન વિહોણો આ યુવાન ઠેકઠેકાણે ભટકયો અને લેવાય એટલો અનુભવ લીધો. એ અનુભવો—જેવા જેવા એણે મેળવ્યા અને સેવ્યા—તે ઉપરથી એણે એક મનોસૃષ્ટિ કલ્પી અને તેને શબ્દદેહે મઢી. "ફુલપાંદડી અને "આરામગાહ"માં વિદ્વત્તા કે સાક્ષરી રૂઆબનો ભાર નહિ હોય છતાં તેમાં રસીક કલ્પના અને તેથીએ વિશેષ આકર્ષક વેદનાના સૂર છે. તેથી જ તેણે જુવાન લેખક વર્ગમાં વધારે છાપ પાડી છે. સાક્ષરોએ આ પુસ્તકોને નહિ સત્કાર્યાં હોય તેથી શું? એક સાક્ષર બીજા સાક્ષરને કયે દાડે સત્કારે છે? અને સાક્ષરોની સરાણે ચઢેલો કયો લેખક છોલાયો નથી? પરંતુ જે સાક્ષરોની આભડછેટથી અળગો રહીને ગુર્જરીને ચરણે પોતાનાં પ્રેમપુષ્પો ધરે તેને ડરવાનું નથી રહેતું. ભાઇ પૃથુ શુક્લે એ જ ધોરણે ગુર્જર સાહિત્યને બે પુષ્પો ધર્યાં અને એ જીવ્યા હોત તો વધારે ધરત પણ કાળનાં તેડાં કોણ પાછાં ઠેલી શકયું છે? એની કેટલીક અપ્રગટ કૃતિઓ પ્રકાશમાં આવે એવી આશા સાથે એ ભાવનાશાળી યુવાનના આત્માને શાંતિ મળે એજ પ્રાર્થના.

# સૈકાઓ પૂર્વે રચાયેલું ગાંધીજીનું જીવનચરિત્ર

થોડા દિવસ ઉપર મદ્રાસી પંડિત શ્રીનિવાસાચાર્ય આયંગારની પાસે મેં એક અદ્‌ભુત પુસ્તક જોયું. ભૃગુસંહિતાઓથી તો લોકો પરિચિત છે. આ કૃતિનું નામ સત્યસંહિતા છે. એનાં આશરે ૧૨૫ પુસ્તકો છે ને દરેક પુસ્તકમાં લગભગ ૩૦૦ તાડપત્રનાં પાનાં છે. આ કૃતિ સંસ્કૃત ભાષામાં અને નાડીમયમ્ નામની તામીલ લિપિમાં લખાયેલી છે.

આ સત્યસંહિતાનો વિષય જ્યોતિષશાસ્ત્ર છે. એનો કર્તા પોતાને સત્યાચાર્ય કહાવે છે, અને આ કૃતિ એણે રાજા વિક્રમાદિત્યને કહી લખી છે એમ શરૂઆતમાં જણાવે છે. તે ભાગ નીચે શરૂઆતમાં આપવામાં આવ્યો છે.

આ કૃતિની યોજના નીચે પ્રમાણે છે:—

ખગોળવિદ્યા પ્રમાણે દરેક લગ્ન લગભગ પાંચ ઘડી સુધી પહોંચે છે એમ મને કહેવામાં આવ્યું છે. પણ આ સમયમાં પણ થોડી થોડી પળો તે જ લગ્નમાં સૂર્ય અને બીજા ગ્રહો જુદે જુદે અંશે હોય છે. આ કૃતિમાં દરેક લગ્નને માટે ૧૫૦ અંશ ગણીને આશરે ૧૫૦ જોડલાં ફળ આપ્યાં છે. એ દરેક લગ્નનાં ૧૫૦ જુદા જુદા ફળાદેશમાં મુખ્ય વિગતો સરખી હોય છે પણ દરેક અંશનું ફળ વિગતોમાં ઘણું જુદું છે.

દરેક ફળના બે વિભાગ કરવામાં આવ્યા છે. એક 'પ્રથમ ભાવ' ને બીજો 'બાર ભાવ'. એક કુંડળી લઈ તેનાં ફળ વાંચવા માંડતાં ભૂતકાળના બનાવો ઉપરથી થોડા વખતમાં કયા અંશમાં એ માણસ જન્મ્યો તે નક્કી કરી શકાય છે. તે અંશનાં ફળના પ્રથમ ભાવમાં જાતકના જીવનની સામાન્ય સમાલોચના આવી જાય છે. બાર ભાવમાં તેજ સમાલોચનાને ફરીથી ગ્રહોની અસર પ્રમાણે વહેંચી નાખવામાં આવી છે.

આ પુસ્તકમાંથી મેં અનેક ફળ વાંચેલાં સાંભળ્યાં, અને દરેકમાં જાતકનું જીવનચરિત્ર અને તેના સ્વભાવનાં લક્ષણ એવી સ્ફોટ રીતે આપેલાં મેં બીજે કોઈ

ઠેકાણે જોયાં નથી. કોઇ જીવનચરિત્ર લખવા બેસે તો આટલી સુંદર રીતે લખી શકે કે કેમ એ સવાલ ઉભો થાય છે.

ગાંધીજીના લગ્ન ઉપરથી અંશ કાઢીને તેનું ફળ જ્યારે મેં સાંભળ્યું ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કૃતિ ઓછામાં ઓછી ૨૦૦–૩૦૦ વર્ષ પરની તો હશે જ. ૨૦૦–૩૦૦ વર્ષ પર લખાયેલું ગાંધીજીનું જીવનચરિત્ર વાંચવા લાયક છે. જ્યોતિષમાં શ્રદ્ધા હોય કે ન હોય પણ આ વસ્તુ જાણવા જેવી તો છે જ એમ લાગ્યાથી આ પ્રગટ કરું છું. પ્રથમ ભાવ અને બાર ભાવમાં જે શ્લોકો સામાન્ય છે તે પ્રથમ ભાવમાં ઘણા છોડી દીધા છે. આખી કૃતિની ભાષા એક સરખી અને કેટલેક સ્થળે ઘણી જ સરસ છે. કેટલાક શબ્દોના ઝીણા ફેર, જે આજે અર્વાચીન ભાષાઓમાં જોઇએ છીએ તે સંસ્કૃતમાં ઘણી સચોટ રીતે દર્શાવ્યા છે, જેવા કે 'એડવોકેટ' (Advocate) અને 'લોયર' (Lawyer) એનો ભેદ 'ન્યાયવાદી' અને 'ન્યાયદર્શી' એ શબ્દોથી બતાવવામાં આવ્યો છે.

તેજ પ્રમાણે 'પ્રેસ'ને માટે 'સમાચાર યંત્ર' અને 'કલાશાળા'–'કૉલેજ ઑફ આર્ટ્સ'ને માટે વપરાયેલો જોઇ મને અજાયબી લાગી. પુસ્તક જૂનું છે એ તો નિર્વિવાદ વાત. અને કેટલી યે લખાવટ જોતાં અંગ્રેજો હિન્દુસ્તાનમાં આવ્યા તે પહેલાં તો મોડામાં મોડું રચાયું હશે.

આ સંસ્કૃતનો અનુવાદ રા. ભાઇ જ્યોતીન્દ્ર દવેએ કર્યો છે, તેની આભાર સાથે નોંધ લઉં છું.

કનૈયાલાલ મુનશી.

(૧)

## સત્ય સંહિતાની ઉત્પત્તિ

ઉજ્જયિન્યાં મહારાજ : પૂર્વમશત્રુ વિશુધન : ।
વિક્રમાદિત્ય ભૂપાલો ભૂમ્યાં શકસિવાપર : ॥

દાને કર્ણો ગુણે પૂર્ણો ગાંભીર્યે ચાર્ણવોપમ : ।
પંડિતાનાં ચ પોષી સ્યાત્ પૂર્વભાષી પ્રિયંવદ : ॥

કાવ્યનાટકવેત્તા ચ મહાકવિરપિ સ્વયમ્ ।
મોદવાન્ ગુણી લોકેષુ શાસ્ત્રજ્ઞાનવિનોદવાન્ ॥

ચતુઃષષ્ટિકલાભૂમિ : સર્વભૂમિપસેવિત : ।
રાજનીતિમહાવક્ષો રિપુરાજસુશિક્ષણ : ॥

ગુણવાન્ ગુણીપક્ષી ચ શ્રીતરક્ષીશ વેદપિ ।
તત્સભાયાં સભાસ્તારા બહવશ્ચ તદાભવન્ ॥

કુશાગ્રધીષણાઃ પ્રાજ્ઞો ધીષણેનાસમા ભુવિ ।
ગણિતજ્ઞ મહાપ્રાજ્ઞો જ્યોતિઃ શાસ્ત્ર વિશારદઃ ॥
તેષ્વેકોઽયં મહાબુદ્ધિઃ સત્યાચાર્ય ઇતિ શ્રુતઃ ।
નાનાતન્ત્રેષુ કુશલો જ્યોતિઃશાસ્ત્રવિચક્ષણઃ ॥
મહાયોગી મહાજ્ઞાની દેવતાગુરુભક્તિમાન્ ।
સર્વસિદ્ધાંતવેત્તા ચ તત્ત્વવિત્તત્ત્વબોધકઃ ॥
ભૂતં ભાવ્યં વર્તમાનં પ્રત્યક્ષં વેત્તિ બુદ્ધિમાન્ ।
સખા કવિ મહામંત્રી પંડિતો હિતબોધકઃ ॥
સત્યાચાર્યો મહામેધાઃ તસ્ય રાજ્ઞસ્તદાભવત્ ।
વિક્રમાર્કં મહીપસ્ય સર્વં ભાવિફલં તદા ॥
કરામલકવત્ પ્રાજ્ઞો દર્શયામાસ સત્તમ ।
અભિમાનપ્રદં રાજ્ઞસ્તન્મૂલાસ્તુ પંડિત. ॥
એવં બહુ તિથૌ કાલે સમતીતે કદાચન ।
ભાવિના ચ મનુષ્યાણાં સર્વજાતિજુષામપિ ॥
સર્વં વૃત્તં વિજાનાસિ તન્મે બ્રૂહિ મહામતે ।
વિક્રમાર્કે વિનીતે ચ શ્રદ્ધયા પરિપૃચ્છતિ ॥

## ( ૧ )
## સત્ય સંહિતાની ઉત્પત્તિ

પૂર્વે ઉજ્જયિનીમાં શત્રુઓને ક્ષુદ્ર કરનાર, પૃથ્વી પર બીજો ઇન્દ્ર હોય એવો, દાનમાં કર્ણ સમો, ગુણોથી પૂર્ણ, ગંભીરતામાં સમુદ્ર જેવો, મધુર ભાષણ કરનાર, પંડિતોનો પોષક વિક્રમાદિત્ય નામનો રાજા હતો.

કાવ્ય નાટકોનો જાણકાર એ પોતે પણ મોટો કવિ હતો. લોકોમાં આનન્દી. અને શાસ્ત્રજ્ઞાનમાં વિનોદ લેનાર એ રાજાએ ૬૪ કલાનું સેવન કર્યું હતું. રાજનીતિમાં એ ઘણો ચતુર હતો, દુશ્મન રાજાઓને સિંહસ્વરૂપ, ગુણવાન, ધર્મમાં રહેનારો અને આશ્રિતોનો એ રક્ષણકર્તા હતો. તેની સભામાં સભાના તારા સમા ઘણા (વિદ્વાન) હતા.

તીક્ષ્ણ બુદ્ધિવાળા, પૃથ્વી પર બૃહસ્પતિ સમા, ગણિતના જાણકારો અને જ્યોતિ શાસ્ત્રમાં તેઓ પારંગત હતા.

તેઓમાં એક સત્યાચાર્ય નામે મહાબુદ્ધિમાન, વિવિધ વિચારોમાં કુશળ, જ્યોતિ શાસ્ત્રમાં વિચક્ષણ, દેવ અને ગુરુ પ્રતિ ભક્તિ કરનારો મહાયોગી ને મહાજ્ઞાની હતો. સર્વ સિદ્ધાન્તોનો

સત્યાચાર્યો મહામેધા : પ્રત્યુવાચ શુચિસ્મિતઃ ।
ભૃગુઃ ગુરુઃ ગ્રહાઃ સર્વે ચંદ્રસૂર્યોગ્નયોનિલઃ ॥

હરો હરિ સ્તથા સ્રષ્ટા નૈવથા વિકૂલં વિદુઃ ।
અતીન્યૈતાન્ ભવેદ્બ્રહ્મ તદધીનં જગદ્ભવેત્ ॥

તસ્યાનુગ્રહમૂલેન યસ્ય કસ્યાપિ સંભવેત્ ।
તવપ્રીત્યાદ્ય વક્ષ્યેહં મમ યદ્બુદ્ધિગોચરમ્ ॥

સત્યાચાર્યો મહામેધા અવકાશે દિને દિને ।
વિક્રમાર્ક મહીપસ્ય શાસ્ત્રમેતજ્જગૌ પુરા ॥

જ્યોતઃશાસ્ત્ર તરોર્બીજં લોકજ્ઞાનસ્ય જન્મભુઃ ।
જ્યોતિર્વિદાં ચ જીવાતુઃ કવિનાં વિશ્રમસ્થલમ્ ॥

અર્થાર્જને સહાયશ્ચ આપદર્ણો નિધિપ્લવઃ ।
સત્યાચાર્ય વચો હિ ત્વા કિમન્યદ્ભુવિ વિદ્યતે ॥

હોરામૂલાત્ ક્વચિત્ જ્ઞાનં ગણિતાદિનાં ચ મૂલતઃ ।
યોગપ્રભાવમૂલેન શાસ્ત્રમેતચ્ચાનિશ્ચિતમ્ ॥

એ જ્ઞાતા હતો, તત્ત્વજ્ઞાની હતો. એ બુદ્ધિમાન ભૂત, ભવિષ્ય અને વર્તમાનને પ્રત્યક્ષ હોય એમ જાણતો. એ સત્યાચાર્ય તે રાજાનો મિત્ર, કવિ, મહામંત્રી, હિતનો બોધ કરનાર હતો. એ પુરુષશ્રેષ્ઠે વિક્રમાર્ક રાજાનું ભવિષ્ય કરામલકવત્ પ્રત્યક્ષ દર્શાવ્યું. અને તેથી રાજાનો એ અભિમાનપાત્ર બન્યો.

આ પ્રમાણે અનેક દિવસો વીત્યા પછી વિનયથી શ્રદ્ધાપૂર્વક વિક્રમ રાજાએ એક વખત એને પૂછ્યું, "હે મહા બુદ્ધિવાળા, તું સર્વ જાતિના મનુષ્યોનાં તેમજ ભવિષ્યના વૃતાંત જાણે છે, તો તે મને કહે ? ત્યારે વિશુદ્ધ સ્મિતવાળા એ મેધાવીએ પ્રત્યુત્તર વાળ્યો, "શુક્રાચાર્ય, બૃહસ્પતિ, સર્વે ગ્રહો, ચન્દ્ર, સૂર્ય, અગ્નિ, પવન, શંકર, હરિ તથા બ્રહ્મા પણ ભવિષ્ય જાણી શકતા નથી. એ સર્વેથી જે પર છે તેને અધીન આ જગત રહેલું છે. તેના અનુગ્રહે કરીને કોઇકને એવું ભાન હોવું સંભવે. મારી બુદ્ધિ જેનું ગ્રહણ કરી શકે છે તે તારા તરફના મારા પ્રેમને લીધે હું તને કહું છું."

મહાબુદ્ધિશાળી સત્યાચાર્યે અવકાશના સમયે પ્રતિદિન આ શાસ્ત્ર વિક્રમરાજાને કહ્યું. જ્યોતિઃશાસ્ત્રના વૃક્ષનું બીજ, લોકના જ્ઞાનનું જન્મસ્થાન, જ્યોતિષીઓનું આજીવિકા સાધન, કવિઓએ વિશ્રામ લેવાનું સ્થાન, દ્રવ્યોપાર્જનમાં સહાયરૂપ, દુઃખના દરીઆમાં નૌકારૂપ; એવું સત્યાચાર્યનાં આ વચન સિવાય આ જગતમાં બીજું શું છે ?

(૨)

## પ્રથમ ભાવ

શ્રીપતિં પ્રણિપત્યાહં પ્રણમ્ય ચ નવગ્રહાન્ ।
લોકાનાં ઉપકારાય વક્ષ્યેહં સત્યનાટિકામ્ ॥

કુંજચંદ્રો પૂર્વભાગે તુલાલગ્નસ્થ જાતકે ।
વૈશ્યજન્મા ભવેજ્જાતઃ વિષ્ણુભક્તમનાશ્રયી ॥

પશ્ચિમપ્રાંતગે દેશે અર્ણવપ્રાંતદેશગે ।
પુણ્યનગરે જનનં ચૈવ પુણ્યક્ષેત્રે ભવિષ્યતિ ॥

સ્વપિતાસુખજીવી ચ રાજમંત્રી ભવેદપિ ।
માતા ગુણવતી સાધ્વી મધ્યાયુષ્યા ભવિષ્યતિ ॥

જાતકઃ સુંદરાંગશ્ચ કિંચિત્શ્યામશરીરવાન્ ।
સાત્વિકો ભવિતા જાતઃ સદાચારો ભવિષ્યતિ ॥

લોકાનાં હિતકારી ચ સ્વકાર્યં ચ પરિત્યજેત્ ।
જન્મભૂમિં પરિત્યજ્ય નાતિદૂરે નિવાસવાન્ ॥

મહાનદીતીરભૂમૌ સુખવાસી ભવિષ્યતિ ।
વિંશપૂર્વે પરિકાલે વિદેશે પઠનં ભવેત્ ॥

(૨)

## પ્રથમ ભાવ

શ્રીપતિને પ્રણિપાત કરીને તથા નવ ગ્રહોને પ્રણામ કરીને લોકોના ઉપકારને માટે હું સત્ય નાટિકા કહું છું.

પૂર્વભાગમાં કુંજચંદ્રવાળા તુલા લગ્નમાં એ વૈશ્ય કુળમાં જન્મશે ને સુખી, વિષ્ણુભક્ત તથા મનાશ્રયી થશે.

પશ્ચિમ પ્રાન્તના સમુદ્ર પાસે આવેલી પુણ્ય નગરીમાં એનો જન્મ થશે. એનો પિતા સુખી અને રાજનો મન્ત્રી પણ થશે. એની માતા ગુણવતી અને સાધ્વી અને મધ્યમ આયુષ્યવાળી થશે.

એ કુલીન, સુંદર અંગોવાળો ને કંઇક શ્યામ શરીરવાળો થશે. સાત્વિક ને સદાચારી થશે, લોકોનું હિત કરશે અને પોતાનાં કાર્યનો ત્યાગ કરશે.

જન્મભૂમિને છોડીને, મોટી નદીના તીરે આવેલાં, બહુ દૂર નહીં એવે સ્થળે એ સુખથી નિવાસ કરશે.

નીતિશાસ્ત્રપ્રસંગાદિ બુદ્ધિમેતિ પદે પદે।
દ્વાત્રીંશે વત્સરે કાલે દ્વિપાંતરનિવાસવાન્॥
ન્યાયદર્શી ચ ભવિતા પ્રસિદ્ધશ્ચ ભવિષ્યતિ।
વિદ્યાવાન્ભવિતાજાતો નાનાવિદ્યાવિશારદઃ॥
પૂર્વભાષી ચ ભવિતા મૃદુભાષી ભવિષ્યતિ।
સર્વાભૂમિ કુટુંબં ચ લોકાનાં હિતમાચરેત્॥
સત્યભાષી યશસ્વી ચ સર્વે આદરણીય વાક્।
સર્વેજના બભૂવુ શ્ચ અસ્યૈવ વચને સ્થિતા॥
સ્વદેશવસ્ત્રધારી ચ અન્યાનપિ ચ ધારયેત્।
મહાજનસભામધ્યે મૃદુભાષી પ્રિયંવદઃ॥
ન ગર્વી નાભિમાની ચ સુગુણી ચ ભવેન્નરઃ।
વિષ્ણોરંશો ભવેજ્જાતો રક્ષણાર્થં ભુવંગતઃ॥
બહુ મૈત્રી ચ જાયેત જગન્મિત્રં ભવેદયં।
બહિરંતઃ સમાકારઃ વિશુદ્ધોયં ભવિષ્યતિ॥
વિશાલહૃદયો જાતો વિશુદ્ધહૃદયસ્તથા।
બાધંતે ચ સકલાં ભૂમિં દુષ્ટાઃપર્યાયરાક્ષસા॥

વીસમે વર્ષે વિદેશમાં વિદ્યા શીખશે અને નીતિશાસ્ત્રના પ્રસંગ વગેરે પદે પદે એને બુદ્ધિગોચર થશે.

બત્રીસમે વર્ષે બીજા ખંડમાં નિવાસ કરશે, ન્યાયદર્શી થશે. અને પ્રસિદ્ધિ પામશે.

જુદી જુદી વિદ્યાઓમાં એ વિશારદ થશે, તથા પૂર્વભાષી અને મૃદુ બોલનાર થશે.

સર્વ ભૂમિ એના કુટુંબ રૂપ થશે, લોકોનું એ હિત કરશે. સત્યવકતા તથા યશસ્વી થશે અને બધા એના વચન માટે આદરભાવ ધરશે. બધા મનુષ્યો એનાં વચન પ્રમાણે કરશે. સ્વદેશનાં એ વસ્ત્રો પહેરશે અને બીજાઓને પહેરાવશે.

મોટાં માણસોની મેદનીમાં મૃદુ અને પ્રીય બોલનારો એ થશે. ગર્વ અને અભિમાનથી રહિત તથા સદ્‌ગુણી થશે. પૃથ્વી પર રક્ષણ કરવાને આવેલા એ વિષ્ણુના અંશરૂપ થશે. ઘણા સાથે એને મિત્રતા થશે. એ આખા જગતનો મિત્ર થશે. બહાર ને અંદર એકસરખાં આચરણવાળો એ વિશુદ્ધ થશે. વિશાળ અને વિશુદ્ધ હૃદયવાળો એ ગૃહસ્થાશ્રમમાં રહેનારો અને આશ્રમ માટે પ્રીતિ ધરનાર થશે.

રાક્ષસ જેવા દુષ્ટ લોકો આખી પૃથ્વીને પીડી રહ્યા છે. તેને દૂર કરવાને એ દેવાંશી ઉત્પન્ન થશે. દુનિઆ માટે એ દુઃખ વેઠશે તેટલું સુખ નહીં પામે. બહુવાર એને કારાગ્રહમાં



पूर्वभाषी च भविता मृदुभाषी भविष्यति ।
सर्वभूमि कुटुंबं च लोकानां हितमाचरेत् ॥
સત્ય સંહિતા

પૃ. ૩૮૬

દેશાર્થે ચ ભવેજ્જાતસ્તન્નિવૃત્યૈ ભવિષ્યતિ ।
ગૃહસ્થાશ્રમવાસી ચ આશ્રમે પ્રીતિમાન્ભવેત્ ॥
ન તથા સૈન્યભાગ્જાતો જગદર્થે ચ કષ્ટભાક્ ।
કારાગારનિવાસાદિ બહુવારં ભવિષ્યતિ ॥
પંચચત્વારિંશે પૂર્વે પંચપંચાશતે પુરા ।
કારાગારપ્રવેશશ્ચ જ્વરપીડા ભવિષ્યતિ ॥
દ્વિષષ્ટૌ શત્રુહસ્તે ચ બહુકષ્ટં ચ જાયતે ।
ષટ્ષષ્ટૌ વત્સરે યાતે યત્નકાર્યાનુકૂલનમ્ ॥
રાજ્યે સૌખ્યમારોગ્યં સ્વાતંત્ર્યં કુત્રચિત્ ભવેત્ ।
યત્નકાર્યે સિદ્ધકલ્પો જાતકસ્ય ભવિષ્યતિ ॥
જ્ઞાનમાર્ગે પ્રવૃત્તિશ્ચ નીતિમાર્ગે પ્રવૃત્તિમાન્ ।
જગદર્થે કષ્ટભાગ્ય ઉપવાસં ચરેદપિ ॥
દીર્ઘજીવી ચ ભવિતા સપ્તતિવર્ષં પરં વયઃ ।
ષષ્ટિ પૂર્વે કષ્ટતા ચ જાતકસ્ય ભવિષ્યતિ ॥
સપ્તતૌ વત્સરે પૂર્વે મહાન્ગંડશ્ચ જાયતે ।
મહામૃત્યુંજયે જપં તસ્મિન્કાલે સમાચરેત્ ॥

જવું પડશે. પહેલાં ૪૫મે વર્ષે તથા ૫૫મે વર્ષે એને કારાગૃહમાં જવું પડશે તથા જ્વરની પીડા વેઠવી પડશે. ૬૨મે વર્ષે શત્રુની હસ્તમાં બહુ કષ્ટ પામશે. ૬૬ વર્ષ થશે ત્યારે એનું કાર્ય અનુકૂળ થશે, રાજ્યમાં સુખ, સત્તા અને કંઈક સ્વતંત્રતા મળશે.

એના યત્નમાં સિદ્ધિ જેવું કંઈ પ્રાપ્ત થશે; જ્ઞાન માર્ગે અને નીતિ માર્ગે એ પ્રવૃત્તિ કરશે. જગતને માટે એ કષ્ટ વેઠશે ને ઉપવાસ પણ કરશે. એ દીર્ઘાયુષી થશે અને સીત્તેર વર્ષ પર્યંતનું એનું વય થશે. સાઠમા વર્ષ પહેલાં એને કષ્ટો ભોગવવા પડશે. સીત્તેરમા વર્ષ પહેલાં એને મોટું ગુમડું થશે. તે વખતે મહામૃત્યુંજયનો જપ કરવો.

લોકોના ભારથી નમી ગયેલી પૃથ્વી વિષ્ણુ પાસે ગઈ, અને મ્લેચ્છ અને દુષ્ટ લોકોની અનીતિ તેણે કહી સંભળાવી.

"તું જલદી (પાછી) જા, મારા અંશ વડે હું તને સ્વસ્થ કરીશ" (વિષ્ણુએ કહ્યું).

૪૫મે વર્ષે એ સ્વદેશવાસી થશે અને ૫૦મે વર્ષે જગતના હિતાર્થે માટે એ પ્રયત્ન કર્યા કરશે. જ્યારે ૬૫ વર્ષ થશે ત્યારે એના યત્નમાં સિદ્ધિ મળશે. તે પહેલાં વિઘ્ન થતાં મનમાં ક્લેશ ઉત્પન્ન થશે. રાજ્યમાં અને પોતાના પક્ષમાં વિરોધ ઉત્પન્ન થશે. અનેકનાં મરણ થશે ને લોકોની ભીડ વધશે."

જનભારવિનમ્રા ચ ભૂમિ વિષ્ણુમુપેયુષી ।
હૂણાનાં મ્લેચ્છજાતીનામપનીતિં જગાદ સા ॥
ગચ્છ શીઘ્રં મમાંશેન તવ સ્વાસ્થ્યં કરોમિ ચ ।
પંચચત્વારિંકે પશ્ચાત્ સ્વદેશે વાસવાન્ભવેત્ ॥
જગહિતાર્થં કાર્યં ચ વર્ષે વર્ષે પ્રયત્નકૃત્ ।
પંચષષ્ટૌ ગતે કાલે યત્નકાર્યસ્ય સિદ્ધિમાન્ ॥
તત્પૂર્વં વિપ્રમાદેશ્યં મનસિ કલેશવાન્ભવેત ।
રાજપક્ષે સ્વપક્ષે ચ વિરોધશ્ચ ભવિષ્યતિ ॥
અનેકમરણં ચૈવ નદીરક્તા ચ જાયતે ।
એકષષ્ટૌ તદા વર્ષે વિરોધ શ્ચ મહાન્ભવેત્ ॥
દ્વિષષ્ટૌ વત્સરે કાલે કિંચિત્ શમનમાદિશેત્ ।
કિંચિત્સ્વાતંત્ર્યમાદેશ્યમસ્વાસ્થ્યં ચ ભવેન્નરઃ ॥
વિદેશગમનં ચૈવ પંચષષ્ટિક પૂર્વકે ।
શ્વેતઃપ્રભુ સાર્વભૌમસ્તસ્ય દર્શનમાદિશેત્ ॥
તન્મૂલાત્કાર્યસિદ્ધિર્જાતકસ્ય ભવિષ્યતિ ।
પશ્ચાત્સ્વદેશવાસી ચ આશ્રમે વાસવાન્ભવેત્ ॥

૬૧મે વર્ષે મોટો વિરોધ થશે. ૬૨મે વર્ષે એ વિરોધનું કૈંક શમન એ ફરમાવશે. અને પછી કૈંક સ્વાતંત્ર્ય મળશે તથા અશાન્તિ થશે અને એ વિદેશ જશે. ૬૫માં વર્ષ પહેલાં શ્વેત પ્રજાનો શહેનશાહ એને દર્શન આપશે અને તેના તરફથી એના કાર્યની સિદ્ધિ થશે. પછી એ સ્વદેશ આવીને આશ્રમમાં વાસ કરશે અને જ્ઞાનમાર્ગમાં પ્રવૃત્તિ કરશે. સીત્તેરમાં વર્ષ પહેલાં એ યોગસિદ્ધિ મેળવશે.

દેશકાળના ફેરફારને લીધે આ ફલમાં ઓછાવત્તાપણું થાય, પણ બ્રહ્મા શીવાય એનું રહસ્ય કોણ કહી શકે ?

(૩)

## બાર ભાવ

શ્રીપતિને પ્રણિપાત કરીને તથા નવ ગ્રહોને પ્રણામ કરીને લોકોના ઉપકાર માટે હું આ સત્યસંહિતા કહું છું.

બુધ, શુક્ર, મંગળ લગ્નમાં, વૃશ્ચિક(૮)માં શનિ, મેષ(૧)માં ગુરુ, કન્યા(૬)માં સૂર્ય, સિંહ (૫)માં ચંદ્ર, કર્ક(૪)માં રાહુ અને તુલાલગ્ન(૭)માં એનો જન્મ થયો છે.

જ્ઞાનમાર્ગપ્રવૃત્તિશ્ચ જાતકસ્ય ભવિષ્યતિ ।
સપ્તતિ વત્સરે પૂર્વે યોગસિદ્ધિશ્ચ જાયતે ॥
નક્ષત્રવહ્નિસંખ્યે શુક્લવર્ષે ચ સૂર્યે ।
ગતવતી લગ્નાર્થં મંદવારે મઘર્ક્ષે ॥
ભવતિ ચ તુલલગ્ને કાયમાનશ્ચ જાતઃ ।
ભવતિ ચ ગુણશાલી ભાગ્યવાન્વૈશ્યજાતિઃ ॥
કાલદેશે વિપર્યાં સ્યાન્ન્યુનાધિક્ય ક્વચિત્તદા ।
કો વક્તા તારતમ્યસ્ય તમેકં વેધસં વિના ॥

(૩)

## બાર ભાવ

શ્રીપતિં પ્રણિપત્યાહં પ્રણમ્ય ચ નવ ગ્રહાન્ ।
લોકાનામુપકારાય વક્ષ્યેહં સત્વસંહિતામ્ ॥

કુંડલિકા શ્લોક :।

બુધે ભૃગૌ ભૂમિસુતે ચ લગ્ને મંદે શિખે મેષગતે સુરેજ્યે ।
કન્યાં દિનેશે મૃગનાથચંદ્રે રાહૌ કુલીરે તુલલગ્નજાતઃ ॥

પૂર્વ ભાગમાં કુંભગણવાળો તુલા લગ્નમાં એ વૈશ્યકુલમાં જન્મશે ને સુખી, વિષ્ણુભક્ત અને મતાગ્રહી થશે.

જુદી જુદી જાતના લોકોથી વસાએલા પશ્ચિમ દેશના કોઈક પુષ્પનગરમાં એનો જન્મ થશે.

કુલીન, દીર્ઘાયુષી, સુંદર મુખ અને નેત્રવાળો. સપ્રમાણ અંગો અને દેહવાળો એ—કૈંક શ્યામ શરીરવાળો થશે.

સાત્વિક, ધર્મિષ્ઠ, મહદ્ગુણી, મતિમાન સત્વ સમો એ પોતાની જન્મભૂમિ છોડીને જુદે જુદે બે ત્રણ સ્થળે નિવાસ કરશે.

વીસમાં વર્ષ પછી એ વિદેશ વાસ કરશે. એને કષ્ટ પડશે અને લોકોને માટે એ ઘણાં દુઃખ સહન કરશે.

પોતાના દેશની ભાષા, દેવની અર્થાત્ સંસ્કૃત ભાષા, નીચ અર્થાત્ આંગ્લ ભાષામાં એ પ્રવીણ થશે તેમ જ કોમળ બોલનારો, સત્ય બોલનારો અને સારરૂપ બોલનારો એ થશે.

એ ઉદાર મહાત્મા આખી પૃથ્વીને પોતાનું કુટુંબ ગણશે. લોકનો એ હિતેચ્છુ થશે અને લોકો એના કહેવા પ્રમાણે ચાલશે.

કુજશંશે પૂર્વભાગે તુલા લગ્નસ્ય જાતકે ।
વૈશ્યજન્મા સુખીજાતો વિષ્ણુભક્તો મતાશ્રયી ॥
નાનાજાતિ જનાકીર્ણે પશ્ચિમપ્રાંત દેશગે ।
નગરે જનનં ચૈવ પુણ્યક્ષેત્રે ભવિષ્યતિ ॥
જાતકો દીર્ઘજીવી ચ પ્રસન્નમુખનેત્રવાન્ ।
સમાંગો સમદેહી ચ કિંચિત્શ્યામશરીરવાન્ ॥
સાત્ત્વિકો ધર્મશીલી ચ સાક્ષાત્ સત્વં શરીરભાક્ ।
જન્માવનિં પરિત્યજ્ય દ્વિત્રિસ્થલનિવાસવાન્ ॥
વિંશતયબ્દે પરે કાલે વિદેશે વાસમાદિશેત્ ।
કષ્ટભાગ્ભવિતા જાતો લોકાર્થે બહુકષ્ટકૃત્ ॥
દેશભાષા દેવભાષા નીચભાષા વિશારદઃ ।
મૃદુભાષી સત્યભાષી સારભાષી ભવેન્નરઃ ॥
સર્વાભૂમિઃ કુટુંબં ચ ઉદારસ્ય મહાત્મનઃ ॥
તસ્યવાક્યાનુસારી ચ લોકો લોકહિતૈષિણુઃ ।
સ્વદેશવસ્ત્રધારી ચ સર્વાનપિ ચ ધારયેત્ ॥
બહુશાર્યાપતિ સ્યાત : પશ્ચાદ્ભાયાસમુદ્ભવઃ ।
સ્વપ્રાબલ્ય વિશેષેણ લોકે પ્રખ્યાત કીર્તિમાન્ ॥

પોતાનાં જ દેશનાં વસ્ત્રો એ ધારણ કરશે અને સર્વ પાસે ધારણ કરાવશે.

એનો પિતા અનેક પત્ની કરશે અને એનો જન્મ છેલ્લી સ્ત્રીથી થશે. ખાસ કરીને પોતાના જ પ્રાબલ્યથી એ લોકોમાં પ્રખ્યાત અને કીર્તિમાન થશે.

એ ક્ષમાવાન ને સદ્ગુણી થશે, કદી કોપ કરશે નહિ. વસ્ત્ર, અલંકાર ને સુખ તરફ એને ઝાઝી અભિરુચિ નહિ થાય.

જગતના ઉપર ઉપકાર કરનાર એ જગત્નો મિત્ર બનશે. એની માતા સદ્ગુણી, સાધ્વી અને સાધારણ આયુષ્યવાળી થશે.

એ પરદેશ હશે ત્યારે, એની ગેરહાજરીમાં, એની માતા મૃત્યુ પામશે. ૨૨મે વર્ષે એને માતાનું દુઃખ આવશે.

એનો પિતા રાજાનો મંત્રી અને રાજપુરુષોનો મિત્ર થશે. સોળમે વરસે એના પિતાનું મૃત્યુ થશે.

એવા વિશુદ્ધ તેમજ વિશાળ હૃદયનો એ ગુણવાન પુરુષ બહાર અને અંદર એક સરખા આચરણવાળો થશે.

ક્ષમી શીલી ચ ભવિતા ન કદાપિ ચ કોપવાન્ ।
વસ્ત્રાલંકારસંબંધં ચ ન તથા રુચિમાન્ ભવેત્ ॥

જગન્મિત્રં ભવેદ્ધીતા જગતામુપકારકૃત્ ।
માતા ગુણવતી સાધ્વી મધ્યાયુષ્યવતી ભવેત્ ॥

વિદેશવાસે જાતસ્ય પરોક્ષે માતૃનષ્ટતા ।
નેત્રે નેત્રે તદા વર્ષે માતૃકષ્ટ ચ જાયતે ॥

સ્વપિતા રાજમન્ત્રી ચ રાજન્યજનમિત્રવાન્ ।
ષોડશાબ્દે તદા કાલે પિતૃનષ્ટ ચ જાયતે ॥

વિશુદ્ધહૃદયો જાતો વિશાલહૃદયસ્તથા ।
બહિરંતઃ સમાકારઃ સજ્જનો ભવિતા ગુણી ॥

યદેવ હૃદયે તિષ્ઠેત્તત્તદેવાચરેત્ સુધીઃ ।
લોકમાન્યો જગદ્વન્દ્યો નેતૃશ્રેષ્ઠો ભવિષ્યતિ ॥

નિસ્સમાશ્ચર્યકૃદ્ જાતો દેવાંશોઽયં ભવિષ્યતિ ।
લોકકલ્યાણકૃત્યોઽસૌ દેવોઽથ મર્ત્યરૂપતઃ ॥

ગુણાનામસ્ય પારં ચ ગણિતું નૈવ શક્યતે ।
યથા તારાશ્ચ ગગને તથા મર્ત્યે ગુણાશ્રિતાઃ ॥

જે એના હૃદયમાં હશે તેનું જ આચરણ એ બુદ્ધિમાન પુરુષ કરશે. લોકોમાં એ ધન્ય પુરુષ માન પામશે. એવો બીજો જન્મશે નહિ.

એનાથી મોટો કે એના જેવો કોઇ નહિ થાય, એ દેવાંશી થશે. લોકનું કલ્યાણ કરવાને માનવરૂપે આવેલો એ દેવ છે.

અનેક ગુણો એનામાં રહેલા છે, તેની ગણના પણ થઇ શકે એમ નથી. આકાશમાં જેમ તારા છે, તેમ મર્ત્યલોકમાં એનામાં ગુણો છે. એને ચાર પુત્રો થશે. તે પણ લોકના હિતેચ્છુ થશે. એ પુત્રોમાંનો એક મધ્યમ જાતિનો થશે.

સર્વ વિદ્યાનો, નિરભિમાની, વિનયી, નીતિમાન, બુદ્ધિમાન, એ હમેશાં સન્માર્ગે પ્રવૃત્તિ કરશે.

એની બુદ્ધિ આગામી બનાવોનું સૂચન કરે એવી થશે. બીજાને બુદ્ધિ પ્રેરનાર એ ધીર સાહસિક અને કાર્યાકાર્યનો વિવેકજ્ઞાતા થશે.

મહાવિઘ્નો આવવા છતાં એ પોતાના કાર્યનો ત્યાગ નહિ કરે અને અસાધ્ય કાર્યને પણ પોતાની બુદ્ધિથી સિદ્ધ કરશે.

આજન્મ, સુખથી *રહેનારો એ થશે. છતાં વચ્ચે વચ્ચે એને કૈંક પીડા થશે.

વેદ પુત્રાશ્ચ જાયેરન્ તેપિ લોકહિતૈષિણઃ ।
પુત્રવર્ગે ભવેદેકો મધ્યવૃત્તિશ્ચ જાયતે ॥
ન ગર્વી નાભિમાની ચ વિનયી સુનયી નરઃ ।
બુદ્ધિમાન્ભવિતા જાતઃ સન્માર્ગે ચ પ્રવૃત્તિભાક્ ॥
આગામિસૂચનાબુદ્ધિઃ પરેષાં બુદ્ધિદાયકઃ ।
ધીરઃ સાહસવાન્ જાતઃ કાર્યાકાર્યવિવેકવાન્ ॥
મહાવિઘ્ને ચ સંપ્રાપ્તે સ્વકાર્યં ન પરિત્યજેત્ ।
અસાધ્યમપિ કાર્યં ચ સ્વબુદ્ધ્યા સાધયેદપિ ॥
અનૃણો ભવિતા જાતઃ સુખજીવી ભવેન્નરઃ ।
મધ્યે મધ્યે કાપિ પીડા દશાનાથસ્ય શાન્તિકૃત્ ॥
દીર્ઘજીવી ચ ભવિતા ઇતિ સત્યસ્ય સંમતમ્ ।
બાણે રસે પુરા પશ્ચાત્કષ્ટભાગ્ મૃત્યુહોમકૃત્ ॥
ભાર્યૈકા ભવિતા સાધ્વી રૂપશીલગુણાન્વિતા ।
પતિવ્રતા મહાભાગા છાયેવાનુગતા સદા ॥
જાતકષ્ટૈકષ્ટભાગ્ચ જાતસૌખ્યે સુખાન્વિતા ।
બાલ્યે વિવાહસિદ્ધિશ્ચ ત્રયોદશકે વત્સરે ॥

એ દીર્ઘાયુષી થશે એમ સત્યાચાર્યનો મત છે. ત્યાર પછી ૬૫મે વર્ષે એને દુઃખ આવશે ને એ મૃત્યુહોમ કરશે.

એને એક સ્ત્રી થશે. તે સાધ્વી, ને ગુણ રૂપ તથા શીલવાળી પતિવ્રતા મહાભાગ્યવાળી એને છાયા પેઠે અનુસરશે.

એના દુઃખમાં એ દુઃખી ને એના સુખમાં એ સુખ પામશે.

બાલ્યકાળમાં તેર વર્ષની ઉમ્મરે એનાં લગ્ન થશે. પરસ્ત્રીને એ માતાતુલ્ય માનશે અને એક પત્નીવ્રત આચરશે.

એ ભાગ્યવાન થશે પરંતુ એટલો બધો ભાગ્યશાળી નહિ થાય. વચ્ચે વચ્ચે એને દુઃખ આવશે અને એના ભાગ્યનો ભંગ થશે. એની બુદ્ધિ ધર્મ માર્ગે જ ચાલશે. જાણે સાક્ષાત્ બીજો ધર્મ હોય એવો એ સત્કાર્ય કરનાર, માન મેળવતો કર્મ કરવામાં પણ કુશળ થશે.

ન્યાય સમજનાર અને ન્યાયવાદી (વકીલ) થઈને એ બીજા- ખંડમાં જઈને બેસશે, પરંતુ યવનની અવનીતિને લીધે તેનો પરિત્યાગ કરશે. લોકો પર ઉપકાર કરશે અને બન્ધન વગેરેમાં કષ્ટ ભોગવશે.

( અનુસંધાન પૃષ્ઠ ૪૧૭ ઉપર )

# સ્નેહ સંભ્રમ

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

## આગલાં પ્રકરણોનો ટૂંક સાર

પ્રોફેસર પ્રીતમલાલનાં સદા માંદા રહેતાં પત્ની ધનકોર બહેન સવારમાં હરી પતિની ગેરહાજરીમાં તેમના કાગળો તપાસે છે, ને તેમાં મોહિની નામની તેમની એક શિષ્યાની ચીઠ્ઠી નજરે પડતાં ને વાંચી, મોહિની પ્રોફેસરને જે પ્રણયભર્યા શબ્દોથી ચીઠ્ઠી લખે છે તે જોઈ, ગુસ્સે થાય છે, તેટલામાં મોહિની અને તેનો સહાધ્યાયી સુમન આવી ચડે છે, અને ધનકોર બહેન સાથે ઔપચારિક વાતો કરી, જવાની તૈયારી કરે છે તેટલામાં પ્રોફેસર પ્રીતમલાલ આવી ચડે છે અને મોહિની સાથે હેતથી હસી વાતો કરે છે. દરમિયાન ધનકોર બહેન દાઢનાં બળ્યાં પોતાની માંદગીની ફરીયાદ કરે છે, અને પ્રોફેસર તેમને મડાં પાડી, સુમનને જતાં જતાં ડાક્ટર વામનને મોકલવાનું કહે છે, અને સુમન અને મોહિની વિદાય થયા બાદ ધનકોર બહેનને અંદરના ઓરડામાં લઈ જાય છે

આ વખતે મોહિનીના પિતા ત્રિભુવનદાસ કાકા આવી ચડે છે, અને વસુમતિ સાથે પ્રીતમલાલની ગાઢ મૈત્રીના પરિણામે મુંબઈમાં ચાલી રહેલી કેટલીક અનિષ્ટ અફવાઓ વિશે પ્રોફેસરને ચેતવણી આપે છે. દરમ્યાન સડેલો દાંત ખેંચી કાઢવા માટે ડૉ૦ વામન ધનકોર બહેનને પોતાને દવાખાને બોલાવે છે કહી મોહિની અને સુમન પાછાં આવે છે અને તેમની જોડે ધનકોર બહેન વિદાય થાય છે.

ને પછી વ્યવહારકુશલ કાકાજી પ્રોફેસરને દુનિયાના વ્યવહાર વિશે ઉપદેશ આપે છે. "નીતિમાન થવામાં નહિ પણ દેખાવમાં ખરી મઝા છે." વગેરે ઉપદેશ શુદ્ધ હૃદયના પ્રીતમલાલને ગળે ઉતરતો નથી. કાકાજી આખરે નિરાશ થઈ ચાલતા થાય છે.

કાકાજી મોટરમાં બેસવા જાય છે તે જ વખતે વસુમતિ-વસુંધરા પોતાની મોટરમાંથી પ્રોફેસરના ઘર પાસે ઉતરે છે. આગલી રાતે પ્રોફેસરની ઘરમાંથી ગેરહાજરીનો લાભ લઈ ધનકોર બહેન વસુમતિને ત્યાં ગયા હતા, અને તેમના પતિ સમશેર બહાદુર જોરાવરસિંહ અને મળવા આવેલા કેટલાક મહેમાનોની હાજરીમાં વસુંધરાને અપમાનભર્યા તોછડા શબ્દો કહી આવ્યાં હતાં. એ સાંભળી વસુંધરાને બહુ દુઃખ થયું હતું અને સમશેર બહાદુર બેફામ બની ગયા હતા. વસુંધરાએ સમશેર બહાદુરને ઠંડા પાડી, પ્રોફેસર પ્રીતમલાલની પત્નીએ કરેલા અપમાન માટે પ્રોફેસરે તેમની માફી માગવી જ જોઈએ એમ કહી વાત સમેટી હતી.

બીજે દહાડે સવારે વસુંધરા પ્રોફેસરને મળવા આવે છે, અને આગલી રાતનો વૃત્તાંત કહે છે, દરમ્યાન સમશેર બહાદુર જોરાવરસિંહ પોતાના સોલીસીટર છબિલદાસ જોડે ધુંવાપુંવા થતા આવી ચડે છે, અને તેમની ને પ્રોફેસરની વચ્ચે વાતચિત ચાલે છે. (હવે આગળ વાંચો)

## પ્રકરણ આઠમું

### જસકોર કાકી

પ્રીતમલાલનાં હૃદયને આઘાત થયો. વસુ બહેનને ઠપકો મળે એ કેમ સંખાય? બધા દેખતાં એનું અપમાન કેમ થવા દેવાય? જો એ તેની હોત તો જરૂર તેનું સંરક્ષણ કરત પણ અત્યારે તો તેમ પણ થાય એમ ન હતું. એનાં દુઃખનો પાર નહોતો.

"સમશેર બહાદુર, શા માટે વસુ બહેનને કહી સંભળાવો છો? એમાં એ શું કરે છે? તમે જાણો છો—"

"હું બીજું કંઈ નહીં જાણું. મને નમાલો કહ્યો એટલું જ બસ છે" જોરાવરસિંહે કહ્યું. "હું એ કોઇ દહાડો નહિ સાખું What does your wife mean? હું—હું નમાલા જેવો લાગું છું? હું દેશી ન હોત તો મને આઇનીઝ વિગ્રહમાં વીક્ટોરીઆ ક્રોસ મળત."

વસુંધરાનાં મુખ પર વેદનાનું વાદળ છાયું. સમશેર બહાદુર એમની બહાદુરીની વાતો વચમાં લાવી જરા કામ બગાડતા હતા. આ છાયા પ્રોફેસરે જોઇ અને જુદી જ રીતે તેને વાંચી. વસુ બહેન દુઃખે તરફડતી હતી એમ તેમને લાગ્યું અને તે પોતે પણ તરફડી રહ્યા.

તે હસ્યા—જાણે કરગરતા હોય તેમ. "સમશેર બહાદુર—"

પણ સમશેર બહાદુર શાંત રહે તેમ ન નહોતું "તમારો વાંક નથી, આ મારી બૈરીનો વાંક છે. ગમે તેવાં જોડે દોસ્તી કરે છે ને હું માનભંગ થાઉં છું. હું નહિ સાખું—કહી રહ્યા.? હું કોણ—"

વસુંધરા વચમાં પડવા ગઇ. "સમશેર બહાદુર—"

"હું નહિ સાંભળું તું જ આ બધી પિડાનું મૂળ છે."

પ્રીતમલાલ આખરે ન સહી શક્યા "સમશેર બહાદુર! વસુબહેનને શું કહો છો? થયું તે થઇ ગયું. બીજું હું શું કરું?"

પ્રોફેસરનો કરગરાટ જોરાવરસિંહને હૈયે વસ્યો. "પ્રોફેસર! તમે સારા માણસ છો. યોગ્ય માણસને યોગ્ય માન આપતાં તમને આવડે છે. મને તમે ગમો છો."

"પણ મારી બૈરી—"

"તમે નહિ ને તમારી બૈરી. I don't care. આવું હું નહીં સાંખવાનો. હું કોણ—"

પ્રીતમલાલ અધીરાઇ ન દબાવી શક્યા. વસુ બહેનનો આ પતિ ન હોત તો ખડખડ હસી પડત. "હું સારી પેઠે જાણું છું. તમે કોને નથી ગભરાવ્યો? તમે ક્યાં હિંમત નથી બતાવી. સમશેર બહાદુર! પણ મારી ધનુ—"

પાછળ બારણામાં ધનકોર બહેન આવીને ઉભાં. તેમણે દાંત ખેંચી કઢાવ્યો હોવાથી ડાકટરે તેમના મોઢાં પર પાટો બાંધ્યો હતો. તેમનું મોઢું પણ વાકું અને ઉઘાડું દેખાતું હતું. તે આવીને થોડીવાર જોઇ રહ્યાં, પણ કોઇએ જાણ્યું નહીં.

"ધનુ ને બનુ હું કોઇને ઓળખું નહિ: મારું અપમાન—"

"એવું તો જરા બન્યું છે" પ્રોફેસરે હસીને કહ્યું.

ધનકોર બહેન એક છલંગ મારી આગળ આવ્યાં. તેમના ક્રોધનો પાર ન રહ્યો. તેમણે બે હાથે જડબાં પર હાથ દાબી જેવું બન્યું તેવું બોલવા માંડ્યું. "મા–ર્યું બચેલું–એ. મને એવું કોણ !"

ધનકોર બહેનના આ દર્શનથી બધા આભા બની ગયા. સમશેર બહાદુર ને પ્રેસીડેંટ રુઝ-વેલ્ટનું અનુકરણ કરવાનું મન થયું કે શું પણ તે પ્રીતમલાલની પડખે જઇ ઉભા અને એમના ખોભીઆ હળી પડયા. "મારું બગડેલું." પણ વેદના વધી પડી એટલે તેમણે જડબા દબાવી સી–સી સિવાય બીજો ઉચ્ચાર કરવો માંડી વાળ્યો.

સમશેર બહાદુરે ધીમેથી પ્રીતમલાલ તરફ જોયું "પ્રોફેસર—"

ધનકોરબહેને ફરીથી પોતાનું જડબું જોરથી પકડ્યું, ને બોલવા માંડ્યું, પણ 'ર'કાર ન પકડાયો તે ના જ પકડાયો "આ પ્રોફેસરવાળા ! કોંની લમાથી બબડને. મોટા મથઃ ધમાકતે. બીજાને શું કહેવા આવ્યાછ ! સી–સી—"

સમશેર બહાદુરને શું બોલવું તે સૂઝ્યું નહિ. એક જ વાતી ઉપયોગમાં આવે તેમ હતું "વસુ ! જો આ તારાં કારસ્તાન."

"તું હવે છાની રહેશે ?" પ્રીતમલાલે ધન-કોરબહેનને પથારી તરફ લઇ જવા માંડ્યાં. "જોઉં તો રીતભાત આવડે છે કે નહિ."

જવાબમાં ધનકોરબહેન ખાટલા પર બેઠાં ને સીત્કાર કરવા લાગ્યાં.

"ચાલ તો. ખાટલા પર બેસને" પ્રીતમ-લાલે સમજાવવા માંડ્યું. "સમશેર બહાદુર જરા શાંત પડો. એની તબીયત સારી નથી."

સમશેર બહાદુર ત્રાડી ઉઠ્યા. "મને બીલ-કુલ પરવા નથી. પણ આ હું નહિ સાંખુ વસુ ! જો ! જો. આ તારે લીધે મારા જોવાનું શું ! હું કોણ !"

વસુબહેન તો ગરીબડા ગાય થઇ નરમ આંખે પ્રોફેસરને વીનવતા હતાં. "સમશેર બહાદુર, ક્ષમા કરો."

"સમશેર બહાદુર, બેસો" પ્રીતમલાલે ધનકોરને પીચકાની આપતા પ્રાર્થના કરી.

"સી–સી–સી—" ધનકોર બહેને લાંબો સીત્કાર કર્યો અને નાક સીંક્યું.

"તું બોલે તો તને મારા સમ છે" પ્રીત-મલાલે પત્નીને કહ્યું : "વસુબહેન બેસો ! સમશેર બહાદુર બેસો ! બધા શાંત પડો. રામા, સોડા બરફ આણ ! ઠંડા પડો" પ્રીતમલાલે બધાને સમજાવવા માંડ્યા.

"ત્યારે શું તમારી સ્ત્રીએ કરેલા મારા અપમાન માટે માફી માગો છો ?"

"અરે ભાઇ ! બેસો તો ખરા. ગઇ ગુજરી જવાદો."

"Nothing of the kind" સમશેર બહાદુરે કહ્યું. "પાછું ખેંચી લો. માફી માગો. વસુ ! જો તું આવી મુરખી ન હોત—"

વસુએ દયામણે મોંએ પ્રીતમલાલને માફી માગી લેવા વીનવ્યા.

"સમશેર બહાદુર ! જે ગયું તે"—પ્રીત-મલાલ બોલવા માંડ્યા.

"ત્યારે માફી માગો છો"—

ધનકોર બહેન પથારીમાં એકદમ બેઠાં થઇ ગયાં ને જડબું પકડી તેણે બૂમ મારી "ના"—

"તું છાની રહે" પ્રીતમલાલે કહ્યું.

"હું નહિ રહું—"

"પ્રોફેસર! માફી માંગો છો કે નહિ?" સમશેર બહાદુરે ભોંય પર લાકડી જોરથી ઠોકી.

જવાબમાં પ્રોફેસર બોલવા ગયા. પણ તેમની જીભ ઉપડે તે પહેલાં બારણું ઉઘડ્યું ને જસકોર કાકી આવીને ઉભાં.

જસકોર કાકી જાડાં, ઉંચાં, ચોખંડાં મુખનાં, પગે મોટાં રુપાનાં કલ્લાંવાળાં, પંચાવનેક વર્ષનાં બૈરાં હતાં. તે બારણાંમાં આવીને ઉભાં રહ્યાં ને બધા ઉપર એક ભયંકર દૃષ્ટિ નાંખી, અને પોતાની તેજસ્વી મોટી આંખો વડે સમશેર બહાદુરને બાળી મુકવાનો પ્રયત્ન કર્યો.

"મારા પ્રીતમ પાસે કોણ માફી મંગાવે છે વારુ?" તેમણે કડે હાથ થઇ, ઘણા જ તોરમાં બધાને પૂછ્યું.

જસકોર કાકી એક લક્ષાધિપતિના વિધવા હતાં, અને રશિયાની મહારાણી થવાને સર્જાયેલાં પણ ભુલે ચુકે મુંબઇમાં જન્મી પડેલાં. તે એમના પતિની પેઢી ચલાવતાં, મીલકતની ઉસ્તેવારી કરતાં, સગાં સ્નેહીઓને તોબા પોકરાવતાં, અને સામાન્ય રીતે જગતને ગભરાવતાં. તેમના કઠોર હૈયામાં માત્ર પ્રોફેસર માટે સ્થાન હતું, અને એકના એક લાડકવાયા દીકરાને મા ફટવે તેમ તેને ફટવવાને પ્રયત્ન કરતાં. અને આટલા લાખની ધણીને કોણ રોકી શકે? એમને જોઇ બધાં સ્તબ્ધ થઇ ગયાં.

"ભાઇ!" પ્રીતમલાલને તેમણે હેત ભર્યા અવાજે પૂછ્યું "કોણ તને રંજાડે છે?"

ફળીયાનાં છોકરાં કોઇ એક છોકરાને મારતાં હોય, અને તેની મા આવીને પુછે તેમ તેણે પૂછ્યું.

"કોઇ નહીં કાકી! આવો," પ્રીતમલાલ હસીને આગળ આવ્યા, "બેસો."

"અરે શું કરૂંમ માર બેસું? તારી વાટ જોતી હું તો થાકી ગઇ, એટલો યે વિચાર નહિ કર્યો કે મને કાલનો અપવાસ છે, ને અત્યારે પારણાં છે."

પણ આ પ્રતાપી વ્યક્તિ આગળ સમશેર બહાદુરનું ગ્રહણ થઇ ગયું. એમની છાતી બેસી ગઇ. પણ એમણે માફી મગાવવાનો છેલ્લો પ્રયત્ન કર્યો "પ્રોફેસર હું આ નહિ સાંખું હોં—ને વસુ—"

વસુ નામ સાંભળી જસકોર કાકી તેના તરફ ફર્યાં. "કોણ આ વસુમતિ! સમજી."

"વસુ!—આ હું નહિ સાંખું."

"અરે ભાઇ નહિ સાંખવું હોય તો કોણ કહે છે કે સાંખ! જાની દીકરા ઘેર. મારા પ્રીતમનો જીવ શા માટે બાળે છે?"

"કાકી આ તો સમશેર બહાદુર જોરાવરસિંહ."

કાકીએ સમશેર બહાદુર સામે તીક્ષ્ણ દૃષ્ટિ ઠેરવી. "જોરાવરસિંહ—"ને એકદમ કાકી ખડખડ હસ્યાં. તેમના કઠોર હાસ્ય તરંગો આખા ખંડમાં ગાજી રહ્યાં, ને બધાં બાવરાં બની જોઇ રહ્યા. "અરે આ તો પ્રેમાનો જોરુ. મેં ઓળખ્યો. એનો બાપ જામનગરમાં મારી શેરીમાં રહેતો હતો. અલ્યા જોરુ, તું ક્યાંથી?"

( અનુસંધાન પૃષ્ટ ૪૨૧ ઉપર )

# વયની વિષમતા

લેખક : શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. સભ્ય, સાહિત્ય સંસદ.

"ઓહો બેબી! અરે, ખુશી! તમે આ શણગાર શાના સજવા માંડયા? ક્યાં જવું છે?" રાતના સાડા આઠેકને સુમારે ઘેર આવતાં, પોતાની બે પુત્રીઓને નવાં વસ્ત્રો પહેરતી જોઈને રમણલાલ બોલી ઉઠ્યો. શનિવાર હતાં રમણલાલને કોઈ કોઈ વાર ઓફીસમાં પણ મોડું થતું; તેમજ શનિવારે અવાર નવાર મિત્રોને ત્યાં મુંબાઈમાં અટકીને પછી જ પરામાં પોતાને ઘેર એ આવતો. રવિવારે પરામાંથી મુંબાઈ આવવું પડે એમાં એને ટાઢીઓ તાવ ચડતો એટલે એ આખી જાતનું બધું કામ શનીવારે જ આટોપી લેતો.

રમણલાલનું પૂર્વ જીવન લગભગ સ્વપ્ન સમું જ વ્યતીત થયું હતું. એની આકૃતિ ઠીક બાલ્યાવસ્થાથી જ આકર્ષક હતી. તે સમયથી જ તેના સમવયસ્ક બાળકો તેના પ્રત્યે ઇર્ષ્યાથી જોઈ રહેતા. અને બાલિકાઓ, યુવતીઓ તેમજ મોટી વયની સ્ત્રીઓ તેના પ્રત્યે સ્નેહ દર્શાવવા આતુર થઈ જતી. જેમ જેમ વય વધતું ગયું તેમ તેમ આકૃતિની આકર્ષકતા વધતી ગઈ તેમજ આકૃતિને યોગ્ય અને તેની સુંદરતાની વિશિષ્ટતા વધુ આકર્ષણ પડે તેવી જાતના વસ્ત્રો પહેરવાની કલા તેણે પ્રાપ્ત કરી હતી. તે જ પ્રમાણે કોઈ પણ સમાજમાં પ્રિયકર થઈ પડે તેવી વિવિધ કલાઓમાં તે પ્રવીણ હતો. વાર્તાલાપમાં, કટાક્ષ ઉપહાસ, તર્ક વગેરેમાં ચતુર હોવા ઉપરાંત, જગતના સાહિત્યના વિશાલ વાચનથી તેનામાં અદ્ભુત સભાચાતુર્ય આવ્યું હતું. સદાનું સ્મિત કરતું, છતાં સામી વ્યક્તિઓ પોતાના કરતાં આવી વિવિધ પ્રકારની શક્તિઓમાં ઉતરતી છે એમ દેખાડતું તેનું મોં ગમે તેવાં મનુષ્યને સત્વર વશ કરતું હતું. સંગીતના સામાન્ય જ્ઞાનવાળા મનુષ્યોને બહુ પ્રિય થઈ પડે તેવું અને તેટલું જ સંગીતનું જ્ઞાન રમણલાલમાં હતું. ચિત્ર કલાની પરીક્ષા તેમ જ આવડત તેનામાં ઠીક ઠીક હતી. રમત ગમતોમાં તે ઠીક ઉસ્તાદ નહિ પણ સારી શક્તિ ધરાવતો. કફની, અચકન, શાર્કોટ, લોંગ કોટ, પાર્ટી-ડ્રેસ, ધોતીયાં કે સુરવાલ સાથે જે પણ તે પહેરતો તેમાં તેનું વ્યક્તિત્વ સારૂં જણાતું. તેનું ચારિત્ર્ય ઘણું ઉંચું અને કલંક રહિત હતું તેની છાપ તેના મુખના તેજમાં વધારો કરતી. કોઈ પણ પ્રકારની અને કોઈ

પણ ઉમરની સ્ત્રી સાથે તે બહુ છૂટથી બોલતો અને બોલી શકતો, મશ્કરીઓની આપલે કરતો છતાં અમુક મર્યાદાથી વધુ કોઇ સ્ત્રી તેના સંબંધમાં જઇ શકતી નહિ કે કદાચ જવાની તેને ઇચ્છા પણ થતી નહિ; તેમજ પુરૂષવર્ગમાંથી કોઇપણ રમણલાલના આ વર્તનથી તેને માટે વહેમ ખાતો નહિ કે પોતાના સ્ત્રીવર્ગને તેની સાથે આ પ્રકારની છૂટ લેતાં અટકાવતો નહિ. જ્યુલીઅસ સીઝરની પત્નીની પેઠે રમણલાલનું ચારિત્ર સો ટચનું સોનું હતું. ઘણાય વર્ષો સુધી રમણલાલ સામાજિક જાહેર જીવનમાં, પૂર્ણ પ્રકાશમાં મ્હાલ્યો હતો છતાં ય તેના સ્વભાવની અમુક પ્રકારની વિચિત્રતા કહો કે નીતિ સંબધે એના વિચારની દૃઢતા કહો કે નીતિશાસ્ત્રના અમુક નિયમાનુસાર એની શારીરિક તેમજ માનસિક વાસનાઓ રચાયેલ હતી તેને લીધે કહો કે પછી પોતે અમુક બાબતમાં બીજા બધાં મનુષ્યોથી કૈંક ઉંચો છે–જુદો છે એવો વિચાર સુભાગ્યે કે દુર્ભાગ્યે એના મગજમાં ઠસી ગયો હશે એને લીધે કહો; પણ જ્યાં સુધી ધીમે ધીમે સંજોગો બદલાતાં, જીવન પલટાતાં, વયની વિષમતા ઉભી થતાં, રમણલાલ સામાજિક જાહેર જીવનના પ્રકાશમાંથી પાછો હઠતાં હઠતાં છેક જ અંધકારમાં અદૃષ્ય થઇ ગયો ત્યાં સુધી તેની નૈતિક કીર્તિને કલંક લાગ્યું નહિ. અમુક હદ સુધી પુરૂષોના વર્ગમાં અને તેનાથી ઘણી વધુ હદે સ્ત્રી વર્ગમાં તેણે નિરંકુશ સત્તા ભોગવેલી એટલે તેનો મિજાસ ઘણી વેળા ઉગ્ર થઇ જતો અને તે સમયે તેણે અનેકને દુશ્મન કરેલા. તે મનુષ્યોના હૃદયમાં જે સ્થાન ભોગવતો હતો તેને લઇને પણ અનેક પુરૂષો ઇર્ષ્યાથી તેના શત્રુઓ થયા હતા. પણ તેમાંના કોઇએ પણ તેના ચારિત્ર સંબંધી ખરાબ ઉલ્લેખ કર્યો ન હતો.

" ભાણાભાઇ! તમને ખબર નથી!" માશીએ સ્નેહભર્યા સાદે કહ્યું. "પણ હા, તમને કયાંથી ખબર હોય! તમારા ગયા પછી પેલાં પદ્માબેહનને ત્યાંથી ગરબાનું કહેવા આવ્યાં હતાં. તેથી જ મેં આજે રસોઇ પણ વહેલી કરી દીધી અને બન્ને છોકરીઓએ જમી પણ લીધું. ને હમણા પદ્માબ્હેનની છોકરી લતા તેમને તેડવા આવવાની છે."

"એએમ! હંઅં." રમણલાલે જવાબ વાળ્યો. તેના અવાજમાં દુઃખની નિશાની હતી, માનભંગના ચિહ્ન હતાં.

રમણલાલ પૈસાદાર નહતો, મોટો અમલદાર નહતો, અસાધારણ પ્રતિભાવાળો નહતો. છતાં ય તેના નાના સરખાં જગતમાં તેવું સ્થાન વિરલ હતું. એ નાનું સરખું જગત આજે તેને તરછોડતું હતું, પોતાના સેનાપતિપદને ચાલુ રાખવાને હવે તૈયાર ન હતું.

રમણલાલનું પોતાનું જીવન અદ્ભુત ન હતું છતાં અન્યના જીવન કરતાં જુદા જ પ્રકારનું હતું. છેક બાલ્યાવસ્થાથી તે સપનાઓમાં જ રાચતો, સપનાઓ જ માટે જીવતો. સંસારનાં ખરાં પ્રસંગોથી એને સુખ મળતું એનાં કરતાં સપનાઓથી તેનું હૃદય વધુ સંતોષાતું. તે ભણ્યો, કોલેજ જીવનમાં સુંદરીવૃંદોમાં આદર પામ્યો. ચોવીસ વર્ષની ઉમરે નોકરી લીધી અને પરણ્યો. છવીસમે વર્ષે એક પુત્રી થઇ તે ખુશી બેબી. અઠાવીસમે વર્ષે બીજી પુત્રી થઇ તે ખુશી. છ માસની પુરી થઇ નહિ ત્યાંતો પત્ની મૃત્યુ પામી. ચાર સાડાચાર વર્ષની ગરજેલી જીંદગીમાં

અને બીનજવાબદાર વર્તનને સ્વીકારવા તૈયાર નહિ એવો રમણલાલ આ ઘોડાપૂરમાં પડી શક્યો નહિ, તેમાં સાથે તરવાને અને તરી શકવાને અસમર્થ હોય તો સાથે ઘસડાવાને તેણે યત્ન સુદ્ધાં ન કર્યા. પરિણામે તેનું નાનું જગત વધુ નાનું થતું ગયું. એ નાનાં જગતમાં પણ બળવાખોર ઉત્પન્ન થતાં ગયાં. વૃધ્ધો આ બેતાળીસ–ત્રેતાળીસ વર્ષના પણ સત્તાવીસ–અઠ્ઠાવીસ વર્ષના લાગતા રમણલાલને પોતાના વર્ગમાં સ્વીકારવા તૈયાર ન હતા. ત્રીસની અંદરની ઉમરનાં યુવક યુવતીઓ આ જુના જમાનાના નીતિશાસ્ત્રને પાળનાર પ્રતિનિધિને પોતાની હરોલમાંથી ખસેડવા આતુર હતાં.

" ભાણાભાઇ ! તમે હમણાં જમવા બેસો છો કે વાર છે ? જરા વાર હોય તો આ બન્નેને વદાય કરીને પછી જ બેસીએ. " વહાલસોયી માશી ભાણેજના અવાજનાં દુઃખ અને યાતના પારખી શકી પણ તેને કારણ સમજાયું નહિ. ભાણેજ પ્રત્યે અનહદ હેત હોવથી માશી તેના હૃદયની ઝીણામાં ઝીણી વેદના જાણી શકતી પણ તેના કારણની શોધ કરતાં તેને વિજય મળ્યો ન હતો. બહુ મહેનત કરતી ત્યારે એને એમ લાગતું કે કદાચ એને પત્નીની ગેરહાજરી સાલતી હશે. એવાં અનુમાન ઉપરથી તે કોઇ કોઇ વાર દહતા એકડી કરીને બાણેજને એ સંબંધે કૈંક કહેતી પણ ભાણેજનો જવાબ મળતો તે ઉપરથી માશી જાણી લેતી કે પોતાનું અનુમાન ખોટું જ હતું.

બેબી અને બુચી બન્ને રમણલાલની સુંદરતાની ભાવનાને જેબ આપે તેવી રૂપાળી હતી અને ઉભયની આકૃતિ સ્નાયુબદ્ધ અને સપ્રમાણ હતી. મોટી તરતની જ કોલેજમાં દાખલ થઇ હતી, નાની અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી. બન્ને ચોટલા વાળી રહી. બન્ને ત્રણ ત્રણ વાર સેંથા પાડયા, ભુંસાડયા અને પાછા પાડયા. છ છ સાત સાત હેર પીનો ભેરવાઇ પાઉડર લગાવ્યાં, લીપ–સ્ટીકનો પણ આછો ઉપયોગ થયો. ઘેરવાળા ઘાઘરા, છેલ્લામાં છેલ્લી ઢબના બ્હાંય વગરના બ્લાઉઝીસ અને ઘેરા રાતા રંગની બાંધણી પહેરાયાં.

"હા, પછી જ બેસશું, એમને ઘરમાંથી ટળવા દો," "બન્ને દિકરીઓના ખીલતા સૌંદર્યનું દર્શન થતાં, વ્હાલથી રમણલાલ બોલ્યો. તેની આંખ આ નરી સુંદરતાને સમગ્ર સાનંદ નિહાળી રહી. થોડી વાર કૈંક મમરખીથી, કૈંક આનંદથી, કૈંક ખેદથી રમણલાલ આ સૌંદર્ય બેલડી જોઇ રહ્યો; એટલામાં એની કલા નિરીક્ષક આંખોએ નાની પુત્રીની બાંધણી પહેરવાની ઘાટીમાં અમુક ખામી જોઇ. લાંબો વિચાર કર્યા વગર એનાથી બોલી જવાયું. "બુચી ! જમણી બાજુથી તારી બાંધણીને તેં બરાબર ચપટી પાડી નથી. ઠીક કરી આપું ?" આટલું બોલીને વસ્ત્ર ઠીક કરવા તે જતો હતો તેવામાં બુચીનો અવાજ નીકળ્યો.

"પપા ! તમે ! " આટલું કહીને તે ખડખડાટ હસી પડી. બેબી પોતાના ખભા ઉપર પીન ખોસતી ખોસતી આ સંવાદ સાંભળી હસવામાં ભળી તેણે પણ રમણલાલ સામા જોઇને કહ્યું. "પપા ! તમે ! એમાં તમે શું સમજો ? "

ઉભય પુત્રીના હાસ્યમાં પપા પ્રત્યે વહાલ હતું, ઉગતી જુવાનીની નીખાલસતા હતી પણ તેમના અવાજમાં યૌવનની ક્રૂરતા હતી, તેની નિષ્ઠુરતા હતી, તેવું ઉગ્ર સ્વાર્થીપણું હતું.

રમણુલાલનું હૃદય આ સર્વ પારખી શક્યું. તેને કારમી વેદના થઈ. આટઆટલાં વર્ષોની પોતાની આકર્ષણશક્તિ, પોતાનું ચારિત્રતેજ, સામા મનુષ્યનું દિલ જીતી લેવાનું પોતાનું કૌશલ્ય ધીમે ધીમે સરી જતાં હતાં તે પોતે જોઈ શક્યો નહિ—કદાચ એમ કહો કે એ સર્વ શક્તિ તો અખંડિત જ હતી પણ સમય અને સંયોગો ત્વરિત બદલાતા જતા હતા તે પોતે જાણી શક્યો નહિ. તે એક ક્ષણમાં, પોતાની બે પુત્રીના મુખમાંથી નીકળેલ "પપા ! તમે !"ના માત્ર બેજ શબ્દોથી તેણે પાતાનામાંથી અદૃશ્ય થતા જોયાં. જેમ મૃત્યુ વેળા કદી પોતાની લિપ્ત જતી રહેતી જોઈ હતી તેમ રમણુલાલે પોતાનું આખુ વ્યક્તિત્વ ક્ષણમાં નાશ પામતુ જોયું.

તેનું હૈયું અસ્પષ્ટ છતાં તીવ્ર વેદના અનુભવવા માંડ્યું. મગજમાં અનેક તરંગો ઉભરાવવા લાગ્યા. સારો ય ભૂતકાલ દૃષ્ટિ સમીપ તરવરવા લાગ્યો. જે શસ્ત્રોની સહાયથી તેણે અત્યાર સુધી પોતાના નાના નાના વિજય મેળવ્યા હતા અને જેને પરિણામે તે પોતાનુ જીવન સંતોષથી વિતાવ્યે જતો હતો તે શસ્ત્રો જ આજે નકામાં થઈ પડ્યાં. અન્ય શસ્ત્રોનો ઉપયોગ તે જાણતો ન હતો. શસ્ત્રહીન, અસહાય અવસ્થામાં તેણે કદિ જીવન ગાળ્યું ન હતું એટલે હવે કેમ ગળાય એ પ્રશ્ન એને મુઝવી રહ્યો હતો.

એટલામાં બહારથી બે નવા અવાજ આવ્યા. તરંગમાલામાં વિઘ્ન પડ્યું. "કોણ લતા કે? આવ બહેન, આવ." માર્ગનો અવાજ સંભળાયો.

"લતાબહેન, અંદર આવો, અંદર આવો. અમે તૈયાર છીએ." બેબી અને જુચી બોલી ઉઠ્યાં.

જુનીઅર બી. એ. ક્લાસમાં ભણતી, અંડબેર જમાનાની પ્રતિમારૂપ વીસેક વર્ષની લતા બહારના વરંડામાં જ ઉભી રહી. સાથે બે કોલેજીઅન યુવકો પહોળા લેંઘા, સ્પોર્ટીંગ કૉલરની લાંબી કફનીઓ, પગમાં ચપલો, માથે મોટા ઉડતા જુલ્ફાઓ વગેરેથી વિભૂષિત થઈ લાહાડીકી કરતા ઉભા હતા.

"નાઆઅરે, ડીઅર ! અહિં જ ઠીક છે. પણ જલદી કરો." લતાનો આત્મશ્રદ્ધાભર્યો અવાજ આવ્યો.

બેબી અને જુચી ઓરડામાંથી બહાર નીકળ્યાં. રમણુલાલના મગજે પોતાના પરાજયનો ખ્યાલ સંપૂર્ણ રીતે કરી લીધો હતો. પરંતુ હૃદય એટલી સહેલાઈથી પરાજય કબુલ કરી શકતું નથી. તે બહાર નીકળ્યો. લતાની સાથે હસીને બોલવાનો તેણે યત્ન કર્યો. "કેમ લતા ! એકલી તારી બહેનપણીઓને જ આમંત્રણ કે ? તું અમેરિકન બીજા ત્રીજા ધોરણમાં હતી ત્યારે તારે ત્યાના ગરબામાં કોઈ પણ વેળા મારી ગેરહાજરી ન હતી, તે ભૂલી ગઈ કે ? હું આવું ?"

અર્ધ મશ્કરીમાં, અર્ધ ગંભીરતાથી એ આ વાક્ય બોલ્યો તો ખરો, જવાબ શો મળશે એની પણ એના મગજને તો લગભગ ખાત્રી જ હતી છતાં ય હૈયું ઉત્તર સાંભળવા અધીરૂં બની ગયું. જાણે આ ઉત્તર ઉપર પોતાના જીવનમરણનો આધાર હોય તેમ એ જવાબ સાંભળવા હૃદય કંપિત અવસ્થામાં ઉત્સુક થઈ રહ્યું.

બન્ને પુત્રીઓએ પેલા બે યુવાનો સાથે સાહેબજી સલામ ઝીલ્યાં, પેલા બેએ સહેજ મોઢું હલાવી રમણુલાલને સાહેબજી કરી અને

તેઓ સડસડાટ પગથીઆં ઉતરી ગયા. બે પુત્રીઓએ પણ 'પપા! જઇએ છીએ,' કરીને પગથીઆં ઉતરવા માંડયું.

રમણલાલના પ્રશ્નના ઉત્તરમાં લતાએ અટ્ટહાસ કર્યું અને પછી પગથીઆં ઉતરતાં ઉતરતાં કહ્યું. "ચાઆઆલો, સાહેબજી !! કે વંદે માતરમ? હા હા હા."

"પણ-પણ," માનભંગ નહિ ગણકારતા રમણલાલના હૃદયે પાછું પુછી લીધું. "તેં જવાબ ન વાળ્યો, હો! હું પણ આવું ને?"

આ પ્રશ્નમાં માત્ર ગરબા જેવા નાના પ્રસંગમાં પોતાને માટે આમંત્રણ લેવાની ક્ષુદ્ર લાલસા ન હતી. આધુનિક જમાનાના યુવાન સમાજે પોતાને હડસેલો મારીને પોતાના સ્થાન ઉપરથી પોતાને પદચ્યુત કર્યો હતો, તેની ભયંકર વેદના હતી. જે સ્થાનની આસપાસ પોતે આખી પોતાની જીવનસૃષ્ટિ રચી હતી તે સ્થાન જ ઉખડી જતું હતું અને પરિણામે સારી જીવનસૃષ્ટિ નાશ પામતી હતી તેનું દારુણ દુઃખ એમાં પ્રસરેલું હતું.

લતાએ કંઇક પાછું ફરીને જોયું. તે વળી હસી અને બોલી. "રમણકાકા! તમે મશ્કરી કરવાની ટેવ છોડવાના જ નહિ કે? અમારા ગરબામાં તમે? તમે!"

પળવારમાં પેલા બે યુવકો, પોતાની બે પુત્રીઓ અને લતા રાત્રિના શાંત વાતાવરણમાં અટ્ટહાસ્યોના તરંગોથી વિંધી પાડતાં યૌવનની બીનજવાબદારીથી, બેદરકારીથી વાડામાં થઇને ચાલ્યાં ગયાં. તેમને રમણલાલની વિહ્વળ આંખો જોઇ રહી.

પોતાની પત્ની મૃત્યુ પામી હતી તે સમયે પણ રમણલાલના હૈયાંએ આટલી વેદના, આવી આશાવિહીન, ગાઢ, ઘેરી વેદના અનુભવી ન હતી.

વરંડા ઉપર જ પડેલ એક આરામ ખુરશીમાં રમણલાલ પડયો. ભુતકાળની ભવ્યતા તેની દૃષ્ટિ આગળ આવી. આવીને ઝાંખી પડતી અદૃશ્ય થઇ ગઇ. છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયાં, જમાનાની ઝડપે સાથસાથે દોડવાની પોતાની અશક્તિને લીધે પોતે ધીમે ધીમે સમાજમાંથી દૂર જતો જાય છે એમ તેના મગજે તો જાણી લીધું હતું પરંતુ હૈયું એ સત્ય સ્વીકારવા તૈયાર ન હતું.

હજી પોતે જાણે હમણાં જ પોતાની રૂપવતી પત્નીને સુંદર વસ્ત્રો કલામય રીતિએ પહેરતાં શીખવતો હતો. એ દિશામાં તેમ જ અનેક અન્ય દિશામાં પોતાની શક્તિ પોતાના નાના જગતે સ્વીકારી હતી. આજે, માત્ર થોડી ક્ષણ પહેલાં પોતાની નાની પુત્રીએ જ એને નાકબૂલ કર્યો હતો. યુવતીના કેવળ નિર્દોષ વાક્ય "પપા! તમે! એમાં તમે શું સમજો "માં નેપોલીઅનના વૉટરલુના પરાજયની એને ઝાંખી થઇ.

માત્ર થોડા સમય પહેલાં, અનેક સંસ્કારી, સુશિક્ષિત યુવક યુવતીઓને તે પોતાની શક્તિઓથી ડારતો, વશ કરતો. આજે યુવકો જવાહર નહેરૂનું સ્વરૂપ ધારણ કરીને કોઇને નમતું આપવા તૈયાર ન હતા. યુવતીઓ કેસરીઆ વાઘા સજી, બળતી આંખે સારૂં જગત બાળવા તત્પર જણાતી હતી. તેમાં શાંતિ, સ્વાર્થ, ધૈર્ય, જવાબદારી, ફરજ વગેરેને સ્થાન ન હતું.

જેમ સમુદ્ર પોતાને નકામની વસ્તુઓ કિનારા ઉપર ફેંકી દે છે તેમ યૌવનના જુવાળે આ નહિ યુવાન અને નહિ વૃદ્ધ એવા રમણ-

લાલને પોતાના જગતમાંથી બહાર ફેંકી દીધો હતો. યૌવનની દુનીઆમાં પોતાનું સ્થાન નથી, એ ભયાનક સત્ય હસતી, કુદતી, કુદરતની રમણીની લાડકી લતાના "અમારા ગરબામાં તમે ? તમે !" એ વાક્યમાં રમણલાલના હૈયાંને પણ કબૂલ કરવું પડ્યું.

"ત્યારે હું ક્યાં ? પેલા અરસિક, ભાવનાવિહીન, ચેતનારહિત વૃદ્ધોમાં મારી ગણત્રી ? અને એઓ પણ મને સ્વીકારવા ક્યાં તૈયાર છે ? ત્યારે મારું શું ?" રમણલાલનું હૈયું રડી ઊઠ્યું. સુચીનું "પપા ! તમે !" લતાનું "રમણકાકા ! તમે !" વાક્યો એની આંખ આગળ નૃત્ય કરતાં એનો ઉપહાસ કરતા હોય તેમ લાગ્યાં. જીવનનું આકર્ષણ ઓસરી ગયું. સંયોગો અને જમાનાના પૂરના બળે પોતે એક પછી એક દરેક ક્ષેત્રમાંથી કેવો નિષ્ઠુર રીતે, બેરહમ રીતે, બહાર ફેંકાઈ જતો ગયો તેનું આજે એને સહસા ભાન થયું.—બહુ તીવ્ર દશામાં, નગ્ન સત્ય તરીકે ભાન થયું. સ્નેહભર્યું હૈયું—અન્યને સ્નેહની લહાણી આપવામાં જ પોતાનું જીવન સાર્થક માનનાર હૈયું આજે એ લહાણી લેનાર કોઈ મનુષ્ય રહ્યું નહિ એ વિચારથી કકળી ઊઠ્યું. તે હતાશ થઈ ગયો. તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

"કેમ ભાણાભાઈ !" મામીએ અંદરથી પુછ્યું. "આજે જમ્યા વગર પરડા ઉપર જ સૂઈ રહેવું છે ?"

જવાબ મળતાં વાર લાગી એટલે મામી બહાર દોડી આવી. ભાણેજની મુખમુદ્રા ઉપર પીડાનાં ચિહ્ન જોયાં, વળી મામીને જુનો વિચાર યાદ આવ્યો. તેણે મમતાથી કહ્યું "રમણભાઈ ! હજી ઉમર નથી ગઈ, છોકરીઓ હવે મોટી થઈ ગઈ છે—અને એમને માટે તો હું છું ને."

રમણલાલની વિચાર પરંપરા તૂટી ગઈ. મામીના આ અનેક વેળા વપરાઈ ગયેલ વાક્યથી એને હસવું આવ્યું. એ હાસ્યથી માનસિક વેદના કંઈક ઓછી થઈ. તે સફાળો ઉઠ્યો અને હસીને બોલ્યો. "કેમ, મામી ! ઘરડે ઘડપણ તમારે કોઈ જુવાન પેઢીની વહુ લાવી છે કે શું ? અને સાથે બે છોકરીઓને પણ ભવડાવવી છે ? આ હાલના જુવાનીઆઓ પેઠે તમને પણ શાંતિ ગમતી નથી કે શું ?"

આટલું બોલીને રમણ જમવા ઉઠ્યો. મામી રસોડાં ભણી વળી. જતા જતા તેને પાછું પોતાનું અનુમાન થોડું ખરેખરું જણાયું. પીડાનું ખરું કારણ તેને ન જ જડ્યું.

# અંતિમ ચુંબન

લેખક : રા. રમણુલાલ એન. વકીલ, બી. એ.

( હરિગીત )

(સોનેટ)

શાંત સાયંકાળના સમયે સખી! રેતી પરે
પ્રેમે ગ્રહી તવ હાથ ત્હારા હાથમાં પળવું પથે.
પણ જો સખી! આ વારિધિ વિફરતાં આગળ ધસે
વિકરાલ ભરતી મુખ ત્હેનું ઉભયને ગમવા ખુલે.
જો જો સખી, આ પશ્ચિમે રવિ રશ્મિ હાથેથી ગ્રહી
ખેંચી નિકટમાં શૃંગને આલિંગતો ચુંબન લઈ.
ક્ષણ એકમાં વિસ્તારી તે પણ પૂર્ણ લીલા પ્રેમની
અદૃશ્યમાં ઉતરી પડ્યો; ગિરિમાળ અંધારે ગળી.

શું ન્હાસવું? સખી કેમ એ? પુઠે શિલાએ તે રચી
દુર્ગમ દિવાલો; ને સખી! શો દિશ ભરતી છે ચઢી.
ન્હાસી નથી છૂટવું સખી! છો વાલુકાની ઉપરે
ભરતી ચઢીને ઉભયને ખેંચી જતી ઉદધિ તળે.
સત્વર દઈ અન્તિમ ચુંબન ચાલ મૃત્યુ આલયે
ધર કાન કાન્તે! આરતીની ઘંટડી આ સાદ દે.

પડતર કરતાં યે ઓછું, માત્ર આઠ આના જ, રખાયું છે.

કનૈકોત્સવ નિમિત્તના જાહેર સમારંભો બે થયા. એક તા. ૬ઠ્ઠી નવેમ્બરે સાંજે ૫ાા વાગ્યે કાવસજી જહાંગીર હોલમાં દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનાં પ્રમુખપદે અભિનન્દનગ્રંથ સમર્પણ કરવા માટેનો સમારંભ. આ પ્રસંગે આચાર્યશ્રી આનન્દશંકર પ્રમુખસ્થાને આવનાર હતા. પરંતુ તેઓ અચાનક બીમાર પડી જતાં મુંબાઈની કનૈકોત્સવ સમિતિના પ્રમુખશ્રીને હાથે જ એ સમારંભ ઉચિત રીતે થયો. કવિશ્રી ખબરદારના કનૈકોત્સવ સમારંભમાં કવિશ્રીનાં જ ગાન ગવાય; એટલે કવિશ્રીએ રચેલાં 'ગુણવંતી ગુજરાત' અને 'સદાકાળ ગુજરાત' એ બે ગીતો સૌ. સુધાદેવી પંડ્યા અને કવિશ્રી લલિતજીએ ગાયાં હતાં. કનૈકોત્સવ સમિતિના ઉપપ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીએ માંગલિક પ્રવચન કરતાં એમની હમેશની રમુજી શૈલિનો આબાદ ઉપયોગ કર્યો હતો. મન્ત્રીના 'પુરસ્કાર વાંચન' પછી દી. બ. કૃષ્ણલાલભાઈએ કવિશ્રી ખબરદારની મહત્તા સૂચવતું ટુંકું પણ સચોટ વક્તવ્ય રજુ કર્યું હતું. અને કવિશ્રીને 'અભિનંદન ગ્રંથ' પુષ્પોપહાર સહિત અર્પણ કર્યો હતો. પછી કવિશ્રીએ આ પ્રસંગ માટે ખાસ તૈયાર કરેલું વ્યાખ્યાન, 'આભાર દર્શન.' એમનાં મધુરાં ગુંજન સાથે, કર્યું. વ્યાખ્યાનમાં કવિશ્રીએ પોતાનું હૃદય ઠાલવ્યું હતું એમ કહેવું જોઈશે. કવિહૃદય ઘડવામાં જેણે જેણે ઉત્તેજન આપેલું તેનું સ્મરણ કવિશ્રીએ તેમાં ઉચિત રીતે કર્યું હતું. પ્રમુખશ્રીના આભારદર્શન પછી પ્રથમ દિવસનો સમારંભ પુરો થયો હતો. કવિશ્રીનો કનૈકોત્સવ ઉજવવા માટે ભેગી મળેલી માનવમેદનીથી—કોઈ પણ રીતના જ્ઞાતિ-કે જાતિભેદથી રહિત—સર કાવસજી જહાંગીર હૉલ ઉભરાઈ જાય, એ ગુજરાતી કવિતા પ્રત્યેની પ્રજાની મમતા કેવી છે તે સૂચવે છે. ટુંકમાં હાજરીની દૃષ્ટિએ, તેમ જ બીજી બધીય દૃષ્ટિએ એ સમારંભ સંપૂર્ણ સફળતા પામ્યો.

બીજો સમારંભ તા. ૭મીનો મુંબાઈના આલીશાન રૉયલ ઑપેરા હાઉસમાં રાસ સંમેલનનો હતો. સાંજના ૫ાા વાગ્યે કાર્યક્રમની શરૂઆત થનાર હતી. પરંતુ તે પહેલાં કલાકેકથી તો આખું યે થીએટર ભરાઈ રહ્યું હતું. વ્યવસ્થા અને સગવડ સાચવવા માટે, આ સમારંભમાં પ્રવેશ મેળવવા માટે રૂ. ૧, ૦ાાા, ૦ાા, ૦ા, જેવી નજીવી 'ફી' રાખવામાં આવી હતી. ઘણાએ મોડા થવાના કારણે પ્રવેશ મેળવી શક્યા ન હતા અને નિરાશ થવું પડયું હતું.

અત્યાર સુધી એમેચ્યોર્સ દ્વારા થએલા કલાત્મક નાટ્યપ્રયોગોને પ્રજાએ વધાવી લીધાનું જણાયું છે. પરંતુ તે નાટકો માટે માત્ર કવિતામાંથી કલા અને અભિનયનું સર્જન કરી, તેના ઉપર પ્રેક્ષકોની વાહવાહ મેળવવાનો આ સમારંભ પહેલો જ પ્રયત્ન છે એમ કહ્યા વિના રહેવાતું નથી. આ સમારંભનો બધોય યશ ભાઈ ચન્દ્રવદન મહેતાને શિરે છે. શ્રી ચન્દ્રવદન મહેતા આજ કેટલાંયે વર્ષોથી ગુજરાતની રંગભૂમિને કલાત્મક રીતે ઉદ્ધારવાનો શ્રમ કરી રહ્યા છે અને જ્યારે જ્યારે તક મળી છે, ત્યારે ત્યારે ભાઈ ચન્દ્રવદને પોતાની કલા દર્શાવી ઉન્નત આદર્શ આપી છે. કવિતાને સજીવ રીતે રંગભૂમિ

પર ઉતારવાનો એમનો આ પ્રયત્ન અત્યંત સફળતા પામ્યો. એ માટે એમને ખરેખર અભિનન્દન ઘટે.

'રાસ સંમેલન' નો કાર્યક્રમ દર્શાવતી 'આલ્બમ'માં પણ શ્રી. ચન્દ્રવદનનો કલા પ્રેમ વ્યક્ત થાય છે. સૌ કોઈએ એના મુક્તકંઠે વખાણ કર્યાં છે.

શરૂઆત એક પારસી બહેને મધુર કંઠે, વાદ્ય સાથે પ્રાર્થના ગાઈને કરી હતી. તે બાદ ડૉ. એરચ તારાપોરવાળાએ પ્રમુખસ્થાનેથી કવિશ્રીને અંજલિ આપી કવિશ્રીને પોતાનું કવન સુણવા વિજ્ઞપ્તી કરી. કવિશ્રીએ સ્વરચિત કાવ્યોનું ગુંજન કર્યું.

રાસ-સમેલનનું સૌથી વિશેષ આકર્ષક અંગ તે 'ગરાસીયા-ગરાસીયણ'નું રસમય સંવાદગીત. આખાયે પ્રેક્ષક વર્ગનું દીલ બહેલાવવામાં આ પ્રસંગે અત્યંત ફાળો આપ્યો છે. નાનાં નાના બાળકો કવિતાને સાભિનય સંવાદમાં ઉતારે અને તેમનો અભિનય હૃદય ડોલાવે એટલે જરૂર એનાં પુનર્દર્શનની તાલાવેલી જાગે. નાનકડો ગિરીશ મુનશી સૌનું આકર્ષણ બની રહ્યો હતો. નાનાં ભુલકાંઓ દ્વારા આ રીતે અભિનયકલાને વિકસાવવાનો વખતો વખત પ્રયાસ આરંભાય, તો ભવિ માટે જરૂર સારી આશા રહે છે.

સાન્તાક્રુઝની બહેનોએ રજુ કરેલો 'ઉષા' ગરબો, કુશળ પ્રકાશ યોજનાને પરિણામે બહુ દીપી ઉઠ્યો હતો. પછીથી એજ મંડળના કુમાર-કુમારિકાઓના દાંડિયારાસ પણ રસભર ખેલાયા હતા.

કવિશ્રી રચિત 'કેવીનું ખપ્પર' વીરત્વના ભાવથી ભરેલું છે એ ખરૂં. પરંતુ એ વીરત્વથી કઈ રીતે ગાઈ શકાય એ હું સમજી શકતો નથી. શ્રી. ભાતાબહેને એ ગીત લાક્ષણિક અભિનયથી કરૂણ સૂરે ગાયું હતું અને એ પ્રેક્ષકોના હૈયામાં કવિતાના ભાવ ઉતારી શકવા સમર્થ નીવડયું હતું. છેવટે કુમારી તારાબહેન કારાએ કવિશ્રી રચિત 'મને રામ રામજી'નું ભજન અત્યંત લાક્ષણિક ભાવે ગાયું હતું. એ પ્રસંગની યોજના મીરાંના કીર્તનની યાદ આપે એવી મધુ હતી. પોતાને કલાકોવિદ માનનાર એક ભાઈએ તો—રંગભૂમિ ઉપર એ ભજન કવિશ્રીનું છે એમ જાહેર થયા છતાં—એ ભજન પણ મીરાંનું લખેલું છે એવું જાહેર વિધાન કરી દીધું છે. અને 'કેવીનું ખપ્પર' અને 'ગરાસીયા ગરાસીયણ' એ બન્ને ગીતોને 'રમુજી ગીતો' તરીકે ઓળખાવનાર મુંબાઈના બે દૈનિકપત્રોના ખબરપત્રીઓની તો ખરેખર દયા જ છૂટે છે.

આમ કવિશ્રી ખબરદારનો કનકોત્સવ સાહિત્યસત્ર રૂપે ઉજવાયો. ગુજરાતના ગામે ગામે પણ કવિશ્રીને અંજલિ અર્પી, ગુજરાતી કવિતાના આદર ગુજરાતીઓ કરશે કરે છે; અને કરશે એ આવા પ્રસંગો ઉપરથી સૂચિત નથી થતું શું!

❧

પ્રભુપ્રતિનિધિઓ રૂપે પૂજ્યપાત્ર ગણે, એ ઇચ્છવા યોગ્ય છે.

(૩) અને જેમ 'કવિત્વકનકોત્સવ' છે તેમ ગુજરાતની ગુણજ્ઞતાનો પણ કનકોત્સવ' છે. ગુજરાત માત્ર જે લક્ષ્મીની ઉપાસના કરતો તે હવે સાથે સાથે શારદાની પણ ઉપાસના કરતાં શીખેલો પ્રાન્ત છે—માત્ર બંગાળા કે મહારાષ્ટ્ર જ શારદોપાસનાના ઇજારદાર હોવાનો હક હવે એકલવાયી રીતે અપનાવી શકે તેમ નથી; એ અધિકાર હવે એ પ્રાન્તદ્વંદ્વે ઇતર ભારતીય પ્રાન્તો સાથે ભાગીદારીનો વિષય બનાવવો પડશે—કમીમાં કમી ગુજરાત સાથે તો જરૂરાજરૂર.

ત્યારે એ ત્રણ તત્ત્વો સમાયાં છે કનકોત્સવોની ભવ્ય ભાવનામાં. હવે એ ભાવનાની કવિકનકોત્સવોમાં સિદ્ધિ કેવી રીતે અને કેટલે અંશે થઇ તે વિષે બે શબ્દ.

૩

ગુજરાતે બે કવિકનકોત્સવ ઉજવ્યા—બન્નેમાં ઉક્ત ભાવના યથાસંયોગ સિદ્ધ થયેલી કોઇ પણ તટસ્થ તપાસ કરનાર જોઇ શકશે. બન્ને કનકોત્સવોમાં કવિત્વ—પૂજા અને ગુજરાતની ગુણજ્ઞતા એ બન્ને તત્ત્વો તરી આવતાં હતાં.

પણ બન્ને કનકોત્સવોમાં કેટલાક ભેદ પણ લક્ષ ખેંચે એવા છે તે પણ લક્ષમાં લેવા લાયક છે :

(૧) એક ભેદ તો એ સ્પષ્ટ છે કે કવિશ્રી ન્હાનાલાલની ખાસ આગ્રહપૂર્વક ઇચ્છાથી એમનો કનકોત્સવ સમસ્ત મહાગુજરાતનો સર્વસંગ્રાહક સમારંભ ન હતો, માત્ર "ગુણાનુરાગીઓ અને સ્નેહીઓ"નો સમારંભ હતો. કવિશ્રી ખબરદારનો કનકોત્સવ એ જેટલે અંશે ગુજરાતની સાક્ષરતાનો તેટલે અંશે ગુજરાતની જનતાનો—જેટલે અંશે એમના "ગુણાનુરાગીઓનો અને સ્નેહીઓ"નો તેટલે અંશે સારીય મહાગુજરાતની માનવતાનો મહોત્સવ હતો. કવિ ખબરદારના સમારંભમાં ગાંધીજીનો સન્દેશ વંચાયો હતો—નરસિંહરાવભાઇ, બળવંતરાય ઠાકોર, મુનશી, લીલાબ્હેનને તેમ સર્વે સાહિત્યકારોને એક સરખું ઉષ્માભર્યું આમંત્રણ હતું. એકનો મુખ્ય સૂર હતો અસહકાર અને બહિષ્કાર વિરોધીઓનો, બીજાનો સૂર હતો "સર્વનો સ્નેહ સ્વીકાર—સત્કાર" માત્ર નરસિંહરાવભાઇ સિવાય ગુજરાતના સર્વે સાક્ષરોએ લેખથી—કાવ્યથી—સન્દેશથી કોઇ ને કોઇ રીતે પોતાનો સમભાવ સમારંભ પ્રતિ જગત જાણે તેમ જાહેર કર્યો હતો. અંગ્રેજીમાં કહેવાનો લોભ થઇ જાય છે—મોહ થઇ જાય છે : "The reception of Kavi Khabardar was as cordial as it was universal and spontaneous" "કવિ ખબરદારનો સત્કાર જેટલો હાર્દિક તેટલો જ સાર્વત્રિક અને સ્વયંભૂ હતો."

(૨) કવિ ન્હાનાલાલે જેટલી કડક કસોટીઓ પોતા માટે અને કાર્યકર્તાઓ માટે આગ્રહપૂર્વક પોતાનાં ધોરણરૂપે સ્વીકારી હતી તેટલી જ ઉદાર અને સહનશીલ સ્વતંત્રતા કવિ ખબરદારે સંયોજકો પ્રતિના પોતાના વર્તન માટે ધોરણરૂપ નિર્ણીત કરી હતી.

મને મ્હોંએ પણ "વાચક વર્તને" (by expressive behaviour) તેઓ વ્યક્ત કરી રહ્યા હતા : તમ્હારો તેડાવ્યો આવ્યો છું—તમ્હારે ચરણે આવ્યો છું : ચાહે સો કરો ને ખુશ થાઓ." કવિ ન્હાનાલાલ પણ સરસ

સર્જન છે. ખબરદાર પણ સરસ સર્જન છે—માત્ર એક સ્વતંત્રતા ભોગવનાર, બીજા સ્વતંત્રતા ભોગવાવનાર. સંયોગોની સ્વતંત્રતા એ કવિ ખબરદારને પ્રથમ સ્વીકાર્યું—પોતાની સ્વતંત્રતા એ કવિ ન્હાનાલાલને પ્રથમ આકર્ષનાર.

(૩) અને અન્તમાં એક બીજો પણ ભેદ "સતાવતો છતાં અસરકારક" મ્હારી આંખે પ્રત્યક્ષ થયા વિના રહ્યો નથી—અને તે ભેદ તે એ કે કવિશ્રી ન્હાનાલાલ ભાવનાપ્રદેશોમાં ઉંચામાં ઉંચે ઉડી શકનાર ગરૂડરાજ સમા હોવા છતાં વસ્તુતઃ તત્ત્વચિન્તન કે આધ્યાત્મિકતા એ એમની મનોરચનાનું પોત નથી. ક્વચિત્ રંગ હશે—ઘેરો પણ રંગ કોઈ કોઈ વખત થતો હશે તે મંજુર છે; કવિ ખબરદારનું પોત પ્રધાનપણે આધ્યાત્મિક છે—'તત્ત્વચિન્તન' એ એમની પ્રકૃતિનું લાક્ષણિક તત્ત્વ છે, જેટલું 'રસભોગ' તત્ત્વ છે તેટલું જ. કવિ ન્હાનાલાલ કલાકાર વિશેષ હોય તો પણ કવિ ખબરદારને એમની આધ્યાત્મિકતા એક કલાકાર હોવા સાથે એક ધર્મનીતિનિષ્ઠ સર્જન અને સાધુજન બનાવે છે. એ ભેદ મ્હારા મન આગળ તરી આવવાથી જ એનો નિર્દેશ કરું છું.

અને છતાં **मधुरेण समापयेत्** એ સૂત્રાનુસાર **नमः कविभ्यः सर्वेभ्यः**—પ્રસંગવશાત કવિ ખબરદારને, કવિ ન્હાનાલાલને અને કનકોત્સવ સફલ કરવામાં મદદ કરનાર સર્વેને નમસ્કાર!



કર્યો તે દેવતાઓ પણ નથી જાણતા ને તું તે નકામો ડહોળી રહ્યો છે તે મૂર્ખાઇ નહીં તો બીજું શું?" એમણે જવાબ દીધો. આ પછી મેં એ સંબંધી પૃચ્છા કરવી પડતી મુકી.

આખરે મને સ્વાનુભવથી સમજાયું કે એ વિષય તે તબિયતનો છે. દેવતા શબ્દનો અર્થ વિદ્વાન પણ થાય છે. અને તબિયતના વિષયમાં વિદ્વાન એવા વૈદ્ય ડાક્ટરો પણ જે વિષે બોલતાં ડરે છે તે બાબત મૂર્ખાઓ સલાહનો લગભગ મારો ચલાવે છે. વેપાર, સાહિત્ય, રાજપ્રકરણની વ્યાપ્તિ સાર્વત્રિક નથી, પરંતુ તબિયતની બાબત તો એકેએકના અનુભવનો વિષય છે, એટલે એ બાબતમાં સલાહ આપવાલેવાનો અનુભવ બધાને જ થાય છે.

એક વખત મારી તબિયત જરા બગડી આવી. હવામાં શરદી આવી ને મારા નાક કાન ને ગળાએ પોત પોતાનું નિત્યકાર્ય છોડી સળેખમ ને ઉધરસને આવાહન આપ્યું. હમણાં મટી જશે એમ ધારી હું એ બાબતમાં થોડો વખત ઉદાસીન રહ્યો. પણ અતિથિ ઘરનો માલીક બની બેસે, વેપાર માટે આવેલા પરદેશી અહીં રાજા બની બેઠા, તેમ ઉધરસસળેખમે મારા શરીરનો સ્થાયી કબજો લીધો. મેં ડાક્ટરની સલાહ લીધી. તેમણે ઉધરસ છાતીની છે કે ગળાની તે સમજાતું નથી એમ કહી આઠ આના લઇ બે પૈસાનું ઔષધ આપ્યું.

મને ઉધરસ થઇ છે એ વાત, ખાનગી વાતની પેઠે, ધીરે ધીરે સર્વત્ર જાહેર થઇ ગઇ. એ બાબતમાં મારે શાં પગલાં લેવાં એ વિષે જાતજાતની સૂચનાઓ આવવા માંડી. મારા પાડોશીએ ઘી–પાણીનો પ્રયોગ અજમાવવા સલાહ આપી. મારા પાડોશીના પાડોશીએ એળચી, મધ, સાકર વગેરે ઘરગથુ ઉપાયો સૂચવ્યા. 'તમારી ઉધરસ ગળાની છે' મારા એક મિત્રે કહ્યું. મેં જવાબ દીધો, 'ડાક્ટર પણ એ વિશે ખાતરીપૂર્વક કહી શક્તો નથી તો તમે ક્યાંથી જાણ્યું?" "અરે! ક્યાં તમારા ડૉક્ટર! એ બીચારો શું સમજે? હું ચોક્કસ કહું છું કે ગળાની ઉધરસ છે. ગ્લિસરાઇન ટૅનિક એસિડ લગાવો એટલે તરત આરામ થઇ જશે." એમના ગયા પછી એમના ભાઇ મળ્યા તેમણે કહ્યું, "અરે! તમારી છાતીમાં જ કૈંક વાંધો છે. સેક કરો અથવા અળસીની પોટિસ મારો." "ઉધરસ ગળાની છે કે છાતીની તે ડાક્ટરથી સમજાતું નથી; તમારા ભાઇને ગળાની છે એ વાતની ખાતરી છે ને તમે છાતીની છે એમ કહો છો, ત્યારે મારે શું સમજવું?" "તમે તમારે ઘેર જઇને સેક કરવા મંડી જાઓની; તમારો ડાક્ટર ને મારો ભાઇ બંને ઠીક છે." "તમારૂં ગળું ને છાતી બંને બગડ્યાં છે" એમ મારા એક મિત્રે પત્ર લખીને મને જણાવ્યું. બીજા મિત્રે "તમને ઉધરસ થઇ છે, એ વહેમ છે. તમારો રોગ માનસિક છે" એમ લખી જણાવ્યું. ત્રીજા મિત્રે દરરોજ પત્ર લખીને સૂચના મોકલવા માંડી. "તમારે હાથે ને પગે આખો વખત ગરમ મોજાં પહેરવાં. મોજાં પહેરવાથી શરદી નહિ થાય." એમ એક દિવસ લખ્યા પછી બીજે જ દિવસે એમણે લખ્યું, 'પગે મોજાં ન પહેરશો, એમ કરવાથી લોહીના ફરવામાં વાંધો આવે છે." ત્રીજે દિવસે લખ્યું, "હવે તબિયત કેમ છે? મોજાં પહેરવાથી કે દૂર પડ્યો કે નહીં? બને તો કાનમાં પૂમડાં બેસજો, કાન બંધ કરવાથી શરદી અટકાવી

ધાનિસ્થાનના અમીર તરીકે હિંદમાં આવ્યો હતો ત્યારે એક વર્ષ પછી એ પદભ્રષ્ટ થશે એ વાત પોતે, અત્યારે મૃત્યુ પામેલા પણ તે સમયે જીવતા એવા એક મિત્રને કહી હતી, એમ જણાવ્યું હતું!

ભવિષ્ય ભાખવાની વૃત્તિ મનુષ્યમાં કદાચ જન્મથી જ હશે. દરેકને કૈંક અદ્‌ભુત ભાવિ-કથન કરી નાંખું એમ થાય છે; પરન્તુ વિવેક-શીલ પુરુષ એવી વૃત્તિનું નિયમન કરી તેને રોકે છે. અનન્ત અને સર્વજ્ઞ આત્મા આગળથી દિક્કાલના પડદા ખસી જાય છે અને ભૂત, વર્તમાન અને ભવિષ્યના તેને દર્શન થાય છે એવો અનુભવ—ખરું કહું તો એવા અનુભવની કલ્પના તો મને પણ ઘણી વાર થાય છે. અમુક માણસ ક્યારે માંદો પડશે, અથવા અમુક માંદો મનુષ્ય કયે ચોક્કસ વખતે મરી જશે તેનું જ્ઞાન મને પણ થાય છે; હું ભવિષ્ય ભાખવાની ઉતાવળ કરતો નથી, કારણ કે એ જ્ઞાન હંમેશાં ખોટું જ નીકળે છે.

ચહાપાણી પીવાઇ રહ્યા પછી એક પુરુષે વાત છેડી: "પેલા નગીનભાઇને તો તમે ઓળખતા હતા ને?" "હા, બિચારો પહોર જ પરણ્યો હતો ને હોણ તો ગુજરી ગયો!" કોઇ બોલ્યું. "એનાં લગ્ન થયાં તે પહેલાં મારે ત્યાં એક વાર આવ્યો હતો. હું તે વેળા ભગવત્સ્મરણ કરતો હતો. એને જોઇને મારાથી બોલી દેવાયું, "અલ્યા! પરણીશ નહીં!" "કેમ?" એણે પુછ્યું. મેં જવાબ દીધો, "હું નથી જાણતો, મારાથી બોલી દેવાયું. હું નથી બોલ્યો. એણે (ઇશ્વરે) બોલાવ્યું, તે હું તો બોલ્યો. પછી તું જાણે." એણે મને હસી કાઢ્યો. પણ જુઓ પરિણામ આવ્યું તે."

એમની વાત સાંભળી એમની પાસે બેઠેલા સદ્‌ગૃહસ્થ બોલ્યા; "આ પાણભાઇએ કહ્યો તેનાથીએ વધારે અદ્‌ભુત અનુભવ મને થયો હતો. આપણા છનુ ગોર હતા ને એ જ્યારે મરણને બીછાને હતા, ત્યારે હું એમને જોવા ગયો હતો. તે વેળા એમનો ડાક્ટર ત્યાં જ હતો. એણે ઇન્જેક્શન આપ્યું ને પછી કહ્યું "હવે હું પરમ દિવસે આવીશ." મેં કહ્યું, "ડાક્ટર આમને તમારે મળવું હોય તો પરમ દિવસે ના આવશો." "કેમ?" એણે પુછ્યું. મેં કહ્યું, "જુઓ અત્યારે કેટલા વાગ્યા?" "એ થયા છે," ડાક્ટરે કહ્યું, "ત્યારે રાતના દશ વાગ્યાં પહેલાં આજે જ આવવું હોય તો આવજો. પછી આવશો તો તમારો ને એનો મેળાપ નહીં થાય." "હું ખાતરી આપું છું કે અઠવાડીઆ સુધી એને કૈં નહીં થાય." "ભલે; હું તો તમારા લાભ માટે કહું છું પછી તો હરીચ્છા." આટલું કહીને હું તો મારે ઘેર ગયો ને ૯ વાગ્યે જગાડવાનું મારાં ઘરવાળાંને કહી સુઇ ગયો. "આજે બપોરે કૈં સુવાનો વિચાર કર્યો" એણે પુછ્યું. "રાતે ઉજાગરો કરવાનો છે" મેં જવાબ દીધો. "ક્યાં?" "શ્મશાનમાં" "શ્મશાનમાં!" "હા, છનુ ગોર આજે બરાબર ૯ ને ૫૫ મિનિટે કૈલાસવાસ કરશે." આમ કહીને હું સુઇ ગયો. ૮ વાગ્યાં એટલામાં તો મને છનુ ગોરને ત્યાંથી માણસ તેડવા આવ્યો. હું તેની જોડે ગયો તો છનુ ગોરને નવડાવીને નીચે ઉતારેલા! ડાક્ટર પણ પાસે ઉભો હતો. એણે મારા સામું જોયું ને કહ્યું "દશ પહેલાં આવ્યો પણ છનુ-ગોર તો તે પહેલાંના ચાલ્યા ગયા!" મેં

( અનુસંધાન પૃષ્ટ ૪૩૧ ઉપર )

# સૈકાઓ પૂર્વે રચાયેલું ગાંધીજીનું જીવનચરિત્ર

[ પૃષ્ઠ ૩૯૨ થી ચાલુ ]

માતૃભુક્ત પરસ્ત્રીકે એકપત્નીવ્રતં ચરેત્ ।
ભાગ્યવાન્ભવિતા જાતો ન તથા ભૂરિ ભાગ્યવાન્ ॥

મધ્યે મધ્યે કષ્ટ ભાગ્ય ભાગ્યભંગશ્ચ જાયતે ।
ધર્મે માર્ગે મતિશ્ચૈવ સાક્ષાદ્ધર્મ ઈવાપરઃ ॥

સૂક્ષ્મા માનવાન્જાતઃ કર્મકૌશલવાન્ભવેત્ ।
ન્યાયદર્શી ન્યાયવાદી દ્વીપાંતરનિવાસવાન્ ॥

કૃષ્ણાનામપનીત્યા ચ પશ્ચાત્તસ્ય વિસર્જનમ્ ।
જનોપકારકરણો બંધનાદિક કષ્ટભાક્ ॥

પંચચત્વારિંશે વર્ષે સ્વદેશાગમનં ભવેત્ ।
દેશસેવી ભવેજ્જાતો દેશાનામુપકારકૃત્ ॥

રાજ્ઞા સહ વિરોધશ્ચ રાજભીતિશ્ચ જાયતે ।
કારાગારનિવેશાદિ બહુ કષ્ટં ભવિષ્યતિ ॥

વયોન્તે જ્ઞાનશીલી ચ દેવતાગુરુભક્તિભાક્ ।
યોગાનુષ્ઠાનકુશલો યોગસિદ્ધિશ્ચ જાયતે ॥

ધનલાભો વિશેષેણ ધર્મમાર્ગે વ્યયો ભવેત્ ।
પંચમે વત્સરે પૂર્વે પિતા માતા સુખાવહઃ ॥

૪૫મે વર્ષે એ પાછો સ્વદેશ ફરશે, દેશના પર ઉપકાર કરતો એ દેશસેવક થશે.

રાજા સાથે વિરોધ ઉત્પન્ન થશે અને રાજ્ય તરફથી ભીતિ રહેશે. જેલ વગેરે અનેક કષ્ટો એને વેઠવાં પડશે.

ઉતરતા વખતમાં એ જનતાનું કલ્યાણ કરનારો, દેવ અને ગુરુ માટે ભક્તિ ધરનાર, યોગનું અનુષ્ઠાન કરનારો થશે અને યોગસિદ્ધિ મેળવશે.

ખાસ કરીને ધનલાભ એને થશે, પણ તેનો વ્યય ધર્મમાર્ગે થશે.

પહેલાં પાંચ વર્ષ સુધી પિતામાતાનું સુખ ભોગવશે પછી દશા ફરશે, ગુરુની દશામાં વિદ્યાભ્યાસ કરશે અને નીચ વિદ્યા (અંગ્રેજી) ભણશે.

દશમાબ્દે પરે કાલે શુક્રદાયે તદા પુનઃ ।
વિદ્યાભ્યાસં ચ કુર્વીત નીચવિદ્યાં પઠિષ્યતિ ॥

વિંશત્યબ્દે પૂર્વે કાલે ભાર્યા સૌખ્યં સુખોદ્ભવઃ ।
વિદેશગમનં વાસો નીતિશાસ્ત્રપ્રસંગકૃત્ ॥

ત્રિંશત્પુર્વે તુ જાતશ્ચ નીતિશાસ્ત્રવિશારદઃ ।
સ્વદેશાગમનં જાતં નહિ સૌકર્યં જીવનમ્ ॥

પશ્ચાદ્દ્વીપાંતરે વાસો દ્વિત્રિસ્થલઃ નિવાસવાન્ ।
ચત્વારિ વત્સરે પૂર્વે ન્યાયદર્શી પ્રસિદ્ધિમાન્ ॥

પશ્ચાદ્વિસર્જનં ચૈવ દેશસેવાદિમૂલતઃ ।
બહુકષ્ટં ચ જાયેત ચતુશ્ચત્વારિકે પુરા ॥

પંચચત્વારિકે કાલે સ્વદેશાગમનં ભવેત્ ।
દેશાનાં હિતકારી ચ બહુનામુપદેશકૃત્ ॥

કારાગારનિષેવાદિ બહુ કષ્ટં ચ જાયતે ।
યત્નકાર્યે મહાન્વિઘ્નો રાજનીતિ મહત્યપિ ॥

બંધનં મરણં ચૈવ બહૂનાં ચ ભવિષ્યતિ ।
પંચષષ્ટૌ તદા કાલે જાતકસ્ય તદા પરે ॥
યત્નકાર્યાદિકે ચૈવ સિદ્ધિકલ્પશ્ચ જાયતે ॥

એકષષ્ટૌ વત્સરે ચ વિરોધશ્ચ મહાન્ભવેત્ ।
દ્વિષષ્ટૌ વત્સરે કાલે વિદેશગમનં ભવેત્ ॥

વીસમા વરસ સુધી એ ભાર્યાનું સુખ વગેરે ભોગવશે, પછી વિદેશ જશે, ત્યાં રહેશે અને ત્યાં એને નીતિશાસ્ત્રનો પ્રસંગ પડશે.

ત્રીશમે વર્ષે નીતિશાસ્ત્રમાં એ પ્રવીણ થશે. પછી સ્વદેશ પાછો ફરશે અને એનું જીવન સુખ—આરામમાં નહિ જાય.

પછી બીજા દ્વીપમાં વાસ થશે. બે ત્રણ સ્થળે એ રહેશે. ચાળીશમે વર્ષે એ પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી થશે. પછીથી દેશસેવા વગેરેને કારણે તેનો ત્યાગ કરશે.

૪૪મે વર્ષે ઘણાં કષ્ટ પડશે. ૪૫મે વર્ષે ફરી સ્વદેશ આવશે. દેશનું એ હિત સાધશે અને ઘણાનો ઉપદેશક થશે.

શ્વેતઃ પ્રભુઃ સાર્વભૌમ સ્તસ્ય દર્શનમાદિશેત ।
તન્મૂલ-કાર્યસિદ્ધિશ્ચ બાલકસ્ય કાચિદ્ભવેત ॥

દેવાંશોઽયં ભવેજ્જાતો માનુષંરૂપમાસ્થિતઃ ।
વિષ્ણોરંશશ્ચ ભાવેન ઇતિ સત્યસ્ય સંમતમ્ ॥

પશ્ચાદપિ ચ જાતશ્ચ જ્ઞાનમાર્ગે પ્રવૃત્તિકૃત ।
કૃષ્ણદેવે ચ ભક્તિશ્ચ વિરક્તિશ્ચ ભવિષ્યતિ ॥

દેવાંશોઽયં ભવેજ્જાતો નૈતદન્યો ભવિષ્યતિ ।
કૃતે નૃસિંહરૂપેણ ત્રેતાયાં રઘુરૂપત ।
દ્વાપરે કૃષ્ણરૂપેણ કલાવંશેન જાયતે ॥

આદૌ કેતુદશા પિતાચ સુખદાનશુક્રેચ વિદ્યાપટુઃ
ધ્વાદ્વાદિ શુભં ચ પુત્રજનનં મિત્રાર્વનષ્ટં ભવેત્।
સૂર્યે શીતકરે શુભી સમસુખી ભૌમે સ્વદેશે વસેત।
રાહૌ યત્નવિરોધન ચ વિમનઃ અંતે ભવેત્ સિદ્ધિગઃ॥

ઇંદ્રશાનાં ચ મહતાં વિરલં જન્મ જાયતે ।
પંચસાદ્ભુતકે પૂર્વે કલૌ વર્ષં ભવન્તિ ચ ॥

યથા નભસિ તારાશ્ચ નદ્યાં વૈ સિકતા યથા ।
એવં ગુણગણાસ્તસ્ય ગણિતું નૈવ શક્યતે ॥

નેટાલ વગેરે અનેક કષ્ટ આવશે, એના યત્નકાર્યોમાં મહા વિઘ્નો આવશે તથા રાજ્ય તરફથી મોટો ભય ઉત્પન્ન થશે. ઘણાં માણસો કેદ જશે ને મૃત્યુ પામશે.

ત્યાર પછી ૬૫મે વર્ષે એના યત્નકાર્યમાં સિદ્ધિ જેવું કંઈક મળશે.

૬૧મે વર્ષે મોટો વિરોધ ઊભો થશે. ૬૨મે વર્ષે એ વિદેશગમન કરશે.

શ્વેત પ્રભુનો શહેનશાહ તેને દર્શન આપશે અને તેના તરફથી એને કંઈક સિદ્ધિ મળશે.

મનુષ્યનું રૂપ ધારણ કરીને એ દેવાંશી જન્મ્યો છે. વિષ્ણુનો એ અંશ છે એમ સત્યાચાર્યનું માનવું છે.

પછીથી પણ એ લોકના કલ્યાણને માર્ગે જ પ્રવૃત્તિ કરશે. કૃષ્ણ તરફ ભક્તિ રાખશે અને વૈરાગ્ય ધારણ કરશે. એ દેવાંશી થશે અને એનાથી (મોટો) બીજો કોઈ થશે નહિ.

સત્યયુગમાં નૃસિંહરૂપે, ત્રેતામાં રામરૂપે, દ્વાપરમાં કૃષ્ણરૂપે જે હતો તેનો કલીયુગમાં એ અંશરૂપ થશે.

ગુણારામે યથા રામે પ્રજા આસક્તે યુગે ।
કાલાવધિ ગુણાંભોધી તત્ર રકતા ભવંતિ ચ ॥

કાલદેશવિપર્યાસા ન્યુનાધિક ફલમિદં ।
કો વકતા તારતમ્યસ્ય તમેકં વેધસં વિના ॥

ઇતિ સત્ય સંહિતાયાં તુલાલગ્ન જાતકે
કુંજશંશફલમ્ ॥
શુભં ભૂયાત્ ॥

શરુઆતમાં કેતુની દશામાં પિતા વગેરેનું સુખ; શુક્રની દશામાં પ્રવીણતા, લગ્ન પુત્રપ્રાપ્તિ, અને પિતાનું મૃત્યુ; સૂર્યની દશામાં ગુણસંપત્તિ અને સુખ; મંગળની સ્વદેશ નિવાસ; રાહુમાં વિરોધ અને વૈમનસ્ય અને અન્તે સિદ્ધિની પ્રાપ્તિ.

આવા મહાત્માનો જન્મ થવો વિરલ છે. કલિયુગમાં પાંચહજાર વર્ષે એવો જન્મ થાય

આકાશમાં જેમ તારા, નદિમાં જેમ રેતી, તેમ એનામાં ગુણોનો સમૂહ છે. તેની કરી શકાય એમ નથી.

ગુણભંડાર રામમાં જેમ સતયુગમાં પ્રજા આસક્ત હતી તેમ કલીયુગમાં પણ આ સમુહ તરફ પ્રજા આસક્તિ ધરશે.

દેશકાલના ફેરફારને લીધે આ ફલમાં ઓછાવત્તાપણું થાય, પણ બ્રહ્મા સિવાય રહસ્ય કોણ કહી શકે ?



આ કચવાટથી એમના મગજમાં એક લાક્ષણિક વિચાર આવ્યો: 'આ બધાની એવી મજાક કરવી કે બધા ધુળ ચાટતા થઇ જાય,' છબીલદાસ એક જ ક્ષેત્રમાં મદારથી હતા; તે મજાકનું. નાનપણમાં દાદાની પાઘડીમાં એમણે ફુલકેર મુકેલી; સ્કુલમાં માસ્તરની ટેબલમાં દેડકાં પુરેલાં; કૉલેજમાં સોશીઅલ ગેધરીંગ વખતે લાડુમાં ક્વીનાઇન નાખેલું; સોલીસીટર અને બારીસ્ટરોનાં જમણમાં બાંમને બદલે વીસ્કી પીરસાવરાવેલો: આ બધી પરાક્રમપરંપરા એમને યાદ આવી. અને આ બધાનો ગર્વ ઉતારવા માટે એ જ બ્રહ્માસ્ત્રનું એમણે સ્તવન કર્યું.

આમ સ્તવન કરતા ને સમશેર બહાદુર અને વસુબહેનની જોડે નીચે ઉતર્યા.

તેમને અત્યારે મોહિનીને મળવાનું ઘણું મન થયું. જ્યારે કોઇની ઠેકડી કરવી હોય ત્યારે મોહિની જેવી બીજી શાગીર્દ મળવી મુસ્કેલ હતી. ઘણીવાર બંનેએ મળીને ભલાભલાને ભૂ પીતા કર્યા હતા. અત્યારે એમને તેની મદદની જરુર જણાઇ.

એમણે વસુબહેનને અને તેના પતિને તેમની મોટરકારમાં બેસાડી વિદાય કર્યા, અને સીગાર ચેતાવી, ટેક્સી બોલાવી, કાકાજીને ઘેર ગયા.

કાકાજી ચીંચણ ચાલી ગયા હતા. સુમન ઘેર સુટકેસ લાવવા ગયો હતો અને મોહિની પીઆનો વગાડતી હતી.

"મોહિની, બંધ કર, આ શું કરે છે?"

"શા માટે બંધ કરૂં?"

"મારૂં ને તારૂં માથું ફોડવા."

"સોલીસીટરો આવું બોલે કે!"

"જેવા માણસ તેવી વાત. છાની મરે છે કે?"

"ના—".

પાછળથી જઇ છબીલદાસે મોહિનીના હાથ પકડયા.

"સાંભળ—"

"નથી સાંભળતી" કહી બનતા જોરથી મોહિનીએ પીઆના પર હાથ ઠોક્યા.

"સાંભળ, પેલી વસુમતિ પર મારે વેર લેવું છે."

પીઆનો એની મેળે અટકી ગયો. "વસુમતિ પર? કેમ?"

ચકોર મોહિનીને વસુમતિ પર વેર લેવાની વાતથી ઘણો રસ પડયો પણ છબીલદાસના મોઢામાંથી એ કેમ નીકળી તે તેને સમજાયું નહીં.

"તમે વળી વસુમતિ પર કયારના ખફા થયા?"

છબીલદાસે સોલીસીટરના ધંધાને ન્યાય આપી શકાય એવો જવાબ વાળ્યો, "જ્યારથી એણે પ્રોફેસરને બેઆબરૂ કરવા માંડયા ત્યારથી."

મોહિની કાચી નહોતી. "છબીલભાઇ, આમાં મુદ્દો શો છે?"

"મોહિની, તારી મદદ જોઇએ છે."

"શામાં?"

"મારે બધાને એક વખત ગભરાવવા છે."

"કોને કોને?"

"એક તો પેલા જોરાવરસિંગને. આખાં ગામના તડાકા હાંકે છે. એક દહાડો મારે એના રુઝવેલ્ટ ને સ્વેન હેડીન બન્નેને વીસરાવી

છે. અને એ અજવાળાનો ફેલો રહે અને તે જોયા કરે એવો પ્રસંગ ઊભો કરવો છે.

"એમાં શું! જોરાવરસીંગને અજવાળા રોજ વસુમતી જોતી હશે. કહે છે કે જમરા [illegible] માટે જોરાવરસીંગ હાથે ને ડાળીએ બાંધે છે."

"તો એની ખાતરી કરીએ," છબીલદાસે કહ્યું.

"તે કેવી રીતે થાય?"

"એવો તાગડો કરીએ કે આપણે ખબર પડે એમ હોઈએ."

"પણ તે કેમ થાય?" મોહિનીએ કહ્યું, "મારા પ્રોફેસરને પૂછી જોઉં."

"અરે, ગાંડી!" છબીલદાસે કહ્યું, "મારે તારા પ્રોફેસરને પણ સંડોવવા છે. જોરાવરસીંગ ઝૂલતા હોય, વસુમતિ તે જોતી હોય, ને એ બે જણાનો બેવ પ્રોફેસર જુએ એવો પ્રસંગ બનાવવો છે."

"એવો પ્રસંગ ક્યાંથી લાવશો?" મોહિનીએ પૂછ્યું.

"આપણે ઊભો કરીએ તો જ. કાકાજીના [illegible]ના બંગલામાં થાય."

"ત્યાં કેમ થાય? કાકાજી તો ગયાં ત્યાં ગયા છે, અને આજે સાંજે પ્રોફેસર પણ ત્યાં જવાના છે."

"પ્રીતમલાલ જવાના છે!" છબીલદાસે વિચાર કરીને પૂછ્યું.

"હા. એમને જરા એકાન્ત જોઈએ છે."

"એકાન્ત...હા..હા." છબીલદાસ હસી પડ્યા અને પછી એકદમ ખુશ થયા. "હો—હો—Beautiful, delightful."

"શું છે!"

"અરે, બહુ જ સરસ. ક્યારે જવાના છે?"

"પણ કહો તો ખરા."

"બહુ જ સરસ વાત. આ શનિવાર ને રવિવાર રહેશે, નહિ?"

"હાસ્તો."

"શનિવારની રાત બહુ રળિયામણી, મોહિની!"

"પણ છે શું?"

"મારી વારે ધા. મને મદદ કર. એક ઘણો જ brilliant નુસ્ખો આવ્યો છે."

"પણ શો?"

"Wait and watch," કહી પાસે પડેલા ટાઈપરાઈટર પર બેસી છબીલદાસે કાગળો ટાઈપ કરવા માંડ્યા. મોહિની પાછળ ઊભી ઊભી એકી નજરે જોઈ રહી.

"જોરાવરસીંગને બોલાવો છો!"

"હા. કોઈને કહેતી નહિ. મારા સમ."

છબીલદાસે બીજો પત્ર ટાઈપ કર્યો.

"અને તમને પોતાને?"

"હાસ્તો. હું એમની સાથે જ નીકળવાનો." કહી છબીલદાસ ટાઈપરાઈટર પરથી ઊઠ્યા ને ટેબલ પર બેઠા.

"હવે શું?"

"હવે ધનકોર બહેનને અને જસકોર કાકીને સહેજ બોલાવી દઉં."

"અરે, પણ કાકાજી શું કહેશે?"

"એ કહેશે તે સાંભળીશું."

"પણ તે સહી કેમ કરશો?"

"Dear Mohini! હું કોલેજમાં હતો ત્યારથી કાકાજીની સહી કરતા મને આવડે છે. એટલું નહિ આવડ્યું હોત તો મારું થાત

શું ?" કહી છબીલદાસે કાકાજીના પત્રો ઉપર સહીઓ કરી.

"શેમ, છબીલભાઈ ! સોલીસીટર થઈને ખોટી સહીઓ કરો છો ?"

"મોહિની ! તને કૈં આવડતું નથી. સોલીસીટર કરે એ સહી ખોટી હોય નહીં, સમજી ? ચાલ, આ બધાંને મોકલાવી દે, ને તારા લક્ષ્મણ જોડે ધનકોર બહેન અને જસકોર કાકીને નોતરાં કહાવી દે."

"કાકાજી જાણશે તો મારી નાંખશે."

"એમની પોતાની સહી છે, પછી શું ?"

"પણ પછી શું ?"

"તું જો તો ખરી. ચાલ મને બસેં રૂપીઆ આપની."

"અરે, વાહ !"

"હા. મારે કામ છે. જો, તને એવી મજાહ કરાવું કે કૈં વાંધો પડે નહીં." કહી છબીલદાસે થોડીક યુક્તિઓ મોહિનીને સમજાવી. જેમ મોહિનીને સમજ પડતી ગઈ તેમ તેને રસ પડ્યો. અને અડધે કલાકે તે પુરેપુરી કાવત્રામાં શામેલ થઈ ગઈ. થોડી વારે સુમન આવ્યો અને તેણે પણ યુક્તિ કબુલ કરી.

પછી છબીલદાસ ટેક્સી કરીને તૈયારી કરવા ગયા, અને તૈયારીમાં નાટકશાળામાંના એક મિત્ર પાસેથી કૈંક વસ્તુ લાવ્યા, અને એક પૈસાદાર અસીલના ચાર પહાણોને મળી આવ્યા.

## પ્રકરણ દસમું

### કાકાજીને ચોરનો ભય લાગે છે

ચીંચણ તારાપુરથી બે માઈલ દૂર કાકાજીનો બંગલો દરીયાકીનારા પર આવેલો હતો. એની આસપાસ આશરે પચાસ એકરની જમીન હતી, અને તેનાં કેટલાક ભાગ પર તો જંગલ વસ્યું હતું. કાકાજીએ જુવાનીમાં જગતથી દૂર મોજ કરવા માટે આ બંગલો બંધાવ્યો હતો. એ જમાનામાં તો દર શનિવારે રાતના અહિંયાં નાચરંગ થતા હતા, અને રવિવારે સવારે મીજબાની થતી. બંગલાથી દૂર એક પુરાએલો કુવો ખોદવા જતાં મજુરને હાથે હજારો ભાંગેલી બાટલીઓના કાચ લાગેલા, અને અજાયબીમાં ગુંચવાયલા માળીઓને કાકાજીએ આશ્વાસન આપેલું, "હે સમધા આમચાચ કારસ્તાન આહે." અને ત્યારથી ગામના મોટામાં મોટા દારૂડીઆના મનમાં કાકાજી માટે ઘણો મોટો પુજ્યભાવ પ્રકટેલો.

શનિવારે સાંજ પડી હતી. અંધારું થવા લાગ્યું હતું. કાકાજી બંગલા આગળ આરામ ખુરસી પર લંબાવી ચાંદીના પ્યાલામાં વીસ્કી અને સોડા પીતા હતા. કાકાજીની આ આદતથી મુંબઈની બધી ક્લબો પરિચિત હતી. દરેક ઠેકાણે કાકાજી એક ચાંદીનું ટંબ્લર રાખતા; અને એ આવે ત્યારે 'રાસજરી' મંગાવતા. વર્ષોના અનુભવી 'બોયો' ચાંદીના ગ્લાસમાં વીસ્કી–સોડા લાવી આપતા. કાકાજી જાણતા હતા કે આ હુન્નરથી કોઈ છેતરાતું તો નહોતું પણ અડધા સૈકાની પ્રતિષ્ઠા જાળવવાની ટેવ એમને છોડવી ગમતી નહિ.

છબીલદાસ, મોહિની ને સુમન આવ્યાં.

"પ્રીતમ ક્યાં ?"

"એ તો આઘે ફરવા ગયો છે," છબીલદાસે જવાબ વાળ્યો, "પણ કાકાજી ! મારે અત્યારે મુંબાઈ જવું પડશે."

"કેમ ?"

"મને તાર આવ્યો છે," કહી તેણે એક તાર બતાવ્યો.

"છબીલ! તું જાણે છે તો ખરો કે મને બાબુમ વગર રાતના અહીંયાં રહેવું નથી ગમતું."

"પણ કાકાજી, પ્રોફેસર છે ને મોહિની છે."

"બાઈ, આ બાગમાં ચોરની ધાસ્તી કેટલી છે! એક કરતાં બે ભલા—"

"અરે, કાકાજી, એમ ગભરાઓ છો શું! અંગ્રેજના રાજ્યમાં શું થવાનું હતું!"

"તું એ વાત જવા દેની. કેં ધાડાઓ વધ્યા છે ધાડાઓ! કાલે જ મેં છાપામાં વાંચ્યું કે વાડકુપરમાં બહારવટીઓ એક જણના ઘરમાં ઘુસી ગયા....સાલું થવા શું બેઠું છે!"

"કે નહીં કાકાજી, હું જાઉં છું." છબીલદાસે ટોપી ઉચકીને ચાલવા માંડ્યું.

"વારુ ભાઈ, જા. કાલે અમને અહીંયાં મુવા પડેલા દેખે તો અજાયબ નહિ થતો." કાકાજીએ આશીર્વાદ દીધા.

કાકાજીને ચોર ને ધુતારાનો ઘણો ભય હતો અને હમેશાં પાંચ સાત પરોણા વિના અહીંયાં આવતા નહીં.

"કાકાજી! હું પણ છબીલભાઈ જોડે જાઉં છું." સુમને કહ્યું. "છબીલભાઈ! wait a minute."

"બાઈ, તને શું થયું!"

"જરૂરનું કામ છે" કહી સુમન દોડતો ચાલી ગયો ને છબીલદાસની ચાલવા માંડેલી મોટર પર ચઢી બેઠો.

કાકાજીએ તિરસ્કારથી સુમન તરફ જોયું. "એને એકલા રહેવું ગમતું નહીં હશે." કાકાજીએ ઉમેર્યું.

"બાપાજી, હું આજે વહેલી સુઈ જવા માગું છું, મારું માથું દુખે છે." હવે મોહિનીનો વારો આવ્યો.

"જા, સુઈ જા. પણ પ્રીતમ કેમ નહિ આવ્યો!"

"હમણાં આવશે. Good night, બાપાજી."

'Good night દીકરા," કહી કાકાજીએ વીસ્કીસોડાનું ગ્લાસ ખાલી કર્યું.

એમને બહાર બેસવું નહીં ગમ્યું એટલે તે અંદર દીવાનખાનામાં જઈ બેઠા. આજે સાંજના બધાએ ખાઈ લીધું હતું એટલે બીજો કંઈ કાર્યક્રમ હતો નહિ. પણ તે પ્રીતમલાલની વાટ જોતા હતા. કારણ કે વાતચીત કર્યા વિના એમને બીક વધારે લાગતી હતી.

તેમણે ચારે તરફ જોયું, ને ત્રણ ઉઘાડી બારી જોઈ. "રામા—રામા—"

એટલા મોટા ખંડમાં એમનો પોતાનો અવાજ એમને બીક લાગે એવો લાગ્યો. "રામા—રામા—"

રામાઓ બધા દૂર બાવા બેઠા લાગતા હતા. કાકાજીને ધ્રુજારી થઈ આવી. તે ગાળો દેતા દેતા ઉઠ્યા. "અત્યારે કોઈ નોકર નહિ આવે, તો ન કરે નારાયણ ને ચોર આવે તો એ હરામખોરો તો ક્યાંથી જ વારે થાય!" તે બબડ્યા, "આજ કાલ ગમે તેટલો પગાર આપો પણ કોઈ કોઈનું છે જ નહિ આ દુનીયામાં." એમણે ઊંડું તત્ત્વજ્ઞાન વિચાર્યું.

તેમણે બારીઓ બંધ કરવા માંડી. એક બારી મુશ્કેલ કરવા લાગી, ને એકદમ થંભી કાકાજીએ કાન માંડ્યા. કોઈનાં પગલાં સંભળાયાં. એમનું હૃદય ધબકી ઉઠ્યું. "ચોર

શું ?" કહી છબીલદાસે કાકાજીના પત્રો ઉપર સહીઓ કરી.

"શેમ, છબીલભાઇ ! સોલીસીટર થઇને ખોટી સહીઓ કરો છો ?"

"મોહિની ! તને કૈં આવડતું નથી. સોલીસીટર કરે એ સહી ખોટી હોય નહીં, સમજી ? ચાલ, આ બધાંને મોકલાવી દે, ને તારા લક્ષ્મણ જોડે ધનકોર બ્હેન અને જસકોર કાકીને નોતરાં કહાવી દે."

"કાકાજી જાણશે તો મારી નાંખશે."

"એમની પોતાની સહી છે, પછી શું ?"

"પણ પછી શું ?"

"તું જો તો ખરી. ચાલ મને બસેં રૂપીઆ આપની."

"અરે, વાહ !"

"હા. મારે કામ છે. જો, તને એવી મગ્નહ કરાવું કે કૈં વાંધો પડે નહીં." કહી છબીલદાસે થોડીક યુક્તિઓ મોહિનીને સમજાવી. જેમ મોહિનીને સમજ પડતી ગઇ તેમ તેને રસ પડયો. અને અડધે કલાકે તે પુરેપુરી કાવત્રામાં શામેલ થઇ ગઇ. થોડી વારે સુમન આવ્યો અને તેણે પણ યુક્તિ કબુલ કરી.

પછી છબીલદાસ ટેક્સી કરીને તૈયારી કરવા ગયા, અને તૈયારીમાં નાટકશાળામાંના એક મિત્ર પાસેથી કૈંક વસ્તુ લાવ્યા, અને એક પૈસાદાર અસીલના ચાર પહાણાને મળી આવ્યા.

## પ્રકરણ દસમું

### કાકાજીને ચોરનો ભય લાગે છે

ચીંચણ તારાપુરથી બે માઇલ દૂર કાકાજીનો બંગલો દરીયાકીનારા પર આવેલો હતો. એની આસપાસ આશરે પચાસ એકરની જમીન હતી, અને તેના કેટલાક ભાગ પર તો જંગલ વસ્યું હતું. કાકાજીએ જુવાનીમાં જગતથી દૂર મોજ કરવા માટે આ બંગલો બંધાવ્યો હતો. એ જમાનામાં તો દર શનિવારે રાતના અહિંયાં નાચરંગ થતા હતા, અને રવિવારે સવારે મીજબાની થતી. બંગલાથી દૂર એક પુરાએલો કુવો ખોદવા જતાં મજુરને હાથે હજારો ભાંગેલી બાટલીઓના કાચ લાગેલા, અને અજાયબીમાં ગુંચવાયલા માળીઓને કાકાજીએ આશ્વાસન આપેલું, " હે સબધા આમચાચ કારસ્તાન આહે." અને ત્યારથી ગામના મોટામાં મોટા દારૂડીઆના મનમાં કાકાજી માટે ઘણો મોટો પુજ્યભાવ પ્રકટેલો.

શનિવારે સાંજ પડી હતી, અંધારૂં થવા લાગ્યું હતું. કાકાજી બંગલા આગળ આરામ ખુરશી પર લંબાવી ચાંદીના પ્યાલામાં વીસ્કી અને સોડા પીતા હતા. કાકાજીની આ આદતથી મુંબઇની બધી ક્લબો પરિચિત હતી. દરેક ઠેકાણે કાકાજી એક ચાંદીનું ટંબ્લર રાખતા; અને એ આવે ત્યારે 'રાસ્કરી' મંગાવતા. વર્ષોના અનુભવી 'બોયો' ચાંદીના ગ્લાસમાં વીસ્કી-સોડા લાવી આપતા. કાકાજી જાણતા હતા કે આ હુન્નરથી કોઇ છેતરાતું તો નહોતું પણ અડધા સૈકાની પ્રતિષ્ઠા જાળવવાની ટેવ એમને છોડવી ગમતી નહિ.

છબીલદાસ, મોહિની ને સુમન આવ્યાં.

"પ્રીતમ ક્યાં ?"

"એ તો આઘે ફરવા ગયો છે," છબીલદાસે જવાબ વાળ્યો, "પણ કાકાજી ! મારે અત્યારે મુંબાઇ જવું પડશે."

"કેમ ?"

# શ્રી. પ્રેમચન્દજીનો નવીન ઉપન્યાસ 'ગબન'

અવલોકનાર શ્રી. 'ચ'

હિન્દી સાહિત્યમાં ઉપન્યાસ-સમ્રાટને નામે જાણીતા થએલા શ્રી. પ્રેમચન્દજીની સાહિત્ય સેવાથી ગુજરાત હવે જાણીતું થયું છે. મારા સ્મરણમાં છે તે પ્રમાણે, શ્રી. પ્રેમચન્દજીને ગુજરાતમાં સૌથી પ્રથમ જાણીતા કરવાનું માન સાહિત્યના શહીદ સ્વ. હાજીમહમદને ઘટે છે. "વીસમી સદી" માસિકમાં શ્રી. પ્રેમચન્દજીની નવલકથા 'સેવાસદન' પ્રસિદ્ધ કરીને ગુજરાતને આ સિદ્ધહસ્ત નવલકથાકારનો પરિચય તેમણે કરાવ્યો. તે પછી તો શ્રી. પ્રેમચન્દજીની અનેક નવલિકાઓ ગુજરાતીમાં અનુવાદ પામી છે અને ગુજરાતી સાહિત્યરસિકો તેમના નામથી જાણીતા થયા છે.

શ્રી. પ્રેમચન્દજી જેટલા કુશળ નવલકથાકાર છે, તેટલા જ કુશળ નવલિકા લેખક પણ છે, એ એમની અનેક નવલિકાઓ વાંચતા સહેજે પ્રતીત થાય છે. હા, પણ એ ખરું કે વાસ્તવિક ચરિત્રચિત્રણમાં શ્રી. પ્રેમચન્દજીની કલા પૂરેપૂરી તો નવલકથામાં જ ખીલે છે. 'સેવાસદન', "પ્રેમાશ્રમ", 'રંગભૂમિ' વગેરે એમની નવલકથાઓ શ્રી. પ્રેમચન્દજીની આ કલાસિદ્ધિને પરિણામે અત્યંત લોકાદર પામી છે.

શ્રી. પ્રેમચન્દજીએ હાલમાં જ લખેલો નવલ ઉપન્યાસ 'ગબન' પણ તેમની કીર્તિ પર કલકશ ચઢાવે એમ છે. 'ગબન'ની લેખનશૈલી એટલી સરળ અને સુઘડ છે કે ૪૩૫ પાનાનું આખું ય પુસ્તક એકી બેઠકે વાંચીને ખતમ કરવાનું મન થાય, એવી રીતનો રસ એમાં જળવાઈ રહ્યો છે. ટૂંકાં ટૂંકાં વાક્યો, ટૂંકાં ટૂંકાં પ્રકરણો એવી રીતે ગોઠવ્યાં છે કે પુસ્તકના આરંભનાં, વચલાં અને પાછલાં પાનાં જોઈ અવલોકન કરનાર એક અઠવાડિકના તંત્રી મહાશયે, તો 'ગબનમાં ૫૨ ટૂંકી વાર્તાઓ છે' એવું વિધાન પણ કરી નાખ્યું હતું. વાંચવાની તસ્દી લીધી હોત તો એ મહાશયને માલૂમ પડત કે એ ૫૨ વાર્તાઓ નથી, પણ ૫૨ પ્રકરણોવાળી આખીય નવલકથા છે.

'ગબન'નું વસ્તુ ટૂંકમાં આવું છે:

એક સાધારણ ગૃહસ્થનો સામાન્ય શિક્ષણ પામેલો પુત્ર રમાનાથ, શેતરંજ રમવામાં અત્યંત કુશળ હતો. તેને પરિણામે નાના મોટા અનેક લોકોના સંસર્ગમાં તે આવ્યો હતો. તેનામાં ખોટો આડંબર રાખવાની ટેવ હતી. પોતે ગરીબનો પુત્ર છે એ જાણવા છતાં,

જાણે કેમ મોટા તવંગરનો દીકરો હોય તેમ તે ડંફાસ મારતો. લોકવ્યવહારમાં સપડાઈને તેના પિતાએ કરજ કરીને તેનું લગ્ન કર્યું. નવયુવક રમાનાથે, પત્ની આગળ પણ પોતાની રીત મુજબ સત્ય પરિસ્થિતિ ન જણાવતાં પોતે અત્યંત ધનવાન છે, એવું જણાવ્યું. અને અનેક મોટી મોટી વાતો કરી. લગ્નમાં થએલાં કરજ માટે શરાફે તગાદો કરવા માંડયો એટલે રમાનાથના પિતાએ ગમે તેમ કરીને કરજ પતાવી દેવાનો નિશ્ચય કર્યો. રમાનાથને પોતાનો નિશ્ચય જણાવી, વહુ પાસેથી ઘરેણાં પાછાં માંગી લેવા દબાણ કર્યું. પત્ની આગળ અનેક મોટી મોટી વાતો કરેલી હોઇ, રમાનાથથી ઘરેણાં તો માગી શકાય જ નહિ; એટલે એક રાત્રે, રમાનાથે ઘરેણાં ચોરી છુપીથી કાઢી લીધાં અને ઘરમાં ચોરી થઇ છે એમ જાહેર કર્યું.

સાધારણ રીતે સ્ત્રીઓમાં આભૂષણપ્રેમ વિશેષતે હોય છે. જાલમા પણ લાડમાં ઉછરેલી, કોઇ પણ પ્રકારના અત્યંત ઉચ્ચ સંસ્કાર વિનાની સાધારણ સ્ત્રી હતી. તેને ય આભૂષણો વ્હાલાં હતાં. લગ્ન વખતે જ ચઢાવવામાં ચન્દ્રહાર ન મળવાથી, તેને અત્યંત ઓછું લાગ્યું હતું અને ચન્દ્રહાર ન બને ત્યાં સુધી કોઇ પણ આભૂષણ અંગે ન ધરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. તેટલામાં આ 'ચોરી' થઇ. એટલે તે અત્યંત દુઃખી થઇ. એટલે નોકરી કરીને ધન કમાઇ ઘરેણાં બનાવી આપવાનો રમાનાથે વિચાર કર્યો. મ્યુનિસિપાલીટીમાં નોકરી મળી. અને જાલમાને બજારમાંથી ઉધાર ઘરેણાં લાવી દીધાં. નોકરી મળતાં રમાનાથનો ખર્ચ પણ વધતો ગયો. એવામાં એક દિવસ મ્યુનિસિપાલીટીમાંથી થોડાક રૂપીયા પોતે ઘેર લઇ આવ્યો. એ રૂપીયા આપણા જ છે એમ કહેલું હોવાથી, જાલમાએ પોતાની એક સખીને જરૂર હોવાથી એ રૂપીયા આપી દીધા. બીજે દીવસે રમાનાથ રૂપીયા ન ભરી શક્યો એટલે Misappropriation–ઘોટાળો કરવાના ગુન્હાસર ગીરફતાર થવાના ભયથી, તે કલકત્તા ભાગી ગયો. તેના ભાગી ગયા પછી, જ્યારે બધીય પરિસ્થિતિ જાલમાના જાણવામાં આવી, ત્યારે પોતાનાં ઘરેણાં વેચીને જાલમાએ એ રૂપીયા ભરી દીધા અને બજારનું દેવું પણ ચૂકવી દીધું. આ રીતે જાલમાએ પોતાની આભૂષણલાલસા, પતિએ ખોટી પરિસ્થિતિ જણાવ્યાને કારણે બનાવી તીવ્ર હતી એવું સ્વભાવ ચિત્ર સુંદર આલેખાયું છે. ખરી પરિસ્થિતિ જાણ્યા પછી, જાલમાનું વાજું તદ્દન બદલાઇ ગયું અને એક આર્ય હિન્દુ રમણીને છાજે એવી રીતે તેણે જીવન જીવવા ઠરાવ્યું.

રમાનાથ કલકત્તા ગયો. માર્ગમાં તેને એક કલકત્તાવાસી મુસાફરનો પરિચય થયો. અને તેણે તેને આશ્રય આપ્યો. એ મુસાફરે રમાનાથને અત્યંત મદદ કરી. રમાનાથ પોલીસ પોતાની પાછળ પડી છે એ કલ્પનામાં જ રહ્યા હતો. અને તેથી ઘરથી બહાર પણ ભાગ્યે જ નીકળતો. એક દિવસ નીકળ્યો; અને પોલીસને જોતાં ગભરાયો. પોલીસે શક પરથી તેને પકડયો. પોલીસે રમાનાથ પાસેથી બધીય હકીકત મેળવી લીધી. તપાસ કરતાં તેના ઉપર કોઇપણ પ્રકારનો આરોપ નથી એવી પોલીસને ખાત્રી થઇ. છતાં, પોલીસને એક ઉભા કરેલા મુકદ્દમામાં તાજ તરફના સાક્ષીની જરૂર હતી. રમાનાથની નબળાઇનો પોલીસે

નહિ, પણ હિન્દભરનાં નવલકથા સાહિત્યમાં સ્થાન પામે એવો છે. ગુજરાતી સાહિત્યમાં પણ એ જરૂર આવકારાશે, એમાં શંકા નથી. આ વિષે લખતાં એટલો ઉલ્લેખ કરવો આવશ્યક લાગે છે. કે ગુજરાતી સ્ત્રીઓનાં મુખપત્ર સમાં માસિક 'ગુણસુન્દરી'માં ગયા સપ્ટેમ્બર માસથી આ ઉપન્યાસનો અનુવાદ 'ગરીબની ગૃહલક્ષ્મી'ના નામે 'શ્રી પીયુષ' દ્વારા ચાલુ પ્રકટ થઇ રહ્યો છે.

અંતમાં શ્રી. પ્રેમચન્દજીને આ નવા ઉપન્યાસ માટે મુબારકબાદી ઇચ્છીશું.



જોયો! મને આવીને એ કહી ગએલા! આવું તો, સાહેબને કહું કે, મારે બહુ વાર બન્યું છે."

"ઇચ્છા હોય તો હું પણ થોડા આવા અનુભવ કહું." મેં ન રહેવાયાથી કહ્યું. "હા, હા, કહો–કહો" બધા બોલી ઉઠયા. મેં કહ્યું, "મને એકલાને આ પાણુભાઇ, હેમુશેઠ ને છગનશેઠે કહ્યા તેવા ત્રણે અનુભવો થએલા છે. એક દહાડો ઘણાં વર્ષ પર હું દાતણ કરતો બેઠો હતો એટલામાં અમારા ઘાંચીનો છોકરો તેલ લઇને આવ્યો. મેં એના સામું જોઇ અને કહ્યું "અલ્યા! તું પરણવાનો ખરો કે?" "નઇ ટિયારે?" એણે જવાબ દીધો મેં કહ્યું "તારૂં ૨૯મું વરસ ભારી છે. માટે ત્યાં સુધી ન પરણીશ!" "વારુ શેઠ," કહીને એ ગયો. ત્યાર પછી બીજો અનુભવ કહું–" "પણ પેલાનું શું થયું તે તો કહો!" બેચાર જણ બોલી ઉઠયા. "તે હું બધું સામટું જ કહીશ. મારાં કાકીસાસુ બહુ બિમાર થઇ ગએલાં. હું ગયો ત્યારે એમણે મારી જોડે મહામહેનતે થોડી વાત કરી. થોડી વાર રહીને ડાકટર આવ્યો. તેણે એમને તપાસી દવા લખી આપી જવા માંડયું. મેં એને આઘે લઇ જઇને પુછ્યું, "કેમ, કેટલા કલાક કાઢે એમ લાગે છે?" "અરે! હજી પાંચદશ વર્ષ સુધી કૈં ધાડ આય એમ નથી" ડાકટરે કહ્યું, ને રજા લીધી. મેં એનાં છોકરાં તથા સગાં વહાલાંને બોલાવીને કહ્યું, "તમારો ડાકટર મૂર્ખો છે. આ હું કહું છું તે માનવું હોય તો માનો, નહિ તો પસ્તાશો. આજની રાત જાય એમ નથી. રાતના બરાબર દશ વાગ્યે એ આ લોક છોડી ચાલ્યાં જશે." આ ઉપરથી એ બધાઓએ દોડધામ કરી બધી તૈયારી કરી મુકી ને બેચાર જણ બહારગામ જવાના હતા તેમને આગ્રહ કરી રોકી પાડયા. હવે ત્રીજો અનુભવ. એક દિવસ હું રસ્તેથી જતો હતો, તે વેળા એક ભૈયો ઉભો ઉભો પોતાની પાળેલી વાંદરીને, એના મોં આગળ જમરૂખ ધરી, કુદાવતો હતો. વાંદરી ગમે એટલા પ્રયત્ન કરતી પણ પેલો જમરૂખ એનાથી દૂર ને દૂર રાખતો ને વાંદરી થાકી જતી એટલે તેને લપડાક મારતો. આ દૃશ્ય જોઇ હું બોલી ઉઠયો, "અરે ભૈયાજી! આ શું કરો છો? આ વાંદરી કોણ છે તે જાણો છો? એ તો તમારી મા છે મા!" મેં કહ્યું "અરે સસુરકે બચ્ચે!" કહીને ભૈયાજી મારા તરફ ત્વરિત ગતિથી આવી પહોંચ્યા. મેં દોડતાં દોડતાં કહ્યું, "ચાર દિવસ રહીને ખબર પડશે: આવા તો મને કેટલાએ અનુભવ થયા છે. ચાલો હવે મોડું બહુ થઇ ગયું, સાહેબજી!" હું ઘેર જવા ઉઠયો. "પણ પછી શું થયું તે તો તમે કૈં કહ્યું જ નહીં" બધા એકસામટા બોલી ઉઠયા. બારણા આગળ જરા અટકીને મેં કહ્યું, "અરે હા! એ તો હું ભુલી જ ગયો. પેલો ઘાંચીનો છોકરો હતો તે ના કહ્યા છતાં પરણ્યો–"

"અને?" ઉત્કંઠાપૂર્વક ત્રણ ચાર જણે વચ્ચે જ પૂછ્યું.

"અને આજે એ ૪૨ વર્ષનો છે ને એને ત્યાં એના છોકરાના છોકરાના હોણ લગ્ન છે! મારાં કાકીસાસુ હજી જીવતાં છે ને 'મુઆએ મને મરવી તાકી'તી' કહીને મારૂં નામ સાંભળતાં મને ગાળ દે છે! પેલી વાંદરીની બાબતમાં એટલું જ કે મારે સાતેક દિવસ હોસ્પિટલમાં રહેવું પડેલું! ચાલો, સાહેબજી!" કહી હું ચાલતો થયો.

# ગ્રંથ પરિચય

લેખક : રા. જ્યોતીન્દ્ર હ. દવે  ઉપમંત્રી, સાહિત્યસંસદ.

**કેળવણીકાર : લેખક : પ્રો. ગજેન્દ્રશંકર**
પડઘા મૂલ્ય રૂ. ૦–૧૪–૦.

રા. ગજેન્દ્રશંકરના નાટક 'કૉલેજની કન્યા' વિષે પુષ્કળ ચર્ચા થઈ હતી. એ રંગભૂમિ માટે લખાએલા નાટકમાં લેખકને અન્યાય થાય એવી રીતના ફેરફારો કંપનીના મૅનેજર તરફથી યોજવામાં આવ્યા હતા. આથી કેળવણી વિષેના પોતાના વિચારો દર્શાવવા રા. ગજેન્દ્રશંકરે આ નાટક લખ્યું છે.

"ભજવવાનો હેતુ ધ્યાનમાં રાખીને" આ નાટકનો આરંભ કરવામાં આવ્યો હતો એમ નિવેદનમાં લેખકે જણાવ્યું છે. કેટલાક પ્રવેશો, ફ્રૉકિયા જેવાં કેટલાંક પાત્રો પણ એટલા ખાતર જ યોજવામાં આવ્યાં હોય એમ દેખાય છે. આ નાટક રંગભૂમિ પર ભજવી બતાવવામાં આવે તો શી અસર થાય એ કહેવું મુશ્કેલ છે. કેટલાક દશ્યો, દાખલા તરીકે અંક ૧લો : દશ્ય ૨જું, દશ્ય ૪થું, અંક ૨જો: દશ્ય ૧ લું દશ્ય ૩ જું, દશ્ય ૫ મું, દશ્ય ૬ ઠું; અંક ૩ જો, દશ્ય ૨ જું, દશ્ય ૩ જું વગેરે ભજવી બતાવતાં પ્રેક્ષકવર્ગ પર ઘણી સારી અસર કરે એવાં છે; અને કેટલાંક દશ્યો, ખાસ કરીને કેળવણી સંબંધી ચર્ચાવાળાં, રંગભૂમિ પર કંઈક કંટાળો ઉપજાવનારાં થઈ પડે. આમ આ નાટક માત્ર 'દશ્ય કે માત્ર શ્રાવ્ય' ન રહેતાં બંનેનું મિશ્રણ જેવું બન્યું છે. લખવા માંડેલું ભજવવાનો હેતુ ધ્યાનમાં રાખીને અને 'કૉલેજની કન્યા' વિષે ચર્ચા જાગતાં 'કેટલાક પ્રવેશો ધાર્યા કરતાં જુદી જ રીતે લખવા લેખિની પ્રેરાઈ' એમ લેખકે નિવેદનમાં જણાવ્યું છે તે આના કારણરૂપ હશે.

નાટકનું વસ્તુ અને પાત્રાલેખન પણ, મોહનાનું પાત્ર બાદ કરતાં, બહુ સાદું છે. પાત્રાલેખન, વસ્તુસંકલના ઇત્યાદિ કરતાં લેખકનું ધ્યાન કેળવણી વિષયના—ખાસ કરીને સહશિક્ષણના પ્રશ્ન તરફ વધારે રોકાયું છે.

બાલમાનસ, વિષયને રસિક બનાવવાની કલા, વિદ્યાર્થીવર્ગનું ધ્યાન શી રીતે ખેંચી રાખવું, શિક્ષણ માતૃભાષા દ્વારા અપાવું જોઈએ કે અન્યથા ઇત્યાદિ કેળવણી સંબંધીના પ્રશ્નોનો આમાં ઉલ્લેખ પણ નથી. આમાં માત્ર કેળવણી વીગતના બે જ પ્રશ્નો છેડવામાં આવ્યા છે. ટ્રસ્ટીઓ હસ્તક ચાલતી ખાનગી શાળામાં મુખ્ય અધ્યાપક અને ટ્રસ્ટીઓના વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ તે, અને સહશિક્ષણ. એમાં પણ પ્રથમ બાબતને માત્ર એક જ દશ્ય જેટલું ગૌણસ્થાન મળ્યું છે. પ્રાધાન્ય બીજા પ્રશ્નને આપવામાં આવ્યું છે.

પ્રથમદર્શને રા. ગજેન્દ્રશંકર સહશિક્ષણના વિરોધી હોય એમ લાગવા સંભવ છે. પરંતુ ગોવર્ધનરામની પેઠે એમણે પણ એ વિષય પરત્વે પોતાના વિચાર સ્પષ્ટતાથી નિર્ણયાત્મક

રીતે કોઇ પણ સ્થળે જણાવ્યા નથી. બંને પક્ષની દલીલો એમણે રજૂ કરી છે, નિર્ણય કરવાનું કાર્ય વાચક માટે રહેવા દીધું છે. છતાં 'સમિંગ અપ' કરતા ન્યાયાધીશના વિચારનું વલણ, કેટલીક વાર, જેમ જણાઇ આવે છે, તેમ આમાં રા. ગજેન્દ્રશંકરના વિચારો કયે પક્ષે ઢળે છે તે સમજી શકાય છે;

સ્ત્રીને કેળવણી જ ન આપવી જોઇએ એમ માનનાર પણ જ્યાં એક વર્ગ છે, ત્યાં સહશિક્ષણ—અને તે પણ કૉલેજમાં સહશિક્ષણ—ની ચર્ચા કરવાની જરૂરીઆત જણાય, એ વસ્તુ પ્રગતિની સૂચક છે, સ્ત્રીપુરુષ સાથે રહેવાથી છોકરા છોકરીઓના સહવાસથી નીતિનો ભુકો થઇ જશે એમ માનનારા પણ ઘેર જનાનો રાખતા નથી, અને સહશિક્ષણના પ્રખર પ્રશંસકો પણ છોકરીઓ માટે વર્ગમાં જૂદી બેઠક રાખે છે, તેમને રજા દરમ્યાન બેસવા માટે જૂદો ઓરડો રાખે છે તે બંને પક્ષમાં રહેલા સત્યાંશના દાખલારૂપ છે.

સહશિક્ષણ કેવળ અનીતિનું પોષક છે એમ માનનારા જેમ 'ભીંત ભુલે છે,' તેમ સહશિક્ષણમાં અનીતિનો સંભવ દર્શાવનારા કેવળ જૂના વિચારના હોઇ ઉપેક્ષા કે ઉપહાસ કરવા યોગ્ય છે. એમ કહેનારા કાં તો વસ્તુસ્થિતિ પ્રતિ આંખમીંચામણા કરે છે કે કાં તો વિચાર દારિદ્રય જ દર્શાવે છે. સ્ત્રીપુરુષો ભેગા થાય એટલે "સૃષ્ટિ નિયમના ચરખા ચાલવા માંડે છે." દેવમન્દિરમાં ચાલતી ભ્રષ્ટતાનો ઉંચે સાદે ઉદ્‌ઘોષ કરનારા શારદા મન્દિરમાં ચાલતી ભ્રષ્ટતા સામે આંખ આડા કાન કરે તે અયુક્ત છે. કેટલાક આવા વિદ્યાર્થીઓ વર્ગમાં બેસી શું કરે છે? એમનું ધ્યાન વિદ્યાર્થીનીઓની સાડીની કુમાસ નીરીક્ષવામાં; ટીખલ ખાતર પાટલી પર હાથ મૂકવામાં, અધ્યાપકોની ચિત્રવિચિત્ર પ્રશ્નોથી મશ્કરી કરવામાં, એમના આ નાટકમાં ગોવર્ધનને મુખે રા. ગજેન્દ્રશંકરે કઢાવેલા ઉદ્‌ગાર અસત્ય છે એમ, કૉલેજનો જેને જરા પણ અનુભવ હોય અને સત્ય જોવાની શક્તિ ને કબૂલવાની હિંમત જેનામાં હોય એવો કોણ કહી શકશે? પરંતુ જેમ તીર્થસ્થાનમાં અનીતિનો દાખલા જોવામાં આવે તેથી તીર્થસ્થાનોને અથવા તીર્થની ભાવનાને કલંકિત ગણી શકાય નહિ, તે જ પ્રમાણે શારદામન્દિરમાં પણ કોઇક એવા દાખલા મળી આવે તેથી સહશિક્ષણની પ્રથાને દોષયુક્ત ઠેરવી શકાય નહિં, અને સહશિક્ષણની પ્રથામાં એ ભયસ્થાન ઉભાં કરનાર, સ્ત્રીઓ નહિં, પણ મોટે ભાગે પુરુષો જ હોય છે, એ પણ લક્ષમાં રાખવા જેવું છે. છોકરીઓ પર દાબ રાખવાનો વિચાર કરવા કરતાં પુરુષો પોતાના હૃદયને વધારે નિર્મલ કરવાનો પ્રયત્ન કરે તો સહશિક્ષણમાં રહેલાં ભયસ્થાનો નહિવત્ થઇ જાય.

રા. ગજેન્દ્રશંકરે આવાં ભયસ્થાન દર્શાવવા જરા વધારે પડતા ઘેરા રંગોથી મોહનઃ ને કૃષ્ણલાલ જેવાં પાત્રો આલેખ્યાં છે, છેક આટલાં તુંડમિજાજી, અવિવેકી ને નીતિ માટે કેવળ બેદરકાર એવાં વિદ્યાર્થી કે વિદ્યાર્થીનીઓ હોય, તો પણ બહુ જ વિરલ હશે. અન્ય પક્ષે સંસ્કારી સ્ત્રીપુરુષને કેળવણી બગાડતી નથી, ઉલટી તેમના ચારિત્ર્યની પોષક બને છે એમ દર્શાવવા એમણે જસુ તથા રતિલાલ જેવાં પાત્રોની યોજના કરી છે. આ ઉપરથી

ગહન જગના માર્ગમાં જ્યાં યુદ્ધ ચાલે ઉરમાં;
કે 'આમ જાવું? આમ વા?' ત્યાં સ્પષ્ટ સુણું 'આમ ના'
સ્પષ્ટ સારો સ્વર સુણું
પણ બોલનારો ના જડે!
તો મને સમજાવશો કે બોલનારો ક્યાં છુપ્યો?

ઇત્યાદિ પંક્તિઓમાં રહેલો પ્રસાદ સ્વયં-પ્રકાશ છે.

ગદ્ય પર એમને સારો કાબુ હતો એમ આમાં આપેલા ત્રણ ગદ્યખંડો પરથી જણાય છે. છેલ્લો લેખ-મૃત્યુ દેવીને! જાણે એ જીવનથી કંટાળી ગએલા હોય એમ સૂચવે છે. એ લેખમાં જાણે સમીપ આવી પહોંચતા અવસાનની આગાહી થતી હોય એમ એ મૃત્યુદેવીને નિમન્ત્રણ આપે છે અને અધીરતાથી પૂછે છેઃ- "ફરી પૂછું હજીય સમય પૂરો ન થયો શુ?" અને અદ્‌ભુત રીતે મૃત્યુદેવી એનાં નિમન્ત્રણનો ઉત્તર આપે છે-એનો સમય અકાલે પૂરો કરીને!

મદનમંદિર: લે. રા. યશવંત પંડ્યા મૂલ્ય: રૂ. ૦-૧૦-૦

'કુબ્જાનાં કામણ,' 'આકળનું મોતી,' 'તુલસીની પૂજા' અને 'બ્રહ્મચારિણી' એ ચાર નાટકોના આ સંગ્રહ મદનના મંદિર કરતાં મદનના વિજયસ્તંભરૂપ વધારે છે.

બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ એ દેવત્રિપુટી અને કૃષ્ણ પણ પુષ્પધન્વાના શરસન્ધાન સામે અશક્ત થઇ જાય છે એ દર્શાવવાનાં હેતુથી આ નાટકો આલેખાયાં છે.

કૃષ્ણ અને કુબ્જા, શંકર અને મોહિની, વિષ્ણુ અને વૃંદા અને બ્રહ્મા અને સરસ્વતી એમના વિષે પુરાણોમાં આલેખાએલી કથા ઉપરથી એ નાટકો લખાયાં છે. કથા ભાગમાં બહુ જ ઓછો ફેરફાર કર્યો છે, અને છતાં ચાતુર્યયુક્ત કલાવિધાનથી લેખકે બધા પ્રસંગોને રસિકતાથી એમાં ગુંથ્યા છે. મૂળ કથાપ્રસંગની વિરૂદ્ધ ન જવાય એની એમણે ખાસ સાવચેતી રાખી છે. કેટલેક સ્થળે એમણે કલ્પનાના રંગો પૂરી એ પ્રસંગોને વધારે સ્વાભાવિક ને તાદૃશ રૂપ આપ્યું છે. બ્રહ્માનું પાંચમાં મુખ વડે ગાલિપ્રદાન, સરસ્વતીનો કૌમારવ્રતનો નિશ્ચય અને વાહન તરીકે હંસની પસંદગી; વિષ્ણુ અને વૃંદાનું પાષાણ અને તુલસીમાં પ્રાકટ્ય ઇત્યાદિ પ્રસંગોને લેખકે ઝીણવટ, ચાતુર્ય ને કલામયતાથી સ્વાભાવિક ને સચોટ રીતે ઉતાર્યા છે.

પરંતુ મહાનનું પતન પણ ભવ્ય હોય છે અને કોઇક ભારે કારણવશાત્ જ તે થાય છે એમ લેખક માનતા હોય એમ લાગતું નથી. સામાન્ય મનુષ્ય જે નિર્બળતા દાખવે છે, તેવી જ નિર્બળતા આ દેવાધિદેવોમાં પણ ભરી છે. પાંડુના પતનનું કાન્તે દોરેલું ચિત્ર જેટલું ભવ્ય લાગે છે તેટલું-તેનાથી અર્ધું પણ ભવ્ય આ દેવોના પતનનું ચિત્ર લાગતું નથી. સ્થળ, કાળ, સંજોગ પ્રલોભન-ઉદ્દીપનનાં કારણ ઇત્યાદિ જૂદાં જૂદાં છે, પરંતુ આ સર્વ દેવો ઘણી જ સહેલાઇથી અને લગભગ એક સરખી રીતે મદનમાં વશ થઇ જાય છે. અને ઘણુંખરું મદનનુ બ્રહ્માસ્ત્ર, તે વસંત, ચંદ્ર વગેરે નહિ, પણ કામિનીની વાકછટા નીવડે છે.

સ્થળે સ્થળે કટાક્ષથી ભરેલી, બહુ જ ઉચિત અને રમણીય અર્થાન્તરન્યાસ અને ઉપમાથી અલંકૃત, અનેક અણુધાર્યા પરિહાસ અને ઉપહાસના ચમકારા કરતી રા. યશવંત પંડ્યાની શૈલી એ એમના લખાણનું મુખ્ય આકર્ષ

સત્તા પ્રજાના હાથમાં જ રહેવાની. મુસોલીની જેવા એકહથ્થુ સત્તાધારી પછી તેના વંશજ પણ એવી સત્તાના વારસદાર થશે એમ કહી શકાય નહિ. રાજ્યતંત્ર પ્રજાસત્તાક હોય કે અન્યસત્તાક. ખરી સત્તા શક્તિશાળીના જ હાથમાં રહેવાની. મહાસભા એ સામાન્ય લોકોના પ્રતિનિધિરૂપ છે, છતાં ચારિત્ર્યની સત્તાને બળે અત્યારે મહાત્મા ગાંધીજી એકલા એને ને દેશ આખાને દોરી રહ્યા છે. આખા હિન્દનો સાર્વભૌમ સમ્રાટ બની શકે એવા રાજાનો સંભવ હમણાં તો, દેખાતો નથી. પ્રજાવાર જૂદા જૂદા રાજાઓ સ્થાપવાથી એક રાષ્ટ્રની ખીલેલા ભાવના ભુસાઇ ગયા વગર રહે નહિ.

સ્વરાજ્ય, તેનાં સાધન, પ્રજા અને રાજ્ય, હિન્દુ મુસલમાન ઇત્યાદિ વિષયો ઉપરાંત આ સંગ્રહમાં ધર્મની ભૂમિકા. ઉન્નતિનો માર્ગ, જીવનની પવિત્રતા, પવિત્રતાનો આચાર ઇત્યાદિ લેખોમાં રા. દૂરકાળે હિન્દુધર્મના વિશાલ ને ઉદાર સ્વરૂપની ઝાંખી કરાવી છે. તેમ જ આપણી સંસ્કૃતિનું સ્વરૂપ, ઉત્ક્રાન્તિવાદનાં ઉંધાં ચશ્મા, આ અને એ લેખોમાં આપણી સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિની સવિસ્તર તુલના કરી છે.

ઉત્ક્રાન્તિવાદીઓના મન્તવ્યોની એમણે 'ઉત્ક્રાન્તિવાદના ઉંધા ચશ્માઓમાં' સચોટ અને સબલ રીતે સમીક્ષા કરી છે. 'આ અને એ' માં પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આપણી સંસ્કૃતિના સ્વરૂપભેદનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી પૌર્વાત્ય સંસ્કૃતિની ઉત્કૃષ્ટતા દર્શાવી છે. એ બન્ને લેખોમાંની વિચારસરણિ તેમજ દાખલા દલીલથી સ્વમત સ્થાપિત કરવાની પદ્ધતિ રા. દૂરકાળને અવલોકનકાર તથા વિચારક તરીકે ઉંચું સ્થાન અપાવે એવી છે, એ વીશે ભાગ્યે જ મતભેદ થાય.

'થોડાંક છુટાં ફૂલ' અને 'પોયણાં' ના અનિબદ્ધ નિબંધો કરતાં આમાંના નિબંધો જરા વધારે ગંભીર ભાવથી લખાએલાં છે. 'ચેવડો' 'દાતણ,' 'છાંટણુંકળા' ઇત્યાદિ કરતાં આમાંના નિબંધો જૂદા જ પ્રકારના છે. અગાઉના નિબંધોમાં દૂરકાળે સામાન્ય ને ક્ષુદ્ર જણાતી બાબતોમાંથી ગંભીર સારતત્ત્વનું દોહન કરી વિનોદભરી ને હળવા કટાક્ષયુક્ત શૈલી વડે તેનું દર્શન કરાવ્યું છે; આમાં એક સિદ્ધાન્તને સ્વીકારી લઇને પછી તેને પ્રમાણાદિ વડે પુષ્ટ કરવાનો પ્રયાસ છે. છતાં આમાં પણ 'ગાંધી' 'અંગ્રેજોના લાભ સારૂ સ્વરાજ્ય' જેવાં 'પોયણાં' ને 'થોડાંક છુટાં ફૂલ'ના નિબંધોનું સ્મરણ કરાવે એવા નિબંધો છે.

સ્થળે સ્થળે હૃદયંગમ છતાં તીક્ષ્ણ ન લાગે એવાં કટાક્ષ વચનો ને મર્મોક્તિઓથી ભરેલી. અર્થઘન, મિતાક્ષર ને સચોટ એવી રા. દૂરકાળની શૈલી પ્રસંગાનુરૂપ વૈધવ્ય પણ સાધી શકે છે. બહુ જ ટુંકામાં ગભીર અર્થ વહન કરતાં એમનાં વાક્યો સૂત્રો જેવાં લાગે છે, શબ્દલાઘવ સાથે અર્થગૌરવની વિરલ સિદ્ધિ એમણે સાધી છે. હળવા કટાક્ષ અથવા સબળ મર્મોક્તિથી અન્ય પક્ષની દલીલ ઢીલી કરી નાંખવાની કલા એમની શૈલીમાં છે. એમની વિશિષ્ટ શૈલીના નમૂનારૂપ નીચેનાં અવતરણો પરથી એમની શૈલીનો કૈંક ખ્યાલ આવશે.

૧ જૂનાપણાના આક્ષેપથી કોઇએ ડરવા જેવું નથી. ખાવું, પીવું, સૂવું ને રમવું એ પણ જૂના ચાલ છે, પણ હજી દુનિયાને એ પહેલાંના જેટલા જ પ્રિય છે ને રહેશે.

૨ વિશ્વને નૂતન કાંઇ નથી, અને વ્યક્તિને તો ન અનુભવેલું બધું યે નૂતન છે.

એ જ માર્ગે ગમન કરવું પડયું. કુમાર કાર્યાલય ઇત્યાદિ સંસ્કારી પ્રકાશન સંસ્થાઓએ સારી બાંધણી, સરસ છાપણી અને સુંદર ઉઠાવની જરૂરીઆત ઉભી કરી એને પરિણામે આજના ખાસ અંકો પણ ઠીક ઠીક વિકાસ સાધી શકયા છે.

આપણા સાહિત્યમાં લેખન પ્રવૃત્તિ એ ધંધા તરીકે હજી સ્વીકારાઇ નથી એ જોતાં આપણે ત્યાં માગણી છે તેટલા પ્રમાણમાં સંસ્કારી લેખકો ઉત્પન્ન થયા નથી. જેટલા છે તેટલા પણ એક ક્ષેત્રમાં કે બે ક્ષેત્રમાં ઉસ્તાદ થવાને બદલે, માગણીને પહોંચી વળવા ઘણા ક્ષેત્રોમાં પોતાની કલમ ચલાવે છે એને લઇને સાહિત્યમાં વિકાસ જોઇએ તેટલો સંધાતો નથી. આ સર્વ સંજોગો જો ધ્યાનમાં લેવામાં આવે તો દિપોત્સવી અંકોની, સાહિત્યની દૃષ્ટિએ જોતાં, જે ન્યૂનતા લાગે તે સમજાય તેવી અને સ્વાભાવિક છે. છતાં જે છે તે જોતાં જૂદાં જૂદાં વર્તમાનપત્રોએ અને માસિકોએ આ વખતના ખાસ અંકોમાં પોતપોતાની વિશિષ્ટતા જાળવી રાખીને સુંદર પ્રસાદી ગુજરાતી સમાજ આગળ ધરી છે.

'મુંબાઇ સમાચારે' સાહિત્ય કરતાં ચિત્રકળા પ્રત્યે કૈંક અંશે વધુ પક્ષપાત દાખવ્યો હોય તેમ લાગે છે અને તેથી કરીને બધા ખાસ અંકોમાં ચિત્રોની દ્રષ્ટિથી જોતાં એનો અંક સૌથી સુંદર લાગે છે. એને માટે એને ધન્યવાદ આપતાં એટલું કહેવાનું પ્રાપ્ત થાય છે કે આવી જાતના અંકોમાં સાહિત્ય વિભાગથી કેવળ સ્વતંત્ર ચિત્રો આપવાની રૂઢીને બદલે એ ચિત્રો સાહિત્યમાં ગુંથાય તેટલાં ગુથી લઇ, બાકીનાં પણ અમુક લેખો સાથે પ્રસિદ્ધ થાય તો સમાજ ચિત્રકલામાં વધુ રસ લેતો થાય.

'હિન્દુસ્તાને' પોતે રાજ્યદ્વારી ક્ષેત્રમાં જે અમુક નીતિ અખત્યાર કરેલ છે અને સમાજ સુધારણા અંગે જે જહાલ નીતિને એ નિરંતર ટેકો આપે છે તે રીતિ અને નીતિના સમર્થનમાં સારા લેખોનો સંગ્રહ આ ખાસ અંકમાં પ્રસિદ્ધ કર્યો છે. રંગભૂમિ તેમજ સિનેમાની નટીઓની છબીઓ પ્રત્યે આ અંકના તંત્રીને હમેશ પક્ષપાત રહે છે અને તે પ્રમાણે આ વર્ષે પણ તેવાં અનેક ચિત્રો પ્રસિદ્ધ થયાં છે. સિનેમા દ્રશ્યોની સુગ કોઇને ન જ હોય પણ આવાં, નામ માત્રનો પણ નિર્દેશ કર્યા વગરના ચિત્રો આપવાથી નથી ચિત્રકલામાં વિકાસ સધાતો કે નથી સંસ્કારી સમાજમાં એ અંક રૂચિકર થતો. છતાં પ્રતિવર્ષે અપાયે જાય છે એનું કારણ એ સામાન્ય, અસંસ્કારી વર્ગને પ્રિયકર થવાનો ઉદ્દેશ કદાચ હોય!

'વીસમી સદી'નો અંક પણ સ્વ. હાજીમહમદના વીસમી સદીની કીર્તિને ટકાવી રાખે તેવોજ નીકળ્યો છે. 'બે ઘડી મોજ'ની હળવાં સાહિત્ય પ્રત્યેની પ્રીતિ જાણીતી છે. આ વર્ષે પણ જેમને હળવું સાહિત્ય વાંચવાની જ ઇચ્છા હોય એમને માટે એ અંક જરૂર યોગ્ય થઇ પડે.

કુમાર, નવચેતન, શારદા વગેરે જાણીતાં માસિકોએ પણ પોતાના અંકોને આકર્ષક બનાવવા ઘણી કાળજી લીધેલી જણાય છે અને તેમણે પોતપોતાના ક્ષેત્રમાં જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે સ્થાનને જાળવી રાખવા જેવા એ અંકો છે જ.

# “ગુજરાત”ની ફોટોગ્રાફીની હરિફાઇ

“ ગુજરાત ” માં ફોટોગ્રાફીની હરિફાઇ જાનેવારી માસથી શરૂ કરવામાં આવશે. તેમાં ભાગ લેવા ઇચ્છતા ધંધાદારી તેમ જ ‘ એમેચ્યોર્સ ’ સહુ ફોટોગ્રાફરોને જોડાવા નિમંત્રણ કરવામાં આવે છે.

હરિફાઇમાં મોકલવાના ફોટોગ્રાફો માત્ર ગુજરાત અને બૃહદ ગુજરાતનાં લોકજીવન, સંસ્કૃતિ, ગૃહ-જીવન, શિલ્પ, સ્થાપત્ય, કુદરતદર્શન, કલા વગેરે વિષયોને લગતા હોવા જોઇએ.

હરિફાઇની શરતો નીચે પ્રમાણે છેઃ—

૧. મોકલવામાં આવેલ ફોટોગ્રાફ હરિફાઇમાં ઉતરનારે જાતે જ લીધેલો હોવો જોઇએ.

૨ દરેક ફોટોગ્રાફ સાથે ફોટોગ્રાફનું વર્ણન તથા મોકલનારનું પૂરું નામ અને સરનામું સ્પષ્ટ અક્ષરે લખી મોકલવું.

૩. પસંદ કરવામા આવેલા ફોટોગ્રાફો કાર્યાલયની અનુકૂલતા પ્રમાણે ''ગુજરાત"માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૪. મોડામાં મોડા મહીનાની પંદરમી તારીખ સુધીમાં મળેલા ફોટોગ્રાફો તે પછીના માસના અંકની હરિફાઇમાં શામિલ કરી શકાશે.

૫. જે ફોટોગ્રાફ શ્રેષ્ઠ ગણવામાં આવશે તે માટે તેના મોકલનારને વધુમાં વધુ રૂા. ૨૦] સુધીનું પારિતોષિક આપવામાં આવશે. તે સિવાયના બીજા ફોટોગ્રાફો, જો મોકલનારની મરજી હશે તો, તેની વાજબી કીંમત આપી, ગુજરાતમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

શ્રેષ્ઠ ફોટોગ્રાફ કયો ગણવો તે વિશે કાર્યાલયનો નિર્ણય છેવટનો ગણાશે, અને તે સંબંધમાં કશા પત્રવ્યવહારમાં કાર્યાલય ઉતરશે નહિ.

૬. પસંદ નહીં કરવામાં આવેલ ફોટોગ્રાફો વગર ટપાલ ખર્ચ માટે સ્ટાંપ બીડેલી હશે તો મોકલનારને પાછા મોકલવામાં આવશે.

૭. મોકલનારે પોતાના ફોટોગ્રાફો રજિસ્ટર કરી મોકલવા ભલામણ છે. ટપાલખાતાંની ગફલતથી કાર્યાલયમાં કોઇ ફોટોગ્રાફ મળશે નહિ તો તે બાબતની જવાબદારી કાર્યાલયની રહેશે નહિ.

૮. ઇનામી ફોટોગ્રાફો ઉપર માલિકી હક્ક—copy right—કાઠીઆવાડ લીમીટેડનો ગણાશે.

૯. હરિફાઇ માટેના ફોટોગ્રાફો નીચેને સરનામે મોકલવાઃ—

વ્યવસ્થાપક—“ગુજરાત”
રાણપુર બી. એસ. રેલ્વે (કાઠીઆવાડ)

# કાઠિઆવાડ મહિલા પરિષદ્

## કેટલાંક સંસ્મરણો

ગયા ઓક્ટોબર માસની આખરમાં, કાઠીઆવાડના ઇતિહાસમાં પહેલી જ વાર, અમરેલી મુકામે, કાઠીઆવાડની સ્ત્રી—શક્તિનું સંમેલન ભરવામાં આવ્યું હતું. દેશના અન્ય પ્રાંતોને મુકાબલે કાઠીઆવાડ શિક્ષણ, સંસ્કૃતિ અને સામાજિક સુધારણામાં કંઇક પછાત છે એવી માન્યતા ઘણે અંશે સાચી છે. તેમાં યે વિશેષતઃ કાઠીઆવાડની સ્ત્રીઓ, એટલે તો ઘુમટામાં પૂરાઇ રહેલી, વ્હેમ, અજ્ઞાન અને સામાજિક બંધનોની દીવાલો વચ્ચે જીવન ગાળતા જન્મટીપના કેદીઓ જેવી દશા ભોગવનારી ગણાતી.

પણ નવયુગના પ્રજ્વલિત અગ્નિની જ્વાળાઓ અને તણખાઓ દેશના ખુણેખુણામાં ફેલાઇ રહ્યા છે તેવે વખતે પણ કાઠીઆવાડ એ પ્રકાશ સામે આંખો બંધ કરી રાખે એવું ન બને. નવયુગનો પ્રકાશ બીજા પ્રાંતોની સાથે સાથ જ કાઠીઆવાડે પણ ઝીલવા માંડ્યો છે, અને સૈકાઓના અંધકારને હાંકી દીધો છે. આ હકીકતની એક સબળ પ્રતીતિ અમરેલીની મહિલા પરિષદ પૂરી પાડે છે.

પોતાના સામાજિક, આર્થિક, રાજકીય અને શિક્ષણવિષયક પ્રશ્નોની ઝીણી ચર્ચા અને વિચારપૂર્વકની છણાવટ સ્ત્રીઓ પોતે જ પોતાની મેળે કરી લે, અને એ દિશાઓમાં ક્રમક્રમ પગલે પ્રગતિનો નિરધાર કરે, પુરુષની છાયામાં રહીને નહિ, પણ પુરુષની પડખો પડખ રહીને ઉન્નતિના માર્ગે વેગવંતાં પગલાં ભરવા તૈયાર થઇ જાય એવી અને એટલી શક્તિ કાઠીઆવાડની સ્ત્રીઓમાં હશે એવી કાઠીઆવાડના સ્ત્રી સુધારણા અને સ્ત્રી ઉન્નતિના ક્ષેત્રોમાં કાયમ કાર્ય કરી રહેલા પુરુષોને પણ ખાતરી નહોતી. અમરેલીની પરિષદે એ હકીકત સ્પષ્ટ સ્વરૂપમાં પ્રકટ કરી બતાવી. દેશની એક જ્વલંત શક્તિ તરીકેના પોતાના મૂળભૂત હકો (Fundamental rights) નો સાફ ભાષામાં નિર્ણય કરી લઇ, સમાજમાં પોતાનું ખરું સ્થાન ક્યાં છે તે ઓળખી લઇ, અનેક સદીઓ જ્યાં પોતે સહન કર્યાં કરેલા પુરુષ જાતના "જુલમો" સામે જોશભેર માથું ઉઠાવી, જરૂર જણાય તો, પોતાના રક્ષણ, સ્વાતંત્ર્ય અને ગૌરવને ખાતર લગ્નવિચ્છેદ સુદ્ધાં શક્ય

બનાવવાની પ્રચંડઘોષણાએ આ પરિષદના રંગોમાં કોઇક અવનવી ભભક આણી દીધી હતી. આજ સુધી આ શક્તિ ક્યાં છુપાઇ રહી હતી એવો પ્રશ્ન સહેજે થતો હતો. અને હવે તો એમ સિદ્ધ થાય છે કે દેશની સર્વવ્યાપી પ્રગતિની કુચ કદમમાં સાથ કરવા માટે કાઠીઆવાડના રથનાં પણ બન્ને પૈડાં સાબુત છે.

× × ×

બે કાંઠાની મર્યાદા બાંધીને વહેતી સરિતા પૂરમાં આવે ત્યારે તેની ગતિનો વેગ ઉતાવળો બને. એ તોફાને ન ચડે. ફક્ત વધારે સશક્ત, સ્વગૌરવના ભાનવાળી, કંઇક ડોળાયેલી જણાય. સૌરાષ્ટ્રની સન્નારીઓનો આ મેલાવડો એવી સરિતા સમો હતો. એમાં સાગરની ભરતીનાં તોફાન નહોતાં, એમાં સરિતાનાં પૂરના ઉલ્લાસ હતા. સોરઠી નારીતત્ત્વનું ગૌરવ એમાં હતું, મૃદુતા હતી, સ્નેહ હતો. પોતાની શક્તિ અને શક્યતાની ઝાંખી થાય ત્યારે જે અભિમાન, આત્મવિશ્વાસ ઉભરાય એ પ્રસંગનું એ દર્શન હતું.

× × ×

પરિષદની સ્વાગત–સમિતિના ગૌરવશીલ, પ્રૌઢ, અનુભવી અને કાર્યદક્ષ પ્રમુખનું ભાષણ સોરઠી સ્ત્રી–શક્તિનો પ્રભાવ કેટલી દિશાઓમાં સરલતાથી વાળી શકાય તેનું સુંદર દર્શન કરાવનારૂં હતું. અને આ પ્રવાહ કેટલી અવળી દિશાઓમાં અત્યારે વહીરહ્યો છે તેનું કરુણ ભાન કરાવતું હતું. પ્રમુખશ્રીનાં ભાષણમાંથી પણ એ જ ધ્વનિ જાગતો હતો. એમાં કોઇ કોઇ સ્થળે એમનાં અંતરની જ્વાલાના તણખાઓ હતા, પણ એ તણખાઓ માર્ગભૂલ્યા પ્રવાસીને રસ્તો બતાવવા પૂરતો પ્રકાશ આપવા માટે હતા. એમાં આગ લગાડવાનો અગ્નિ નહોતો. આત્મભોગના પાવકમાંથી આરપાર નીકળેલાં એ બ્હેન એમનાં વ્યક્તિત્ત્વમાં ને ભાષણમાં પ્રકાશિત કોમલતા જ સંઘરી રહેલાં દેખાયાં.

× × ×

વિષય વિચારિણી સભામાં જૂનાં અને નવાં તત્ત્વોનું સારૂં મિશ્રણ હતું. સીતા, સાવિત્રીને આદર્શ માનનારાંઓ ત્યાં હતાં અને પુરુષોને આપઘાત કરાવવાની વાતો કરનારાં પણ ત્યાં હતાં. આ બન્ને તત્ત્વોમાંથી સુંદર દોહન થયું. પુરુષોએ આ ચર્ચામાં વગર માગ્યો ભાગ ન લેવો અથવા મત ન આપવો એવી સ્પષ્ટ જાહેરાત ત્યાં કરવામાં આવી. એ વણમાગ્યો અભિપ્રાય પણ, જો અમુક બધુંઓએ ન આપ્યો હોત તો કેટલાક ઠરાવો ભાષા અને હકીકતની દૃષ્ટિએ ખામીવાળા રહી જાત. આપણે જરૂર ઇચ્છીએ કે આ બધા ઠરાવો બ્હેનોએ જ ઘડ્યા હોય અને પડદા પાછળ રહી દોરી ખેંચનાર કોઇ ભાઇ ન હોય.

× × ×

છૂટાછેડાને લગતા ઠરાવે કેટલોક નકામો ખળભળાટ ઉભો કર્યો, અને આ પ્રથમ મહિલા પરિષદ સામાન્ય જનસમૂહમાં વગોવાય તેવી ગેરસમજ ઉત્પન્ન કરી. છૂટાછેડાનો કાયદો થાય એટલે ગમે તે સ્ત્રી ઇચ્છે ત્યારે પુરુષને છોડીને ચાલી જઇ શકે એવો કંઇક અંશે આ ઠરાવનો અર્થ મનાયો અને ઠરાવ મૂકનાર બ્હેનને પણ આથી બહુ વધારે માહિતી હોય એવું ન લાગ્યું. છુટાછેડાનો કાયદો બહુ આંટીઘુંટીવાળો છે અને તેનો લાભ કોઇને સહેલાઇથી મળી શકે તેવું નથી એ વાત ન સમજાતી જણાઇ. અને આ કાયદાનો લાભ સ્ત્રી અને પુરુષ બન્નેને મળી શકે છે, એ વાત, જાણ્યે અજાણ્યે, વિસારાઇ જતી હોય તેવો ભાસ

આવ્યો. ભય એટલો જ રહે છે કે આ કાયદો દરેક રાજ્ય પસાર કરે તો તેનો લાભ લેનાર વર્ગ સ્ત્રી કરતાં પુરુષમાંથી બહુ વધારે પ્રમાણમાં નીકળી આવે અને સ્ત્રીઓને માત્ર સહન કરવાનું જ રહે. આ બધું જોતાં પે. એ ઠરાવ મૂકનાર બહેનની બોલવાની છટા, કુદરતી રીતે નીકળતા ઉદ્‌ગારો અને હિમ્મત માટે તેમને મુબારકબાદી આપ્યા વગર રહેવાય નહિ.

× × ×

વક્તાઓમાં કોનો દરજ્જો પહેલો, કોનો બીજો, એ સરખામણી કરતાં અન્યાય થાય એ ભયથી એવો પ્રયત્ન ન કરવો ઠીક. ભાવનગર પહેલું સ્થાન જરૂર લે અને અમરેલી બીજું આવે, અને, વધારે નવાઈ જેવું એ લાગ્યું કે મુંબઈને સહુથી છેલ્લું મૂકી શકાય. મુંબઈનાં એક બહેનનું ભાષણ, એક ઠરાવ મૂકતાં કરેલું, તે તદ્દન ઢંગધડા વગરનું, વિચાર અને વાક્યરચના વિહોણું અને બહુ નબળું લાગ્યું. ઠરાવની નકલ પાસે ન હોય તો શું બોલવા ઉભાં થયાં છે તે પણ ન સમજાય! ઠરાવને ટેકો આપવા ઉભાં થયેલાં બહેને જો વિષયને સ્પષ્ટ ન કરી હોત તો આ ઠરાવ મૂકયો—ન મૂકયો સરખો જ ગણાત.

× × ×

આ પ્રસંગે યોજાએલો એક સુંદર પ્રસંગ શ્રી. સમર્થ વ્યાયામમંદિર ખુલ્લું મૂકવાની ક્રિયાનો હતો. અખાડાઓની કસરતોના અનેક પ્રસંગો જેમણે જોયા હશે તેમને અહિં કંઈક અગાઉ કોઇ સ્થળે નહિ જોયેલું જોવાનું મળ્યું હશે. વ્યાયામના પ્રયોગો સાથે સામાન્ય બંધાયેલા ખ્યાલ 'મર્દાનગી, કંઇક કઠોરતા, ક્રૂરતા અને જંગલીપણાના જેવા હોય છે. અહિં નવું તત્ત્વ જે દેખાયું તે કલા અને કોમળતાનું હતું. કસરત તો એની એ થાય પણ જે સંગીત સાથે તાલ દઈને એ પ્રયોગો ચાલતા હતા એ એવું કોમલ હતું કે આખો પ્રયોગ મૃદુતાથી ભરેલો બની જતો હતો. ભાલાઓ અને જંબૈયાઓના પ્રયોગો, જેમાં સામાન્ય રીતે ભયાનકતાનું તત્ત્વ ભરેલું મનાય, એ પણ યુદ્ધક્ષેત્ર કરતાં રંગભૂમિનો વધારે ખ્યાલ આપતા હતા. અને છતાં યે કસરત અને શક્તિની ઉણપ નહોતી જણાતી. કસરત સાથે કલા અને સૌંદર્યનું મિશ્રણ થઈ શકે તેનું ભાન આ પ્રસંગ સચોટ કરાવતો હતો.

× × ×

બીજું એક તત્ત્વ, જેના પર તેના અતિપણાને લીધે ટીકા કરવાનું મન થાય, તે અમરેલીની મહેમાનદારી. એટલી બધી એ વખાણવા લાયક હતી કે તેને વખોડવી પડે. સ્ત્રી-પરિષદને પોતાને આંગણે બોલાવતાં, કશા યે લવાજમ વગર, મહેમાનોને ભોજન આપવાની ઇચ્છા મેરવાળથી ન ગણાય. પણ એ ભોજનો એવાં ન હોવાં જોઈએ કે ભવિષ્યની પરિષદો બોલાવનારાઓને વિચારમાં નાખે. અને મહેમાનોને પરિષદમાં આવ્યા છીએ માટે જમવાનું છે કે જમવા આવ્યા છીએ અને પરિષદનો લાભ લઈએ છીએ એવા કોયડામાં મૂકે. એક દિવસ આ પ્રકાર સામે વાંધો જતાવ્યો તો બીજે દિવસે બે ચાર વાનીઓ ઉમેરાઈ! અને પ્રમુખનાં સ્વાગતના ત્રીજા દિવસે તો પીરસતાં પોણો કલાક થયો એટલી બધી વાનીઓનો અન્નકૂટ ધરાયો! આ અતિપણાંના અપરાધ માટેની જવાબદારી કોઈ ન

સ્વીકારે અને મહેમાનોની આ ફરિયાદની અંદર બધા કાર્યકર્તાઓ સાદ પૂરે એ આ મહેમાનોની ખૂબી હતી।

× × ×

પરિષદ તરફથી સોરઠી બ્હેનોને માટે એક નાનું સરખું માસિક અથવા દ્વિમાસીક કાઢવાની યોજના થઇ હોત તો વધારે સારૂં પ્રચારકાર્ય બની શકત: કાઠીઆવાડની સ્ત્રી–પ્રવૃત્તિઓની ટુંકી નોંધ આવી પત્રિકા પ્રકટ કરી શકે અને પરિષદ–સમિતિનાં કાર્યની પણ માહિતી મળતી રહે: લવાજમ; વરસનું; પોસ્ટેજ સાથે એક રૂપીઆ કરતાં વધારે ન હોવું જોઇએ. આ યોજના હજુ પણ હાથ ધરી શકાય.

# કાકાની શશી

## સામાજિક સચિત્ર નાટક

લેખક: રા. કનૈયાલાલ મુનશી

પ્રમુખ, સાહિત્યસંસદ

" સ્મૃતિકારે સ્ત્રીને બાળલગ્નના કરંડીયામાં પુરી હતી. પાશ્ચાત્ય સંસ્કારે તેનું ઢાંકણું ખુલ્લું મુક્યું છે ને યુગો થયાં સપડાયેલી સ્ત્રી ફણા માંડી ફુંફાડા મારે છે...કેની એક મોરલીથી એ વશ થાય એ કોણ જાણે છે? ... પશ્ચિમના પવને કેટલીયે આશાસૃષ્ટિઓ ઉરાડી મુકી! ......સ્ત્રી મોટી થાય, સમાનતા ને સ્વાતંત્ર્યનો નીશો તેને ચઢે પછી કયો ખુણો, કઇ ભીંત, આખું છાપરું ક્યારે ઉપડી જાય એ કેમ કહેવાય?"

સ્ત્રી અને પુરુષની સમાનતા, સખ્ય, પ્રેમ ઇત્યાદિની માર્મિક ચર્ચા કરતું, વિનોદથી ભરેલું, અર્વાચીન યુગના કેટલાક નમુના જેવા સ્ત્રી પુરુષની સજીવ પાત્રાવલિ રજુ કરતું નવીન નાટક.

ઉંચા ફેધરવેઇટ એન્ટિક કાગળ, દ્વિરંગી મુખપૃષ્ઠ, આકર્ષક છપાઇ.

# ધ્રુવસ્વામિની દેવી

## એક રસમય :સચિત્ર ઐતિહાસિક નાટક

લેખક: રા. કનૈયાલાલ મુનશી.

પ્રમુખ સાહિત્યસંસદ

ભારતવર્ષના સુવર્ણયુગ સમા ગુપ્તકાલની રોમાંચક કથાનું રસ ભર્યું ઐતિહાસિક નાટક. આત્મસુખને ખાતર, વૈભવ માણવાની ઉત્કંઠામાં પોતાની સ્ત્રીને પણ શત્રુરાજાના હાથમાં સોંપી દેવા તૈયાર થનાર રાજા રામગુપ્તદેવની વિચિત્ર મનોદશા સમજવી હોય, ગુપ્તરાજાતલક શ્રી. પરાક્રમ દેવની કીર્તિ સાચવવા માટે, મુનિવર યાજ્ઞવલ્કયની પ્રેરણાથી પ્રેરાઇને યતો ધર્મસ્તતો જય: ને જીવનમંત્ર તરીકે સ્વીકારનાર ચંદ્રગુપ્તદેવ ને મહાદેવી ધ્રુવસ્વામિની દેવીની પરાક્રમ ને પ્રેમની કથા વાંચવી હોય; મેઘદૂત ને શાકુંતલ, રઘુવંશ ને વિક્રમોર્વશીય, કુમાર સંભવ માલવિકાગ્નિમિત્રના પ્રણેતા કવિશ્રેષ્ઠ કાલિદાસના સ્નેહજીવનની ઝાંખી કરવી હોય, વર્તમાન કાલમાં ગુપ્તકાલના સુવર્ણયુગની ભભક માણવી હોય તો આજેજ તમારી નકલ મંગાવી લો.

આકર્ષક, સુંદર ચિત્રો, એન્ટીક કાગળ, સુઘડ છપાઇ.

આ બન્ને પુસ્તક માટે લખો

મેસર્સ આર. આર. શેઠ. એન્ડ કું.

પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી, મુંબાઇ નં. ૨

Printed and Published for the Kathiawar Limited by Pamoo Paramanand Thakkar at the Swadhin Mudranalaya, Ranpur.

અમની સ્વ. [illegible] સ્મરણાર્થે
શ્રી [illegible] ગુજરાતી સમાજે
શ્રીમત [illegible]
[illegible]

# શિશુ અને સખી

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી, સભ્ય, ભારત સંસદ

## સર્ગ ૫ મો

(૧)

ધનનાં ઉપાર્જન ને વ્યયમાં અસંતુષ્ટ શિશુએ, સેવાભાવે પ્રેરાઈને, સરસ્વતીનો સત્ર આરંભ્યો. વિદ્વાનોને તેણે દીધાં નોતરાં ને તેમની માગી સહાય અને સાહિત્ય સર્જનના નવયુગના ઓવારા જોવા તે બેઠો. કલ્પનાસમૃદ્ધિની લહાણ તેણે માંડી; ને સ્વાનુભવમાં દેખાતી શક્તિ અને સરસતાની આદર્શરેખા દોરવા માંડી.

(૨)

પ્રચંડ માનવતાના રંગોથી ભભકતી ગુજરાતની ભૂતમહત્તાનાં તેણે દર્શન કર્યાં. ઇશ્વરે રચેલી સૃષ્ટિ સુધારવાના મોહમાં તેણે એક કાવ્ય રચ્યું. તેમાં શિશુ ને સખી બને, એક બીજાના કરમાં કર ધરી સંચરતાં, સ્નેહાળ, સંસ્કારી ને સમશીલ દમ્પતી બન્યાં. આ ભવે જે ખુટતું લાગ્યું તે કલ્પનાના અપૂર્વ ભવમાં પુરૂં કર્યું.

(૩)

શીતલ ને સુરમ્ય ગિરિવર પર મોજ ને શક્તિ શોધતો, એકદા, તે એકલો હતો. ઉદ્દિગ્ન કલ્પનાની ધુનમાં ઘટાભર વૃક્ષાવલિઓમાં ભમતાં તેણે અંતરની ઝંખનાનાં જોર જોયાં ને માપ્યાં. સુખ, વૈભવ ને પ્રતિષ્ઠામાં પણ

પ્રણયની તેની ભુખ હતી તેવી જ તીવ્ર હતી. કાવ્યસર્જનનો કલ્પનાવિલાસ સ્મરી, કોયલા ચાવનારની જેમ, તેને કમકમાં આવ્યાં; સંસાર અધુરો ને શુષ્ક લાગ્યો; અને એના હૃદયે કાઢયો વેદનાભર ઉદ્દગાર :—શું હું રહેવાનો સદાય પ્રણયભુખ્યો, સખી વિહોણો, એકલો ?

(૪)

જાણે એ પુરાણા પ્રશ્નનો જવાબ મળ્યો હોય તેમ, ઘર આવતાં, તેણે સુંદર ને શ્વેત પારેવા સમું એક પરબીડીયું ભાળ્યું, અપરિચિત અક્ષરે સરનામેલું. અને ભવોભવની પ્રાર્થનાને પરિણામે ઇષ્ટદેવની વારી આપતો દીવ્યસંદેશ કો ભક્ત દીન હૃદયે સાંભળી રહે; તેમ તે પત્ર વાંચી રહ્યો. તે તેનો હતો.

(૫)

તેનાં પત્રમાં પ્રગટાવવા સખીએ કાવ્યો પાઠવ્યાં હતાં; ધૃષ્ટતા માટે ક્ષમા યાચી હતી; ને અળગા રહેવાનો કર્યો હતો આક્ષેપ. શિશુ કંપાયમાન હૈયે કાવ્યો વાંચી રહ્યો. એક તેણે વાંચ્યું : પંક્તિઓમાં તેના જ પ્રશ્નનો આછો પ્રતિશબ્દ ગાજતો હતો :

'શું રાખશો સદાય સખા વિહોણી ને એકલી ?'

સદ્ભાગ્યને ઓવારણે વધાવતો, હૈયાંના થનગનાટને રોકવાને અશકત, ઉલ્લાસ તરંગોમાં નાચતો, તે કાવ્ય ફરી ફરી વાંચી રહ્યો. ગિરિશૃંગાવલિઓનાં અંધકાર ભેદતી, નવસૃષ્ટિની નવી, પહેલી હોય એવી, ઉષા કોઈ ઉચ્ચ શિખરકોણને સોને રસે તેમ આશા તેનાં હૈયાંને રસી રહી. તે એકલો નહતો. એકલો રહેવા સરજાયો નહતો. તેની સખી તેની પાસ હતી.

(૬)

તેના પગને પાંખ આવી. સ્વપ્નાંમાં કો ગુંજતું હોય એવું સુગભીર સંગીત અને વ્યોમમાં નર્તતી

જ્યોતિમાળાની પુષ્પરીએ નવા નવા તાલ દીધા. તે ભુલ્યો નહોતો ને એકકોય નહોતો: ભવેભવના પટ ચીરી તેની સખી તેને મળી હતી. તેણે ફરી ફરીને કાવ્ય વાંચ્યું, ને બે કવિ હૃદયનો સંવાદ સાંભળ્યો. કર્તવ્યમય જીવનના સુકા કાચલામાં એક રસબિંદુ પડે તો ય ઢોળવું ? દેહથી પર એવી વિશુદ્ધ સ્નેહભાવના શું સધર્મીને પણ શક્ય નહિ ? ભવેભવની સખીનો સધર્મસંગ સંસારજાળની શોભા માટે જતો કરવો ? આવી પ્રશ્ન પરંપરામાં ગુંચવાઈ, તેણે સખીનું સખ્ય સ્વીકાર્યું.

(૭)

તેણે કઢાપણને કર્યું દૂર, અને સારસ્વત સંપ્રદાયની સોનેરી કંઠી આપી ને બંધાવી; અને પત્ર પાઠવ્યો એવી આશાથી કે બંને કાવ્યો રચશે, હૈયામાં પડતા પડઘાઓ ઝીલશે ને વિધિએ જુદાં કર્યાં છતાં સરસ્વતીની રસપૂજામાં બંને સનાતન એકતાનાં દર્શન કરશે.

(૮)

શિશુને માર્ગે ડાળનાં પુષ્પોએ પાથરણાં પાથર્યાં; પંખીવૃંદોએ ગાયાં પરભાતીયાં, વૃક્ષોએ છાયાં આછાં આછાં કે છત્ર; ને તેમાં રહીને કિરણોએ પુષ્પવૃષ્ટિ કરી. તેના પંખાળાં હૈયાએ ઉડતા સમીર પર સ્વારી કરી ને અદ્ભુત એવું વિજયટંકારી ઉલ્લાસગાન માંડ્યું.

પશ્ચિમ ને પૂર્વ સાગરની વચ્ચેથી સમા એકાંત ગિરિશૃંગે તે ગયો. ને ક્ષિતિજ સુધી દૃષ્ટિ વિસ્તારી. એ ઉલ્લાસગાનના લલકારથી તેણે બ્રહ્માંડ નિમંત્ર્યું; ને સાથે સાથ ખાત્રી દીધી કે ભવેભવના પડમાં શોધી શોધી થાકેલ આજન્મવિરહી પ્રણયબાળને તેની સખી આવી મળી છે.

(૯)

મહીના વીત્યા ને મનની મગની મનમાં જ રહી; મળવાનો ય તેણે સંકલ્પ ન કર્યો. માત્ર જુદે ગામે

'કોઇએ દુભાવ્યાં ?' હૃદયના ભાવ દાબી, શિશુએ ખંચાઇને પુછ્યું, 'શું કોઇની મૈત્રી તુટી ?'

માનિની અપમાન પામી ગર્વથી બોલી : 'ત્રુટે તે મૈત્રી નહીં : સ્વાતંત્ર્ય વિહોણી આર્ય અબલાને પુરુષ-પરિચય તો બેનો જ થાય—પતિનો, કે પાપાચારીનો. શુદ્ધ બુદ્ધિનો સુહૃદ્ અસંભાવ્ય. પુરુષ માત્રને મન સ્ત્રી એ તો રુપાળું રમકડું, ફુરસદે રમાડવાનું ને અગવડે અલગ કરવાનું.'

શિશુનો સંયમ સરી ગયો. 'અસંભાવ્ય પણ સંભવે છે તેની ખાત્રી આપવા દેશો ?' તેણે કાંપતે સ્વરે પોતાની આશા પ્રગટ કરી.

તે ફરી, થોભી, આંખ મીંચી રહી. જાણે પવનનો અસ્પષ્ટ નિશ્વાસ આવતો હોય તેમ ઉચ્ચાર્યું : "વારુ;" ને ઉંડો શ્વાસ મુકયો.

શિશુનું અંતર ઉલ્લાસે ફાટતું હતું. નવી તાંતે બંધાઇને બંને પાછાં વળ્યા. જે થતું તે કોઇ બોલ્યું નહીં; જે થતું નહીં તે બોલવું ક્ષુદ્ર લાગ્યું.

(૧૫)

તાનમાં ને તાનમાં શિશુ ઘેર જઇ સુતો. પલવાર તેણે આંખ મીંચી ને તે ઝબકી જાગ્યો...એક અદ્ભુત નાટક તે નીહાળી રહ્યા...

ઉંડા, ઘેરા, નીલ આકાશની નિઃસીમ ભવ્યતા દશે દિશામાં વિસ્તરતી. સર્જનકાલની પ્રશાંત ને સોનેરી ઉષાના ઉજાસમાં ઓપતો સર્વાંગ સુંદર એકેક આત્મા, હિરણ્યગર્ભ ને આનંદમગ્ન, નિરંકુશ ત્યાં વિહરતો.

પલવાર ગઇ...દિશાઓ કાંપી, ઉષા અંધારી બની ને વ્યોમનાં તેજ ઝાંખાં થયાં...વિધાતા કોપ્યા; સ્વચ્છંદના આવેશમાં તેણે આત્માએ આત્માનું ક્રૂર ખંડન આરંભ્યું: આત્માઓ ચીરી તેણે અડધીયાં જુદાં ફેંકયાં.

[અનુસંધાન પૃષ્ઠ ૪૯૫ ઉપર]

# પરિત્યાગ

લેખક : શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર
અનુવાદક : શ્રી. ઝવેરચંદ મેઘાણી

આજના મ્હોરની ફોરમે મ્હેકતો નવ વસન્તનો વાયુ ફાગણની પૂર્ણિમાએ વાઈ રહ્યો છે. તળાવડીની પાળ પરના એક પુરાતન લિંબૂ ઝાડની ઘટા વચ્ચેથી કોઈ એક નિદ્રાવિહીન, અશ્રાંત તેનર પક્ષીના ટહુકા સુકરણી બાજુના બગલા મોહીના એક નિદ્રાહીન શયન-ખંડની અંદર પેસી રહેલ છે. અંતરમાં ચમકતાનંદ બાજ અનુભવી રહેલો હેમન્ત ઘડીક એની સ્ત્રીના ચોટલામાંથી એકાદી લટ અળગી પાડીને પોતાની આંગળી ફરતી વીંટે છે, ઘડીક એની ચૂડી અને બંગડીને એક બીજી સાથે અથડાવીને ઠમ! ઠમ! અવાજ કરે છે, ને ઘડીક વળી એના માથા પરની ફૂલ-વેણી ખેંચી લઈ એના મ્હોં ઉપર ઢાંકી રહેલ છે. સંધ્યા સમયના શાન્ત ફૂલઝાડને સચેતન કરવા સારુ વાયુ જેમ એને એક વાર આ બાજુથી ને બીજી વાર પેલી બાજુથી લગીર લગીર મશીખરી કરતો હોય, તેવો જ ૩૯૮ મનોભાવ અત્યારે હેમન્તને હૈયે વ્યાપેલ છે.

પણ કુસુમ તો પોતાની બન્ને આંખોની મીટને ઉંચે, ચાંદની-તરબોળ અસીમ આકાશમાં જ માંડીને ચુપચાપ બેસી રહેલ છે. પતિની ચપળતા તો એને અડકીને જાણે કે પાછી ખાલી પાછી વળી જાય છે. આખરે હેમન્ત કંઈક અધીરો થઈને કુસુમના બન્ને હાથને કંઈક હેતો બોલ્યો કે "કુસુમ, તું અત્યારે ક્યાં બને છે! તું જાણે કે એટલી બધી દૂર જઈ પડી છે, કે એક જબ્બર દૂરબીન માંડીને જોઈએ તો પણ તું એક બિન્દુ જેવડી જ દેખાય! મને એમ થાય છે કે જાણે આજે તું નજીક આવ તો ઠીક. જો તો ખરી, કેટલી અદ્ભુત રાત છે!

શૂન્ય ગગનમાંથી મ્હોં ફેરવીને કુસુમ સ્વામીની સામે જોઈ બોલી : "આ ચાંદની રાત, આ વસંત ઋતુ ને આ તમામ એક ઘડીમાં ભાંગીને ભુક્કો થઈ જાય એવો એક ભય મને આવરે છે."

હેમન્તે કહ્યું, "આવતો હોય તો ભલે, પણ એ મંત્ર બોલવાની જરૂર નથી. બાકી

પાંચ વરસે એ બારીસ્ટર થઇને દેશમાં પાછો આવ્યો ત્યારે ગામમાં કેવી કાગારોળ મચી'તી તે તો તને યાદ છે ને? તે ટાણે બાઇ, તારા બાપ જ મારા વાયેશ્રી બનીને નાતીલાઓના મોવડીપદેથી બોલ્યા'તા કે પ્યારિશંકરને જો દીકરી સાસરે મોકલવી હોય તો પછી એને ઘરમાં નહિ બોલાવી શકાય. દીકરીને બાપના ઘરની દિશા જ બંધ કરી દેવી પડશે! મેં તારા બાપને પગમાં પાઘડી ઉતારીને ઘણું ય વિનવ્યું, કે મોટાભાઇ! હું જમાઇને ગાયનું છાણુ ખવાડીને પ્રાયશ્ચિત્ત કરાવી લઉં; કોઇ રીતે જમાઇને ન્યાતમાં લો!" પણ તારા બાપ ન પીગળ્યા. મારો પણ મારી એકની એક દીકરીનો ત્યાગ કરવાનો જીવ ન ચાલ્યો. નાત છોડી, દેશ છોડી, મારે કલકત્તામાં ઘર લઇ રહેવું પડ્યું. ત્યાં પણ તારા બાપે મારા માથે માછલાં ધોયાં. મારા ભત્રીજાના લગ્નની તૈયારી હતી તે ટાણે કન્યાના બાપને ઉશ્કેરી મૂકીને તારા બાપે વિવાહ ભંગાવ્યા. ત્યારથી મેં પ્રતિજ્ઞા કરેલી કે વેર ન લઉં તો બ્રાહ્મણના પેટનો નહિ. હવે તો કાંઇક કાંઇક સમજાયું ને! હજી સબૂરી રાખ. હજી તો આખી ઝીનઃ સાંભળીને તું બહુ ખુશી થઇશ. આમાં તો ભારી રસ ભર્યો છે રસ."

"હું જ્યારે કોલેજમાં ભણતો હતો ને, ત્યારે તારી બોર્ડીંગની બાજુમાં જ વિપ્રદાસ ચાતુર્જીનું મકાન હતું. અત્યારે તો બાપડો ગુજરી ગયો છે. એને ઘેર કુસુમ નામની એક બાળ વિધવા નિરાધાર કાયસ્થ-કન્યા આશ્રિત તરીકે રહેતી. છોકરી જાણે રૂપાળી અતિશય—એટલે ખુદિયો બામણ ચાતુર્જીને બિચારાને એ છોકરીને કોલેજના છોકરાઓની નજરબંદીમાંથી વારવા સારૂ હમેશની ચિંતા રહ્યા જ કરતી. પણ બાઇ, એક બુઢિયા બ્રાહ્મણને થાપ દેવી, એમાં એક જુવાન છોકરીને શી અઘરી વાત! છોકરીને લૂગડાં સૂકવવા સારૂ અગાસીમાં જવું પડતું અને તને પણ હું ધારૂં છું કે અગાસીએ ચડ્યા વિના લેસન હેઠે ચડતું નહોતું. અગાસીએ ચડ્યાં ચડ્યાં તમો બન્ને વચ્ચે કંઇ વાતચીત થતી કે નહિ તે તો શ્રીહરિ જાણે, પણ છોકરીના હાવભાવ ભાળીને બુઢા બ્રાહ્મણને તો મનમાં શક બેસી ગયો'તો. કેમકે એક તો જાણે કામકાજમાં ધીમે ધીમે બાઇ જીસ્રથાપ ખાવા લાગી, ને શિવજી સારૂ તપ કરતી ગૌરીની જેમ એ દિવસે દિવસે આહારનિદ્રાનો પણ ત્યાગ કરવા લાગી. કોઇક કોઇક વાર તો બુઢ્ઢાનાં દેખતાં પણ બાઇ આંસુડાં રોકી નહોતી શકી.

"છેવટે ડોસાએ નજરોનજર દીઠું: કે અગાસીને માથે વેળાએ ને કવેળાએ તમારે બેઉને મૂંગા મેળાપ થઇ રહ્યા છે—ને તમે તો કોલેજના દા'ડા પાડીને પણ મધ્યાહ્ને અગાસીને ખુણે આટલીક છાંયડીમાં પોથું હાથમાં પકડીને બેસતા થયા છો; એકાન્તમાં અધ્યયન કરવાનો તમારો ઉત્સાહ આમ એકાએક ક્યાંથી વધી ગયો એ તો ડોસા સમજી ગયા. ડોસા મારી પાસે કંઇક રસ્તો કઢાવવા આવ્યો. મેં ડોસાને જાત્રાએ વળાવ્યો, બાઇને મેં શ્રીપતિ ચાતુર્જીના ફળિયામાં રાખીને વિપ્રસાદ ડોસાની દીકરી તરીકે હાંક્યે રાખી, તે પછી તો જે થયું તે તું જાણેછે બાપ! તારી આગળ આદિઅંત આખી વાત કહી નાખવાથી મને તો ઘણો આનંદ પ્રાપ્ત થયો બા! આખી વાત જાણે એક જોડી કાઢેલી વાર્તા જેવી,

અરે ! મારું તો મન છે કે આખી ય વાતને લખી કાઢીને એક ચોપડી છપાવું. પણ મને લખતાં આવડતું નથી. મારો ભત્રીજો કાંઈક કાંઈક લખે છે એમ સાંભળ્યું છે, તે એની જ પાસે લખાવવાની ઇચ્છા છે. પણ તું ને એ બેઉ જણ બેસીને ભાગીને લખી નાખો, તો વળી સૌથી સારું. કારણ કે વાતનો ઉપસંહાર હું બરાબર જાણતો નથી."

પ્યારિશંકરનાં આ છેલ્લાં વેણ ઉપર બરાબર ધ્યાન આપ્યા વિના હેમન્ત પૂછવા લાગ્યો. "કુસુમે આ વિવાહમાં કશો વાંધો નહોતો ઉઠાવ્યો ?"

પ્યારિશંકર કહે : "વાંધો તો એને હતો કે નહિ એ કળવું જ કઠણ હતું ને ? તું તો જાણે કે બા ! કે બાઈ માણસનું દિલ : જ્યારે 'ના' કહે ત્યારે 'હા' જ સમજવાની. પ્રથમ તો થોડા દિવસ નવા ઘરમાં આવીને, તને મળવાનું ન બનવાથી બાપડી ગાંડા જેવી બની ગઈ. તને પણ કોણ જાણે ક્યાંથી પત્તો મળી ગયો એ ય મેં જોયું. ચોપડી હાથમાં લઈને કૉલેજ જતાં જતાં જાણે તું રોજ રોજ રસ્તો ભૂલી જતો.—ને શ્રીપતિના મકાનની સામે આવીને જાણે તું કંઈક શોધ્યા કરતો;— ને તું પ્રેસીડેન્સી કૉલેજનો રસ્તો શોધતો હોય એમ તો બેશક નહોતું જ લાગતું. કારણ કે ગૃહસ્થ લોકોના મકાનની બારી સોંસરો તો કૉલેજ જવાનો રસ્તો હોય- એક સજ્જનો ને બીજો ઉન્માદીલા જુવાનિયાના ઉમરનો. આ બધું જોઈ સાંભળીને મને ભારી દુઃખ થયું. કેમકે એમાં એક વાતે મુંઝવણ હતી: એક તો તારે ભણવામાં મોટી અડચણ પહોંચતી, ને બાઈની અવસ્થા પણ નાજુક હતી.

"એક દિવસ કુસુમને તેડાવીને મેં કહ્યું : બેટા, હું તો જૂના માણસ કહેવાઉં; મારી પાસે શરમ રાખવાની જરૂર ન્હોય. તું મનમાં ને મનમાં કોને જપી રહી છો તે હું જાણું છું. મારી ઇચ્છા છે કે તમારો બેઉનો મેળ થાય." આટલું સાંભળીને તો કુસુમ છાતીફાટ રડી પડી. ન્હાસી ગઈ. પણ ધીરે ધીરે મેં એની પાસે જઈ તારી વાત ઉચ્ચારી ઉચ્ચારીને એની શરમ તોડી. વિવાહની વાત કરી કુસુમ કહે "વિવાહ શા રીતે બની શકે ?" મેં કહ્યું કે તને ઉંચી જાતિની કુળવંત કન્યા તરીકે હું પેસાડી દઈશ. એણે ખૂબ વિચાર કરીને મને તારો મન જાણવા કહ્યું. મેં કહ્યું કે અરે બાઈ ! છોકરાનું માથાનું ફટકી જવા ઉપર તો આવી રહ્યું છે ત્યાં વળી એને આવી ગુચવાડાભરી વાત શીદ કહેવી ? શુભ કામની નિર્વિઘ્ને સમાપ્તિ થઈ ગયા પછી આપણે બધો ફોડ પાડશું, અને શાને ધડે થી થઈ રહેશે. બાકી તો આ વાત કુળાવથી બહાર પડી જવાનો કશો જ સંભવ નથી ત્યાં આપણે પોતે જ નાહકના 'ઉઠ પાણા પગ પર' કરીને શીદ એ બાપડાનો આખો ભવ દુઃખી કરવો !—

"કુસુમ સમજી, કે ન સમજી, એ હું કઈ જ ન કળી શક્યો, ઘડીક રડે, ઘડીક વળી ચુપ થઈને ઉભી રહે. હું કહું કે તો પછી શું ! કાંઈ જરૂર નથી.' તો તો વળી પાછી વ્યાકુળ બની જાય. આ સ્થિતિમાં મેં તો શ્રીપતિ બાબુજીને નામે તારી પાસે કહેણ મોકલ્યું. તું તો તત્પર જ બેઠો હતો ! લગ્ન પણ મુકરર થઈ ગયાં.

"પણ વિવાને થોડીવાર હતી ત્યાં તો કુસુમ એવી માંદી થઈને બેઠી, કે વાત ન

પૂછો. મારા હાથેપગે, પડીને કરગરવા લાગી કે, કાકા, મારે કંઈ નથી કરવું. હું બોલ્યો, અરે તો તો સત્યાનાશ વળી જાયને દીકરી! હવે આટલી હદ સુધી વાત પહોંચી ગયા પછી તે કંઈ ફોક થાતી હશે! એ કહે કે તમે જાહેર કરો કે ઓચીંતું મારૂં મોત નીપજ્યું છે, ને મને કયાંઇક બીજે મોકલી દો! મેં પટાવીને કહ્યું, બેટા, આ સાતમે આકાશે ચડેલા છોકરાને જો આજ હું તારા મરણ–સમાચર પહોંચાડું, તો વળતેજ દિવસે તને પણ મારે એનો મેળો મોકલવો રહ્યો! અને પછી સાંજે ને સાંજે મારે તારી પણ કાણ જ માંડવી રહે! હું આજ ઘરડે ઘડપણે એક સ્ત્રીહત્યા ને બીજી બ્રહ્મહત્યા, એમ એક–સામટી બબ્બે હત્યાઓ લઉં કે!

"ત્યાર પછી તો ભા, તમારાં શુભ લગન રંગેછંગે પાર ઉતરી ગયાં—ને હું મારી ફરજ અદા કરી ચૂક્યો. પછીની વાત તો જે હોય તે તું જાણે ભા!"

હેમન્તે પૂછ્યું "અમારા બન્નેના તો જે હવાલ કરવા હતા તે તો તમે કર્યા, પણ પાછી આ વાત ઉઘાડી શીદ પાડી?"

"એમાં તો એમ બન્યું ને ભાઇ! કે જાણે તારી નાની બેનના વિવા થાતા'તા. સારે મેં મનમાં શો વિચાર કર્યો! વિચાર એમ કર્યો, કે એક બ્રાહ્મણને તો વટલાવ્યો, પણ તે તો કર્તવ્યબુદ્ધિને કારણે. પણ આ તો એક વિશેષ બ્રહ્મપુત્રનું ખોળિયું વટલાશે, એટલે એનો ઇલાજ કરવાની મારી બીજી ફરજ. આમ કર્તવ્યબુદ્ધિનો ઉદય થવાથી મેં તારી બેનનાં સાસરિયાં ઉપર ચપતરી લખી મોકલી કે "આ! કન્યાનો ભાઇ હેમન્ત તો શૂદ્રની છોકરી વેરે પરણ્યો છે." એવા પૂરાવા મળ્યા છે."

મહા મહેનતે ધૈર્ય સાચવીને હેમન્ત બોલ્યો: "આ છોકરીનો હું ત્યાગ કરૂં તો એની શી દશા થશે? આપ એને આશરો દેશો?"

"જો ભા! મારૂં તો જે કર્તવ્ય હતું તે હું કરી છૂટ્યો છું. હવે પારકાની તજેલી બાયડી-નું ભરણપોષણ કરવું એ કાંઇ મારૂં કામ નહિ." એટલું કહીને પ્યારિશંકરભાઇએ ઘરમાં સાદ કર્યો: "અરે કોણ છે ત્યાં? આ હેમન્ત-ભાઇ સારૂ બરફ નાખીને એક ગલાસ નાળી-એરનું પાણી લાવો તો! અને પાનની પટ્ટી પણ લાવજો!"

એ ઠંડા મીઠા આતિથ્યની રાહ ન જોતાં હેમન્ત ચાલી નીકળ્યો. એની પીઠ પાછળ બરફના કટકા શો પ્યારિશંકરનો અવાજ આવ્યો કે "એ......આવજો બાપા! પાછા પધારજો હો!"

૪

અંધારિયાની પાંચમ છે. કાળી રાત છે. પક્ષીનો બોલાસ નથી. તળાવડીની પાળનું લિમ્બુ–ઝાડ કાળા ચિત્રપટ પર ઘાટા કાળા ડાઘા જેવું લેપાઇ રહ્યું છે, ફક્ત દક્ષિણાદો વાયુ એ અંધકારમાં આંટા મારતો આથડી રહેલ છે; રાત્રિએ જાણે એને ઝકડી રાખ્યો છે. અને આકાશના તારા અનિમેષ ચપલ નેત્ર જોરથી અંધકાર ભેદીને કંઇક નવું રહસ્ય પ્રગટ કરવા મથી રહ્યા છે.

શયન–ખંડમાં દીવો નથી પેટાવ્યો. હેમન્ત બારીની પાસે ટોયીઆ પર બેઠો બેઠો સામેના અંધકાર તરફ તાકી રહ્યો છે. એના બન્ને

(અનુસંધાન પૃષ્ઠ ૫૭૧ ઉપર)

અવિકાર્ય છે, નિષ્ક્રિય છે, પ્રકૃતિની સરજેલી સૃષ્ટિનો તટસ્થ ભોક્તા છે. પાશ્ચાત્ય પંડિતો પણ સૃષ્ટિકાર્યમાં પ્રકૃતિ–વિકૃતિને પ્રધાનસ્થાન આપે છે. સાંખ્યમતે પ્રકૃતિ એક નટી છે, પુરુષ એ નૃત્યનો માત્ર સાક્ષી રહે છે; પણ, પાશ્ચાત્ય દેશોમાં પુરુષ બિચારો અક્ષિપ્ત નથી રહ્યો—એ પણ પ્રકૃતિનો નચાવ્યો નાચે છે. બાહ્ય સૃષ્ટિનું પ્રવચન, બાહ્ય પદાર્થોનો વિકાસ, એ પાશ્ચાત્ય લોકનું વિશિષ્ટ ધ્યેય છે. સૃષ્ટિસૌંદર્યને મનુષ્યજીવનથી સ્વતંત્ર રીતે કાવ્યનો વિષય બનાવવાની પદ્ધતિ એ લોકમાં પ્રચાર પામી તે તેઓની બહિર્મુખતાનું એક લક્ષણ છે.

ભારત વર્ષના તત્ત્વદ્રષ્ટાઓએ અને સાહિત્યકારોએ–એથી ઉલટી જ કોટિનો આશ્રય કર્યો છે. પાશ્ચાત્યલોક બહિર્મુખ રહ્યા, તો હિન્દુસ્તાનના લોકો તદ્દન અન્તર્મુખ વૃત્તિ જાળવી રહ્યા. પશ્ચિમે જડપ્રકૃતિના વિકાસ દ્વારા માનવજીવન વિકસાવવાની આશા રાખી ત્યારે આપણા લોકોએ જડસૃષ્ટિનો પૂરો અનાદર કરીને ધ્યાનાદિ સાધનો વડે આત્મવિકાસ સાધીને શ્રેયસિદ્ધિ ઇચ્છી. જડસૃષ્ટિમાં પણ પ્રભુનું દર્શન કરીને જડના વિકાસને આન્તવિકાસનો સહયોગી ગણવાની વિચારસરણિનો અહિં બહુ સ્વીકાર નથી થયો.

ખરું : ચિત અચિત, જીવ–પ્રકૃતિ, એ દ્વન્દ્વભાવનાનો નિરાસ કરીને અદ્વૈતભાવ શીખવતું વેદાન્તનું તત્ત્વદર્શન ભારતભૂમિએ જ વિશ્વને આપ્યું છે. પણ એ દર્શનમાં પણ અચિતને અનિત્ય, અપારમાર્થિક લેખીને ચિત્‌ની તુલનાએ એની અવગણના કરી છે :

આ બંને તત્ત્વોને સમાન કોટિએ અન્યોન્યનાં ઉપકારક ગણીને એનો સમન્વય સાધનારૂં યથાર્થદર્શન આપણા દેશમાં નથી જ થયું એમ નહિ : જે થયું છે તે આ દેશમાં જ થયું છે. એક બ્રહ્મના બે સ્વરૂપ તરીકે બાહ્ય અને આન્તર તત્ત્વોનો સહચાર ઉપનિષદોમાં અજાણ્યો નથી. **ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत** એ ભાવના પોષનારાં ઉપનિષદોએ પરમાત્માના આનન્દ સ્વરૂપનું ચેતનમાં તેમ જડમાં પણ દર્શન કર્યું છે. ભગવદ્‌ગીતાનું વિશ્વરૂપ દર્શન અને સર્વ પદાર્થોમાં પરમાત્માની વિભૂતિનું દર્શન આ તુલ્યકોટિક ઐક્યનું જ પ્રતિપાદન કરે છે.

જડ અને ચેતન પરત્વે જે પ્રકારની ભેદદૃષ્ટિ તત્ત્વજ્ઞાનમાં રહી તે પ્રકારનું તેનું પ્રતિબિમ્બ તે તે દેશના સાહિત્યમાં પડ્યું છે. મનુષ્યજીવન અલગ રાખીને પ્રકૃતિના સૌન્દર્યનાં કાવ્યો રચવાની પ્રથા પશ્ચિમે પાડી છે; જ્યારે ભારતવાસીઓએ માનવજીવનને જ કાવ્યનો પ્રધાન વિષય બનાવેલ છે. અને પ્રકૃતિને મનુષ્યના કાર્યક્ષેત્ર તરીકે ગૌણસ્થાન આપ્યું છે. ભારતવર્ષનાં જ્ઞાનમય કે ભક્તિમય કાવ્યોનો વિષય મોટે ભાગે એક જ : માનવઆત્માનું નિઃશ્રેયસ અને એ અર્થે પ્રભુનું મહિમાસ્તવન કે કૃપાયાચન.

આ પૃથક્‌કરણનો, આ ભેદદૃષ્ટિનો, સંપૂર્ણ ત્યાગ અને વિશ્વમાં જડ–ચેતન તત્ત્વોના, સામાનકોટિક અવિચ્છિન્ન સહચારનું દર્શન–એ કવિ રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોનું વ્યાપક તત્ત્વ છે.

સંગીતની ઉપમા એમને પ્રિય છે. અનેક સ્વરોનો સંવાદ થતાં સુન્દર સંગીત ઉદ્‌ભવે

છે. પૈસાના પૂજારીઓના હાથે કલાનું અપમાન થાય એ તો આજના યુગના લલાટ ઉપર લખાયલું છે.

મનુષ્ય પોતાની અંતર્ગત ઇચ્છાને, પ્રેમને પોતાના વ્યવહારની વસ્તુઓમાં પ્રકટ કરતો હોય, કે નહિ; પણ એનું સંગીત, એની ચિત્રકલા, એ પ્રકાશનું પ્રધાન વાહન છે. એના દ્વારા દેશ પોતાના અન્તરના આવેગને બાહ્ય રૂપ આપે છે અને તેને ચિરન્તન બનાવી ભવિષ્યના હાથમાં સોંપે છે.

મનુષ્યની બુદ્ધિવૃત્તિ એક એવી ચીજ છે કે જેનું તારતમ્ય જાતિવિશેષમાં છે, પ્રકાર ભેદમાં નહિ. યુક્તિનો નિયમ સર્વ દેશમાં એક સરખો છે; તેથી બુદ્ધિવૃત્તિ જનિત જે શિક્ષણ દુનિયાને યુરોપ આપી રહ્યું છે તે સર્વત્ર એક સરખું જ રહેશે.

પરંતુ હૃદયવૃત્તિ દ્વારા મનુષ્ય પોતાનાં વ્યક્તિત્વને પ્રકટ કરે છે; એ વ્યક્તિત્વમાં વિચિત્રતા જરૂર રહેશે, અને રહે એ સારૂં પણ છે. એને નષ્ટ કરવું એ તો આત્મહત્યા કરવા બરોબર છે. હૃદયવૃત્તિનો આ પ્રકાશ કલાવિદ્યાની સહાયતાથી જ થાય છે. સભ્ય કે અસભ્ય સર્વ દેશોમાં આ સર્વ કલાવિદ્યાઓ પ્રત્યે દેશવાસીઓને સહાનુભૂતિ છે—દર્દ છે. છતાં આપણી વિદ્યાદાનની યોજનામાં આ કલાવિદ્યાને કોઇ સ્થાન નથી. એને સ્થાન હોવું જ જોઇએ. એની ઘણી જ આવશ્યક્તા છે, એનું ભાન આપણા શિક્ષિત સમુદાયમાંથી દૂર થઇ ગયું છે.

એનું મુખ્ય કારણ એ છે કે આપણા દેશની વિદ્યા અભાવની અનુચરી છે. અંગ્રેજી શિખ્યાથી નોકરી મળી જશે, વા રાજ-સન્માનનો પ્રસંગ મળી શકશે એવી હલકી ભાવના આપણા દેશની વિદ્યાને ચલિત કરી રહી છે.

અંગ્રેજો ભાષા, ભૂગોળ, ઇતિહાસ, ગણિત, વિજ્ઞાન સર્વ કાંઇ શિખે છે; અને તેની જ સાથે સંગીત, ચિત્રકલા, તેમ જ અન્યાન્ય સર્વ કલા શિખે છે. આ સર્વ લલિતકલાઓ શિખવાથી તેમનું પૌરૂષ ઘટી ગયું છે એવો કોઇ પૂરાવો નથી. સંગીતમાં નિપુણ હોવાને કારણે જર્મન લોકો અસ્ત્ર ચલાવવામાં આળસુ છે, વા વિજ્ઞાન ચર્ચામાં પાછળ પડી ગયા છે એમ કોણ કહી શકશે? વાસ્તવિક રીતે જોઇએ તો આનન્દ પ્રકટ કરવો એજ જીવન-શક્તિની પ્રબળતા પ્રકટ કરવા જેવું છે.

આપણા દેશનાં શિક્ષણમાં જે કાંઇ દરિદ્રતા છે, તેનું લક્ષણ અને ફળ અમારાં શાન્તિ-નિકેતનનાં બાલકોમાં પણ આવવા પામ્યું છે. અહીંના વિદ્યાલયમાં સંગીત અને ચિત્રવિદ્યા શિખવાની સુંદર વ્યવસ્થા છે. છોકરાંઓમાં ઘણાઓને ગાવાની કે છબી બનાવવાની સ્વાભાવિક શક્તિ હોય છે. જ્યાં સુધી તેઓ નીચલા વર્ગોમાં ભણે છે ત્યાં સુધી, તેઓને ગાવા કે ચિત્ર બનાવવાનું શિક્ષણ આપવામાં મુશ્કેલી પડતી નથી; એમાં તો તેઓને આનંદ પડે છે; પરંતુ ઉંચા વર્ગોમાં પહોંચ્યા પછી, આપણા દેશનાં શિક્ષણનું લક્ષ્ય તેઓ સમજી જાય છે અને ત્યારે તેમનાં હૃદયમાંની દીનતા તેમના ઉપર આક્રમણ કરે છે.

આવી રીતે આપણા ભદ્રસમ્પ્રદાયના લોક બાળપણથી જ કલાવિદ્યાના સંસર્ગથી દૂર રહે છે. એથી દેશની કેટલી મોટી હાનિ થઇ

[ અનુસંધાન પૃષ્ઠ ૫૧૯ ઉપર ].

સંકેલાઇ જાય તે માટે આ નિમંત્રણ અપાવી રહ્યા હતા.

"આપણે આ નિમંત્રણ સ્વીકારવું જ જોઇએ. ત્રિભુવનદાસ એ તો પ્રોફેસરના કાકાજી. મુંબાઇ ગામમાં પ્રતિષ્ઠા ધરાવે છે."

"પણ આપણે ઓળખતા નથી તે ?"

"તેમાં શું ? ને પ્રોફેસરે જ નિમંત્રણ અપાવ્યું છે, ને મને હમણાં છબીલદાસે ટેલીફોન કર્યો કે 'કાકાજી'એ ખાસ કરીને બોલાવ્યાં છે."

"અરે શું કપાળ ! બસ, મારું તો અપમાન જ થતું ચાલ્યું છે." રૂઝવેલ્ટના પ્રાણરક્ષકે કરગરીને કહ્યું.

"નકામી એવી વાત ન કરો," વાઘણ વીફરી હોય તેમ વસુંધરા ધુરકી. એનું તેજસ્વી મોઢું લાલચોળ થઇ ગયું. "પ્રોફેસર તમારે માટે આટલું આટલું કરે ને તમને દરેક વાતમાં વાંધો ?"

સમશેર બહાદુરે સમશેર મ્યાન કરી. તે બંને ચીચણ આવવા નીકળ્યાં.

દહાણુંના સ્ટેશન પર કોઇ લેવા તો આવશે એમ એમણે ધાર્યું હતું. પણ ત્યાં કોઇ નહોતું. એટલે વસુંધરા અકળાયલ થઇ. પ્રીતમલાલ પણ તેડવા ન આવ્યા ! ઠીક છે. એક દહાડો એવા ચીટવવા પડશે. અને પ્રોફેસરને ચીડવવાના વિચારે તેનું હૈયું ખુશખુશ થઇ ગયું. પ્રીતમલાલને તે મનમાં ને મનમાં 'પ્રીતમજી' કહેવા લાગી હતી. "પ્રીતમજી, ઠીક છે," તે મનમાં બોલી.

ગુસ્સે થતા જતા જોરાવરસિંહ શું કરવું તે વિચાર કરતા હતા. એટલામાં એક ભાડાની મોટર આવી. સામાન્ય રીતે તો પાછા જવાનો વિચાર પણ એમને થાત, પણ પાછા જવું, એટલે આ સ્ટેશન પર કલાકો સુધી પાછી જતી ટ્રેન માટે ખોટી થવું, એના કરતાં ત્રિભુવનદાસના બંગલામાં નિરાંતે ઉંઘવું સારું.

ખરું જોતાં, વસુમતિ અત્યારે લાંબો વિચાર કરવાને અશક્ત હતી. તેનું મન બાનું કાઢતું હતું કે પ્રતિષ્ઠા સાચવવા તે અત્યારે અહીંઆં આવી હતી. પણ ખરું જોતાં તેનો ગર્વ પણ ઘવાયો હતો. 'પ્રીતમજી' બધાને પ્રિય ભલે હોય, પણ પહેલો પ્રથમ તે તેનો હતો. ધનકોર બહેન અને જસકોર કાકીએ જે તેના પર દાવો કર્યો હતો તેનાથી તેનો જીવ કપાઇ ગયો હતો. અને 'પ્રીતમજી'ને એકલાં મળી, તેની સાથે નિખાલસ હૃદયથી વાતચીત કરી, તેના પર પોતાનું સામ્રાજ્ય સ્થાપવાને તે એક પગે થઇ રહી હતી.

## પ્રકરણ બારમું

### વગર નોતર્યા

જોરાવરસિંહ બારણાંમાં આવીને ઉભા ત્યારે ત્રણે જણાં ચિત્રામણ બની રહ્યાં હતાં. સમશેર બહાદૂરે ન જોયા પ્રીતમલાલને, ન જોયો આવકાર, ને ન જોયો આદર. ને તેમની નજરે પડ્યા "પ્રેમાનો જોરુ" કહેનાર પુરાણાં પડોસી જસકોર કાકી ! કાકાજીને આ પરોણાની પરંપરા સમજાતી નહોતી. અને તેમાં આવો મુછાળો, અપરિચિત ને રોફીલો માણસ આવી ઉભેલો જોઇ તેમનાં હાંજાં ગગડી ગયાં. જસકોર કાકી જનમમાં પહેલી વાર ગભરાઇ ઉઠ્યાં; પ્રીતમ જોડે ગપ્પાં મારવા તે અહીંઆં આવ્યાં ત્યારે આ બલા ક્યાંથી ! પણ બધાથી પહેલાં જસકોર કાકીને હીંમત આવી.

( અનુસંધાન પૃષ્ઠ ૫૦૩ ઉપર )

કરવાની. તમારે ભાષણની જરૂર ન હોય તો લાવો હું પ્રમુખ થાઉં." મનસુખભાઈએ કહ્યું.

"પણ ભાષણમાં દુઃખ શાનું છે?" મેં પૂછ્યું.

"એ તો ભાઇ, મારી કથા સાંભળો ત્યારે ખબર પડે. બાકી તો એમ દુનિયામાં કયાં નથી બનતું કે એક માણસ દુધ ઉપર જ જીવે તો બીજો માણસ દુધ પીએ તો મરવા પડે. હું જાણું છું કે તમારા જેવા ઘણાને હું ઓળખું છું પણ ખરો. તમે લોકો ગ્રામોફોનની રેકર્ડ જેવા છો. તમને કોઇએ કહેવું જોઇએ કે 'નાનાભાઇ, જરા પ્રસગાનુસાર બોલો ને; કે તરત તમે શરૂ કરવાના જ."

"હા, એ તમે સાવ સાચું કહ્યું." હું બોલ્યો. "કોઇ પણ જગ્યાએ, કોઇ પણ સમયે અને કોઇ પણ વિષય ઉપર હું ગમે તેટલો વખત બોલ્યા કરૂં. એમાં વળી ગભરાવાનું શાનુ!"

"એ જ પ્રમાણે મને તમે એક આરામ ખુરશી આપો અને થોડી સીગરેટ મારી પાસે મુકો તો હું પણ કોઇ પણ જગ્યાએ, કોઇપણ સમયે અને કોઇ પણ વિષય ઉપર ગમે તેટલો વખત ગપ્પાં મારવા તૈયાર છું પણ તે આરામ ખુરશીમાં પડ્યો પડ્યો. ભાષણનું નામ આવ્યું એટલે મારા હાજા જ ગગડી જાય છે." મનસુખભાઇએ કહ્યું.

આ જાતનો ભાષણ કરવાની ના પાડનાર અને પોતે ભાષણ કરવાને અશક્ત છે એમ કહેનાર માણસ મેં મારી જીંદગીમાં પહેલો જ જોયો. માનસશાસ્ત્રના કો અગમ્ય નિયમાનુસાર કુદરતે મનુષ્યોમાં અમુક અમુક ગુણ—કે અવગુણ મુકેલા છે તેમાં અમુક બાબતો આપણી નજરે ખાસ તરી આવે છે. ગુજરાતની ગુજરાતણો લો: દરેક હિન્દુ ગુજરાતણ પોતે ઉંચામાં ઉંચા પ્રકારના ગરબા ગવરાવી શકે છે એમ ધારે છે. હિન્દુસ્તાનના અન્ય પ્રાંતોની સ્ત્રીઓમાં ગરબાની પ્રથા હોતી નથી એટલે એ સ્ત્રીઓ પોતે કૈં કલા પોતાને જન્મથી જ વારસામાં મળી છે એમ ધારે છે કે કેમ એ હું કહી શકતો નથી. યુરોપ અને અમેરીકાના સાહિત્યના વાચન ઉપરથી એમ ફલિત થાય છે કે ત્યાંની સ્ત્રીઓ પણ પોતે બહુ સુંદર રીતે ગાઇ શકે છે એમ ધારેછે જ—સર્વ સ્ત્રીઓ નહિ ધારતી હોય તો પણ એમાંની મોટી બહુમતિ તો એમ ધારી લે છે જ. પણ આપણે એમ આઘા શા માટે જઇએ? જ્યાં ત્યાં સમાજ સરખો જ છે. આપણા સ્ત્રી પુરૂષોનું પ્રથક્કરણ કરીએ તો આખા જગતના મનુષ્યોનું પૃથક્કરણ કર્યા બરાબર જ ગણાય.

આપણે પાંચ પચાસ માણસો બેઠા હોઇએ; એમાં કોઇ પણ પુરૂષને આપણે કહીએ કે "ભાઇ, જરા ગાઓ ને!" તો એ પુરૂષ એ જાતની બેવકુફી કરવા જેટલો મૂર્ખ નહિ નીકળે એમ હું તો ધારૂં છું. અલબત્ત, અમુક ટકા મનુષ્યો ગમે તે પ્રસંગે બેવકુફ બનવા તૈયાર જ હોય છે એ વાત જાણીતી છે. પણ એ પ્રકારના મનુષ્યોને તો આપણે ગંભીર ચર્ચામાંથી બાતલ જ કરવા જોઇએ. માત્ર હું જે કહેવા માગું છું તે આટલું જ કહેવા માગું છું કે. કોઇ પણ સામાન્ય વ્યવહારનિપુણ પુરૂષ આ પ્રમાણે આપણા કહેવાથી પાંચ પચાસ માણસોની હાજરીમાં સંગીતના ક્ષેત્રમાં ઝુકાવી, આપણા આનંદ ખાતર પોતે બેવકુફ નહિ જ બને. તે હિંમતથી ધસીને ના પાડશે

ઃ 'ના રે, મહેરબાન, મને સંગીત આવડતું જ નથી.' અને જો ભૂલે ચૂકે કોઈએ એ પ્રમાણે ગાવાની હા પાડી તો એ બાઇ ગમે તેવી પદવી ધરાવતો હોય કે મોટો માણસ હોય છતાં તેને, તેણે ચીજ અરધી પુરી કરી ન હોય તેટલામાં તો, હાજર રહેલાઓ સંગીતના ક્ષેત્રમાં એનું ખરું સ્થાન કયું છે તે સમજાવી દે છે.

પરંતુ પાંચ પચાસ તો શું પણ ઘણી વખતે સભામાં સ્ત્રીઓ બેસી ગયી હોય અને સાથે મરદો પણ સારી સભામાં હાજર હોય તે સમયે કોઇના કહેવાની રાહ પણ જોયા સિવાય કોઇપણ સ્ત્રી ગરબો ગવડાવી શકે છે. સંગીતના શાસ્ત્રના એકેએક નિયમનું ચોકખું ખૂન કરીને એ સ્ત્રી ગાતી હશે. એનો અવાજ મનુષ્યના અવાજ કરતાં કોઇ અન્ય પ્રાણીનાં અવાજ જેવો હશે, એને એ ગરબો પૂરે મોંયે પણ આવડતો નહિ હોય; છતાં એ સ્ત્રી નિડરતાથી, ઉત્સાહથી, બેદરકારીથી તે ગરબો ગાશે. વચમાં લીટીઓ બીજી સ્ત્રીઓ પાસેથી પૂછી લેતી જશે અને ઘેર જઇને, પોતાનો ગરબો સહુ ગરબાઓમાંનો એક હતો એમ આડોશી પડોશીઓમાં કહેશે! આમ છતાં કોઇ પણ બીજી સ્ત્રી એને અજ્ઞાનતાનું ભાન નહિ કરાવે. એનું કારણ મને એટલું જ જણાય છે કે દરેક સ્ત્રી પોતે એમ જ માને છે કે સ્ત્રીનો જન્મ આખો—ગુજરાતમાં હિન્દુ સ્ત્રી તરીકે જો અવતરી એટલે એને ગરબાની કળા સિદ્ધ થઇ જ ચૂકી. આમાં સ્ત્રીઓ એકેકના દુર્ગુણ ઢાંકવા માટે કેવો અપ્રતિમ સહકાર આપી શકે છે તેનું પણ ઉજ્જવળ દૃષ્ટાંત જણાઇ આવે છે. પણ હશે, એમાં આપણને શું! *

હું કંઇક આડો ઉતરી ગયો. મારું કહેવું એમ છે કે જેમ સ્ત્રીઓમાં ગરબા ગાવાની ઘેલછા છે એમ જ પુરુષોમાં. સૌ કોઇ એમ સમજે છે કે ભાષણ કરવું એ રમતની વાત છે. જો કોઇ પણ પુરુષ બોલી શકતો હોય તે ભાષણ પણ કરી શકે જ. આ પ્રકારની માન્યતા એમના હૃદયમાં ઘર કરીને રહી ગઇ છે. પરંતુ આ જાતના આજન્મ ભાષણકર્તાઓ વિષે વધુ વિવેચન કરવું નકામું છે, કારણ કે કોણ એવો ભાગ્યશાળી પુરુષ હશે કે જેણે આ પ્રકારના ભાષણકર્તાઓનાં ભાષણો સાંભળ્યાં જ નહિ હોય અને એને લઇને ભોગવવી પડતી વ્યથાઓ ભોગવવાનો અશુભ અવસર પ્રાપ્ત જ નહિ કર્યો હોય!

" એટલે જુઓને," મનસુખભાઇએ ખાવાનું અને પીવાનું કામ આટોપી લઇને મારી પાસેથી સીગરેટ લઇને સળગાવી અને પછી બોલવા માંડ્યું " તમે મારો શરમાળ સ્વભાવ તો જાણો છો. હું છેક નાનો હતો ત્યારથી મેં ભાષણ કરવાનો ધંધો હાથમાં લીધેલો જ નહિ. આ પ્રમાણે ભાષણ ન જ કરવાનો મારો નિશ્ચય હતો જ. એવામાં આપણા પેલા જયન્તભાઇ ખરા ને? એમનો કીસ્સો મારા જોવામાં અને જાણવામાં આવ્યો; ત્યારથી તો મેં રીતસરની પ્રતિજ્ઞા લીધી છે કે મારે ભાષણ કરવાનું કબૂલ કરવું નહિ."

" હા. જયન્તભાઇને તો ઓળખ્યા. પણ એમનો કીસ્સો શો તેની મને ખબર નથી." હું બોલ્યો.

"નહિ ખબર હોય તો હું કહું." મનસુખભાઇએ જવાબ આપ્યો. "જાણે બન્યું એમ કે એ જયન્તભાઇ પણ મારા જેવા જ શાંત

અને શરમાળ સ્વભાવના અને જન્મારામાં કોઈ દિવસ ભાષણ એમણે કરેલ નહિ. છતાં એક વખત અમુક મેળાવડામાં એક વ્યક્તિને માનપત્ર આપવાનું હતું એમાં મૂલ વક્તા તરીકે કોઈએ એમનું નામ સૂચવ્યું અને પોતાને કમનસીબે જયંતભાઈએ તેમ કરવાની હા પણ પાડી દીધી.

"સભાને વીસ પચીસ દીવસની વાર હતી પણ જયંતભાઈએ તો બીજા જ દીવસથી એની તૈયારીઓ ધમધોકાર ચાલુ કરી દીધી. જીંદગીમાં પહેલું જ ભાષણ કરવાનું એટલે મનમાં એ ગભરાયલા ઘણા જ; પણ સાથે સાથે એમને એમ પણ થઈ આવેલ હશે કે ભાષણ કરવું તો એવું કરવું કે ઘડીભર લોકો છક થઈ જાય. બીજે જ દીવસે, ઓફીસથી છુટીને એમણે લાયબ્રેરીનો રસ્તો લીધો. અમને આશ્ચર્ય તો ઘણું થયું પણ એમણે કૈં ખાસ ખુલાસો આપ્યો નહિ. પાછળથી અમને ખબર પડેલી કે ડીમોસ્થનીસથી માંડીને, ગ્લેડસ્ટન, બ્રાયન, બર્ક, સુરેન્દ્રનાથ બાનરજી વગેરેનાં ભાષણોનાં પુસ્તકો એ ઘેર લઈ આવ્યા અને રાતના બે બે વાગ્યા સુધી એનું અધ્યયન શરૂ કરી દીધું. રોજના છાપામાં પણ જો કોઈનું ભાષણ હોય તો તે ધ્યાનથી વાંચી જાય। ધીમે ધીમે ઓફીસના કામમાં પણ એમનું ચિત્ત લાગે નહિ. સોલીસીટરની ઓફીસમાં જુના માણસ રહ્યા એટલે એમને ઝાઝો વાંધો આવ્યો નહિ પણ ઓફીસમાં પટાવાળાથી માંડીને સોલીસીટર શેઠ સુધીના માણસોને વહેમ પડ્યો કે 'કહો ન કહો પણ જયંતભાઈ કૈં પૈસા સંબંધી કે સંસારની ઉપાધિમાં સજાડ આવી ગયા છે.'

"પુસ્તકોનું વાચન પુરૂં થઈ ગયું એટલે એમણે પોતાનું ભાષણ તૈયાર કરવા માંડ્યું. ભાષણ ગુજરાતીમાં કરવાનું રહ્યું એટલે સાહિત્ય પરિષદની દરેકે દરેક બેઠકના પ્રમુખના ભાષણ એમણે વાંચી નાખ્યાં. એમના અમજને માટે જે વહેમ ઓફીસના માણસોને પડવા માંડ્યો હતો તે વહેમ ઘરના માણસોને પણ પડવા માંડ્યો. જયંતભાઈનો આહાર ઘટી ગયો. રાતના ઉંઘ પણ બરાબર આવતી નહિ. આસ્તે આસ્તે એમણે ઉંઘમાં પણ કૈંક છુટક છુટક વાક્યો, મોટા ઘાંટાથી બોલવા માંડ્યા. એમના પત્નીને એમની તબીયતની ચિંતા થવા માંડી. પત્નીએ એમને દાક્તરની સલાહ લેવાનું કહ્યું જેના જવાબમાં જયંતભાઈએ લગભગ પચીસ મીનીટનું, ભલભલા વક્તાને પણ પાછા પાડી દે તેવું ભાષણ ઠોકી દીધું. એમના પત્નીના કહેવાથી મેં જાણ્યું હતું કે તે વખતનો તેમનો ચહેરો શાંત સ્વભાવના જયંતભાઈ કરતાં કોઈ ગાંડા આદમીને વધારે મળતો દેખાતો હતો. ઘડીકમાં ટેબલ ઉપર મુઠીઓ અફાળી તો ઘડીકમાં ગજવામાં હાથ ઘાલીને, ઘડીકમાં વાસ્કુટમાં બે ખભા આગળથી બે હાથ ઘાલીને એટલા મોટા ઘાંટા પાડીને એમણે દાક્તરોની સામા પણ અસંબદ્ધ વાક્યોમાં આ ભાષણ આપ્યું કે આસપાસના પાડોશીમાંથી બે ત્રણ દોડી આવ્યા. પત્નીએ રડવા માંડ્યું અને તે જોઈને છોકરાંઓ પણ કકળી ઉઠ્યાં. જેમ તેમ એ પ્રકરણ પુરૂં થયું. પણ તેજ દિવસે ઓફીસમાં શેઠે તેમને એક કેસ સંબંધી કહ્યું એટલે જયંતભાઈ પાછા ઉખડી પડ્યા. ત્યાં તો

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૭ ઉપર]

"કોણ જાણે તમને મોળી ચ્હા કેમ સારી લાગે છે! મને જગાડી કાં નહિ? પૈસા તો મારી પાસે હતા."

પ્રવીણ પાછો લખવા લાગી ગયો. જવાનીની શરૂઆતથી જ તેને આ રોગ લાગુ પડ્યો હતો અને આજ વીસ વરસથી તેણે એ રોગને પાળ્યા કર્યો હતો. આ રોગમાં શરીર સ્વાસ્થ્ય ગુમાવ્યું હતું અને ચાળીસ વરસની ઉમરમાં તો વૃદ્ધાવસ્થાએ તેને ઘેરી લીધો હતો. પણ આ રોગ અસાધ્ય હતો. સૂર્યોદયથી મધરાત સુધી સાહિત્યનો આ ઉપાસક અંતર્જગતમાં ડૂબી જઇ, સમસ્ત સંસાર તરફ મ્હોં મચકોડી હૃદયના પુષ્પ અને નૈવેદ્ય સરસ્વતીને ચ્હડાવી રહ્યો હતો. પણ ભારત વર્ષમાં સરસ્વતીની ઉપાસના એટલે લક્ષ્મીની અભક્તિ મન તો એક જ હતું—તો પછી બેઉ દેવીઓને એકી સાથે શી રીતે પ્રસન્ન કરી શકે? અને બન્ને દેવીઓના વરદાનને શી રીતે પાત્ર થઇ શકે? વળી લક્ષ્મીની અવકૃપા માત્ર ધનના અભાવ પૂરતી જ નહોતી. તેની સહુથી નિર્દય રમત તો એ હતી કે વર્તમાનપત્રોના સંપાદકો અને પુસ્તકોના પ્રકાશકો પ્રવીણ તરફ ઉદારતાપૂર્વક સહૃદયતા પણ બતાવતા નહોતા. જાણે આખી દુનિયાએ તેની સામે કોઇક ષડ્યંત્ર રચી રાખ્યું હતું. એટલે સુધી કે સહૃદયતાના નિરંતર અભાવથી પ્રવીણનો આત્મવિશ્વાસ પણ ઉડી ગયો હતો. કદાચ હવે તેને એમ પણ લાગવા માંડ્યું હતું કે પોતાની રચનાઓમાં કશો સાર, કશી પ્રતિભા છે નહિ; અને આ ભાવના હૃદયને ચીરી નાખનારી હતી. આ દુર્લભ મનુષ્યજીવન આમ ને આમ નષ્ટ થઇ ગયું! દુનિયાએ ભલે પોતાનું ઇચ્છિત સન્માન ન કર્યું પણ પોતાની કૃતિઓ તો એટલી તુચ્છ નથી એટલો દિલાસો પણ નહિ! જીવનની જરૂરીઆતો ઘટી ઘટીને સન્યાસાવસ્થાની મર્યાદાઓ પણ વટાવી ગઇ હતી. કોઇ દિલાસો હોય તો તે એટલો જ કે પોતાની જીવન–સહચરી ત્યાગ અને તપમાં પોતાનાં કરતાં પણ બે પગલાં આગળ જાય તેવી હતી. સુમિત્રા આવી દશામાં પણ રાજી રહેતી હતી. પ્રવીણને દુનિયા સામે ભલે ગમે તેટલી ફરીઆદ હોય, પણ સુમિત્રા સમા પુષ્પના દડામાં ભરેલો સુગંધી વાયુ તેને બહારની આ ઠોકરોથી બચાવી લેતો હતો. પોતાના ભાગ્ય ઉપર રડવું તો દૂર રહ્યું, પણ આ દેવીએ મ્હોં ઉપર કદિ કઠોર રેખા પણ આણી નહોતી.

ચ્હાનો પ્યાલો ઉઠાવતાં સુમિત્રા બોલી, "જરા બહાર જઇ કલાક—અરધો કલાક ફરી આવો ને પછી લખવા બેસતા હો તો! પ્રાણ ગુમાવીને કામ કરવા છતાં પરિણામ કશું નથી એ જાણો છો તો પછી વ્યર્થ શા માટે મગજમારી કરો છો?"

માથું ઉંચુ કર્યા વગર જ, કાગળ ઉપર કલમ ચાલતી રાખીને પ્રવીણે જવાબ આપ્યો, "લખવામાં બીજું નહિ તો એટલો સંતોષ તો રહે છે કે કંઇક કામ કરી રહ્યો છું! ફરવા જવામાં તો મને વખતનો નિરર્થક નાશ કરવા જેવું લાગે છે."

"આટલા બધા ભણેલા ગણેલા માણસો દરરોજ હવા ખાવા બહાર ફરવા નીકળે છે એ લોકો પોતાના સમયનો નાશ કરે છે?"

"એ લોકોમાં મોટા ભાગના માણસો એવા છે કે ફરવા જવાથી તેમની આવકમાં જરાપણ ઘટાડો નથી થતો. બહુ ભાગે તો

છે. આ વિશ્વાસથી મારે બીજા કોઇ લેખક કરતાં લજ્જા પામવાનું કશું કારણ નથી."

તેની સરલતાની દયા ખાઇને સુમિત્રા બોલી, "તમે કલ્પનાના સંસારમાં રહી રહીને પ્રત્યક્ષ સંસ્કારથી છેક અલગ પડી ગયા છો. હું કહું છું કે રાજા સાહેબને ત્યાં લોકોની નજર સહુથી વિશેષ તો કપડાં ઉપર જ પડવાની. સાદાઇ અવશ્ય સારી છે, પણ સાદાઇનો અર્થ એ તો નહિ ને કે માણસે ફુવડ જેવું ગંદુ રહેવું ?

સુમિત્રાના બોલવામાં પ્રવીણને કંઇક સાર લાગ્યો. વિદ્વાનોની પેઠે એ પણ પોતાની ભૂલોનો સ્વીકાર કરવામાં વાર લગાડતો નહિ. તેણે જવાબ આપ્યો "હું સમજું છું. દીવાં બત્તી થયા પછી હું જાઉં."

" હું તો કહું છું કે જાઓ જ શા માટે ? "

" હવે તને શી રીતે સમજાવું ? પ્રાણી માત્રના દિલમાં આદર અને સન્માનની ભૂખ રહે છે. એ ભૂખ કેમ રહે છે એ પૂછતી હો તો કહું કે એ ભુખ આપણા આત્મ–વિકાસનું એક પગથીઉં છે. સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપી રહેલી મહાન સત્તાના આપણે સૂક્ષ્માંશો છીએ. પૂર્ણ સ્વરૂપના ગુણો અંશમાં હોય એ તો વાસ્તવિક છે. તે જ કારણે કીર્તિ અને સન્માન આત્મોન્નતિ અને જ્ઞાન તરફ આપણી સ્વાભાવિક રૂચિ રહે છે. આ લાલસાને હું બુરી નથી માનતો. "

દલીલ અટકાવવા ખાતર સુમિત્રા બોલી. " સારૂં, ભાઇ, જાઓ. હું તમને બોડાસ નથી કરતી, પણ કાલને માટે કંઈક વ્યવસ્થા કરતા આવજો, કારણ, મારી પાસે ફક્ત એક આનો બાકી રહ્યો છે. જેની જેની પાસેથી ઉધાર મળી શકે એવું હતું તેની પાસેથી લીધું છે તેને પાછું આપવાનો વારો હજુ નથી આવ્યો. મને તો હવે બીજો ઇલાજ સુઝતો નથી. "

એક ક્ષણ ચુપ રહી પ્રવીણે કહ્યું, "એકાદ બે પત્રિકાઓમાંથી મારા લેખના પૈસા આવવાના છે. કદાચ કાલ સુધીમાં આવી જશે. અથવા, કદાચ કાલ ઉપવાસ કરવો પડે તો યે શી ચિંતા છે ? આપણો ધર્મ કામ કરવાનો છે. આપણે કામ કરીએ છીએ–તન મનથી કરીએ છીએ. તેમ છતાં પણ આપણને કડાકો પડે તો તેમાં મારો દોષ નથી. મરી તો જવાનો જ છું. આપણા જેવા લાખો મનુષ્યો રોજ મરી જાય છે. સંસારનું ચક્ર તો જેમનું તેમ ચાલ્યું જ જાય છે, તો પછી આપણે ભૂખ્યા મરી જઇએ તેમાં અફસોસ શાનો ? મોત એ કંઇ ડરવાની વસ્તુ નથી. હું તો મરેલાના શબને ગાતાં વગાડતાં સ્મશાને લઇ જનાર કબીર પંથીઓના મતનો છું. હું તેનાથી ડરતો નથી. તું જ કહે, હું જેટલું કરૂં છું તેનાથી વધારે કરવું મારી શક્તિ બહાર છે કે નહિ ? આખી દુનિયા મીઠી નિદ્રામાં સુતી હોય ત્યારે હું કલમ લઇને બેઠો હોઉં છું. લોકો હાસ્ય–મશ્કરી, આમોદ–પ્રમોદ કરે છે, મારે માટે એ બધું હરામ છે–એટલે સુધી કે આખા મહીનામાં એકવાર પણ હસવા વારો આવ્યો નથી. હોળીને દહાડે પણ મેં રજા પાળી નથી. માંદો પડું છું ત્યારે પણ લખવાની ફીકર માથા ઉપર સ્વાર સ્વપ્ને બેસે છે.

( અનુસંધાન પૃષ્ઠ ૫૦૯ ઉપર)



શ્રી. ભુલાભાઇ જીવણજી દેસાઇ
દસમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ

પોતાની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

ગુજરાત : જાન્યુઆરી ૧૯૩૨



શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની :
સ્વાગત મંડલના પ્રમુખ

# ભાષા કેવી જોઈએ? *

લેખક :
શ્રી. ભુલાભાઈ છગનજી દેસાઈ
એમ. એ. એલ એલ. બી. એડવોકેટ

હું માનું છું કે સાહિત્યનું મુખ્ય અંગ તો ભાષા જ છે. ભાષામાં જે કહેવાનું છે તે સ્પષ્ટ રીતે કહેવામાં ન આવે, અને તેની સચોટ અસર ન થાય, તો તે ખરી ભાષા નથી. ટુંકમાં જે બોલવામાં તેમ જ લખવામાં આવે છે, તે સ્પષ્ટ અને અસરકારક હોવું જોઈએ. એવી વાણી તે જ ભાષા.

એમાં ભાષાનાં બંધારણ વિષે પણ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. એને આપણે શૈલી કહીએ, ઘાટ કહીએ, રૂપ કહીએ, ગમે તે નામ આપીએ. શબ્દ રચનાનાં ભિન્નભિન્ન પ્રકાર થઈ શકે છે. કેટલાક એ શબ્દોને જેમ બને તેમ અનિયમિત રીતે ગોઠવવામાં બહાદુરી માને છે, તો કેટલાક એ શબ્દોને હાંસીઠાંસીને ગોઠવવામાં આનંદ લે છે, તો કેટલાક એનાં સંસ્કૃત અલંકારોનાં ભાર લદાવવામાં મોટાઈ માને છે. એમ સૌ કોઈ પોતાની મરજી પ્રમાણે શબ્દની ગોઠવણી કરે છે. એ બધી રચનામાં જે શબ્દરચના સૌથી સરળ, સહેલાઈથી સમજી શકાય તેવી, અને તેમ છતાં પણ અર્થવાહી અને રસભરી હોય તેજ સૌથી ઉત્તમ શબ્દરચના. તેવી જ શબ્દરચના મધુર બની શકે, તે જ શબ્દરચના સૌને પ્રિય પણ થઈ પડે. એવી શબ્દ રચનાના—પછી ગદ્ય કે પદ્ય,—ગમે તેટલા વિભાગો પાડો. જે વાણી ખુલ્લાખુલ્લા જેના મન ઉપર કશી પ્રકારી નથી, જે વાણીની મન ઉપર છાપ પડતી નથી, તે વાણીની કંઈ જ ઉપયોગિતા નથી.

વળી જે ભાષા લોકસમસ્તનાં વિચાર તેમ જ વર્તન સાથે પૂરતો જીવંત સંબંધ ધરાવતી નથી, તે ભાષા લુખી, નગણી અને પ્રયોજન વિનાની છે, એ ભાષાનો કાંઈ અર્થ નથી. ભાષા તો તે, કે જે આખી પ્રજા સમજે. જે ભાષા પ્રજાના વિચાર, વર્તન, પ્રજાના સુખદુઃખ, પ્રજાના આનંદઓચ્છવ, પ્રજાનાં સમાજ જીવનથી જેટલી અળગી રહે તેટલી તે નકામી ને નિર્જીવ છે. અને તેટલા જ પ્રમાણમાં તેની નિષ્ફળતા છે. ભાષા એ

* હરાવી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે નડીઆદમાં તા. ૧૨મી ડીસેમ્બર ૧૯૩૭ના રોજ વાંચેલા ભાષણમાંથી.

# નડીઆદની ઇતિહાસ ગાથા*

લેખક :
શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની,
બી. એ.

હવે હું મને અવસર મળ્યો છે ત્યારે જ્યાં પરિષદ્ મળે ત્યાંની ભૂમિદેવતાની ઇતિહાસગાથા ગાવાના રીવાજને જતો નહીં કરૂં. જો કે અહીં હું અમારી જન્મભૂમિ–નડીઆદની કંઇક ગાથા ગાઇ લઉં છું. છતાં તેના નામકરણની, અટપટા ભાષાશાસ્ત્રની, ઘુમચક્રીમાં તમને ભમાવવાનો નથી, તેમ ૯૦૦ વર્ષના ગાળામાં થયલાં સ્થળાંતરોની તેમ ગુજરાત અને તેની બહારનાં નગરોમાંથી એક યા બીજા કારણે થયેલાં વસ્તીનાં ઉભરણોની તવારીખી આંટી–ઘુંટીમાં પણ નહીં ઉતારૂં.

ખાસ ભૌગોલિક સ્થિતિ તેમ જ કુદરતી બક્ષીસોને અંગે ગુજરાતના નન્દનવન લેખાતા ચારૂતર–ચરોતર–ના અગ્રણી નગર નડીઆદે ઠેઠ સને ૧૦૯૬ થી ઐતિહાસિક ને વ્યાપારી મહત્ત્વ મેળવ્યું છે. વલ્લભી રાજકાળામાં શેઢી નદીની પેલી પારનું, નડીઆદથી ચાર માઇલ ઉપરનું દેહગામ અગત્યનું મથક હતું. પણ કર્ણ સોલંકીએ સને ૧૦૭૨ થી ૧૦૯૨ ના ગાળામાં આણ્યા; માળવા–ગુજરાતનો માર્ગ નિષ્કંટક કર્યો, અને જગતના પિતા લેખાતા પાટીદાર ખેડુતબંધુઓને વસાવ્યા. પરિણામે ચરોતર એ ચારૂમાં ચારૂ ભૂમિ બની; અને તે કાળના પાંચ બંદરી, વ્યાપારી તેમ જ લશ્કરી ધોરી માર્ગોનું મથક નડીઆદ થયું. સને ૧૦૯૪ માં કર્ણ સોલંકી મરણ પામતાં બાળરાજ, ગુર્જરસમ્રાટ સિદ્ધરાજનાં પવિત્ર સતી, માતા મીનળદેવી ગુજરાતના દક્ષિણ ભાગના મંડલેશ્વરોની રાજભક્તિ દૃઢ કરવાને પ્રવાસે નીકળ્યાં. ખેડાથી નડીઆદ આવી, સને ૧૦૦૬ (સં. ૧૧૫૨) માં હાલની ડુમરાળ ભાગોળે અખૂટ પાણીવાળી વાવ બંધાવી; આવી વાવો અને મલાવો એ રાજમાતાએ આ અરસામાં ગુજરાતમાં કેટલેક સ્થાને બંધાવેલી છે. અહીંની વહેવાવ, ઉદેવાવ, મલાવ વગેરે તે સમયનાં સ્મારક લેખાય એમ છે. વણજારી વાવ વગેરે પણ આવાં જૂનાં સ્મારક છે.

મહેવાસી કોળી ઠાકોરોને શેહ આપી, કાબૂમાં

ગુર્જર રાજ્યઅમલ સને ૧૦૨૫ માં તૂટ્યો. એટલે આ ભાગમાં અંધાધુંધી ફેલાઇ

---

* દશમી ગુજરાતી સાહિત્ય પરિષદના સત્કારમંડળના અધ્યક્ષ તરીકે નડીઆદમાં તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૩૧ ના રોજ આપેલા લેખકના ભાષણમાંથી.

આ સબંધમાં સપ્રમાણ હકીકત અને વર્ણન માટે લેખકનો "નડીઆદ વિષે કંઇક" એ લેખ "સમાલોચક" ના ૧૯૧૯ ના નવેમ્બરના અંકમાંથી જોઇ લેવો. પુ. ૨૩, અંક ૧૧, પાનાં ૬૦૮ થી ૬૨૧.

મંડલ એ એની મહત્તાને ભાર દેનારાઓની જુદી ભાવનાઓ વચ્ચે સંઘર્ષણ ચાલ્યા કરતું. આજથી જેને આપણે પરિષદ કહીએ છીએ, અને જે ખરૂં જોતાં સંમેલન છે, તેને રીતસર સંમેલન કહી શકીશું અને જેને ખરૂં મહત્ત્વ ઘટે છે તેને આજથી આપણે પરિષદના ખરા નામથી ઓળખીશું. ચીરસ્થાયી મંડલની ભાવનાનો આમ વિજય થયો છે, અને સંઘર્ષણને માટે હવે ઝાઝું સ્થાન નથી રહ્યું.

[ આ પછી વક્તાએ મુખ્ય ફેરફારોના ઠરાવનું સૂચન કર્યું હતું ]

આ ઠરાવથી પરિષદના બંધારણનો ભ્રમણ-યુગ—જે રાજકોટમાં શરૂ થયો હતો તે—પૂરો થાય છે. બંધારણનું કામ પહેલું ઉપાડવામાં આવ્યું ત્યારે કોઇને એવો ખ્યાલ નહતો કે આ કામ આટલું અઘરૂં છે. રાષ્ટ્રોનાં રાજકીય બંધારણો ઘડવા ને ભાંગવા એ તો રમત વાત; પણ સાહિત્યકો માટે બંધારણ કરવું કંઇ સહેલ છે!

આ બંધારણના પ્રશ્નમાં બંધારણ ઘડવા–ભાંગવાં કરતાં વૈમનસ્ય, વિખવાદ અને અસંતોષ છૂતવાનાં હતાં. જ્યારથી બંધારણનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો ત્યારથી નડીઆદના ઘણા સાહિત્યરસિકોના અને બીજા થોડાકના મનમાં અસંતોષ હતો. પહેલેથી ગુજરાતના જુદાજુદા સ્થળોના સાહિત્યપ્રેમીઓ, જે બંધારણ ચલાવવા માંગતા હતા તેનો એક જ મુદ્દો હતો કે આ અસંતોષ છૂતવો. વડોદરામાં પહેલી સભામાં જે જે સૂચના આવી તે સ્વીકારેલી તે એ જ માટે. મુંબાઇમાં પરિષદ્‌નાં બંધારણનું આખું પ્રકરણ સમાધાન ખાતર સ્વીકારેલું તે પણ એ જ કારણે. નવમી પરિષદમાં, અહીંયાં, પણ તેમણે બંધારણ સમિતિની સૂચના કરી અને એ સમિતિ કરે તે કબુલ કરવાનું વચન આપ્યું તે પણ એ જ કારણે. અને આજે નડીઆદે તે વચન પાળ્યું છે. બંધારણસમિતિએ સર્વાનુમતે જે કરેલો ખરડો બહાલ રાખ્યો છે. આ અસંતોષ સકારણ હોત તો તો ક્યારનો ય છૂતાયો હોત. વ્યક્તિગત અવિશ્વાસનાં ઝેર ઉતારવાં અઘરાં હોય છે. છતાં આજે એમનો અસંતોષ છૂતાયો છે; ભ્રમણયુગ પુરો થયો છે.

હું કબુલ કરૂં છું કે જ્યારે સત્કાર મંડલના અધ્યક્ષે પોતાના ભાષણમાં વિખવાદ પુરાણનો પ્રારંભ કર્યો ત્યારે મને લાગેલું કે આવું સુંદર પરિણામ નહિ આવે. સમાધાન કરવું હોય તો જુનો વિસંવાદ ફરીથી શા માટે દર્શાવે? મને ગઇ વખત લાગ્યું હતું તેમ લાગવા માંડયું કે આ વખતે કુરૂક્ષેત્રની ઉડતી ધુળ-નડીઆદની ધુળમાં આવીને ભળી છે, પણ હું ભુલી ગયો કે આ તો સ્વર્ગસ્થ ગોવર્ધનરામનું અને મણીલાલ નભુભાઇનું ગામ છે, હું ભુલી ગયો કે એમના જેવા સાહિત્યકોનો આત્મા આ સ્થાનને સંરક્ષે છે, અને એમના કીર્તિસંતાનો એમના પૂર્વજોની કીર્તિ ધુળમાં મેળવે એમ નથી. હું ભુલી ગયો કે નડીઆદીઓ પરિષદની નાવને સ્થાનિક ખરાબાઓમાંથી બચાવી લેવાનો નિર્ણય કરી બેઠા છે. આજે એમણે ઉદારતા બતાવી છે. અને તે માટે હું તેમને ધન્યવાદ આપું છું. છેલ્લાં થોડાં વર્ષમાં પરિષદને વિનાશથી બચાવવા માટે, નડીઆદીઓ માટે મારે કઠણ ને કડવા શબ્દો વાપરવા પડ્યા હતા.

## યૌવનની ઓટ

લેખક
શ્રી. સનત્કુમાર વીણુ

"ઉષા, કાલે સાંજે ખૂબ મઝા આવી!" માલતીએ કોલેજમાં આવતાં વાર જ કહ્યું.

"કેમ, શું થયું?"

"કાલે હું નાટક જોવા ગઈ હતી. પપાને કોઈ કોમ્પ્લીમેન્ટરી ટીકીટો પધરાવી ગયું હતું."

"તેમાં મજાહ શું આવી?"

"સાંભળ તો ખરી. નાટક તો તદ્દન કચરા જેવું હતું."

"હું જાણતી જ હતી. એવા નાટકમાં ગઈ શું કામ?"

"હવે જાણ્યું તારું ડહાપણ. હું કહું છું તે સાંભળતી નથી, અને તારું ડહાપણ ડોળ્યા કરે છે. વાત પુરેપુરી સાંભળતી યે નથી."

"ચાલ, હવે હું સાંભળીશ."

"તે નાટક જોવાનું મેં પડતું મૂકી આપ્યું. બાજુ જોતી હતી ત્યાં મેં રમેશને જોયો."

"કોણ રમેશ? હમણાં તો લગભગ દરેક જણનું નામ રમેશ હોય છે. પુરેપુરૂં ઓળખાણ આપને!"

"પેલો રમેશ વકીલ. આપણે કોલેજમાં પહેલાં આવ્યાં તે વરસે Elocution Competition (વક્તૃત્વ હરીફાઈ)માં પહેલું ઈનામ લઈ ગયો હતો, તે."

"મને તો કંઈ યાદ નથી."

"તું તદ્દન મુરખી જ છે. એટલું યાદ નથી? પછી તે બી. એ.ની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસની આશા રાખતો હતો, તેને બદલે પાસ ક્લાસમાં આવ્યો, અને પ્રીન્સીપાલ એનાં વખાણ કરતા હતા, તે સુખ જ થઇ ગયા! ને વળી, કેમ એક વાર આપણે કોલેજના દરવાજામાં પેસતા હતા, ત્યારે એ બાઈસાહેબ ટેનીસ રમતા હતા. રમતા રમતા આપણી સામે જોવા ગયા, ને માથામાં બોલ વાગ્યો, ને ચશ્મા વાંકા વળી ગયા! ને પછી બિચારો ખસીઆણો પડીને ચાલ્યો ગયો!" માલતીએ રમેશનું બને તેટલી ઓળખાણ આપતાં કહ્યું.

"હા, હા. ઓળખ્યો. પેલો પાતળો, ને સહેજ ઉંચો, ને વળી હમેશાં રૂવાબભેર કપડાં ટેકારી ફરે છે તે ને!"

"હા, તે જ."

"તેનું શું?"

"તે પણ કંઈ નાટક જોવા આવ્યો હતો."

"એને યે કોમ્પ્લીમેન્ટરી પાસ મળ્યો હશે. એ કંઈ પૈસા ખરચે એવો નથી." ઉષાએ ટીકા કરી.

"કોણ જાણે. એમ જ હશે, પણ કે એને પણ નાટકમાં રસ પડતો દેખાતો નહોતો."

"પછી!"

## શિશુ અને સખી

( અનુસધાન પૃષ્ઠ ૪૫૨ થી ચાલુ )

(૧૬)

એક આત્મા હતો-શિશુનો ને સખીનો, તેને પણ તે ઉગ્ર નિર્દયે વિદાર્યો ને અર્ધાત્માઓને જુદા જુદા જન્મ પ્રવાહમાં નાંખ્યા.

શિશુ અને સખી, જડ્યાજુદાં હતાં ત્યાં જુદાં થતાં, છાતીફાટ રડ્યાં. તેમનું કારમું રૂદન વિશ્વમાં વ્યાપી રહ્યું. દિગ્પાલો કાંપ્યા; આકાશનું આક્રંદ માયું નહિ; ઉષા આંસુ સારતી નિસ્તેજ બની.

વિધાતાએ ઉચ્ચાર્યાં વાગ્બાણનો: 'એક તમે હતાં તે હવે બે બની જન્મે જન્મે રઝળશો એક બીજાને શોધતાં ને વિરહશૂળે ચીરાતાં '

(૧૭)

શિશુનું આક્રંદ સમાયું નહિ. 'શું આત્મા વિણ રઝળવું ભવેભવ ? શું વિરહે જળવું અનંત કાલમાં ? દયાનિધિ ! દયા કરો.'

વિધાતાના નિષ્ઠુર હૈયે દયા સંચરી : તેણે કહ્યું : કોઇ જન્મે અર્ધાત્માનો ભેટો થશે; એકમેકનાં નયનોમાં આત્માનાં દર્શન કરશો;—પછી—'

'પછી ? એ પછી ? કૃપાનાથ !'—શિશુને સખીએ ચીસ પાડી...ને અંધકાર પ્રસર્યો. બન્ને ઘસડાયાં, ઘસડાયાં જુદાં...ને છેલ્લા વિદાયનાં ધ્રુસ્કાંના ગગનચુંબન્ટે પડઘા પડ્યા...ધ્રુસ્કાં,...અનંત ને આક્રંદભર,...દશે દિશ સંભળાઇ રહ્યાં...યમનાં લોહી તરસ્યાં નયનો પણ ભીનાં થયાં....અનંતના અનેકકંઠી રુદનથી વિશ્વ ડોલી રહ્યું..

(૧૮)

આ ધ્રુસ્કાંથી રૂંધાઇ રહેલા ઉગ્ર શિશુએ ઉચ્ચાર્યું : 'અમારાં અર્ધાત્માઓએ એક બીજાને ઓળખ્યાં છે.

હવે ભલે આભ તુટે પણ એ બંને સાધશે. અવિભક્ત આત્માની સર્જનસિદ્ધ એકતા.' આ બોલો તેણે ઉચ્ચાર્યા, ને તેણે આંખો ઉઘાડી. તેને પોતાની પરિસ્થિતિનું ભાન આવ્યું. ને રાત્રિના અંધકારમાં તે મૂક કલ્પાંતે પોતાનું હૃદય ચીરી રહ્યો.

(૧૯)

ગભરાયેલો તે, આત્માના આરામ સમા ગિરિશૃંગે પહોંચ્યો. કાંપતી પૃથ્વી, તુટતા પર્વતો, રેલાતા લાવા ને ધુંધવાતા ઉના, ઘેરા, ધૂમ્રમાં સ્પષ્ટ દર્શન સાધવા કોઈ બેસે તેમ તે પ્રણય ઝંખતો વિરહી ને આદર્શસેવી મૂર્ખ બેઠો. તેણે દેહ દમ્યો; તેણે વિચારસરાણે વૃત્તિ ચઢાવી; ગીતામૃત પીધાં ને ધ્યાનસ્થ પણ બેઠો; ને જ્યાં જ્યાં કલ્પનાનાં વિલાસો માણ્યા હતા ત્યાં જુના આદર્શો જગવવા પણ કર્યો.

(૨૦)

તેણે બહુ બહુ વિચાર કર્યો. સમાજે બંનેને અભેદ્ય, જુદા દુર્ગોમાં પૂર્યા હતાં. અપ્રતિષ્ઠાની તેને આંચ લાગી નહોતી; સખીને તે લાગવા દેવી નહોતી. સતીનું સુખદ છત્ર ઉડવા દેવું નહોતું. પ્રતિષ્ઠાપૂજક જગત્ શું કહેશે? એક આંખ મીચી તે તેમને તિરસ્કારશે? હસશે? ડામશે? મિત્રોમાં તેનું માન જશે? ને ધનનું ઉપાર્જન પણ જશે? મહામહેનતે રચ્યાં ગૃહતંત્ર પર ઇર્ષ્યાની લોહીતરસી દૃષ્ટિ ઠરશે? કંકાસ જીવનરસ ઝેરી કરશે? તે થરથર કાંપી રહ્યો. શું કરતો હતો? શું થઇ રહ્યું હતું? તેના જેવા કર્ત્તવ્યપરાયણતાના આદર્શથી ભ્રષ્ટને પતિત પાવની મંદાકિની પણ પાવન કેમ કરશે? પુણ્યનામી પૂર્વજોનાં સ્મરણો, નરકની વહ્નિજ્વાલ સમાં, તેને બળ્યો બળ્યો કરી મુકશે? ચાંડાલને પણ અણજાણ એવી અધમતા તેને રઝળાવી, કકળાવી, હડખાયાં કુતરાને મોતે મારશે?

(૨૧)

અપવાસ ને ઉજાગરાથી તેનું શરીર ઘસાયું; ને તેની પલેપલ અસ્વસ્થ બની. રગેરગ ને રોમેરોમ, તેની સખીનું નામ પોકારતાં, સ્પર્શમોક્ષને ઝંખી રહ્યાં. તેના કાનમાં હતો એકમાત્ર સ્વર; ને આંખ આગળ એક જ રૂપ; હૈયાંનાં ઊંડાણમાં એક જ નામના ગંભીર પડઘાની પરંપરા ઉડતી; ક્ષણે ક્ષણે એક જ નાદ થતો: 'સખી ક્યાં ?' 'તું ક્યાં ?'

જ્યાં પહેલાં એની હૃદયે વસતી સખી એનો સાથ કરતી તે પગથીએ પગથીએ તે ભટક્યો. પણ 'પંખીવન'ની પગથીઓનો તેને આવકાર નહોતો. વેણુવાદમાં નહોતું સંભળાતું માધુર્ય; મરુતો તેની મશ્કરી કરતા, ને વનદેવીઓ મોં મચકોડતી; જાડાં, જબરાં કાંકિડાં નાનું શું નાક મરોડી દોડી જવાની તસ્દી પણ નહીં લેતાં. કોઈએ મહેર ન કરી. તેમના પ્રાણસમી સખીને દૂર કરવા મથતા પ્રણયદ્રોહીને કોણ પુછે ?

(૨૨)

તે 'પંખીવન' પર જઈ ઉભો ને 'પંખીવન'ના એક વૃક્ષ નીચે નિર્વાણ ઇચ્છતા પ્રણય-સિદ્ધાર્થ સરખો તે જય ને અજય, સુખ ને દુઃખનાં દર્શન કરી રહ્યો. પ્રણયધર્મ તેણે જન્મથી જાણ્યો હતો; ઝોળીમાંથી તે સખી માટે ઝંખ્યો હતો; વિરહની વર્ષાથી સેજ છાંટતાં સહસ્ર શર્વરી તેણે વીતાવી હતી; ને શત સહસ્રવાર એકલવાયાના ઉંડા નિશ્વાસે તેણે વાતાવરણ કંપાવ્યું હતું. એની સખીનાં સૂક્ષ્મ દર્શન અને મૂક ભક્તિમાં તેણે મોક્ષ માન્યો હતો. અને હવે તે આવી હતી-કલ્પનાસૃષ્ટિમાં હવી તેનાથીએ મોહક. જગઉજાળતી તેની સખી હવે નહોતી જલ, ગગન, કે સમીર, તરૂવરમાં; પણ મહાનગરમાં તેની વાટ જોતી બેઠી હતી, ને આખી સૃષ્ટિ વચ્ચે આડી ઉભી હતી.

(૨૩)

જગતનાં બંધનોનો તેણે વિચાર માંડ્યો. તે ડાહ્યો બન્યો હતો; પણ ડહાપણ શું? માત્ર એકબીજાને છેતરવા પ્રગટાવેલી ઢોંગીઓની ઇંદ્રજાળ. તે પ્રતિષ્ઠા પામ્યો હતો; પણ પ્રતિષ્ઠા શું? એકમેકની શોભા વધારવાને ધનાઢ્યોએ સ્થાપેલો શિષ્ટાચાર. સતી હતી સ્નેહાલ ને શુદ્ધ. પણ કોણ? પિતાએ શોધેલી, ન્યાતે માનેલી કર્ત્તવ્યબલે સ્વીકારેલી ઘરણી અને બાલકની માતા. બાલકો હતાં, વહાલાં ને ભાવાર્થી; ને તેની ભાવના સમજે તો તો તે તેનાં જ; ને ન સમજે તો માત્ર દેહધર્મનાં ફલ. ને લગ્નવિધિ? પ્રણયવિહોણી લગ્નવિધિ એ તો માત્ર સંતાનની પ્રતિષ્ઠા સ્વીકારાવવાની સમાજની મુદ્રા; પ્રણય સંરક્ષવાનું કાચલું,–જેમાં સંસાર ડાહ્યાઓની આત્મછેતરામણે પ્રણયને બદલે પશુવૃત્તિ પુરી હતી તે. અને કર્ત્તવ્યપરાયણતા?...ઓ...ઓ...એ તો દયાહીન ને ભયંકર પહેરેગીર જેણે ડગલે ડગલે ફટકા મારી તેને સંસારચક્કીએ બેસાડ્યો હતો તે. એનો અધિકાર શો? ને શા સારૂ સ્વીકારવાં એનાં પ્રાબલ્ય? હજારો એની પરહેજમાંથી છુટ્યા હતા પણ નહોતું કોઇ પુછતું ને નહોતું કોઇ સાંભળતું!

(૨૪)

સમાજ નિર્દેશે તે કર્ત્તવ્ય તો અંતઃકરણ-વૃત્તિ શું એ તે અકર્ત્તવ્ય? સતી ને સંસાર એ કર્ત્તવ્યનાં અધિકારી તો શા સારૂ સખી ને આદર્શો નહિ? તે પોતે કોણ? ને શું? શરીર? સ્વભાવ? પ્રતિષ્ઠા કે પદવીની ભૂખ? કે સારાં કપડાં ને ખાવાનું? કે સંસાર સાથે જડેલી સમાધાન શૃંખલા? તે પોતે શું? હૈયું, તલસાટ કે ઉર્મિ? કે જીવંતથી પણ સજીવ એવી સખીરીનો સદાનો વિરહી? પ્રાણથી પણ પ્રિય એવાં પ્રણયબિંદુનો ચાતક? શું સતત દેખાતો એનો અવિભક્ત ને હિરણ્યગર્ભ આત્મા એ માત્ર અસત્ ને બીજું બધું સત્?

(૨૫)

તે છૂટે મોઢે રડયો. પ્રણયવિંડાણો તે એક વાર પ્રાણ ત્યાગવા બેઠો હતો. શું અત્યારે સત્તા- એટલો માનાનો ને પ્રતિષ્ઠા એટલી પ્રિય કે તેને સાચવવા પ્રાણ રહેસી રાણ બની સદા સંચરવું ? શું પ્રણયની ભાવના એ એક ફુરસદની વખતની લહેર, જે રોજ ઝંખી શકાય પણ આવે ત્યારે વીસરવી પડે ?

(૨૬)

તેની નજરે મીરાં પડી સુકુમાર, રસવિહ્વલ, શરમાળ ને નિરાધાર; કલ્પનાનિવાસી ગિરિધરની ઘેલી; લોકલાજ છોડી ચિત્તોડ ત્યાગતી. ને પડયો શેલી; સુંવાળો, આદર્શે ઉભરતો, કાવ્યમૂર્તિ; જગતને ધુતકારે દગ્ધ; કીર્તિ, પ્રતિષ્ઠા ને સ્વદેશ છોડી પ્રણયને શોધતો.

ને તેની દષ્ટિ આગળ છેલ્લો આવીને ઉભો. સૂક્ષ્મતમ પ્રણયભાવના સરખો,• અનેરા તલસાટથી તરવરતો,–શુદ્ધ, સંસ્કારી, તપોઉજ્જ્વલ વિદ્યાનિધિ, જગતથી જડયો ચંડી- દાસ—પ્રણયની ધૂનમાં રામીની પ્રણયપૂજામાં બ્રહ્મસાક્ષાત્કાર સમજતો; નવદ્વિપની ગલીએ ગલીમાં ધુત્કારાતો, ગામે ગામ શિક્ષાન્ન વિના રઝળતો.—તેને બાંધ્યો હતો હાથીએ ને ફટકા મારતા સૈનિકો એનું રુધિર વહેણ જોઇ હસતા. આંખો મીચી. છેલ્લા નીકળતા શ્વાસમાં રામીનું નામ રટતો એ પ્રણયતપોનિધિ પરલોકપંથ લેતો તેની નજરે ચઢયો.

(૨૭)

ઉન્મત્ત તે, ઝનુનથી ઉભો થયો; તેની આંખોમાં ઉંડી આગ સુગે મોઢે તેણે ભીષ્મ સંકલ્પ કર્યો: 'અસત છે સર્વ, સત છે માત્ર એક : મારા અવિભક્ત આત્માની પરમસિદ્ધિ.—ભલે બ્રહ્માંડ ભાંગે, ભલે પ્રાણ જાય કે પ્રતિષ્ઠા, ભલે તું હોય અવિશ્વસનીય, કે કહા દે મને છેહ, પણ સખીરી ! તુ-ને હું એક હતાં ને રહેવાનાં.' તેનાં હૃદયમાં પૂર આવ્યાં ને ચંડીદાસનું સ્તોત્ર ગાતો તે ઉભો:

"તું રજાકની છે મુજ રમણી
છે તું પિતા ને માત
ત્રિસંધ્યા તારી, ભજન તીહારૂં
તું ગાયત્રી વેદ સાક્ષાત

તું વાગીશ્વરી, તું જગદમ્બા
તું મુજ ગળાનો હાર
તું સ્વર્ગ, મર્ત્ય, પાતાલ પર્યંત
તું નયનના તાર........."

અને તે પંખે ઘણા ઉચ્ચારે છે, પણ કોઇક સમજે છે એવાં પ્રણયના અપૂર્વ સ્વરૂપનો તેનો સાક્ષાત્કાર થયો. એ દર્શને પ્રેરાયલો, મારમર્દન કરી બોધી વૃક્ષ છોડતા પ્રણય-બુદ્ધ સરખો, તે 'પંખીવન'થી ઉતર્યો.



## પરિત્યાગ

[ પૃષ્ઠ ૪૫૮થી ચાલુ ]

પગને પોતાના હાથ વતી જકડી, એ પગ ઉપર પોતાનું મ્હોં રાખીને કુસુમ ભોંય પર પડી છે. એ અનન્ત રાત્રિ–અંધાર ઉપર જાણે કોઇ અદૃશ્ય ચિત્રકારે આ એક અમર ચિત્ર આંકી રાખેલ છે : ચોમેર પ્રલય, વચ્ચે એક ન્યાયમૂર્તિ, ને એના ચરણોમાં એક અપરાધિની.

ફરીવાર સપાટ–જોડાના ચટપટાટ સંભળાયા. હરિહર મુકરજીએ દ્વાર પાસે આવીને અવાજ દીધો : "હેમન્ત! ઘણો વખત થઇ ગયો. હવે વધુ મુદત હું નહિ આપી શકું. છોકરીને ઘરમાંથી બહાર કાઢી મૂક!"

એ અવાજ સાંભળતાંની વાર જ કુસુમ પલભર તો જીવનનું ભાન હારી બેઠી; બેવડા આવેગથી હેમન્તના બન્ને પગ ચાંપીને ઝાલી લીધા: પગને ચુંબન કરી, પગની ધૂળ માથા પર ચડાવી, પગ છોડી દીધા.

હેમન્ત ઉઠીને પિતા પાસે જઇ બોલ્યો : "હું મારી સ્ત્રીનો ત્યાગ નહિ કરી શકું."

"ત્યારે શું ન્યાત ખોવી છે એમ?" હરિહર ગરજી ઉઠ્યો.

"હું ન્યાતજાતને માનતો નથી." હેમન્તે ઠંડોહિમ જવાબ દીધો.

"ત્યારે તો તું પણ બહાર નીકળ."

## સ્નેહ સંભ્રમ

( પૃષ્ઠ ૪૭૪ થી ચાલુ )

"અલ્યા જોરૂ ! તું અહીંઆં ક્યાંથી ? અત્યારે ?"

જસકોરકાકીને આમ બોલતાં સાંભળી કાકાજીને પણ હીંમત આવી "કેમ બાઈ, અત્યારે કોનું કામ પડ્યું છે ?"

"કોનું કામ ?" જોરાવરસિંહે સહુ ખભારી હીંમત બતાવી, "ત્રિભુવનદાસ તમે કે ?"

જસકોર કાકીને ઓળખાણ કરાવવાની જરૂર જણાઈ, "ત્રિભુવનભાઈ, ઓળખ્યો નહિ ? આ તો પેલી-આપણે વાત કરતા હતાં ને-તેનો વર."

કાકાજી એકદમ સભ્ય થઈ ગયા. "ઓ—શમશેર બહાદૂર ! ઓહો-હો-આવો, આવો," કહી કાકાજીએ હાથ મેળવ્યો.

"મને ઓળખ્યો નહિ ?" જરા ફુલાઈ સમશેર બહાદૂરે કહ્યું. "વારૂ કોઈ માણસ છે કે ? બહાર વસુધરા વાટ જુવે છે."

"કોણ, વસુબહેન પણ આવ્યાં છે ? ક્યાં બહાર છે ?" કહી કાકાજી બહાર ગયા. વસુ બહેન એમને ઘેર આવે એ ખ્યાલે તો એ પુરા ખુશ થઈ ગયા. એ ધનભાગ્ય ક્યાંથી !

જસકોર કાકીને આ નહિ ગમ્યું. "જોરૂ !—"

જોરાવરસિંહ સોફા પર બેઠા. "જસકોર બહેન ! તમે મોટાં થયા પણ બોલવાની રીત ન આવડી."

"અરે, બેસને મોટી રીતવાળો. મુછો ઉગાડી ને બે પૈસા કમાયો એમાં જોર મરી ગયો ? હવે સવારે તો મારે ત્યાં વાસી ધાન માગવા આવતો હતો.

"એ વાતને તો આઠીક વર્ષ થયાં"

"મને તો કાલે બની હોય એમ લાગે છે."

"આવો, વસુ બહેન, આવો," કહી નીચા નમી નમી કાકાજી વસુબહેનને આવકાર દેવા લાગ્યા.

"જોરૂ, આ બૈરી ક્યારે પરણ્યો ?"

વસુંધરાએ જસકોર કાકીને જોયાં ને તેના કોપનો પાર રહ્યો નહિ. "આ ડાકણ અત્યારે ક્યાંથી ?" તે મનમાં બબડ્યાં, ને તિરસ્કારથી નાકનું ટેરવું ચઢાવી જસકોર કાકી તરફ જોઈ રહ્યાં.

"ને બાઈ, તમે કોણ છો ?" વસુધરાએ જસકોર કાકીના અભિમાનના ડુકડા કરી નાખવાના હેતુથી તિરસ્કારપૂર્વક પૂછ્યું.

જસકોર કાકી ગાંજ્યાં જાય એવાં નહોતાં.

"બાઈ, ને પણ ખબર નથી ? પુછ તારા વરને."

"અરે, વસુબહેન, બેસો, બેસો," કાકાજીએ માનથી કહ્યું, "બોલો, શું લેશો ?"

"અમે તો જમીને આવ્યાં છીએ."

"બહુ, બોલો," કાકાજીએ પરોણાને આવવાનું કારણ પૂછવાનો પ્રયત્ન કર્યો.

"પ્રોફેસર નથી ?"

"તમને સામું તેડવા ગયા છે," જસકોર કાકીએ મરડમાં કહ્યું. વસુધરાના હૃદયમાં ભરતી આવી.

"ના, એ તો ફરવા ગયો છે. રાતે રખડવાની એની ખરાબ ટેવ છે. હમણાં આવશે."

વસુંધરાનાં હૃદયમાં ઓટ આવ્યો.

"બોલો," કાકાજીએ મંત્ર ભણ્યો.

જોરાવરસિંહને આ મંત્રનો અર્થ નહિ સમજાયો. "તમારો બંગલો મજાહનો છે."

"ઠીક છે, મારા ભાઇ! જેવો હું જુના જમાનાનો તેવો મારો બંગલો."

થોડીવાર કોઇ બોલ્યું નહિ. વસુંધરાએ ચારે તરફ જોવા માંડયું. કૈં અજબ ઘોટાળો હતો.

"ત્રિભોવનદાસ શેઠ! અહીંઆં દરીઓ તો પાસે હશે."

"હા. સામે જ. બોલો," મુંઝવાયલા કાકાજીએ ફરી મંત્ર ભણ્યો.

એટલામાં બહારથી મોટરવાળો આવ્યો. "શેઠ, સામાન ઉતારો. કયાં સુધી હું ખોટી થાઉં?"

જોરાવરસિંહ ને વસુંધરા કાકાજી સામું જોઇ રહ્યાં. કાકાજીને કૈં સુઝ ન પડી.

"સામાન લઇને આવ્યાં છો?" જસકોર કાકીએ પૂછ્યું.

"બે દહાડા સામાન વગર કૈં ચાલે?"

"બે દહાડા! ઓ મારા બાપ!" કાકાજી બબડયા. "બે દહાડા! હા—હા—હા." તેમણે છાસીયું કર્યું, "બે દહાડા અહીંઆં...હા...હા."

"ચાલો શેઠ, સામાન ઉતારો" મોટરવાળાએ કહ્યું.

"રામો છે?" વસુંધરાએ કાકાજીને પૂછ્યું.

"છે, છે. રામા! રામા!" કાકાજીએ બૂમ પાડી. સાઠ વર્ષની છદગીમાં એમણે આવાં નફ્ટ માણસ નહોતાં જોયાં.

રામો આવ્યો. "જા, શેઠનો સામાન લઇ આવ."

"ત્રિભોવનભાઇ, આખું ગામ બોલાવ્યું છે કે શું?" જસકોર કાકીએ કહ્યું, "આવું કહ્યું હોત તો હું આવત જ નહિ."

"અરે કાકી, આ તો કૈં ઉધું વેતરાય છે. મેં તો સગા બાપને પણ બોલાવ્યો નથી."

"હું જાણતી જ હતી. એ છોકરીની આંખો જ કહી આપે છે કે એ નફ્ટ છે." કાકી વસુંધરા તરફ ફર્યાં. "કેમ, કયાં જવા નીકળ્યાં છો, અત્યારે?"

"અહીંયાં જ; બીજે કયાં?" વસુંધરાએ ટાઢાશથી જવાબ આપ્યો.

કાકાજી કચવાઇને મનમાં બોલ્યા, "આ તો મારૂં ઘર છે કે હોટેલ?"

આખો વખત સમશેર બહાદૂર તો લાકડી રમાડતાં ને મુછો તાણતા બેસી રહ્યા.

"કાકાજી! સામાન કુઠે ઠેઉ?"

"કુઠે ઠેઉ? ઠેવ, ઠેવવું હોય ત્યાં—વસુ બહેન, અત્યારે મારા બંગલામાં એક રૂમ ખાલી નથી."

"તો શું જખ મારવા અમારા જેવાને બોલાવ્યા? નોન્સેન્સ. આ તમારી પરોણાગત! જૂદો રૂમ પણ નહિ?"

"સમશેર બહાદૂર!" કાકાજીએ ગુસ્સો દબાવી કહ્યું, "મને શું ખબર તમે અત્યારે આમ આવવાના છો?"

"ત્યારે શું અપમાન કરવા અહીંઆં નોતર્યાં? વસુ, જો, જો. તારે લીધે—"

"શું છે? શું છે? શી ધમાલ મચી છે!" બારણાંમાંથી પ્રોફેસરનો મીઠો સાકર જેવો

અવાજ આવ્યો. તે બારણાંમાં ઉભા ઉભા હસતા હતા.

"કેમ, વસુબહેન! કેમ જસકોર કાકી! સમશેર બહાદુર! તમે ક્યાંથી? કેમ છો?"

"નોન્સેન્સ. મને પરોણો બોલાવ્યો ને કહે છે કે બેડરૂમ નથી. શું હું ઓટલા પર સુવાનો છું?"

"મેં ક્યારે બોલાવ્યા?" કાકાજીએ તપીને કહ્યું.

"ત્યારે અમે આવ્યા કેમ?" સમશેર બહાદુરે મોટો અવાજ કાઢી કહ્યું.

"ગુસ્સે નહિ થાઓ. હું મારો બેડરૂમ આપું."

"આ તો વસુ બહેને સુતી છે."

"માર્યા ઠાર!" હસીને પ્રીતમલાલે કહ્યું. "તે ક્યારે આવી?"

"કલાક પર."

"કેમ?"

"પણ જાણે. કહેતી હતી કે મેં બોલાવી."

"ઓ હો! ત્યારે પેલો મોહિનીવાળો જૂનો ખંડ આપો."

જસકોર કાકી હસી પડ્યાં. "અરે, ઓ પરદુઃખભંજન! ત્યાં તો હું સુવાની છું."

"પણ કાકી, તમે ક્યાંથી?"

"એ કહે છે એમને પણ મેં નોતરું દીધું." કાકાજીએ આક્રંદ કર્યું, "આ હું તો જાગ્યો સુતો છું કે ઉંઘેલો!"

"જાગો છો, જાગો છો, કાકા, એ તો હોય. તમને પણ કાકાજીએ નોતર્યાં લાગે છે" પ્રીતમલાલે સમશેર બહાદુરને પૂછ્યું. "ઠીક અનાયાસે બધા મિત્રો જ ભેગા થઇ ગયા. ગમ્મત પડશે.

"હા, પડશે." જસકોર કાકીએ મરમાં કહ્યું.

"અરે, જો જો તો ખરાં, ત્યારે, સમશેર બહાદુર, એમ સમજો કે જાત્રા કરવા આવ્યા છો. રામા! સામાન અહીંયા જ મુક. સમશેર બહાદુર, એમ સમજો કે આજ તમારો બેડરૂમ."

"આ મારો બેડરૂમ! What! હું દીવાનખાનામાં કેમ સુઇ શકું? There is *no privacy*."

"બારી બારણે સાંકળ વાસજો એટલે privacy. ને જુઓ, અહીંયાં બાથ રૂમ છે, પાણીની સગવડ છે." કહી પ્રોફેસરે એક બાજુની ઓરડી બતાવી. "રામા, ફાન પધારી કર. ચલ લકડ." હસતાં હસતાં પ્રોફેસરે કહ્યું. "વસુ બહેન! શું ગજબ! જાણે કોલેજનાં છોકરાં છોકરીઓ ભાગીને નીકળ્યાં કેમ!"

વસુંધરાથી જરાક હસી દેવાયું.

"I tell you. સવારે તો એવું ગમ્મતનું થશે. આપણે બધા દરિયા પર જઇશું ને નાવા પડીશું."

"આ દીકરા," જસકોરકાકીએ કહ્યું, "હું તને પાણીમાં નહિ જવા દઉં."

"અરે જોજો તો ખરાં, કાકી તમને એક દહાડામાં તરતાં શીખવી દઇશ."

"હવે એમ બેસ મોટો શીખવનારો જોયો ન હોય તો." જસકોરકાકીની ઉગ્રતા પણ સહેલાઇ ગઇ.

"ને તમે તો રૂઝવેલ્ટ સાથે નાહ્યા તર્યા હશો?"

"ના, ના." સમશેર બહાદુરે પણ હસીને નમ્રતા બતાવી, "ઘણાં વર્ષો પર હું સિદ્ધુ તરી ગયેલો."

"હું જાણું ને. તમારી આંખમાં ચમક જ કોઈ જંબરા તારાની છે. લો, આ પથારીઓ પણ આવી.

બે ઘાટીઓ આવી દીવાનખાનાં વચ્ચે બે ખાટલા મુકી ગયા.

"ચાલો ત્યારે હવે મોડું થયું છે. સવારે, જૂઓ, બધાને મારી જોડે ૭ વાગે ફરવા આવવાનું છે."

"તું બાઈ અમને ઘરડાંને ઘરડે ઘડપણ ગાંડાં નહિ કઢાવ" કહી જસકોર કાકી પ્રોફેસરને ટપલો મારી ચાલી ગયાં.

"કાકાજી, સીધાવો, નહિ તો વળી સંધીવાનો ઝપાટો આવશે. વસુબહેન, It's a lovely family party. Good night." કહી તે કાકાજીનો હાથ ઝાલી તેને લઈ ગયા.



# કહે એ ફરી ફરી

લેખક : શ્રી સબળસિંહ જાડેજા

"તને ચાહું છું હું" પ્રિયતમ! કહે એ ફરી ફરી
મીઠા ઉદ્‌ગારો એ 'પરભૃત–ટુહૂ'શા વદ સખે!
ગિરિશૃંગે, ખીણે, ઉપવન મહિં, કે વન વિષે
નહિ ખીલે લીલી 'ટુહુ' વિણ વસંત પ્રમુદિની.

સખે! અંધારામાં વચન પડતાં કે શ્રુતિ મહિં
નહિ હું પ્રેખું એ, તદપિ મધુરાં દિવ્ય વચને–
મને સત્કારે છે, પ્રિયતમ! છતાં શંકિત ઉરે.
"તને ચાહું છુ" એ વચન કથજે તું ફરી ફરી

ફરે તારા વ્યોમે અધિક, પણ તેથી ય ગમતા
ખીલે ઉદ્યાનોમાં કુસુમ અધિકાં હોય પણ શું–
ગમે ના કોને એ પ્રતિ વરસ વૈવિધ્ય ધરતાં?
"તને ચાહું છુ" એ પુનરપિ કહે વાક્ય, પ્રિય! તું

રૂપાની ઘંટી શા પ્રિય મૃદુ રણકાર વદતાં
મને એકાન્તે યે નવ વિસરતો આત્મ થકી તું!

## ભાષણકર્તા

( પૃષ્ઠ ૪૭૮ થી ચાલુ )

તેમણે 'પ્રમુખ મહાશય, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો'ના વાક્યથી જ શરૂ કર્યું અને એમાં મુડીવાદીઓ, કોમવાદીઓ વગેરેને ખુબ ઝાપટ્યા. તમે જાણો છો કે એ ઓરીમ તો એમના ઘર જેવી છે એટલે એમને નોકરી બાબત કે ઉપાધિ થઇ નહીં પણ શેઠે જયંતભાઇના બેએક સગાને કહીને એમને એક મહીનાની રજા આપી અને મહીનો આરામ લઇને તમે પાછા આવજો એમ જયંતભાઇને કહ્યું.

"જયંતભાઇને તો આટલું જ જોઇતું હતું. ભાષણને માટેની તૈયારી વધારે સારી રીતે થઇ શકશે એમ એમને લાગ્યું. એક સારું, નાનું ભાષણ કરવાનું હતું એમાં જયંતભાઇનું આવું પરિવર્તન થઇ ગયું છે એમ કોણ જાણે? એટલે અમે બધા તો એને માટેના કારણો શોધવામાં ગુંચાયા પણ ખરૂ કારણ અમે શોધી જ શક્યા નહીં. સભાનો દિવસ પાસે આવતો ગયો. જયંતભાઇ સવારના વહેલા ઉઠી, ચાહ પીધી ન પીધી કે ફરવા ઉપડી જાય અને ત્યાં દરિયા ઉપર દુર જઇને પ્રચંડ અને બુલંદ અવાજે ભાષણ કરે. ઘેર પાછા બારેક વાગે આવે અને ખાધું ન ખાધું ને પાછા બહાર રખડવા નીકળી પડે. ઘરમાં બેસે અને ભાષણ કરવા માંડે તો પાછી પેલા દિવસે થયેલા તેવી ફજેતી થાય એટલે બહાર રખડવાનું જ રાખતા. પોતે ભાષણ કરવાને માટે આ બધી તૈયારી કરે છે એ જાતનો ખુલાસો એમણે પહેલેથી જ શા માટે ન કર્યો એની મને આજ સુધી સમજણ પડતી નથી. જુદે જુદે ઠેકાણેથી જયંતભાઇ માટેની ફરિયાદો આવતી ગઇ. એકવાર પોલીસ જમાદારે પણ મને આવીને કહ્યું કે જયંતભાઇએ એમના બાજુ ઉપર જઇને પાંત્રીસ મીનીટ સુધી વાક્‌પ્રવાહ ચલાવ્યો હતો. સભાનો વખત લંબાયો હોત તો કદાચ અને જયંતભાઇને બહારગામ લઇ જાત અને એમને ગાંડા ગણીને એમના મગજની શાંતિને માટેના ઇલાજો એક પછી એક શરૂ કરી દેત કારણ કે પછી તો ગામના છોકરાએ પણ 'ગાંડો,' ગાંડો આવ્યો કહેવાનું શરૂ કરી દીધું હતું.

"પણ સુભાગ્યે એ સભાનો દિવસ આવી પહોંચ્યો. સભાના કાર્યકર્તાઓ મુંબાઇમાં અને અમે બધા પરામાં રહીએ અને આ બધું બનેલું પણ વીસ બાવીસ દીવસની અંદર એટલે એમને જયંતભાઇના વર્તન સંબંધી કશી ખબર પડી ન હોવી જોઇએ. સમય પહેલાં આશરે એકાદ કલાક પહેલાં જયંતભાઇ સભામાં પહોંચી ગયા હતા. એ જણ કલાક, હોલના જુદા જુદા ખુણામાં ઉભા રહીને જયંતભાઇએ બબડવા કર્યું. સમય થયો. હોલ માણસોથી ભરાઇ ગયો. પ્રમુખે પ્રમુખસ્થાન લીધું. થોડીવારમાં જયંતભાઇનો વારો આવ્યો. શિયાળાની કડકડતી ઠંડીમાં પણ જયંતભાઇના ડગલાની અંદરનું ખમીસ પરસેવાથી તરબોળ થઇ ગયું હતું. તેમનું આખું શરીર જાણે મેલેરિયાની ટાઢ ચઢી હોય તેમ ધ્રુજતું હતું. મહા મહેનતે જયંતભાઇ ખુરશીમાંથી ઉભા થયા. તેમણે બોલવાનું શરૂ કર્યું. : 'પ્રમુખ શુભાશય—ના—અરે, એટલે કે પ્રમુખ મહાશય—અ—અ—આ—મીસ્ટર પ્રેસીડંટ, લેડીઝ અને જેટલમેન—અ—આ—'

"ભારે કોલાહલ વચ્ચે જયંતભાઇ ઉભા હતા ત્યાંથી ગબડી પડયા: દાક્તરોની દોડાદોડી થઇ રહી. બે ચાર ક્ષણ પહેલાં ઓડીઅંસમાં એમ લાગતું હતું કે આ શિકાર ઠીક હાથમાં આવ્યો છે તે હવે કરૂણ વાતાવરણમાં ફેરવાઇ ગયું. કોલનવોટર, સ્મેલીંગ સોલ્ટ વગેરેની મદદથી એમને કંઇક શુદ્ધિમાં લાવવામાં આવ્યા અને પછી મોટરમાં એમને ઘેર પહોંચાડવામાં આવ્યા. ત્યાં બેચાર દિવસની બીમારી ભોગવ્યા પછી પાછા પોતે ટટાર થયા. તે પછી જે એમણે છુટક છુટક ખુલાસા જુદે જુદે સમયે અમને આપ્યા તે ઉપરથી એમના આ અનુભવનો આખો ઇતિહાસ અમે જાણી શક્યા-કલ્પી શકયા. તે પછી તરત જ મેં પ્રતિજ્ઞા લીધી કે ગમે તે થઇ જાય તો પણ મારે ભાષણ કરવાની હા પાડવી નહીં. આમ કરવામાં મારી કંઈ ભુલ થાય છે ખરી ?"

"ના, હું નથી ધારતો," મેં ઉત્તર દીધો અને મનસુખભાઇ પોતાના વિચારમાં મશગુલ થઇને હોટેલની બહાર ઝડપથી ચાલ્યા જઇને ફુટપાથ ઉપર ઉભા હતા એટલે ન છુટકે, ધરાનીતું ચડેલું બીલ ચુકવવા મેં મારી પર્સ કાઢી.

## લેખક

( પૃષ્ઠ ૪૮૨ થી ચાલુ )

વિચાર કર. તું માંદી હતી ત્યારે મને વૈદ્યને ઘેર જવા જેટલો પણ અવકાશ નહોતો રહેતો. જો દુનિયા કદર ન કરતી હોય તો ભલે ન કરે, એમાં નુકસાન દુનિયાને જ છે, મને કંઇ નુકસાન નથી. દીવાનું કામ બળવાનું છે. તેનો પ્રકાશ ફેલાયા જ કરે છે. પછી એની સામે દીવાલ આવી ઉભી પ્રકાશને રોકે તે દીવાને જોવાનું નથી. જેના આભારમાં હું ન આવ્યો હોઉં એવો મારો પણ કયો મિત્ર, પરિચિત કે સબંધી છે? એટલે સુધી કે હવે તો મને ઘરની બહાર નીકળતા પણ શરમ આવે છે. સંતોષ એટલો જ છે કે લોકો મને બદદાનત વાળો નથી માનતા. તેઓ મને વધુ મદદ કરી નથી શકતા, પણ તેમની મારા તરફ સહાનુભૂતિ જરૂર છે. પણ મારા આનન્દ માટે એટલું જ બસ છે કે આજ એક શ્રીમંત માણસે મારું સન્માન કર્યું એ અવસર તો આવ્યો."

પછી, એકાએક તેના ઉપર જાણે કે નશાની અસર આવી ગઇ: "નહીં. હું રાતને વખતે નહીં જાઉં. મારી ગરીબી હવે બેઇજ્જતીની હદ સુધી તો પહોંચી ગઇ છે. એના ઉપર હવે પરદો ઢાંકવો વ્યર્થ છે. હું હમણાં જ જઇશ. જેને રઇસ અને રાજા નિમંત્રણ મોકલે તે આદમી કાંઇ જેવો તેવો તો ન હોય. રાજા સાહેબ સાધારણ શ્રીમંત નથી, એ તો આ શહેરના જ માત્ર નહિ પણ આખા ભારતવર્ષના પ્રખ્યાત ધનાઢયોમાંના એક છે. અને છતાં મને હવે કોઇ નીચો સમજે, તો તે સમજનાર પોતે જ નીચો છે."

### ૩

સંધ્યાનો સમય હતો. પ્રવીણજી પોતાની જૂની પુરાણી અચકન, સડેલા જોડા અને ફાટેલી ટોપી પહેરીને ઘરની બહાર નીકળ્યા. બરાબર કોઇ રખડુ ખીસ્સાકાતરૂ જેવા લાગતા હતા. જરા ભભકદાર શરીર અને ચહેરા-મહોરાવાળો માણસ હોય તો આવા પોષાકમાંયે દીપી ઉઠે, પણ સાહિત્ય-સેવા અને સ્થુલ શરીર વચ્ચે વિરોધ છે. કોઇ સાહિત્ય સેવક જાડો, તાજો, બેવડી કાઠીનો માણસ હોય તો સમજી લેવું કે તેનામાં માધુર્ય નથી, માર્દવ નથી, હૃદય નથી. દીવાનું કામ બળવાનું છે. જે દીવો બળતો ન હોય તે જ ભરપૂર ભરેલો હોય છે અને આવા ઠાઠમાં યે પ્રવીણ અક્કડ રહેતો હતો. તેના અંગેઅંગમાંથી અભિમાન ટપકી રહ્યું હતું.

સામાન્ય રીતે ઘેરથી બહાર નીકળતાં પ્રવીણ દુકાનદારોની નજર ચોરાવીને ગલી કુંચીઓમાંથી પસાર થઇ જતો. પણ આજ તો ઉંચી ગરદન રાખીને તેમની સામેથી પસાર થઇ રહ્યો છે. આજ એ લોકોના તકાજાનો પોતે જડબાતોડ જવાબ દેવાને તૈયાર છે પણ સાંજનો સમય છે એટલે દરેક દુકાન ઉપર ગ્રાહકો બેઠેલા છે. કોઇ તેની સામું જોતું નથી. જે રકમ પ્રવીણ પોતાની દીન અવસ્થામાં બહુ મોટી માનતો હતો તે દુકાનદારોની નજરમાં એટલી જોખમી નહોતી લાગતી કે તેને માટે એક જાણીતા માણસને ખુલ્લી બજારે ટોકવો પડે, અને તેમાં યે આજે તો એ કોઇને મળવા જઇ રહ્યો દેખાતો હતો તેવે વખતે તો ખાસ કરીને નહિ જ.

પ્રવીણ એકવાર આખી બજારનું ચક્કર મારી આવ્યો પણ તેથી જીવ ન ધરાયો. ફરી બીજું ચક્કર લગાવ્યું, તો પણ નિષ્ફળ. પછી તો પોતે જ હાફિઝ સમદની દુકાને જઇ ઉભો. હાફિઝ હીસાબ માંડતો હતો. આ દુકાનેથી પ્રવીણ કેટલા યે વખત પહેલાં એક છત્રી લઇ ગયેલો અને આજ સુધી તેના પૈસા ચુકવી શક્યો નહોતો. પ્રવીણને જોઇને હાફિઝ બોલ્યો, "મહાશયજી, આજ સુધી છત્રીના પૈસા મળ્યા નથી. આવા જો સો પચાસ ઘરાક મળી જાય તો મારૂં તો દીવાળું નીકળી રહે. હવે તો બહુ દિવસ થયા."

પ્રવીણની છાતી ખીલી ઉઠી. દિલની મુરાદ પુરી થઇ. તેણે જવાબ આપ્યો, "હાફિઝજી, હું ભૂલી નથી ગયો. આટલા દિવસ એટલું બધું કામ રહેતું હતું કે ઘર બહાર નીકળી શકાતું નહિ. રૂપીઆ તો હજુ હાથમાં આવતા નથી પણ તમારા જેવાની આશિસથી કદર કરવા વાળાઓની તંગી નથી. બે ચાર માણસો તો કાયમ ઘેરી જ રહ્યા હોય છે. અત્યારે પણ હું રાજા સાહેબને ઘેર જ જઇ રહ્યો છું. તેમનું નોતરૂં આવ્યું છે. રોજ એવો કોઇને કોઇ પ્રસંગ આવતો જ રહે છે."

હાફિઝ સમદ આ વાતથી પ્રભાવિત થઇને બોલ્યો, "એમ! આપ રાજા સાહેબને ત્યાં જઇ રહ્યા છો? બરાબર છે. તમારા જેવા વિદ્વાનોની કદર તો શ્રીમંતો જ કરી શકે; બીજું કોણ કરે તેમ હતું? સુભાનલ્લા! તમે તો આ જમાનાનું જવાહીર છો. કોઇ તક હાથ આવી જાય તો ગરીબ લોકોને ભૂલી ન જતા. રાજા સાહેબની નજર જો આ તરફ પડી જાય તો પછી પૂછવું શું? એક આખો ચોપડો તો તેમને માટે જ રાખવો જોઇએ. વરસના અઢી ત્રણ લાખની આવક વાળા માણસ છે."

પ્રવીણને અઢી ત્રણ લાખ બહુ તુચ્છ રકમ લાગી. કેવળ બાપા જ જો જમાખર્ચ હોય તો પછી દસ-વીસ લાખ કહેવામાં શું જવાનું હતું! તેણે કહ્યું, "અઢી ત્રણ લાખ! તમે તો એમનું અપમાન કરો છો. એમની આવક દશ લાખથી તો ઓછી નથી. એક મહાશય તો વળી વીસ લાખનો અંદાજ આંકે છે! જાગીર છે, મકાનો છે, દુકાનો છે, અનામત રૂપીઆ છે, અને વળી તે બધાંથી યે વધુ તો સરકાર બહાદુરની મીઠી નજર છે."

હાફિઝ ખૂબ નમ્રતાથી કહેવા લાગ્યો, "જનાબ, આ દુકાન આપની જ સમજજો— બસ: એટલી અરજ છે. અરે, મુરાદી, જરા બે પૈસાના ફક્કડ પાન તો ભાઇ સાહેબ માટે બનાવી લાવ. આવો મહાશય. બે મિનિટ બેસો તો ખરા. કોઇ ચીજ પસંદ પડે તો બતાવું. આપની સાથે તો ઘર જેવો સંબંધ છે."

પાન ખાતાં ખાતાં પ્રવીણે જવાબ આપ્યો, "અત્યારે તો માફ કરો. ત્યાં મોડું થઇ જશે. ફરી કોઇ વાર આવી ચડીશ"

ત્યાંથી ઉઠીને પ્રવીણ એક કાપડીઆની દુકાન પાસે જઇ ઉભો. કાપડીયાનું નામ હતું મનોહરદાસ. પ્રવીણને ઉભેલો જોઇ તેણે માથું ઉચું કર્યું. બીચારો પ્રવીણના નામને જ રોઇ રહ્યો હતો; મનથી માનતો હતો કે પ્રવીણ શહેરમાં જ નથી. આજ તેને જોઇ પોતાના લેણા રૂપીઆ આપવા આવેલો સમજ્યો. અને કહ્યું, "ભાઇ પ્રવીણજી, તમારાં તો બહુ દિવસથી દર્શન પણ થતાં નથી. કેટલીયે વાર ચીઠ્ઠી મોકલી પણ સિપાઇને બીચારાને તમારા ઘરનો યે પત્તો ન લાગ્યો. મુનીમજી, જરા

"જુઓ તો, ભાઈના ખાનામાં શું લેખું નીકળે છે ?"

સામાન્ય રીતે ઉઘરાણી આપનારા પ્રવીણનો પ્રાણ સુકાઈ જતો, પણ આજે તો તેની એવી સ્થિતિ હતી કે જાણે શરીર ઉપર કોઈ કવચ પહેરી લીધું હોય જેથી કોઈ શસ્ત્રનો ઘા તેના ઉપર થઈ ન શકે. તેણે જવાબ આપ્યો, "જરા આ રાજા સાહેબને ઘેર જઈ આવું, પછી નિશ્ચિન્ત જીવે અહીં બેઠો થઈશ. અત્યારે તો ઉતાવળમાં છું."

રાજા સાહેબના ખાતામાં મનોહરદાસના હજારો રૂપીઆ લેણા નીકળતા હતા, છતાં એ રાજા સાહેબનો કંઈ ઉઘરાણો નહોતો. એમના ગણ્યા ગણ્યા પૈસા વસૂલ કરવા, તેણે મનથી પ્રવીણને શ્રીમંતોના નાણાં લૂટનારા શેઠોની પંક્તિમાં ગણી લઈને કહ્યું. "પાન તો ખાતા જાઓ, મહાશય ! રાજા સાહેબ તો એક દિવસના છે, અમે તો બારે માસ છીએ. ભાઈ સાહેબ, કંઈ કાપડની જરૂર હોય તો લઈ જજો હો. હવે તો હોળી નજીક આવે છે. પ્રસંગ મળે તો જરા રાજા સાહેબના ખજાનચીને એટલું કહી દેજો ને કે જુનો હિસાબ હવે ઘણા વખતથી ચડેલો ...છે તો એકવાર ચોખ્ખો કરી નાખે. અમારે એવો તો કંઈ મોટો નફો છે કે આખો વરસ સુધી નાણાં ખાધા વગર ચલાવી લઈએ ?"

પ્રવીણે કહ્યું, "અત્યારે તો હવે પાન ખાવા રહેવા દો ભાઈ, મોડું થઈ જશે. જ્યારે એમને મને મળવાની આટલી ઇચ્છા છે, ને મારો આટલો સત્કાર કરે છે, તો પછી તમારે પણ મારા કારણે તેમને તકલીફ ન આપવી જોઈએ. હું તો ગુણગ્રાહકોને ચ્હાનારો છું, પૈસાની મને પરવા નથી. આપણું કોઈ સન્માન કરે તો આપણે તેની ગુલામી કરીએ અને કોઈને પોતાની જાગીરદારીનો ઘમંડ હોય તો આપણને પણ તેવાની કાંઈ પરવા નથી."

૪

પ્રવીણ રાજા સાહેબના વિશાળ મહાલય પાસે પહોંચ્યો ત્યારે દીવા બળી ચૂક્યા હતા. અમીરો અને રઈસોની મોટરો ઉભી હતી. દરવાજા પર રાજા સાહેબનો દરવાન ઉભો હતો. એક સજ્જન આવનાર પરોણાઓનું સ્વાગત કરી રહ્યો હતો. પ્રવીણને જોઈને એ જરા ખચકાયો. પછી માથાથી પગ સુધી તેને નિહાળી રહીને બોલ્યો, "આપની પાસે નિમંત્રણપત્ર છે ?"

નિમંત્રણપત્ર પ્રવીણના ખીસામાં જ હતું. પણ આ ભેદભાવ ઉપર તેને ક્રોધ ઉપજ્યો. પોતાની પાસેથી જ નિમંત્રણપત્ર શા માટે માગવામાં આવે ? બીજાઓને પણ કેમ કંઈ પૂછાતું નહોતું ? તેણે કહ્યું, "ના, જી. મારી પાસે નિમંત્રણપત્ર નથી. જો બીજા મહેમાનો પાસે તમે નિમંત્રણપત્ર માગતા હો તો હું પે મારૂં બતાવું. બાકી આ ભેદ રાખશો એ મારૂં અપમાન થયું સમજું છું. આપ જરા રાજા સાહેબને કહી દેજો કે પ્રવીણજી આવ્યા હતા ને દરવાજેથી જ પાછા ચાલ્યા ગયા છે."

"નહિ, નહિ, મહાશય ! અંદર આવો. હું આપને ઓળખી ન શક્યો. બેઅદબી માફ કરશો. આપ જેવા મહાનુભાવોથી તો મિજલસની શોભા છે. ઈશ્વરે આપને એવી અદ્ભુત વાણી આપેલી છે કે તેના શા વખાણ કરવા ?"

આ સજ્જને પ્રવીણને કદિ નજરે દીઠો નહોતો. પણ તેણે ઉચ્ચારેલા શબ્દો તો દરેકોઈ

સાહિત્ય-સેવકને માટે કહી શકાય. અને આવા શબ્દોની કોઇ સાહિત્ય-સેવક ઉપેક્ષા ન જ કરી શકે એમ અમને ખાતરી છે.

અંદર પહોંચીને પ્રવીણ જુએ છે તો બગીચાની પાસેના વિશાળ અને શણગારેલા ચોકમાં વિજળીની બત્તીઓ ઝગમગાટ પ્રકાશ ફેલાવી રહી છે. વચ્ચોવચ્ચ એક હોજ છે, હોજને માથે સંગે મરમરની પરી બેઠી છે, પરીના માથામાંથી ફુવારો ઉડે છે; રંગરંગના પાણી ઉડાડતી ફુવારાની સેરો જોતાં જાણે ઇંદ્રધનુષ્ય પીગળીને ઉપરથી ટપકી રહ્યું હોય તેવો ભાસ થાય છે. હોજની ફરતી ચારે બાજુએ મેજો ગોઠવાઇ ગઇ છે. મેજ ઉપર સુંદર આચ્છાદનો અને તેના ઉપર સુવાસિત ફૂલદાનો ગોઠવાઇ રહેલાં છે.

પ્રવીણને જોતાં જ રાજા સાહેબે તેને આવકાર આપ્યો—"આવો, આવો, હમણાં જ "હંસ"માં આપનો લેખ વાંચ્યો અને હું તો ખુશ ખુશ થઇ ગયો છું. આ શહેરમાં આપના જેવું રત્ન છૂપાઇ રહેલું છે એ તો મને ખબર જ નહોતી."

પછી એકઠા થયેલા સદ્ગૃહસ્થો સાથે રાજા સાહેબ પ્રવીણની ઓળખાણ કરાવવા લાગ્યા —"આપે મહાશય પ્રવીણનું નામ તો સાંભળ્યું હશે; તે જ આ પોતે. શું એમનું માધુર્ય છે! શી શક્તિ છે, શું તેજ છે, શો ભાવ છે, શી ભાષા છે, શી સમજ છે, શો ચમત્કાર છે, શો પ્રવાહ છે! વાહ! વાહ! મારો તો આત્મા જાણે નૃત્ય કરી રહ્યો છે."

અંગ્રેજી સદ્ગમાં સદ્ગૃહસ્થ એક સદ્ગૃહસ્થ જનાવરખાનાના કોઇ પ્રાણીને નીરખતા રહ્યા હોય તેવા ભાવથી પ્રવીણ સામું જોઇ રહ્યા, અને બોલ્યા, "આપે બાઇરન, શેલી, કીટ્સ વગેરે અંગ્રેજી કવિઓનો પણ અભ્યાસ તો કર્યો જ હશે?"

મ્હોં ઉપર જરા અભિમાન આણી પ્રવીણે જવાબ આપ્યો, "જી, હા. થોડાં ઘણાં બધાનાં કાવ્યો વાંચ્યાં તો છે."

"એ મહા કવિયોની કોઇ કોઇ કૃતિઓનો આપ અનુવાદ કરો તો ભાષાની અમર સેવા કરી શકો." પ્રવીણ પોતાને બાઇરન શેલી વગેરેથી તલમાત્ર ઓછો નહોતો માનતો. એ બધા અંગ્રેજી કવિઓ હતા—તેમની ભાષા, શેલી, વિષય, વ્યંજના એ બધું અંગ્રેજોની રૂચિને અનુકૂલ હતું. તેનો અનુવાદ કરવો એ પ્રવીણને મનથી ગૌરવની વાત નહોતી—જેમ અંગ્રેજ કવિઓ પોતાની કૃતિઓનો અનુવાદ કરવામાં ગૌરવ ન માનતા એ રીતે. તેણે જવાબ આપ્યો, "આપણે ત્યાં આત્મ-દર્શનનો હજુ એટલો અભાવ નથી કે આપણે વિદેશી કવિઓ પાસેથી ભિક્ષા માગીએ. મારો તો એમ મત છે કે બીજી કોઇ વાતમાં નહિ તો આ વિષયમાં તો ભારતવર્ષ આજ પશ્ચિમને ઉલટું કંઇક શીખવી શકે તેમ છે."

આ જવાબ અસહ્ય હતો. અંગ્રેજી ભાષાના એ ભક્ત મહાશયે પ્રવીણને પામર માની લીધો.

રાજા સાહેબે પ્રવીણ તરફ નજર કરી. એ નજરમાં એવો ભાવ હતો કે પ્રવીણ જરા સ્થલ-પ્રસંગ વિચારીને બોલે તો સારૂં. અંગ્રેજી સાહિત્યની શી વાત કરવી! કવિતા સાહિત્યમાં તો એ ભાષાની સમૃદ્ધિની જોડ બીજે ક્યાંયે નથી.

અંગ્રેજી ભાષાના ભક્ત મહાશય પ્રવીણ સામું અવજ્ઞાભરી આંખે જોઈ રહ્યા. "આપણા કવિઓ તો હજુ કવિતા શબ્દનો યે અર્થ સમજતા નથી. આજ સુધી તો તેમણે વિયોગ અને શરીરવર્ણન એ બે વિષયો ઉપર જ કવિતાઓ રચ્યા કરી છે."

ઊંડા ઘાનો જવાબ પ્રવીણે ખંજરથી વાળ્યો. "મને લાગે છે કે આપે વર્તમાન કવિઓની કૃતિઓ વાંચી નહિ હોય—અથવા વાંચી હશે તો બહુ ઉપર ટપકેથી વાંચી હશે."

રાજા સાહેબે હવે પ્રવીણની જીભ બંધ કરવાનો નિશ્ચય કર્યો. "મહાશય મિ. પરાંજપે છે, પ્રવીણજી. તેઓ તમારા લેખો અંગ્રેજી પત્રોમાં છાપે છે અને તે લેખો તરફ બહુ આદરભરી નજર રાખે છે."

એમનો આશય એ હતો કે પ્રવીણે હવે વધારે બહેકવું નહિ.

પ્રવીણ સમજી ગયો. પરાંજપેની સામે પોતાને નીચા નમવું પડ્યું. વિદેશી વેશ—શણગાર અને ભાષાના આ ભક્ત જાતિ—દ્રોહી હોવા છતાં આટલું સન્માન પામે એ તેને માટે અસહ્ય વાત હતી. પણ કરે શું?

એવા જ પોશાકવાળા એક બીજા સજ્જન આવ્યા. તુરત રાજા સાહેબે તેમનું સ્વાગત કર્યું, "પધારો, ડૉક્ટર સાહેબ. તબિયત કેમ છે?"

ડૉક્ટર સાહેબે રાજા સાહેબ સાથે હાથ મેળવ્યો અને પછી જિજ્ઞાસાભરી આંખે પ્રવીણ સામું જોઈને પૂછ્યું. "આપની પિછાન?"

રાજા સાહેબે પ્રવીણની ઓળખાણ આપી. "એઓ મહાશય પ્રવીણ છે. પોતે સરસ લેખક અને કવિ છે."

ડૉક્ટર સાહેબે એક વિશિષ્ટ પ્રકારના ભારથી કહ્યું, "એમ! આપ કવિ છો?" અને પછી બીજો એક પણ શબ્દ બોલ્યા વગર ચાલતા થયા.

પછી વળી એવા જ પોશાકમાં એક બીજા મહાશય આવ્યા. એ વિખ્યાત બેરિસ્ટર હતા. તેમની સાથે પણ રાજા સાહેબે પ્રવીણની ઓળખાણ કરાવી. એમણે પણ એવા જ ભારથી કહ્યું, "એમ! આપ કવિ છો!" અને એમ કહીને આગળ ચાલતા થયા.

આ અભિનય કેટલી યે વાર ચાલુ રહ્યા કર્યો, અને દરેક વખતે પ્રવીણને એ જ શબ્દો કાને પડ્યા, "એમ! આપ કવિ છો!"

આ વાક્ય દરેક વખત પ્રવીણના હૃદય ઉપર નવો નવો આઘાત પહોંચાડ્યા કરતું હતું. એની અંદર છુપાયેલો ભાવ પ્રવીણ બરાબર સમજી શક્યો હતો. એનો સીધો-સાદો આશય આમ હતો. તમારી કલ્પનાના મિષ્ટાન્ન તમે પકાવો છો તે પકાવ્યા કરો. અહીં તમારું શું કામ છે? આવા સભ્ય સમાજમાં તમે બેવકૂફ આવો એટલી બધી તમારી હિમ્મત છે?

પ્રવીણ મનમાં ને મનમાં પોતાના ઉપર ગુસ્સે થયો. નિમંત્રણ મળતાં પોતે પોતાને ભાગ્યશાળી સમજ્યો હતો, પણ અહીં આવ્યા પછી પોતાનું જે અપમાન થઈ રહ્યું હતું તે જોતાં તો પોતાની ગરીબ ઝૂંપડી તેને માટે સ્વર્ગ જેવી સુખી લાગી. પોતે પોતાના મનને ધિક્કારવા લાગ્યો—તારા જેવા માનના લોભીને માટે આ શિક્ષા છે. તું કેટલા સન્માનને પાત્ર છે એ વિશે આજ તો આંખો ઉઘડી ને? આ સ્વાર્થમય સંસારમાં તું કોઈના કામનો નથી. વકીલ બેરિસ્ટરો તારા શા માટે આદ

કરે ? તારી મારફત કોઇ કેસ મળી જવાની તો એમને આશા નથી ! ડોક્ટરો ને હકીમો શા માટે તારો આદર કરે ? તારે ઘેર વગર ફીએ આવવાની એમની તો ઇચ્છા નથી જ ! તું લખવાને માટે સરજાયો છે...બસ, લખ્યા કર. એ સિવાય સંસારમાં તારો બીજો કોઇ ઉપયોગ નથી.

એકાએક લોકોમાં ગડબડ થઇ રહી. આજના મુખ્ય મહેમાન આવ્યા હતા. એ મહાશય હાઇકોર્ટના જજ નિમાયા હતા, અને એ પ્રસંગની ખુશાલીમાં આજનો જલસો હતો. રાજા સાહેબે ઝટ હાથ લંબાવી તેમની સાથે 'શેક હેંડ' કરી, અને પછી પ્રવીણજીની પાસે આવીને એ બોલ્યા, "આપ આપની કવિતા લખી લાવ્યા હશો."

પ્રવીણે જવાબ આપ્યો, "મેં કંઇ કવિતા લખી નથી."

"ખરેખર ! ત્યારે તો આપે ગજબ કરી નાખ્યો. અરે ભલા આદમી, હમણાં જ એકાદ કાવ્ય લખી નાખો; બે ચાર લીટીનું થઇ જવા દો. બસ. આવા પ્રસંગ ઉપર એકાદ કવિતા વાસ્તવિક રીતે બોલાવી જોઇએ."

"એટલી ઉતાવળે હું કોઇ ચીજ લખી શકતો નથી."

"ત્યારે આટલા બધા સજ્જનો સાથે મેં આપનો પરિચય કરાવ્યો તે વ્યર્થ ?"

"છેક વ્યર્થ."

"અરે, ભાઇ, કોઇ પ્રાચીન કવિની એકાદ ચીજ ગાઇ સંભળાવોને—અહીં કોણ જાણવાનું છે ?"

"નહિ, જી. માફ કરો. હું ભાટ નથી, કે કથક નથી."

આ શબ્દો બોલીને પ્રવીણે તરત ત્યાંથી ચાલતી પકડી. ઘરે પહોંચ્યો ત્યારે તેનો ચહેરો આનંદથી ખીલી રહ્યો હતો.

સુમિત્રાએ પ્રસન્ન મુખે પૂછ્યું, "આટલા વ્હેલા કેમ આવતા રહ્યા?"

"ત્યાં મારી કશી જરૂર નહોતી."

"ચાલો, ચહેરો તો આનંદમાં છે. બહુ સારો સત્કાર થયો લાગે છે."

"હા. સત્કારની તો આશા નહોતી રાખી એવો સરસ થયો."

"બહુ ખુશી થયા લાગો છો."

"તે એટલા માટે કે આજ મને કાયમ માટે એક પાઠ મળી ગયો છે. હું દીવો છું ને બળવાને માટે સરજાયો છું. આજ હું એ વાત ભૂલી ગયો હતો. ઇશ્વરે મને વધારે બ્હેંકતો અટકાવ્યો. મારી આ ઝુંપડી જ મારે માટે સ્વર્ગ છે. આજ હું એક વસ્તુ સમજી ગયો છું કે સાહિત્ય-સેવા એ પૂરી તપસ્યા છે."

* લેખકની 'હંસ' પત્રમાંની હિંદી વાર્તાનો અનુવાદ.

## કવિ રવીન્દ્રનાથ ટાગોરની પ્રતિભા

(અનુસંધાન પૃષ્ઠ ૪૬૨ થી ચાલુ)

પરંતુ એ અદ્વૈતજ્ઞાનને ભક્તિની મંજુલતા અર્પીને, આખા વિશ્વને ભક્તિરસથી તરબોળ—નીતરતું—આલેખીને, કવિ રવીન્દ્રનાથે નવી જ કાવ્યસમૃદ્ધિ સરજી છે.

પાશ્ચાત્ય પ્રકૃતિવર્ણનોને માનવજીવનના અર્પણની અનિવાર્ય અપેક્ષા નથી; પૂર્વના પ્રકૃતિ ઉલ્લેખનો માનવની લીલાભૂમિ તરીકે ગૌણરૂપે કરાયા છે. એથી તદ્દન વિલક્ષણ, નવીન અને અનન્ય વિચારસરણિ વડે કવિ રવિન્દ્રનાથે પોતાની કવિતાના વિષયમાં પ્રકૃતિ, માનવહૃદય, ભક્તિ, અને જ્ઞાન એ તત્ત્વોનો—ગૌણપ્રધાનભાવે નહિ પણ સમાનભાવે—અદ્ભુત સમન્વય સાધ્યો છે. આથી મૂળનું વિષયગત મૂલતત્ત્વ એક દૃષ્ટિએ ગૂઢતર બને છે, તો અન્ય દૃષ્ટિએ સહૃદય ને અધિકતર આનંદપ્રદ નીવડે છે.

એ કાવ્યોમાં યોજાયેલા અનેક રૂપકોમાંના કેટલાંક રૂપકો, એ કાવ્યમાં રહેલું મૂલતત્ત્વ, સર્વના અવલમ્બનરૂપ રહેલો અદ્વૈતવાદ—આ તત્ત્વો માટે કવિ ભારતવર્ષની પ્રાચીન પરિપાટીના ઋણી છે. ઉગ્ર ભક્તિભાવ અને ભક્તિમય કાવ્યશૈલી માટે એઓ હિન્દુસ્તાનના કબીરાદિ સંતોના તથા બાવાઓના ઋણી છે. પરંતુ એમની કવિદૃષ્ટિએ એમના અનુભવમાં કલ્પનાના રંગો પૂર્યા છે—એમના મનમાં અનેકવિધ પ્રતિબિમ્બોની છાપ પાડી છે, અને વિવિધ પ્રતિબિમ્બોનો ચમત્કૃતિજનક સંવાદી મેળ સાધ્યો છે એ એમની નૈસર્ગિક પ્રતિભાની વિશિષ્ટતા દર્શાવે છે. તેમ વળી, એક નાના કાવ્યની સંકુચિત મર્યાદામાં રહીને પુરુષ—પ્રકૃતિ, જ્ઞાન ભક્તિ એ તત્ત્વોનો અપૂર્વ સમન્વય સાધ્યો છે—ના સમન્વય સાધ્યો છે એટલું જ નહિ પણ શતદલ કમલની પાંખડીઓની પેઠે એક પાછળ બીજું એમ એ તત્ત્વો એમના કાવ્યોમાં ડોકિયાં કરે છે—એ કવિશ્રીના અધ્યાત્મજીવનનો અનન્ય સામાન્ય પ્રભાવ છે. એમની કવિતાનું આ સર્વગ્રાહિત્વ એમની કલ્પનાની મદદથી કહીએ તો—પ્રભુના એક અલ્પ સ્તુતિગાનમાં સકલ થતી, એકરૂપ બનતી, વિશાળતા તજીને સૂક્ષ્મભાવ પામતી, સૃષ્ટિનું જ પ્રતિયોગી છે—

“ પ્રભુના સાન્નિધ્યમાં પૃથ્વી વિશાલતાનું અવગુંઠન દૂર કરે છે,

અને એક ગીત જેટલી, અનન્તતાના એક ચુમ્બન જેટલી, અલ્પ બને છે. ”

# કલા વિષે કવિવર ટાગોર

( પૃષ્ઠ ૪૬૪ થી ચાલુ )

રહી છે, તે વાત સમજવાની શક્તિ પણ તેઓ ગુમાવી બેઠા છે. કેટલાક સમયથી યુરોપીય ચિત્રકલાની નકલ કરવાનું છોડીને આપણા દેશના કેટલાક ચિત્રકારો ભારતીય ચિત્રકલાનું અનુસરણ કરવામાં પ્રવૃત્ત થયા છે એ સન્તોષની વાત છે.

હવે જરા સંગીતની દુર્ગતિ ઉપર વિચાર કરી લઇએ. 'કોન્સર્ટ'ના નામ ઉપર જે પ્રવૃત્તિ થઇ રહી છે, જેને આપણે, મહોલ્લે મહોલ્લે સંગીતનું રૂપ આપીએ છીએ, એનાથી વધારે જંગલીપણું કોઇ બીજું હશે ખરું ? એમાં ભારતીય સંગીતનો પ્રાણ નથી, એટલું જ નહિ પણ જો એ યુરોપીય સંગીતની નકલ છે એમ કહેવા જઇએ તો ય તે એક અત્યંત અન્યાયપૂર્ણ માનહાનિ (Libel) ની વાત થશે. આપણે લગ્ન, તથા સરઘસોમાં બેન્ડની સાથે કે શરણાઇના સર સાથે સંગીતની રમઝટ ફેલાવી ઉત્સવનું રૂપ આપીએ છીએ; તે ઉપરથી શું એમ કહી શકીશું ખરા કે સંગીતકલા પ્રત્યે આપણી સહાનુભૂતિ છે ?

દેશની જાગૃતિની ચર્ચા આપણે હમેશા કર્યા કરીએ છીએ; અને આપણે એમ સમજીએ છીએ કે એ જાગૃતિ માત્ર રાજનૈતિક આન્દોલનની સભાઓ દ્વારા જ થઇ શકે છે; એટલે કે માત્ર અભાવના ક્રન્દનથી, દરિદ્રતાની પ્રાર્થનાથી થઇ શકે છે. આપણી નસેનસમાં ભરેલી દરિદ્રતાને લીધે આપણે એ ભૂલી ગયા છીએ કે જ્યાં દેશની પોતાની સંપત્તિ બંદીવાસ પામી રહી છે, ત્યાં દેશનું પોતાનું ગૌરવ પણ પડ્યું પડ્યું ઉંઘી રહે છે. એ સંપત્તિ જ્યારે જ્યારે મુક્ત થઇને આપણી સમક્ષ આવશે, ત્યારે ત્યારે આપણું ગૌરવ પણ એટલું જ જાગ્રત થશે. આપણી નવીન જાગૃતિનો ઉત્સવ વિલાયતી વાજીંત્રોથી કે અસ્તવ્યસ્ત દેશી સંગીતથી નથી થઇ શકવાનો. જરા વિચાર તો કરો કે આપણે એ આપણા દેશની લજ્જાવતી લક્ષ્મીને પુનઃ આહ્વાહન કરવાને સમયે મન્દિરના દ્વાર ઉપર રેખાંકન કરવું હશે, તો તેની ડીઝાઇન શું આપણે જર્મનીથી મંગાવીશું ?"

જ સ્પષ્ટ ભાષામાં વ્યક્ત કર્યો છે. જલીયાંવાળા બાગ વખતે દેશભરમાં માર્શલ લૉનું મોજું ફરી વળ્યું ત્યારે તેમણે વાયસરોય પર લખેલો કાગળ આજ પણ તેમની સ્વદેશ પ્રત્યેની મમતા બતાવી આપે છે. તે વખતે પોતે ગાંધીજીએ શરૂ કરેલા અસહકારમાં સંમત ન હોવા છતાં સરકારે નવાજેલો "સર"નો ખિતાબ તેમણે ઉપરોક્ત કાગળ સાથે જ પાછો વાળ્યો હતો. તેજ પ્રમાણે ચિતાગોંગ, ઢાકા અને હિજલીમાં આજે સરકાર જે વર્તન બતાવી રહી છે, તેની સામે વિરોધ દર્શાવનારો પત્ર પણ હજી તાજો જ છે. આ પ્રમાણે જ્યારે પણ તેમની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાની અને મતની હિન્દીઓને જરૂર પડે છે ત્યારે તેઓ માગ્યા વિના પોતાની ફરજ સમજીને જ તે વ્યકત કરે છે. આ ઉપરાંત પણ કવિશ્રીએ રશિયાથી લખેલા પત્રોનો ગુજરાતીમાં જે અનુવાદ પ્રગટ થયો છે તે વાંચનારને પણ ખાત્રી થશે કે આંતરરાષ્ટ્રીય માન્યતાઓ છતાં પણ કવિશ્રી પોતાની જન્મભૂમીને જગતનાં દેશોમાં યોગ્ય સ્થાન લેતી જોવા કેટલી ઉગ્ર ઇચ્છા રાખે છે!

એ આજે બની શકે તેમ નથી. દુનિયાના કોઇ પણ દેશમાં બનેલા બનાવની આજે આખી દુનિયા ઉપર અસર થાય છે. વિદ્યાને ભૌગોલીક સીમા લગભગ નષ્ટ કરી છે. એટલે એ રીતે રાષ્ટ્રવાદમાં આપણે સુધારો તો કરવો જ જોઇએ. છતાં પણ એટલું તો સ્પષ્ટ છે કે શરીરનું એક પણ અવયવ થોડા વખત માટે પણ નિરૂપયોગી થઇ ગયું હોય તો તેનો સત્વર ઉપાય કરવો પડે છે, નહિતર તેથી આખા શરીરને વાંધો આવે છે. તેજ પ્રમાણે પૃથ્વી ઉપરના કોઇપણ દેશમાં સડો હશે તો તેટલા પ્રમાણમાં જગતને ધક્કો પહોંચવાનો જ. સડો દૂર ન થાય અને તે દેશ પણ ઇતર દેશો સાથે જગતની સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપવા જેટલો સમર્થ ન થાય ત્યાં સુધી તે દેશને સતેજ બનાવવા મહેનત કરવી જ જોઇએ. કવિશ્રીનો આંતરરાષ્ટ્રીય વાદ આમાં હરકત નથી જોતો. એ તેમના " Day is come. But where is India " નામના કાવ્ય ઉપરથી જણાય છે. ભારતવર્ષને પોતાની સંસ્કૃતિ જગતના કલ્યાણ અર્થે ધરવાની છે.

જો કોઇ છોકરી ઉપર અસર થઇ શકતી હોય તો તે છોકરીના જેવું કમભાગી કોઇ નહીં. એ તો દરેક પથ્થરને દેવ કરી પુજશે, પણ દરેક પથ્થર દેવની માફક એની મનોવાંચ્છના પૂર્ણ નહીં કરે ! હશે, પણ જવા દે; હું સ્ત્રી અને પુરૂષના આકર્ષણની ચર્ચા કરવા નથી આવ્યો, પરંતુ એક બીજા કારણસર આવ્યો છું."

"શા ?"

"તું મને ભલે હસી કાઢે, પરંતુ મને આ છોકરીના ભવિષ્ય માટે ઘણું લાગે છે. જ્યારે એના રૂપમાં કરચલીઓના ડાઘા પડશે, એના મનમાં નવનવા અનુભવ પ્રવાહની ઉણપને લીધે લીલ બાઝશે, ત્યારે તેની શી દશા થશે, તે વિચારતાં મને દુઃખ થાય છે !"

"તો તું એને કાગળ લખી નાંખ !"

"ના, કાગળ વાંચીને તો તે હસશે અને પછી તેની કટકીઓ કરી હવામાં ઉડાડશે !"

"ત્યારે ?"

"મારો આવો વિચાર છે. તું જાણીતો લેખક છે, એટલે માલતી જેવું પાત્ર બનાવી, એને યુવાની વહી જતાં કેવાં દુઃખો પડે છે, તેનો ચિતાર આપ. હું એ વાર્તા એના હાથમાં મોકલવાની ગોઠવણ કરીશ, અને હું માનું છું કે એ પોતાની મૂર્ખાઇ સમજી, વધારે છોકરાઓના હૃદય ભાંગવાનું કામ નહીં કરે."

"અને મેં વાંધો નથી, પરંતુ એનાથી તું ધારે છે, તેટલી અસર નહીં થાય !"

"પ્રયત્ન તો કર !"

"સારૂં. બીજું કંઈ કામ ?"

"નહીં, કંઈ નહીં. સાહેબજી.." બે મિત્રો છૂટા પડ્યા.

:: ૩ ::

"બીચારી માલતી મરી ગઇ !" ઉષાએ નીસાસો નાંખ્યો.

"કોણ માલતી ? તારી પેલી બેનપણી ?" સુરેન્દ્રએ પૂછ્યું.

"હા !" ઉષાની આંખમાં આંસુ આવ્યાં.

"મેં નહોતું ધાર્યું કે આવું પરિણામ આવશે !" સુરેન્દ્રએ કહ્યું.

કોલેજના ચાર વર્ષો કોલેજીઅનને મન એક પળમાં વહી જાય છે. કોલેજની રમત ગમતો, સોશીઅલ ગેધરીંગો અને પરીક્ષાઓ સીનેમાની ફીલ્મ માફક એક પછી એક ઝડપથી આવે છે, અને ચાલી જાય છે. અને છેવટે જ્યારે વિદ્યાપીઠમાંથી વિદ્યાર્થી બહાર નીકળે છે, ત્યારે ચાર વર્ષના આનંદ અને એકાદ ડીગ્રી એટલું જ લઇને તે બહાર આવે છે. કોઇક જ ભાગ્યશાળી, કોલેજમાં પ્રણય જીવન અનુભવી સ્નાતક થતાં પરિણીત જીવનમાં પ્રવેશ કરે છે, અને જીવનસાગરમાં કોઇ સુમાન કોઇના સન્મિત્ર સાથે ઝોલાં ખાય છે. ઉષા તેમાંની એક હતી. સ્નાતક થતાં તે સુરેન્દ્ર સાથે પરણી હતી, અને સુખમાં પોતાનું જીવન વ્યતીત કરતી હતી.

"ઉષા, માલતીના મરણની વાત સાંભળતાં બે વર્ષ પર લખેલી મારી વાર્તા યાદ આવે છે." સુરેન્દ્રે આગળ કહ્યું.

"કઇ વાર્તા ?"

"આ યૌવનની ઓટ."

"તેમાં માલતી શાની યાદ આવી ?" ઉષાએ પુછ્યું.

"એ બહુ લાંબી વાત છે. પછી કહીશ."

"એમાં તે કેવી લાંબી વાત છે? હમણાં કહોને!"

"તો સાંભળ. બે વર્ષ પહેલાં જ્યારે માલતી જુનીયર બી. એ. માં હતી, ત્યારે એનું નામ પ્રથમ સાંભળ્યું, અથવા તો, મેં એનું નામ સાંભળ્યું હતું પરંતુ એના કેટલાક વર્તન વિષે મને ખબર પડી."

"એના વર્તન વિષે?" સુરેન્દ્રના સામે જોતાં કહ્યું.

"ખરાબ નહીં, પરંતુ આપણા હીંદુસ્તાનના ગીતગીતાળો જોતાં તે વર્તન અજુગતું—અજુગતું, એ નહીં, પરંતુ આપણા સમાજની પ્રણાલિકા સામે બંડ ઉઠાવતું, બહુ જોર વર્તન. આપણા એકલા સમાજની સામે નહીં, પરંતુ ધર્મવિરુદ્ધ, આખી માનવજાતિ વિરુદ્ધ, જગતમાં જે કંઈ શુદ્ધ, નિર્મળ, પવિત્ર અને ન્યાયી છે, તેની વિરુદ્ધ એ વર્તન હતું."

"હા!"

"કદાચ તને એ ખબર હશે. મને મળેલી ખબર મુજબ એણે કેટલાય યુવાનોના હૃદયના જાણી જોઈને ફુરનાવી ચુરેચુરા કર્યાં હતાં. મને મારા એક મિત્રે તે વાત કહી, અને તેના પરથી મેં આ વાર્તા લખી. માલતી જેવી એક છોકરી, પોતાના યૌવનની ભરતી પૂર્ણ થતાં, સમુદ્રનાં મોજાં જેમ કીનારાના પથરા અને તણખલાંની મદદથી ઓટના સકંજામાંથી છૂટવા જેમ નિષ્ફળ પ્રયત્ન કરે, તેમ પ્રયત્ન કરે છે, અને જીવન વેડફી નાખે છે. અને એની રહી આખું જીવન નિરસ ગુજારે છે! રમેશે ધાર્યું હતું કે આ વાર્તા તેના મન ઉપર—"

"રમેશ? રમેશ કોણ?" ઉષાએ એકાએક પૂછ્યું.

"જે મિત્રે મને માલતી વિષે વાત કરી હતી તે."

"એનું આખું નામ રમેશ વકીલ?"

"હા. કેમ?"

"કંઈ નહીં. તમે તમારી વાત પૂરી કરો પછી હું કહીશ." ઉષાએ કહ્યું.

"પછી તો કંઈ નહીં. રમેશના કહેવા પ્રમાણે તો વાર્તાએ માલતી ઉપર કંઈ અસર ન કરી. તેણે રમેશને ફસાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ રમેશ તો Cynic છે. પ્રેમમાં અને સુરતિના પ્રેમમાં માનતો જ નથી. તે કદિ ફસાય? અને પછી તો મને ખબર નથી. આપણે પરણ્યાં, અને રમેશ પણ વરસેક દિવસથી મળ્યો નથી!" સુરેન્દ્રે વાત પૂરી કરી.

ઉષાની આંખો એકાએક આંસુથી ભરાઈ ગઈ, અને જોતજોતામાં તો તેને ડૂસકાં આવવા માંડ્યાં. "કેમ ઉષા, શું થયું? આટલી રડે છે શાની?" સુરેન્દ્ર ગભરાયો.

"માલતીના મૃત્યુની કારણરૂપ હું જ છું!" સજળ નેત્રે, ડૂસકાંથી અસ્પષ્ટ થતા સ્વરે તેણે જવાબ આપ્યો. "મેં જ એને મારી નાખી! એના ખુનનું પાપ મારે શીરે છે!"

આથી વધારે તે બોલી ન શકી. રૂદનથી તેના સ્વરનો અવરોધ થયો. સુરેન્દ્રે તેને રડવા દીધી, તેનું મન ખાલી કરવા દીધું.

"સુરેન!" શાંત થતાં ઉષાએ કહ્યું. "મેં જ માલતીને ઉંધે રસ્તે ચઢાવી, અને આખરે તે બીચારી તે ખુનનો ભોગ થઈ.

અને હું અહીં સુખી છું. મેં જ એને કોલેજમાં યૌવનમત્ત થઇ ફરવા કહેલું, મેં જ એને રમેશને હંફાવવા ઉશ્કેરેલી, અને વધુ પરિચય થતાં, તે રમેશને ફસાવવા જતાં પોતે જ ફસાઇ પડી. છેવટની ઘડી સુધી તેણે રમેશને યાદ કર્યો કર્યો હતો. મેં રમેશને હૃદય વગરનો માન્યો હતો, પરંતુ તમારી વાત સાંભળ્યા પછી મને લાગે છે કે એમાં રમેશનો વાંક હતો જ નહીં. રમેશ તો માલતીની પોતાની વાતોથી એમ જ ધારતો હશે કે માલતી તેની દરકાર નથી કરતી—ફક્ત તેના હૃદયદુર્ગને જીતવા અને તેને રૂંદી નાંખવા જાળ ગોઠવે–છે! અને માલતી મરી ગઇ, તેનું કારણ તેના યૌવનની ઓટ થઇ તેથી નહીં, પરંતુ તમે અને રમેશ બંનેએ ભુલ કરી કે સ્ત્રીના યૌવનની ઓટ ઉમર વધ્યે કદિ આવતી જ નથી. અનુભવથી તેનું હૃદય પુરુષહૃદયની માફક રીઢું થતું જ નથી. એ હૃદયના મોજાં તો સંપૂર્ણ ભરતી આણે એવા ચંદ્રના ઉદય માટે તલસ્યા જ કરે છે. જો ચંદ્ર ઊગે તો તે ભરતી હંમેશ રહે. ને જો ચંદ્ર તેની દરકાર ન કરે, તો ભરતી આવે નહીં અને પછી ઓટ શાની? પરાવલંબીત હૃદયના વિકાસ અને અવરોધ માટે તમે સૌ જ જોખમદાર છો." ઉષાએ મોઢામાં જેમ આવે તેમ કહી નાંખ્યું, અને થાકી ત્યારે ચુપ થઇ.

સુરેન્દ્રે—સ્ત્રીપુરુષની મનોદશાને સફળ રીતે ચીતરનાર તરીકે જાણીતા થયેલા નવલકથાકારે—ઉષાના આ શબ્દો મૂઢની માફક સાંભળ્યા કર્યા.



ને લોકલીઝોરીના ઉંડામાં ઉંડા તલ સુધી પહોંચી ગયો છે, એ નિઃસંશય છે.

લોકોએ પોતાના ખર્ચ ઉપર સખ્ત કાપ મુક્યો છે. નાટક કંપનીઓએ દેવાળાં કાઢ્યાં છે; સિનેમાના ભાવ ગગડી ગયા છે; મોટી મોટી વહેપારી કંપનીઓને પોતાના વાર્ષિક 'સેલ'ની સંખ્યામાં વધારો કરવો પડયો છે; મેં મારે ખર્ચે ચહા પીવા જવાનું કમી કર્યું છે; એ સૌ આ કાપના આડકતરા કે સીધા પરિણામરૂપ છે.

સામાન્ય રીતે લોકનો અવાજ સરકારને સંભળાતો નથી. ક્વચિત્ સંભળાય છે તો તે વિકૃતરૂપે. લોકોનો આર્તનાદ એને આનંદના આલાપ જેવો સંભળાય છે; લોકોની ઉત્કંઠાભરી માંગણી એને સંતોષના સ્વાભાવિક ઉદ્દગાર જેવી સંભળાય છે; લોકોનો વિરોધનો પોકાર એને સંમતિના સૂચન જેવો સંભળાય છે, અને આમ થાય એ સ્વાભાવિક છે; કારણ કે સરકાર સામાન્યતઃ કાને જરા બહેરી હોય છે ને લોકો પ્રાયશઃ નિર્બળ અવાજના હોય છે.

મારે એક વખત એક જાણીતા સર્જનને અમુક કામને અંગે મળવા જવાનું હતું. એ સદ્‌ગૃહસ્થની બીજી બધી ઇંદ્રિયો કરતાં કાન કૈંક ઓછું કાર્ય કરે છે એ વાતની મને ખબર નહોતી. તે દિવસે હવામાં શરદી હતી. ગળે પડવાની ટેવ બીજાં બધાં કરતાં શરદીને વધારે હોય છે એ જાણીતું છે, અને તેમાંએ મારા કંઠ માટે શરદીને અસલથી પક્ષપાત છે. એટલે તે દિવસે ગળામાં શરદી ને મગજમાં ગરમી-કંઠ બેઠેલો ને મગજ તપેલું એવી કૈંક મારી સ્થિતિ હતી. હું એ સદ્‌ગૃહસ્થને મળ્યો ત્યારે મારો અવાજ ઠેઠ ઉંડો ઉતરી ગએલો હતો; અને શરદીને લીધે એમના કાન વધારે અશક્ત બન્યા હતા. અમારા વચ્ચે શો સંવાદ થયો તે પુરેપુરો યાદ નથી, પણ કૈંક નીચે પ્રમાણે હતો :

મને આવકાર આપતાં એ સદ્‌ગૃહસ્થ બોલ્યા : "ઓહો! આજ કૈં આ તરફ? કેમ તબિયત તો સારી છે ને?"

"આપનું જરા કામ હતું. તબિયત નરમાં છે, જરા શરદી થઇ છે બાકી બીજી બધી રીતે કુશળ છું."

"મને શરદી થઇ છે એમ તમને કોણે કહ્યું? એ તો જરા નહીં જેવા સળેખમ ને ઉધરસ થયાં છે. તમારે જોવા આવવાની—અહીં સુધી આવવાની—તસ્દી લેવા જેવું કૈં નથી."

મને લાગ્યું કે એમના સમજવામાં કૈં ભૂલ થઇ છે, પણ તે સુધારવાનો પ્રયત્ન ન કરતાં મેં કહ્યું, "હવે કેમ છે? દવા બવા તો કરો છો ને?"

"હા, અહીંની હવા જરા એવી છે ખરી, પણ હવાફેર જવાનું હજી નક્કી કર્યું નથી. એ તો ઠીક, પણ ચહા બહા લેશો ને?"

"ચહાની બનતાં સુધી હું ના નથી કહેતો ને આ શરદીમાં તો ચહા ઠીક પડશે."

"બનતાં સુધી તમે ચહા નથી પીતા તે ઘણું સારું, પણ ચહા શરદી કરે એમ તમને કોણે કહ્યું? વારુ, કૉફી લેશો?"

"કૉફીનો પણ અત્યારે વાંધો નથી."

"કૉફીનો ડાક્ટર વાંધો લે છે? ઠીક ત્યારે. કોકો?"

મોઢેથી બોલીશ તો ચહા ને કૉફીની પેઠે કોકોએ ગુમાવીશ એમ લાગવાથી મેં ડોકા વડે હા કહી, ને આખરે અમારે માટે કોકો મુકાયો.

"આ ઘર તમને ફાવે છે કે નહીં?" મેં પૂછ્યું. "વર? સુશીલાના (એમની પુત્રી) માટે વર હજી શોધ્યો નથી. હજી નાની છે. શી ઉતાવળ?" આમ પ્રમાણે ઘરને બદલે હવા ને ઘરને બદલે વર સાંભળનાર સાથે શી વાત થાય? જે કામની વાત કરવા હું આવ્યો હતો તે વાણી દ્વારા કરવી અશક્ય છે એમ મને લાગ્યું, અને તેથી પત્ર લખી એ વાત એમને જણાવવા એવો નિશ્ચય કરી થોડી ઘણી આડીઅવળી વાત,—આવજાવ, ઉપર પ્રમાણે જ—કરીને મેં આખરે કહ્યું. "હવે રજા લઉં?" "અરે! મારા મહેરબાન! એમ શું બોલો છો? તમે આવ્યા તેમાં મને સજા થઈ! ઉલટો આનન્દ થયો. આપણી વાત સાંભળનારા ને સાંભળી લોકો સમજનારા છે કેટલા?" "બહુ ઓછા" હું જવાબમાં બોલ્યો ને મુંગે મોંએ એમની રજા લઈ ચાલતો થયો.

'મારી સાસુએ એમ કહ્યું કે કોઠામાં દીવો મેલ, મેં ભોળીએ એમ જાણ્યું કે સોડમાં દીવો મેલ' એ જાણીતા લોકગીતમાંનાં સાસુ-વહુ પણ આજ પ્રમાણે એક નિર્બળ કાનની અને બીજી બહેરી હશે.

બીજી બધી બાબતમાં સરકારની ને પ્રજાની સ્થિતિ ઉપર્યુક્ત સદ્‌ગૃહસ્થ ને મારા જેવી અથવા લોકગીતમાંનાં સાસુ-વહુ જેવી થાય છે; પરંતુ કરકસર કરવાની બાબતમાં સરકાર અને પ્રજા વચ્ચે ઐકમત્ય છે.

પ્રજાની પેઠે સરકારે પણ કરકસરની નીતિ શરૂ કરી દીધી છે. આવક વધારવી ને ખર્ચ ઓછો કરવો એ મહાસિદ્ધાન્તનો અમલ કરવાની એણે તૈયારી કરી છે. નવા કર નંખાયા તે પહેલાં મને ચિન્તા થતી હતી કે હવે સરકાર શી રીતે પોતાની આવકમાં વધારો કરી શકશે. મારી આવક વધારવાના અનેક નિષ્ફળ પ્રયત્નોના અનુભવે કોઈ પણ પોતાની આવક વધારી શકે એ વિષે મને હમેશ સન્દેહ રહેતો. 'કર નાખીને સરકાર આવક વધારશે' મારા એક મિત્રે મને કહ્યું. 'હવે કર શેના પર નાખશે?' મેં પૂછ્યું. "પેલા રાજાની વાત ખબર નથી? બધી વસ્તુ ઉપર કર નાખ્યા પછી કંઈ રહ્યું નહીં, ત્યારે એણે ચાલતા લોકો પાસેથી પૈસા લેવા માંડ્યા. 'હાથ હિલાનેકા પૈસા દો' કહી ચાલતો માણસ હાથ હલાવે તેના પણ એણે પૈસા ઉઘરાવવા માંડ્યા." ચાલતા ચાલતા હાથ હલાવવા એ સ્વાભાવિક છે. આ એને એક જાતની મોજ ગણી શકાય, અને વાર્ષિક હજાર રૂપીઆની આવક ઉપર આવક-વેરો નાખનારી સરકારે ચાલતી વેળા હાથ હલાવવાની ક્રિયા પર લક્ઝરી-ટેક્ષ લાગુ નથી પાડ્યો. તે હું ધારું છું. કે એણે ઉપર્યુક્ત રાજાની વાત સાંભળી નહીં હોય તેમાં જ હશે.

ખર્ચ ઘટાડવાની બાબતમાં કેટલાક લોકો સરકારે લીધેલા પગલાં વિષે ટીકા કરે છે: ખર્ચ ક્યાં ને શી રીતે કમી કરવો તે માટે કમીટી નીમી પહેલો પુષ્કળ ખર્ચ કર્યો. પછી ૫૦-૧૦૦ સુધીના કારકુનો કમી કરી ૨૦૦૦ ના પગારદારોની કેટલીક સ્થળે નિમણૂંક કરી. સરકારનો ખર્ચ કમી થઈ શકે ત્યાં ન કરતાં ઉલટો વધાર્યો. ઇત્યાદિ. ઇત્યાદિ પણ કરકસરનો વિષય જ એવો છે કે એમાં ભલભલા ભૂલ ખાઈ જાય. હું પોતે પણ એક વાર એમાં સજ્જડ ગુંચવાયો હતો તો બિચારી સરકારનું તો ગજું જ શું!

કરકસરનું મોજું એક વેળા ફરતું ફરતું અમારી ઑફિસમાં આવી ગયું જે મારા પગારને સ્પર્શી ગયું. આથી મારે ખર્ચમાં કાપકુપ કરવાનો વખત આવ્યો. મેં ઘરના માણસોની મંડળી સમક્ષ આ બાબત મુકી. મારા ભાઈએ કહ્યું, 'તમે ઑફિસે જવા આવવાનું ટ્રામને બદલે ચાલતા રાખો તો દર મહીને રૂા. ૩–૮ નો બચાવ થાય.' મારાં ધર્મપત્નીએ સૂચના કરી, 'તમે વાળ હજામ પાસે કપાવો છો તેને બદલે હાથે જ કાપવાનું રાખો તો?' ચહાનો ત્યાગ કરનારા મારા એક મિત્રે મને ચહા છોડી દેવાનું સૂચવ્યું. એક બીજા મિત્રે કપડાંનો ખર્ચ કમી કરવાનું ને બને તો એક જ ધોતિયે વરસ ખેંચી કાઢવાનું તથા રાતે ટુવાલ પહેરીને સુવાનું સૂચવ્યું!

આ બધી સૂચનાઓનો એકસામટો અમલ કરવો અઘરો લાગ્યાથી મેં દરેકનો–ટુવાલ પહેરીને સુવા શીવાયની દરેક સૂચનાનો–વારા ફરતી અમલ કરી જોવા ધાર્યું. પહેલાં ઑફિસ ચાલતા જવા આવવાનું શરુ કર્યું. એકએક દિવસ તો ઠીક ચાલ્યું. પણ પછી રસ્તે ચાલતા ચહાની સુવાસથી મઘમઘી રહેતાં રેસ્ટોરાંઓને વટાવી જતાં મારું હૃદય ઝાલ્યું ન રહેતું. એકાદ બે રેસ્ટોરાંઓ સામું નજર પણ નાખ્યા વગર હું ચાલ્યો જતો; પણ મુંબાઈમાં કૈં એત્રણ જ રેસ્ટોરાં છે? ત્રીજાચોથા આગળ જરા અંદર નજર કરી ચાલ્યો જતો પણ છઠ્ઠે કે સાતમે રેસ્ટોરે, સાતમે કોઠે અભિમન્યુનું થયું તેમ, મારું પતન થતું. દરરોજ આનો બચાવું છું તો એક દહાડો ચહા પાછળ આનો ખર્ચું તેમાં ખોટું નહીં એમ ધારી મેં ચહા પીવાની શરુઆત કરી. થોડા દિવસ પછી થયું કે દરરોજનો આનો નહીં, પણ જવા આવવાના મળી બેઆના બચાવું છું - એટલે કોઈક કોઈક દહાડો સાંજનું વર્તમાનપત્ર પણ ખરીદ કરું તો શું ખોટું! આ ઉપરાંત રસ્તે એકદમ પડતર ભાવે મળી જતી વસ્તુઓ જોઈને તે ખરીદ કરી લેવાનું મન થતું, અને કોઈક વિરલ પ્રસંગે મન પર કાબુ રાખી શકાતો, પણ ઘણી વાર તો એવી વસ્તુઓ ખરીદ કરવી જ પડતી. આમ માસિક સાડાત્રણ રુપીઆનો બચાવ કરી મેં દશ રુપીઆનો ખર્ચ વધાર્યો!

અંતે આ પાણીએ વાલ નહીં ચડે એમ ધારી ચાલતા જવાઆવવાની યોજના પડતી મુકી, એક વાર ચહા ઓછી કરવાનો પ્રયોગ અજમાવ્યો. ચહાનો પ્રયોગ તો બહુ કઠિન પડ્યો. ચહાને વખતે ચહા ન મળે ત્યારે શું થાય છે એ હું કેમ કરી વર્ણવી શકું? ઘણી વાર મગજ અકળાઈ જાય છે ત્યારે ખાલી હવાને પેટ ભરીને ગાળ દીધાથી સંતોષ થાય છે એ મારા અનુભવની વાત છે. પણ ચહા ન મળે ત્યારે તો ગમે તેટલી ગાળ દીધે, પણ સન્તોષ નથી થતો. આમ છતાં થોડા દિવસ મેં ચહા વગર ચલાવ્યું. પછી ચહાને બદલે કૉફી લેવા માંડી અને જ્યારે ચહા કરતાં કૉફી મોંઘી છે એમ માલમ પડવાથી પાછી ચહા શરુ કરી.

સામાન્ય રીતે હું ખોરાક ઓછો જ લઉં છું, છતાં ખોરાકમાં એ કેક ઘટાડો કરવાનો અખતરો મેં કર્યો. ભાડા, પાપડી, પરવળ વગેરે શાકનો મોહ છોડી માત્ર મળા ને બાજરી ચલાવી જોયું, બે વાર ખાવાનું તજી નિયમ સુધરશે ધારી એક વાર ખાવાનું રાખ્યું. પણ